# નવજીવન

सा विद्या या विमुक्तये



તંત્રી
મગનભાઈ પ્રભુદાસ દેસાઈ

ર્ષ ૧૭ અંક ૨

બ્રુઆરી નવજીવન, અમદાવાદ ૧૯૫૮

# નવજીવન

ફેબ્રુઆરી, ૧૯૫૮

વર્ષ ૧૭ અંક ૨


## અનુક્રમણિકા



## સૂચના

આ માસિક દર મહિનાની પંદરમી તારીખે બહાર પડશે.

એક અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહકનંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં ટપાલખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતિ છે.

સરનામાનો ફેરફાર અમને તુરત જણાવશો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકને પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતિ છે.

ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની શાખાઓમાં અમદાવાદ (કલ્યાણ ભુવન, રિલીફરોડ); મુંબઈ (૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ); સુરત (કણપીઠ બજાર); રાજકોટ (લાખાજીરાજ રોડ); નવી દિલ્હી [ન્યૂ સેન્ટ્રલ મારકેટ (શંકર મારકેટ), કોનોટ સરકસ]; ઇંદોર (ગાંધીભવન, યશવંત રોડ); વડોદરા (કોઠી સામે, રાવપુરા); લખનૌ (વિષ્ણુઆશ્રમ, અમીનુદ્દૌલા પાર્ક) અને પટના (ગોવિંદ મિત્ર રોડ, પટના–૪) ભરી શકાશે.

**લવાજમના દર**

દેશમાં રૂ. ૪; પરદેશમાં રૂ. ૬ અથવા શિ. દસ; છૂટક નકલ આઠ આના

વ્યવસ્થાપક,
**'નવજીવન'**
**નવજીવન કાર્યાલય,**
પો. નવજીવન, **અમદાવાદ–૧૪**

## નવાં પુસ્તકો

**બાપુના પત્રો ૪ – મણિબહેન પટેલને :** સંપા૦ મણિબહેન પટેલ; કિં. રૂ. ૧–૪–૦; ટપાલરવાનગી ૦–૫–૦.

**ગીતાધર્મ** [ગીતાનું સમાજશાસ્ત્ર] : લે૦ કાકાસાહેબ કાલેલકર; સુધારેલી બીજી આવૃત્તિ; કિં. રૂ. ૧–૪–૦; ટપાલરવાનગી ૦–૫–૦.

**બારડોલી સત્યાગ્રહનો ઇતિહાસ :** મહાદેવ હરિભાઈ દેસાઈ; કિં. રૂ. ૨–૮–૦; ટપાલરવાનગી ૦–૯–૦.

**નવજીવન પ્રકાશન મંદિર અમદાવાદ–૧૪**

सा विद्या या विमुक्तये

વર્ષ ૧૭ : અંક ૨] અમદાવાદ [ફેબ્રુઆરી, ૧૯૫૮

"સત્યાગ્રહ એ મારે મન પોથી માંહેલું વેંગણ નથી. મારું તો એ જીવન છે. સત્ય વિના સર્વ મને તો શુષ્ક લાગે છે. અસત્યથી દેશને લાભ ન જ થાય એવી મારી ખાતરી છે. પણ કદાચ અસત્યથી તાત્કાલિક લાભ જણાતો હોય તોપણ સત્યનો ત્યાગ ન જ કરાય, એમ હું દૃઢતાપૂર્વક માનું છું. . . આ બધી ગજા વગરની વાતો છે. ભલે હોય. છતાં એ દિશામાં થયેલો પ્રયત્ન નિષ્ફળ ન જ જાય એવું ધર્મવાક્ય છે. એને હું વળગીશ."

"સત્યનો જય થાઓ. અલ્પાત્માને માપવાને સારુ સત્યનો ગજ કદી ટૂંકો ન બનો." —ગાંધીજી

# વિચારતરંગિણી

## ૧

### શેખ અબ્દુલ્લા

સાડા ચાર વર્ષની અટકાયત બાદ, કાશ્મીરના માજી મુખ્ય પ્રધાન શેખ અબ્દુલ્લાને છોડવામાં આવ્યા એ એક નોંધપાત્ર બીના છે. છૂટીને તરત જ એમણે જે ઉદ્‌ગારો કાઢ્યા અને છૂટવા અંગે વર્તન દાખવ્યું, તે પણ, ઊલટી રીતે છતાં, તેવું જ નોંધપાત્ર છે. તે બતાવે છે કે, તેમના મગજમાં કાશ્મીર અને ભારતના હિત કરતાં સરકારે તેમને અટકમાં લીધાનો ગુસ્સો વધારે છે અને તે હજીય શમ્યો નથી! અને તેથી તે બને તો કાંઈક કરી બતાવવા સમસમી રહ્યા છે. ખાસ તો તે એમ પડકારે છે કે, હું નિર્દોષ હતો ને છું, છતાં મને કેદ કર્યો, તો મારી સામેના પુરાવા બતાવો.

આ તો તે કૉર્ટ મારફત પણ કાનૂની હકે કરાવી શકતા હતા. એટલે શેખસાહેબનો આવો સવાલ બરોબર ન ગણાય. તેમણે જ પ્રજાને કહેવું જોઈએ કે, તે નિર્દોષ કઈ રીતે છે. અત્યારે જે બોલે છે તે બતાવે છે કે, તે કાંઈક પેચમાં જ રમતા હતા. એટલે, તે પોતે જ મર્મ મૂકીને કહે કે, કાશ્મીરનો કિસ્સો ઉકેલવાને માટે તે શું ચાહતા હતા અને હજી શું ચાહે છે.

એ એમ માનતા હતા લાગે છે કે, કાશ્મીરના પ્રશ્નમાં પોતે કહે તેમ હિંદી સરકારે ને સૌએ ચાલવું જોઈશે, કારણ કે, કાશ્મીર એમના હાથમાં છે. ૧૯૪૭-૮ માં કાશ્મીર-નરેશની જેલમાંથી છૂટીને તેમણે સ્વીકારેલું હિંદ સાથેનું જોડાણ તેમને મન બહુ વજનદાર વાત નહોતી. તે કાંઈક બીજે જ ઘાટ ઉતારવા ચાહતા હતા એવી શંકા પડી.

હિંદનું બંધારણ ૧૯૫૦માં અમલમાં આવ્યું. જોડાણખતના આધારે તેમાં કહેવાયું કે, કાશ્મીર હિંદનો ભાગ છે અને તે રાજ્યનું બંધારણ ઘડવા તેની ખાસ બંધારણ સભા મળશે; તે દરમિયાન ઉપરના જોડાણ-ખતને આધારે કાશ્મીર-નરેશ તેમના પ્રધાન-મંડળની સલાહ લઈ રાજ્ય કરશે.

આ પ્રમાણે બંધારણ થયા પછી, તે મુજબ વર્તવાનું આવ્યું. તેમાં આગળ તેનું શું કરવું, એ વાતની મૂઠી શેખ સાહેબે આજ સુધી હજી ઉઘાડી જ નથી. ઉપરની જોગવાઈ મુજબ, કાશ્મીર-બંધારણ-સભા તેમણે જ રચી હતી. તેના નિર્ણયને પણ તે માનતા નથી! વધારે નવાઈ તો એ છે કે, ચાર વર્ષમાં કાશ્મીરની રાજાશાહી જઈને પ્રજાશાહી આવી અને તે બંધારણપૂર્વક કામ કરતી થઈ, તે વાત પણ શેખ-સાહેબને મન કશી વિસાતમાં નથી! સાડા ચાર વર્ષમાં જેલમ નદીમાં કેટલાંય પાણી વહી ગયાં, તે કદાચ તેમને મન કાંઈ ન હોય. નહીં તો બહાર આવતાંવેંત તે કહેત કે, મારે બધું જોઈ સમજી લેવું પડશે, કેમ કે, હું કેદમાં હતો, તેથી પૂરું જાણી ન શક્યો

હોઉં. તેને બદલે તેમણે પંડિતજીને ટોણો માર્યો કે, તેમના ઘરના માણસ જેવો હું તેને એમણે કેદ કર્યો! કાશ્મીરના રાજ્યકર્તાઓને અને તેના બંધારણને પણ તેમણે લગભગ ઇન્કારીને ગાળ દીધી!

કાશ્મીરનો સવાલ હવે સાવ ચોખ્ખો થઈ ગયો છે: તેના ઉપર ચડાઈ કરનાર પાકિસ્તાન પહેલું કાશ્મીરની કે હિંદની ભૂમિ ખાલી કરે; યુનો એ કરાવીને પોતાનો ધર્મ બજાવે; અને બ્રિટિશ કૉમનવેલ્થના દેશો આ સીધી બાબતમાં ગૃહકલેશ ન વહોરે કે માંહોમાંહે વિખવાદને ન ઉશ્કેરે, નહીં તો કૉમનવેલ્થ મંડળ તૂટશે.— આ વસ્તુ શેખસાહેબના ધ્યાનમાં ન આવી હોય તો તે એ રીતે જ સમજી શકાય કે, તે કેદમાં હોઈને કે પછી તેના દુઃખ અને ગુસ્સાને લઈને, વસ્તુને સાફ જોઈ ન શકયા.

૧૫–૧–'૫૮

## ૨

## રેવોલ્યૂશન=પરિભ્રમણ

એક ભાષાવિદ મિત્રે મજાક કરીને કહ્યું, "રેવોલ્યૂશન"ના બે અર્થ છે— ૧. ક્રાંતિ (૨) પરિભ્રમણ. ગાંધીજી હતા ત્યાં સુધી આ દેશમાં પહેલા અર્થનો 'રેવોલ્યૂશન' ચાલતો હતો. પછી હમણાં બીજા અર્થમાં છતાં 'રેવોલ્યૂશન' તો ચાલે જ છે!

મેં કહ્યું, પણ પરિભ્રમણ કયા કેન્દ્રની આસપાસ ચાલે છે?

તે કહે, એ તો સાફ છે— અંગ્રેજ નીતિરીતિ, અંગ્રેજી, અને યંત્રોદ્યોગવાદ. મુખ્ય મુખ્ય બધી વાતોમાં આજે અંગ્રેજોનું અનુકરણ, અંગ્રેજી ભાષા ને ઉદ્યોગવાદની આસપાસ પરિભ્રમણ જ ચાલે છે ને?

મશ્કરીની ભાષામાં છતાં, મિત્રની વાત સાચી છે, એમ કહ્યા વગર છૂટકો નથી. હિંદની આમ-પ્રજા ઉપર વર્ણવેલા પરિભ્રમણ-કેન્દ્રની ત્રણે વાતો સમજતી નથી; તેથી આજના મુખ્ય પ્રવાહો સાથે તે થઈ શકતી નથી. આથી આમપ્રજા અને એ ત્રણ વાતના પરિભ્રમણમાં પડેલા વર્ગો વચ્ચે જૂની દિવાલ ખડી જ રહે છે, કે જે દૂર કરવાને માટે સ્વરાજ અને સ્વતંત્રતા માગ્યાં અને મેળવ્યાં. આ દૂર કરવાનાં પગલાંમાં ક્રાંતિ છે. તો અંગ્રેજી વાતોનું પરિભ્રમણ મટી ખરો 'રેવોલ્યૂશન' શરૂ થઈ શકે. હિંદની હવે પછીની યાત્રા આ જ છે.

૧૭–૧–'૫૮

## ૩

## એક ખેદજનક ઠરાવ

અમદાવાદ મ્યુનિસિપલ સ્કૂલ બૉર્ડે અને કૉર્પોરેશને ઠરાવ કર્યો કે, ધોરણ ૫ થી અંગ્રેજી ભાષાનું શિક્ષણ દાખલ કરવું. આમ કરીને આ સંસ્થાએ તેની ઉજ્જવળ રાષ્ટ્રીય અને પ્રગતિશીલ કારકિર્દીને કલંક લગાડયું છે. થોડાં જ વરસ પર આ બૉર્ડે ગુજરાતમાં એવો ઠરાવ કરવાની પહેલ કરેલી અને તેનો અમલ પણ કરેલો કે, ધો૦ ૫ થી ૭ નાં વર્ષ પ્રાથમિક શિક્ષણનાં છે, તેમાં અંગ્રેજી ભાષાનું શિક્ષણ હોય નહીં; ત્યાં આંતરભાષા હિંદીનું સ્થાન હોય.

આ વાત ભૂલી જઈને અવળી વાત આજે તે કેમ કરે છે? તેનો જવાબ, તાજેતરમાં આ બૉર્ડની પ્રકૃતિ ફરી, એમાંથી મેળવવો જોઈએ. આજે તે મહાગુજરાતવાદી વિચારવાળું બન્યું છે. પરંતુ તેથી તેણે હિંદની ભાષાનીતિના બંધારણ-નિયુક્ત વિચારમાં શું કામ ફરવું જોઈએ? બલ્કે, તે તો દેશની ભાષાઓનું ગૌરવ કરે અને તેમને માન આપે, કેમ કે તે એકભાષી રાજ્યની હિમાયત કરે છે એમ મનાય છે. તેને બદલે પ્રત્યાઘાતી વલણ લઈ, ધોરણ ૫ થી ૭ માં અંગ્રેજી શિક્ષણ ઘુસાડવાની તરફેણ કરે, એ ખરેખર ખેદજનક ગણાય.

૧૭–૧–'૫૮

## ૪

## વગર હકની હોહા

માધ્યમિક શિક્ષણ ક્ષેત્રવાળા આજે એવું સમજીને હોહા કરવા મંડી પડયા છે કે, ધો૦ ૫ થી કે ધો૦ ૮ થી —અંગ્રેજી કયારે શરૂ કરવું, એ અમારો પ્રશ્ન છે! આને મળતી જ ભ્રમણા યુનિ૦ ગ્રાન્ટ્સ

કમિશનવાળા સેવે છે કે, તે અમારો પણ સવાલ છે. આ ભ્રમણા ભાંગવી જોઈએ.

દેશનું શિક્ષણ કઈ હવે ગોઠવવું જેથી રાષ્ટ્રની ઉન્નતિ થાય, એ સવાલ શિક્ષણના કરતાં રાષ્ટ્ર-નિર્માણનો વધારે છે. તેથી તેમાં તદ્વિદની અદાથી અને 'આ અમને પૂછો' – એવા હકથી ઉપરનાં દળો કહી ન શકે. તેમનું કામ તો એ છે કે, જે શિક્ષણ રાષ્ટ્રનિર્માણ માટે યોગ્ય ઠરે, તેને માટે સારી પદ્ધતિ યોજવી, તેનાં સુઘડ પુસ્તકો રચવાં, વગેરે.

એટલે, આજે મુંબઈનું માધ્યમિક શાળા આચાર્ય સંમેલન આમ તેમ કહે કે કરે અથવા તો કુંઝરુ કમિટી આ તે વાત આઘીપાછી કરાવવા તાકે, તે બધું અસ્થાને ઠરવું જોઈએ. હિંદના જાગ્રત લોકમતે આ બાબતમાં સાવધ થવાની જરૂર છે. નહીં તો જૂની અંગ્રેજી કેળવણીમાં ખાઈ બદેલા વર્ગો રાષ્ટ્રને સ્વરાજ તરફ આગળ વધવા નહીં દે.

રાષ્ટ્રે શિક્ષણમાં શું ઠરાવ્યું છે?—

૧. હિંદના દરેક બાળકને તે ૧૪ વર્ષનું થાય ત્યાં સુધી મફત ફરજિયાત કેળવો.

૨. આ શિક્ષણ માતૃભાષામાં થવું જોઈએ.

૩. તથા હિંદમાં રાષ્ટ્રીય આંતરભાષા હિંદીનો સાર્વત્રિક પ્રચાર કરો, જેથી આખી પ્રજા — નાત-જાત, ધર્મ ધંધો, ઇ૦ ના ભેદ વગર — તે ભાષામાં પોતાનો આંતરવ્યવહાર ચલાવી શકે. એની મતલબ એ કે, રાષ્ટ્રના ફરજિયાત શિક્ષણમાં બીજી ભાષા તરીકે હિંદીને ફરજિયાત શીખવો.

એટલે કે, આને માટે આર્થિક, શિક્ષણીય, તથા બીજી બધી જરૂરી જોગવાઈઓ કરવાની તજવીજ કરો.

હવે વિચારો કે, આ ઉંમરમાં બાળકને માટે અંગ્રેજી શીખવવાની જોગવાઈ ક્યાં આવી? એને સ્થાન છે ખરું? ગાંધીજીએ 'બેઝિક' શિક્ષણ સૂચવ્યું ત્યારે જ કહી દીધેલું કે 'મૅટ્રિક (કે એસ. એસ. સી.) ઓછા અંગ્રેજી' એ આ શિક્ષણની ટ્રંકમાં કલ્પના છે.

છતાં અત્યારે ચોમેર શું ચાલે છે? ખાસ તો એ કે, અંગ્રેજીની એ હોહા કોણ કરે છે? માધ્યમિક શાળાવાળા અને તેમના પર જીવનારી કૉલેજ યુનિવર્સિટીઓ. આ વર્ગને આમાં ઝાઝી નિસ્બત શોભતી નથી. અને ધો૦ ૫ થી ૭ માધ્યમિક નથી, એ પણ એમણે હવે સમજવું જોઈએ. દેશની સરકારો આટલી સમજ એમને આપે તોયે તે એમનો બંધારણીય ધર્મ બજાવે છે, એમ કહેવાશે. નહીં તો તે સરકારો પણ સરખી જ દોષપાત્ર ઠરશે.

૬-૨-'૫૮

## ૫

## 'હિંદી રક્ષા'-બાજી સંકેલાઈ

પંજાબનું 'હિંદી રક્ષા' આંદોલન આટોપી લેવાયું તે સારી વાત ગણાય. એ તો ઊઠવું જ નહોતું જોઈતું, અથવા હવે સંકેલાયું તો તે ક્યારનું વહેલું પણ સંકેલાઈ શકત. ખેર. છેવટેય તેની ધાંધલ વિરમી એ પણ સારી જ વાત છે. તેને માટે સૌએ ઈશ્વરનો આભાર માનવો જોઈએ.

છેવટે જોતાં, આ સવાલ દ્વિભાષી પ્રદેશરાજ્યની ભાષાનો છે. પંજાબની બે પ્રદેશભાષા — હિંદી અને પંજાબી; એ બે ભાષાઓ પરસ્પર ભણવી જોઈએ કે નહીં? સૌને ઉર્દૂ આવડે, છતાં તે છોડવાની વાત વળી જુદી કથા છે!

પંજાબીભાષી બાળક હિંદી ભણે અને હિંદીભાષી બાળક પંજાબી ભણે, એવી ગોઠવણ ૧૯૪૮-૯થી થઈ જ હતી અને તે ચાલુ હતી. તેને ઓચિંતી આઠેક વરસે ફગાવી દેવાનું આંદોલન જાગ્યું! એ શું કામ ને કોણે જગાવ્યું એ ન સમજાય એવી બીના છે. છતાં, બચાવમાં છેવટે એવી સુફિયાણી દલીલ કરાઈ કે, કોઈના ઉપર બીજી ભાષા શીખવાનું લાદવામાં ન આવે એ અમે માગીએ છીએ! શ્રી. રાજાજી અને બીજા દક્ષિણવાસીઓ હિંદી અંગે એવી જ દલીલ કરે છે ને! દલીલ ખાતર કહો કે, વાત ઠીક છે; પણ મૂળ વાત એ છે કે, લાદવાનો સવાલ જ ક્યાં છે? હિંદનો ભાષાપ્રશ્ન સમજીને શું કરવું ઘટે એ વિચારવાની અને તે પ્રમાણે ચાલવાની વાત

છે. અને તે અંગે નક્કી વિચાર આજે નીતરી ચૂક્યો છે કે, સૌ હિંદી આંતરભાષા શીખે અને હિંદીભાષી લોક બીજી કોઈ હિંદી સિવાયની દેશી ભાષા શીખે. એમને માટે તેવી ભાષા ઉર્દૂ, પંજાબી ઇ૦ તો ઘટે જ છે.

પણ ધર્મવાર કોમવાદી કે પ્રાંતવાદી ભાષાકીય સંકુચિતતાનું ઝનૂન તે ઉઘાડા ઉકેલની આડે આવે છે. તેથી કરીને હિંદી જગત પોતાની જ ભાષાની અસેવા કરે છે, એ તેને હજી દેખાતું નથી, એ મોટી અફસોસની વાત છે. અને તેની સામે અથવા તેના જ પડઘા રૂપે, એવા જ અફસોસની વાત દક્ષિણમાં એ ઊપડી કે, અમારા ઉપર બીજી ભાષા હિંદી ન લાદો! આમ હિંદીવાળાની પંજાબી ઉર્દૂ ઇ૦ સામેની દલીલ તેમની જ સામે પાછી ફેંકાઈ! પરિણામ એ આવીને ઊભું છે કે, આ રાજદ્વારી રમખાણ વચ્ચે હિંદની આંતરભાષાની વાત જ રગદોળાઈ જવા બેઠી! રાષ્ટ્રની પ્રગતિની દૃષ્ટિએ, આ એક અતિ ગંભીર પરિસ્થિતિ ગણાય. તેથી 'હિંદી રક્ષા' વાળા દળે તેનો હાથ હેઠો કર્યો, એ સારી વાત થઈ. સામેથી પૂર્વ અને દક્ષિણમાં ઊઠેલું 'હિંદી ભક્ષા' આંદોલન પણ એ રીતે સમજીને હાથ નીચો કરે તો સારું. તો પછી શાંતિથી આગળનું પગલું દેશ વિચારી શકે એવું વાતાવરણ સરજાશે. પાર્લામેન્ટની હિંદી સમિતિને માથે આ પગલું સૂચવવાની જવાબદારી આવે છે. તે એને સમતોલ મગજથી અદા કરે એવી આશા રાખીએ.

૧૫–૧–'૫૮

## ૬

## આંધ્ર અને ઉત્તર પ્રદેશ

આંધ્ર પ્રદેશરાજ્યના મુખ્ય પ્રધાન શ્રી. રેડ્ડીએ જાહેર કર્યું કે, તે રાજ્યમાં તેલુગુની સાથે ઉર્દૂ પણ બીજી રાજમાન્ય પ્રદેશભાષા તરીકે સ્થાન લેશે. આ જાહેરાતને માટે તેમને ધન્યવાદ ઘટે છે. આ બાબત આજના વાતાવરણમાં એવી મહત્ત્વની છે કે, પં૦ નહેરુએ એનો ઉલ્લેખ ગૌહાટીના તેમના એક વ્યાખ્યાનમાં કર્યો.

સૌ જાણે છે કે, ગયા નિઝામ રાજ્યમાં ઉર્દૂ રાજભાષા હતી. તેનો તેલંગણ વિભાગ તેલુગુભાષી હોઈને આંધ્રમાં ભળ્યો. આથી એ ભાષાનું ચલણ પણ માન્ય રાખવાનું થયું હોય એમ લાગે છે.

હવે બીજી બાજૂ જુઓ. ઉર્દૂનો ઉદય અને વિકાસ ઉત્તરમાં થયો. ઉત્તર હિંદની તે એક ચાલુ લોકભાષા બની. પણ ત્યાંની જ સરકારો હજી તેનો સ્વીકાર કરતી નથી!

આ જાતની વર્તણૂકનો મર્મ ગાંધીજી ૧૯૪૦માં બરોબર પામી ગયા. તે વિષે તેમણે શ્રી. પુરુષોત્તમદાસ ટંડનને ચેતવ્યા પણ ખરા. પરંતુ તેનું ફળ કાંઈ ન આવ્યું. અથવા આવ્યું તો એ કે, આજે હિંદીનો અસ્વીકાર થઈ રહ્યો છે. ઉત્તરના ઉર્દૂ-પ્રેમી વર્ગો પણ તેને માટે ઉત્સાહ નથી બતાવતા, કેમ કે હિંદીના આવા અતિ અભિમાની વર્ગોએ એમની ભાષાને એવી સંસ્કૃતિયા કરી મૂકી કે, તે ભાગ્યે લોકો સમજી શકે!

આ બાબતમાં ગાંધીજીએ કહેલું કે, લોકોમાં નાગરી કે ઉર્દૂ ગમે તે લિપિમાં લખાતી જે લોકભાષા છે તેને અપનાવીને તેને પાયારૂપ લઈને ચાલો, તો દેશના સૌને માન્ય થઈ શકે એવી આંતરભાષા ખીલશે. હવે કાંઈક વાતાવરણ જો સાફ થાય, તો ભાષા વિષયક ઉદારતાની આ નીતિ ઉત્તર હિંદમાં ચાલવી જોઈએ. આંધ્રના દાખલામાં ઉત્તર હિંદના હિંદી-ઉર્દૂ-ભાષી લોકને તથા તેમની સરકારોને માટે બોધ અને પડકાર બંને રહેલા છે.

૨૭–૧–'૫૮

## ૭

## અસ્પૃશ્યતા — પાપ અને ગુનો

અસ્પૃશ્યતા એ હિંદુધર્મનું કલંક છે, એ પાપ છે એમ, હિંદનું બંધારણ ઈ. સ. ૧૯૫૦માં અમલમાં આવ્યું, તે પૂર્વે આપણે કહેતા હતા. આજે પણ એ પાપ છે. એટલે કે, ઈશ્વરની અદાલતમાં એ ગુનો છે, અધર્મ છે. પણ દેશની અદાલતમાં એ ગુનો ગણાતો નહોતો. ૧૯૫૦માં સ્વરાજનું બંધારણ થયું તેની સાથે જે નોંધપાત્ર ફરક થયો તે એ કે, અસ્પૃશ્યતા એ

રાજ્યનો ગુનો ઠર્યો, — ચોરી, દારૂ પીવો, ઇ૦ જેવો. એટલે કે, એક ઝટકે આપણે અસ્પૃશ્યતાને નાબૂદ કરી. દારૂબંધી પેઠે હિંદમાં અસ્પૃશ્યતાબંધી થઈ: તે ધાર્મિક અને સામાજિક બદીનો નિષેધ જાહેર થયો. અને તેની સાથે અસ્પૃશ્યતાને કારી ઘા લાગ્યો અને મરણતોલ ફટકો પડ્યો. એવો ફટકો કાનૂન જ આપી શકે, અને તે તેણે આપ્યો, એ સ્વરાજ આવ્યું તેને આભારી છે.

પાપ અને ગુનો એ બેમાં જરા ફરક છે. પાપ વ્યક્તિગત છે, ગુનો સમાજગત છે. પાપથી ડરીને સૌ ન પણ ચાલે; પરંતુ ગુનાથી તો સામાન્યપણે સમાજ ડરે; અને જેમ પાપભીરુતા એક ગુણ છે, તેમ જ કાનૂન-ભીરુતા પણ છે. એક વડે સ્વર્ગ મળે તો બીજા વડે ઇહલોકમાં સામાજિક સુખશાંતિ ને સુવ્યવસ્થા સાધી શકાય. ધર્મભાવનાની તુલનામાં કાનૂનને વખોડી કાઢવાની કે અવગણવાની યા ઇન્કારવાની એક ફેશન હમણાં હમણાં થઈ પડી છે, તે સાચી નથી. સમાજમાં ધર્મ અને ધારો બંને પોતપોતાની રીતે અને જગાએથી સચોટ મદદ કરે છે. ધર્મ વ્યક્તિ પરત્વે હોય તો ધારો સમુદાય પરત્વે છે. અને સમાજમાં વ્યક્તિ અને સમુદાય બંનેનો સમન્વિત વિચાર કરવાનો હોય છે.

આ ઉપરથી કોઈ પૂછે કે, તો શું અસ્પૃશ્યતા નાબૂદ થઈ ગઈ? સામે એક પ્રશ્નથી જવાબ આપું. ચોરીના કાયદાથી શું ચોરી નાબૂદ થઈ ગઈ? એનો ઉત્તર હા અને ના. અસ્પૃશ્યતા કે ચોરીનો નિષેધ થયો તે પૂરતી હા; પણ તેથી તે સમાજમાં રહી જ નહીં, એમ ન કહેવાય. એ રહે જ નહીં એવું કામ કરવાને માટે કાનૂન બસ ન લાગે; સુધારક અને તેનાં સાધનો — શિક્ષણ, પ્રચાર, વગેરે — જ ખપ લાગે. આ ઢબે જરૂર કહી શકીએ કે, કાનૂન અહીંયાં કામ ન દે. પણ કાનૂન છે તેથી જ સુધારકને તેના કામમાં અનુકૂળ ભૂમિકાનું બળ મળે છે, એ ભૂલવું ન જોઈએ. સ્વરાજે આ બળ આપણને આપ્યું છે. તેનો ઉપયોગ કરવાનું કામ સુધારકો તથા સમાજ-સેવકોનું છે. આચાર, વિચાર અને વ્યવહારમાં અસ્પૃશ્યતા ઊંડે ઊતરી ગઈ છે. તેને કાનૂનના જલદ ઇન્જેક્શનથી વકરતી રોકી છે. તેનું ઝેર પ્રજાશરીરમાંથી કાઢવાનું કામ સુધારકનું છે. કાનૂન તેમાં સાથ દેશે અને સરકાર તેનાં નાણાં દ્વારા મદદ દેશે. આમ હવે પ્રજાકીય પુરુષાર્થ ચાલે, તો અસ્પૃશ્યતાનિવારણનું રચનાકાર્ય આગળ વધે.

૨૮-૧-'૫૮

૮

## બગદાદ કરાર

અમેરિકા અંગે ચડવા લાગેલા અને ઇંગ્લૅન્ડ અંગે પડવા બેઠેલા વર્ચસ્વની રક્ષાને માટે 'નાટો' જેવો બીજો કરાર, તે બગદાદ કરાર છે. તેમાં બ્રિટન, તુર્કસ્તાન, ઇરાક, ઇરાન અને પાકિસ્તાન એ પાંચ દેશ છે. ઉપરથી અમેરિકા તેમનો સાથી-સભ્ય બન્યો છે. મતલબ કે, તેમનો મોટાભાઈ છે.

અમેરિકા પાસે ધનમાલની છત છે અને પેલા પાંચ દેશોને રશિયાની બીક અને શત્રુતા સતાવે છે. તેના ઉપાય તરીકે તેમણે અમેરિકાની ઓથ લેવી રહી. તે તેમને મળી છે. સામેથી અમેરિકાને લશ્કરી સરસામાનના ધંધા કરી ખાવાની આર્થિક મોકળાશ પણ મળી રહે છે; નહીં તો તેની અર્થ-વ્યવસ્થા સમતોલ ન રહે. આમ 'પરસ્પરં ભાવયન્તઃ' ક્ષેમ-શાંતિ મળશે, એમ તેઓ માને છે.

'નાટો'-દેશોમાં અમેરિકાનાં અણુશસ્ત્રમથકો ગોઠવાયાં તેમ જ હવે બગદાદ-કરારિયા રાષ્ટ્રોમાં પણ થશે. "તે જાતની સેવા અમે જરૂર તમને આપીશું", એમ કહેવાને માટે, અમેરિકન ગૃહમંત્રી ડલેસ ટર્કીમાં આવી ગયા. મતલબ કે, 'સ્પુટનિક'ના જવાબમાં અમેરિકાએ અણુના આગગોળા ઇંગ્લૅન્ડથી માંડીને ઠેઠ પાકિસ્તાન સુધીનાં મથકોએથી ગડ-ગડાવી શકાય અને રશિયાને ધમધમાવાય, એવી યોજના પૂરી કરી. આમ ઇંગ્લૅન્ડ બાદ હવે અમેરિકન સામ્રાજ્યનો નવા પ્રકારનો દંડો દુનિયાના અમુકતમુક લાચાર દેશો પર પથરાઈ રહ્યો છે.

એની સામે રસ્તો શો? એક બાજુ રશિયાની બીકનું અને બીજી બાજુ અમેરિકાના ધનની લોભ-

લાલચનું કારણ દૂર થવું જોઈએ. કોઈ રાષ્ટ્ર રશિયા પેઠે શસ્ત્રવાન કે અમેરિકા પેઠે ધનવાન નહીં થઈ શકે. એટલે, તે રસ્તે સમાન થઈ ન શકાય. કેવળ આત્મબળ જ રહે છે. અને તે હરેક રાષ્ટ્રની પાસે છે; તે તેણે સાબૂત કરવું જોઈએ. આ રસ્તો હિંદે સ્વીકાર્યો છે. તેને નાણાંભીડ છે છતાં અમેરિકાને પગે ન લાગે. રશિયાનો તેને ડર નથી, કેમ કે તે મૂડીવાદી થવા ચાહતું નથી — સર્વોદયી સ્વરાજ સ્થાપશે. બગદાદ-કરારથી જોરાવર થવા તાકતા પાકિસ્તાનને જો ખરેખર ઇસ્લામી રાષ્ટ્ર બનવું હોય અને સ્વતંત્રતા ચાખવી હોય, તો તેણે પણ આવો આત્મબળનો ખુદાઈ માર્ગ લેવો ઘટે છે. તે જો આ કરારથી હિંદને ડરાવવા ચાહે, તો તેમાં તેને યશ ન મળી શકે. કેમ કે હિંદ કોઈ જોડે યુદ્ધ લડીને પોતાનો કોઈ ઝઘડો પતવવા માગતું નથી. યુદ્ધત્યાગના આવા શપથ લેવા એ આજે બધાં રાષ્ટ્રો માટે ખૂબ જરૂરી છે. તે કેવું કઠણ છે એ યુરોપ અમેરિકાનાં રાષ્ટ્રોની અત્યારે ચાલતી વાતો પરથી જણાય છે. યુદ્ધત્યાગનું વ્રત જ આજે રાષ્ટ્રોને અણુવિજ્ઞાને પેટાવેલી આગના નરકમાં ગબડી જતાં બચાવી શકે.

૨૯-૧-’૫૮

## ૯

## પાયાની કેળવણી

અંગ્રેજીભાષાના શિક્ષણની પેઠે જ ‘પાયાની કેળવણી’નો સવાલ પણ સાપે છછુંદર ગળ્યા જેવી સ્થિતિમાં છે — ન છોડી શકાય કે ન ગળી શકાય. એટલે તે બંને સવાલો આજે પાછા ખૂબ ઉપર આવ્યા છે, અને તે હાલતમાં બંને બાજુથી જોર થાય એ સમજાય એવું છે.

આ સવાલોની દશા સાપ-છછુંદર-ન્યાયની શું કામ છે? કારણ એ છે કે, આ બે પ્રશ્નો સૈકાથી ચાલતી હિંદની શિક્ષણવ્યવસ્થા તથા તેની રીતિનીતિ અને ખ્યાલોમાં ઊંડી અસર કરનારા છે. મતલબ કે, તે કોઈ આ તે વિગતીય સુધારા નથી, પણ શિક્ષણની અંગ્રેજી વ્યવસ્થાની મૂળ પ્રકૃતિમાં જ ફેરફાર અને નવી દૃષ્ટિ પ્રેરનારા છે.

ચાલુ પ્રથા બરોબર નથી, તે કામ દેતી નથી, તેમાં કશો દમ રહ્યો નથી, એમ તો તેને ટકાવી રહેલા બધા લોકો — સરકારી અને બિનસરકારી બંને કહે છે. ૧૯૨૦-૩૦ના અસહકારના યુગમાં પણ જેટલી કે જેવી નિંદા આ પ્રથાની નહોતી થતી, તેના કરતાંય ક્યાંય વધે અને ચડી જાય એવી નિંદા અને ઝાટકણી અત્યારે થાય છે!

બીજી બાજુથી જોતાં અંગ્રેજીનું સ્થાન ધોરણ ૮થી શરૂ કરવું અને તે અગાઉનાં શિક્ષણનાં વર્ષોમાં હિંદી અને હાથઉદ્યોગપ્રધાન પાયાની કેળવણી દાખલ કરવી, એ બે બાબતો આમ નાની લાગે છે, પણ તે દૂધમાં મેળવણ નાખવા જેવી છે; અથવા વડનાં બીજ જેવી છે. તેથી જ તે નથી છોડી શકાતી, અને નથી તે લઈ શકાતી; કારણ કે, પ્રત્યાઘાતી, સ્થાપિત હિતવાદ અને રૂઢિચુસ્તતા બળવાન છે. પણ તે એવાં બળવાન નથી કે, નવી આવતી વાતોને દબાવી શકે. આમાં હિંદની પ્રગતિ અને આગેકૂચની આશા સંતાયેલી છે. તેનું બળ સુધારકોએ સંભાળવું અને બરોબર વધારતા જવું જોઈએ.

આ દૃષ્ટિએ પાયાની કેળવણી વિષે બે બાબતો ગયે મહિને નોંધપાત્ર બની: ૧. હિંદની રાષ્ટ્રીય મહાસભાએ પાયાની કેળવણી બાબતમાં ઠરાવ કરી દેશનું ધ્યાન તે તરફ ખેંચવાનું જરૂરી માન્યું; ૨. શ્રી. વિનોબાની હાજરીમાં દક્ષિણમાં પાયાની કેળવણીનો વિચાર કરવા એક શિક્ષણ-પરિષદ મળી, જેમાં કેન્દ્રના શિક્ષણપ્રધાન ડૉ. શ્રીમાળી હાજર રહ્યા હતા.

આ બીજી પરિષદમાં એક બે બાબતો સાફ રીતે વિચારાઈ, એમ તેના છાપાંના હેવાલ પરથી લાગે છે.

એક તો આ પરિષદે એમ કહ્યું કે, ઉદ્યોગનું ઉત્પાદન એ પાયાની કેળવણીનો અંતર્ગત ભાગ છે; તે તરફ પૂરતું ધ્યાન ન અપાયું એ અફસોસ-

જનક વાત છે; આ તરફ હવે અચૂક ધ્યાન આપવું જ જોઈએ.

બીજી બાબત એણે એમ કહી કે, માધ્યમિક શિક્ષણમાં બેભથ્થુ પ્રકાર જોવા મળે છે તે ભૂલભરેલું છે. "ઉત્તર બુનિયાદી" અને "બહુલક્ષી" એવી બે ભાત હોવી ન જોઈએ. એકસરખી ભાતનું આ શિક્ષણ હોય એ જરૂરી છે.

ઉપરાંત તે પરિષદે કહ્યું કે, પાયાની કેળવણીની શાળાઓની કેટલીક પ્રવૃત્તિઓ તથા તેનો અભ્યાસક્રમ ચાલુ ઢબની શાળાઓમાં પણ દાખલ કરવા માંડવું જોઈએ. મતલબ કે, જૂની પરંપરામાં ફેરફાર કરવા માંડો, જેથી પાયાની કેળવણી બધે પ્રસરતી જાય.

ત્રણે મુદ્દા બહુ સાચી દિશામાં વિચારને વાળે છે. સરકારી ચોકઠામાં ગોઠવાઈને પાયાની કેળવણીનો મૂળ વિચાર અનુબંધ અને તેની આંટીઘૂંટીમાં અટવાઈ જઈને ગંઠાઈ ગયો છે, તેને તેમાંથી છોડવવામાં ઉપરના વિચારો મદદરૂપ થશે એવી આશા છે. આ બાબતમાં વિશેષ ચર્ચા કરવા જેવી છે, પણ તે અહીં મોકૂફ રાખવી ઠીક થશે.

૩૧-૧-'૫૮

## ૧૦

## છીંક અને ઉદરસ

રૉઇટર લંડનથી તા. ૨૮-૧-'૫૮ના રોજ ખબર કહે છે કે, બ્રિટિશ દાક્તરી માસિકના ચાલુ અંકમાં જણાવ્યા પ્રમાણે દરેક જણ દર વરસે લગભગ બે માસ કરતાં વધુ સમય છીંક અને ઉદરસ ખાવામાં આપે છે!

આ અંદાજ નક્કી કરવા સારુ, ૩૫૦ સ્વયંસેવકોએ પાંચ વરસ સુધી છીંક ઉદરસ ખાધી તેની ચોક્કસ ડાયરી રાખી હતી, તેનો ઉપયોગ થયો હતો. તેમાંથી દેખાતું હતું કે, તે દરેકને દર વરસે સરેરાશે ૭ વાર શરદી થઈ હતી, જેને લઈને વાર્ષિક ૭૦ દિવસ માંદગી ખાવી પડતી હતી.

એટલે, રૉઇટર કહે છે કે, "લગભગ પાંચમા ભાગની જિંદગી છીંક અને ઉદરસ ખાવામાં જાય છે!"

અને એ ખાવા છતાં બીજો ખોરાક લેવાનું તો ઊભું જ રહે છે — માર, ગાળ, અને બગાસાં ઇ૰ જેવા 'ખોરાક' નહિ, પણ નક્કર પેટમાં જતો. તેને માટે કેટલો સમય જતો હશે?

અને ઊંઘ ગણો. પછી માણસ કેટલું કામ કરે છે અને (જૂની સંસ્કૃતિ ને તેના કવિઓ પૂછતા હતા તેમ કહીએ તો,) કેટલું ભગવાનને ભજે છે, તે જણાય.

ભક્તોએ તો આવા હિસાબોનો આબાદ જવાબ આપ્યો કે, અમે તો જે કરીએ, – ઊંઘતાં ખાતાં, બેસતાં ઊઠતાં બધા જ વખતનો કુલ જીવનવ્યાપાર એ, હે પ્રભુ, તારું ભજન છે!

પણ આજના આર્થિક આયોજનના યુગમાં આવો વિચાર જુનવાણી ઠરે. તેથી બીજો વિચાર કરવો જોઈએ. આટલી બધી સમયસંપત્તિ છીંક ઉદરસ ખાવામાં વાપરીએ, તો આપણું થશે શું? એનાથી જો ખોરાકની તંગી પર સારી અસર થતી હોય તો જુદી વાત. હા, આટલી બધી શરદી રાષ્ટ્રવ્યાપી પાયા પર રાજ્ય કરે, તો તેથી વૈદદાક્તર અને દવાવાળાઓને વધુ કમાવાનો ને પેદા કરવાનો ઉત્સાહ થાય અને એમ રાષ્ટ્રીય પેદાશ વધે, એ ખરું. દવાવાળાઓએ પણ રાષ્ટ્રીય ગણતરીપત્રક કાઢવું જોઈએ કે, કઈ દવા વધારે જરૂરી છે. જોકે, કોઈ વસ્તુની એકદમ માગ વધે તો, 'દે દાળમાં પાણી'ના ન્યાયે ચાલવાનો હક અબાધિત રહે જ છે. એટલે પછી સમાજશુદ્ધિ મંડળો સ્થાપવાનું સુધારકોનું કામ જાગે, એમેય ખરું. આયોજનદૃષ્ટિએ જોતાં, રાષ્ટ્રવ્યાપી પાયા પર આપણી છીંક ઉદરસનો સમય જો કઢાય, તો તેમાંથી નીપજતા આવા આવા બીજા અનેક અંદાજો કાઢવા જ જોઈએ. આજની દુનિયા આંકડાશાસ્ત્રના હાથમાં છે. સામાન્ય બુદ્ધિ પણ એ શાસ્ત્રનું શરણું નહીં લે, તો તે ખરી હશે તોય અવૈજ્ઞાનિક ગણાશે. અને આજના વિજ્ઞાનયુગમાં 'અવિજ્ઞાની' એ તો ગાળ સમું વેણ ઠરે છે.

૩-૧-'૫૮ **મગનભાઈ દેસાઈ**

# પ્રાથમિક કેળવણી એટલે શું?

મુંબઈથી એક નામાંકિત હાઈસ્કૂલના આચાર્ય લખી જણાવે છે —

"નીચેના પ્રશ્નની ચોખવટ 'નવજીવન'માં કરો તો સારું. હું આજે જ પૂનામાં ભરાયેલ મુંબઈ રાજ્યની માધ્યમિક શાળાઓના આચાર્યોની પરિષદમાંથી પાછો ફર્યો છું. તેમાં, અંગ્રેજી ધો. ૫, ૬,૭ માં ફરીથી દાખલ કરવું જોઈએ, તેના સમર્થનમાં એક દલીલ એવી થઈ હતી કે, ધો. ૫, ૬, ૭ પ્રાથમિક ( Elementary કે Primary) કક્ષામાં આવતાં નથી. તેમ જ તે ધોરણો (૫, ૬, ૭) બુનિયાદી ( Basic) કક્ષામાં પણ આવતાં નથી. એટલે પ્રાથમિક કક્ષામાં અંગ્રેજી કે ત્રીજી ભાષા ન શીખવવી તે પ્રશ્ન રહેતો જ નથી. એવી પણ દલીલ થઈ કે, બંધારણમાં પ્રાથમિક શિક્ષણની વ્યાખ્યા નથી.

"તો નીચેની બાબતો સ્પષ્ટ કરશો :–

૧. ભારતીય બંધારણમાં પ્રાથમિક કે બુનિયાદી શિક્ષણની કશી વ્યાખ્યા કે સ્પષ્ટતા છે કે નહિ?

૨. સરકારી રિપોર્ટો ૬ થી ૧૪ વર્ષનાં બાળકો માટે શિક્ષણ મફત, સાર્વત્રિક તથા ફરજિયાત હોવું જોઈએ એમ કહે છે, તો તે કઈ કક્ષા?

૩. રાષ્ટ્રપિતા પૂ. ગાંધીજી પ્રાથમિક શિક્ષણમાં અંગ્રેજી ન જોઈએ એમ કહેતા હતા, ત્યારે તેમની કલ્પનામાં શું માત્ર ધોરણો ૧ થી ૪ જ હતાં?

આ મુદ્દાઓ સ્પષ્ટ કરશો. ધો. ૫, ૬, ૭ પ્રાથમિક ગણાય નહિ, અને ભારતના રાજ્યબંધારણમાં તેવું કશું નથી, તે એક નવો તુક્કો છે. તો યોગ્ય માર્ગદર્શન આપશો."

આ મુદ્દો નવો નથી. અને તેમાં કોઈ ગૂંચવાડો પણ નથી અથવા ન હોવો જોઈએ. પરંતુ, તે અંગે આજ તુક્કાબાજી ચાલે છે ખરી.

સ્વરાજ્ય આવ્યા પછી પણ, જૂનું ચાલુ રાખી અંગ્રેજીને પ્રાથમિક ધોરણોમાં પણ ઠોકી મારવા ચાહતાં સ્વાર્થી દળોએ ઉપરની દલીલ ચલાવી છે. એટલે એને સાફ કરવી જોઈએ, એ બરોબર છે. બલ્કે, હિંદમાં પાયાની પ્રાથમિક કેળવણી બંધારણ-પૂર્વક જો ચાલુ કરવી હોય, તો આવા આવા ભ્રામક વાદોથી સંભાળતા રહેવું જોઈશે.

ઉપરના પત્રમાં કરેલી દલીલમાં પણ એક બાબત તો માની જ છે કે, પ્રાથમિક શિક્ષણના ગાળામાં — તે જે હોય તે — એમાં અંગ્રેજી ભાષાના શિક્ષણને સ્થાન ન હોય. અંગ્રેજ રાજ્યકાળમાં પણ આ સિદ્ધાત અંગ્રેજોએ માનેલો. હિંદમાં કદી અંગ્રેજીને પ્રાથમિક શિક્ષણમાં સ્થાન છે, એવું મનાયું નથી.

પરંતુ પ્રાથમિક શિક્ષણની વ્યાખ્યા બાબતમાં યદ્વાતદ્વા બરોબર ચાલી છે. અંગ્રેજી ભાષા વાપરતા રાજ્યકર્તાઓએ બે શબ્દો ચલાવ્યા – 'એલિમેન્ટરી' અને 'પ્રાઈમરી'. ૧૯૩૮થી નવો વિચાર જાગ્યો, તેમાં 'બેઝિક' શબ્દપ્રયોગ દાખલ થયો. આમ આ પ્રાથમિક તબક્કા વિષે વર્ણન થવા લાગ્યું.

'પ્રાથમિક' કે 'પ્રારંભિક' કોને કહેવું એ સાપેક્ષ સવાલ છે. શિક્ષણમાં કયાં જવું છે, એના ઉપર એના પ્રારંભનો કે પ્રાથમિક પગલાના અર્થનો આધાર રહે. આ શબ્દપ્રયોગ જ એ ખ્યાલમાંથી પેદા થયો હતો.

તેવી જ રીતે 'બેઝિક' પ્રયોગનું પણ છે. શિક્ષણની ઇમારતનો પાયો શો હોય, એ વિચારમાંથી આગળ ચાલવાની એ પરિભાષા છે. 'પ્રાથમિક' 'પ્રારંભિક' ઇ૦ શબ્દો પાછળ રહેલી વિચારસરણીથી જુદી જ વિચારસરણી આ 'બેઝિક' શબ્દપ્રયોગની પાછળ રહેલી છે.

'પ્રાથમિક' કે 'પ્રારંભિક' શબ્દ ચલાવનાર આપણો માજી રાજ્યકર્તા-વર્ગ હતો. તેને મન એમ હતું કે, બાળકની ખરી કેળવણી તો અંગ્રેજી શરૂ થાય ત્યારે થાય છે. અને તે ભાષામાં તેને પ્રવેશ આપવાને માટે, તેણે પ્રાથમિક કેળવણીના તેણે જ સ્વીકારેલા ૮ વર્ષના ગાળામાંથી ત્રણ વરસ કાઢીને નવી શાળા રચી. તેને હાઈસ્કૂલનાં નીચલાં ધોરણો કે 'એ૦વી૦' યા મિડલ સ્કૂલ એવું કહેવા માંડયું. પ્રાથમિક પાંચ વરસમાં બાળક ચપટીક ભણે ના ભણે, પણ નિશાળે જતું થવાની ટેવ પાડે; એમાંથી જેઓ સવડ કરી શકે તેઓ હાઈ કે મિડલ સ્કૂલોમાં આવે ત્યારે ત્યાં વ્યવસ્થિત શાળા તેમને મળે.

તે અગાઉની — પ્રાથમિક શાળાઓ આજ સુધી કેવી રેઢિયાળ ચાલે છે તે સૌ જાણે છે.

આ ઉદ્દેશવાળું રાજ્ય હતું તેથી તેણે પ્રાથમિક, મિડલ અને હાઈ એવા શબ્દો યોજી કામ ચલાવ્યું. તેની પાછળ તેનો જે ઉદ્દેશ હતો તે મૂળકારણ હતું.

આ ઉદ્દેશમાં પહેલો સુધારો ગાંધીજીએ ૧૯૩૮માં આંશિક સ્વરાજ આવતાંવેંત શરૂ કર્યો, તે પાયાની કેળવણીનો વિચાર હતો. તેમાં એવો સ્પષ્ટ સિદ્ધાંત સ્વીકારાયો કે, આ એક અખંડ સળંગસૂત્ર તબક્કો આઠ વર્ષનો હશે. એને હિંદી સરકારે માન્ય રાખ્યો છે; મુંબઈ સરકારે પણ. પરંતુ, બીજી અનેક બાબતો પેઠે આજે આમાં પણ આચાર અને વિચારમાં આંતરો પડે છે. બાકી પત્રલેખકે પૂછેલો સવાલ તો સાફ ઠરાવો દ્વારા ઊકલી ચૂકેલો છે.

એટલે હાઈસ્કૂલોના આચાર્યોની પરિષદ એમ કહે કે, ધો. ૫, ૬, ૭ પ્રાથમિક અથવા તો બુનિયાદી કક્ષાનાં નથી, એ કેવળ ભ્રમ અને અન્યથા વાત છે. અને બંધારણે એ સ્પષ્ટતા તેની કલમ ૪૫ માં કરી છે. તે કહે છે કે, રાજ્ય દરેક બાળકને, તે ૧૪ વર્ષનું થાય ત્યાં સુધી, મફત અને ફરજિયાત શિક્ષણ આપવાની જોગવાઈ કરવા પ્રયત્નશીલ રહેશે.

આમાં સ્પષ્ટ છે કે, ૧૪ વરસની ઉંમરના બાળકને જે કેળવણી જોઈએ, તે તેને મફત અને ફરજિયાત આપવી. ખરું જોતાં, હવે આ તબક્કો પ્રાથમિક કે પાયાનો બને છે. તેને નવું નામ આપવું હોય તો તે સાર્વત્રિક કહેવાય.

એટલે ખરું પૂછો તો, હવે જોવાનું તો એ છે કે, બાળકની ૧૪ વર્ષની ઉંમર સુધી ફરજિયાત આપવાની દેશવ્યાપી આ કેળવણીમાં શું શું હોવું જોઈએ? મફત અને ફરજિયાત તબક્કામાં અંગ્રેજી હોઈ શકે કે? આ સીધો સવાલ વિચારવાને બદલે આડી અવળી વાતો આજે ચાલે છે, એ હિંદની સ્વરાજ્ય-યાત્રાની કરુણમાં કરુણ કથની છે. ગયા જમાનામાં ફાવેલા ચપટીક જેટલા લોકો નવયુગને આગળ વધવા નથી દેતા. તેમાં હાઈસ્કૂલનો આચાર્યવર્ગ ભળેલો જોઈને અધિક દુઃખ થાય છે.

અને દલીલને ખાતર માનો કે, ધો. ૫, ૬, ૭ 'પ્રાથમિક' નથી. તોપણ ત્યાં અંગ્રેજી ભાષાને સ્થાન શી રીતે હોઈ શકે? અંગ્રેજી રાજ્ય હતું ત્યારે તે હતું; આજે તેનું શું? આજે તો દેશની આંતરભાષા હિંદી જ આ ધોરણોમાં બીજી ભાષા તરીકે શીખવવી જોઈએ, એ ઉઘાડું છે. બંધારણથી જોઈએ તો સરકારોનો એ ધર્મ છે કે, હિંદીનો આ રીતે પ્રચાર કરવા માટે તે ફરજિયાત આવું પગલું ભરે. આ વિચાર આચાર્યોએ કર્યો કે કેમ તે ખબર નથી. અંગ્રેજી તો ત્રીજી ભાષા તરીકે ધો. ૮ થી સ્થાન પામી શકે, કે જ્યારે બંધારણનિયત મફત ફરજિયાત શિક્ષણનો તબક્કો પૂરો થઈને, આગળ લેવાની મરજિયાત કેળવણી શરૂ થાય છે.

એટલે, ખરું જોતાં, આજે તો એ જ સાચા તબક્કા છે, કે જે બંધારણે માન્ય કર્યા છે —

૧. ૬ થી ૧૪ વર્ષની ઉંમર સુધીનો ફરજિયાત સાર્વત્રિક શિક્ષણનો તબક્કો. આમાં કશા આંતરા કે ભેદભાવ વગર રાષ્ટ્રે, નિર્ભેળ સમાનતાની દૃષ્ટિએ ચાલવું જોઈએ. લોકશાહી રાષ્ટ્રની પાયાની કેળવણી આ થઈ.

૨. ૧૪ વર્ષ બાદનો મરજિયાત કેળવણીનો તબક્કો. તેમાં વિદ્યાર્થીઓ અનેકલક્ષી કામોમાં અથવા એની તૈયારીઓના શિક્ષણમાં ફંટાતા જાય. એમાં આજે માધ્યમિક ને ત્યાર બાદનું ઉચ્ચ કહેવાતું શિક્ષણ પણ એક હશે.

પહેલાને સાર્વત્રિક કેળવણી કહેવાય; બીજાને વિશેષ કેળવણી કહેવાય. હિંદમાં શિક્ષણની પુનર્ઘટનાનો વિચાર બંધારણના આ સિદ્ધાંત પર આધાર રાખીને ચાલે છે. અને એ વસ્તુ 'બેઝિક' શિક્ષણે ૧૯૩૭માં સૂચવી, તે પરથી બંધારણમાં ઊતરી છે.

આ દૃષ્ટિએ શિક્ષણની પુનર્ઘટના કરવી હોય તો સ્પષ્ટતાની જરૂર છે અને સરકારોએ તે વેળાસર કરવી જોઈએ. આ સવાલ શિક્ષણશાસ્ત્રની વિશેષજ્ઞતાનો નથી; રાષ્ટ્રની શિક્ષણપ્રથાને યોગ્યતાપૂર્વક ગોઠવવાનો છે. તે વિષે ગાંધીજીએ તો સ્પષ્ટ કહ્યું હતું કે, પહેલો તબક્કો 'મૅટ્રિક–ઓછા–અંગ્રેજી–વત્તા–હિંદી'

જેટલા જ્ઞાનનો હોય; તે માટે જોઈએ તો સાત વર્ષ લો કે વધુ લો. તે તબક્કામાં અંગ્રેજી સંભવી જ ન શકે. બલ્કે સામેથી આચાર્યોને એમ પૂછવા જેવું છે કે, ૧૪ વર્ષના બાળકની કેળવણીમાં જે કાંઈ શીખવો તે મફત અને ફરજિયાત હોવું જોઈશે, એવી આણ બંધારણની છે. તે મુજબ અંગ્રેજી ધો. ૫, ૬, ૭માં સૌને મફત અને ફરજિયાત આપવાનું સ્વીકારશો કે? આટલા સાદા વિચાર પરથી પણ મુદ્દો દીવા જેવો ઉઘાડો થઈ જશે.

દેશની પાયાની કેળવણી સરકાર એકસરખી રીતે ચલાવે; એમાં આંતરો ન પાડે કે, અમુક બાળકો અંગ્રેજી ભણે અને અમુક ન ભણે. તે ભણવું જોઈએ તો સૌને ભણાવવા માટે યોજનાપૂર્વક આગળ ચાલો; ત્યાં વિકલ્પની વાહિયાદ વાતો કરી ફાવેલા વર્ગો આમપ્રજાને છેતરો નહીં. આમપ્રજા આ શિક્ષણમાં સમાન તક અને સમાન વ્યવસ્થા અબઘડી માગે છે. તે આપો, નહીં તો લોકશાહીમાં ક્રાંતિની બરદાસ કરવા તૈયાર રહો. હિંદમાં અંગ્રેજી એ શિક્ષણનો કે ભાષાનો સવાલ માત્ર નથી; આ દેશની સામાજિક તથા સાંસ્કૃતિક ક્રાંતિને માર્ગ આપવો છે કે નહીં, એ સવાલ છે. એનો ઢાંકપિછોડો ઝાઝો ચાલી નહીં શકે, એ વેળાસર સમજી લઈએ તો સારું છે.

૨૨-૧-'૫૮ **મગનભાઈ દેસાઈ**

# ૭મું ગૂજરાત નઈતાલીમ સંમેલન, ધંટોલી

[માંડવી સર્વોદય-યોજનાના ક્ષેત્રમાં આવેલા બાપુ- આશ્રમ, ધંટોલીમાં સાતમું ગૂજરાત નઈ તાલીમ સંમેલન શ્રી. રવિશંકર મહારાજના પ્રમુખસ્થાને· તા. ૨૯, ૩૦ ઑક્ટોબર ૧૯૫૭ના દિવસોમાં· મળ્યું હતું. તેણે સર્વાનુમતે પસાર કરેલા નીચેના ઠરાવો નોંધપાત્ર છે.]

૧

### નોકરી-લક્ષી શિક્ષણ

આ સંમેલનને એ જોઈ અત્યંત ખેદ થાય છે કે, દેશમાં ચાલી રહેલી બધી જ શિક્ષણ-પ્રવૃત્તિ આજકાલ નોકરી-લક્ષી બની ગઈ છે. નાની મોટી શિક્ષણ-સંસ્થાઓ અને વિશ્વ-વિદ્યાલયો જાણે કે એ હેતુથી જ ચાલી રહ્યાં હોય એમ લાગે છે. વિદ્યાર્થી-ઓમાં અને તેમના વાલીઓમાં પણ શરીરશ્રમથી બચી ઉજળિયાત ગણાતું જીવન ગુજારવાના સાધન રૂપે જ ભણતરને માનવામાં આવતું લાગે છે. આ સંમેલન આવા આત્મઘાતક વહેણ સામે સાવધાનીનો પોકાર ઉઠાવે છે, અને નઈ તાલીમના વિદ્યાર્થીઓ અને કાર્યકર્તાઓને તેવા વહેણમાં તણાઈ ન જવા અનુરોધ કરે છે. સંમેલન સૂચવે છે કે, નઈ તાલીમના ઉપાસકો, પોતાના જીવનના દૃષ્ટાંતથી, નઈ તાલીમના વિદ્યાર્થીવર્ગને અભ્યાસનાં વર્ષો દરમિયાન જાત-મહેનતનાં કામોથી સ્વાવલંબી રહેવાની, તેમ જ ભણી રહ્યા બાદ સ્વાવલંબી ધોરણે રહી લોકસેવા કરવાની પ્રેરણા આપી, તેમને નઈ તાલીમના સાચા વિદ્યાર્થી બનાવે.

સંમેલન માને છે કે, નઈ તાલીમને નામે ચાલતી શિક્ષણસંસ્થાઓમાં ઉદ્યોગ, સમૂહજીવન, અનુબંધ વગેરે અંગો ગમે તેટલાં ખીલવવામાં આવશે, છતાં વિદ્યાર્થીઓ જો નોકરીલક્ષી થઈ જશે, તો તેવી સંસ્થાનું શિક્ષણ નિષ્પ્રાણ બની જશે અને નઈ તાલીમના નામને લાયક નહિ રહે.

૨

### અંગ્રેજી ભાષાશિક્ષણની મર્યાદા

ધોરણ ૫, ૬, ૭માં અંગ્રેજી દાખલ થાય, તો નઈ તાલીમના એકમને તેમ જ બાળકોના શિક્ષણને કેવો ફટકો પડે છે, એ વાત તો સર્વવિદિત છે. એ અંગે ગૂજરાત નઈ તાલીમના અમદાવાદમાં મળેલા ખાસ અધિવેશને સ્પષ્ટ દોરવણી આપી છે. આ સંમેલન આશા રાખે છે કે, મુંબઈ સરકાર આ વાત નજર સમક્ષ રાખીને ધોરણ ૫, ૬, ૭માં અંગ્રેજી દાખલ ન જ કરવું એવા નિર્ણય પર કાયમ રહેશે.

નઈ તાલીમના હિમાયતીઓ એ વિષે પોતાનો સ્પષ્ટ અભિપ્રાય તથા મક્કમ વલણ દર્શાવીને લોકોને તેમ જ સરકારને સાચું માર્ગદર્શન આપશે; અને

સંબંધ ધરાવતા તથા પાશ્ચાત્ય સંસ્કૃતિના ભોગ બનેલાઓ છાપાંઓમાં અંગ્રેજી-તરફી પ્રચાર કરી રહ્યા છે, તેની માઠી અસર ભૂંસવા પૂરો પ્રયત્ન કરશે.

આ સંમેલન આશા રાખે છે કે, હિન્દુસ્તાની તાલીમી સંઘ જેવી સંસ્થા આવતા માસમાં બિહારમાં મળનાર અખિલ-ભારત નઈતાલીમ સંમેલનમાં દેશને આ પ્રકારની દોરવણી આપશે.

આ સંમેલન ભારપૂર્વક ધ્યાન ખેંચવા ઇચ્છે છે કે, અંગ્રેજીને મરજિયાત દાખલ કરવું એ પણ દેશના આજના સંજોગોમાં ફરજિયાત જેવું જ નીવડવાનું છે.

૩

### અ. બુનિયાદી શિક્ષણ બૉર્ડ

બુનિયાદી શિક્ષણસમિતિ (બેઝિક બૉર્ડ)ને સજીવન કરવા માટે તા. ૧૭-૬-'૫૭ ને રોજ સણોસરા મુકામે મળેલી સંઘની કારોબારીએ જે ઠરાવ કર્યો છે, તેને આ સંમેલન બહાલી આપે છે, અને તેને અનુસરીને નીચે પ્રમાણે કહે છે—

સેન્ટ્રલ એડવાઇઝરી બૉર્ડની સમિતિની ભલામણ પ્રમાણે મુંબઈ સરકારે પાયાની કેળવણીની નીતિને આવકારી લીધી છે; એમ છતાં બુનિયાદી શિક્ષણ સંબંધમાં મુંબઈ સરકારે બુનિયાદી બૉર્ડની સલાહ લેવાની નીતિ છેલ્લાં પાંચ વર્ષથી છોડી દીધી છે અને સમિતિની બેઠક બોલાવવાનું બંધ કર્યું છે. એને પરિણામે બુનિયાદી શાળાના અભ્યાસક્રમોમાં તથા કાર્યરીતિમાં એવા એવા ફેરફાર થઈ જવા પામ્યા છે કે, બુનિયાદી શિક્ષણનું તત્ત્વ જ ખોવાવા લાગ્યું છે. આ સ્થિતિની આ સંમેલન સખેદ નોંધ લે છે.

સંમેલન માને છે કે, બુનિયાદી શિક્ષણની પ્રગતિ અને શુદ્ધિને અર્થે તેમ જ ઉત્તર-બુનિયાદીના વિકાસ અર્થે પણ આ બૉર્ડ હોવું અત્યંત આવશ્યક છે.

સંમેલન એમ પણ માને છે કે, કેન્દ્ર સરકારે તેમ જ મુંબઈ સરકારે સર્વ પ્રાથમિક શિક્ષણ બુનિયાદી બનાવવાની નીતિ સ્વીકારી છે, તે જોતાં પ્રાથમિક શિક્ષણ બૉર્ડ અને બુનિયાદી બૉર્ડ એવાં બે જુદાં બૉર્ડ હોવાં જરૂરી નથી. બુનિયાદી શિક્ષણના નિષ્ણાતોની બનેલી આવી સમિતિનો કાર્યપ્રદેશ, બધું પ્રાથમિક શિક્ષણ હોવું જોઈએ. ચાલુ પ્રથાને બુનિયાદીનું સાચું સ્વરૂપ આપવાનો કાર્યક્રમ પણ આ સમિતિને સોંપવો જોઈએ.

આ સમિતિ સ્થાપવા માટે સરકાર તાત્કાલિક પગલાં લે એવી આ સંમેલન અપેક્ષા રાખે છે.

### આ. ઉત્તર-બુનિયાદી

ગૂજરાત નઈતાલીમ સંઘ તેમ જ સંમેલનોએ અગાઉ ભારપૂર્વક દર્શાવ્યું છે કે, નીચેથી ઊંચે સુધીનું બધું શિક્ષણ બુનિયાદી ધોરણનું બનાવવામાં આવશે તો જ લોકો તેમ જ વિદ્યાર્થીઓ તેને નિઃશંકપણે વધાવી શકશે. સંમેલન ફરીથી આગ્રહપૂર્વક માગણી કરે છે કે, હવે માધ્યમિક શિક્ષણને ઉત્તર-બુનિયાદી બનાવી લેવાનો કાર્યક્રમ ગંભીરતાપૂર્વક હાથમાં લેવો જોઈએ.

### ઇ. બુનિયાદી શાળાઓમાં કરવાના સુધારાઓ

(૧) બુનિયાદી શાળાઓમાં બુનિયાદી તાલીમ પામેલા શિક્ષકો મૂકવાની નીતિ સરકારે ઘડેલી છે; છતાં પણ શાળાઓમાં બુનિયાદી તાલીમ પામેલા શિક્ષકો પૂરતી સંખ્યામાં જોવામાં આવતા નથી. વળી ઘણી શાળાઓમાં મુખ્ય શિક્ષકો બુનિયાદી તાલીમવાળા ન હોવાથી, તાલીમવાળા મદદનીશો હિંમતથી નવી પદ્ધતિ અમલમાં મૂકી શકતા નથી.

(૨) આખું કેળવણીખાતું નઈ તાલીમની દૃષ્ટિ સમજતું થઈ જાય તે અર્થે બુનિયાદી શાળાઓમાં તેમ જ બીજી શાળાઓમાં કામ કરતા સામાન્ય તાલીમવાળા સર્વ શિક્ષકોને તેમ જ આચાર્યો, નિરીક્ષકો તેમ જ શાળાખાતાના અધિકારીઓને નઈ તાલીમની વિશેષ તાલીમ આપી દેવી, એ અત્યંત જરૂરનું છે. એવા વિશેષ તાલીમના વર્ગો યોગ્ય વાતાવરણમાં યોગ્ય અધ્યાપકોના હાથે ચલાવવાની નીતિ ચાલુ રાખવામાં આવે, એવી આ સંમેલનની ભલામણ છે.

# સરકારી ભાષા કમિશનના અહેવાલમાં મારી નોંધ

## ૧. પ્રાસ્તાવિક

(૧)

તા. ૧૯મી જૂન, ૧૯૫૬ના રોજ શ્રીનગર મુકામે જ્યારે રાષ્ટ્રપતિને સુપરત કરવા માટેના સરકારી ભાષા કમિશન (ટૂંકમાં ભાષા કમિશન)ના અહેવાલ ઉપર સહી કરવા અમે સૌ સભ્યો ભેગા મળ્યા, ત્યારે મેં ખુલાસારૂપે આ નોંધ ઉમેરવાની શરતે તેમાં સહી કરી હતી.

આપણા બંધારણની કલમ ૩૪૪ (૧)માં જણાવ્યું છે કે, 'બંધારણના પ્રારંભ પછી પાંચ વર્ષ પૂરાં થયે અને ત્યાર બાદ તેના પ્રારંભને ૧૦ વર્ષ પૂરાં થયે, રાષ્ટ્રપતિએ, હુકમ કાઢીને' સંઘની સરકારી ભાષા અંગે 'એક કમિશન નીમવું જોઈશે.'

કલમ ૩૪૪ (૨)માં જણાવ્યું છે કે, 'આ કમિશને રાષ્ટ્રપતિને નીચેની બાબતો વિષે ભલામણો કરવી જોઈશે —

(ક) સંઘનાં સરકારી કામકાજને માટે હિંદી ભાષાનો ઉત્તરોત્તર વધારે ઉપયોગ કરવા અંગે;

(ખ) સંઘનાં બધાં કે કોઈ અમુક સરકારી કામકાજ માટે અંગ્રેજી ભાષાના ઉપયોગ પર બંધી મૂકવા અંગે;

(ગ) આ બંધારણની ૩૪૮મી કલમમાં જણાવેલાં બધાં કે કોઈ અમુક કામકાજને માટે કઈ ભાષા વાપરવી તે અંગે;

(ઘ) સંઘના ચોક્કસ બતાવેલ કોઈ એક કે વધુ કામકાજને માટે આંકડાનું કયું રૂપ વાપરવું તે અંગે;

(ઙ) સંઘની સરકારી ભાષા વિષે તથા આંતરપ્રાંતીય વહેવારની ભાષા વિષે અને તેમના ઉપયોગ વિષે બીજી જે કોઈ પણ બાબત રાષ્ટ્રપતિ કમિશનને સોંપે તે અંગે.

પછીની કલમ અર્થાત્ ૩૪૪ (૩)માં કમિશનને એક સૂચક આદેશ છે કે —

'પોતાની ભલામણો કરવામાં કમિશને ભારતની ઔદ્યોગિક, સાંસ્કૃતિક તથા વૈજ્ઞાનિક પ્રગતિનો, તથા સરકારી નોકરી અંગે અહિંદીભાષી પ્રદેશોના ન્યાયી હકો તથા હિતનો ઘટતો ખ્યાલ રાખવો જોઈશે.'

આમ, એ આદેશમાં આપણી (૧) અનેકમુખી રાષ્ટ્રીય પ્રગતિ અને (૨) અ-હિંદીભાષી વિસ્તારોનાં હિતોનું સંરક્ષણ — ખાસ કરીને સરકારી નોકરીઓની બાબતમાં, — એ બે બાબતોની સુરક્ષિતતા લક્ષમાં રખાઈ છે. પરંતુ નોંધપાત્ર વસ્તુ એ છે કે, એ કલમમાં હિંદની એકતાની વાતને આદેશરૂપે દર્શાવવાની જરૂર જોવામાં આવી નથી. એનું કારણ એ છે કે, રાષ્ટ્રીય એકતા તો આખા બંધારણમાં અનુસ્યૂત જ છે. એટલે, હિંદના બંધારણે જે ભાષાકીય નકશો આંકચો છે, કે ભાષાકીય પ્રશ્નનું જે નિરાકરણ વિચાર્યું છે તથા ફરમાવ્યું છે, તેને હિંદની એકતાની મુખ્ય આવશ્યકતાની સાથે સુસંગત માનીને તેમ કર્યું છે. તેથી ભાષા કમિશન પોતાની ભલામણો રજૂ કરતી વખતે એ નકશાને વફાદાર રહે, તો બંધારણે આપણા દેશ માટે વિચારેલી એકતાને કાંઈ હાનિ થશે એવી ચિંતા રાખવાની જરૂર નથી.

ઉપર જણાવેલ બંધારણની કલમ ૩૪૪ (૨)કને અનુસરીને જ રાષ્ટ્રપતિએ કમિશનને વિશેષમાં એમ જણાવ્યું છે કે, 'તેણે એક સમયપત્રક તૈયાર કરવું કે જે અનુસાર તથા જે રીતે હિંદી ભાષા સંઘની સરકારી ભાષા તરીકે તથા સંઘ અને રાજ્યોની સરકારો વચ્ચે કે રાજ્યોની સરકારો વચ્ચેના પરસ્પર વ્યવહારની ભાષા તરીકે અંગ્રેજીનું સ્થાન લે.'

આમ, અંગ્રેજીનું સ્થાન ક્રમે ક્રમે હિંદી ભાષા લે, એ બાબતની સ્પષ્ટ નીતિ, કાર્યક્રમ અને સમયપત્રક તથા રીત બતાવવા માટે કમિશન ઉપર ફરજ નાંખવામાં આવી છે અને એ જ કમિશનને સોંપવામાં આવેલું વિશિષ્ટ અને ખાસ કાર્ય છે.

(૨)

આ કમિશનની નિમણૂક 'બંધારણના પ્રારંભ પછી પાંચ વર્ષ પૂરાં થયે' થઈ હતી; અને ૧૯૬૦માં તેવું જ બીજું કમિશન નિમાશે. ઉપરાંત એ જાતનું સમયપત્રક ઘડવામાં એવી કામચલાઉ મર્યાદા આંકી આપવામાં આવી છે કે, અંગ્રેજીને સ્થાને હિંદીની

ફેરબદલી કરવાની પ્રક્રિયા એવી રીતે વિચારાવી તથા યોજાવી જોઈએ કે જેથી ૧૯૬૫ સુધીમાં તે પૂરી થવાને માર્ગે હશે એવી ઠીક ઠીક ખાતરી મળી રહે. જો ભાષા કમિશનને પોતાની તપાસ દરમ્યાન એમ માલૂમ પડે કે, ૧૯૬૫ સુધીમાં તેમ થવું શક્ય નથી, તો તે એ ફેરબદલીની પ્રક્રિયાનું સમયપત્રક એ પ્રમાણે સૂચવે. પરંતુ કહેવાનો મુદ્દો એ છે કે, ભાષા કમિશને એવી સ્પષ્ટ નીતિ અને કાર્યક્રમોની ભલામણ કરવાની હતી, કે જેમનો અમલ કરવામાં આવે, તો બંધારણે ઠરાવેલી સમય-મર્યાદા જળવાઈ રહે.

તે સાથે બીજી એક વાત પણ લક્ષમાં રાખવાની છે. આ ભાષા કમિશન પહેલું હતું. તેમ છતાં તે ૧૯૫૦ પછી પાંચ વર્ષ પૂરાં થયે નિમાયું હતું. અર્થાત્ તે પાંચ વર્ષો દરમ્યાન સંઘ સરકારે, તથા રાજ્યોની સરકારોએ હિંદીપ્રચાર, તથા અંગ્રેજીમાંથી દેશી ભાષાઓમાં ફેરબદલીની તૈયારીનું કામ આરંભી દેવાનું હતું. એ બાબતમાં બિનસરકારી સંસ્થાઓએ પણ અભિનંદનીય સહકાર આપીને પોતાની રીતે પ્રયત્નો આરંભ્યા હતા. એટલે કમિશને પાંચ વર્ષ દરમ્યાન થયેલ એ બધા સરકારી અને બિનસરકારી કામકાજનો સ્પષ્ટ અંદાજ આંકીને, તથા ફેરબદલીના એ કામમાં ક્યાં શાથી રુકાવટ આવી એ બધું તપાસીને, પોતાનું કામકાજ શરૂ કરવાનું હતું તથા પોતાની ભલામણો કરવાની હતી.

૧૯૫૦-૫૫નાં પાંચ વર્ષો દરમ્યાન થયેલ કામકાજની તપાસમાં ઊતરતાં કમિશનને જણાયું કે, મદ્રાસ સરકારે પોતાના નિવેદનમાં જણાવ્યું છે તેમ, 'કેન્દ્રમાં અંગ્રેજીમાંથી હિંદીની ફેરબદલી કરવામાં રહેલા પ્રશ્નો અસંખ્ય, વિધવિધ જાતના તથા ગૂંચવણિયા છે.' તથા આપણા દેશ જેવી બહુભાષી પરિસ્થિતિમાં એ પ્રશ્નોનો ઉકેલ લાવવાનું કામ ઘણું કપરું તથા મુશ્કેલ છે. તેમ છતાં મદ્રાસ સરકારના નિવેદનમાં જણાવેલા શબ્દો જ ટાંકીએ તો; 'એ પ્રશ્નોને પૂરેપૂરા જોઈ કાઢીને તેમનો નકશો પણ તૈયાર કરવામાં આવ્યો નથી. એમના ઉકેલો તો હજુ શોધવા બાકી જ છે. એ ફેરબદલી માટે આંકી આપવામાં આવેલાં પંદર વર્ષોમાંથી પાંચ વર્ષો પસાર થઈ ગયાં છે, છતાં એ ફેરબદલીની પ્રક્રિયા હજુ શરૂ પણ કરવામાં આવી નથી.' દેશના તખ્તા ઉપર કોઈ એવી સક્રિય તથા દેશવ્યાપી હિલચાલ વિચારી કાઢીને અમલમાં મૂકવામાં આવી હોવાનાં કશાં એંધાણ જોવામાં આવતાં નથી, જેથી કરીને કાંઈક ખાતરીપૂર્વક એમ કહી શકાય કે, એ ફેરબદલીનું ગાડું ચીલે ચડી ગયું છે અને ૧૯૬૫ સુધીમાં તેને લક્ષ્યસ્થાને પહોંચી જશે. રાષ્ટ્રપતિએ આ કમિશન પાસે, આખા દેશ માટે, ખાસ કરીને ૧૯૫૬-૬૦ સુધીના ગાળાને માટેના કામ સારુ જે સમયપત્રકની માગણી કરી છે, તેને આ પ્રથમ પાંચ વર્ષમાં થયેલ કામકાજની ભૂમિકામાં પણ સમજવી રહેશે.

(૩)

બંધારણની ૩૪૪ (૧) કલમમાં જણાવ્યું છે કે, રાષ્ટ્રપતિ ભાષા કમિશનની નિમણૂક યાદી નં. ૮માં જણાવેલી જુદી જુદી ભાષાઓનું પ્રતિનિધિત્વ ધરાવતા સભ્યોથી કરશે. એ જ કલમને આપણે વધુ તપાસીશું તો જણાશે કે, બંધારણ હેઠળ આ કમિશનને જ અંગ્રેજી ભાષાના ઉપયોગ ઉપરથી હિંદની ભાષાઓ ઉપર આવવાની પ્રક્રિયાને ગતિમાં મૂકવાનો હક મળેલો છે. કારણ કે, આ કમિશન જે ભલામણો કરે, તેમના ઉપર બંધારણની કલમ ૩૪૪ (૪) માં જણાવ્યા મુજબ લોકસભા અને રાજ્યસભાએ ચૂંટેલા ૩૦ સભ્યોની કમિટી રાષ્ટ્રપતિને અહેવાલ રજૂ કરે. પછી તેને આધારે જ રાષ્ટ્રપતિ આ બાબતમાં સૂચનાઓ કાઢે. અર્થાત્ હિંદની ભાષાઓના ગણતંત્રરૂપ આ કમિશન જ ભાષાની ફેરબદલી અંગે 'વીટો-પાવર' જેવી અંતિમ સત્તા ધરાવે છે. પેલી કમિટી કે રાષ્ટ્રપતિ આ કમિશને રજૂ કરેલી ભલામણોમાં કશું નવું ઉમેરી ન શકે, કે કેન્દ્ર સરકાર કોઈ પણ ભાષાકીય વિસ્તાર ઉપર હિંદી ભાષા બળ-જબરીથી લાદવાની સત્તા વાપરી ન શકે.

અ-હિંદીભાષી રાજ્યના એક અગત્યના સાક્ષીને જ્યારે પૂછવામાં આવ્યું કે, 'કેન્દ્ર સરકાર જો

રાજ્ય-સરકારો સાથેના વ્યવહારમાં હિંદી ભાષા વાપરવાનું નક્કી કરે, તો તમે તેને માટે શી રીતે તૈયાર થાઓ ?' તો તેણે તરત જવાબ આપ્યો કે, 'જો હિંદી ભાષા મારા ઉપર પરાણે લાવવામાં આવે, તો હું હિંદી સંઘમાંથી છૂટો થઈ જાઉં.' અર્થાત્ એક સ્પષ્ટ નીતિ અને સમય-પત્રકની આવશ્યકતા હોવા ઉપરાંત, આ દાખલા ઉપરથી બીજું એ પણ ફલિત થાય છે કે, એ નીતિ અને સમય-પત્રક એવાં હોવાં જોઈએ કે જેમનો સ્વીકાર સૌ વિસ્તારો અને ખાસ કરીને અ-હિંદીભાષી વિસ્તારો પણ કરી શકે. કમિશનને દેખાયું હતું કે, ખાસ કરીને બંગાળા અને તામિલનાડ અંગ્રેજીની ફેરબદલીની રીતે નહીં પણ અંગ્રેજીને રાખવાની રીતે જ વિચાર કરતાં હતાં. એટલે કમિશનની ભલામણો એવી હોવી જોઈએ કે જેથી દક્ષિણ અને પૂર્વના વિસ્તારોમાં પ્રવર્તતી એ લાગણી દૂર થાય અને તેમને પરિણામે અખિલ-હિંદ-વ્યાપી કાર્યક્રમ અમલમાં આવે. એ વસ્તુ તો જ બની શકે જો ફેરબદલીના કાર્યક્રમ માટે આખા હિંદને ધોરણે કામકાજના લક્ષ્યાંકો, સામાન્ય સમય-પત્રક સહિત, સ્પષ્ટપણે આંકી આપવામાં આવે.

(૪)

આ ફેરબદલીની પ્રક્રિયા અ-હિંદીભાષી રાજ્યોમાં મુખ્યત્વે શરૂ થવી જોઈએ એ ઉઘાડું છે.* તેઓએ હિંદી શીખવાનું શરૂ કરવું જોઈએ અને તેને આંતર રાજ્યવ્યવહાર અને કેન્દ્ર સાથેના વ્યવહાર માટે વાપરવાનું શરૂ કરવા તૈયાર થવું જોઈએ. તેઓએ ઉપરાંતમાં અંગ્રેજીને સ્થાને રાજ્યની સત્તાવાર પ્રાદેશિક ભાષા કે ભાષાઓ, પોતપોતાના નિર્ણય મુજબ, રાજ્યની અંદર વાપરવાનું શરૂ કરવું જોઈએ. આ જાતનો નિર્ણય હજુ ઘણાં રાજ્યોએ લીધો નથી.

કેટલાંક રાજ્યોમાં તો રાજ્યની સત્તાવાર ભાષાઓ તરીકે પ્રાદેશિક ભાષાઓ રાખવાનું જાહેર કર્યા છતાં, અંગ્રેજીને કાયમ રાખવાનું દૃઢ વલણ પણ જોવામાં આવે છે. આ ઢીલ કે આનાકાનીનું કારણ મદ્રાસ સરકારના નિવેદનમાં સ્પષ્ટ જણાવ્યું છે —

> "રાજ્યની સરકારે પોતાની સત્તાવાર પ્રાદેશિક ભાષા અંગેનો નિર્ણય સંઘની સરકારી ભાષાના નિર્ણયથી સ્વતંત્ર રીતે જ લેવાનો છે એ સાચું છે ખરું; પરંતુ, સંઘના નિર્ણયની અસર રાજ્યવહીવટ અને રાજ્યની કેળવણી–પદ્ધતિ ઉપર કેવીક થશે એ પણ સમજવું જોઈએ, અને તેની જોગવાઈ રાખવી જોઈએ. . . . પરંતુ ભાષા કમિશન આવા પ્રશ્નનો અભ્યાસ ન કરે, ત્યાં સુધી કેન્દ્રમાં કરવાના ફેરફારોનો નિર્ણય સંભવિત નથી."

આમ, ખાસ કરીને દક્ષિણમાં તથા પૂર્વનાં અ-હિંદીભાષી રાજ્યોમાં ભાષાકીય ફેરબદલીની બાબતમાં બધું અંતરિયાળ લટકી રહ્યું છે. તેઓ સંઘની સરકારી ભાષા હિંદી હોય એ બાબતની બંધારણની કલમ સ્વીકારે છે; પરંતુ તેની સાથે અંગ્રેજીને પણ કાયમ રાખવાની માગણી કરે છે. તથા રાજ્યવહીવટમાં તથા કેળવણીમાં તેઓ તેને કાયમ રાખી પણ રહ્યાં છે. આ વસ્તુ, ખરેખર, ભાષાકીય ફેરબદલા માટે દેશવ્યાપી કાર્ય શરૂ કરવામાં મોટા અંતરાયરૂપ છે. આ બાબતની વિચારણા હવે પછીના, એટલે કે ૧૯૬૦–૬૧માં આવનારા સરકારી ભાષા કમિશન ઉપર મુલતવી રાખવી યોગ્ય નથી,— સિવાય કે, હવે પછીનાં પાંચ વર્ષ પણ એળે ગુમાવવા આપણે તત્પર થઈએ.

તેથી કરીને, ભાષા કમિશનની ભલામણોને પરિણામે, કેન્દ્રમાં તેમ જ રાજ્યોની કક્ષાએ પણ આ ફેરબદલી માટે દેશવ્યાપી કાર્ય શરૂ થવા માટે યોગ્ય ચાલક-બળ શોધાય અને તે કામ કરતું થાય, એ અતિ આવશ્યક છે. એનો અર્થ એ થયો કે, ભાષા કમિશનની ભલામણો, તેમનાં પ્રયોજન અને અસરની દૃષ્ટિએ, એવી હોવી જોઈએ કે જેથી કરીને તે ભલામણોને પરિણામે ભવિષ્યમાં ઊભા થનાર

---

* હિંદીભાષી રાજ્યોએ પણ રાજ્ય-કક્ષાએ અંગ્રેજીની ફેરબદલી બીજાં રાજ્યોની પેઠે જ કરવી રહેશે; પણ તેમને તે માટે અહિંદી-રાજ્યોની પેઠે નવી ભાષા શીખવી નહીં પડે.

ભાષાકીય ફેરબદલીના સ્વરૂપ અને પ્રકાર અંગે અ-હિંદી-ભાષી રાજ્યોમાં અત્યારે જોવામાં આવતી ભય અને ચિંતાની લાગણી દૂર થાય. મને ડર છે કે, આ બાબતમાં ભાષા કમિશનની ભલામણો પૂરેપૂરી સંતોષ આપતી નથી.

(૫)

રાષ્ટ્રપતિએ ભાષા કમિશનને સોંપેલા ખાસ અને મુખ્ય કાર્યને યોગ્ય રીતે પૂરું પાડવા જતાં કમિશનને બીજી પણ કેટલીક આનુષંગિક બાબતો અંગે તપાસ કરવી પડે એ ઉઘાડું છે. જેમ કે, ઉચ્ચ કેળવણીનું માધ્યમ, હિંદી તેમ જ બીજી દેશ-ભાષાઓનાં સ્વરૂપ, ક્ષેત્ર અને વિકાસ, દેશના કેળવણી-તંત્રમાં અંગ્રેજીનું સ્થાન, વગેરે. આમાંની ઘણી બાબતો રાજ્યોની હકૂમતના ક્ષેત્રની છે. તથા એ બધા અંગે સ્વતંત્ર પ્રજાઓનો અનુભવસિદ્ધ અભિપ્રાય સ્પષ્ટ તથા એકમત છે. આપણે પણ હવે સ્વતંત્ર પ્રજા બન્યા હોઈ, આપણી વ્યવસ્થા તદનુસાર કરી લેવી જોઈએ.

પરંતુ ભાષા કમિશન જે બહારની બાબતોની ચર્ચામાં ખેંચાઈ ગયું છે, તેમાંની ઘણી ખરી તો એ જ છે કે જે અંગે રાજ્યોના લોકોની લાગણી તીવ્ર બની ગઈ છે અને ભાષાકમિશન તે અંગે કેવા પ્રત્યાઘાત પામીને કેવો અહેવાલ રજૂ કરશે તે બાબત ચિંતાતુર છે. ઉપરાંત કેન્દ્ર સરકાર પોતાની કાયદેસરની તથા વ્યાપક સત્તાઓનો આ પ્રશ્ન અંગે કેવો અને કેટલો ઉપયોગ કરશે તેની પણ તેઓને ધાસ્તી છે. અને એ વસ્તુ જ આ ભાષાકીય ફેર-બદલીની આ પ્રવૃત્તિને શરૂ થતી તથા આગળ વધતી પણ રોકી રહી છે, એ હું આગળ કહી આવ્યો છું. ભાષા-કમિશને આ બાબતમાં પોતાને સોંપવામાં આવેલા કાર્યની મર્યાદાઓની બહાર જઈને પણ કેટલીક સૂચનાઓ અને નોંધો કરી છે કે, જે ઉપર જણાવેલ ભય અને ચિંતાને હળવાં કરવામાં મદદ-ગાર બને તેવી તો નથી જ.

રાજ્યકક્ષાએ આ ફેરબદલી બે બાજુએથી શરૂ થવી જોઈએ. એક બાજુ રાજ્યે વહીવટી તેમ જ શિક્ષણતંત્રમાં પોતાની માન્ય પ્રાદેશિક ભાષા કે ભાષાઓ વાપરવાનું ઉત્તરોત્તર શરૂ કરવું જોઈએ, અને બીજી બાજુ બીજાં રાજ્યો તથા કેન્દ્ર સાથેના વ્યવહારમાં હિંદી વાપરવા માટે તેણે તૈયારી કરવી જોઈએ. આમ કરવાથી સંધિકાળ દરમ્યાન કશો ખાલી વચગાળો ઊભો નહીં થાય. આ બંને પ્રવૃત્તિઓ એકસાથે તેમ જ એક જ યોજના અને પ્રક્રિયા તરીકે આરંભાવી જોઈએ. આ રીતે જ આખા દેશવ્યાપી ફેરબદલી વ્યાવહારિક વસ્તુ બની શકે. મને લાગે છે કે, ફેરબદલીની પ્રક્રિયાના ચાલક-બળ જેવી આ બાજુને ભાષા કમિશને જેટલા પ્રમાણમાં ઉપર તારવી આપવી જોઈએ, તેટલી તારવી આપી નથી.

આ અંગે એક બીજો મુદ્દો પણ છે. દેશમાં એક એવો અભિપ્રાય પણ છે કે જે દેશની એકતાને નામે એમ કહેવા સુધી જાય છે કે, રાજ્યના આંતરિક વહીવટમાં તેમ જ કેળવણીમાં પણ હિંદીને બને તેટલી વધુ દાખલ કરવી જોઈએ. ભાષા કમિશને આ બાબતમાં કેટલાક વિચારો પોતાના ‘નિર્ણયો’ કહીને જાહેર કર્યા છે; જોકે તેને તો ‘ભલામણો’ જ કરવાની હોઈ શકે. મને લાગ્યું છે કે, આ કહેવાતા ‘નિર્ણયો’ સરવાળે એવી છાપ ઊભી કરે છે કે, હિંદીને એવી બાબતોમાં પણ ઘુસાડવાનો પ્રયત્ન થઈ રહ્યો છે કે જ્યાં તેણે પ્રાદેશિક કે રાજ્ય-ભાષાઓના ન્યાયી હકો સાથે અથડામણમાં આવવાનું ટાળવું જોઈએ. ટાળી શકાય એવો આ ઝઘડો જ, વસ્તુતાએ હિંદની એકતાને જોખમમાં લાવી મૂકશે, અને ભાષાકીય સમૂહોને વિચિત્ર ટોળાબંધી કે વાડાબંધી ઊભી કરવા પ્રેરશે.

(૬)

વળી, સંઘ-ભાષા હિંદીને ઉત્તરોત્તર દાખલ કરવાના કામને અત્યારને તબક્કે, આપણે તેના સ્વરૂપ અને સ્થાન વિષે સ્પષ્ટ સમજ મેળવી લેવી અતિ આવશ્યક છે. અત્યારે તો હિંદી ભાષા

બંધારણની યાદી નં. ૮માં જણાવેલી ૧૪ ભાષાઓ-માંની એક છે. સંઘ-ભાષા તરીકેની હિંદી ભાષાનું તો અત્યારે નામમાત્રે તથા ભવિષ્યમાં ઉત્પન્ન થનાર વસ્તુ તરીકે જ અસ્તિત્વ છે. ઉપરાંત હિંદી ભાષા એ કંઈ અંગ્રેજી ભાષા જેટલી વિકસિત ભાષા નથી કે જેથી તેને સ્થાને તરત તેને મૂકી દઈ શકાય. ઉપરાંત તેમાં એટલી સમૃદ્ધિ પણ નથી કે જેથી તે અંગ્રેજીની પેઠે સાહિત્ય, જ્ઞાન ઇ૦ માટે આકર્ષક બની શકે. તેમ છતાં, જો બંધારણે ઠરાવ્યા મુજબ તે ભાષા આખા દેશની સર્વ-સામાન્ય ભાષા બનવાની હોય, તો તેને અ-હિંદીભાષી પ્રદેશોએ પણ શીખી લેવી જોઈશે. તે માટે સક્રિય પ્રયત્ન ત્યારે જ શરૂ થાય, જ્યારે એ પ્રદેશો તેને તેમનાં કેળવણીનાં અને વહીવટી ક્ષેત્રોમાં જ્યાં અત્યારે અંગ્રેજીનું પ્રભુત્વ છે, ત્યાં અપનાવે. એનો અર્થ એ થયો કે, હિંદીનો તે રીતે વિકાસ થવાની જરૂર છે.

ઉપરાંત સંઘની સરકારી ભાષાનું નામ તથા ઉત્તર હિંદની પ્રાદેશિક ભાષાનું નામ પણ હિંદી જ હોવાથી આપણી વિચારણામાં ગોટાળો ઊભો કરે છે અને તાત્કાલિક અગત્ય અને અસરવાળી વિવિધ બાબતોમાં આપણને ભૂલભર્યા નિર્ણયો તરફ દોરી જાય છે. દાખલા તરીકે, આપણે જો એમ કહીએ કે, અખિલ-હિંદ કક્ષાની નોકરીઓ માટેની પરીક્ષાઓમાં હિંદી પણ અંગ્રેજી સાથે વૈકલ્પિક માધ્યમ રહેશે, તો તેનો અર્થ એટલો જ થાય કે, તેથી ઉત્તર હિંદના લોકો કે જેમની પ્રાદેશિક ભાષા હિંદી છે, તેઓને જ લાભ થાય. કારણ કે સર્વ-સામાન્ય સંઘભાષા તરીકેની હિંદી તો હજી ઊભી થવાની છે. તે પરીક્ષાઓમાંથી આપણે અંગ્રેજીને ખસેડીએ તો, ન્યાયની રીતે આપણે કહેવું જોઈએ કે, બધી પ્રાદેશિક ભાષાઓને એ હેતુ માટે સરખી જ માન્યતા મળશે. માત્ર હિંદીને રાખવી તો ત્યારે જ શક્ય બની શકે, જ્યારે તે અહિંદીભાષી વિસ્તારોની પણ જીવંત અપર ભાષા બની હોય.

(૭)

ભાષા કમિશને વળી હિંદીના પ્રશ્નનું પૃથક્કરણ કરતી વેળાએ આજે આર્થિક આયોજનમાં પ્રચલિત શબ્દોના ભૂલભર્યા સામ્યથી દોરાઈ 'જાહેર ક્ષેત્ર' અને 'ખાનગી ક્ષેત્ર' એવાં બે ક્ષેત્ર દર્શાવ્યાં છે. તેમાંનું પ્રથમ તે સરકારી ક્ષેત્ર છે, અને બીજું તે કેળવણી અને જાહેર જીવનમાં લોકો વડે કરાતા ઉપયોગનું ક્ષેત્ર. એ ક્ષેત્ર ખરી રીતે 'રાષ્ટ્રીય ક્ષેત્ર' કહેવાય; ત્યાં સંઘની સરકારી ભાષા નહીં, પરંતુ રાષ્ટ્રીય સર્વસામાન્ય આંતરભાષા હિંદી પ્રચારમાં હશે. આમ, હિંદીની ઉપર જણાવેલી બે બાજુઓની જેમ, અખિલ હિંદની ભૂમિકાએ પણ બે બાજુઓ છે.

આપણે અંગ્રેજીનો ફેરબદલો એ બંને ક્ષેત્રોમાં કરવો છે. જોકે એ બંને ક્ષેત્રો સંબંધિત છે, છતાં તેમની અલગ અલગ તપાસ પણ કરવી જોઈશે. સરકારી હિંદી ભાષા તો પરિભાષા વગેરે અંગે સરકારી નિયમાવલિઓ અને તેવા બીજા આદેશો અનુસાર ઘડાતી જશે; ત્યારે રાષ્ટ્રીય હિંદી ભાષા તો આપણા સૌ પ્રજાજનોના પ્રયત્નોમાંથી સ્વતંત્ર વિકાસ પામીને ઊભી થશે. એ રાષ્ટ્રીય હિંદી ભાષા જ સરકારી હિંદી ભાષામાં પણ પ્રાણ પૂરશે અને તેને માત્ર સૂકા જડ શબ્દોની કૃત્રિમ અણઘડ યાદી બની જતી અટકાવીને એક જીવંત સર્જક વસ્તુ બનાવશે. આમ, હિંદી વડે અંગ્રેજીની ફેરબદલીનું કાર્ય માત્ર સરકારી સાહસ નથી, પરંતુ વિવિધ બોલીઓ બોલતા સમગ્ર હિંદી પ્રજાજનો માટેનું સાહસ બની રહે છે. આ મહા પ્રયત્નમાં દેશની સરકાર દોરવણી આપશે અને સાથે સાથે તેઓ વડે દોરાશે પણ.

સંઘના સૌ એકમોની શુભેચ્છા સહિત આ પ્રક્રિયાને શરૂ કરવી, એ જ દેશ સમક્ષ આવીને ઊભેલો ભાષાકીય પ્રશ્ન છે. આ પ્રયત્ન કયા માર્ગોએ ચાલવો જોઈએ તેની મુખ્ય રેખાઓ આપણા બંધારણે આંકી આપી છે. તેને અનુસરીને ભાષા કમિશન પાસે પછીનાં પાંચ વર્ષ માટે કાર્યક્રમ

અને સમયપત્રક માગવામાં આવ્યાં છે. અત્યારની પરિસ્થિતિમાં આ પ્રશ્નનો શક્ય તેટલી સ્પષ્ટતાથી તથા દૃઢતાથી સામનો કરવો આવશ્યક છે; પરંતુ મને લાગે છે કે, તેટલી સ્પષ્ટતા તથા દૃઢતા કમિશને દાખવ્યાં નથી. આ પ્રારંભિક નોંધમાં કમિશનના કાર્યની કેટલીક બાજુઓનો ઉલ્લેખ કરીને, મને તેવું શા માટે લાગે છે, તેનો કંઈક ચિતાર આપવા મેં પ્રયત્ન કર્યો છે. હવે પછી તેમાંથી મુખ્ય બાબતને હું વધુ વિગતવાર વિચારણાને માટે હાથ ઉપર લઈશ.

—ચાલુ]

મગનભાઈ દેસાઈ

[અંગ્રેજી ઉપરથી.—ગો૰]

# દક્ષિણ હિંદમાં હિંદી અને અંગ્રેજી

(ડિસે૰ ૧૯૫૬ના 'દક્ષિણ હિંદનો હિંદી-વિરોધ' એ લેખના અનુસંધાનમાં)

દક્ષિણ ભારતમાં અંગ્રેજીનું શિક્ષણ અને પ્રચાર દેશના બીજા ભાગો કરતાં વધુ છે, તેથી ત્યાંના લોકોને રાષ્ટ્રભાષા અંગ્રેજી રહે તે વધુ ફાવે, એવી દલીલ કરવામાં આવે છે. તેને અંગે દેશના બીજા બધા ભાગોની સરખામણીમાં ખરેખર ત્યાં અંગ્રેજીનો પ્રચાર વધુ છે કે કેમ તે વિષે કેટલાક આંકડા અગાઉ આપ્યા હતા. સરકારી ભાષા કમિશને પણ તેના અહેવાલમાં ટકા કાઢીને આંકડા આપ્યા છે. તે ઉપરથી પણ સ્પષ્ટ થાય છે કે, દક્ષિણ ભારતની (એટલે કે, મદ્રાસ, મૈસૂર, ત્રાવણકોર-કોચીન અને કૂર્ગ ગણતાં) ૭ કરોડ ૫૬ લાખની વસ્તીમાંથી માત્ર ૮ લાખ, ૭૫ હજાર લોકો અંગ્રેજી જાણે છે: અર્થાત્ કુલ વસ્તીના માત્ર ૧.૧૫ ટકા. તેની સરખામણીએ મુંબઈમાં ૧.૨૭ ટકા, પંજાબમાં ૨.૫૬ ટકા, અને બંગાળમાં ૨.૪૧ ટકા અંગ્રેજી જાણે છે.

પરંતુ દક્ષિણભારતવાળા બીજી દલીલ એ કરે છે કે, અમારી ભાષા સંસ્કૃતમાંથી આવેલી નથી, એટલે અમને લોકોને હિંદી શીખવાનું ફાવે જ નહિ. પરંતુ એ દલીલની પોકળતા પણ, દક્ષિણ ભારતમાં કશી સરકારી મદદ વિના જ ગાંધીજીએ ઈ. સ. ૧૯૧૮ થી શરૂ કરેલી 'દક્ષિણ ભારત હિંદી પ્રચાર સભા'એ કરેલી કામગીરીના આંકડાઓ ઉપરથી જણાઈ આવે છે. તે સભાએ ૧૯૧૮ થી ૧૯૫૫ સુધી પોતે કરેલા કાર્ય અંગે જે આંકડા બહાર પાડ્યા છે, તે મુજબ—

| | |
|---|---|
| કુલ હિંદી શીખનારા | ૫૦ લાખ |
| સભાની પરીક્ષાઓમાં બેઠેલા | ૯ લાખ |
| કુલ કેન્દ્ર | ૫૫૦૦ |
| પ્રમાણિત હિંદી પ્રચારક | ૪૮૩૯ |
| સ્થાનીય સંસ્થાઓ | ૬૦૦ |
| પ્રકાશિત હિંદી પુસ્તક | ૧૮૮ |
| વેચાયેલાં પુસ્તકોની નકલો | ૨ કરોડ ૫ લાખ |

સ્કૂલ, કૉલેજ અને જનતામાં હિંદી શિક્ષણ માટેનાં કેન્દ્રોની સંખ્યા નીચે પ્રમાણે છે—

| પ્રદેશ | સભાનાં કેન્દ્ર | હાઈસ્કૂલ | કૉલેજ |
|---|---|---|---|
| આંધ્ર | ૧૪૦૦ | ૯૮૩ | ૬૫ |
| તામિલનાડ | ૧૨૦૦ | ૫૬૮ | ૩૬ |
| કેરલ | ૮૦૦ | ૬૦૨ | ૩૨ |
| કર્ણાટક | ૬૦૦ | ૭૪૭ | ૨૭ |
| | ૪૦૦૦ | ૨૯૦૦ | ૧૬૦ |

બીજી રીતે જોઈએ, તો દક્ષિણ ભારતની (આંધ્ર વગેરે સહિત ગણતાં) કુલ વસ્તી ૯ કરોડ ૬૧ લાખ છે. તેમાં સ્વભાષામાં 'ભણેલા' કહેવાય તેવાઓની સંખ્યા બે કરોડ ૩ લાખ છે. તેમાં હિંદી જાણનારાઓની સંખ્યા દ૰ ભા૰ હિંદી પ્રચાર સભાના આંકડા મુજબ ૪૪ લાખ, ૨૯ હજાર છે. અર્થાત્ કુલ વસ્તીને હિસાબે ૪.૫ ટકા, અને ભણેલાની સંખ્યાને હિસાબે ૨૧.૬ ટકા છે. ત્યારે અંગ્રેજી જાણનારાઓની સંખ્યા તો ભાષા-કમિશને આપેલા આંકડા મુજબ, વસ્તીને હિસાબે ૧.૧૫ ટકા, અને ભણેલાની સંખ્યાને હિસાબે ૪.૦૮ જેટલી જ છે. અને તેય અંગ્રેજ સરકારના વ્યવસ્થિત પ્રયત્નો અને નોકરીનાં પ્રલોભનો હોવા છતાં.

એટલે દક્ષિણ ભારતના લોકોને હિંદી શીખવું અઘરું પડે તેમ છે, તેમ જ તેઓ હિંદી ભણવાનું ઇચ્છે નહિ, એમ કહેવું ખોટું છે.

—ગો૰

# ગાંધીજીના છેલ્લા શબ્દ

## ૧૯

૧૯૪૬ના નવેમ્બરમાં એક અમેરિકને ગાંધીજીને પૂછ્યું કે, દૈનંદિન જીવનમાં માણસે ઓછામાં ઓછું શું કરવું જોઈએ, જેથી કરીને એનામાં શૂરાની અહિંસા પ્રગટ થાય? એને ગાંધીજીએ જવાબ આપ્યો,

'આપણા વિચારમાંથી કાયરતાને કાઢવી ને એ રીતે નાની મોટી પ્રવૃત્તિમાત્રમાં આપણું વર્તન નિયમિત કરવું. આમ સાધક એના ઉપરી ઉપર ધખી ગયા વિના તેનાથી દબાવાની ના પાડે, અને ગમે તેટલા મોટા પગારવાળી નોકરી પણ છોડવા તૈયાર રહે. સર્વસ્વનો ભોગ આપવો પડે તેમ છતાં, જો સાધકને એના શેઠ ઉપર લેશમાત્ર રોષ ન હોય, તો એનામાં શૂરાની અહિંસા છે એમ કહેવાય. ધારો કે કોઈ સહપ્રવાસી મારા પુત્રને મારવાની ધમકી આપે છે, અને હું એને સમજાવવા જાઉં છું ત્યાં મને જ મારવા મંડે છે. પછી જો હું એનો પ્રહાર રાજીખુશી તથા ગૌરવપૂર્વક અને એનું ભૂંડું ઇચ્છ્યા વિના સહન કરું, તો મેં શૂરાની અહિંસા આચરી કહેવાય. આવા પ્રસંગ રોજ બને છે, અને એવા બીજા ઘણા દાખલા સહેજે કલ્પી શકાય. એકેએક વાર જો ક્રોધ ઉપર અંકુશ રાખવામાં મને સફળતા મળે, અને ઘા સામો ઘા કરવાની મારામાં શક્તિ હોવા છતાં જો હું સામો ઘા ન કરું, તો મારામાં શૂરાની હાજરાહજૂર અહિંસા ખીલે, અને હરેક વિરોધી ઉપર પણ તેનો અવશ્ય પ્રભાવ પડે.

આપણા મનમાંથી ભયમાત્રને કેવી રીતે બહાર કાઢવા? 'એક આપણા કરતારથી ડરતાં આપણે શીખીએ, એટલે માણસથી ડરવાપણું ન રહે. આપણે ડરતા ન હોઈએ તો ડરાવનારો જ કોઈ નહિ રહે એમ આપણને જણાશે. મારા જીવનનાં છેલ્લાં સાઠ વર્ષનો આ મારો એકાકાર અનુભવ છે.'

ધાર્મિક શિક્ષણ વિષે ગાંધીજી માનતા કે, એવું શિક્ષણ આપવું તે સરકારનું કામ નથી; કેમ કે એને તે પહોંચી ન વળે. ધાર્મિક શિક્ષણ ધાર્મિક મંડળો જ આપે. 'ધર્મ અને નીતિનો ગોટો ન કરતા. હું માનું છું કે મૂળભૂત નીતિ સર્વ ધર્મમાં સામાન્ય છે. એવી નીતિ શીખવવી તે અવશ્ય સરકારનું કર્તવ્ય છે. અહીં ધર્મ એટલે મૂળભૂત નીતિ નહિ, પણ પંથ.'

૧૯૪૭ના ફેબ્રુઆરીમાં ગાંધીજી કહે, 'સૌને સરખો પગાર મળે એવો મારો આગ્રહ છે. વકીલ, ડૉક્ટર કે શિક્ષકને ભંગીના કરતાં વધારે પગાર લેવાનો અધિકાર નથી. સાચી સંસ્કૃતિ કે સુખ પામવાનો આ વિના બીજો રાજમાર્ગ નથી.'

એ જ મહિનામાં ગાંધીજીએ કહ્યું કે, 'કોઈ પણ યોજનામાં જો દેશનો કાચો માલ વાપરી લેવાની વાત હોય, પણ દેશમાં પડેલાં માણસોને કામ આપવાની વાત ન હોય, તો તે યોજના એકપક્ષી ગણાય; અને તેથી કરીને મનુષ્યજાતની સમાનતાની સ્થાપના કદાપિ ન થઈ શકે.' 'સાચી યોજના એટલે ભારતનાં માણસસમસ્તનો સારામાં સારો ઉપયોગ કરવો, અને કાચો માલ પરદેશ ચડાવીને તૈયાર માલ વધારે પડતે ભાવે પાછો ખરીદવાને બદલે તે કાચા માલની સંખ્યાબંધ ગામડાંમાં વહેંચણી કરવી.'

વળી પોતે કહ્યું, 'કાયર માણસના સૌ શત્રુ બને છે. હિમ્મત ખીલવવાની રીત તલવાર હાથ કરીને શત્રુને મારી નાખવામાં પ્રવીણતા પ્રાપ્ત કરવી એ નથી; પણ કોઈ પણ માનવબંધુને શત્રુ ગણવાની ના પાડવી, તેમ જ પ્રાણત્યાગ કરવાનો અને છતાં તલવાર ચલાવનારાને વશ ન થવાનો નિશ્ચય કરવો, એ છે.'

૧૯૪૭ના માર્ચમાં પ્રાર્થનાસભાને ગાંધીજીએ સંદેશો મોકલ્યો કે, 'જીવનનો હેતુ આ છે કે, જેણે આપણને સર્જ્યા છે ને જેની દયાથી આપણે જીવીએ છીએ, તે ભગવાનની એની સૃષ્ટિની સાચી સેવા કરીને સેવા કરવી. એટલે સૌ ઉપર પ્રેમ રાખવો; આજ બધે જોવામાં આવે છે તેમ દ્વેષ નહિ.'

(ક્રમશઃ) **દેસાઈ વાલજી ગોવિન્દજી**

# ઇજનેરીનું સાહિત્ય

આપણી પાસે ગુજરાતીમાં ઇજનેરી સાહિત્ય બહુ જ ઓછું છે. તેમાંય ગુજરાતીમાં લખાયેલ કહી શકાય તેવું તો નહિવત જ. ગુજરાત યુનિવર્સિટીએ બધી વિદ્યાઓ ગુજરાતીમાં શીખવવાના લીધેલ નિર્ણયે કરીને, ઇજનેરી ક્ષેત્રને લાગેવળગે છે ત્યાં સુધી કહી શકાય કે, ગુજરાતીમાં ઇજનેરી સાહિત્ય તાકીદે રચવાની જરૂરત ઊભી થઈ છે. આ સાહિત્ય રચવામાં પ્રથમ મુશ્કેલી છે પરિભાષાની. જોકે આ કાર્ય કઠિન છે, પરંતુ અસાધ્ય તો નથી જ. ઇજનેરી ધંધા સાથે સંબંધ ધરાવતા સૌ કોઈ આ બાબતમાં રસ લે, તો આ કાર્ય જરૂર વેગ પકડે. સાથોસાથ પ્રશ્ન થાય છે નવી રચાતી પરિભાષાને પચાવવાનો. પરિભાષા પચાવવા આપણે ખાસ પ્રયાસ કરવો જોઈએ. આ પ્રયાસ એટલે નવ-રચિત પરિભાષા વાપરી, વિષયના સરળથી માંડીને ગહનમાં ગહન અંગનું અત્યંત પઠન-પાઠન થાય તેવા હેતુથી વિપુલ સાહિત્ય જનગણ પાસે મૂકવું જોઈએ. આ હેતુ લક્ષમાં રાખીએ, તો પાંચ પ્રકારનું ઇજનેરી સાહિત્ય રચવું જરૂરી બનશે.

### પહેલો પ્રકાર

દિનપ્રતિદિન ઇજનેરીનું મહત્ત્વ એટલું બધું વધતું જાય છે કે, આપણા રોજબરોજના વ્યવહારમાં પણ આપણે કંઈ ને કંઈ ઇજનેરી વિષે જાણવું જરૂરી બને છે. આપણી આવી માંગને પહોંચી વળે તેવું પરિચયાત્મક સાહિત્ય ઉત્પન્ન કરવું જરૂરી છે. આ સાહિત્યમાં વસ્તુવિષયની રૂપરેખા બને તેટલી સરળ ભાષામાં આપવામાં આવે, તથા તેના ઉપયોગ તથા નિભાવ સંબંધી સામાન્ય સૂચના તથા સિદ્ધાંતનું નિરૂપણ કરવામાં આવે, તો બસ થઈ પડે. સાથો-સાથ, ઇજનેરીની શાખા-ઉપશાખાઓમાં આવતી નવીનતા, તેના લાભાલાભ, તથા નવાં સંશોધનોનો આછો ખ્યાલ વાચકને મળી રહે, તેવી રચનાઓનો સમાવેશ કરવો જોઈએ. ક્યાંય ગણિતી બાબતની ઝીણવટમાં વાચક અટવાઈ ન જાય કે કંટાળી ન જાય, તે પર લેખકે ખૂબ જ ધ્યાન આપવું જોઈએ. ધંધેદાર ઇજનેરો, ઇજનેરી પેઢીઓ વગેરે પોતપોતાની પ્રગતિનો પ્રચાર કરતાં કરતાં આવું સાહિત્ય સહેલાઈથી રચી શકે.

### બીજો પ્રકાર

આપણા પ્રાથમિકથી માંડી સ્નાતક સુધીના ઇજનેરી વિદ્યાર્થીઓ માટે જોઈતાં પાઠ્યપુસ્તકો. આ સાહિત્યમાં મૂળભૂત સિદ્ધાંતોનું બહુ જ ચોક્કસ રીતે નિરૂપણ કરેલું હોવું જોઈએ. વિષયનિરૂપણમાં ગણિતી સચોટતાથી, ક્યાંય વધુપડતું લંબાણ ન થાય તેવી કાળજીપૂર્વક રચના આવા સાહિત્યની થવી જોઈએ. વિદ્યાર્થી પોતાના અભ્યાસના વિષયનાં નિરનિરાળાં પાસાં યથાર્થ જાણી શકે, અને તે ફરી મુદ્દાસર વર્ણવી શકે તેવી સચોટતા આ સાહિત્ય વાંચતાં તે મેળવી શકવો જોઈએ. આવું સાહિત્ય આપણો અધ્યાપક-વર્ગ રચી શકે.

### ત્રીજો પ્રકાર

અનુસ્નાતકો માટેનું તથા સંશોધનાત્મક સાહિત્ય. આના રચયિતા હોઈ શકે ફક્ત અધ્યાપક વર્ગ અને ઊંડા અભ્યાસીઓ. વિષયની ગહનતા સચોટતા-પૂર્વક બતાવવી, તેની ઝીણવટભરી છણાવટ કરવી, તથા તેનું સર્વાંગ દર્શન કરાવી તેમાં આગેદૃષ્ટિ કેમ કરવી, તે નિર્દેશવાનું કામ આ સાહિત્યનું છે. ઇજનેરીમાં ખૂબ જ ઊંડા ઊતર્યા હોય તે જ આવું સાહિત્ય રચી શકે. ભાષા-શુદ્ધિ અને ભાષા-ઔચિત્ય પર ખૂબ જ લક્ષ આપી આવું સાહિત્ય રચાવું જોઈએ.

### ચોથો પ્રકાર

વિદ્યાર્થીઓ તથા અન્ય ધંધેદાર લોકો માટે ઇતર-વાચન. આ સાહિત્યમાં લંબાણ થાય તે અનુચિત નથી. વિષયનું પુનરાવર્તન પણ અનુચિત ન ગણાય. લેખકનું ધ્યેય, નિરનિરાળી રીતે, વસ્તુ-વિષય વાંચનારને બુદ્ધિગમ્ય થાય તે હોવું જોઈએ. સિદ્ધહસ્ત અને અનુભવી ઇજનેરો જ આવા સાહિત્યના રચયિતા થઈ શકે.

**પાંચમો પ્રકાર**

ધંધાવિષયક સાહિત્ય: ઇજનેરી ધંધાની કોઈ પણ શાખામાં જરૂરી વ્યવહારિક વિગતોના સંગ્રહથી આવું સાહિત્ય બનાવી શકાય. જુદાં જુદાં હાથ-પુસ્તકો, કોઠાઓ, તથા સામયિકોનો આ સાહિત્યમાં સમાવેશ થાય. સામાન્યતઃ આવું સાહિત્ય એકલે હાથે રચાતું નથી. ઇજનેરી મંડળીઓ, સંસ્થાઓ, કારખાનદારો સમૂહગત રીતે આવા સાહિત્યની રચના કરે છે. ઇજનેરી વિજ્ઞાનના રોજબરોજના વ્યવહારમાં આ સાહિત્ય બહુ મહત્ત્વનો ભાગ ભજવે છે. આવા સાહિત્ય વિના ઇજનેર પોતાના ધંધામાં સિદ્ધ રહી શકતો નથી.

આ છે ઇજનેરીક્ષેત્રે આપણે જરૂરી સાહિત્યની રૂપરેખા. આ છે આપણી યુનિવર્સિટીના ઠરાવ પછી ઉપસ્થિત થતી, ગુજરાતી કહેવડાવતા ઇજનેરોની સ્વક્ષેત્ર માટેની જવાબદારી. ગુજરાતી ઇજનેર જાગ્રત થાય અને કમર કસે તો જ આ નવ-સાહિત્ય-રચનાનો મહાયજ્ઞ આરંભી શકાય. તો જ કહી શકાય કે, અમે અમારી યુનિવર્સિટીની પાછળ તૈયાર છીએ; અન્યથા નહિ.

**હર્ષદરાય ર. ભટ્ટ**

# શિક્ષણપ્રથાની સાચી ચાવી

શ્રી. દેશમુખે (ગ્રાન્ટ્સ કમિશનના અધ્યક્ષ) તાજેતરમાં કહ્યું (જુઓ 'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા' તા. ૨૦-૧-'૫૮, પા૦ ૩) કે, માધ્યમિક શિક્ષણ તો આખા શિક્ષણતંત્રની ચાવી રૂપ વિભાગ છે. આ વિભાગની આવા પ્રકારની સ્તુતિ અંગ્રેજી રાજ્ય-કાળથી બરોબર ચાલતી આવી છે. બીજી ઉપમા આપીને પણ આ જ વાત થતી હતી કે, માધ્યમિક શિક્ષણ તો શિક્ષણપ્રથાનો મેરુદંડ છે.

શ્રી. દેશમુખે બીજી એક વાત કરી, તે પણ ધ્યાનપાત્ર છે. આજની આર્થિક પરિભાષા વાપરીને તેમણે કહ્યું કે, ખાનગી સાહસે માધ્યમિક શિક્ષણમાં અદ્ભુત કામ કરી બતાવ્યું છે. વાત ખરી છે. મૅકોલે-પ્રણીત અંગ્રેજી કેળવણી શરૂ થઈ અને તે લેનારને માટે સરકારી નોકરીઓ જોડે એને નાથી લીધી, તેને પરિણામે ઉપલા વર્ગના લોકો સમજ્યા કે, હવે જો નવા રાજ્યમાં ફાવતા રહેવું હોય, તો આપણે આપણાં છોકરાં માટે હાઈસ્કૂલો કાઢવી જોઈશે. આમ, અંગ્રેજી નિશાળોનું "ખાનગી સાહસ" શરૂ થયું, અને તે વધતું જ ગયું તથા આજે તે ધંધાદારી સ્થાપિત હિત બની ગયું છે.

અંગ્રેજ સરકારનેય આવા ખાનગી સાહસની વાત ફાવતી આવી હતી, કેમ કે લોકો પોતાને ખર્ચે અને એના પરદેશી રાજ્યને ખપે એવી નીતિરીતિ તરફ વળે, તો એ તો સરસ સફળતા ગણાય. એના કરતાં રૂડું શું?

આમ અંગ્રેજી યુગ હિંદમાં ગોઠવાતો ગયો અને તેને પરિણામે હાઈસ્કૂલનો શિક્ષણ-ખંડ વધારે મહત્ત્વનો બન્યો.

આ શિક્ષણનું મહત્ત્વ કઈ રીતનું અને શાથી હતું તે પણ શ્રી. દેશમુખે કહ્યું છે — 'આ વિભાગ ચાવીરૂપ છે તેનાં બે કારણ છે :– તે દ્વારા લોકશાહીનો પાયો નંખાયો અને ઉચ્ચ શિક્ષણની સંસ્થાઓ માટે સામગ્રીની તૈયારી થઈ શકી.'

અમુક અંશે આ વાત પણ માની શકાય. યુનિવર્સિટીઓ સ્થપાઈ તે આ જ પાયા ઉપર પરીક્ષાઓ લઈ ખાતી થઈ. અને પદવીદાનનો તેમને ઇજારો અપાયો, તેથી હાઈસ્કૂલમાંથી નીકળી કૉલેજમાં જવાનાં બજાર ગરમ ને ગરમ થતાં જ ગયાં. આજે લોકો હાઈસ્કૂલ પેઠે જ હવે કૉલેજો કાઢવા લાગ્યા છે અને ઠેર ઠેર, 'અમારી અલગ આગવી યુનિવર્સિટીઓ પણ જોઈએ', એ બુમાટો પણ ઉપડયો છે. મતલબ કે, ૧૦૦ વરસ પર શરૂ થયેલી પ્રક્રિયા આજે સોળે કળાએ તપવા લાગી છે.

પરંતુ લોકશાહીના પાયા હાઈસ્કૂલે નાંખ્યા એ વિધાન એટલું સાચું કહેવાય ખરું? અંગ્રેજી રાજ્યે ધારાસભાઓ અને રાજવહીવટનું જે તંત્ર ઊભું કર્યું, તેમાં જેવી લોકશાહી હતી, તેના પાયા નંખાયા એમ

કહો, તો એટલે અંશે આ વિષે હા કહેવી પડે. અંગ્રેજી કેળવણીમાંથી સરકારી નોકરો અને વકીલ દાક્તર તથા અંગ્રેજી ઢબના રાજકારણીઓ નીપજવા લાગ્યા; તેઓ બ્રિટિશ લોકશાહી પ્રથાઓ વિષે કાંઈક ભણ્યા પણ ખરા. પરંતુ એ બધું ખરેખર લોકશાહી હતી, એમ ન કહેવાય. સ્વાતંત્ર્ય વગર લોકશાહી કેવી! સ્વરાજ્ય વગર સુરાજ્ય કેવું!

એટલે હાઈસ્કૂલની ઉપરની સ્તુતિ આજે અપ્રસ્તુત ઠરે છે. હા, તેની પાછળ હજી ચાલુ રહેલાં જૂનાં પરરાજ્યનાં મૂલ્યો જોઈને કહો તો ઠીક છે. બાકી તે સ્તુતિ આજે કાલગ્રસ્ત બની છે.

છતાં તે મૂલ્યો હજી ચાલુ હોવાથી જ શ્રી. દેશમુખે કહ્યું કે, મુંબઈ રાજ્યમાં અંગ્રેજી વધારે શીખવો, કેમ કે નોકરીઓની પરીક્ષાઓમાં મુંબઈના છોકરા છતી બુદ્ધિએ પાછા પડે છે!

આ વાતની વિચિત્રતા એ છે કે, બીજી બાજુથી વિચારાય છે અને જોરશોરથી કહેવાય છે કે, સ્વભાષાઓને અને આંતરભાષાને આગળ કરો તથા તેને લઈને કોઈને ક્યાંય નોકરીમાં નુકસાન નહીં થવા દેવાય. આ બે વચ્ચે મેળ ખોળતાં સામાન્ય પ્રજાજન મૂંઝાય એ ઉઘાડું છે. સાર એટલો જ છે કે, નોકરીઓ અને યુનિવર્સિટીઓ મારફત પેદા થયેલી ઉજળિયાત વર્ગશાહીને હજી લોકશાહી જ ગણાય છે; અને બંધ[illegible]ઓને દૂર કરવા માટે પગલાં લેવા આદેશ આપ્યો છે, [illegible] તે પગલાં [illegible] વિચારાતાં નથી, તો લેવાની વાત તો તે પછી રહી.

આ ઘાંટીમાં હિંદની પ્રગતિ આજે ખોટકાઈ પડી છે. બાકી સ્વતંત્ર લોકશાહીની ચાવી રૂપ શિક્ષણખંડ તો રાષ્ટ્રની પ્રાથમિક ફરજિયાત કેળવણી જ છે. અને જગતના બધા સ્વતંત્ર દેશોમાં એમ જ મનાય છે અને વર્તાય છે. ગુલામી અને આઝાદીમાં ફરક ક્યાં છે, તે અહીંયાં સ્પષ્ટ છે.

હિંદને હવે આઝાદી મળી છે. તેને માટે કહીએ તો, પાયાની કેળવણીનાં સાત આઠ વર્ષ (બાળકની ઉંમરનો ૭ થી ૧૪ વર્ષનો ગાળો) એ હિંદની લોકશાહીની ચાવીરૂપ વસ્તુ છે. તે ગાળામાં સ્વભાષા અને આંતરભાષા એ બેનું જ શિક્ષણ હોઈ શકે. તે જ રાષ્ટ્રની લોકશાહી અને તેની સાચી પ્રગતિની બેઠક કે 'પ્લિન્થ' છે. તે રચ્યા વગરની ઇમારત અત્યાર સુધી અધ્ધર રહી છે અને રેતીના પાયા પર રચાઈ હોઈને આજે તેમાં તરાડો અને તૂટાતૂટ થતી ચોખ્ખી દેખાય છે. આ વસ્તુ સાફ સ્વીકારીને ચાલીએ તો જ આગળનો માર્ગ દેખાશે, નહીં તો અંગ્રેજોએ બતાવેલી આંધળી ગલીમાં ગોથાં ખાયા કરવાં પડશે.

૨૧-૧-'૫૮ **મગનભાઈ દેસાઈ**

# મધ્ય અમેરિકામાં પ્રાચીન બૌદ્ધ યાત્રીઓ

ખ્રિસ્તી સંવતના શરૂઆતના સૈકામાં બૌદ્ધ ભિક્ષુઓ, ભગવાન બુદ્ધનો ધર્મસંદેશ લઈ, દૂર દેશાવરમાં પ્રચાર અર્થે નીકળી પડ્યા હતા. ચીન, જાપાન, તિબેટ, મોંગોલિયા, બ્રહ્મદેશ આદિ દેશોમાં બૌદ્ધધર્મનો પ્રચાર તેમના પ્રયાસોને આભારી છે, તે તો જાણીતી વાત છે. તે ભિક્ષુઓ પોતાની સાથે બૌદ્ધ મૂર્તિઓ, બુદ્ધના પવિત્ર અવશેષો અને શાસ્ત્રગ્રંથો લઈને જતા. તેઓ તે તે દેશની ભાષાઓનો અભ્યાસ કરી, તે ભાષાઓમાં ભગવાન બુદ્ધના ઉપદેશો અને બીજા બૌદ્ધ શાસ્ત્રગ્રંથોનો અનુવાદ કરતા.

પરંતુ બૌદ્ધ ભિક્ષુઓ આટલાંટિક અને પૅસિફિક મહાસાગરોની પાર આવેલા દેશોમાં પણ પહોંચ્યા હતા, તે વસ્તુ તેટલી જાણીતી નથી. ભિક્ષુ ચમનલાલ* તથા કેટલાક અમેરિકન વિદ્વાનોએ એમ સાબિત કરવા પ્રયત્ન કર્યો છે કે, કોલંબસે અમેરિકા ખંડ પહેલવહેલો શોધ્યો એમ કહી શકાય નહીં; કારણ

* ગુજ૦ યુનિવર્સિટી વગેરેને ઉપક્રમે તેઓશ્રી હમણાં જ અમદાવાદ આવી ગયા. તેમનાં આ વિષયનાં કેટલાંક જાણીતાં પુસ્તકો ગૂ૦ વિદ્યાપીઠ ગ્રંથાલય વગેરે ઠેકાણે ઉપલબ્ધ છે.

કે, તે પહેલાં કેટલાય વખતથી હિંદમાંથી યાત્રીઓ મધ્ય-અમેરિકા અને ખાસ કરીને મેક્સિકોમાં પહોંચ્યા હતા. મધ્ય અમેરિકાના સ્થાપત્યના અવશેષો તથા ત્યાં પ્રચલિત દંતકથાઓ અને પરંપરાઓ ઉપરથી તેઓએ તે વસ્તુ સાબિત કરવા પ્રયત્ન કર્યો હતો. પરંતુ હવે ચીનના પ્રાચીન ઇતિહાસ-ગ્રંથોમાંથી ચીનનું એક યાત્રીદળ મધ્ય અમેરિકા ધર્મપ્રચાર અર્થે ગયાનો વધુ પુરાવો મળ્યો છે. અને બે અમેરિકન વિદ્વાનો તથા બે કેનેડિયન વિદ્વાનોએ ભારે શોધખોળ પછી એ વાતનું સમર્થન કર્યું છે.

કેલિફોર્નિયા યુનિવર્સિટીના પ્રોફેસર શ્રી. જોન ફ્રાયર એ બૌદ્ધ યાત્રીદળનું વર્ણન કરતાં જણાવે છે કે, ચીની ભાષામાં હુઈ-શેન નામે ઉલ્લેખાયેલ એક બૌદ્ધ ભિક્ષુ, બીજા ચાર ભિક્ષુઓ કે જે ગાંધારના વતની હતા ( કંદહાર - અફઘાનિસ્તાન, તે વખતે હિંદનો ભાગ હતું ), તેમની સાથે ઈ. સ. ૪૫૮ના અરસામાં ચીન થઈ મધ્ય અમેરિકા અને મેક્સિકોમાં જઈ પહોંચ્યો હતો. તે લોકો કયુરાઈલ અને એલ્યુશિયન ટાપુઓએ થઈ ને અલાસ્કા પહોંચ્યા હતા. પછી કામટ્શાટકાથી ઊપડીને તેઓ બે ટુકડીમાં વહેંચાઈ જુદે જુદે માર્ગે મેક્સિકો પહોંચ્યા હતા.

સાન ફ્રાંસિસ્કોના એડવર્ડ પી. વાઇનિંગે પણ, સ્પેનના લોકોએ અમેરિકા શોધ્યો તે પહેલાં ત્યાં પહોંચેલા બૌદ્ધ અને હિંદુ ધર્મના અવશેષોનો અભ્યાસ કરીને, ૩૫ નોંધપાત્ર પ્રમાણો વડે સાબિત કર્યું છે કે, હિંદુ અને બૌદ્ધ ધર્મો ત્યાં ઘણા વખતથી પહોંચી ગયેલા હતા.

જોકે, કેનેડાના બે વિદ્વાનો પ્રો. ગિબન અને મૅકઇન્સ તો અમેરિકા ખંડ શોધવાનું માન હુઈ-શેન અને તેના બૌદ્ધ સાથીઓને આપે છે. શ્રી. મૅકઇન્સ જણાવે છે કે, હુઈ-શેન ઈ. સ. ૪૫૯ના અરસામાં વાનકૂવર પહોંચેલો. નૂટકા ટાપુ – વાનકૂવરમાં શિયાળો ગાળીને હુઈ-શેને પોતાના ત્રણ સાથીઓને ત્યાં જ બૌદ્ધધર્મનો પ્રચાર કરવા મૂકયા હતા. ઈ. સ. ૧૮૭૬માં તે સ્થળેથી ત્સીન વંશના ચીની સિક્કાઓ પણ મળી આવ્યા છે. મેક્સિકોમાં બૌદ્ધ મંદિરોના અવશેષ મળી આવ્યા છે. ત્યાંના પૅસિફિક તરફના સોનારો પ્રદેશમાં યુરેસ શહેર નજીક બુદ્ધની મૂર્તિ મળી આવી છે અને તેની સાથે ચીની ભાષામાં લખાયેલા બૌદ્ધ શિલાલેખો પણ મળી આવ્યા છે.

મેક્સિકોમાં ૪૦ વર્ષ ગાળ્યા બાદ અને ધર્મપ્રચાર કર્યા બાદ, ઈ. સ. ૪૯૯માં હુઈ-શેન એકલો ચીન પાછો ફર્યો. ત્સી વંશના બાદશાહ વુ-તિએ તેની પાસેથી અમેરિકાની તેની યાત્રાનો અને તે અદ્ભુત દેશનો બધો વૃત્તાંત સાંભળ્યો. યુ-કી નામના ઉમરાવ પાસે બાદશાહે એ આખું વર્ણન નોંધી લેવરાવ્યું. તે વર્ણન લિયાંગ-રાજવંશના ઐતિહાસિક દસ્તાવેજોમાં આજે હવે પ્રસિદ્ધ ચીની ઇતિહાસકાર મા તુઆં-લીંના સંપૂર્ણ પુરાવા સાથે આપણી પાસે ચાલ્યું આવ્યું છે.

હુઈ-શેનની મૂર્તિ મેક્સિકોમાં મૅગડેલન ખાતે મોજૂદ છે. ત્યાં તેનું નામ પથ્થર ઉપર કોતરેલું છે. હુઈ-શેને ત્યાં કોતરાવેલા કેટલાક શિલાલેખો પણ મળી આવ્યા છે.

હુઈ-શેન સાથે ઊપડેલા બીજા યાત્રીઓ જુદા માર્ગે મેક્સિકો પહોંચ્યા હતા, અને ત્યાં તેમણે ધર્મપ્રચારનું કામ કર્યું હતું, તેના પુરાવા પણ મળી આવ્યા છે. પણ હુઈ-શેન જ્યારે ચીન પાછો ફર્યો, ત્યારે એકલો જ પાછો ફર્યો હતો. તેના સહયાત્રીઓનું શું થયું, તે વિષે કશો ઉલ્લેખ મળતો નથી.

પ્રો૦ ફ્રાયર જણાવે છે કે, ઈ. સ. ના શરૂઆતનાં સૈકાંઓથી એશિયા અને મધ્ય અમેરિકાના દેશો વચ્ચે સાંસ્કૃતિક સંબંધ હોવો જોઈએ, એ વસ્તુ મેક્સિકો, યુકાતન અને મધ્ય અમેરિકાના દેશોમાં મળી આવતાં સ્થાપત્ય, પંચાંગ, વિવિધ કળા-હુન્નર, ધાર્મિક માન્યતાઓ અને રૂઢિઓ ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે.

'ધિ માર્ચ ઑફ ઇંડિયા' જાન્યુ૦ ૧૯૫૮,
— અંગ્રેજી ઉપરથી. — ગો૦

# પ્રાણીશાસ્ત્રની પરિભાષા

(જુલાઈ ૧૯૫૭ના અંકથી ચાલુ)

Habit टेव
Habitat निवासस्थान, रहेठाण
Haemad हृदयतरफी
Haemal रक्तल, रुधिर– (समासमां)
Haemal Arch रक्तल चाप–कमान
,, Canal रक्तल-नाळ
,, Spine रक्तल-कंटक
,, System रक्ताभिसरण तंत्र, रुधिराभिसरण तंत्र
Haemapoiesis रक्तसर्जन
Haemapophyses अध:पार्श्वसंधि-प्रवर्धक, अध:संधि-प्रवर्धक
Haematal जुओ Haemal
Haematin हीमेटीन
Haematobium रक्तवासी
Haematoblast आदि रक्तकोश
Haematochrome रक्तवर्ण
Haematocryal चल-उष्मामानी, ठंडा लोहीवाळुं
Haematocyte रक्तकण
Haematogenous रक्तज
Haematophagous रक्तभक्षक, रक्तभक्षी
Haematozoon रक्तोपजीवी, रक्तजीवक
Haemic जुओ Haemel
Haemocoele रक्तकोटर
Haemocyanin रक्तताम्रक
Haemocytolysis रक्तद्रावण
Haemolymph रक्तरस
Haemorrhoidal artery मळाशयी-धमनी
Hair केश
Hair follicle केशरंध्र
Haller's organ हेलर-अग, हेलरनुं अंग
Hallux पगनो अंगूठो
Halobiotic दरियाई
Halolimnic सालमनियुं (Salmon उपरथी)
Halteres समतोल्क पक्ष, तोल-पक्ष
Hamirostrate गीधचंचूक, वांकी चांचवाळुं
Hamulus आंकडो, हूक
Haplodont सरल दाढधारी
Harder's gland हार्डर-ग्रंथि
Hassal's corpuscles हेसल-कण
Haustellate सूंढिया
Haustellum सूंढ
Haversian canal हेवर्सियन नलिका
Haversian system हेवर्सियन तंत्र
Head kidney मस्तकी-उत्सर्गिका
Heart हृदय
Heat ऋतुकाल
Heat-spot उष्माबिंदु
Hectocotylus arm शुक्रसंचारी हस्त
Hedonic gland ऋतुग्रंथि, कामग्रंथि
Helicotrema शंखिकाद्वार
Helix सर्पिल
Helminthes कृमि
Helotism (dulosis) गुलामगीरी
Hemelytra वज्रपक्षार्ध
Hemibranch अर्धांगी-झालर
Hemicephalous लघुमस्तकी
Hemichordata अर्धपीठदंडी
Hemignathous असम-हन्वी
Hemimetabolic अर्धरूपांतरी
Hemipenes जननांग-जोड
Hemipneustic प्रच्छन्न-श्वासछिद्री
Hemiptera अर्धपत्री
Hemisome देहार्ध
Hemisphere गोळार्ध
Hepatic याकृतिक, यकृतनुं
Herbivorous खडखाउ, तृणभक्षी
Heriditary आनुवंशिक
Heridity आनुवंशिकता
Hermaphrodite उभयलिंगी
Heteroblastic विषम-अंकुरत्व
Heterocanth विषमकंटकी
Heterocercal विषम-पुच्छी
Heterocoelous विषमकोष्ठी
Heterocotylised arm विषमचूषकी हस्त
Heterodont विषमदंती
Heteroecious बहुपोषित
Heterogamete विषमगेमट
Heterogamy विषम-गेमट-योग
Heterogenesis (१) पेढीफेरनुं नवसर्जन (२) साहजिक जनन
Heterogeny विषमसर्जन

Heterogony एकांतर जनन
Heterokaryote विषम कोषकेन्द्रिक
Heterolecithal विषमजरदीय
Heteromastigote विषमकशियुं
Heteromerism विषम-अंगत्व
Heterometabola अपूर्णरूपांतरी
Heteromorphic विषमरूपी
Heteromorphosis विषम पुनर्जनन
Heteroplasma पर-रस
Hexacanth षट्कंटकी, षडंकुशी
Hexapod छ-पगां, षट् पदी
Hexapterous षट्पत्रकल्पी
Hibernaculum शीत-कली
Hibernating glands शीत-ग्रंथि
Hibernation शीतसमाधि
Hidrosis प्रस्वेदन
Hilum (Hilus) नाभि
Hind brain पाछलुं मगज
Hind gut पाछलुं आंतरडुं, उत्तर-अन्ननाळ
Hind limb पाछलो अवयव, उत्तर-अंग, उत्तर-अवयव
Hinge छीपसांध, छीपसंधि
Hinge ligament छीपबंधनी
Hinge tooth संधि-दंत
Hip नितंब, श्रोणि
Hippocampus अश्वमत्स्य
Hirsute रूंछाळ
Hirudin जळोद्रव्य
Hirudinea जळोवर्ग
Hispid कंटकधारी, वज्रकेशी
Histoblast आदि कोषमंडल, आदि पेशीकोष
Histocyte पेशीकोष, देहकोष
Histogenesis रूझ, पेशीसर्जन
Histology कोष-विद्या पेशी-विद्या
Histolysis पेशीक्षय, कोषमंडळनुं विघटन
Histozoic आंतर कोषवासी

**બંસીલાલ ગાંધી**

# ટપાલપેટી

## ૧

## શ્રી. રાજાજી અને હિંદી

[રાજકોટથી એક ભાઈએ પત્રરૂપે ઉપરના વિષયમાં મને લખ્યું તે અને તેનો મેં આપેલો જવાબ—એમાંથી નીચે ઉતાર્યું છે.]

### पत्र

"ચાલુ-જાન્યુઆરી માસના 'નવજીવન'ના અંકમાં 'વિચારતરંગિણી' એ શીર્ષક નીચેના લેખમાં આઇટેમ નં. ૭ 'મોડરેટોની પ્રતિક્રાંતિ' એ મથાળા નીચે અંગ્રેજી તથા હિંદી ભાષાના પ્રશ્ન અંગે પૂ૦ શ્રી. રાજગોપાલાચાર્યજીની આપે જે ટીકા કરી છે, તેથી મને ખરેખર દુ:ખ થયું છે. કારણ કે, પરમ પૂજ્ય ગાંધીજીની ગેરહાજરીમાં, આપણી વચ્ચે એક—કુટુંબના વડીલની જેમ જે ગણીગાંઠી વ્યક્તિઓ છે, તેમાં તેઓ મોખરે છે, તેવું મારું નમ્ર માનવું છે. તેથી, ભાષાના પ્રશ્ન ઉપર આપણી સંકુચિત મનોદશાને લઈને, જે વિશાળ દૃષ્ટિથી તેઓ જોઈ રહ્યા છે તેને ભૂલી જઈએ, તે તો ભીંત ભૂલવા જેવું થયું ગણાય.

"આજે જ્યારે વિશ્વ ઉપર અણુયુદ્ધનો મહાન ભય ઝઝૂમી રહ્યો છે, ત્યારે તો ભારતે પૂ૦ શ્રી. રાજગોપાલાચાર્યજી અને પૂ૦ શ્રી. વિનોબાજી જેવા ધાર્મિક અને દૃષ્ટાપુરુષોના હાથમાં દેશની લગામ સોંપીને ભારતમાં આધ્યાત્મિક અને નૈતિક મૂલ્યોની ફરી સ્થાપના કરવી જોઈએ અને એ રીતે વિશ્વને પોતાનો સંદેશ પહોંચાડવો જોઈએ. (નહીં કે મોટા મોટા લેખો લખીને કે મોટાં મોટાં ભાષણો આપીને.)"

### तेनो जवाब

"'નવજીવન' વાંચી તમે જે લખ્યું તેથી મારું લાગવાનું શું કામ હોય? બલ્કે તમે લખ્યું તેથી મને તો જાણવાનું મળ્યું કે, તમારા જેવા સદ્ભાવી મિત્રને કેવું લાગ્યું.

"શ્રી. C. R.નો હું બહુ જૂનો પ્રશંસક છું. તે માટે મેં મિત્રોની ટીકા પણ ઘણી વહોરી છે—૧૯૪૦ અગાઉથી. પણ જ્યારે હું જોઉં છું કે, તેમની હિંદી પરત્વેની નીતિ કથળી રહી છે, ત્યારે ખૂબ અદબથી છતાં મારે બોલવાનો ધર્મ થાય છે. તેથી તે બુજરગ પ્રત્યેના માનમાં ફરક નથી પડતો. પણ સત્યની સેવા ચૂકીને માન ચડી ન જઈ શકે એટલું જ.

"લેખો અને ભાષણો કે સંદેશાથી કાંઈ ન વળે એ તમારું માનવું ઠીક છે. તેમની અસર

મર્યાદિત જ છે. છેવટે ખરી અસર તો સત્યમય જીવન અને તે દ્વારા પ્રચારની જ છે.

"જ્યારે જ્યારે ટકોર કરવા જેવું કે ધ્યાન ખેંચવા જેવું લાગે, ત્યારે બેલાશક લખજો."

મ૦

## ૨
## પ્રદેશભાષાઓનું મહત્ત્વ

[એક જૂના જાણીતા હિંદી પ્રચારકે લખેલો પત્ર અને તેનો મેં આપેલો જવાબ — એમાંથી નીચેનું ઉતાર્યું છે.]

### પત્ર

"આજકાલ રાજભાષા વિષે ખૂબ ચર્ચા થઈ ગઈ. દક્ષિણ ભારત અને બંગાળમાંથી હિંદીને તરત રાજભાષા કરવા સામે ખૂબ વિરોધ થયો અને એમની એક પ્રકારે જીત થઈ. પરંતુ આ ચર્ચાઓમાંથી એક વાત સર્વમાન્ય એ નીકળી આવી કે, પ્રદેશરાજ્યોની રાજભાષા પ્રાદેશિક ભાષા હોય, અંગ્રેજી નહીં. આ વિષે કૉંગ્રેસે ગૌહાટીમાં ઠરાવ પણ કર્યો, પરંતુ એમાં બહુ જોર નથી દીધું; ધીમે ધીમેની નીતિ છે.

"હમણાં તો એમ લાગે છે કે, હિંદી જ રાજભાષા ભારત સરકારની હોઈ શકે, અંગ્રેજી નહીં, એવી જાતનું આંદોલન ચલાવવું ડહાપણભર્યું નહીં થાય. લોકોની લાગણીઓ ઉશ્કેરાયેલી છે જ. પરંતુ એમ તો લાગે છે જ કે, પ્રદેશરાજ્યોમાં પ્રદેશભાષાઓ રાજભાષા તરીકે ચાલુ થાય એ માટે કંઈક ચળવળ કરવાની જરૂર છે. સરકારોની શિથિલતા આ ક્ષેત્રમાં દૂર કરવી ઘટે છે. અને આજે આવી કંઈક ચળવળ ઉપાડવાનો પ્રસંગ પણ છે. આને સૌનો ટેકો જ મળશે, વિરોધ તો નહીં જ થાય. મને લાગે છે કે, ગુજરાતમાં આપણે આ દિશામાં કંઈક પહેલ કરવી જોઈએ."

### પત્રનો જવાબ

"મુંબઈ રાજ્યમાં અને ખાસ કરીને ગુજરાતમાં એક બાબતની સ્પષ્ટતા પહેલેથી જ છે કે, પ્રદેશનો રાજ્યવહીવટ અને તેનું કુલ શિક્ષણકામ પ્રદેશભાષામાં થવું જોઈએ. આ ચોખવટ કરવામાં ગુજરાત યુનિવર્સિટીએ ઉત્તમ ફાળો આપ્યો છે. તે વખતે વચ્ચે મુંબઈ સરકાર અને બીજા કેટલાક લોકો હિંદી માટે મથતા હતા, જેમાંથી વલ્લભ વિદ્યાનગરની યુનિ૦ જન્મી ગઈ. પણ હવે તે સ્થિતિ નથી રહી અને મુંબઈ સરકાર, દ્વિભાષી છતાં બંને પ્રદેશભાષાનું યોગ્ય સ્થાન સ્વીકારશે, એમ માનું છું. અને એનો અમલ પણ હવે રાજ્યોમાં શરૂ થશે, કેમ કે આ વિચાર ગૌહાટીમાં સ્પષ્ટ થયો છે. અને તે એક ચોક્કસ આગેકૂચનું પગલું ભરાયું છે, એમાં શંકા નથી. એનું અભાવાત્મક શ્રેય દક્ષિણ તથા પૂર્વનાં હિંદી-વિરોધી દળોને, – અણધાર્યું છતાં – મળે છે, એમ ન કહેવાય?

"પરંતુ આ એક જ પગલું થયું તે બસ નથી, બલ્કે અધૂરું જ છે. અથવા બીજી રીતે કહું તો, એ તો પગ ઉઠાવ્યો એટલું જ; તે બરોબર ચોક્કસ મૂકીએ તો જ પગલું પૂરું થાય. તેને માટે આંતરભાષા હિંદીને સ્વીકારવી અને શીખવા માંડવી, એ એટલી જ મહત્ત્વની વાત છે. તે વિચાર પણ સાથે જ રાખવો જોઈએ. તે જગાએ અંગ્રેજી રાખવા માગનારાં દળો એકલી પ્રદેશભાષાઓનું જ સ્થાન સ્પષ્ટ કરીને બીજો ભાગ ન સ્વીકારે, તો રાષ્ટ્રીય આફત છે.

"બીજી તરફથી હિંદીભાષી જગત આ બીજી વાત પર જ જોર દે અને પોતાને ત્યાંની ઉર્દૂ, પંજાબી, કાશ્મીરી, રાજસ્થાની વગેરે અનેક પ્રદેશભાષાઓને ગણકારે જ નહીં, એ પણ ભારે મોટી રાષ્ટ્રીય આફત છે.

"પહેલી આફત અને બીજી આફત એક જ ઢાલની બે બાજુ કે એક જ સંકુચિતતાના આઘાત-પ્રત્યાઘાત ગણાય. પહેલું દળ કેવળ પ્રદેશભાષાવાદીઓનું અંગ્રેજીને આંતરભાષા રાખીને ચાલવા તાકે છે. તે દળ છેવટે તેની પ્રદેશભાષાની પણ રક્ષા નહીં કરી શકે. કેમ કે અંગ્રેજી ત્યાંની પ્રદેશભાષા સામે પણ છે અને ચાલુ રહેશે. તેમાંથી બચવાને માટે તેણે હિંદની રાષ્ટ્રીય આંતરભાષા જ લેવી જોઈએ; નહીં તો હિંદના ઇતિહાસમાં થતું આવ્યું છે એમ, માંહોમાંહેના ભાષાયુદ્ધમાં ત્રીજો અંગ્રેજી પક્ષ જ ફાવશે.

"એટલે દેશના આંતરપ્રાંતીય અને કેન્દ્ર વ્યવહારમાં પણ અંગ્રેજીને બદલે હિંદીને બનતી ત્વરાએ લાવવું છે, એ વાતને પાછી કરવી ન જોઈએ. બલ્કે, આપણે હિંદી-હિંદુસ્તાની પ્રચારકોનો

તો એ ધર્મ છે. વર્ધા સમિતિ અને હિંદી સામ્રાજ્યવાદી દળોએ પ્રદેશભાષાના સ્થાન વિષે બીજી બુદ્ધિ રાખી; આપણે એમાં નથી. આ એક તેમનો અને આપણો મોટો ફરક. બીજો ફરક હિંદી ભાષાના સ્વરૂપ બાબતનો, જેને લઈને હિંદુસ્તાની પ્રચાર સભા જન્મી. તે ફરક સ્પષ્ટ કરવામાં સભાએ વચલાં વરસ કાંઈક ઢીલું છાડ્યું. હવે એ બાબતમાં જાગવું જોઈએ. તો જ દક્ષિણ અને પૂર્વના અહિંદીભાષી પ્રદેશોને નિર્ભય કરી શકાય અને સંસ્કૃતિયા કે કોમવાદી પ્રાંતિક હિંદીદળોનેય સમજાય કે, ઉર્દૂ વગેરેને ઇનકારવામાં ખરા હિંદીપ્રચારનો દ્રોહ રહેલો છે. વર્ધા સમિતિએ તેથી જ તેની બાજી હવે તો આટોપી લઈને પોતાને ઘેર યુ૦ પી૦ માં જ ઉદ્ધાર દૃષ્ટિએ કામ ઉપાડવું જોઈએ.

"ગુજરાતના અમે હિંદી પ્રચારકો મળતા રહીએ છીએ અને ઉપરની વાતો સ્પષ્ટ કરીએ છીએ. હિંદી કમિશનમાં ખાસ લાંબી જુદી નોંધ લખીને મેં આ બાબત રજૂ કરી છે. તે નોંધ દેશ આગળ વધુ આગળ આવવી ઘટે છે. આવતે મહિને સુરત જિલ્લામાં મળવાનું થશે, એમ માનું છું. આગળ પર ગુજરાતના બધા મળીએ એવો પણ સંકલ્પ છે જ."

મ૦

# સુરત અને હિંદી

**[ નવેમ્બર ૧૯૫૭ના અંકથી આગળ ]**

સાંસ્કૃતિક દૃષ્ટિએ ભારત એ સમયે ( ચૌદમી સદીના અંતમાં ) પણ એક અવિભાજ્ય એકમ હતું અને તેથી ઉત્તર ભારતના જેવી જ સગુણ ભક્તિની શાખાઓ ગુજરાતમાં પણ પ્રચલિત હતી. કૃષ્ણભક્તિ, રામભક્તિ, શિવભક્તિ વગેરેનું પણ વધારે કે ઓછું પ્રાબલ્ય હતું. નિર્ગુણ અને સગુણ ઉપાસનાની આ બધી શાખાઓમાં અનેક સંતો થઈ ગયા છે અને એમનું સારું જેવું સાહિત્ય છે. એની સાથે સાથે કેટલાક સંસારી લેખકોએ પણ ભક્તિનું સુંદર સાહિત્ય રચ્યું. આ ઉપરાંત, કેટલાક ઉર્દૂ કવિઓ પણ સુરતમાં થઈ ગયા. વળી, કેટલુંક ફુટકળ છતાં સારું સાહિત્ય સુરત વિષે,—એની જાહોજલાલી અને પડતીનું પણ—ઉપલબ્ધ છે. છેલ્લે, હિંદીની રાષ્ટ્રભાષા તરીકેની અગત્ય સ્વીકારી એના પ્રત્યે જે મમત્વ સુરતે બતાવ્યું છે, તે વિષેની પણ કેટલીક હકીકતો ખરેખર નોંધપાત્ર છે. આ બધી ચર્ચા આપણે નીચેના વિભાગોમાં વહેંચી નાખીશું :—

૧. સંત કવિઓ અને તેમનાં કાવ્યો
૨. સંસારી લેખકો
૩. ઉર્દૂ લેખકો
૪. સુરત વિષેનાં કાવ્યો
૫. હિંદી અને સુરત

## ૧. સંત કવિઓ અને તેમનાં કાવ્યો

આ કાવ્યધારામાં આપણે પહેલાં નિર્વાણ સાહેબની ગાદીના સંત કવિઓથી શરૂઆત કરીશું.

### કવિ હીરાદાસ

એવા પહેલા સંત કવિ તે હીરાદાસ. આ હીરાદાસનો સમય વિક્રમ સંવત ૧૫૫૦ થી ૧૬૩૫નો ગણાય છે. એમના જીવનની એક રસપ્રદ કથા તે એમણે કરેલો ખિન્ની નામની ગણિકાનો ઉદ્ધાર છે.

કથા એવી છે કે, ઉત્તર હિંદુસ્તાનની એક ગણિકા નામે ખિન્ની સુરતની જાહોજલાની તારીફ સાંભળીને સુરત આવી હતી. પોતાની મોહિનીથી એણે સુરતમાં સિક્કો જમાવ્યો હતો. આવી સ્ત્રીઓમાં જ્યારે સંસ્કારની કોઈક ચિનગારી સચવાઈ રહી હોય છે, ત્યારે તેઓ કોઈક સાધુસંતની સેવા કરી પોતાનાં પાપ ધોવા તત્પર હોય છે. એ રીતે ખિન્ની પણ સંત હીરાદાસના પ્રભાવની વાતો લોકો પાસેથી સાંભળી એમના પ્રત્યે આકર્ષાઈ. એમને મળવાનું એને મન થયું.

એક વાર સૂર્યગ્રહણના પ્રસંગે ખિન્ની તાપીસ્નાન કરવા ગઈ હતી. ત્યાં પાસે એક સાધુ પણ નાહતા હતા. એ સાધુની એણે મશ્કરી કરી. એણે કહ્યું, "બાવાજી, તમે સાધુ બન્યા છો, પણ હજી પૂરા

વૈરાગ્ય આવ્યો નથી, તેથી અહીં સ્ત્રીઓ નહાય છે ત્યાં પાસે નાહવા પડ્યા છો."

સાધુ તો નમ્રભાવે માફી માગી ત્યાંથી ખસી ગયા. ભગવાનનું કરવું તે એ જ દિવસે પર્વનો દિવસ ગણી તાપીસ્નાનથી પવિત્ર થયેલી ખિન્ની હીરાદાસ સંતના દર્શને ઊપડી.

ખિન્ની જ્યારે સંતને મુકામે ગઈ, ત્યારે ત્યાં સવારવાળા જ સાધુને સમાધિમાં બેઠેલા જોઈ, એ શરમાઈ ગઈ અને પશ્ચાત્તાપ કરતી આંસુ સારવા લાગી. સાધુ સમાધિમાંથી જાગ્યા, ત્યારે એમને ચરણે પડી ધ્રૂસકે ધ્રૂસકે તે રડવા લાગી. એને રડતી જોઈ, સાધુએ એને આશ્વાસન આપવા એનો હાથ પકડી ઉઠાડી. ખિન્નીએ સંતને કહ્યું, તમે મારો હાથ પકડ્યો છે એટલે તમે જ મારા પતિ છો, પ્રભુ છો. અને પછી એ જ સંતની ચરણસેવામાં પોતાના જીવનની એણે શુદ્ધિ કરી. એ અંગે એક દુહો છે :

बिमला प्रेम पहिचानके खिन्नी धोया कलंक।
बारामुखि बहुरि लिखे खिन्नी नाम निष्कलंक।।

એ જ હીરાદાસે ગાંગુભાટીને બચાવ્યો હતો તે આપણે આગળ જોઈ ગયા છીએ. હીરાદાસનાં કોઈ લેખિત પદો મળતાં નથી. પરંતુ સુરતના શ્રી. માણેકલાલ શંકરલાલ રાણા, જેઓ સંત-સાહિત્યના એક સારા અભ્યાસી છે, તેમ જ અનેક ભજનિકોના સંસર્ગમાં આવી શોધક વૃત્તિથી જેમણે આવું ઘણું સાહિત્ય એકઠું કર્યું છે તથા પ્રગટ કર્યું છે, એમણે સાધુઓને મોઢે સાંભળી આ હીરાદાસનાં કેટલાંક પદો મેળવ્યાં છે. એમાંથી એમણે જ આપેલું એક પદ નીચે મુજબ છે :

तेरी बालो उमरियाँ रे, दीवाना क्यों गफलत (में) राँचे री।
सच्चा हीरा तेरे हाथ न आवे पाया तोहे काँचे।
चेत अभागा अवसर पैहो हरि सुमिरन साचे री।।
संत समागम उर नांही जाना विषयरस पाचे।
हरिकथा कीर्तन सुख नांही बिरहा अंग नाचे री।।
बिखर गये री दमका बशेरा दुल्हा मदमाता।
आय अचानक काल ग्रहे री छुट गये नाते री।।
सद्गुरु साहिब एन बताई तेरी दिल नांही लागे।
सुख सपना ज्यों रंग पतंगा पल छिनमें भागे री।।
आवागमन मिटत नांही तेरा अजहु बड़भागे।
प्रीत पुरानी खोज पियारे असली अनुरागे री।।
गर्भ बसेरा कोल किये थे बिसर गये री अभागे।
नाम सुधारस पिवत छकेरी संत बिरल जाने री।।
बेर बेर समझाय कह्यो तोहे चानक नांही लागे।
जूठ साच परखे नांही पामर सब स्वारथके सगे री।।
अबकी बेर बिनती एक मानो अवधू साच कह्यो।
हीरादास हरिभजन बिन बहुरि नैन बह्यो री।।

### કવિ સમર્થદાસ

આ હીરાદાસ પછી સમર્થદાસ થયા. એમનું મૂળ નામ બંકાજી, અને એમનો સમય વિ. સં. ૧૫૫૦–૧૬૨૦નો છે. એઓ સિદ્ધપુરના વણિક કુટુંબમાં જન્મ્યા હતા અને સિદ્ધપુરના હાકેમને ત્યાં નોકરી કરતા હતા. કહે છે કે, એ હાકેમની પુત્રી એમના પર ફિદા થઈ અને એમની પાસે પ્રેમની માંગણી કરી. બંકાજી-માટે ધર્મસંકટ આવી પડ્યું. ભારે કસોટી હતી. જો માંગણી સ્વીકારે તો ધર્મ છોડવો પડે, ન સ્વીકારે તો વીફરેલી સ્ત્રી બાપના કાન ભંભેરી શું ન કરે? રાત્રે એમને ઊંઘ ન આવી અને આવી ત્યારે સ્વપ્ન લેતી આવી. એમાં એમને સાધુ થવા આદેશ મળ્યો. એઓ ઘર છોડી ભાગ્યા અને ભટકતા ભટકતા સુરત આવ્યા. લોચનદાસ નામના ગુરુ પાસે એમણે દીક્ષા લીધી. એમણે વૈરાગ્ય અંગ, ઉપદેશ અંગ વગેરે અંગો લખ્યાં છે. એમનાં પદોમાંથી થોડીક વાનગી જોઈએ :

(વૈરાગ્ય અંગમાંથી)

अलखसे प्रीत लगाव पियारे।
तोहे यहाँसे एक दिन जावना है।।
यही पुर पट्टन लगे रंग लाल।
यहाँ बेर ही बेर नहीं आवना है।।
कुछ नेक सोदा कीजे यार मेरा।
परवरको नाम मुख गावना है।।
साँई समर्थ कहे सोच दाना।
तू पंछी मुसाफिर पावना (पाहुना?) है।।

(ઉપદેશ અંગમાંથી)

परवर तेरा पास है तरा अबूझ बाहिर क्यों भूलता है।
दमदममें साँइया खेल खेले अझोझ वो दिलमें झूलता है।
वहीनूरेनजर दिदार बिना तू इश्क अंजाममें डूलता है।
समर्थ अवधूते साद किया पाजी अखियां नांही खूलता है।
रगरगमें साँईका नूर बहे, सो ही रबसे कहाँ मुख
मोड़ता है।

સુરતનો કાજી એમની સામે કાવાદાવા કરતો હતો, તેને ઉદ્દેશીને કહેલું પદ આ પ્રમાણે છે :

हक लिखे सोही साँई साचे, बेहक़का गाना छोड़ काजी।
'समर्थ 'की बान (वाणी) तोहे ज़हर लागे, तेरे दिलमें
कुफ़ बहुत है पाजी।

—ચાલુ]

જનક દવે

# વારસાની વહેંચણી

શેઠ લક્ષ્મીદાસ ગુજરી ગયા ત્યારે એમના ચારેય દીકરાઓ મોટા થઈ ગયા હતા. એ બધાનાં લગ્ન પણ થઈ ગયાં હતાં. વહુઓ ઘરમાં આવી ગઈ હતી. ચારે ભાઈઓ પોતપોતાની પત્ની સાથે એક જ ઘરમાં હળીમળીને રહેતા હતા.

ધીમે ધીમે ચારે વહુઓ વચ્ચે નાના-મોટા ઝઘડા થવા લાગ્યા. શરૂશરૂમાં ભાઈઓ આ બાબતમાં ધ્યાન આપતા ન હતા. તેઓ જાણતા હતા કે, સ્ત્રીઓ આપણું કહ્યું માને એવી નથી. પરંતુ દિવસે દિવસે તેમના ઝઘડા વધતા ગયા. આથી તેમની રાતો કલેશમાં વીતવા લાગી.

કોઈ કોઈ વાર એ મોટા ઘરમાં એવી તો ધાંધલ મચી જતી કે આડોશીપાડોશીઓ પણ તંગ થઈ જતા.

લક્ષ્મીદાસ શેઠ અઢળક ધન મૂકીને ગયા હતા. વચલા ખાસ ઓરડામાં મોટા મોટા પટારાઓમાં ધન અને ઝવેરાત ભર્યું હતું. એક ચોરને આ વાતની ખબર પડી ગઈ. તે એ જ લાગ શોધ્યા કરતો હતો કે, ક્યારે મોકો મળે અને દીવાલમાં ખાતર પાડીને એ જરઝવેરાતને ઉપાડી જાઉં. પરંતુ તેનો દાવ સફળ થતો ન હતો. ઘરમાં રોજ રોજ ઝઘડા અને રડવા-કકળવાનું થયા કરતું હોવાથી કોઈ ને કોઈ જાગતું પડ્યું હોય જ.

મોટાભાઈએ નાના ભાઈઓને ખૂબ ખૂબ સમજાવ્યા. પરંતુ એ લોકો પર એની કશી અસર ન થઈ. તેઓનું એમ કહેવું હતું કે, 'આપણે હવે ઘરના ભાગલા પાડી દઈએ એ જ સારું છે. આ બૈરાંઓ રોજ રોજ ઝઘડ્યાં કરે છે. જો આપણે જુદા જુદા રહીએ, તો આ બધા ઝઘડા જરૂર ઓછા થઈ જાય.'

તોયે મોટો ભાઈ વારસાના ભાગલા ન પડે એ જ ઇચ્છતો હતો. છેવટે એક દિવસ તેની પત્નીએ તેને સમજાવ્યો કે, 'હવે સાથે રહેવામાં કશો સાર નથી. નાહક આમાં ભૂંડાં દેખાવાનું જ થશે. માટે ડાહ્યા થઈને ઘરબારની વહેંચણી કરી નાખો, જેથી આ ટંટાફિસાદનો અંત આવે.'

ભારે અનિચ્છાની સાથે મોટા ભાઈને એ પ્રમાણે કરવાની ફરજ પડી.

વારસાની વહેંચણી થઈ. મોટા ઘરની વચ્ચે વચ્ચે દીવાલો ચણી દેવામાં આવી. જરઝવેરાતના પણ ચાર ભાગ કરી દીધા. બધાંનું રાંધવા કરવાનું જુદું જુદું શરૂ થઈ ગયું.

પડોશી કહેવા લાગ્યા : "હાશ! હવે નિરાંત થઈ. શોરબકોર બંધ પડ્યો. હવે રાતે આરામથી સૂઈ શકીશું."

આ પ્રમાણે એક અઠવાડિયું સારી રીતે પસાર થઈ ગયું.

ચોરને થયું, 'હવે મજાનો મોકો છે.' એટલે અમાસને બીજે દિવસે રવિવારની રાતે બે વાગ્યે તે ઘરમાં દાખલ થયો. ચોર લોકો પોતાના કામની શરૂઆત કરવા માટે આ તિથિ અને રાતને શુભ માને છે.

દીવાલો નવી જ ચણેલી હોવાને કારણે તેણે બહુ સહેલાઈથી કેટલીક ઈંટો ખસેડીને પોતાને સારુ અંદર દાખલ થવાનો રસ્તો કરી લીધો. ઘરવાળાં બધાં ગાઢ નિદ્રામાં પડયાં હતાં. ચોર ખજાનાના દરેક ઓરડામાં દાખલ થયો અને ત્યાંથી માલમતા કાઢી કાઢીને બહાર ઊભેલા પોતાના સાથીઓને આપતો ગયો.

બધું કામ પતી ગયું, એટલે પેલો ચોર મોટા ભાઈના રસોડામાં પેઠો. ત્યાં તેણે કેરીના અથાણાની સાથે પેટ ભરીને ખૂબ પૂરીઓ ખાધી, માટલામાંથી ઠંડું પાણી પીધું, અને પછી ત્યાંથી ચાલતી પકડી.

સવારે ઊઠતાં જ ચારે સ્ત્રીઓએ રોકકળ કરી મૂકી.

ગામવાળા મનમાં થોડા ખુશી થયા. શેઠજીના ધનની તેઓ ઈર્ષ્યા કરતા હતા. તોયે તેઓ ખુશીને મનમાં છુપાવીને સહાનુભૂતિ બતાવવા લાગ્યા.

આ બધી ધમાલની વચ્ચે એક કાગડો દીવાલ પર બેઠો બેઠો 'કા કા' કર્યાં કરતો હતો. જાણે તે કહી રહ્યો હતો: "જોયું, જુદા પડવાથી શું પરિણામ નીપજે છે!"

**ચક્રવર્તી રાજગોપાલાચાર્ય**

અનુ૦ મુ૦ ક૦

# ચીનના ઉદ્યોગીકરણના પાઠ

અમેરિકાનું 'ન્યૂયોર્ક ટાઇમ્સ' પત્ર પોતાના તા. ૧૨ જાન્યુઆરી, ૧૯૫૮ના અંકના અગ્રલેખમાં જણાવે છે કે, ચીનની સામ્યવાદી સરકારે તાજેતરમાં હુકમ બહાર પાડીને ચીનમાં રહેતા પ્રજાજનોને, પાસપોર્ટ – પરવાના વિના દેશની અંદર પણ એકથી બીજી જગાએ ખસવાની મનાઈ કરી છે. તે મનાઈનાં કારણો કેવળ આર્થિક છે. ગ્રામ-વિસ્તારોમાં પરિસ્થિતિ એવી અસંતોષકારક છે કે, લોકો મોટી સંખ્યામાં સ્થળાંતર કરી શહેરો તરફ દોડવા લાગ્યા છે. ચીનનાં શહેરોમાં અત્યાર અગાઉ અતિવસ્તીનો પ્રશ્ન મૂંઝવનારો છે જ. દેશમાં અન્નનું ઉત્પાદન વસ્તીના પ્રમાણમાં પૂરતું નથી. એટલે ભૂખ અને દુકાળ ચારે તરફ પોતાના કારમા પંજા ફેલાવવા લાગ્યાં છે. આમ તો ચીનમાં અતિવૃષ્ટિથી નદીઓનાં પૂર, ગોબીના રણના સૂકા વાવંટોળ અને તેને કારણે અમુક ભાગમાં અનાવૃષ્ટિ, તથા કિનારાના પ્રદેશોને રંજાડતાં દરિયાઈ વાવાઝોડાં, વગેરે કારણોએ દુકાળ અને ભૂખમરાની સ્થિતિની નવાઈ નથી. પરંતુ આ વખતે તો 'આસમાની' કારણો ઉપરાંત 'સુલતાની' કારણે દેશમાં કટોકટી ઊભી થઈ છે. અને તે કારણ છે, સરકારે મૂકેલો ઉદ્યોગીકરણ ઉપર વધારેપડતો ભાર.

ઉદ્યોગીકરણ કોઈ પણ દેશમાં વિશિષ્ટ પરિસ્થિતિમાં આવશ્યક કે લાભદાયક નીવડયું હશે કે કેમ એ તો કોણ જાણે. પણ ચીન જેવા મોટા અને ખેતીપ્રધાન દેશ માટે તો તે મારાત્મક જ નીવડયું છે. પરિણામે હવે તે દેશની સરકારે ઊલટી બાજુ પોતાનો સોટો વીંઝવા માંડયો છે.

"લોકોને બળજબરીથી જમીન ઉપર સ્થિર કરી, અન્નના ઉત્પાદન તરફ વાળવા વ્યવસ્થિત

લડત ઉપાડવામાં આવી છે. વિદ્યાર્થીઓને ખેડૂતો બનાવી દેવામાં આવ્યા છે; ધંધેદારી માણસોને શહેરોમાંથી ઉપાડી લેવામાં આવ્યા છે; અને અર્ધ-ગુલામીવાળી વેઠની પ્રથાને ઉપયોગમાં લેવામાં આવી છે. અને હવે તો લોકોને જમીન ઉપર ફરજિયાત ટકાવી રાખવા અને શહેરો તરફ પાછા ફરતા અટકાવવા, મુસાફરી માટે જ પાસપોર્ટની પદ્ધતિ દાખલ કરવામાં આવી છે."

અમેરિકન છાપું તો આ સમાચારના ડિમ-ડિમથી માત્ર એટલું જ જગતમાં જાહેર કરવા માગે છે કે, જુઓ આ સામ્યવાદી સ્વર્ગ કે જ્યાં, દેશમાં ને દેશમાં, એક જગાએથી બીજી જગાએ જવાની કે વસવાની પણ સ્વતંત્રતા નથી, કે પોતાને ફાયદાકારક લાગતો ધંધો પસંદ કરવાની પણ સ્વતંત્રતા નથી!

પણ આપણે હિંદના લોકોએ એમાંથી બીજો મહા-પાઠ શીખવાનો છે. માત્ર ઉદ્યોગીકરણ ઉપર ભાર મૂકનારી મહા-યોજનાઓથી આ વર્ષે જ ખેતીનું ઉત્પાદન વધારવા બાબતની બૂમો તથા ખેતીનું ઉત્પાદન એ જ સૌ યોજનાઓનો પાયો છે એવી બૂમો પાડવાનો વખત આવ્યો છે, અને બધી યોજનાઓનું માળખું તૂટી પડવાનું થયું છે. પંડિત નહેરુ, આજ-લગી રાત-દિવસ, 'અંગ્રેજી ભણેલા ઇજનેરો વધુ તૈયાર કરો, રશિયામાં દર વર્ષે ૮૦ હજાર ઇજનેરો તૈયાર થાય છે, ચીનમાં ૪૦ હજાર થાય છે, અમેરિકામાં ૩૧ હજાર તૈયાર થાય છે, અને આપણે ત્યાં બહુ ઓછા થાય છે'— એવા પોકારો પાડ્યા જ કરતા હતા. વધુ ઇજનેરો તૈયાર કરવા કેળવણી માટેની મોટી રકમો યુનિવર્સિટીઓ પાછળ અને પરદેશની શિષ્યવૃત્તિઓ પાછળ ખરચી નાખવામાં આવી. યુનિવર્સિટીઓમાં અંગ્રેજી મારફતે ઉચ્ચ શિક્ષણ આપી શકાય તે માટે માધ્યમિક શાળામાં ૭ કે ૮ વર્ષ અંગ્રેજીનું શિક્ષણ દાખલ કરાવવા કુંઝરુ-સમિતિઓ નિમાઈ. તથા કેન્દ્ર સરકારના કેળવણી-ખાતાએ બુનિયાદી કેળવણી ફરજિયાત અને સાર્વત્રિક કરવા પહેલાં, તેના સાત વર્ષના એકમને મનસ્વીપણે તોડીને ચાર વર્ષનો કરી નાખ્યો; જેથી અંગ્રેજીનું શિક્ષણ, કેનેડિયન એક્સપર્ટની સલાહ મુજબ, મગજનાં ભાષા-કેન્દ્રોની મદદથી દશ વર્ષની ઉંમર પહેલાં બાળકમાં દાખલ કરી દેવાય.

પણ આ બધા ઇજનેરો સિમેંટ અને લોઢા વડે કરોડોની ભૂખ મટાડવાના નથી. છેવટે જો બળજબરીથી 'વિદ્યાર્થીઓને' અને શહેરના 'ધંધા-દારીઓને' ખેતર ઉપર જ ધકેલી મૂકવા પડે એવી દશા જ ચીનની પેઠે આવવાની હોય, તો પછી બુનિયાદી તાલીમથી ગ્રામ-ઉદ્યોગ-શિક્ષણ દ્વારા વિદ્યાર્થીઓને પહેલેથી હાથમહેનત અને ખેતી તરફ નજરવાળા કરવા, એ શું ખોટું?

જોકે કોઈ એવી દલીલ કરે કે, નહેરુ સરકાર કદી લોકોની સ્વતંત્રતા ઉપર એવી તરાપ નહીં મારે. પરંતુ ભૂખની ભાષામાં એનો અર્થ એટલો જ થશે કે, આ દેશમાં સૌને ભૂખે મરવાની અને શહેરો તરફ દોડી મરવાની આઝાદી હશે!

ચીને તો 'જાગ્યા ત્યાંથી સવાર' ગણીને પોતાની કરોડોની વસ્તીને ખાધા-ભેગી કરવા માટે પરાણે પણ જમીન-ભેગી કરવા માંડી. પરંતુ આપણે તો સ્વતંત્રતાના પોકળ શબ્દોના ઓઠા હેઠળ કશું જ ન કરવું હોય, તો પછી સ્વર્ગભેગા થવાની આઝાદીથી સંતોષ માનવો રહ્યો! કારણ કે, છેવટે સરકાર પોતાનાં નાણાંનો વ્યય જે માર્ગે કરે છે, તે ઉપરથી સમગ્ર દેશનો પુરુષાર્થ પોતાની દિશા પ્રાપ્ત કરે છે. તે બાબતમાં શ્રી. કુમારપ્પાનું પુસ્તક 'પબ્લિક ફાઇનન્સ ઍન્ડ પૉવર્ટી' આપણું ધ્યાન ખેંચી રહ્યું છે.

યુગપુરુષ ગાંધીજીએ આવીને વિચારપૂર્વક આયોજન કરી શકાય એવી આઝાદી આપણને મેળવી આપી. પરંતુ આપણે હજુ વિચાર વિના બીજાઓના આંધળા અનુકરણથી જ સંતોષ માનવો હોય, તો પછી ભગવાન આપણું ભલું કરે!

— ગો૦

# નવું વાચન

**લીલુડી ધરતી ૧–૨** [અલગ] લે૦ ચૂનીલાલ મડિયા; પ્રકા૦ આર. આર. શેઠની કંપની, મુંબઈ; પૃ૦ ૩૫૬ + ૩૪૩; કિં૦ ૧૦.૦૦ (બંને મળીને).

શ્રી. મડિયાની મોટી નવલકથાઓમાં સારી સફળ નવલકથા તરીકે આ બ્રિંગી નવલકથાને આવકારતાં આનંદ થાય છે. ગિરનારની ત્રીજી ટૂંકનો પડછાયો જ્યાં પડે છે, તેવા ગુંદીસર ગામની આ વાત છે. હદા પટેલ અને તેમના ત્રણ દીકરાઓ તથા ભાઈનો દીકરો માંડણ, ગીધો દુકાનદાર, નથુરા સોની, રઘો હોટલવાળો, તખુભા ઠાકોર અને તેમનો જીવુભા ખવાસ એટલાં મુખ્ય પુરુષપાત્રો, તથા હદા પટેલની બે પુત્રવધૂઓ સંતુ અને ઊજમ, નથુશાની ઘરવાળી અજવાળી અને તેમની પુત્રી જડાવ, ગીધાની શેઠાણી ઝમકુ, રઘા બ્રાહ્મણની ઘરવાળી અમથી સુથારણ — એટલાં મુખ્ય સ્ત્રીપાત્રોથી શ્રી. મડિયાએ આખું ગામડું — તેની પામરતા— તેની ઉદાત્તતા, તેનું સારાપણું-તેનું નરસાપણું, એ બધાનું આબેહૂબ ચિત્ર રજૂ કર્યું છે. બધાં પાત્રોની ભાષા તેમના ધંધાવ્યવહારને અનુરૂપ મજાની તળપદી છે.

વાર્તાનું વસ્તુ પણ એટલી જ સ્વાભાવિકતાથી વહે છે. શ્રી. બબલભાઈ મહેતાથી માંડીને બીજા પણ કેટલાક ગામડામાં તદ્રૂપ બનવા ગયેલાઓએ ગામડાનાં વિવિધ ચિત્રોને શબ્દબદ્ધ કરેલાં છે. તેમાંનાં કેટલાંક ચિત્રો તો ગુજરાતી સાહિત્યના આભૂષણરૂપ બન્યાં છે. પણ મુંબઈમાં નોકરિયાટ થઈને વસતા શ્રી. મડિયા ગામડાગામની આટલી રજોટી ઉપાડી લાવ્યા, તે જોઈ નવાઈ પમાય છે.

વાર્તાનું વસ્તુ સંપૂર્ણ છે. શ્રી. મડિયાની કેટલીક મોટી વાર્તાઓ એવી જોઈ છે કે જેમાં છૂટક અંશો સારી રીતે ચીતરાયા હોવા છતાં, આખી વાતની દૃષ્ટિએ જોઈએ તો છેવટે લેખક ખૂટી પડ્યા હોય. આ વાર્તામાં તેવું કાંઈ નથી બનતું. સુંદર ભાષાપ્રવાહની સાથે વાર્તાનો રસપ્રવાહ ભળીને એવો સુભગ સંગમ ઊભો થયો છે, જે અંદરબહાર તરબોળ કરી દઈને જ જંપે છે.

'વાચક'

**રત્નદીપ** (પ્રભાતકુમાર મુખોપાધ્યાય) અનુ૦ ગોપણ દયાળજી ઘેલાણી; પ્રકા૦ આર. આર. શેઠની કંપની, મુંબઈ; પૃ૦ ૪૦૮ + ૧૦ = ૪૧૮; કિં૦ ૫.૫૦.

દૂર પશ્ચિમમાં નોકરી કરતો એક મુફલિસ, બંગાળી, સ્ટેશન-કર્મચારી રાખાલ, રાંધવાની પંચાતથી કંટાળી, પોતાની પત્ની લીલાવતીને તેડી લાવવા, પોતાને વતન, માંદગીની રજા લઈને જાય છે. ત્યાં પત્ની લાપતા થયાના સમાચાર મળતાં તેને શોધવામાં વધુ દિવસ બગાડે છે; અને નોકરીમાંથી એક મહિના બાદ બરતરફ થવાની નોટિસ સાથે નોકરી ઉપર પાછો આવે છે. છૂટા થવાના છેલ્લા દિવસોમાં અચાનક એક સંન્યાસીનું મડદું તેના સ્ટેશને ઉતારી પાડવામાં આવે છે. બાવાજીનું મડદું છાનુંમાનું ફંફોસતાં રાખાલને એક ડાયરી અને થોડા રૂપિયા મળે છે. ડાયરી વાંચતાં તે જાણી લે છે કે ભવેન્દ્ર નામનો આ કોઈ બંગાળી જમીનદારનો પુત્ર નાનપણમાં નાસી જઈને બાવો થઈ ગયેલો, તે હવે ઘણાં વર્ષો બાદ બાવાગીરીથી કંટાળી, પોતાની જમીનદારીએ પાછો જાય છે.

રાખાલ તરત જ પોતાની યોજના નક્કી કરી લે છે, અને નાસી ગયેલા ભવેન્દ્ર તરીકે જમીનદારને ઘેર રજૂ થાય છે. બધાં તેને સહર્ષ સ્વીકારે છે.

દરમ્યાન ખલનાયક ખગેન્દ્ર અને તેની મળતિયણ કનકલતા વસ્તુમાં પ્રવેશ કરે છે અને રાખાલનો એ ભેદ ઉકેલી તેમાંથી લાભ ખાટી જવા પ્રયત્ન કરે છે.

આટલે સુધી તો વાર્તા સામાન્યપણે એક રસિક કથાને હિસાબે જ વહ્યે જાય છે. પરંતુ રાખાલ જમીનદાર ભવેન્દ્રની જુવાન પત્નીની સુંદરતા, સ્નેહ અને પવિત્રતાથી પ્રભાવિત થઈ, તેના જેવી નિર્દોષ સ્ત્રીને પોતાના કાવતરાનો ભોગ ન બનાવવાનો નિશ્ચય કરે છે, અને એકાંતમાં તેની આગળ બધી વાત કબૂલ કરી દઈ, ત્યાંથી ચાલતો થાય છે.

તેના એ સત્કર્મના પરિણામે જાણે હોય તેમ, રાખાલને તે જ વખતે પોતાની લાપતા થયેલી મૂળ પત્ની પાછી મળે છે. એ પત્નીને તેના ગામના જમીનદારનો નાનો ભાઈ નવીનચંદ્ર બળાત્કારે ઉપાડી ગયેલો હોય છે; પણ તે અધવચ હોડીમાંથી કૂદી પડી, કિનારે બેભાન અવસ્થામાં તણાઈ આવી હોય છે, અને તેને ભવેન્દ્રની પત્ની પોતાની સખી તરીકે સાચવતી હોય છે.

રાખાલ પોતાની સાચી પત્ની લીલાવતી સાથે જોડાઈ ફરી રેલવે-કર્મચારી બને છે.

વાર્તા મજાની છે; અનુવાદ તથા મુદ્રણ પણ મજાનાં છે. શ્રી. ઘેલાણીએ પોતાની તળપદી ભાષા, વાર્તાના બંગાળી વાતાવરણમાં ઘુસાડવાની બાબતમાં આ વખતે ઠીક ઠીક સંયમ દાખવ્યો છે.

'વાચક'

**શ્યામલી** (નિરુપમા દેવી): અનુ૦ ભોગીલાલ ગાંધી; પ્રકા૦ જીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; પૃ૦ ૨૮૦; કિં૦ ૪.૫૦.

શ્યામલી નામની મૂંગી અને બહેરી કન્યાને તેનો પિતા અનિલ સાથે દગાથી પરણાવી દે છે. એ મોટી કન્યા કુંવારી રહે, તો પિતાને રૂઢિ પ્રમાણે ન્યાતબહાર થવું પડે; તેથી તેનો ઇરાદો આ કન્યાનું દેખીતું લગ્ન કરી, પછી

પોતાની બીજી નાની સારી કન્યાનું જ તે વર સાથે લગ્ન કરી આપવાનો છે. વરને પણ એ બીજી સુંદર કન્યા જ પહેલાં બતાવી રાખી હોય છે. પરંતુ શ્યામલી સાથે હસ્તમેળાપ થતાં જ વરને તે વાતની ખબર પડી જાય છે; અને તે બીજી કન્યા સાથે લગ્ન કરવાની ના પાડે છે.

વરપક્ષવાળા કન્યાના પિતાનું આવું કાવતરું જાણીને લંકા-કાંડ મચાવી દે છે. પરંતુ અનિલ તો પોતાના શ્યામલી સાથેના લગ્નને સ્વીકારી લે છે અને અનેક આશા-નિરાશા વચ્ચે તેને ભણાવે-ગણાવે છે તથા થોડુંક બોલતી પણ કરી મૂકે છે.

પરંતુ શ્યામલીની શરૂઆતની અર્ધ-પાગલ, અર્ધ-માનવ જેવી દશા દરમ્યાન, જ્યારે અનિલ તેના તરફથી છેક જ નિરાશ થયો હોય છે, તે અરસામાં રેવા નામની બીજી એક નિરાધાર કન્યાને, હિમાલયની યાત્રા દરમ્યાન, અનિલની માતા આશરો આપી પોતાને ત્યાં લઈ આવી હોય છે. એ રેવા પોતાની મરજીથી તેમ જ અનિલની માતાની ઇચ્છાથી અનિલને પતિ તરીકે અંતરથી પૂજતી થઈ જાય છે. પરતુ તે દરમ્યાન શ્યામલી 'સુધરવા' લાગી હોય છે; એટલે રેવા પોતે જ તે દંપતીના જીવન વચ્ચેથી ખસી જાય છે અને પાછી હિમાલયમાં પોતાના અર્ધ સાધુ પિતા પાસે ચાલી જાય છે.

આમ એક અબોધ કન્યાને લગ્નવિધિ પછી અપનાવવા અને વફાદાર રહેવા માગતા પુરુષની અને તેને પૂજતી થયેલી બે સ્ત્રીઓના પ્રેમ-ત્રિકોણની આ મજાની બંગાળી વાત છે. નિરુપમા દેવીએ એ વાતને યથોચિત બહેલાવી છે અને છતાં મર્યાદાને અખંડ રાખી છે.

**'વાચક'**

**સ્નેહદીપ ૧-૨** [અલગ] (ફાલ્ગુની મુખોપાધ્યાય): અનુ૦ ટોપણ દયાલજી ઘેલાણી; પ્રકા૦ શ્રી હરિહર પુસ્તકાલય, સુરત; પૃ૦ ૩૪૦; કિં૦ ૫.૫૦ (બંને મળીને).

ક્ષેત્રનાથ અને ઉમેશ બે લંગોટિયા ભાઈબંધો. તેમાં ક્ષેત્રનાથની સ્થિતિ ઘણી સારી અને ઉમેશની તદ્દન સામાન્ય. પરંતુ દુર્દૈવની ઘટનાથી ક્ષેત્રનાથની સ્થિતિ બગડતી જાય છે: તેનું મૃત્યુ થાય છે, તેનો મોટો પુત્ર દેવેન્દ્ર બળિયાના રોગમાં અંધ બને છે, અને નાનો પુત્ર મહેન્દ્ર ગરીબાઈને કારણે વિદ્યાભ્યાસ વધુ કરી શકતો નથી તથા અર્ધભૂખમરાની દશાથી ક્ષયરોગમાં ઘસાતો જાય છે. છતાં તે આખું કુટુંબ પોતાની પરંપરાગત સંગીતવિદ્યા અને ધર્મ તથા હૃદયની સાચી ખાનદાની જાળવી રાખે છે.

બીજો મિત્ર ઉમેશ, જેનો શરૂઆતમાં ધંધોરોજગાર તેમ જ ટાઇફોઈડ તાવના હુમલા વખતે જેનું જીવન પણ ક્ષેત્રનાથ ઉપર જ અવલંબિત હોય છે, તે ધીમે ધીમે નસીબના વારાફેરાથી જ એકદમ ધનિક બની જાય છે. પરંતુ સંસ્કારગત ખાનદાનીની ઊણપને લીધે કદાચ, પોતાના મિત્રને તથા તેના કુટુંબને તેની દુર્દશા વખતે તદ્દન ભૂલી જાય છે.

પરંતુ ઉમેશના ઘરમાં તેના ત્રણ દીકરા ઉપરાંતની એકની એક દીકરી માધુરી, ક્ષેત્રનાથના કુટુંબની જેમ જ, ધર્મ અને ખાનદાન સંસ્કારના બધા સદ્ અંશો લઈને જન્મી હોય છે. ક્ષેત્રનાથનો નાનો દીકરો મહેન્દ્ર જ્યારે બધી રીતે હતાશ થઈ છેવટે નોકરીની શોધમાં કલકત્તા આવે છે, ત્યારે ભલામણચિઠ્ઠી મેળવવા ઉમેશને મળે છે. ઉમેશ તેને મોંએ મિત્રના કુટુંબની દુર્દશાના હાલ સાંભળે છે, ત્યારે ઘણો પસ્તાય છે. તે વખતે બાપની એ ભૂલનું પ્રાયશ્ચિત્ત કરવા જ જાણે, માધુરી મહેન્દ્રને પોતાના સુધરેલા કુટુંબના તિરસ્કાર અને ઉપેક્ષામાંથી બચાવી લઈ, ઓથ આપે છે. દરમ્યાન, મહેન્દ્રના ઉચ્ચ ગુણો ઉપર તે મુગ્ધ પણ બની જાય છે. ખાનદાન મહેન્દ્ર, માધુરીની સહૃદયતાનો કશો ગેરલાભ ઉઠાવવા ઇચ્છતો નથી; તેથી જલદી જલદી દૂર મદ્રાસ તરફ એકાદ સામાન્ય નોકરી ઉપર ભાગી જાય છે.

બીજી બાજુ માધુરી પણ સમજી જાય છે કે મહેન્દ્ર પોતાની આર્થિક સ્થિતિના અંતરને કારણે જ તેનો સ્વીકાર કરી શકતો નથી. તેથી તે પોતાની વૈભવસંપન્નતા તેમ જ પોતાને માટે શોધાયેલા તેવા જ તવંગર મૂરતિયાઓને તરછોડી, ગરીબાઈ અને ગરીબોની સેવાનો ધંધો સ્વીકારે છે. તે વખતે તેને આશા હોય છે કે, તેની એ તપસ્યાને બળે તે છેવટે મહેન્દ્રને પ્રાપ્ત કરી શકશે.

પરંતુ દરમ્યાન મહેન્દ્રનો ક્ષયરોગ વધી ગયો હોય છે અને નોકરી છોડી તે પોતાને વતન આવીને મૃત્યુ પામે છે. માધુરી વર્ષો સુધી એ ઘટનાથી અજાણ રહે છે અને તેની આશામાં સેવા-જીવન તપ્યા કરે છે. એ આખું ચિત્ર ખરેખર ઉદાત્ત અને કરુણ છે.

મૂળ બંગાળી લેખક એ આખી કરુણતા તાદૃશ કરાવવામાં સફળ નીવડ્યા છે. જોકે, મહેન્દ્ર તથા તેના કુટુંબની સાચી ખાનદાની અને માધુરીના ચારિત્ર્યની શુભ-લક્ષિતા અને શુભગામિતા તે પાત્રોનાં કાર્યોથી જ તેટલી સફળતાથી તાદૃશ કરાવતા નથી. પણ અનુવાદક કહે છે તેમ, બંગાળી ચોપડીનો આ મુક્ત ભાવાનુવાદ હોય, તો મૂળ લેખકની કશી ટીકા યથાર્થ ન કહેવાય.

અનુવાદક અને પ્રકાશક પોતાની રીતે આ ચોપડીને સફળ રીતે રજૂ કરવા ગયા છે; પરંતુ ફાવ્યા નથી. ભાષા અને મુદ્રણના દોષો તો છે જ; પરંતુ અનુવાદની ભાષા અસ્પષ્ટ, કઢંગી અને કોઈ કોઈ જગાએ છેક બજારુ થઈ ગઈ છે. જેમ કે, આપણે જ્યાં સામાન્ય રીતે કહીએ કે, 'તમને શી ખબર છે, ધૂળ!' ત્યાં અનુવાદક 'કારેલાં' શબ્દ વાપરી બેસે છે.

**'વાચક'**

**પરણેતરનો પ્રેમ ૧-૨** [ અલગ ] ( ગુરુદત્ત ) અનુ૦ 'અનિકેત'; પ્રકા૦ શ્રી હરિહર પુસ્તકાલય, સુરત; પૃ૦ ૪૧૮; કિં૦ ૬.૦૦ (બંને મળીને).

કામિની અને કાંચન તે બે બાબતોની પ્રાપ્તિ અને ઉપભોગ — એ વિષય વાર્તાકારોનો સનાતન વ્યાસંગ બનેલો છે. સ્ત્રીનો પ્રેમ મેળવવાની અનેક રીતો, તેની સાથેના સંબંધ અંગે વિધવિધ ફિલસૂફીઓ, લગ્નજીવનની મર્યાદાઓ – પ્રયોજન – લાભાલાભ, એ તો અત્યાર સુધી વાર્તાક્ષેત્રનો પ્રિય વિષય હતો જ; હવે સમાજવાદી – સામ્યવાદી અર્થ-રચના, અર્થવિતરણની અસમાનતાઓ વગેરે બાબતો વાર્તા-ક્ષેત્રને ઘેરવા લાગી છે.

લાહોર અને બન્નુ એ વિસ્તારમાં, આઝાદી અને દેશ-વિભાજનની તરફ ઢળતા થયેલા જમાનાને ભૂમિકામાં રાખતી આ નવલકથા છેવટે રાષ્ટ્રવાદ અને ગાંધીવાદ તરફ ઢળતી વિચારશ્રેણી પસંદ કરવા તરફ ઝૂકતી લાગે છે. જોકે, દરમ્યાનમાં લગ્નજીવન અંગે મુક્ત-સહચાર જેવો વિષય અને અભિપ્રાય પણ રજૂ થાય છે. છતાં લેખકનો મદાર બધી બાબતોમાં સૌના સાચા હૃદયપલટા તરફ છે.

અને હૃદયપલટાને પ્રયોજન બનાવતી વાર્તાઓ જેટલી હૃદયસ્પર્શી હોય છે, તેટલી જ મુશ્કેલ હોય છે. મુશ્કેલ એ અર્થમાં કે, એ પરાકાષ્ઠા સુધી પહોંચવામાં વાર્તાલેખક વાર્તાનો પ્રવાહ યોગ્ય ગતિએ વહેવડાવવામાં જો સફળ ન નીવડે, તો વાચક વાર્તાના લેખક પ્રત્યેનો સદ્ભાવ ખોઈ બેસવાની હદે કદાચ પહોંચી જાય.

આ નવલકથા એ બધી આંટીઘૂંટીઓમાં થઈને પસાર થાય છે. ગુજરાતી વાચકને કેટલીક જગાએ વાતાવરણ જરા અજાણ્યું લાગવાનો સંભવ છે. પરંતુ પંજાબ તરફના આપણા દેશબંધુઓની મનોદશા સમજવામાં ઉપયોગી પણ નીવડે તેમ છે.

શ્રી. ગુરુદત્ત સફળ હિંદી કથાકાર છે. તેમની બીજી નવલકથાઓ પણ ગુજરાતીમાં ઊતરે તો સારું.

'વાચક'

**પ્રેમયાત્રા :** લે૦ ભગવતીકુમાર શર્મા; પ્રકા૦ શ્રી હરિહર પુસ્તકાલય, સુરત; પૃ૦ ૨૭૮; કિં. ૪.૦૦.

સુનંદા નામની નજરમાન યુવતી નરેન નામના મુફલિસ યુવાન સાથે પરણી અકળાય છે. એ અકળામણનો ગેરલાભ સુનંદાનો જેઠ મુરલીધર લેવા ઇચ્છે છે. પરંતુ સ્ત્રીનું સાચું હૃદય પુરુષને — અને કેવળ નરને હંમેશા અગમ્ય જ રહે છે. સુનંદા એ બંને ભાઈઓથી દૂર ચાલી જાય છે; પરંતુ પતિતા થઈને સહેલો આનંદ મેળવવા નહીં. અને તેથી તે ઉત્તરોત્તર વધતી મુશ્કેલીઓ સામે ઝૂઝીઝૂઝીને સાચા નારીત્વ તરફ પ્રગતિ કરે છે; ત્યારે મુફલિસ નરેન પોતાનું મુફલિસ-પણું અલબત્ત ઓળંગી જાય છે, પણ સાથે સાથે પલ્લવી જેવી બીજી ભાવુક યુવતીને છેતરવાની હદે પણ પહોંચી જાય છે. છેવટે નરેનની ભાભી કુસુમ નરેનના સાચા ચારિત્ર્યનો ઘટસ્ફોટ પલ્લવીને કરી આપીને તેને બચાવી લે છે. તે જ વખતે છંછેડાઈને સુનંદાનો ઘાત કરવા આવેલો નરેન તેને પોતાના મોટાભાઈની વાસના સામે ઝૂઝતી જોઈને ઉદ્બોધન પામે છે. એ બનાવ જ આ વાર્તાના રસનો પણ ઉદ્બોધક બને છે. ત્યાં સુધી તો વાર્તા સામાન્ય — અતિ સામાન્ય તથા અલ્પ કાર્યપ્રવાહમાં, મુશ્કેલીથી અને શૃંગારી કલમનાં છાંટણાં સાથે ઘસડાતી જાય છે. પરંતુ નારીત્વના વિજયનો એ છેલ્લો બનાવ આખી વાર્તાને પણ ઉદ્ધારી લે છે.

'વાચક'

**આરતી અને અંગારા :** લે૦ ભગવતીકુમાર હ૦ શર્મા; પ્રકા૦ ભારતી સાહિત્ય સંઘ (પ્રા૦) લિ૦, અમદાવાદ; પૃ૦ ૨૯૦; કિં૦ ૪.૫૦.

તાજેતરમાં રાજ્યપુનર્ઘટનાના પ્રશ્ન અંગે મુંબઈમાં મહા-રાષ્ટ્રીઓએ ગુજરાતીઓ ઉપર કરેલા હુમલાઓ અને તેથી વણસેલી માનવતાની લાગણીઓ, તથા છેવટે તે બધા ઝેર ઉપર માનવ અંતરમાં રહેલી સન્નિષ્ઠાએ મેળવેલો વિજય — વગેરે બીનાઓની ભૂમિકામાં શ્રી. શર્માએ આ નવલકથા રચી છે. આ વસ્તુ ખરેખર વાર્તાકળાને છાજે તેવું છે અને અંતે શુભ ભાવનાઓના વિજયને જ નિરૂપવાના પ્રયોજનવાળું હોઈ, વાર્તાકારના કસબને કસે તેવું છે.

શ્રી. શર્મા એ વસ્તુને, તેના શુભ પ્રયોજનમાં તે સહેજે ખંડિત ન થાય તે રીતે, અંત સુધી ધપાવી ગયા છે. જોકે ૧૯ દિવસના ટૂંકા ગાળામાં જ 'લખી નાખી' હોવાથી કે ગમે તેમ વાર્તાનો પ્રવાહ ઉચિત ગતિએ વહે તેમાં નાહક નડતરરૂપ થતાં વર્ણનો તેમની નજરે ચઢી શક્યાં નથી. તથા બસ-કંડક્ટર જેવાં પાત્રોનાં મોંમાં અનુચિત લાગે તથા વાર્તાના પ્રતીતિકરપણાને બાધક નીવડે તેવા શબ્દો અને ભાવનાઓ મુકાયાં છે, તે પણ તેમના ધ્યાનમાં આવ્યું નથી. જેમ કે પોતાની પ્રેમપાત્ર ગૌરીને જ્યારે તેનો ભાઈ પાંડુ જખમી કરે છે, ત્યારે મોહન તેને કહે છે: "આ ગૌરી કોણ છે એ તું જાણે છે? . . . આ ગૌરી તો છે આપણા દેશની શક્તિ. પાંડુ! મુંબઈ માટે તું દેશની શાંતિ અને શક્તિ પર જખમ કરી બેઠો છે. . . '

પુસ્તકમાં મુદ્રણની ભૂલો ઠીક ઠીક રહેવા પામી છે.

'વાચક'

**કોનો વિજય?** લે૦ 'વિશ્વમિત્ર'; પ્રકા૦ ભારતી સાહિત્ય સંઘ (પ્રા૦) લિ૦, અમદાવાદ; પૃ૦ ૨૯૦; કિં૦ ૪.૫૦.

ચાર યુવાન મિત્રો જીવનમાં લગ્નનું સ્થાન શું છે, તે વિષે વિચાર કરતા હોય છે. વિનોદ નામનો એક જ મિત્ર

તેને જીવનના સાર્થક્યનું ઘાતક નથી માનતો. પરંતુ પેલા લગ્નવિરોધી ત્રણમાંના બે તો થોડી જ વારમાં કશી વિશેષ પંચાત કર્યા વિના પરણી લે છે, અને ત્રીજા વિશ્વસ્તને પરણતાં પહેલાં આ લાંબી નવલકથા ઊભી કરવી પડે છે. છેવટે તે પણ પરણે છે. આજન્મ કુંવારો રહે છે માત્ર વિનોદ, કે જે સિદ્ધાંતની રીતે લગ્નનો વિરોધી નહોતો!

આ આખી ચોપડી પ્રેસનો કંપોઝીટર જેવી છાપે, તેવી છપાઈ છે. પાને પાને આટલી બધી છાપભૂલો સાથે છાપેલી ચોપડી, કે જેમાં કેટલાક શબ્દો તો સમજવા પણ સામાન્ય રીતે મુશ્કેલ બની ગયા છે, તથા હકાર-વાચક વિધાન સાથે આશ્ચર્યદર્શક ચિહ્નને બદલે જેમાં પ્રશ્નાર્થ ચિહ્નને સેંકડો સ્થળોએ મૂકેલું છે, તે ચોપડી વાચકને આપવામાં પ્રકાશકનો શો હેતુ હશે, તે સમજાતું નથી. તેથી કરીને ભાષા કે સાહિત્યની શી સેવા થઈ તે વાત બાજુએ રાખીએ તોપણ, ભારતી સાહિત્ય સંઘ જેવી પ્રકાશક સંસ્થાનેય શો લાભ થયો, તે કલ્પવું અશક્ય છે.

વિશેષનામોમાં પણ 'વિનોદ'ને બદલે 'વિશ્વસ્ત' મૂકવાથી પાત્રફેર કરી મૂકવામાં આવ્યો છે (પા. ૬૩); અને તે પણ એવો કે આ પુસ્તકની નાયિકાને પરણનારના નામની જ બાબતમાં, ત્યારે તો હદ જ થઈ ગયેલી લાગે છે. બાકી, નીચે નમૂનારૂપ બતાવેલી સેંકડો ભૂલોવાળી ચોપડી શી રીતે વાંચી શકાય કે સમજી શકાય તે વાચકો જ કલ્પી શકશે: — 'દુર્બળ'ને બદલે 'દુર્લભ', 'ભક્ત'ને બદલે 'વ્યક્ત', 'હતો'ને બદલે 'હોત', 'સૃષ્ટિ'ને બદલે 'વૃદ્ધિ', 'સ્વરૂપ'ને બદલે 'સ્વર', 'જામાતા'ને બદલે 'નિર્માતા', 'આપી'ને બદલે 'આવી', 'આપતા'ને બદલે 'આવતા', 'જાણે છે?'ને બદલે 'જાણે જ', 'પ્રશંસાપાત્ર' ને બદલે 'પ્રશંસા માત્ર', 'છોડવા નથી'ને બદલે 'છોડયા નથી', 'માગ્યા'ને બદલે 'મામી'.

આ ઉપરાંત નીચેનાં જેવાં વાકયો ઠેરઠેર સામે ભટકાય, ત્યારે વાર્તારસ કેટલોક જામી શકે, તેય વિચારવા જેવું છે:

'આ તો કાતિલ ટોણાં હતો', 'આનું નામ જ વ્યષ્ટિનિષ્ટ બૌદ્ધિક કક્ષાનો આગમાં અર્થતંત્રો,' 'આપણા દેશમાં સામ્યવાદ કદી ટકળાતો નથી,' 'એક ધનપતિની દીકરીને કટ્ટર કમ્યુનિસ્ટ પરણે એ અજાયબી છે. વિશ્વની ગણીગાંઠી અજાયબીઓ માની શકે?' 'ઘણાં જ કામમાં રહું છું. ફુરસદ મળે છે. આજે પણ ઉતાવળનું કામ છે!'

**'વાચક'**

**સિન્દૂર:** લે૦ કોલક; પ્રકા૦ એ. આર. શેઠની કંપની, મુંબઈ; પૃ૦ ૨૦૨; કિં૦ ૩-૫૦.

વસંત વિજયાને ચાહતો હોય છે; પણ તેનું કુળ નીચું હોવાથી વિજયાનો બાપ વિજયાને બીજે ગામ ભગવતી સાથે પરણાવી દે છે. સાસરામાં વિજયાને ખરાબ સસરો અને ખરાબ નણંદો મળી હોય છે. પતિ સ્નેહાળ છે, પણ ગરીબ છે.

વસંત વિજયાના લગ્ન પછી પણ બીજી કોઈને ન પરણવાનું વ્રત લઈને બેસી રહે છે. પછી વિજયાના દુ:ખના અને નિરાધારતાના દિવસોમાં તેને મદદ કરીને વિજયાનો સ્નેહ સંપાદન કરતો જાય છે. છેવટે મેનિનજાઇટિસથી વિજયાનો પતિ મરવા પડે છે, અને તેનો ધંધો પાયમાલ થાય છે, ત્યારે તે બંનેને પોતાને ત્યાં લઈ આવે છે. પછી વિજયાનો પતિ મરી જતાં તેને પુનર્લગ્નથી પરણે છે.

વસ્તુ સીધું-સાદું છે, તથા ભાષા પણ મરાઠી લેખક ગુજરાતીમાં લખતો હોય તેવા રણકાવાળી છે. પરંતુ લેખક વિજયા માટે આપણામાં ગમે તેટલી સહાનુભૂતિ સંપાદન કરે, છતાં આપણને મનમાં લાગ્યા વિના રહેતું નથી કે, લેખકે જે બધા અકસ્માતો ગોઠવ્યા છે, તે વિજયા વસંતને આખી ને આખી મળે તે માટે જ જાણે ગોઠવ્યા છે. બધા જ અકસ્માતો એક જ પાત્રના લાભમાં ઊતર્યા કરે, એવું રસ ઊભો કરવા પૂરતું કે સુખી અંત લાવવા પૂરતું ભલે કરવામાં આવે; પરંતુ જીવનમાં બધું એ પ્રમાણે બનતું ન હોય, તો પછી એવી રોચક કલ્પનામાં રાચવું, એ વાચકને ભાગ્યે આકર્ષક નીવડે.

**'વાચક'**

**મહાભારત કથાવલિ** (આઠ ભાગ): લે૦ ચક્રવર્તી રાજગોપાલાચાર્ય; અનુ૦ કાંતિલાલ શાહ; પ્રકા૦ સંસ્કાર સાહિત્ય મંદિર, ભાવનગર; કિં૦ (ભેગી) બાર રૂપિયા; પૃ૦ અનુક્રમે ૯૮, ૧૧૨, ૯૮, ૧૦૬, ૧૧૬, ૧૧૪, ૧૦૩, ૮૦.

ચક્રવર્તી રાજગોપાલાચાર્ય સંસ્કૃત ભાષાના સારા વિદ્વાન છે. વળી તે ધર્મ વિષે પણ વિચારનારા છે. તેમણે આપણા મહાન ગ્રંથ મહાભારતનો તલસ્પર્શી અભ્યાસ કરીને, મહાભારતની અતિવિસ્તૃત કથાને, સંક્ષેપમાં તેમ જ એ કથાનો મહત્ત્વનો સાર યથાર્થપણે આવી જાય એ રીતે આઠ ભાગમાં રસમય અને સરળ શૈલીમાં નિરૂપી છે. કથાને એટલી સુંદર રીતે તેમણે ગૂંથી છે કે, એમાં આવતાં મહત્ત્વનાં પાત્રો તથા પ્રસંગોનો આબેહૂબ ચિતાર વાચકને આવી શકે.

આપણે ત્યાં શ્રી. નાનાભાઈ ભટ્ટે એવો સ્તુત્ય પ્રયાસ કર્યો જ છે. હવે આ કથાવલિને ગુજરાતીમાં ઉતારીને અનુવાદકે આશીર્વાદરૂપ કાર્ય કર્યું છે. ઘેર ઘેર આ કથાવલિ વંચાવી જોઈએ.

**સુ૦ કે૦**

**પાંચજન્ય:** લે૦ પૂજાલાલ; પ્રકા૦ પ્રગતિ સાહિત્ય મંદિર, સુરત; કિં૦ દોઢ રૂપિયો; પૃ૦ ૭૬.

આપણા જાણીતા કવિ પૂજાલાલનો આ વીરરસનાં કાવ્યોનો સંગ્રહ આવકાર્ય છે. એમાં વીરતાને રંગે રંગાયેલાં ૬૦ કાવ્યો

ભાષા કમિશને પ્રાદેશિક ભાષાઓનાં કાયદેસર અને ઉચિત ક્ષેત્રો કયાં એનો વિગતવાર નકશો દોરી આપવો જોઈએ તથા તેની ભલામણથી સંઘ-સરકારે અહિંદીભાષી વિસ્તારોને એવી બાંહેધરી આપવી જોઇએ કે, ઉપર જણાવેલું બીજી જાતનું ફરજિયાતપણું આંતરભાષા હિંદીની બાબતમાં હરગિજ અખત્યાર કરવામાં નહિ આવે. તો જ રાજ્યોમાં હિંદીનું ફરજિયાત શિક્ષણ દાખલ કરવાની બાબતમાં જે આનાકાની છે, તે દૂર થશે; તથા અંગ્રેજીને ચાલુ રાખવાની તથા પરિણામે હિંદીના ફેરબદલાની મુદત લંબાવવાની જે બૂમ છે, તે શાંત પડશે.

(૨)

ઉપર જોઈ આવ્યા તેમ, રાજ્યોની સરકાર ઉપર તેમની શાળાઓમાં હિંદીના ફરજિયાત શિક્ષણને દાખલ કરવાની સીધી ફરજ નાખવાની સત્તા અને લાગવગ સંઘ-સરકાર પાસે હોવાં જોઈએ. માતૃભાષા દ્વારા શિક્ષણના હકને અબાધિત રાખવા રાજ્યપુનર્રચના કમિશને સૂચવ્યા પ્રમાણેનો સુધારો પસાર કરવાથી એ હેતુ સરી રહેશે. એ સુધારામાં એમ પણ કહેવામાં આવ્યું હોય કે, દરેક રાજ્ય તથા રાજ્યમાંની દરેક સ્થાનિક સત્તાએ, બંધારણમાં દર્શાવ્યા પ્રમાણે મફત અને ફરજિયાત શિક્ષણ આપવા માટેના ગાળામાં, ઓછામાં ઓછાં છેલ્લાં ત્રણ વરસ, બધા વિદ્યાર્થીઓને સંઘની રાજભાષામાં ફરજિયાત શિક્ષણ આપવાની પૂરતી જોગવાઈ કરવી જોઈએ.

હાલમાં તો સામાન્ય રીતે હિંદમાં શાળાનાં આ વર્ષો દરમ્યાન અંગ્રેજી ભાષા શીખવવામાં આવે છે. એમાં ફેરફાર કરીને આપણી રાષ્ટ્રીય કેળવણીની યોજનામાં ભાષાઓના અભ્યાસના ક્રમમાં બીજી ભાષા તરીકે અંગ્રેજીને બદલે હિંદીને લાવવી જોઈએ. અંગ્રેજીનું શિક્ષણ તો ફરજિયાત શિક્ષણની ઉંમર પૂરી થયા બાદ, ઉચ્ચ માધ્યમિક કક્ષાએ અભ્યાસ શરૂ થાય ત્યારે જ, નિયત કરવું જોઈએ. જેઓ અંગ્રેજીને પોતાની માતૃભાષા ગણાવતા હોય, તેમની વાત એ નિયમમાંથી અલગ રહે. બંધારણે કલ્પેલી કેળવણી વિષયક યોજનામાં માતૃભાષાને, અને શાળાના આશરે પાંચમા વર્ષે હિંદીને, એમ એ જ ભાષાઓને સ્થાન હોઈ શકે.

ભાષા કમિશન આ બાબતમાં બિનજરૂરીપણે તથા બંધારણ હેઠળની ભાષાકીય નીતિની આવશ્યકતા બહાર જઈને એમ કહે છે કે, ફરજિયાત શિક્ષણની ૧૪ વર્ષની મર્યાદાની અંદર પહેલેથી અંગ્રેજીનો અભ્યાસ શરૂ કરી શકાય. અંગ્રેજી પ્રત્યે દાખવવામાં આવતી આ બિનજરૂરી લાગણી માત્ર 'જ્યાં છીએ ત્યાં જ કાયમ' રાખવામાં મદદગાર નીવડશે અને અને હિંદીને આગળ પ્રગતિ કરવા નહીં દે. અંગ્રેજી ભાષાના અભ્યાસને ખસેડીને તેની જગાએ હિંદી ભાષાના અભ્યાસને લાવવો એ જ વસ્તુ, અત્યારના આપણા દેશના વાતારણમાં, આપણે જે ભાષાકીય ક્રાંતિનો નિશ્ચય કર્યો છે, તેની સાચી તમન્નાની નિશાનીરૂપ થશે. રાષ્ટ્રીય કેળવણીની પુનર્રચનાના સામાન્ય સિદ્ધાંત તરીકે આ વસ્તુ સ્વીકારવામાં ન આવે, ત્યાં સુધી ભાષાકીય ફેરબદલીને શરૂ થવા માટે ભાગ્યે અનુકૂળ વાતાવરણ તેને મળે અથવા તો તેની ન્યાયી ચકાસણી કે શુભ શરૂઆત થવાની કોઈ તક તેને ભાગ્યે પ્રાપ્ત થાય.

ઉપરનો સિદ્ધાંત પાયાની કેળવણીના ખ્યાલો સાથે પૂરેપૂરો સુસંગત છે; અને પાયાની કેળવણીને તો દેશમાં દાખલ કરવાનો આપણે નિર્ણય લીધો છે. આપણી ફરજિયાત કેળવણીની નીતિમાં જ્યાં સુધી હિંદી અને અંગ્રેજીના સ્થાન બાબત ઉપર જણાવેલી નીતિ રાષ્ટ્રીય ધોરણે નહીં અપનાવવામાં આવે, ત્યાં સુધી પાયાની કેળવણી પોતે ટકી શકે કે ફાલી ફૂલી શકે તેવો સંભવ જ નથી.

ઉપર જણાવ્યા મુજબ હિંદીનું ફરજિયાત શિક્ષણ દાખલ કરવાનું પગલું આખા દેશમાં ૧૯૫૭થી લેવાવું જોઈએ. તો મોડામાં મોડા ૧૯૬૫ સુધીમાં શાળાઓની નીચલી કક્ષાએ જ નહિ પણ ઉચ્ચ માધ્યમિક કક્ષાએ પણ, અર્થાત્ ૭ કે ૮ વર્ષ સુધી, હિંદી શીખવાતું થઈ જાય; અને દરેક નાગરિક બંધારણમાં દર્શાવ્યા પ્રમાણેના મફત અને ફરજિયાત શિક્ષણના ૧૪ વર્ષની ઉંમર સુધીના ગાળામાં ૩ કે ૪ વર્ષ હિંદી શીખ્યો હોય.

એની સાથે સાથે જ, અર્થાત્ ૧૯૫૭થી માંડીને દેશની બધી સરકારોએ પોતાના સરકારી નોકરોને પણ પોતપોતાના કામની વિશિષ્ટ જરૂરિયાત પૂરતું હિંદી શીખવવાનું શરૂ કરી દેવું જોઈએ. આ કામ ૧૯૬૦ સુધીમાં પૂરું થાય; અર્થાત્ તે માટે તેમને ત્રણેક વરસનો પૂરતો ગાળો મળે. એમ થાય તો ૧૯૬૦ સુધીમાં સંઘ તેમ જ રાજ્યોની સરકારોના કર્મચારીઓ અંગ્રેજીને બદલે અથવા અંગ્રેજીની સાથે સાથે વધારેના માધ્યમ તરીકે હિંદી વાપરતા થઈ જાય. પરિણામે ૧૯૬૫ સુધીમાં સરકારનો બધો આંતરિક વ્યવહાર હિંદીમાં ચલાવી શકાય એવી સ્થિતિ ઊભી થઈ રહે. પરદેશો સાથેની રાજકીય, વ્યાપારી અને ઔદ્યોગિક બાબતો માટે તો જ્યાં સુધી હિંદી ભાષા રાષ્ટ્રોના સમૂહમાં આવશ્યક આંતરરાષ્ટ્રીય માન્યતા ન પામે, ત્યાં સુધી આપણે અંગ્રેજી ચાલુ રાખવું પડશે. હિંદીને એટલું આંતરરાષ્ટ્રીય ગૌરવ મળવાનો આધાર આપણાં રાષ્ટ્રીય સ્વાભિમાન, ગૌરવ અને પ્રતિષ્ઠા ઉપર તેમ જ જે પ્રમાણમાં આપણે હિંદીને વિકસિત તથા સમૃદ્ધ કરી હોય એ બંને બાબતો ઉપર રહેશે.

**મગનભાઈ દેસાઈ**

[અંગ્રેજી ઉપરથી — ગો૦

— ચાલુ]

# દારૂ વિષે સફાઈદાર વાતો

[હિંદુસ્તાનમાં આપણે ઘણા વખતથી દારૂબંધીની નીતિની તરફેણ કરતા આવ્યા છીએ. દારૂના વ્યસનનાં જોખમો પ્રત્યે દુનિયાના બીજા ભાગોમાં પણ વધુ ને વધુ ધ્યાન ખેંચાતું જાય છે. તે વ્યસનથી પ્રજાનું આરોગ્ય જોખમાય છે એટલું જ નહિ, પણ તેને લીધે રાષ્ટ્રીય તેમ જ આંતરરાષ્ટ્રીય ક્ષેત્રોમાં લડાઈ-ઝઘડો વધારવાનું વલણ વધતું જાય છે."

**— જવાહરલાલ નેહરુ**]

કિંગ્ઝલે માર્ટિન વિલાયતનો એક જાણીતો પત્રકાર છે. સ્વતંત્ર થયા બાદ હિંદમાં શું ચાલે છે, હિંદ કઈ ઢબે કેવી પ્રગતિ કરે છે, વગેરે વિષે, આપણા અનેક પરદેશી મિત્રો અને શત્રુઓ ઊંડો રસ લે છે, અને તે સ્વાભાવિક છે. કેમ કે ધનધાન્યથી ભરપૂર થઈ શકે એવા સમૃદ્ધ દેશની અતિ શક્તિશાળી અને વિપુલ વસ્તીવાળી આપણી રાષ્ટ્રસંપત્તિ છે; તેની અસર જગતના દેશો અને તેમના અર્વાચીન પ્રવાહો ઉપર પડ્યા વગર રહે જ નહીં. તેમાં વળી આપણા વડા પ્રધાન જેવા આંતરરાષ્ટ્રીય રાજકારણી હોય, તો તો પૂછવાનું જ શું?

કિંગ્ઝલે માર્ટિન આપણા દેશના એક મિત્ર છે. એ ત્રણ વાર અહીં તે આવી ગયા છે. પહેલાં ૧૯૪૮માં તેઓ આવેલા. હમણાં જ થોડા વખત પર આવ્યા ત્યારે દેશની પ્રગતિ જોઈ તેમણે આનંદ વ્યક્ત કર્યો હતો. સામાન્યપણે મહેમાનો આ ભાવથી જ વર્તે એ ઉઘાડું છે. આપણે એનાથી ફુલાઈ ન જવું જોઈએ.

માર્ટિને દારૂબંધી વિષે વાત કરી, તે વિષે એક પત્રકારે મુંબઈના 'સનડે સ્ટૅન્ડર્ડ' (તા. ૧૬-૩-'૫૮)માં લખ્યું છે. શ્રી. માર્ટિન રાજાજીના પ્રશંસક છે. રાજાજી એક કટ્ટર દારૂનિષેધક છે તે સૌ જાણે છે. માર્ટિને કહ્યું કે, "રાજાજીની આંખ આ વિષે દેખતી નથી." શ્રી. માર્ટિનની આંખ શું દેખે છે, એ સહેજે પૂછવા મન થાય. સદરહુ પત્રકાર તેના લેખમાં આ વિષે કાંઈક વિગતે જણાવે છે.

શ્રી. માર્ટિન એમ કહે છે કે, હિંદના દારૂનિષેધકો દારૂ ૯૦ બંધ કરીને એટલું જ ચાહતા લાગે છે કે, દારૂ પિવાતો બંધ થાય. પરંતુ તેઓ એ નથી જોતા કે, આ કાયદાની ઉધાર બાજુએ જે અનિષ્ટો પેદા થાય છે, તેનું શું? તેથી કાયદો માર્યો જાય છે.

દારૂ ન પીવાનાં અનિષ્ટો તે વળી હોય! — એમ, આપણને થાય. દારૂ ન પીવો એ નિર્ભેળ ભલી વસ્તુ છે, ધાર્મિક સદાચાર છે, પુણ્યકાર્ય છે, એ આપણો સંસ્કાર છે; એ આપણા દેશની સંસ્કૃતિ છે. વિલાયતની અંદર એમ નથી કહેવાય છે કે, તે પ્રજાની ગળથૂથીમાં દારૂ રહેલો છે.

તો પછી દારૂ ન પીવાથી અનિષ્ટ ક્યાં પેદા થયું? વૈયક્તિક રીતે જોતાં તે નિર્ભેળ સામાજિક ઇષ્ટ છે; પણ અર્વાચીન ગોરી સંસ્કૃતિની ગતિ

વૈયક્તિક કરતાં સામુદાયિક દૃષ્ટિથી ચાલનારી છે. શ્રી. માર્ટિનને તેથી જ જે દેખાય છે, તે રાજાજી અને હિંદના બીજા દારૂનિષેધકોને નથી દેખાતું, એમ તે કહેવા પ્રેરાય છે. એટલે, આપણે એમના જેવા દેખનારને વિષેય સામેથી કહી શકીએ કે, "એ લોકો સુરાપાનનું અનિષ્ટ જોઈ શકતા નથી. એ એમની આંખનો દોષ છે." પણ એ દલીલ છોડી શ્રી. માર્ટિન દારૂબંધીના જે ગેરફાયદા બતાવે છે તે જોઈએ. નીચે પ્રમાણે એ ગણાવે છે —

૧. લોક કાયદાભંગ કરે છે;

૨. ખરાબ દારૂ પીએ છે; અને

૩. "દરેક જણ એમ જાણે છે કે, સામો દરેક જણ કાયદો તોડે છે."

અને તે કહે છે કે, "ત્રણ વર્ષ ઉપર હિંદમાં આવ્યો ત્યારે મેં ભાખેલું, અને તે ખરું પડતું જોઉં છું."

આવું માનનારા લોકો અમેરિકાની દારૂબંધીનો પ્રયોગ ટાંકીને વાત કરે છે, તેમ જ માર્ટિન સાહેબે પણ કર્યું છે.

દારૂબંધી સામેની આ જાતની વાત અને વલણ આપણે માટે નવાં નથી; અનેક વાર ચવાઈ ચૂક્યાં છે. છતાં એક હિંદી પત્રકાર માર્ટિન વિષે લખતાં આ તેના મતને આગળ કરીને વાત કરે છે, તે બતાવે છે કે, તેને હજી એ ઉખેળવા જેવી દલીલ લાગે છે. માર્ટિન પેઠે માનનારા આપણા દેશમાં કેટલાક શહેરીઓ હશે. જેમ કે, માર્ટિને મુંબઈ અને તેનાં ઉપલાં ગણાતાં મંડળોમાં આમ તેમ હરતાં ફરતાં જોયા ઉપરથી આખા દેશ માટે કયાસ કાઢ્યો અને વગર સમજ્યે વાત કરી. તેને એય ખબર નથી કે, હિંદમાં દારૂ પીનાર ટકા કેટલા? વિલાયત-માં પીનારા ટકા જેટલા ટકા, લગભગ, અહીં ન પીનારા છે. આ મોટી વસ્તુ માર્ટિન અને તેમના જેવા જોનારાને,— મુંબઈનાં ક્લબ કાફે અને તેવાં મંડળોમાં જ ફરનારને ન દેખાય. મુંબઈની મજૂર વસ્તીમાં જોવાથી હિંદનું બધું જોયું પણ ન ગણાય. મોટી વસ્તુ એ છે કે, દારૂ પીનાર લોક જ અહીં બે પાંચ ટકા પણ નહીં હોય; ત્યાં આગળ ઉપરના જેવી દલીલ કરવી એ જ આંખનો અંધાપો કહેવાય.

ઉપર ગણાવેલા દારૂબંધીના ગેરફાયદા (!) હવે જોઈએ.

પહેલો તો એ 'ગેરફાયદો' કહ્યો કે, દારૂ પીવા ટેવાયેલા લોક છાનોમાનો પીએ, તેથી કાયદા-ભંગ અને ગુનેગારી થાય છે.

આને ગેરફાયદો કહેવાય? તે ન્યાયે તો ચોરી-બંધીનો કાયદો અને એવા ઘણા કાયદા છે કે જેના 'ગેરફાયદા' ગણાવી શકાય. આ ગેરફાયદો જ નથી. એ તો રાજા પ્રજાએ મળીને રોકવાની વાત છે કે જેથી સારા કાયદાનું પાલન થાય.

બીજું, દારૂ પાવા માટે સરકારી દુકાનો કાઢવાથી કાયદાભંગ, ગુનેગારી, અને બીજાં પારાવાર અનિષ્ટો જન્મે છે, તેનું શું? તથા દારૂની છૂટ હોય ત્યારે પણ છાનોમાનો દારૂ ગળાય છે અને કલાલો તે ગેરકાયદેસર વેચી ખાય છે, એ જાણીતી વાત છે. અમેરિકા વગેરે દેશોમાં આંકડા ટાંકીને બતાવાય છે કે, દારૂથી ઊલટી ગુનેગારી વધે છે અને અનેક જાતના કાયદાભંગ થાય છે. દારૂથી રોગો થાય છે એ તો જુદા!

બીજો 'ગેરફાયદો' માર્ટિન સાહેબે કહ્યો છે તેય એવી જ પોલી વાત છે. છાનામાના લોકો દારૂ બનાવે તે સરકારી કે કાનૂની દારૂ જેવો ન બને, — કેમ કે તેમને આવડે નહીં! — એટલે લોકોને નુકસાન થાય. આને ગેરફાયદો કહેવો એ વિપરીત દલીલ જ ગણાય. ખાવા પીવાની ભૂલ કરનાર તેનો ભોગ બને, તેમાંથી એને સમજણ આપીને વારવો જોઈએ. અહીં તો એ ગુનો કરે છે, તો બેવડો દોષિત બને છે. એમાં ફાયદો નથી એ ખરું. પણ તે કાંઈ દારૂબંધીનું પરિણામ ગણાય? તો તો ચોર પકડાઈ જાય એવી રીતે ચોરી કરે, તેના કરતાં બરોબર ચોરી કરે તે માટે ગોઠવણ રાખવી,

એવી વાત આ તો થાય. ખરી વાત એ છે કે, દારૂ પીવો ખરાબ છે અને તે સામાજિક દુઃખનું કારણ છે; એટલે તેની બંધી કરવી ઘટે, એ મૂળ વાતને નહીં માનનારા વર્ગની બુદ્ધિ ઉપરના જેવી દલીલ કરે છે. તેવી દલીલ કુલ પીનારા ગોરા સમાજમાં કદાચ નભે; હિંદમાં એ બેહૂદી અને વગર સમજની વાત ઠરે છે.

ત્રીજો 'ગેરફાયદો' માર્ટિન સાહેબ બતાવે છે તેય એમના જેવા પીતા સમાજમાં કેળવાયેલાને જ સૂઝે એવો છે. દારૂબંધીનો ગુનો કરવા છતાં સામાજિક આબરૂ સાચવવાની અને મનને હળવું કરવાની આ વાત છે. કમળો થયેલો બધું પીળું જુએ, તેથી ગભરાવા જેવું શું? કમળાવાળાએ પોતાના સુરાપાનનો કમળો મટાડી દેવો, એટલે બસ.

આવી દલીલને મળતી દલીલ આપણા કેટલાક લોક પણ કરે છે, 'દારૂ ઘેર ઘેર ગળાય છે; એ તો ગૃહઉદ્યોગ થઈ ગયો છે.'

એવાને પૂછીએ, 'તમારા ઘરનું શું છે? તમારે ત્યાં એ ઉદ્યોગ ચાલે છે?' તે તરત ના કહેશે. પરંતુ ખૂંચે છે દારૂબંધી અને વાત આડી કરે છે, એમ જણાશે. પણ એનો અર્થ એ નહિ કે, કોઈ દારૂ ગાળતા નહીં હોય. દાળ-કઢી કે ચા-કૉફી કરે એમ દારૂ ગાળી લે છે, એમ કહેવું એ મિથ્યા આળ-વાણી છે, એટલું જ બતાવવાનો અહીં આશય છે.

દારૂબંધી ન ગમવામાં કેટલાક દારૂના ટેવાયેલા લોકોનો વર્ગ છે. તેમને પરવાનો કઢાવવો પડે છે, તેની લાજ આવતી હશે. કે પછી એમ પરવાનો શા માટે કાઢવો જોઈએ? — એવી સ્વતંત્રતાવાદી દલીલનો ફાંકો રાખતા હશે. ત્યારે નશાની ચીજો એ કાંઈ નિર્દોષ ખાણુંપીણું નથી કે તેની છૂટ ઘટે. દુનિયામાં સર્વત્ર મનાયું છે કે, આ ચીજોના વાપર, વેચાણ વગેરે પર સરકારી ને સામાજિક કાબૂ હોવો જ જોઈએ. દવાદારૂ તરીકે છૂટ આપવી પડે તો તેને માટે રજા આપવાનું નિયમન હોય, તે સામે સ્વતંત્રતાવાદી દલીલ ટકી ન શકે.

દારૂબંધી-વિરોધક વર્ગમાં બીજી જાત એવા લોકોની છે કે જેઓ દારૂ દ્વારા સરકારી આવક થાય એમ ઇચ્છે છે. તેઓ એટલે સુધી વિપરીત બુદ્ધિ દાખવે છે કે, લોકો દારૂ પીવાના જ, તો નાહકની આવક શું કામ ખોવી! એ રીતે દલીલ કરીએ તો બીજા અનેક ગુના રોકાવાના નથી જ, તો તેનાંય લાઇસન્સ આપીને આવક શું કામ ન કરવી? આ લોક એ ભૂલી જાય છે કે, ગુનેગારી અને અસામાજિકતા પેદા કરે, પોષે, અને ઉશ્કેરે એવા માર્ગમાંથી સરકાર આવક ન કરી શકે. તેમ કરનાર સરકાર પ્રજાદ્રોહી ઠરે. અને દારૂ એવી ચીજ છે એમાં કોઈ શંકા નથી. એ દ્વારા 'પાપનો પૈસો' મેળવવાનું તાકવું, એ સરકાર જેવી સરકારને શોભે નહીં. આજે આપણા દેશમાં આર્થિક યોજનાનો જમાનો જાગ્યો છે. તેને સારુ જ્યાં ત્યાં નાણું જોઈએ. તથા નાણાં બાબતમાં અતિભૂખનો રોગચાળો જન્મ્યો છે. એનો ચેપ રાજકુમારી અમૃતકૌર જેવાં ગાંધીજીનાં સાથીને પણ લાગ્યો છે! આનાથી સાવધ રહેવાની જરૂર છે. તે તો મીઠાવેરો પણ માગે છે. નાણાંભૂખને લઈને આવું વિકૃત માનસ ના થાય તે સામે રોકવાના ઉપાય લેવાની જરૂર છે. છેવટે નાણું અને આર્થિક યોજના પણ ગરીબ દરિદ્રનારાયણની સેવા માટે છે. દારૂ દ્વારા તેના પરસેવાનાં નાણાં છીનવવાની બદ-નજર કરવી અને એનો ઘર-નાશ પ્રેરવો, એમાં નથી કશી યોજના કે નથી સાચી સંપત્તિ. ગોરી દુનિયામાં પણ દારૂબંધીની જરૂર વિષે વિચાર જાગ્રત થાય છે, ત્યારે હિંદની જવાબદારી વિશેષ બને છે. શસ્ત્રબંધી પેઠે જ દારૂબંધી આઝાદ હિંદનું સુધારકીય મિશન છે, એમાંથી ચળવાની વાતોથી અને સુફિયાણી દલીલોથી સાવધ રહેવાથી જરૂર છે.

૧૯-૩-'૫૮ **મગનભાઈ દેસાઈ**

# ટપાલપેટી

## "વગર હકની હોહા"

[ફેબ્રુઆરી, ૧૯૫૮, ના 'નવજીવન' અંકમાં (પા. ૪૨) 'વગર હકની હોહા' એ નોંધ વાંચી, એક વકીલ મિત્રે મુંબઈથી પત્ર લખેલો, તે વિષે માર્ચના ગયા અંકમાં ચર્ચા કરી હતી. (જુઓ પા. ૧૦૦.) ત્યાર બાદ માધ્યમિક શિક્ષણમાં કામ કરતા એક આગેવાન મિત્રે મુખ્યત્વે એ જ નોંધ પરત્વે પત્ર લખીને પોતાની ફરિયાદ રજૂ કરી છે. એ અને તેનો મેં વાળેલો જવાબ — એમાંથી નીચે ઉતાર્યું છે. આશા રાખું છું કે, અંગ્રેજી શિક્ષણ વિષે વિચારોની ચોખવટ કરવામાં એ મદદરૂપ થશે. — **મ૦**]

### ૧
### પત્ર

"'નવજીવન'માં તમારા નામ નીચે પ્રગટ થતાં લેખો અને નોંધની ભાષા વાંચી ખૂબ દુઃખ થાય છે. 'નવજીવન' જેવા વિરલ માસિકની ભાષા આવેશયુક્ત અને સૌજન્યરહિત થાય એ દુઃખદ ઘટના છે. ફેબ્રુઆરી માસના અંકમાં તમારી નોંધમાંથી કેટલાક શબ્દપ્રયોગો મને ખૂબ વિચિત્ર લાગ્યા અને તે પ્રત્યે તમારું ધ્યાન દોરું છું.

"અંગ્રેજી ભાષાના શિક્ષણનો પ્રચાર કરનાર લોકોને 'ખાઈ બદેલા વર્ગો', 'પ્રત્યાઘાતી', 'સ્વાર્થી દળો,' 'સ્થાપિત હિતવાદીઓ', 'ફાવેલા ચપટીક જેટલા લોકો', તમે કહો છો. તેઓનું વલણ 'પ્રત્યાઘાતી' છે; તેઓ 'આડીઅવળી' વાતો કરે છે; તેઓ 'તુક્કાબાજી' કરે છે; તેઓ 'આઘી-પાછી કરવા તાકે' છે; તેઓ પોતાની 'કારકિર્દીને કલંક લગાડે છે;' તેઓને 'ઝાઝી નિસ્બત શોભતી નથી' વગેરે.

"તમે જે કાંઈ લખો તે 'દલીલબાજી' અને આ લોકોની 'તુક્કાબાજી' એવો અવિવેક શા માટે? અંગ્રેજી ભાષાને ભાષા તરીકે અમુક સ્થાન હોવું જ જોઈએ એવું દૃઢતાથી માનનારા કેટલાક કેળવણીકારો છે, જેમને રાજકારણમાં બિલકુલ રસ નથી; તેમને 'સ્થાપિત હિત'માં રસ નથી. વળી ઊંચી કોટીના આપણા કેટલાક રાજદ્વારી માણસો પણ આ માન્યતા ધરાવે છે. આ બધા શું 'સ્વાર્થી', 'પ્રત્યાઘાતી' કે 'ખાઈ બદેલા' છે? આવી ભાષા ગાંધીવાદી સાહિત્યનો પ્રચાર કરનાર માસિકમાં શોભે ખરી? આજ સુધી કેટલાક કેળવણીકારો બોલતા જ ન હતા; પણ જ્યારે સંબોધ થાય ત્યારે તેઓ બોલે તે શું 'ખાઈબદેલા'પણું છે? આ કઈ જાતની લોકશાહી છે? આ ભાષામાં તો ભારોભાર હિંસા ભરેલી છે એ હું નમ્રભાવે સૂચવું છું."

### ૨
### મારો જવાબ

"તા. ૧૩-૩-'૫૮નો તમારો પત્ર મળ્યો. તે પરથી જોયું કે, મારા લેખથી તમે ઘવાયા છો અને તેની કેટલીક વાત તમને અતિ સચોટ લાગી. આથી તમે દુઃખી થયા હો તો અજાણ્યે પણ તેમ કર્યા માટે દિલગીર છું. બાકી તમે સામેથી જે લખો છો કે, મારી ભાષામાં આવેશ છે કે સૌજન્ય ઘ૦ નથી અને એમાં હિંસા છે, એ બરોબર નથી. એમાં તમે મારા લખાણ સામે છંછેડાટ બતાવો છો એટલું જ. હા, મેં ટૂંકમાં કેટલીક સાફ વાત કરી છે, એમ ખરું.

"અંગ્રેજી અંગે આજે દેશમાં જે ચાલે છે, તે વિષે મેં લખ્યું છે. તેનું તાત્કાળિક નિમિત્ત માધ્યમિક શિક્ષણનું એક સંમેલન થોડા વખત પર મળેલું. તે હતું.

"આ દેશમાં ભાષાઓ અંગે અંગ્રેજીભાષાનું સાધન અમુક રીતે અત્યારે ખપતું છે. એ વિષે મતભેદ નથી. પણ એ ભાષા ક્યારે કોને કેટલી શીખવવા અંગે તથા હવે પછીના યુગમાં હિંદમાં તેના સ્થાન અંગે કેટલોક મૂળગામી મતભેદ છે. બંધારણમાં આ વિષે અમુક સ્પષ્ટ આદેશ હોવા છતાં આમ છે. એટલે તે મતભેદ જાત જાતનાં ફાલતુ કારણોથી બતાવાય છે.

"આ બધાં કારણો દરેકનાં સરખાં નથી હોતાં. કોઈને અમુક તો કોઈને બીજું અમુક. પણ તેઓ જ્યારે વાત કરે ત્યારે સર્વમાન્ય એવી અંગ્રેજીની મહત્તા આગળ કરે છે અને તેની પાછળ મતભેદની મૂળ બાબતને રાખે છે. તેથી તેને ઉઘાડી કહેવાની જરૂર આજે ઊભી થઈ છે. અને એ જ્યારે કહેવાય ત્યારે એ વર્ગોને લાગી આવે છે, એ સમજાય એવી વાત છે.

"રાજાજી જેવાને માટે વિનોબાએ કહ્યું કે, તે આજે દૃષ્ટિ વગરની વાત કરે છે, તે ઓછું કડક છે?

"માધ્યમિક શિક્ષણવાળા પોતાનું જામેલું કામ સાચવવાને માટે વાત કરે છે, તે પણ ઘણે ભાગે

સાચું છે; અને તે સાફ કહેવું પડે છે તેય આથી જ. તેઓ કેળવણીના તદ્વિદને દાવે વાત કરે ત્યારે કહેવું પડે કે, રાષ્ટ્રમાં શું શિક્ષણ ઘટે તે સવાલ આ તદ્વિદોનો નથી; તેઓ તો શિક્ષણની પદ્ધતિ, પુસ્તકો ઇ૦ બાબતમાં વિચારે; રાષ્ટ્રના શિક્ષણનો સવાલ એથી ઉપર અને વધારે વ્યાપક છે. તે રાજદ્વારી નથી, પણ રાષ્ટ્રીય છે, કે જેની સમજ શિક્ષકો જ ધરાવે એમ ન કહી શકાય.

"અંગ્રેજી વહેલેથી શીખવવું જોઈએ, એમ કહેનારાઓ મોટે ભાગે નોકરી જોઈને વાત કરે છે. આ વર્ગ, વસ્તીનો ૧ ટકોય નથી જાણતો તેવી ભાષાની વાત કરીને, તેનું હિત કાયમ રાખવા તાકે, તેવી સ્થિતિચુસ્તતા બરોબર નથી જ. અંગ્રેજીના જ્ઞાન ખાતર જ્ઞાન મેળવવાની આ વાત નથી.

"સ્વરાજ, અંગ્રેજીને બદલે સ્વભાષા અને આંતર-ભાષાના ઉદયને માટે આણ્યું છે. તે તરફની પ્રગતિ-શીલ વાત કરવાને બદલે બીજી વાતો કરનાર લોકને પણ સાફ કહેવું ઘટે કે, નોકરીની પરીક્ષાઓ અને રાજવહીવટ વગેરે બધું આપણી ભાષાઓમાં ચાલવા માટે હવે શિક્ષણતંત્ર જોઈએ છીએ. તે ફેરવવા સામેના લોકનો એવો વિરોધ પ્રજાહિતમાં કે પ્રગતિ-કારક નથી. શિક્ષણ-જગતે આમ કહેવું જોઈએ, તેને બદલે તે બીજી વાત જો કરે, તો તેનું કારણ એનું જુનવાણીપણું જ કહેવાય.

"અને અંગ્રેજી દ્વારા માધ્યમિક શિક્ષણને મહત્ત્વ અપાયા કર્યું છે અને પાયાનું પ્રજાકીય શિક્ષણ પછાત કરાયું છે. પરદેશી સરકારને તે પાલવ્યું, કેમ કે તેમાં એની ભાષા દ્વારા અમુક હિતવાળો નાનો વર્ગ જન્મતો હતો. હવે એ તંત્ર ફરવું જ જોઈએ. તે ફેરફાર દૂરગામી અને યુગપ્રવર્તક છે. અંગ્રેજીનો ફેરફાર — તેના સ્થાનનો ફેરફાર એવો છે. આ મૂળ અને ગંભીર વસ્તુ છે. તેથી સાચું રાષ્ટ્રીય મહત્ત્વ અને આપણું મુખ્ય ધ્યાન પાયાની પ્રજાકીય કેળવણીનાં સાત વર્ષને અને તેનો ઉચિત કાર્યક્રમ રચવાને ઘટે છે. અંગ્રેજીવાદી વર્ગો દ્વારા આ સાચી સમજ ઉપર પણ ઘા થયા કરે છે. અને તે ચળવળ અમુક વર્ગના જ હિતમાં છે, એ ઉઘાડું છે. તેમાં પોતાની રીતે શિક્ષકો પણ જોડાય એ કરુણમાં કરુણ વાત છે.

"આવાં બધાં કારણોથી જાત જાતનો અંગ્રેજી-પ્રેમ આજે બતાવાય છે. તે બધાને જ, તમે ફરિયાદ કરો છો તે વિશેષણો એકસરખાં લાગે છે, એવું નથી. જેને જે બેસે તે તેમાંથી પોતાનું ઓઢી કે (ટોપી પેઠે) પહેરી લે એમાં મારો દોષ નથી. અંગ્રેજી તેના સાહિત્યપ્રવેશને માટે જરૂરની બાબત છે, તેમાં મતભેદ નથી. મતભેદ છે, ગઈ સરકારે તે ભાષા દ્વારા જે સામાજિક યુગ અને વ્યવસ્થા તથા રાજવહીવટ વગેરે પેદા કર્યાં તે હવે ફેરવવા અંગે અને તેના ઉપાયો વિષે. તેની સાફ વાત કરવી એ કદાચ અમુક વર્ગોને ન રુચે. પણ અમુક વખતે તેમ કરવાની વાસ્તવિક જરૂર ઊભી થાય છે એ, આવા ધરમૂળથી ક્રાંતિકારક સુધારાનો ઇતિહાસ તપાસીએ તો જોવા મળે છે. એમાં કોઈ વ્યક્તિની વાત નથી; તેથી હિંસા, સૌજન્ય ઇ૦ બાબતો તેમાં સંડોવીને દલીલ કરવી બરોબર નથી લાગતી."

૧૯–૩–'૫૮

૩

[ઉપરના મારા જવાબના પ્રતિપત્ર તરીકે મને મળેલા મજકૂરમાંથી નીચેનું ઉતારું છું. અને તે પછી ખંડ ૪ તરીકે મેં આનો વાળેલો પડઉત્તર આપું છું.]

## બીજો પત્ર

૨૮–૩–'૫૮

"તમારો તા. ૧૯–૩–'૫૮નો પત્ર મળ્યો. હું આ પ્રશ્નમાં પક્ષકાર નથી. મારો આમાં કોઈ Vested Interest નથી. શ્રી. ખેર સાહેબે નિર્ણય લીધો ત્યારે હું માનતો હતો કે, એ નિર્ણય બરાબર હતો. આજે મને જણાયું છે કે, એ નિર્ણય ખોટો છે; અને તેથી ભૂલ સુધારી જે સાચું લાગે છે તે કહું છું, અને તે સ્વતંત્ર વ્યક્તિ તરીકે. મને એમ લાગ્યું કે, જે ઉગ્રતાથી તમે લખો છો, તે વાસ્તવિક નથી; જે ભાષા તમે વાપરો છો તે યોગ્ય નથી; આવી ભાષા 'નવજીવન'માં શોભે નહીં. આમ મને લાગવાથી મેં તમારું ધ્યાન દોર્યું ત્યારે તમે 'સચોટતા'ની વાત કરો અને મારા 'ઘવાવાની' વાત કરો તે ઉચિત નથી. તમે આવી ભાષા વાપરવાનો

એક પ્રકારનો આનંદ અનુભવો છો, એ જાણી વિશેષ ખેદ થયો છે. તમારી ભાષામાં ભારોભાર હિંસા છે એમ પહેલા કાગળમાં મેં જે લખ્યું, તેની પ્રતીતિ થાય છે.

"હું વિશેષ ચર્ચામાં ઊતરવા ઇચ્છતો નથી. ફક્ત એટલું જ કહીશ કે, એક ભાષા તરીકેના અંગ્રેજીના સ્થાન અંગે તમે બંધારણનો વખતોવખત ઉલ્લેખ કરો છો તે ખોટો છે. એ ઉલ્લેખ અંગ્રેજી ભાષાના વહીવટી સ્થાન અંગે કરો તો વ્યાજબી ગણાય. વળી તમે વખતોવખત નિવેદન કરો છો તેના ઉપરથી એવો ભાસ થાય છે કે, શિક્ષકોનો મત -- તદ્‌વિદોનો મત — રાષ્ટ્રીય નથી હોતો. આ એક ભારે આક્ષેપ છે. આજે ગુજરાતની અમુક જ વ્યક્તિઓમાં રાષ્ટ્રીયતા જમા થઈ ગઈ હોય એવું ભાસે છે. આ રાષ્ટ્રીયતા નથી પણ કૂપમંડૂકવાદ છે, જેના પરિણામે ગુજરાતને શોષવું પડ્યું છે અને શોષવું પડશે.

"આ અંગે વિશેષ ચર્ચા કરવા ઇચ્છતો નથી. ફક્ત એટલું જ કહીશ કે, આ વિષયની ઉગ્ર ચર્ચા કરવાને બદલે વાસ્તવિકતા સમજશો, તો ગુજરાતનું અને દેશનું કલ્યાણ થશે."

## ૪
## મારો બીજો પત્ર

૨-૪-'૫૮

"તમારો ૨૮-૩-'૫૮નો પત્ર મળ્યો. ફરીથી કહું કે, તમે જે મારા પર આક્ષેપ કરો છો, તે બરોબર નથી માનતો. તમને મારી વાત અને તેની સાથે તેની ભાષા ગમતાં નથી, એમ જોઉં છું. એ માટે દિલગીર છું. પરંતુ તેથી તેમાં હિંસા ઇ૦ ભાવો આરોપો છો, તેનો મારે ઇનકાર કરવો ઘટે. આની વિશેષ ચર્ચામાં હુંય ઊતરવા ઇચ્છતો નથી. પણ એક બે હકીકતી બાબતો તમે લખો છો, તે વિષે જવાબ જરૂરી થાય છે.

"બંધારણનો ઉલ્લેખ હું આ રીતે કરતો આવ્યો છું. બંધારણ જણાવે છે કે :—

"૧. અંગ્રેજીને બદલે હિંદની દેશી ભાષાઓ ઉપયોગમાં આવવી જોઈએ.

"૨. હિંદીને દેશની આંતરભાષા તરીકે ખીલવવી અને તેનો સાર્વત્રિક પ્રચાર દેશમાં સરકારે કરવો જોઈએ.

"૩. બાળકની ૧૪ વરસની ઉમ્મર સુધી તેને મફત અને ફરજિયાત તાલીમ મળવી જોઈએ.

"આ ઉપરથી તારવીને હું કહું છું કે :—

"૧. અંગ્રેજીનું શિક્ષણ સ્વભાષા બાદ બીજી ભાષા નહીં, પણ ત્રીજી ભાષા તરીકે સંભવે.

"૨. તેને ૧૪ વરસની ઉંમર સુધીના ફરજિયાત શિક્ષણમાં સ્થાન ન હોઈ શકે.

"૩. તે શિક્ષણમાં તો સ્વભાષા બાદ હિંદી આંતરભાષાનું જ શિક્ષણ ફરજિયાત હોઈ શકે છે.

"મારી વાત ટૂંકમાં આ છે. મારા લેખો તથા પુસ્તકોમાંથી તમે આ જોઈ છે કે કેમ તે મને ખબર નથી. તે વિષે તમારા મનમાં કાંઈક ગેરસમજ કે અણસમજ જેવું હોય તો તે મને અન્યાય કરનારું લેખાય.

"બીજી વાત તમે તદ્વિદોના મત વિષે કહો છો. આ વિષે પણ મારા મતનું તમે વિકૃત સ્વરૂપ રજૂ કરતા હો એવું લાગે છે. શિક્ષકોનો મત 'રાષ્ટ્રીય' નથી હોતો એવું મેં કહ્યું નથી. મેં જે કહ્યું છે, તે મારા ગયા પત્રના છઠ્ઠા પૅરામાં ફરી જોવા વિનંતી છે. આ વિષે પણ હું અનેક વાર જાહેર લખી ચૂક્યો છું.

"પણ તમે તો તમારી રીતે એને ઘટાવીને સામેથી આખા ગુજરાતની તમે કલ્પેલી વ્યક્તિઓ ઉપર નાહક કૂદી પડ્યા અને તેમની વાતને 'કૂપ-મંડૂકવાદ' કહી વાળી! ખરું જોઈએ તો આપણા વિશાળ દેશની ૧૩-૧૪ રાષ્ટ્રીય ભાષાઓના ચલણની અને તેમના શિક્ષણની વાત તો સાગર જેવી છે. કૂપ તો, અંગ્રેજી જાણનારો કેવળ એક ટકો વસ્તી છે, તેને કહેવો હોય તો ઘટે. છતાં, તેમાં જ્ઞાન અને વિશાળતા ને બધું આવી ગયું કહેવામાં નથી સાચી સમજ કે નથી વાસ્તવિકતા પણ; અને લોકશાહી તો તે નથી જ નથી.

"તમે શરૂમાં લખો છો કે, અંગ્રેજીના સ્થાન અંગે તમારા વિચારો ફર્યા છે. તે શાથી ફર્યા એ કહેવાને બદલે તમે નાહક બીજી વાતો ઉપર ઊતરી ગયા એમ કહું, તો માફ કરશો.

"પણ આ ચર્ચા વધુ ના લંબાવું. આ પત્ર તમને જો ન ગમે, તો અગાઉથી જ માફી માગી લઉં. એ જ, મજામાં હશો."

**મગનભાઈ દેસાઈ**

# સુરત અને હિંદી

**[ગયા અંકથી આગળ]**

આ પછી સંત જીવણદાસજી, સંત નરહરિદાસ, સંત જગન્નાથદાસ તથા સંત રંગદાસજી ગાદીએ આવ્યા. રંગદાસજીનાં કેટલાંક પદો મળે છે. એ પછી મહંત રાધોદાસ થયા; દંભી સાધુઓ સામે તે આકરા પ્રહારો કરતા. આમાંના કેટલાક સંતો પણ કવિતા કરતા.

### કવિ દુલારામ

૧૯મી સદીના પૂર્વાર્ધમાં દુલારામ નામે એક સારો કવિ થઈ ગયો; એનાં એક બે પદો આપણે આગળ જોયાં છે. એણે નિર્વાણ સાહેબની ગાદીના ઘણા સંતોના મહિમાનાં પદો ગાયાં છે; અને સુરતના સોળમીથી અઢારમી સદીના લગભગ ત્રણસો વર્ષના ભૂતકાળના એક અગત્યના પાંખાને એણે સજીવન રાખ્યું છે. એણે જે સંતોનો મહિમા ગાયો છે, તે બધા સમાજના નીચલા થર સુધી પહોંચેલા હતા અને એથી એમાંથી લોકજીવનનો પણ સારો ખ્યાલ મળે છે. સંતોની કથા કહેતાં કહેતાં એ સંતોના સમકાલીન લોકજીવન પર, એના પ્રેમ શૌર્ય અને શીલભર્યા ઇતિહાસ પર પણ એણે સુંદર પ્રકાશ પાડ્યો છે.

આ કવિની શૈલીનું એક આગવું અને આકર્ષક લક્ષણ એ છે કે એ, થોડા શબ્દોમાં ઘણું કહી નાંખે છે, અને મર્મને સ્પર્શે એ રીતે કહી નાંખે છે. દુહા, કુંડળિયા અને પદ એના પ્રિય કાવ્યપ્રકારો છે. દશબાર લીટીમાં એ આખી કથા કહી નાંખે છે; – કહી નાંખે છે એટલું જ નહિ, આપણા કલ્પનાચક્ષુ સમક્ષ જીવંત કરી બતાવે છે. થોડાંક દૃષ્ટાંતો જોઈએ :

પહેલી કથા ઉપર જણાવેલા સંતોમાંથી સંત નરહરિદાસના સમયની છે. કવિને જ તે કથા કહેવા દઈએ :

नवाबकी दुहिता

दुहिता बड़े नवाबकी चाहे संतदीदार।
शाही पड़दा तोड़के आई संतके द्वार॥
आई संतके द्वार काजीने कहर मचाया।
कह्यो नवाबसे जाई उसीने जहर पिलाया॥
सुना हरिदासनने पहुँचे महलमें आप।
दुहिता जिवाई नवाबकी 'दुला' संत परताप॥
शाह महलको छाँडके दुहिता चल गई ओर।
संत साधु निज धाम पे आपे लगाया ठोर॥
आपे लगाया ठोर सेवा किन्ही बड़भागी।
पेखा रहिमन राम हक़से हुई अनुरागी॥
भाग्य बड़ो सतसंगमें अहनिश बैठी लुभाई।
'दुला' दुहिता नवाबकी हरिसे लगन लगाई॥

એવી જ બીજી કથા મહંત રાધોદાસે સુંદર નામની સાધ્વીને આપેલા ઉપદેશની છે :

साधु भेख बनायके धूत खाया संसार।
आप डूबे संग और ले क्या तेरा पतिहार॥
क्या तेरा पतिहार अभागा आप नहि पेखा।
विरथ मनुज अवतार धिक अवधूका भेषा॥
शब्दघाव घायल हुई रोवे सुंदर साध।
'दुला' संत उपदेशको पाया मता अगाध॥

એ કવિએ માત્ર સંતો વિષે જ લખ્યું છે એમ નથી. સાંસારિક જીવોની વાતો પણ એટલી જ સુંદર રીતે લખી છે. એવાં એક બે કાવ્યો જોઈએ: પહેલું કાવ્ય કોઈક ભીખાચંદ શેઠને લગતું છે.

कर्म की रेख।

नैन गये नाता गये कूड़ी कर्मकी रेख।
अंधे हुई भटकत फिरे यहि विधियनको लेख॥
यहि विधियनको लेख भीखाचंद दौलतमंदा।
यौवना कुलटा नार ताहिसे लग गया फंदा॥
माया हित कपूतने फोड़े पिताके नैन।
घरघर टुक माँगत फिरे 'दुला' रोवत दिनरेन॥
भूखे अन्न पावत नहि मरघट ठाढ़े आई।
छिपकर आई कपूतने जीते दिये जलाई॥
जीते दिये जलाई खबरियाँ कहु न पाया।
विषमय माया पाई आप मनमें हरखाया॥
'दुला' पूत कपूतका आप ही विष मिलाई।
यारो मत मुशकाइये यहाँ करो यहाँ पाई॥

એકેક કાવ્યમાં એકેક નવલિકા, ના, એક નાટકનું વસ્તુ ભર્યું છે. ઉપરના કાવ્યમાં તો એક

તૂકમાંથી એકેક આખો પ્રવેશ સર્જી શકાય એમ છે. એની ભાષા પણ કેટલી સચોટ છે! ભીખાચંદ શેઠ દોલતમંદ હતા. ધનસંપત્તિએ એમને મત્ત બનાવી અવળે રસ્તે વાળ્યા અને એ કોઈક કુલટા યૌવનમસ્ત નારીના ફંદમાં પડ્યા. એમનો પુત્ર કપૂત નીકળ્યો અને એણે લક્ષ્મી ખાતર પોતાના પિતાની આંખ ફોડી નાંખી. અને પછી પહેલી લીટીમાં કહ્યું છે તેમ, આંખ જતાં આંખની શરમ પણ ગઈ, એટલે કુલટા નારે પણ એમને છોડી દીધા. દુષ્ટ પુત્રે એમને ઘરમાંથી કાઢી મૂક્યા અને ગઈકાલનો દોલતજાદો આજે ઘેર ઘેર રોટલીના ટુકડા માટે ભીખ માંગતો ફરવા લાગ્યો, પણ એમની ફૂટી કર્મની રેખ એમને એટલેથી પણ છોડે એમ નહોતું. પિતાને ઘરમાંથી કાઢી મૂક્યા પછી પણ જ્યાં સુધી એ જીવતા હતા ત્યાં સુધી દોલત પર પૂરો કબજો મેળવવામાં પુત્રને કંઈક કાયદાનો બાધ નડ્યો લાગે છે એથી એ પિતાને મારી નાંખવા તાકતો હતો. ભીખાચંદને તો ક્યારેક ભીખ મળતી, ક્યારેક ભૂખ્યા રહેવું પડતું; કેટલીય વાર ખાવાનું મળતું નહિ. એક દિવસ ભટકતાં ભટકતાં એ સ્મશાનમાં આવી પહોંચે છે. છૂપી રીતે બાપ પાછળ ભટકતા પુત્રને આ દાવ મળી ગયો. સ્મશાનના એકાંતમાં કોઈ જોતું નથી એની ખાતરી કરી લઈ એ દીકરારૂપે અવતરેલા દૈત્યે કદાચ ભૂખના દુઃખથી જમીન પર નિશ્ચેષ્ટ પડેલા બાપને જીવતા જ સળગાવી મૂક્યા. કોઈને એની ખબર પડતી નથી, અને એ પિતૃઘાતકને 'વિષમય' માયા મળી. કોઈ જાણતું નથી માની એ રાચતો હતો પરંતુ, ઈશ્વર તો જોતો હતો અને The mill of God grinds slow but it grinds sure— ઈશ્વરનો ન્યાય એને છોડતો નથી. એનો એકનો એક વહાલો પુત્ર કોઈક કારણસર વિષપાન કરીને મરી જાય છે. બાપ તરફ દૈત્ય બનેલા કપૂતને વિધિની વિચિત્રતાને કારણે પુત્ર માટે પુષ્કળ પ્રેમ હતો; એ 'દુલા' શબ્દ પર શ્લેષ દ્વારા કવિએ સૂચિત કર્યું છે. એવો પુત્ર આમ અચાનક મરી ગયો એ સાંભળી શ્રોતાજનો હસી પડે છે. એમને ચેતવણી આપતાં કવિ કહે છે:

यारो मत मुशकाइये यहाँ करो यहाँ पाई।

કવિનો ઉદ્દેશ માત્ર કિસ્સો સુણાવવાનો નથી પરંતુ ઉપદેશ આપવાનો છે એ પણ એમાંથી ફલિત થાય છે. છેલ્લી લીટી સાંભળતાં, હસનાર સમક્ષ પોતાનું સમગ્ર જીવન ખડું થઈ જાય છે અને એ હસવાનું છોડી નમ્ર બની જાય છે.

બીજી કથા છનિયા નામની હરિજન કન્યાની છે:

ઈ. સ. ૧૭૪૭માં સફદરખાન સુરતના નવાબ હતા ત્યારે એક અંત્યજને ઘેર એક અતિરૂપવાન કન્યા જન્મી. એનું નામ છનિયા પાડવામાં આવ્યું. કહેવત છે કે, गरीबकी जोरु सबकी भाभी; અહીં गरीबकी लड़की सबकी दासी એવું બન્યું. એ કન્યાને એના રૂપને લીધે બહુ દુઃખ સહેવું પડયું હતું. નવાબની મહેરબાનીથી માથાભારે બનેલો કોઈ યવન છનિયાને બળજબરીથી ઉઠાવી જાય છે. એની દુઃખભરી કથા પણ શબ્દોની એટલી જ કસરથી દુલારામે આપણને કહી છે:

विधना रूप कैसे दिया जात बरन नहीं जोई।
छनिया तुम्हारे नाम पे बहुरि रोना होई॥
यवन उठा ले आइया सादी किन्ही बरजोर।
दो दिन दामन लूटके छाँड चल्यो री ओर॥
छनिया बिलखत बावरी मंगन खड़ी बझार।
नवाब सफदर आयके आप ही ठाढ़े स्वार॥
कर गही घोड़े बिठायके मलिका ही मन भाय।
वो अगले शैतानको टुक टुक दिया कराय॥
हवसपरस्ती मर गये छनिया हुई सुख चैन।
जा दिन निकाह नवाबसे दुल्हन मिच्यो री नैन॥

બિચારી છનિયાના જીવનની આખી કરુણતા કવિએ બે લીટીમાં ભરી દીધી છે: यवन उठा . . . री ओर। એ જ પ્રમાણે નવાબના ન્યાયને એક જ લીટીમાં વર્ણવ્યો છે. પહેલી લીટીમાં વિધિને આપેલો ઠપકો પણ કેટલો વેધક છે! ગરીબને સુંદર જનમવાનો પણ અધિકાર નથી. એ જ રીતે છનિયાના હૃદયની ઉદાત્તતા પણ એક જ લીટીમાં કહી દીધી છે. પોતાને ગૌરવસ્થાને બેસાડનાર, અને પોતાના અત્યાચારી પર વેર લેનાર નવાબને એ

લોકોની નજરમાં હલકો કેમ પડવા દે! નવાબ તો બેપરવાહ હતા પણ એનાથી કેમ રહેવાય – નવાબ એને પરણવા તૈયાર થયા હતા; પરંતુ આખા શહેરની મલિકા બનવાની ગૌરવમયી રાત્રે નિકાહ પઢવામાં આવે તે પહેલાં એણે ઝેર પી આપઘાત કર્યો.

આ દુલારામનો અન્વરખાન પઠાણ નામે [illegible] હતો તે પણ કવિ હતો.

— ચાલુ]

જનક [illegible]

# અંગ્રેજી ભાષાની મોહજાળ

[ગુજરાત નઈ તાલીમ સંઘની કારોબારી સમિતિનો તા. ૨૯–૧–'૫૮નો ઠરાવ નીચે પ્રસિદ્ધ કરવામાં આવે છે.]

મુંબઈ રાજ્યની ધારાસભામાં સરકાર તરફથી એવી સ્પષ્ટ જાહેરાત થયેલી છે કે પ્રાથમિક શિક્ષણના ૫, ૬, ૭ મા ધોરણમાંથી અંગ્રેજીના શિક્ષણને બાતલ કરવાની જે નીતિ ૧૯૪૬માં સ્વીકારવામાં આવેલી છે, તેમાં તે ફેરફાર કરવાની નથી. પ્રાથમિક અને બુનિયાદી શિક્ષણના વિચારકોને આથી કંઈક નિરાંત વળી હતી. પરંતુ હમણાં હમણાં વળી ફરીથી ૫, ૬, ૭ ધોરણોમાં અંગ્રેજી ભાષાને દાખલ કરવાની પ્રત્યાઘાતી ચળવળ ગતિમાન થતી જોવામાં આવે છે. ચળવળ કરનારાઓ તરફથી એવી દલીલ થવા માંડી છે કે, મહારાષ્ટ્રનો જન-મત અંગ્રેજીને પ્રાથમિક શાળામાં દાખલ કરવા આગ્રહ રાખે છે તેને ખાતર ગુજરાતમાં આપણે પણ તે જ રસ્તો લેવો જોઈએ. પોતાની માતૃભાષા મરાઠી પ્રત્યે મહારાષ્ટ્રની જનતા તથા વિદ્વાનોનો પ્રેમ અને અભિમાન એટલાં સર્વવિદિત છે કે, તેઓને વિષે ઉપર પ્રમાણે માની લેવું એ તેઓનું અપમાન કરવા બરાબર છે, એમ આ સંઘની કારોબારી સમિતિ માને છે.

અંગ્રેજી-તરફી ચળવળ કરનારાઓ હવે એ પણ કહેવા લાગ્યા છે કે, અંગ્રેજી મજબૂત કરવા ખાતર બીજા વિષયો ઓછા કરવા જોઈએ. અંગ્રેજીની હિમાયત સાથે આવી વાત આવશે જ અને ખાસ કરીને બુનિયાદી શિક્ષણના આધારરૂપ ઉદ્યોગશિક્ષણ ઉપર કુહાડો આવશે જ, એવી ગૂ. ન. તાલીમ સંઘે પ્રથમથી જ દર્શાવેલી ભીતિ આ રીતે સાચી પડતી હોય એમ જોવામાં આવે છે.

અંગ્રેજી માટેના પ્રચારકો કોઈ પણ રીતે પ્રાથમિક શિક્ષણનું સાત ધોરણનું અખંડિત એકમ તોડવા માગે છે, એ પણ દિવસે દિવસે ઉઘાડું પડવા લાગ્યું છે. પાયાની કેળવણી, ઉદ્યોગશિક્ષણ અને ફરજિયાત શિક્ષણની કલ્પનાઓ પહેલાં ચાર ધોર[illegible] પૂરતી રહી જાય અને આગળનાં ધોરણો હાઈ[illegible] હાઈસ્કૂલની ઢબે ચાલતાં થઈ જાય, એવો તેમ[illegible] પેંતરો ખુલ્લો પડી રહ્યો છે. ગૂ. ન. તા. સંઘની કારો[illegible] સમિતિ આ તબક્કે ફરીથી ભારપૂર્વક જાહેર ક[illegible] ઇચ્છે છે કે, પ્રાથમિક અને બુનિયાદી શિક્ષણ[illegible] કાર્યમાં આવું કોઈ પણ પગલું અત્યંત પ્રત્યાઘા[illegible] અને હાનિકારક નીવડ્યા વિના રહેવાનું નથી.

ગૌહાટીમાં મળેલી રાષ્ટ્રીય મહાસભાએ હમ[illegible] જ પ્રાથમિક શિક્ષણમાં પાયાની કેળવણીને જે [illegible] મહત્ત્વ આપ્યું છે, તે લક્ષ્યમાં લેતાં પણ અંગ્રે[illegible] ભાષાને ફરી પાછી દાખલ કરવાની હિલચ[illegible] રાષ્ટ્રીય દૃષ્ટિએ પણ તદ્દન પ્રત્યાઘાતી ગણાશે.

સંઘની કારોબારી પ્રાથમિક શાળાઓમાં ભણ[illegible] બાળકોના વાલીઓને અને માબાપોને ખાસ વિ[illegible] કરે છે કે, તેઓ પોતાના બાળકનું હિત ધ્યાન[illegible] રાખીને અંગ્રેજીના આ આક્રમણમાંથી પોત[illegible] બાળકોને બચાવી લેવા સજાગ રહે. રાજ્[illegible] વહીવટની ભાષામાં હજુ અંગ્રેજીને નિશ્ચય[illegible] હટાવવામાં આવતું નથી, તેથી માબાપને પોત[illegible] બાળકોના ભાવિ માટે ચિંતા જ રહે છે. છતાં તે[illegible] બાળકોનું શિક્ષણ સાચું અને નક્કર હોય તેની વધારે કાળજી લેવી ઘટે. અને તે માટે સરકા[illegible] તેમ જ શિક્ષણક્ષેત્રના કાર્યકર્તાઓનાં, બાળ[illegible] કાયમનું અહિત કરનાર પગલાં સામે તેઓએ [illegible] અવાજ ઉઠાવવો જોઈએ.

રાજ્યના વહીવટમાં પ્રાદેશિક ભાષા તામિ[illegible] દાખલ કરી દેવા માટે મદ્રાસ સરકારે સ્તુત્ય [illegible] ભર્યું છે. તેને અનુસરી મુંબઈ રાજ્યે પણ

સમગ્ર વહીવટમાં મરાઠી, ગુજરાતી તેમ જ જરૂર પડતાં હિંદી ભાષાનો જ આગ્રહ રાખવો જોઈએ. આવા પગલાથી જ સરકાર પ્રજાના અંતર સુધી પહોંચવાની પોતાની ફરજ અસરકારક રીતે બજાવી શકશે; અને તેને અંગ્રેજીના કૃત્રિમ મોહમાંથી બચાવી શકશે.

વિશેષમાં ઘણા પ્રજાજનો તેમ જ પ્રજાકીય સંસ્થાઓ સરકાર સાથેના વહેવારોમાં હાલ અંગ્રેજી ભાષાનો ઉપયોગ કરતાં જોવામાં આવે છે. આ સમિતિ આ રિવાજ તરફ નાપસંદગી બતાવે છે; અને તેઓ સરકાર સાથેની નાની મોટી બધી બાબતોમાં વ્યવહાર કરવાને માટે પ્રાદેશિક ભાષાઓનો અથવા હિંદીનો જ ઉપયોગ આગ્રહપૂર્વક કરે, એવી તેમને આગ્રહભરી ભલામણ કરે છે.

# મુંબઈ રાજ્યની જવાબદારી*

ઈ. સ. ૧૯૫૦માં આપણા દેશનું સ્વતંત્ર બંધારણપૂર્વક રાજ્ય શરૂ થયું, તેના બંધારણની કલમ ૪૭મી નીચે પ્રમાણે ફરમાવે છે :—

> "લોકોના આહારનું તથા જીવનનું ધોરણ ઊંચું લાવવું તથા જનસુખાકારી સુધારવી, એને રાજ્ય પોતાની એક ફરજ ગણશે; તેમાં ખાસ કરીને, તબિયતને નુકસાન કરે એવાં માદક પીણાં અને પદાર્થોના વાપરની — દવા સિવાય — બંધી કરવા માટે રાજ્ય પ્રયત્ન કરશે."

મુંબઈ રાજ્યના સદ્‌ભાગ્યે એ વખતે તેના પ્રધાનમંડળમાં સ્વ૦ શ્રી. ખેર અને શ્રી. મોરારજીભાઈ દેસાઈ જેવા નૈષ્ઠિક દારૂનિષેધકો હતા. તેમણે ઈ. સ. ૧૯૩૭–૮માં પ્રાંતિક સ્વરાજ્ય આવ્યું ત્યારથી દારૂનિષેધ–નીતિના ગણેશ તો બેસાડ્યા જ હતા. એટલે ૧૯૫૦માં આપણા દેશમાં આપણું રાજ્ય સ્થપાતાં વેંત તેઓના હાથે, આખા મુંબઈ રાજ્યમાં આ નીતિ એકતડાકે શરૂ થઈ.

આ મહાપ્રસંગને ૮ વર્ષ પૂરાં થયાં. તા. ૬ એપ્રિલથી શરૂ થતા રાષ્ટ્રીય સપ્તાહથી તેનું નવમું વર્ષ શરૂ થાય છે. આ પુસ્તિકા તે પ્રસંગની ઉજવણી નિમિત્તે પ્રસિદ્ધ થાય છે.

દારૂનિષેધ એ એક વૈયક્તિક, કૌટુંબિક તથા સામાજિક કલ્યાણની કીમતી બાબત છે. તેથી કોઈ સરકાર પોતાને પ્રજાકીય કહેવડાવતી હોય તે દારૂની દુકાનો તો કેમ જ ચલાવે? તેમાંથી કમાણી કરવાની વાત તો એથીય બદતર ઠરે.

મુંબઈ રાજ્યે આ નીતિ સ્વીકારી તેની અસર સારી જ થઈ. આ રાજ્યમાં અને દેશભરમાં આજે દારૂનિષેધનીતિ રાષ્ટ્રીય રાજનીતિનું અંગ બની છે, તેનો યશ આ રાજ્યને અને મદ્રાસને જાય છે.

આ પુસ્તિકામાં વાચક હિંદમાં દારૂનિષેધના ફેલાવાનો નકશો જોશે. તે બતાવે છે કે, કામ હજી ઘણું ઊભું છે. તેથી મુંબઈ રાજ્યની જવાબદારી વળી વધે છે. તેણે આજથી શરૂ થતા નવમા વર્ષમાં ખૂબ ઊંડે જઈને અને લગનીભેર કામ લેવું જોઈએ અને એમ કરીને દેશને દોરવણી આપવી ઘટે છે.

આજે તો દુનિયામાં પણ દારૂનિષેધની જરૂર વિષે આંખો ઊઘડતી જાય છે. દારૂથી ગુના, ઝઘડા, સામાજિક કલેશ, ગાંડપણ, રોગો ઇ૦ વધે છે તે જોઈને, યુરોપ અમેરિકાના દેશો પણ ચિંતા સેવે છે. તેવે વખતે હિંદની જવાબદારી આંતરરાષ્ટ્રીય પણ બને છે. માનવજાતને એક શત્રુ પેઠે વળગેલી આ સુરાપાનની બલાને દૂર કરવામાં આપણો દેશ કેમ આગેવાની ન લે? મુંબઈ રાજ્ય પોતાના કામથી આવા માનવકલ્યાણ-આંદોલનને વેગ આપે, એવી આશા રાખવી વધારે પડતી નથી. પ્રભુ આપણને એવું બળ આપો.

૨–૪–'૫૮ **મગનભાઈ દેસાઈ**

* અમદાવાદ શહેરે રાષ્ટ્રીય સપ્તાહ નિમિત્તે દારૂનિષેધ સપ્તાહ ઊજવણી અંગે બહાર પાડેલી પુસ્તિકાનું આદિવચન આ છે.

## શ્રી મહાદેવ દેસાઈ સ્મારક ટ્રસ્ટ તા. ૩૧મી ડિસેમ્બર ૧૯૫૭ના દિને પૂરા થતા વર્ષનો ઉપજ-ખર્ચનો હિસાબ

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૨૮,૯૬૪-૦૫ | ચાલુ વર્ષ દરમ્યાન થયેલી વ્યાજની આવકના | ૩૪,૧૦૦-૦૦ | શ્રી સેવક મદદ ખાતેના |
| ૩૬,૯૬૫-૧૧ | ચાલુ વર્ષ દરમ્યાન જાવકનો વધારો | ૨૦,૬૨૩-૨૭ | શ્રી ગૂજરાત વિદ્યાપીઠને શ્રી આચાર્ય, મ. દે. સ. સે. મહાવિદ્યાલયની તા. ૩૧-૩-'૫૭ના વર્ષની ખાધના (શ્રી ગૂજરાત વિદ્યાપીઠના હિસાબ તપાસનીસના હિસાબ પ્રમાણે) |
| | | ૯,૦૨૭-૫૦ | શ્રી શિષ્યવૃત્તિ અને સત્ર-ફી ખાતેના |
| | | ૧,૮૦૦-૦૦ | શ્રી પગાર ખર્ચ ખાતેના |
| | | ૫૦-૦૦ | શ્રી મુસાફરી ખર્ચ ખાતેના |
| | | ૧-૦૦ | શ્રી પરચૂરણ ખર્ચ ખાતેના |
| | | ૫૦-૨૧ | શ્રી તાર-ટપાલ ખર્ચ ખાતેના |
| | | ૭૭-૧૮ | શ્રી સ્ટેશનરી ખર્ચ ખાતેના |
| ૬૫,૯૨૯-૧૬ | | ૬૫,૯૨૯-૧૬ | |

## શ્રી મહાદેવ દેસાઈ સ્મારક ટ્રસ્ટ તા. ૩૧મી ડિસેમ્બર ૧૯૫૭ના દિનનું સરવૈયું

| ફંડ અને દેવું (જ) | | મિલકત અને લેણું (ઉ) | |
|---|---|---|---|
| ૮,૭૮,૮૮૫-૦૮ | શ્રી ફંડ ખાતે | ૮,૭૮,૫૫૬-૧૮ | લોન શ્રી નવજીવન સંસ્થાને તેમની પ્લૉટ નં. ૯૬ની જમીન તથા મકાનના ઇક્વિટેબલ ગીરો ઉપર વ્યાજ સહિત |
| | ૯,૧૫,૮૫૦-૧૯ ગયા સરવૈયા મુજબ બાકી | ૩૨૮-૯૦ | શ્રી રોકડ તથા બીજી બાકીઓ |
| | ૩૬,૯૬૫-૧૧ શ્રી આવક જાવક ખાતેના | | ૩૦૮-૪૬ શ્રી સેન્ટ્રલ બૅંક ઑફ ઇં૦ લિ૦ના ચાલુ ખાતામાં મંત્રીઓના નામે |
| | ૮,૭૮,૮૮૫-૦૮ | | ૨૦-૪૪ રોકડ પુરાંત |
| | | | ૩૨૮-૯૦ |
| ૮,૭૮,૮૮૫-૦૮ | | ૮,૭૮,૮૮૫-૦૮ | |

અમે શ્રી મહાદેવ દેસાઈ સ્મારક ટ્રસ્ટના તા. ૩૧-૧૨-'૫૭-ના દિને પૂરા થતા વર્ષનું ઉપરનું સરવૈયું તેમ જ તે જ દિને પૂરા થતા વર્ષનો ઉપજ-ખર્ચનો હિસાબ ચોપડા સાથે તપાસ્યો છે. જેમાં આચાર્ય, મહાદેવ દેસાઈ સમાજ સેવા મહાવિદ્યાલયનો હિસાબ તા. ૩૧-૩-'૫૭ સુધીનો જ લેવામાં આવેલ છે. અમે જોઈતા ખુલાસાઓ અને માહિતી મેળવ્યાં છે. અમારી માન્યતા મુજબ અને અમને અપાયેલા ખુલાસાઓ તથા સંસ્થાના ચોપડાઓ પ્રમાણે ઉપરનું સરવૈયું સંસ્થાની ખરી સ્થિતિ બતાવે છે.

| | | | |
|---|---|---|---|
| તા. ૧૪-૩-૧૯૫૮ | **નાનુભાઈ ઍન્ડ કું.** | **રવિશંકર દવે** | **જીવણજી ડા૦ દેસાઈ** |
| ૫૧, મહાત્મા ગાંધી રોડ | ચાર્ટર્ડ ઍકાઉન્ટન્ટ્સ | હિસાબનીસ | ટ્રસ્ટી-મંત્રી |
| મુંબઈ | માનદ ઑડિટર્સ | શ્રી. મ. દે. સ્મા. ટ્રસ્ટ | શ્રી. મ. દે. સ્મારક ટ્રસ્ટ |

## શ્રી નવજીવન સંસ્થાનું તા. ૩૧મી ડિસેમ્બર ૧૯૫૭ના દિનનું સરવૈયું

**જ**

૮,૫૬,૨૦૨–૬૪ શ્રી ઊપજ-ખર્ચ ખાતે
ગયા સરવૈયા મુજબ બાકી

૩,૯૩,૪૭૦–૦૦ શ્રી સાંચાકામ ઘસારા ફંડ ખાતે
- ૩,૧૬,૦૫૦–૦૦ ગયા સરવૈયા મુજબ બાકી
- ૭૭,૪૨૦–૦૦ ચાલુ વર્ષનો વધારો

૩,૧૯,૭૬૮–૬૭ શ્રી મકાન ફંડ ખાતે
- ૨,૭૯,૧૨૫–૦૨ ગયા સરવૈયા મુજબ બાકી
- ૪૦,૬૪૩–૬૫ ચાલુ વર્ષના વધારાના

૨,૨૧,૩૪૮–૬૫ શ્રી અનામત ખાતાંઓ
- ૩,૮૩૪–૦૦ શ્રી હરિજન સેવક સંઘ દિલ્હી ખાતેના પૂ. ગાંધીજીના વસિયતનામા મુજબ વાર્ષિક હિસાબે આપવાની રકમ
- ૧,૦૦,૦૦૦–૦૦ શ્રી ગાંધી સાહિત્ય છપામણી અનામત
- ૧૦,૧૫૭–૧૩ સને ૧૯૫૮ પેટે આવેલા લવાજમના
- ૮૨,૭૨૪–૧૦ ગ્રેબિયલ પારકલ તરફથી કૉપીરાઈટના અનામતના
- ૧૦,૧૦૯–૭૦ મ્યુઝિયમ સાચવણીના અનામત
- ૪,૪૯૫–૦૦ નવજીવન ટ્રસ્ટ સ્ટાફ પ્રોવિડન્ટ ફંડના
- ૩૧૭–૦૬ પગાર અનામત
- ૯,૭૧૧–૬૬ વેચાણવેરા અનામત

૧૮,૯૯,૭૭૬–૬૬ શ્રી લોન
- ૮,૭૮,૫૫૬–૧૮ શ્રી મહાદેવ દેસાઈ સ્મારક ટ્રસ્ટ પાસે પ્લૉટ નં. ૯૬ની જમીન તેમ જ તે ઉપર આવેલાં મકાનોના ઇક્વિટેબલ ગીરો પર વ્યાજ સહિત
- ૧૦,૨૧,૨૨૦–૪૮ પરચૂરણ આસામીઓ પાસેથી તારણ વગર વ્યાજ સહિત પ્રમાણિત યાદીને આધીન

**ઉ**

૩,૨૩,૧૬૬–૫૬ શ્રી જમીન ખરીદીના ખરીદ કિંમતે ગયા સરવૈયા મુજબ બાકી

૧૬,૪૬,૧૩૦–૧૭ શ્રી મકાન ખાતે પડતર કિંમતે

૪૭,૫૫૦–૦૦ શ્રી સામાન અસબાબ
- ૪૭,૪૦૦–૦૦ ગયા સરવૈયા મુજબ બાકી
- ૩,૩૨૫–૦૬ ચાલુ વર્ષનો વધારો
- ૫૦,૭૨૫–૦૬
- ૩,૧૭૫–૦૬ ચાલુ વર્ષ દરમ્યાન ઘસારો

૫,૪૨,૯૦૬–૫૧ શ્રી સાંચાકામ ખાતેના
- ૫,૨૬,૩૧૪–૬૭ ગયા સરવૈયા મુજબ બાકી
- ૧૭,૪૫૯–૧૮ ચાલુ વર્ષનો વધારો
- ૫,૪૩,૭૭૩–૮૫
- ૮૬૭–૩૪ ચાલુ વર્ષ દરમ્યાન મશીનરી વેચાણ વગેરેના

૫૮,૮૮૬–૨૯ શ્રી ટાઈપ ખાતાના
- ૭૮,૨૯૧–૧૧ ગયા સરવૈયા મુજબ બાકી
- ૧૦,૦૮૪–૩૭ ચાલુ વર્ષનો વધારો
- ૮૮,૩૭૫–૪૮
- ૮૯–૧૯ વેચાણના
- ૮૮,૨૮૬–૨૯
- ૨૯,૪૦૦–૦૦ ચાલુ વર્ષનો ઘસારો

૧૦,૨૭,૫૦૦–૦૦ શ્રી માલ પુરાંત વ્યવસ્થાપક ટ્રસ્ટીની પ્રમાણિત યાદી પ્રમાણે પડતર કિંમતે
- ૮,૧૨,૦૦૦–૦૦ પુસ્તકોનો સ્ટૉક
- ૧,૯૧,૦૦૦–૦૦ કાગળનો સ્ટૉક
- ૭,૫૦૦–૦૦ પ્રેસ મશીન સ્ટૉક
- ૪,૦૦૦–૦૦ ટાઈપ ફાઉન્ડરી સ્ટૉક
- ૧૩,૦૦૦–૦૦ પુસ્તક બંધામણી સ્ટૉક

૨,૩૫,૬૬૧–૫૮ શ્રી જવાબદારી
- ૧,૦૦,૮૭૪–૮૦ ખર્ચ પેટે
- ૧,૩૪,૭૮૬–૭૮ પુસ્તક અનામત, પરચૂરણ દેવાં વગેરે

૩૯,૨૬,૨૨૮–૨૦

૩૬,૯૦૪–૦૨ શ્રી અનુવાદકોને, માલના અનામતના વગેરે ખાતાંઓના સરભર કર્યા સિવાયના

૨,૧૬,૦૬૫–૬૦ શ્રી લેણું તારણ વગરનું
- ૨,૧૦,૪૩૦–૬૦ પુસ્તક – વેચાણ વગેરે પરચૂરણ લેણા
- ૫,૬૩૫–૦૦ સ્ટાફ પાસે ડિસેમ્બર માસના મકાનભાડાની ઉઘ-રાણીના તથા સ્ટાફ પ્રોવિ-ડન્ટ ફંડના બાકી

૮,૯૨૩–૫૬ શ્રી મકાનભાડાના, છપામણી વગેરે ખાતાના અનામતના

૧૫–૦૦ શ્રી અમ. પી. કો. ઓ. બેંક લિ. અમ.નો શૅર નંગ ૧ પૂરેપૂરો ભરાયેલ

૧૮,૨૮૦–૪૯ રોકડ તથા અવેજ
- ૧૫,૭૯૨–૨૧ બેંકોનાં ચાલુ ખાતાંમાં પુરાંત
- ૬૩૦–૦૦ ટપાલ ટિકિટો
- ૧,૮૫૮–૨૮ રોકડ પુરાંતના હાથ ઉપર મેળ પ્રમાણે

૩૯,૨૬,૨૨૮–૨૦

અમે શ્રી નવજીવન સંસ્થાનું તા. ૩૧–૧૨–'૫૭ના દિને પૂરા થતા વર્ષનું ઉપરનું સરવૈયું તેમ જ તે જ દિને પૂરા થતા વર્ષનો ઉપજ-ખર્ચનો હિસાબ ચોપડા સાથે તપાસ્યો છે. અમે જોઈતા ખુલાસાઓ અને માહિતી મેળવ્યાં છે. અમારી માન્યતા મુજબ અને અમને અપાયેલા ખુલાસાઓ તથા સંસ્થાના ચોપડાઓ પ્રમાણે ઉપરનું સરવૈયું સંસ્થાની ખરી સ્થિતિ બતાવે છે.

તા. ૧૪–૩–૧૯૫૮
૫૧, મહાત્મા ગાંધી રોડ,
કોટ, મુંબઈ

**નાનુભાઈ ઍન્ડ કું.**
ચાર્ટર્ડ ઍકાઉન્ટન્ટ્સ

**રવિશંકર દવે**
હિસાબનીસ

**જીવણજી ડા૦ દેસાઈ**
વ્યવસ્થાપક–ટ્રસ્ટી

## શ્રી નવજીવન સંસ્થાનો તા. ૩૧મી ડિસેમ્બર ૧૯૫૭ના દિને પૂરા થતા વર્ષનો ઊપજ-ખર્ચનો હિસાબ

જ

| રકમ | વિગત |
|---|---|
| ૫,૮૬,૩૬૦-૮૮ | શ્રી મુદ્રણાલયના ખાતાના વધારાના છપામણી, કાગળખરીદી, પુસ્તક બંધામણી, ટાઈપ ફાઉન્ડરી વગેરેના |
| ૧,૩૦,૯૦૦-૮૧ | શ્રી પુસ્તક વેચાણ ખાતાના વધારાના |
| ૨૪,૧૮૦-૨૬ | શ્રી પ્રૂફરીડિંગ અને પુસ્તક પુરસ્કાર ખાતાના વધારાના |
| ૧૪૩-૧૨ | શ્રી જમીન આવકના |
| ૭,૪૧,૫૮૫-૦૭ | |

ઉ

| રકમ | વિગત |
|---|---|
| ૪,૧૬,૧૫૯-૭૧ | શ્રી પગાર ખર્ચના પ્રોવિડંટ ફંડ ફાળાના |
| ૧૦,૩૧૪-૪૭ | શ્રી તાર-ટપાલ, પોસ્ટેજ, રવાનગી, લાયબ્રેરી તથા સ્ટેશનરી ખર્ચના |
| ૧૭,૫૯૧-૫૦ | શ્રી ઇલેક્ટ્રિક લાઇટ તથા ટેલિફોન ખર્ચના |
| ૧૩,૧૩૫-૯૬ | શ્રી મુસાફરી, પરચૂરણ, ઔષધાલય, ઑડિટર મહેનતાણાના તથા ખાદી ખર્ચના |
| ૧૮૪-૫૨ | શ્રી જમીન મહેસૂલ ખર્ચના |
| ૪,૮૯૫-૨૫ | શ્રી વીમા પ્રિમિયમ ખર્ચના |
| ૩૬,૩૮૬-૪૦ | શ્રી પ્રેસ મશીન ખચના |
| ૪,૭૫૩-૧૮ | શ્રી જમીન તથા મકાન મરામત ખર્ચના |
| ૬૪,૩૧૮-૨૫ | શ્રી વ્યાજ વટાવના<br>૬૪,૪૭૨-૪૭ આપેલ વ્યાજ વટાવના<br>૧૫૪-૨૨ મળેલ વ્યાજ વટાવના |
| ૩,૮૩૪-૦૦ | શ્રી રૉયલ્ટી તથા પુસ્તક વેચાણમાંથી વાર્ષિક હિસાબે શ્રી હરિજન સેવક સંઘ, દિલ્હીને આપવાના બાકી |
| ૩૨,૫૭૫-૦૬ | શ્રી ઘસારા ખર્ચના<br>૨૯,૪૦૦-૦૦ ટાઇપના<br>૩,૧૭૫-૦૬ સામાન અસબાબના |
| ૨૭૩-૧૫ | શ્રી મકાનભાડાના ખર્ચ ખાતેના<br>૧૬,૭૦૩-૮૨ શાખાઓના મકાનભાડાના તથા મ્યુ. ટેક્ષના<br>૧૬,૪૩૦-૬૭ મકાનભાડાની આવકના |
| ૧૨,૦૫૪-૧૪ | શ્રી ગાંધીજી જીવનચરિત્ર પુસ્તક ખર્ચના |
| ૭,૦૪૫-૮૩ | શ્રી છાપાં ખાતાના ઘટાડાના પગાર, તાર-ટપાલ, પોસ્ટેજ, સ્ટેશનરી વગેરે ખર્ચના સિવાય |
| ૧,૧૮,૦૬૩-૬૫ | શ્રી ઘસારા ફંડ ખાતેના<br>૭૭,૪૨૦-૦૦ મશીનરી ઘસારાના મશીનરી ઘસારા ફંડ ખાતે લઈ ગયા તેના<br>૪૦,૬૪૩-૬૫ મકાન ઘસારાના મકાન ફંડ ખાતે લઈ ગયા તેના |
| ૭,૪૧,૫૮૫-૦૭ | |

તા. ૧૪-૩-૧૯૫૮
૫૧, મહાત્મા ગાંધી રોડ

નાનુભાઈ ઍન્ડ કું.
ચાર્ટર્ડ એકાઉન્ટન્ટ્સ

રવિશંકર દવે
હિસાબનીસ

જીવણજી ડા૦ દેસાઇ
વ્યવસ્થાપક-ટ્રસ્ટી

# ભરૂચ જિલ્લા પુસ્તકાલય પરિષદ

[તેના પ્રથમ (તા. ૯-૩-૧૯૫૮) અધિવેશનના પ્રમુખ શ્રી. મગનભાઈ દેસાઈનું ભાષણ]

ભરૂચ જિલ્લાની ગ્રંથાલય પ્રવૃત્તિની આ પરિષદના પ્રમુખપદે મને બોલાવ્યો, તે માટે હું તમારો આભાર માનું છું. જિલ્લામાં આ જાતનું સંમેલન પહેલવહેલું થાય છે, એ આનંદની વાત છે. આમ જોતાં આ પ્રવૃત્તિ જૂના બ્રિટિશ રાજ્ય કરતાં જૂના વડોદરા રાજ્યમાં વધારે ખીલી હતી અને આજ સુધી તેની અસર તે ભાગમાં સ્પષ્ટ દેખાય છે. આ જિલ્લો તે રાજ્યનો ન હોવાથી અહીં આગળ આ પરિષદ કાંઈક મોડી મોડી છતાં પણ શરૂ થાય છે, તે ખરેખર આનંદની વસ્તુ છે; અને એને વાસ્તે જિલ્લાના કાર્યકર્તાઓને ધન્યવાદ આપું છું.

આનો આર્થ એમ નથી કે, જૂના બ્રિટિશ રાજ્યના બીજા જિલ્લાઓ આ બાબતમાં કાંઈ બહુ આગળ હતા. ઓછેવત્તે અંશે તે આખા રાજ્ય-વિસ્તારમાં આ પ્રવૃત્તિ વડોદરા રાજ્ય કરતાં પાછળ હતી, એટલું મારા કહેવામાં અર્થ છે; બાકી, એક વસ્તુ યાદ કરું તો ગુજરાતની એક મહત્ત્વની પ્રવૃત્તિ કેળવણી, તેની બીજી પરિષદ ૧૯૧૭માં ગાંધીજીના અધ્યક્ષપણા નીચે ભરૂચમાં ભરવાનું માન તમે મેળવ્યું હતું.

આ પરિષદમાં ગાંધીજીએ દેશને માટે કેટલીક મહત્ત્વની એવી બે ત્રણ બાબતો પહેલીવહેલી ઉચ્ચારી હતી. કે જેમાંથી આજે આપણે આખા દેશ ઉપર તેનો પ્રભાવ પડેલો જોઈએ છીએ. જેમ કે, દેશની એક સર્વસામાન્ય આંતરભાષા તરીકે હિંદી હોવી જોઈએ અને અંગ્રેજી નહીં, એ વસ્તુ પહેલી હિંદુસ્તાનમાં ગાંધીજીએ આ પરિષદમાં કહી હતી. બીજું, શિક્ષણનું વાહન સ્વભાષા જ હોવી જોઈએ, એ ક્રાંતિકારી સૂત્ર પણ એમણે આ પરિષદમાં ઉચ્ચાર્યું હતું.

તે વખતે ગાંધીજીએ પુસ્તકાલય પ્રવૃત્તિનો એવો ભારે ઉલ્લેખ કર્યો ન હતો; પણ એનું કારણ એ ન સમજવું જોઈએ કે, તેનું મહત્ત્વ એ સ્વીકારતા નહોતા. આ પ્રવૃત્તિની કેવી કદર એ કરતા હતા તે એમની પ્રેરણાથી રચાયેલું ગૂજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય જુઓ તો અથવા એમણે ૧૯૩૩માં પોતાનું આશ્રમનું ગ્રંથાલય દાન આપીને અમદાવાદના માણેકલાલ જેઠાભાઈ ગ્રંથાલયને જન્મ આપ્યો તે દાખલા ઉપરથી સમજાશે.

જ્ઞાનની ઉપાસના કરનાર કોઈ માણસ આજના જમાનામાં કે કયારે પણ ગ્રંથની કદર ન કરે એ બન્યું જ નથી. સરસ્વતી દેવીના હાથમાં ગ્રંથ મૂકીને આપણા પૂર્વજોએ આ જ વસ્તુ કહેવાનો ઇરાદો રાખ્યો હતો. પ્રાચીનમાં પ્રાચીનમાં ગ્રંથો કેવાં કેવાં સાધનો દ્વારા લખાયા, સંઘરાયા અને સાચવીને ભવિષ્યની પ્રજાને એ અપાતા રહ્યા, એનો રોમાંચક ઇતિહાસ વેદ, બાઇબલ અને કુરાન જેવા જગજૂના ગ્રંથો પરથી આપણે જાણીએ છીએ. એ જગજૂના જમાનામાં પણ ગ્રંથની શક્તિની કદર મનુષ્યજાતિએ કરી હતી.

લેખનકળા મારફતે મનુષ્ય પોતાનું જ્ઞાન, પોતાના જીવનનો અનુભવ સાહિત્યરૂપે ભવિષ્યને આપતો જ આવ્યો છે. તે દ્વારા જ્ઞાન મેળવીને મનુષ્યજાતિએ સદા કાળથી જીવન ઘડવાને માટેનું ભાથું મેળવ્યું છે. એટલે આ પ્રસંગે ગ્રંથના મહત્ત્વ વિશે વિશેષ કહીને મારે તમારો વખત લેવો ન જોઈએ. આજના જમાનામાં તો, ગ્રથ દ્વારા જ્ઞાન મેળવવાનું સાધન, બીજા ક્ષેત્રની ઉપમા આપું તો, અણુશક્તિ જેવી મહાશક્તિ બન્યું છે; અને એમાં વિજ્ઞાન અને તેની શોધો કારણરૂપ છે, એ સૌ જાણે છે. છાપખાનું, ચિત્રકળા, ચલ-ચિત્રકળા, રેડિયો-વિદ્યા વગેરે સાધનો આપણે જોઈએ છીએ; તે બધાં મળીને એક બાજુથી જ્ઞાન મેળવવા ધારીએ તો અપાર શક્તિવાળાં સાધનો છે. પરંતુ જેમ અણુશક્તિ શાંતિને અર્થે વાપરી શકાય અને માનવસંહાર અર્થે પણ વાપરી શકાય એવી બેધારી તલવાર થઈ છે, તેમ જ્ઞાનના સાધનરૂપ આ નવી વિદ્યાઓનું પણ થયું છે એમ કહેવું જોઈએ. અને તે વસ્તુ ગ્રંથ અને છાપકામનેય લાગુ

પડે છે. તેથી ગ્રંથ અંગે પણ વિવેક કરવાની જરૂર માની છે.

પુસ્તકાલય એ કેવળ પુસ્તકોનું સંગ્રહસ્થાન નથી, પરંતુ શિક્ષણ મેળવવાનું સ્થાન છે, પરબ છે. તેને આને યોગ્ય બનાવવાને વાસ્તે જાગ્રત પ્રયત્ન કરવો જોઈએ. આથી કરીને ગ્રંથપાલ એ ગ્રંથાલયનું અનિવાર્ય અંગ માનવામાં આવે છે. પુસ્તકોને સુઘડ રીતે અને સુપ્રાપ્ય ઢબે ગોઠવીને રાખવાં એ જ એનું કામ નથી; પરંતુ એમનો ઉપયોગ થયા જ કરે અને જેને જે જ્ઞાન અર્થે ગ્રંથ જોઈએ તે તેને મેળવવામાં મદદ કર્યા જ કરે, એ પણ ગ્રંથાલયને માટે જરૂરી ગણાય છે. આ કામ તો ગ્રંથપાલ જ કરી શકે. જેવી રીતે શિક્ષણનો આત્મા શિક્ષક છે, એવી જ રીતે ગ્રંથાલયનો આત્મા ગ્રંથપાલ ગણી શકાય. આથી કરીને ગ્રંથપાલને અંગે પણ વિદ્યા અને વિજ્ઞાન યોજવામાં આવ્યાં છે અને એની તાલીમની ગોઠવણ યુનિવર્સિટીઓ કરે છે.

હું ગ્રંથાલયની વાત કરું છું તેમાં વાચનાલયનો પણ સમાવેશ થાય છે; પરંતુ વાચનાલય એ એટલી મહત્ત્વની વસ્તુ છે કે તેનો સ્વતંત્ર નિર્દેશ પણ કાંઇક મારે કરવો જોઈએ.

લોકશાહી એ આજની સારામાં સારી રાજ્ય-પદ્ધતિ નીવડી ચૂકી છે અને તેથી એને આધારે આપણા દેશમાં આપણે કામ કરવા લાગ્યા છીએ. તેથી કરીને પ્રજા અને તેની કેળવણી એ ખૂબ મહત્ત્વની વસ્તુ બની જાય છે. કોઈ પણ રાજ્ય કે સરકાર આ વસ્તુની અવગણના કરીને આજના યુગમાં ચાલી ન શકે.

આ કામ અદા કરવાને વાસ્તે સાર્વત્રિક પ્રાથમિક કેળવણી મફત અને ફરજિયાત દેશનાં બધાં બાળકોને મળવી જોઈએ, એ રાજ્યવહીવટનો સિદ્ધાંત ગણાય છે. એમાં કારણ એ રહેલું છે કે, દરેક નાગરિકને વાંચીને જ્ઞાન મેળવવાને વાસ્તેનું જરૂરી ભણતરનું સાધન, ઓછામાં ઓછું સરકારે પોતાને ખર્ચે, પહોંચાડવું જ જોઈએ.

આથી કરીને ગ્રંથાલય અને ખાસ કરીને તેનું અંગ વાચનાલય મહત્ત્વનાં બને છે. છાપાં અને સામયિક વાચનાલયમાં લોકોને મળે તો તેઓ પોતાના સામાન્ય જ્ઞાનમાં તેમ જ દેશપરદેશમાં શું બને છે તેની ખબર રાખતા રહેવામાં મદદ મેળવી શકે છે.

એટલે જ એમ કહેવું જોઈએ કે, ફરજિયાત કેળવણીના જેવું જ મહત્ત્વનું ગ્રંથાલય અને તેની સાથે વાચનાલય ગામેગામ સરકારે રાખવું જોઈએ. જેમ શાળા તેમ જ સમાજશિક્ષણ માટે પણ વાચનાલય અને ગ્રંથાલય હોવું જોઈએ. એની મતલબ એ પણ ખરી કે, એને વાસ્તે સુઘડ એવું મકાન પણ હોવું જોઈએ તથા વસ્તીનાં મહત્ત્વનાં બધાં અંગોને વાચનાલયની અને ગ્રંથાલયની અંદર સવડ મળવી જોઈએ. એટલે કે બાલવિભાગ, સ્ત્રીવિભાગ વગેરે ખાસ અંગો પણ ધ્યાન બહાર ન જવાં જોઈએ. આજના જમાનામાં ગ્રંથાલય એ કેવળ વૈયક્તિક ઢબે જ્ઞાન મેળવવાનું સાધન રહ્યું નથી, પણ સામુદાયિક ઢબે સૌને જ્ઞાન પહોંચાડવાની તે વાસ્તેની એક સામાજિક સંસ્થા તે બની ગઈ છે. અને તેથી જ ગ્રંથાલય પ્રવૃત્તિ શિક્ષણની પેઠે એક ખૂબ ધ્યાન રાખવા જેવી અને ઉત્તેજન આપીને વધારતા જવા જેવી જવાબદારી સરકારને માટે ગણી શકાય. દુઃખની વાત છે કે, આ રીતનું ધ્યાન અત્યારે સરકારી યોજનામાં જોઈએ તેટલું અપાતું નથી. બજેટમાં આને માટે પૂરતાં નાણાં પણ અપાય છે એમ ન કહેવાય; જોકે સિદ્ધાંત તરીકે આ સ્વીકારવામાં તો આવે જ છે.

આપણા રાજ્યમાં ગ્રામપંચાયત અને શાળા ગામડે ગામડે પહોંચાડવાનું કામ યોજનાપૂર્વક આગળ ચાલે છે, તેની સાથે ગ્રામ–ગ્રંથાલયનું કામ પણ જોડવું જ જોઈએ. દરેક નાગરિકને દેશમાં શું ચાલે છે એની ખબર મળી રહે તેને સારુ વાચનાલય અને ગ્રંથાલયની સવડ સરકારે ઊભી કરવી જોઈએ. આપણા દેશમાં કલ્યાણ-રાજ્ય સમાજવાદી ઢબે રચવાનો માર્ગ ગ્રહણ કરવામાં આવ્યો છે, તે દૃષ્ટિએ જોતાં પણ

ગ્રંથાલય એના એક ઉપયોગી સાધન તરીકે ગણાવું જ જોઈએ. ફરજિયાત શિક્ષણ પામેલા લોકો આગળ જતાં ભણેલું ભૂલી ન જાય અને કાંઈકનું કાંઈ તેને તાજું રાખે તથા એમાં ઉમેરો કરતા રહે, એ પણ ખૂબ જરૂરી છે; નહીં તો ફરજિયાત શિક્ષણ પાછળ ખર્ચાતો કરોડો રૂપિયાનો કેટલોય ભાગ નકામો જવાની દહેશત રહે છે. આ દૃષ્ટિએ જોતાં પણ ગ્રંથાલય ખૂબ કામ દઈ શકે એવી વસ્તુ છે.

આ વાત કરું છું ત્યારે મને એને યોગ્ય પુસ્તકો આપણી ભાષામાં છે ખરાં કે, એ સવાલ મનમાં ઊઠે છે. જાતજાતનાં જ્ઞાનવિજ્ઞાન વિષે સરળ ભાષામાં પુસ્તકોની જરૂર આજે ખૂબ છે. આપણા વિદ્વાનો અને સમર્થ શિક્ષકો લોકભોગ્ય શૈલીમાં આ વસ્તુ ન આપે, તો ગ્રંથાલયોને યોગ્ય ચોપડીઓ મંગાવવામાં મુશ્કેલી પડે એ તો ઉઘાડું છે. પરંતુ એનો અર્થ તો એ થયો કે આપણા વિદ્વાનો અને શિક્ષકો પોતાની જવાબદારી બરોબર અદા કરવા લાગે. લોકશાહી અને સ્વતંત્ર રાજ્ય હિંદમાં સ્થપાવાની સાથે લોકોને દેશદેશાવરની અને જ્ઞાનવિજ્ઞાનની અનેક વાતો જાણવાનું મન થાય છે. આ ઉત્કંઠાને પોષવાનું કામ ઊભું છે.

બીજી તરફથી પુસ્તકાલય-પ્રવૃત્તિમાં ગ્રામપ્રજાની પણ અમુક જવાબદારી ઊભી થાય છે. 'માગ્યા વિના મા પણ ન પીરસે' એમ એક કહેવત છે. અહીંયાં તો સરકાર પાસેથી મદદનું પિરસણ મેળવવાનું છે. તે માગવાને વાસ્તે આપણે આપણાથી બનતું કરીને જ હકદાર થઈ શકીએ. કારણ કે છેવટે ગ્રંથાલય-પ્રવૃત્તિ પણ શિક્ષણ-પ્રવૃત્તિ પેઠે, અને તેટલી પ્રજાના હાથમાં રહે અને સાવ સરકારના હાથમાં નહીં, એ જ યોગ્ય સિદ્ધાંત છે. એટલે પ્રજાએ પોતપોતાના ગામમાં આ સવડ પેદા કરવાને વાસ્તે પોતે થઈને પગલાં ભરવાં જોઈએ. તો તેમાં કાળે કરીને સરકારે પોતાથી બનતી મદદ કરવાને વાસ્તે તત્પર થવું જ પડશે અને તે મદદ દિવસે દિવસે વધારે ને વધારે આપવાની જોગવાઈ વિચારવી પડશે. તમને સૌને ખબર છે કે ગુજરાતમાં આ પ્રવૃત્તિ ચલાવવાને વાસ્તે આપણે ગુજરાત પુસ્તકાલય મંડળ નામે સંસ્થા ચલાવીએ છીએ. એના આશરા તળે અને એની પ્રેરણા મુજબ તમારી આ પરિષદ મળે છે એમ હું સમજું છું. આ પરિષદને પરિણામે ભરૂચ જિલ્લામાં ગામેગામ આ મંડળના સભ્યો બનશે અને ગ્રામ-પુસ્તકાલયની સ્થાપના કરવા પરિષદમાંથી પ્રેરણા મેળવશે, એવી આશા રાખું છું. સ્વરાજ્ય ચલાવવું હોય તો આ પ્રકારની પ્રવૃત્તિ દેશભરમાં ગામેગામ આપણે જગાવવી જોઈએ.

ગુજરાતમાં અભ્યાસની વૃત્તિ ઓછી છે એ આપણી સામે ફરિયાદ છે. આ ફરિયાદ કાંઈક અંશે સાચી પણ છે. રાજ્ય ચલાવવું હોય અને તે લોકશાહી ઢબે ચલાવવું હોય, તો દરેક પ્રશ્નનો યોગ્યતાપૂર્વક વિચાર કરવાને માટે અભ્યાસવૃત્તિ સમાજમાં જાગવી જોઈએ. લોકશાહીનો અર્થ મતમતાંતરો વિષે વિચાર કરીને સૌના કલ્યાણમાં એક નિર્ણય પર પહોંચવામાં રહેલો છે. આ કરવું હોય તો દરેક પ્રશ્નના ગુણદોષ તપાસવાને માટે તે અંગેની માહિતી તથા તે વિષે જે જ્ઞાન સંઘરાયું હોય તે બધું જોવું જોઈએ. અને લોકોને તે પીરસવું જોઈએ, તો જ શાંતિથી પોતાના પ્રશ્નો ઉકેલવાની તાકાત પ્રજામાં જગવી શકાય. આ કામ કરવું હોય તો પ્રાથમિક શિક્ષણને માટે સુલભ એવું સાધન જેમ શાળા છે, તેમ જ સમાજશિક્ષણને માટે સુલભ એવું સાધન ગ્રંથાલય અને તેનું વાચનાલય છે. આપણા સદ્‌ભાગ્યની વાત છે કે, આપણા દેશમાં આપણું રાજ્ય હવે થયું છે. એને શોભાવવાને વાસ્તે અભ્યાસ અને પ્રજાનું શિક્ષણ જરૂરી છે. તે અર્થે ગ્રંથાલયનું સાધન અનોખું છે. તે બાબતમાં વિચારવાને વાસ્તે આ પરિષદમાં ભાગ લેવાને માટે મને બોલાવ્યો, તે માટે તમારો આભારી છું; અને તમને વિનંતી કરું છું કે, આ પરિષદને સફળ કરવાને તમે સૌ મને સહકાર આપજો અને પરિષદ જે નિર્ણયો કરે તેમને અમલમાં મૂકવાને વાસ્તે પ્રયત્નો આદરશો.

૪–૩–'૫૮
અમદાવાદ

**મ. પ્ર. દેસાઈ**

# પાણી : જીવનજળ

માણસનો આધાર પાણી ઉપર કેટલો છે, તેનો ખ્યાલ સામાન્ય રીતે આવતો નથી. કુદરતે તે વસ્તુ મફત અને મબલક પ્રમાણમાં લગભગ બધે જ આપી છે. માણસના શરીરમાં ૭૦ ટકા ભાગ પાણી છે તથા તેના ખોરાકમાં પણ ૬૦થી ૯૫ ટકા જેટલું પાણી જ હોય છે. આટલી આવશ્યક ચીજ મફત મળતી હોવાથી તેની વપરાશ પ્રત્યે બેદરકારી સેવવામાં આવે છે. એટલે સુધી કે પાણીની પ્રાપ્તિ જ્યાંથી થાય છે તે સ્થાનોનો નાશ કરવામાં પણ માણસ વિચાર કરતો નથી. અમેરિકાનો દાખલો જોઈએ.

'અમેરિકામાં અત્યારે પાણીની તંગીની દશા ઊભી થવા લાગી છે. અને થોડા વખતમાં તે રાષ્ટ્રીય કટોકટીનું સ્વરૂપ અખત્યાર કરે તેવો ભય છે.' (યુ. એસ. ન્યૂઝ એન્ડ વર્લ્ડ રિપોર્ટ જુલાઈ ૮, ૧૯૫૫.)

"દેશના કેટલાય ભાગોમાં અત્યારે પાણીની તંગી છે. દક્ષિણ પશ્ચિમ અને દૂર પશ્ચિમના ભાગોમાં પાણીની તંગીનો પ્રશ્ન પહેલેથી છે. અને હજુ તે વધુ તીવ્ર કટોકટીનું સ્વરૂપ ધારણ કરી રહ્યો છે. હવે પાછા પૂર્વ અને મધ્ય પશ્ચિમના પ્રદેશોમાં પાણી વપરાશ કરતાં ઓછું હોવાનો ભય ઊભો થયો છે. ખેડૂતો બૂમો પાડે છે કે, જે કૂવા અને ઝરા ઉપર તેઓ આધાર રાખતા હતા, તે સુકાવા લાગ્યા છે અને પાણીનું તળ વધુ ઊંડું ઊતરતું જાય છે.

"વીસ કે ત્રીસ વર્ષ અગાઉ પાણી માટે જેટલે ઊંડે ખોદવું પડતું, તેના કરતાં હવે ઘણું વધારે ઊંડે જવું પડે છે. બાલ્ટિમોર નજીક પાણીનું તળ છેલ્લાં ૩૨ વર્ષમાં ૧૪૩ ફૂટ ઊંડું ઊતર્યું છે. મિલવૉકીમાં ઝરાનું પાણી એટલું ઘટી ગયું છે કે, દારૂની ભઠ્ઠીઓને સરોવરનું પાણી વાપરવું પડે તેમ થયું છે. 'એટ-લાન્ટિક' માસિકમાં જણાવ્યું છે કે, એરિઝોના પ્રદેશના ફીનિક્સમાં ગૂડઇયરે ૩૫ વર્ષ અગાઉ ઊંચા દરજ્જાના કપાસની ખેતી આરંભી હતી. તે વખતે પાણી જમીનમાંથી ૨૦ ફૂટ ઊંડેથી નાના પંપો વડે મળી રહેતું. પણ એક એક દસકો વીતતાં પાણીનું તળ ઊંડે ને ઊંડે ઊતરતું જાય છે. અત્યારે ૧૦૦ ફૂટ ઊંડેથી મોટા પંપો વડે તે પાણી ઉપર ખેંચવું પડે છે."

"આ ગંભીર પરિસ્થિતિ ઊભી થવાનાં બે મુખ્ય કારણો છે. એક તો માણસે કરેલો જંગલો અને બીડોનો કારમો નાશ છે. તેને કારણે વરસાદનું પાણી ઉપરથી વહી જાય છે અને જમીનમાં ઊંડે ઊતરતું નથી. અને બીજું, જુદા જુદા ઉદ્યોગોમાં અને મનુષ્યની વધેલી વસ્તીમાં પાણીની વપરાશમાં થયેલો અસાધારણ વધારો છે. ૧૯૫૦ થી ૧૯૫૫નાં વર્ષ દરમ્યાન અમેરિકાનો પાણીનો ઉપયોગ રોજના ૧૮૫ અબજ ગૅલનથી વધીને ૨૬૨ અબજ ગૅલન થઈ ગયો છે. આધુનિક યંત્રોદ્યોગોમાં મીઠા પાણીની માગ ગજબની હોય છે.

"માણસે જો આ ભારે ઉદ્યોગોમાં પાણીની વપરાશ આટલી વધવા દીધી ન હોત, તથા દેશની જમીનમાં પાણી સંઘરનારાં જંગલ વગેરે સાધનોનો નાશ ન કર્યો હોત, તો અમેરિકા દેશમાં પાણીની કદી તંગી ન ઊભી થાત. સત્તાવાળાઓ તો હજુ એમ માને છે કે ૧૯૭૫ સુધીમાં પાણીની વપરાશ રોજની ૪૫૩ અબજ ગૅલન જેટલી વધશે. અર્થાત્ પાણીની જેટલી આવક છે તેના કરતાં ૨૫ ટકા વધારે*!"

આપણા ભારત દેશમાં પણ પાણીની વપરાશ અંગે અનિયંત્રિત સ્થિતિ છે. રસવાળો ચરોતર પ્રદેશ, તમાકુની ખેતી માટે પંપથી પાણી ખેંચી ખેંચીને અત્યારે લગભગ ન-પાણિયો થતો જાય છે. ગામડાં-માં ખડકીએ ખડકીએ જે કૂવા હતા, તે સાવ સુકાઈ ગયા છે, અને દૂરના એકાદ ઊંડા કૂવા ઉપર જ ગ્રામજનોના પાણીનો આધાર રહ્યો છે. ઝાડ – જંગલ-નો નાશ પણ બેફામ છે. ખનિજસંપત્તિ પણ – કોલસો અને લોઢું – થોડા પરદેશી ચલણ માટે પરદેશ ચડાવી દેવામાં આવે છે. સરકારનું તેના ઉપર કશું નિયંત્રણ નથી. ઊલટું ખનિજ પદાર્થોના વધુ

[* 'અવેક' જાન્યુ. ૮, ૧૯૫૮ ઉપરથી.]

ખોદાણ તથા નિકાસને પ્રગતિની સિદ્ધિ રૂપે રજૂ કરવામાં આવે છે. એ બધી સંપત્તિ અખૂટ કે નવી ઉત્પન્ન થનારી તો હોતી જ નથી. એટલે અત્યારે એ સંપત્તિ ઉપર હાથ નાખી, પ્રગતિની ગુલબાંગો મારનાર ભારતનો અર્થશાસ્ત્રી ભવિષ્યની પ્રજાનું ખિસ્સું કેવું કાપી રહ્યો છે, અને તેમને માટે કેવી દશા ઊભી કરી રહ્યો છે, તે વિચારવા જેવો પ્રશ્ન છે.

— ગો૦

# ઇબ્ને-સાબાત

બગદાદમાં જે રીતે ‘હજરત શેખ જુનીદ બગદાદી’ની મોટાઈ અને ફકીરી જાણીતી હતી, એ જ રીતે ‘ઇબ્ને-સાબાત’ની ચોરી અને ક્રૂરતા પણ મશહૂર હતી. લોકો એના ખોફનાક હુમલાઓથી તોબા પોકારતા હતા. દસ વર્ષ સુધી ઇબ્ને-સાબાત જેલમાં પુરાયેલો હતો; તોપણ તેની ક્રૂરતા અને લૂંટફાટના પ્રસંગો લોકો ભૂલ્યા નહોતા. જ્યારે જ્યારે કોઈ ભારે ચોરી થયાની વાત તેમને કાને પડતી, ત્યારે ત્યારે તેઓ બોલી ઊઠતા : “આ કોઈ બીજો ‘ઇબ્ને-સાબાત’ પાક્યો લાગે છે!”

ઇબ્ને-સાબાતના ખાનદાન અંગે કોઈને સારી જાણકારી નહોતી. હાં, જ્યારે પહેલી વાર તે ચોરી કરતાં પકડાયો અને કચેરીમાં તેની પૂછતાછ થઈ, ત્યારે જણાયું કે તે બગદાદનો રહેવાસી નહોતો. તેનાં માબાપ તુર્કથી એક કાફલાની સાથે આવી રહ્યાં હતાં, ત્યારે રસ્તામાં તેઓ બીમાર પડ્યાં અને મરી ગયાં. કાફલાવાળાઓએ નાના છોકરાની દયા ખાઈને તેને પોતાની સાથે લઈ લીધો અને બગદાદ પહોંચાડી દીધો.

ગિરફતારી વખતે તેની ઉંમર પંદરેક વરસની હતી. તે વખતે ગુના બદલ તેને જાહેર ચોતરા પર ફટકા મારવામાં આવ્યા અને છોડી દેવામાં આવ્યો.

પહેલી વારની આ સજાએ તેના પર અજબ અસર કરી. તેણે ચોરી કરી હતી; પણ એ દિવસના ભૂખમરાએ તેને ભઠિયારાની દુકાને ઘસડ્યો હતો. પરંતુ હવે ભૂખથી બેવશ થઈને નહીં, પણ ચોરી કરવાના શોખથી ભાન ભૂલીને તે ચોરી કરવા લાગ્યો. હવે તેની નજર ભઠિયારાની રોટી પર નહીં, પણ શરાફોની થેલીઓ પર અને સોદાગરોનાં ગોદામો પર પડતી.

થોડા દિવસો પછી ઇબ્ને-સાબાતની લૂંટફાટ હદ વટાવી ગઈ. એથી હકૂમતે ખૂબ ચાંપતાં પગલાં ભરીને તેને ગિરફતાર કર્યો. આ વખતે તો ગુના બદલ તેના એક હાથનો પોંચો જ કાપી નાખવામાં આવ્યો.

ઇબ્ને-સાબાતે એક હાથ ગુમાવ્યો ખરો; પરંતુ એક હાથના બદલામાં તેને ઘણા હાથની મદદ મળી ગઈ. તેણે ઇરાકના બધા નામીચા ચોર-ડાકુઓને ભેગા કરીને ટોળી બનાવી અને મોટા પાયા પર લૂંટફાટ કરવા માંડી.

એક વાર તેઓ લૂંટ કરતા હતા, તે વખતે સિપાઈઓ આવીને તેમને ઘેરી વળ્યા. બીજા ડાકુઓ એક યા બીજી રીતે છટકી ગયા; માત્ર ઇબ્ને-સાબાત જ પકડાઈ ગયો.

હકૂમત એની ટોળીના ત્રાસથી હેરાનપરેશાન થઈ ગઈ હતી. એટલે ઇબ્ને-સાબાતને આ વખતે મોતની સજા ફરમાવવા હકૂમતે નક્કી કર્યું. પણ ઇબ્ને-સાબાતે કહ્યું : “જો મને મોતની સજા ન કરો, તો હું મારા બીજા સાથીઓને પકડાવી આપું.”

હકૂમતને પણ એ જ જોઈતું હતું. પરિણામ એ આવ્યું કે ટોળીના મોટા ભાગના સાથીઓ મોતના મોંમાં હોમાઈ ગયા અને બાકીનાઓને જન્મટીપની સજા મળી.

* * *

એક રાતે એક માણસ ધીમે ધીમે શેરીઓમાંથી પસાર થતો હતો. તેણે એક ઠેકાણે ઊભા રહીને ઊંડો શ્વાસ લીધો. ઘણા દિવસે તેને આઝાદી મળી હતી. તે બબડ્યો : “ત્રણ પહોર રાત વીતી ગઈ છે, પણ હજી ક્યાંય હાથ અજમાવવા ન પામ્યો!”

આ માણસ બીજો કોઈ નહીં, પણ ઇબ્ને-સાબાત હતો. તે દશ વર્ષ પછી જેલમાંથી નાસી છૂટ્યો હતો અને આજે ચોરીની તલાશમાં હતો.

છેવટે તે એક આલીશાન મકાન પાસે આવી પહોંચ્યો. દરવાજાને જરા ધક્કો મારતાં તે ઊઘડી ગયો. ઇબ્ને-સાબાત ધીમે પગલે અંદર દાખલ થયો. મોટા મકાનમાં કોઈ ન હોય એમ લાગ્યું. તે આજુબાજુના ઓરડા શોધી વળ્યો. પણ તેના હાથમાં ખાસ માલમતા આવી નહીં. પછી તે મુખ્ય ઓરડા તરફ વળ્યો. ત્યાંનું બારણું પણ ખુલ્લું જ હતું. ત્યાં જમીન પર એક સાદડી બિછાવેલી હતી અને ચામડાનો તકિયો પડ્યો હતો. આજુબાજુ ઉત્તમ ઊનના તાકા પડ્યા હતા અને કેટલીક સિવેલી ટોપીઓ આમતેમ પડી હતી.

આ મકાનમાં તેને કશું હાથ ન લાગવાથી તે ખૂબ ગુસ્સે થયો. છેવટે તેણે ઊનના તાકા લઈ જવાનો વિચાર કર્યો. પણ તે એકલો કેટલું લઈ જઈ શકે? વળી તેનો એક હાથ તો પાંગળો હતો. આખરે તેણે જેમ તેમ કરીને કાપડના એક મોટા કટકામાં તાકા મૂકીને ગાંસડી બાંધવા માંડી. પણ એક હાથે ગાંઠ શી રીતે મારે? તેણે દાંતનો ઉપયોગ કરવા માંડ્યો. પણ તે ફાવ્યો નહીં.

એવામાં તે એકદમ ચોંકી ગયો. તેણે કોઈના આવવાનાં પગલાં સાંભળ્યાં અને જુએ છે તો એક માણસ દીવો લઈને દરવાજા આગળ ઊભો છે!

થોડી વાર ઇબ્ને-સાબાત તેના મોં સામું જોઈ જ રહ્યો. પેલા માણસે મીઠું હસીને કહ્યું: "મારા દોસ્ત, ખુદા તને સલામત રાખે! જે કામ તું કરવા માગે છે એ રોશની વિના અને એકલે હાથે પૂરું થાય એમ નથી. માટે આ દીવો છે અને હું પણ છું. રોશનીમાં આપણે બંને આસાનીથી કામ કરી શકીશું."

તે થોડો વખત થોભીને પાછો બોલ્યો: "તું બહુ થાકી ગયેલો દેખાય છે. તું પસીનાથી રેબઝેબ થઈ ગયો છે. બંધ ઓરડો અને ગરમીના દિવસો. અફસોસ, ઇનસાનને પોતાની જિંદગી ટકાવવા માટે કેટકેટલી મુસીબતો વેઠવી પડે છે! તું આ ચટાઈ પર થોડી વાર આરામથી પડ્યો રહે. હું આ બધું કામ એકલે હાથે પતાવી દઉં છું." એટલું કહીને તેણે ઇબ્ને-સાબાતને બેસવાનો ઇશારો કર્યો અને પોતાના રૂમાલ વડે એનો ચહેરો લૂછી નાખ્યો. પછી ખભા પર હાથ મૂકીને તેણે એને ચટાઈ પર બેસાડી દીધો.

આ બધું એટલું બધું ઝડપથી બની ગયું કે, ઇબ્ને-સાબાતને વિચારવાનો વખત જ ન મળ્યો. બેહોશ માણસની માફક તે પેલા અજાણ્યા આદમીના ઇશારા પર વર્તવા લાગ્યો હતો. તેણે જોયું કે, એ અજાણ્યા માણસે કામ શરૂ કરી દીધું હતું. તેણે ઇબ્ને-સાબાતે બાંધવા માંડેલી ગાંસડીને છોડી નાખી અને એક મોટી ગાંસડી અને બીજી એક નાની ગાંસડી બાંધી દીધી. પછી તે ઇબ્ને-સાબાતની પાસે આવીને બોલ્યો: "મારા દોસ્ત, તારા કરમાઈ ગયેલા ચહેરા પરથી એમ લાગે છે કે, તું ભૂખ્યો પણ છે. આપણે અહીંથી નીકળીએ એ પહેલાં તને થોડું દૂધ પીવાનું મળી જાય તો સારું." અને ઇબ્ને-સાબાત કંઈ જવાબ આપે એ પહેલાં તે બહાર જતો રહ્યો.

હવે ઇબ્ને-સાબાત એકલો પડ્યો હતો. તે કંઈક ભાનમાં આવતો જતો હતો. તે વિચારવા લાગ્યો: "જરૂર, આ પણ મારા જેવો જ કોઈ ઉઠાવગીર લાગે છે અને અહીં ચોરી કરવા આવ્યો હશે. પરંતુ મને અહીં પહેલાં આવેલો જોઈને તેણે મનમાં તરકીબ કરી હશે કે, મને સાથ આપીને તે પણ મારી સાથે આ ચોરીમાં સામેલ થઈ જાય."

તે હજી વિચાર જ કરતો હતો, એવામાં પેલો અજાણ્યો માણસ લાકડાના પ્યાલામાં દૂધ લઈ આવીને બોલ્યો: "આ દૂધ તું પી લે. એથી તને ભૂખ અને પ્યાસ છિપાવવામાં મદદ મળશે."

ઇબ્ને-સાબાતે એક ઝપાટે દૂધ પી લીધું અને પછી જરા મોટે અવાજે પેલાને કહ્યું: "હું તારા કરતાં પહેલો અહીં આવ્યો હતો; એટલે આ ચોરીના માલમાં કાયદા મુજબ તારો કશો ભાગ ન ગણાય. પણ તારી ચાલાકી અને હોશિયારીથી હું ખુશ થયો છું, તેથી તને એમાંથી થોડો હિસ્સો આપીશ ખરો. જો તને આ પસંદ હોય તો પછી તારી

સાથે હું હંમેશની ભાગીદારી કરવા તૈયાર છું. પણ તને કહી દઉં છું કે, આજના માલમાં તને સરખે-સરખો હિસ્સો નહીં મળે; કારણ કે આજનું કામ…"

પરંતુ એને બોલતો અધવચ અટકાવીને પેલો માણસ બોલ્યો: "મારા દોસ્ત, તું શા માટે ચિંતા કરે છે? આવ, પહેલાં કામ પતાવી દઈએ. મેં બે ગાંસડી તૈયાર કરી છે. હું મોટી ઉપાડીશ, તું નાની ઉપાડજે. હવે મારા હિસ્સાની વાત બાકી રહી. પણ તે વાત પછી થશે. તેં કહ્યું કે તું મારી સાથે હંમેશ માટેની ભાગીદારી કરવા માગે છે. મને પણ એ વાત પસંદ છે. હું પણ એ જ ઇચ્છું છું કે, તું મારી સાથે હંમેશની ભાગીદારી કરે."

ઇબ્ને-સાબાતે મગરૂરીમાં કહ્યું: "તને ખબર નથી કે, હું કોણ છું! મારા જેવો સારો સરદાર આ મુલકમાં તને ક્યાંય મળે એમ નથી."

પછી બંને જણ ગાંસડી ઉપાડીને ચાલવા લાગ્યા. ઇબ્ને-સાબાતની ગાંસડી વજનમાં ખૂબ હલકી હતી. પેલા અજાણ્યાની કમર પહેલાંથી જ વાંકી હતી અને એણે ઉપાડેલા ભારે બોજાથી તે વધારે વાંકી વળી ગઈ. અંધારામાં ચાલવાનું પણ મુશ્કેલ હતું. તેથી તે અજાણ્યો માણસ ઘણી વાર ઠેસ ખાઈને પડી જતો હતો અને શ્વાસ ચડી જવાને કારણે વચ્ચે વચ્ચે થોભી જતો હતો. ઇબ્ને-સાબાત આથી ગુસ્સે થઈ જતો; અને શરૂમાં ઠપકો, પછી ગાળ તથા છેવટે ગડદાપાટુ પણ કરવા મંડી પડ્યો! પેલો બાપડો બધું શાંતિથી સહન કર્યે જતો હતો.

છેવટે શહેરના એક વેરાન લત્તામાં તેઓ આવી પહોંચ્યા. ત્યાં એક ભાંગીતૂટી ઇમારતનાં ખંડેર હતાં. ખંડેર પાસે ઇબ્ને-સાબાત થોભ્યો અને તેણે પેલા માણસને ગાંસડી નીચે ઉતારવા કહ્યું. પછી તે કૂદીને અંદર ગયો અને બંને ગાંસડી તેણે અંદર લઈ દીધી. ત્યાર બાદ ઇબ્ને-સાબાત એક પથરા પર બેઠો, અને પેલો અજાણ્યો માણસ સાસ ખાતો બહાર જ ઊભો રહ્યો.

પછી એકાએક તે ઇબ્ને-સાબાતની સામે આવીને ખડો થયો અને બોલ્યો: "મારા દોસ્ત, મેં મારું કામ પૂરું કર્યું. હવે હું વિદાય લઉં છું. આ કામ કરતાં મારામાં રહેલી અમુક કમજોરી અને સુસ્તી તને માલૂમ પડી હશે, જેને લઈને તને હેરાનગતિ પણ પહોંચી હશે. એ માટે મને ઘણી જ શરમ આવે છે અને હું તારી એ બદલ માફી માગું છું. આ દુનિયામાં આપણી બીજી કોઈ વાત ખુદાની સાથે મળતી નથી આવતી; એક જ વાત મળતી આવે છે અને તે એ કે આપણે એકબીજાને માફ કરીએ. પરંતુ વિદાય થતાં પહેલાં હું તને જણાવું છું કે, તેં મને જેવો માન્યો છે એવો હું નથી. હું તે જ મકાનમાં રહું છું, જ્યાં આજે આપણી પહેલી મુલાકાત થઈ હતી. મેં જોયું કે તું અંધારામાં બેઠાં બેઠાં તકલીફ ઉઠાવી રહ્યો છે. તું મારા ઘરમાં મહેમાન હતો. અફસોસ છે કે, હું તારી જોઈએ તેટલી સેવાચાકરી ન કરી શક્યો. તેં મારું મકાન હવે જોયું છે. જ્યારે કોઈ વાર તને મારી જરૂર જણાય, ત્યારે વિના સંકોચે ત્યાં આવજે. ખુદાની સલામતી અને બરકત હંમેશાં તારી સાથે રહો." એટલું કહીને તેણે ઇબ્ને-સાબાતનો હાથ પોતાના હાથમાં લીધો અને પછી તે તરત જ બહાર ચાલ્યો ગયો.

તે અજાણ્યો માણસ ચાલ્યો ગયો, પણ ઇબ્ને-સાબાતને બીજી જ દુનિયામાં છોડી ગયો.

બપોર થઈ. સખત તાપ પડતો હતો. પણ ઇબ્ને-સાબાત તે જગ્યાએ જ બેઠો હતો, જ્યાં તે રાતે બેઠો હતો. રાતવાળી બંને ગાંસડી ત્યાં એમ ને એમ પડી હતી. અને તેની નજર એમાં એવી તો ચોંટી ગઈ હતી કે જાણે એમાં પેલા અજાણ્યા માણસને તે શોધતી ન હોય!

બાર કલાક પસાર થઈ ગયા. પરંતુ શરીર અને જિંદગીની કોઈ જરૂરતે એને ન સતાવ્યો. એ ભૂખ કે જેને માટે એણે એક હાથ ગુમાવ્યો હતો તે પણ આજે પાસે ઢૂંકતી ન હતી; એ બીક

જેને કારણે સૂરજની રોશની તેને સારુ દુનિયાની સૌથી બૂરામાં બૂરી ચીજ બની ગઈ હતી, તે પણ કંઈ કરી શકતી ન હતી. તેના દિમાગમાં એક જ ચીજ ઘર કરી ગઈ હતી અને તે હતી રાતવાળા પેલા અજબ માણસનો ચહેરો. તે ચહેરો તો ક્યારનો ઇબ્ને-સાબાતની નજરથી દૂર થઈ ગયો હતો, પરંતુ તે એક એવી દુનિયાની ઝલક એને બતાવી ગયો, જે એની નજરથી ક્યાંય દૂર છુપાયેલી હતી. એની નજર પર પડેલો કોઈ પડદો હટી ગયો હતો !

આસમાનના સૂરજની પેઠે મહોબતનો પણ એક સૂરજ છે. જ્યારે તે પ્રકાશે છે ત્યારે હૃદય અને મનનો બધો અંધકાર દૂર થઈ જાય છે. એ સૂરજનું પહેલું કિરણ ઇબ્ને-સાબાતના દિલ પર પડ્યું અને તે અંધારામાંથી નીકળીને રોશનીમાં આવી ગયો. તે જેમ જેમ વિચાર કરવા લાગ્યો, તેમ તેમ હૃદયમાં પડેલો જખમ વધારે ને વધારે ઊંડો થવા લાગ્યો. વીતી ગયેલી દરેક વાતની યાદની સાથોસાથ તેને એક તાજા જખમની પીડા માલૂમ પડતી હતી.

સૂરજ ડૂબી રહ્યો હતો. બગદાદના મિનારાઓ ઉપર નિમાજના ડંકાના અવાજો બુલંદ થતા જતા હતા. ઇબ્ને-સાબાત પોતાની જગ્યા પરથી ઊઠ્યો. તેણે બદન પર ચાદર નાખી, અને જરાય ખમચાયા વિના તે બહાર નીકળી ગયો. હવે તેના દિલમાં ડર ન હતો; ડરની જગ્યા કોઈ બીજી ચીજે લઈ લીધી હતી.

રાતે એ જ્યાં ગયો હતો એ લત્તામાં તે આવી પહોંચ્યો. પેલા મકાનની પાસે એક કઠિયારાની ઝૂંપડી હતી. તે એની પાસે ગયો અને પૂછવા લાગ્યો : "ભાઈ, આ જે સામે આલીશાન મકાન દેખાય છે, એમાં કોણ સોદાગર રહે છે ?"

"સોદાગર !" કઠિયારાએ નવાઈ પામીને કહ્યું : "લાગે છે કે તમે અહીંના રહેવાસી નથી. એ મકાનમાં તો હજરત શેખ જુનીદ બગદાદી રહે છે."

ઇબ્ને-સાબાત એ પવિત્ર નામની ખ્યાતિથી જાણીતો હતો. પરંતુ તેણે એમનાં દર્શન પહેલાં કર્યાં ન હતાં. મકાનનો દરવાજો રાતની પેઠે ઉઘાડો જ હતો. તે અંદર ગયો. સામે રાતવાળો મોટો ઓરડો હતો. આમતેમ જોઈને તે અંદર દાખલ થયો. પેલી રાતવાળી ચટાઈ જમીન પર બિછાવેલી હતી અને રાતવાળો પેલો તકિયો પણ એક બાજુએ હતો અને તકિયાનો ટેકો લઈને પેલો અજબ અજાણ્યો માણસ બેઠો હતો. ત્રીસ-ચાલીસ માણસો એની સામે બેઠા હતા. ઇબ્ને-સાબાતે તરત જ શેખ જુનીદ સાહેબને ઓળખી કાઢ્યા.

એવામાં રાતની નમાજના ડંકા વાગ્યા. એટલે પેલા લોકો ઊભા થઈ ગયા. જ્યારે તેઓ ચાલ્યા ગયા અને શેખ પણ ઊભા થઈ દરવાજાની બહાર નીકળવા લાગ્યા કે તરત જ ઇબ્ને-સાબાત તેમનાં ચરણમાં ઢળી પડ્યો. જે આંખો કદી ભીની થઈ ન હતી તે આજે આંસુથી છલોછલ ઊભરાઈ ગઈ. આંખમાંથી શ્રાવણ-ભાદરવો વરસવા લાગે છે, ત્યારે દિલની એવી કઈ ગંદકી છે જે ધોવાયા વિના રહી જાય ?

ઇબ્ને-સાબાત ઊભો થયો; પરંતુ તેની જબાન ખૂલી શકી નહીં. અને હવે એની જરૂર પણ ન હતી. જ્યારે આંખોની જબાન ખૂલી જાય છે, ત્યારે મોંની જબાનની જરૂરત જ રહેતી નથી.

આ વાતને ઘણો વખત ગુજરી ગયો. 'શેખ અહમદ બિન સાબાત'નું નામ શેખ જુનીદ બગદાદીના ખાસ શાગિર્દોમાં જાણીતું થઈ ગયું હતું. શેખ વારે વારે કહેતા : "ઇબ્ને-સાબાતે જે રસ્તો થોડી ક્ષણોમાં જ મેળવી લીધો, તે બીજા લોકો ઘણાં વરસોમાં પણ પામી શકતા નથી !"*

સુ૦ કે૦

* સ્વર્ગસ્થ મૌલાના અબુલ કલામ આઝાદે લખેલી એક કથામાંથી ટૂંકાવીને.

# ગાંધીજીના છેલ્લા શબ્દ

૨૪

પ્યારેલાલજીકૃત 'મહાત્મા ગાંધી — ધ લાસ્ટ ફેઇઝ' [ચરમ દર્શન] — આ ગ્રંથનું અવલોકન કરતાં કરતાં ૧૯૪૬ના ફેબ્રુઆરીથી ૧૯૪૮ના ફેબ્રુઆરી પર્યન્ત 'હરિજન'માં આવેલાં ગાંધીજીનાં લખાણ તથા ભાષણમાંથી સારોદ્ધાર કરવાનો વિચાર આવ્યો; તે કામ હવે આપેલાં ગાંધીજીનાં વચનના છેલ્લા કાંધા સાથે પૂરું થાય છે :

'કાળ-દુકાળે કામ આવે એટલા સારુ ગામડાંમાં દાણાનો સંગ્રહ કરવો જોઈએ. એમાં એક શરત છે, તે એ કે ખેડૂત કે વેપારી કોઈ લોભિયાવેડા અથવા અનીતિ ન કરે.'

'આજ અહીં [દિલ્હીમાં] પડ્યો છું, જેથી કરીને મુસલમાનોને જે કાંઈ મદદ થઈ શકે એમ હોય તે કરું.'

'એવા સ્વર્ગમાં કોઈ ગરીબ કે ભિખારી નહિ હોય. કોઈ ઊંચો નહિ હોય ને નીચો નહિ હોય. કોઈ કોટિપતિ શેઠ નહિ હોય ને અર્ધો ભૂખ્યો નોકર નહિ હોય. દારૂ કે બીજા માદક પદાર્થ ત્યાં નહિ હોય. સૌ સ્વેચ્છાએ તથા અભિમાનપૂર્વક પોતાનો રોટલો કમાવા મહેનતમજૂરી કરતા હશે. ત્યાં જેટલું પુરુષોને મળે એટલું જ માન સ્ત્રીઓને મળતું હશે, અને સ્ત્રીઓ તથા પુરુષોના સતીત્વ તથા સત્ત્વની રક્ષા કરાશે. ત્યાં પરસ્ત્રીને એની ઉમ્મર પ્રમાણે પુરુષો મા, બહેન કે દીકરી સમાન ગણશે. ત્યાં અસ્પૃશ્યતા નહિ હોય તથા સર્વ ધર્મ પ્રત્યે સરખો આદર રખાશે.'

'હું પથ્થરની પૂજા નથી કરતો, પણ હું સનાતની હિંદુ છું, અને પથ્થરની પૂજા કરનારને હલકો નથી ગણતો; કેમ કે ઈશ્વર પથ્થરમાંયે છે જ, અને પથ્થરની પૂજા કરનારો તેમાં પથ્થરને નહિ પણ ઈશ્વરને જુએ છે. પથ્થરમાં ઈશ્વર નથી તો કુરાને શરીફ ખુદાઈ કિતાબ છે એમ કેમ મનાય? એમ માનવામાં બુતપરસ્તી નથી?'

'મારી સામે ગોળો ફૂટે છતાં હું ડરું નહિ તો આપ જોશો ને કહેશો કે એ ગોળાથી મર્યા, પણ ઘાતક ઉપર ક્રોધ ન કર્યો અને હસતા જ રહ્યા. આજ તો હું એવી પ્રશંસાને લાયક નથી. જે અવળે માર્ગે ચડી ગયેલા ભાઈએ ગોળો ફોડ્યો, એના ઉપર કોઈ તિરસ્કારની નજરે ન જુએ.'

(સમાપ્ત)

**દેસાઈ વાલજી ગોવિન્દજી**

# નવું વાચન

**સેતાનનો સંતાપઃ** (મૅરી કોરેલી) અનુ૦ જિતુભાઈ પ્ર. મહેતા; પ્રકા૦ વોરા ઍન્ડ કંપની પબ્લી૦ પ્રા. લિ. મુંબઈ; પૃ૦ ૩૪૦; કિં. ૫.૫૦.

અંગ્રેજ નવલકથાકાર મૅરી કોરેલીની પ્રસિદ્ધ કથા 'સૉરોઝ ઑફ સેટન' નો આ અનુવાદ છે. સેતાન પોતે એક વખત દેવની જેમ સ્વર્ગમાં વસતો દેવ હતો. પરંતુ ઈશ્વરે પૃથ્વી ઉપર માનવીને દેવકોટીનો ઘડવા ઇચ્છા બતાવી, ત્યારે સેતાને તે સામે વાંધો લીધો અને માનવીને દેવનો મુગટ પહેરવા અયોગ્ય બનાવવાની હોડ બકી. પરિણામે તેને ધરતી ઉપર માનવોની વચ્ચે જ આવવું પડ્યું. ઈશ્વરે એવી મુદત બાંધી આપી કે, માણસ જ્યારે તારો ત્યાગ કરશે, ત્યારે જ તું પાછો સ્વર્ગમાં આવી શકીશ.

ત્યારથી સેતાનનો સંતાપ શરૂ થયો છે. માણસ સેતાનની દોરવણીથી અને પ્રેરણાથી બગડે છે; અને સેતાનને જ વધુ વળગે છે. પરંતુ માણસ જ્યાં સુધી સેતાનને છોડે નહિ ત્યાં સુધી સેતાન પાછો સ્વર્ગમાં ન જઈ શકે!

આ વાર્તામાં સારા થવા કે રહેવા ઇચ્છતા માણસને સેતાન કેવી રીતે લલચાવીને પામર – પાપી – બનાવી દે છે તેનો પ્રસંગ લીધો છે. સેતાન સૌને એ રીતે ફસાવી શકે છે; એક બાઈ જ તેને વશ થતી નથી. અને એમાં સેતાનને પોતાના પરાજય સાથે પોતાની મુક્તિની આશાનું બિંદુ પણ દેખાય છે. પણ આખા માનવસમુદ્રમાં એ એક બિંદુ તેની આશા અને સંતાપ બંનેનું કારણ થઈ પડે છે. સત્ નો એ અંશ છેવટે કેટલા વ્યાપક રૂપે થઈ નીવડે છે, તેના ઉપર માનવી તેમ જ સેતાન બંનેના ઉદ્ધારનો આધાર છે!

વાર્તાનો વિષય આ પ્રમાણે જરા ગંભીર છે. પરં લેખિકાની સિદ્ધહસ્તતા તેને રસપૂર્ણ બનાવ્યા વિના રહેતી

નથી. પરંતુ એનું ગુજરાતી ભાષાંતર ઠીક થયું નથી. લેખક મૂળની 'તાકાત' જાળવવા ગયા છે; પરંતુ ગંગાની એ ધારાને ઝીલવાની એમની સિનેમા–શૈલીની બજારુ ભાષામાં તાકાત છે જ નહિ. તેમણે મુક્ત ભાષાંતર કર્યું છે એ વસ્તુ તેમણે એવી રીતે જણાવી છે કે. 'મૂળ લેખિકાનાં પાત્રોને મેં એ નામોમાં જ જાળવ્યાં છે,' અર્થાત્ વિચારો, દલીલો વગેરે ઘણું અનુવાદકનું છે.

તેમણે ગુજરાતી ભાષાને વફાદાર રહી મૂળની શૈલી તથા વિચારોને પણ વફાદાર રહેવા પ્રયત્ન કર્યો હોત, તો વાર્તા આવી 'સંકર' થઈને ન રહી હોત. તેમની ભાષા ગુજરાતી નથી રહેતી તે જોવાની પણ તેમણે દરકાર નથી રાખી. નીચેનું વાક્ય જુઓ: 'મારી આંખ શાહજાદા ઉપર પડી કે મારી તબિયત મચલ ગઈ.' સિનેમાના બજારુ ગાયનમાં આશકોની તબિયતો 'મચલ મચલ જાય' છે કે 'બિચકી બિચકી જાય' છે; પણ તેને અહીં ખેંચી લવાય?

ભાષાની ભૂલો અને જોડણીની ભૂલો તો છે જ. પા. ૨૦૬ ઉપર તો 'સંતોષ ખૂબ ખટક્યો' ને બદલે 'અસંતોષ ખૂબ ખટક્યો' એમ જ લખી દીધું છે. 'નિંદ્રામાંથી' ને બદલે 'નિદ્રામાંથી,' 'કલમ લઈને લખવા બેસું' ને બદલે 'કલમ લખવા બેસું,' 'કથાની નાયિકા,' ને બદલે 'કાયાની નાયિકા' 'મારા સ્વભાવનો' ને બદલે 'સારા સ્વભાવનો'— આવી ભૂલો વાચકને શો રસ આપે?

સામાન્ય તત્સમ શબ્દોની જોડણી પણ તે નથી જાળવતા. (રુપ, ચૂંબન ઇ.). અને અનુસ્વાર વેરતી વેળા નરજાતિ નારીજાતિ કે એકવચન તથા બહુવચનનો પણ ખ્યાલ તેમને રહેતો નથી.

પ્રકાશકે ૩૫૦ થી ઓછાં પાનના ખાસા સાડા પાંચ રૂપિયા કિંમત રાખી છે; પરંતુ વાચકને કંઈક શુદ્ધ છપાઈ-વાળી ચોપડી મળે, તે બાબત બેદરકાર રહ્યા છે.

**'વાચક'**

**જીવતાં ખંડેર:** (દાંડેકર) અનુ૦ ગોપાળરાવ ગ૦ વિદ્વાંસ; પ્રકા૦ આર. આર. શેઠની કંપની, મુંબઈ; પૃ૦ ૩૯૦; કિં૦ ૫.૫૦.

આઠ વરસે પરણીને પડઘવલી આવેલી વહુ, પોતાના સસરાના કુળની કથાથી વાત શરૂ કરે છે; અને છેવટે આધેડ વયે આખા ગામને ખંડેર બનેલું જોઈ વાત પૂરી કરે છે. ગામડાગામની આ વાત છે, એવું અહીં કહી શકાય તેમ નથી. શું ગામડું, શું શહેર, ખાસી એક આખા યુગપલટાની આ તાદશ કહાણી છે. બાઈને મોંએ મૂકી છે એટલે ગોળના ગાંગડા જેવી મીઠી થઈ છે; પરંતુ છે બહુ કઠોર, કરુણ, કારમી. દેશ આખો જ્યાં ત્યાં માણસે અને પદાર્થે સુવર્ણયુગમાંથી સરતો કલિયુગમાં આવ્યો, એ યુગ-પલટાની કહાણી છે.

તાજેતરમાં બે કે ચાર નવલકથાકારો આ યુગપલટાને વાચા આપનારા — દેહ આપનારા પ્રગટ્યા છે. શ્રી. દાંડેકર-નો 'વહી જતો વારસો' તો જવા દઈએ; શ્રી. પેડસેનો 'ગારંબીનો બાપુ', શ્રી. ફણીન્દ્રનાથ રેણુની 'પરતી: પરિકથા', શ્રી. વિભૂતિભૂષણ વંદોપાધ્યાયની 'આરણ્યક', શ્રી. ગોપીનાથ મહાન્તીની 'અમૃતસંતાન', એ બધી જબરદસ્ત વાર્તાઓ છે. પુરાણો યુગ — ભુલાવા લાગેલો યુગ — જાણે નવા યુગના અંતરમાં એકાએક ધબકી ઊઠ્યો છે.

શ્રી. વિદ્વાંસે કેટલીક સારી મરાઠી ચોપડીઓને સારી રીતે ગુજરાતીમાં પ્રકાશિત કરી છે. 'પ્રકાશિત કરી છે' એમ કહેવાનું કારણ એ કે, ચોપડીઓ લખીને સીધી ગુજ-રાતી પ્રકાશકને કે મુદ્રકને હાથે જબ્બે થવા સોંપી દીધી નથી. છપાઈ, જોડણી વગેરે બધી બાબતોમાં પોતાના સર્જન અંગે જાણે છેવટ સુધી જવાબદારીના ભાનપૂર્વક તેમણે કાળજી રાખી છે.

અનુવાદકે મૂળની તળપદી બોલીની મહેક જાળવી રાખી છે, તે ઠીક કર્યું છે. જોકે અનુવાદકની ગુજરાતી ભાષાનો ઝોક તળપદી કાઠિયાવાડીનો છે. ક્ષણભંગુર વસ્તુ માટે સંસ્કૃત ભાષાના કાળથી કમળપત્ર ઉપરના જળબિંદુની ઉપમા અપાય છે. આ ચોપડીમાં યથાર્થપણે 'અળવીના પાન ઉપરનું જલબિંદુ' આવે છે. નાનામાં નાની વાત દૂર રહ્યાં રહ્યાં જાણનારને માટે આ રહી ગામડી ઉક્તિ: 'અંદરે કોઈ જરા વા છોડે, તોય તને ખબર પડી જાય!'

**'વાચક'**

**સુષુમણા** લે૦ 'ઉમાકાન્ત'; પ્રકા૦ ભારતી સાહિત્ય-સંઘ (પ્રા.) લિ૦, અમદાવાદ; પૃ૦ ૪૦૨; કિં૦ ૬.૭૫.

સુષુમણા એ નિરંજન નામના ગુજરાતી બ્રાહ્મણની જાપાની ગેઈશા સ્ત્રીથી થયેલી પુત્રી છે; જાપાનમાં રહે છે અને ગુજરાતી બોલી–લખી શકે છે. રાજેન્દ્રબાબુ નામનો બીજો ગુજરાતી બ્રાહ્મણ વેપારી વેપાર અર્થે જાપાનમાં જાય છે. ત્યાં ઓસાકા શહેરમાં શૃંગારિક મોજવિલાસના એક 'મેટ્રો કેબરેટ'માં સુષુમણાને — કેબરેટની બે હજાર અને પાંચસો જુવાન લલનાઓમાંની એકને — મળે છે. બે જણ વચ્ચે પ્રેમ થાય છે; બંને પરણે છે; રાજેન્દ્ર ભારતથી મા-બાપની સંમતિ મંગાવે છે; દેશમાંથી સંમતિ આવતાં રાજેન્દ્ર સુષુમણા અને તેની મા સાથે ભારત પાછો જાય છે; ત્યાં વૈદિક વિધિથી ફરી પરણે છે અને......

આપણે માનીએ કે સુંદરમાં સુંદર જુવાન સ્ત્રી પૈસાદાર જુવાન વેપારીને મળી ગઈ, પછી 'ખાધું પીધું ને......' એવું જ કંઈક કહેવાનું બાકી રહેશે! પરંતુ ના......!

અહીં તો વચમાં વગર લેવેદેવે હિમાલયના ગુરુમહારાજ આવી પડે છે. રાજેન્દ્રની બહેન ઇગળા, અને ભારત પાછા ફરતાં હોંગકોંગમાં રાજેન્દ્રની એક રાતની સહવાસિની બનેલી બર્મી પિંગળા, તથા સુષુમણા તો હતી જ: એટલે ગુરુમહારાજ એ ત્રણ 'ધારા'ઓને હિમાલયમાં રાખી લે છે અને રાજેન્દ્રને તથા પિંગળાના પિતાને પાછા મોકલી દે છે. એમ કહીને કે, 'એ ત્રણે ધારાઓ આજે એક થઈ જશે, તમે બંને જઈ શકો છો જગતને એનો સંદેશ આપજો'.

અને એ ત્રણે જણીઓ આ લોકો ઉપર 'એક નિષ્કામ નજર નાખી' દૂર સફેદ ધૂમસમાં 'અદૃષ્ય' થઈ જાય છે!

આને વાર્તા કહેવાને બદલે લેખક ઉમેદભાઈ, જેમણે 'વિશ્વનું પરિભ્રમણ કર્યું છે', તેમની જાપાન-હોંગકોંગ-બર્માની હવાઈજહાજની મુસાફરીની, તથા જાપાનની કેબરેટ, ગેઈશા, હોટલ વગેરેની મુલાકાતની તથા જાપાનમાં બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન થયેલા બૉંબમારાની ડાયરી જ કહેવી જોઈએ. કારણ કે, વાર્તામાં એ સ્થળો કે પ્રસંગો આવે છે, ત્યારે લેખક પાનાં ચીતર્યા કરે છે — વાર્તામાં ભલે પછી એ વર્ણનનું કે તેના કદનું ઔચિત્ય હરગિજ ન હોય.

અને પછી વચમાં લગભગ પચાસ પાન ભરીને 'ધર્મ' આવે છે! એવો ધર્મ કે જેને હજુ સુધી ભારતમાં પણ કોઈ વિરલા જ સમજ્યા છે! અને તે ધર્મનું વર્ણન પાછું લેખક તેમની ભાષામાં આ રીતે આપે છે — 'એ વાત માની લેવામાં આવે કે, દેહવિજ્ઞાન આત્માઓનું અસ્તિત્વ Three Dimention (ત્રિવિધ પરિમાણોમાં) નથી રહી શકતું, તો એ નક્કી થઈ જાય છે કે, આત્મામાં સૂક્ષ્મ ક્રિયાશીલ શક્તિઓ છે જે આપમેળે કારવાઈ કરી શકે છે, અને તે માત્ર આકાશમંડળમાં જ શક્ય બની શકે છે. આમ તો એવા કેટલાયે દાખલાઓ પરથી સાબિત કરી શકાય તેમ છે, કે દેહરહિત આત્માઓ પર ગરમી કે શરદીની અસર થતી નથી. એટલે એ સાબિત થઈ શકે છે, કે લીંગ દેહમાં વસતા દેહવિહીન આત્માઓનો દેહ પણ આકાશીય તત્ત્વોનો જ બનેલો હશે. આકાશમંડળમાંથી ગરમીનાં કિરણો પસાર થતાં હોવાથી તેના તાપમાં કંઈ ફેરફાર નથી થતો એ બતાવી આપે છે કે આકાશીય તત્ત્વો પર શરદી — ગરમીની અસર થતી નથી.'

અને આ બધું 'તથ્ય' 'વૈજ્ઞાનિક રીતે વિચાર કરીને' લેખકે 'વિજ્ઞાન દ્વારા સાબિત' કરી આપ્યું, એમ આપણે માની લેવાનું!

અને આવી ગૂઢ (?) ધર્મચર્ચામાં ઉમેરી લો આવી આવી છાપભૂલો અને ભાષાદોષો: 'ગુલાબી' ને બદલે 'ગુલાની', 'પશ્ચિમ દેશવાસી' ને બદલે 'પાશ્ચાતીવાસી', 'વર્તન'ને બદલે 'વર્ણન', 'તેમણે' ને બદલે 'તેમને' ઇ૦.

હા, પોણાસાત રૂપિયામાં તમે ઘરબેઠે જાપાનની હજારો સુંદરીઓના શરીરનું અને તેમના સ્પર્શનું તાદૃશ રસભર્યું વર્ણન પામી શકો ખરા!

'વાચક'

**કૃષ્ણાજી નાયક:** લે૦ ગુણવંતરાય આચાર્ય; પ્રકા૦ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; પૃ૦ ૬૫૧; કિં. ૫.૦૦.

લેખકે આદરેલી વિજયનગર ગ્રંથાવલિની 'રાય હરિહર' પછી આગળ વધતી આ નવલકથામાં વિજયનગરના ઇતિહાસનાં 'કેવળ પચાસ-સાઠ ચોપડાં વાંચીને,' (લેખક જણાવે છે કે આ ઇતિહાસ માટે નાના મોટા બત્રીસ હજાર ગ્રંથો લખાયા છે!) તેનું 'મંથન કરીને' તેના વિ. સં. ૧૩૮૯ની આસપાસના કાળના ઇતિહાસને 'જેવો છે તેવો જ રજૂ કરવા' ના કામને આગળ ખેંચવામાં આવ્યું છે. ભારતની તવારીખના સુવર્ણયુગોમાં લેખક જેને 'સૌથી વધારે અણમોલ સુવર્ણયુગ' માને છે, તે યુગની આ વાર્તામાં કથીરયુગ પણ ભાગ્યે જ નિરૂપાયેલો નજરે પડે એવું વેરાન છે.

કથાનો પ્રાસ્તાવિક ભાગ ૫૦ પાનાં રોકે છે જેમાં ઇતિહાસ ભૂગોળ-વિવેકની આડી અવળી વાતો કરીને છેલ્લે તો પાછા લેખક સાફ સુણાવી દે છે કે '...મને ઇતિહાસ સાથે કોઈ લેવા દેવા નથી.' બાકીના ભાગમાં 'ચાર ભાષાઓ, ચાર સંસ્કૃતિઓ, ચાર ધર્મો અને ચાર પ્રજાઓ'માં વહેંચાયલાં 'દક્ષિણાપથ રાજ્ય, સમાજ ને ધર્મને છિન્નવિચ્છિન્ન' કરનાર' તુરુષ્કો અને એના ભંગારમાંથી નવું દક્ષિણપથ' સર્જવાના પુરુષાર્થનું બ્યાન આપવામાં ય લેખક ખાસ સફળ થયા લાગતા નથી. નવલકથાની સારીયે રૂખનું દારિદ્રય સાંખી શકાય એવું નથી. લેખકનું એક પાત્ર, કદાચ લેખકની સ્થિતિની આબાદ ચાડી ખાઈ દે છે: "ઇતિહાસનો તો જાણકાર નથી, પરંતુ અનુભવથી તો શાણો થઈ શકું છું" (પૃ. ૩૦૦).

જેને લેખક 'જગતભરની તવારીખમાં અજોડ એવા એક સામ્રાજ્યની પ્રસૂતિવેદના' નો કાળ કહે છે, તેવા કાળના કથાવસ્તુવાળી આ કથા હકીકતમાં માત્ર "તુરુષ્કો અને વિજયધર્મીઓ વચ્ચે સીધો મુકાબલો થયો એ પહેલાંના અશાંત ને અસ્વસ્થ એવી શાંતિના કાળને" ચીતરે છે, જેમાં ખાસ કોઈ ઉઠાવ, વિચાર કે ઢંગ હોય એવું લાગતું નથી.

૨૦ જો૦

**ખોરાકનાં તત્ત્વો:** લે૦ શ્રી બાપાલાલ ગ. વૈદ્ય; પ્રકા૦ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. વડોદરા; પૃ૦ ૨૪૩; કિં. ૨.૫૦.

લેખકે આહાર સંબંધી લખેલા લેખો વિવિધ માસિકોમાં પ્રગટ થઈ ગયેલા. તેમાંથી ચૂંટી કાઢેલા લેખોનો આ સંગ્રહ છે.

લેખક વૈદ્ય છે એટલું જ નહિ પણ જાણીતા લેખક છે. પાશ્ચાત્ય પદ્ધતિ પ્રમાણે પ્રયોગ દ્વારા થયેલા સંશોધન સંબંધી તે સારું જ્ઞાન ધરાવે છે. પ્રયોગ દ્વારા ખોરાકનાં પોષક તત્ત્વ સંબંધી મેળવેલી માહિતી આયુર્વેદની દૃષ્ટિ સાથે ખૂબ જ સુસંગત છે, તે આ પુસ્તકનું લખાણ જોતાં જણાઈ આવે છે.

આ સંગ્રહમાં આપણાં ફળ, શાક, ધાન્ય, દૂધ, મધ સંબંધી વિવેચન કરવામાં આવેલું છે. મસૂર, ગોળ, વેજીટેબલ ઘી, ડૂંગળી સંબંધીનું લખાણ સૌએ વાંચવા જેવું છે.

લેખકે ઠેકઠેકાણે ખોરાકમાં વપરાતા પદાર્થોના પૃથક્કરણના આંકડા આપ્યા છે. આ આંકડાઓ અંગે વધુ સ્પષ્ટતા કરી હોત તો વધારે યોગ્ય ગણાત. જેમકે –

પા. ૬૩ — 'સાકરકોળામાં ૩૩ ટકા ફોસ્ફરસ, ૨૧.૧૩ ટકા સોડિયમ ઇ૦' છે તે સાકરકોળાનાં કુલ દ્રવ્યોના હિસાબે ન ગણાય, પરંતુ સાકરકોળામાં જે કંઈ ક્ષાર કે રાખ હોય તેના જ આ ટકા ગણાય.

પા. ૩૯ ઉપર છપાયેલું 'શિંગોડા'નું પૃથક્કરણ છાપકામની ભૂલને કારણે ખૂબ જ બેહૂદું લાગે છે. તેમાં સ્નેહ ૧૮ ટકા છાપેલ છે તે ·૧૮ ટકા જોઈએ; અને ક્ષાર ૯૨ ટકા છે તેને બદલે ·૯૨ ટકા જોઈએ.

આવી છાપકામની કેટલીક ભૂલો બાદ કરતાં પુસ્તક ખૂબ સારું છે; અને કદ, પાનાં, લખાણ તેમ જ બાઈંડિંગ જોતાં તેની કિંમત ઓછી કહેવાય તેવી છે.

બં૦ ગાં૦

**બાળમાનસ :** લે૦ ડૉ. લીલા શાહ; પ્રકા૦ મહાજન પબ્લિશિંગ હાઉસ, અમદાવાદ; પૃ૦ ૨૩૨; કિં. ૩–૮–૦.

લેખિકા પ્રસ્તાવનામાં લખે છે — "મારી દૃષ્ટિએ આ પુસ્તક ગૃહવિજ્ઞાનની વિદ્યાર્થિનીઓને, અધ્યાપન મંદિરના શિક્ષક – વિદ્યાર્થીઓને તેમ જ મા બાપ કે જેમને બાળમાનસ અને માનસશાસ્ત્રમાં રસ છે તેમને ઉપયોગી થઈ પડે એમ છે; કારણ કે, આ પુસ્તકમાં બાળસંભાળ, બાળઉછેર, બાળવિકાસ, માબાપને મૂંઝવતા પ્રશ્નો અને 'એજ્યુકેશનલ સાઇકોલૉજી'નો સમાવેશ કરવા માટેનો યથાયોગ્ય પ્રયત્ન કરવામા આવ્યો છે."

લેખિકાની વાત યથાર્થ છે.

આ બધાંમાં ઊર્મિસંવેગનું પ્રકરણ ૮ ઠીક અગત્યનું ગણાય. બાળકોની ઊર્મિઓ, તેનાં સંવેદનો, તે પ્રત્યેની મોટેરાંઓની કાળજી કે બેકાળજી, એ બધાના બાળમાનસ પર થતા પ્રત્યાઘાતો ઇ૦ વિષય ખૂબ જ વિચાર માગી લે છે. આ બાબતમાં શિક્ષણશાસ્ત્રીઓનું ધ્યાન પણ ખૂબ મોડું દોરાયેલું જણાય છે. એટલે આ પ્રકરણ અગત્યનું છે.

પ્રત્યેક માબાપ, કેળવણીકાર તેમ જ સામાજિક કાર્યકરે આ પુસ્તક વાંચવું જોઈએ. પરદેશી સાહિત્યમાં આવા સાહિત્યનાં થોકબંધ પુસ્તકો જોવા મળે. પરંતુ આપણી ભાષામાં આવાં માહિતીપૂર્ણ પ્રકારનો બહુ ઓછાં છે.

ભાષા, જોડણી તેમ જ છાપકામની ભૂલો ઘણી છે અને પુસ્તકમાં આપેલા લાંબા શુદ્ધિપત્રકમાં પણ તે સમાઈ શકતી નથી. અંગ્રેજી માધ્યમ મારફત જ શીખવામાં આવેલા અને અંગ્રેજી પુસ્તકો મારફત જ પચાવેલા જ્ઞાનને આપણી સ્વભાષામાં ઉતારવા જતાં શરૂ શરૂમાં આવું બનવાનું જ. બનતી ત્વરાએ તેમાં સુધારો થવો જોઈએ.

આવા પુસ્તકમાં, પુસ્તકને અંતે સૂચી હોય એ ઇચ્છવા યોગ્ય ગણાય. બીજી આવૃત્તિમાં તે ઉમેરાય તો સારું.

બં૦ ગાં૦

**રોગી નીરોગી :** લે૦ શ્રી. વૈદ્ય જાદવજી નરભેરામ શાસ્ત્રી (પાટડીવાળા); પ્રકા૦ પ્રજાબંધુ પ્રેસ અમદાવાદ; પૃ. ૧૨૦; કિં. ·૭૫.

'ગુજરાત સમાચાર'માં 'જવાબમાં લખવાનું કે' એ કટારમાં રોગી માનવીઓના રોગ સંબંધી લખાયેલા પત્રોના જવાબ લેખકે પ્રસિદ્ધ કરેલા. તે બધામાંથી અતિ મહત્ત્વના સવાલ-જવાબોની તારવણી આ પુસ્તકમાં જોવા મળે છે. લેખક 'બે બોલ'માં કહે છે —

"જનતાની માગણી અને ઉપયોગી વિષય પુસ્તકાકારે જળવાઈ રહે એ ભાવનાથી પ્રેરાઈ, 'ગુજરાત સમાચાર'ના સંચાલકો 'રોગી નીરોગી' પ્રગટ કરીને હજારો મનુષ્યોના આશીર્વાદ મેળવશે એથી તેઓ ધન્યવાદને પાત્ર છે."

પ્રશ્નો પૂછનારાઓએ આ ઉપાયો અજમાવ્યા કે કેમ? અને અજમાવ્યા હોય તો શું પરિણામ આવ્યું, તે કંઈ જાણવા મળતું નથી. આ વિગતો મેળવીને આપી હોત, તો પુસ્તકના વાચકને શું અજમાવવું, શું ન અજમાવવું, ઇ૦ ની કદાચ સૂઝ પડત.

'એલોપથી'માં વપરાતી દવાઓ ફાર્મસીઓ બનાવે છે. તેના ઉપર, દાક્તરની સલાહ મુજબ ઉપયોગ કરવા સંબંધી સૂચના હોય છે. આપણા વૈદ્યો ફક્ત પ્રશ્ન ઉપરથી જ છાપાંમાં ઉપાયો જણાવે છે. જાણે કે રોગી કે તેના સંબંધીએ પૂછેલો 'પ્રશ્ન જ' નિદાન માટે પૂરતો હોય. અને તેના જવાબમાં ફાર્મસીની દવાઓ કે વનસ્પતિનાં નામ આપવામાં આવે છે. આ વનસ્પતિ પણ પ્રશ્ન પૂછનારમાંથી કેટલા ઓળખતા હશે એ રામ જાણે! વળી વિશ્વાસપાત્ર 'વનસ્પતિ' મેળવવાના સ્ટોર તો અમદાવાદ જેવા શહેરમાં પણ શોધવા મુશ્કેલ પડે. એટલે પ્રકાશન પાછળ ભાવના સારી હોવા છતાં, હજારો મનુષ્યોના આશીર્વાદ કદાચ નયે મળે.

પા ૬૨. ઉપર વાળા સંબંધી લેખક જણાવે છે, 'એમાં સૂક્ષ્મ ઈંડાં પાણી મારફત પેટમાં જાય છે.' સાચે જ, એ ઈંડાં પેટમાં જાય તો પચી જ જાય. પણ નથી પચતો ઈંડાંમાંથી નીકળેલો સૂક્ષ્મ જીવ, જે સાઇક્લોપ્સના શરીરમાં ઘર કરી બેઠો હોય છે. આ સાઇક્લોપ્સ પીવાના પાણીમાં માણસ પી જાય ત્યારે જ મુશ્કેલી ઉભી થાય છે, અને વાળો નીકળે છે.

પા. ૧૦૪ અને પા. ૧૧૮ ઉપર મધની પરીક્ષા કરવાની બે જુદી જુદી રીતો આપી છે. તે બંને પ્રયોગે જો સાચી જ ઠરે, તો સરળ ગણાય.

પા. ૧૦૪ ઉપર આપેલ વીંછીની દવા અદ્ભુત છે. આવી બધી વિગતો જાણવા જેવી તેમ જ પ્રયોગ કરવા જેવી જરૂર ગણાય.

લેખકે આયુર્વેદની દૃષ્ટિએ ચર્ચેલા ઉપાયો સાદા અને સરળ છે. પરંતુ વૈદ્યકીય નિદાન વગર કરવામાં આવેલા આવા ઉપાયો કોઈક વાર લાભને બદલે હાનિ પણ કરી બેસે.

આયુર્વેદનો પ્રચાર કરવાની આવી સસ્તી રીત ઘણી વખત આયુર્વેદ પ્રત્યે અવિશ્વાસ પણ ઉત્પન્ન કરે એવું બને.

બં૦ ગાં૦

**આપણાં લોકનૃત્યો :** લે૦ જયમલ્લ પરમાર; પ્રકા૦ ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ; કિં૦ ૧.૦૦; પૃ૦ ૬૮.

લોકનૃત્યોમાં પ્રજાના પ્રાણનો ધબકાર આપણને અનુભવવા મળે છે. એમાં રહેલાં જોમ, ઉલ્લાસ અને મસ્તી આપણા હૃદયને સ્પર્શી જાય છે. આપણાં લોકનૃત્યો અંગે આપણે જાણવું જોઈએ. ભાઈશ્રી જયમલ્લ પરમારે આ પુસ્તિકામાં ટૂંકમાં એ વિષે સારી માહિતી આપી છે. તેમણે 'લોક-ઉત્સવો', 'ગરબા અને ગરબી', 'રાસ અને રાસડા' તથા 'લોકનૃત્યોના વિવિધ પ્રકારો' એમ ચાર વિભાગ પાડીને લોકનૃત્યો અંગે સારો પ્રકાશ પાડ્યો છે!

સુ૦ ક૦

**સાચી જાતરા :** [મહાત્મા ટોલ્સ્ટોયની ચાર વાતો] લે૦ રમણિક અરાલવાળા; પ્રકા૦ ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ; કિં૦ સવા રૂપિયો; પૃ૦ ૮૦.

મહાત્મા ટોલ્સ્ટોયની વાતો બોધપ્રધાન અને રસપ્રદ હોય છે. આપણે ત્યાં એમના અનુવાદો થયા છે. નવશિક્ષિત પ્રૌઢોને ઉપયોગી થાય એ માટે લેખકે ટોલ્સ્ટોયની 'સાચી જાતરા', 'સત્યનું નયન', 'ત્રણ પ્રશ્નો' અને 'સુરતના કોફીઘરમાં' એ ચાર વાર્તાઓને સરળ ભાષામાં નિરૂપી છે.

સુ૦ ક૦

**નૂતન ભારતનાં તીરથ :** (ભાગ ૧ થી ૫): લે૦ પીતાંબર પટેલ; પ્રકા૦ ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ; કિં૦ દરેકના ૬૦ નવા પૈસા; પૃ૦ અનુક્રમે ૪૬, ૪૮, ૪૭, ૪૮, ૪૭.

આપણો દેશ સ્વતંત્ર થયા પછી નવનિર્માણનું જે કામ ચાલી રહ્યું છે, એમાંથી નવાં યાત્રાધામો ઊભાં થતાં જાય છે. આજના નવશિક્ષિત પ્રૌઢો અને કિશોરોને એ વિષેની માહિતી આપવી જરૂરી છે. ભાઈશ્રી પીતાંબર પટેલે આ પાંચ પુસ્તિકામાં ટૂંકમાં જરૂરી માહિતી આપવા પ્રયત્ન કર્યો છે. પહેલી પુસ્તિકામાં બંધ-યોજનાઓ વિષે, બીજીમાં રાષ્ટ્રીય કારખાનાં વિષે, ત્રીજીમાં શાંતિનિકેતન, પોંડીચેરી વગેરે સંસ્કાર-ધામો વિષે, ચોથીમાં પ્રાચીન તીર્થધામો વિષે અને પાંચમી પુસ્તિકામાં પ્રાંતોનાં પાટનગરો વિષે માહિતી આપવામાં આવી છે.

સુ૦ ક૦

**ગીતવાટિકા :** યોજક, પ્રકા૦ મયાશંકર અંબાશંકર દવે, અમદાવાદ; કિં૦ ૩૧ નવા પૈસા; પૃ૦ ૩૨.

બાળકોને ઉપયોગી થાય એવાં ૨૮ કાવ્યોનો આ સંગ્રહ શ્રી. મયાશંકર દવેની કાવ્યશક્તિનો સારો પરિચય કરાવે છે. બાળકોને ગમી જાય એવાં કાવ્યો એ છે. અવશ્ય એમાંનાં ઘણાંખરાં કાવ્યો પ્રસિદ્ધ કાવ્યોની છાયાવાળાં જ છે. લેખકે પુસ્તિકામાં વચ્ચે વચ્ચે જાહેર ખબરો આપી છે, એ જરા કઠે છે. આવા સંગ્રહમાં એવી વસ્તુ ત્યાજ્ય ગણવી જોઈએ.

સુ૦ ક૦

बालक सीखता कैसे है ? લે૦ મહાત્મા ભગવાનદીન; પ્રકા૦ અખિલ ભારત સર્વ-સેવા-સંઘ, રાજઘાટ, કાશી; કિં૦ પચાસ નવા પૈસા; પૃ૦ ૯૩.

મહાત્મા ભગવાનદીને આ પુસ્તકમાં ૧૧ વાર્તાઓ દ્વારા બાળકોને શિક્ષણ આપવાની દિશામાં અનુભવગમ્ય માર્ગદર્શન આપ્યું છે. આજકાલ નિશાળનું શિક્ષણ પાઠ્યપુસ્તકોથી એવું તો જકડાઈ ગયું છે કે, બાળકનો સહજ વિકાસ ગૂંગળાઈ જાય છે અને તેનામાં કંઈક કૃત્રિમતા અને કસમયનું મોટાપણું આવી જાય છે. આ ખરેખર ખતરનાક વસ્તુ છે. માટે એ અંગે કેળવણીકારોએ વિચારવું જરૂરી છે. પ્રસ્તુત પુસ્તકમાં બાળકના શિક્ષણની બાબતમાં કઈ રીતે કામ લેવું જોઈએ, એ વિષે દૃષ્ટાંત દ્વારા — વાર્તા રૂપે — લેખકે પોતાનું મંતવ્ય દર્શાવવા પ્રયત્ન કર્યો છે.

આ પુસ્તક શિક્ષકો, માબાપ તથા વાલીઓને ઉપયોગી થઈ પડશે.

સુ૦ ક૦

**સુધારો :** માર્ચ ૧૯૫૮ના અંકમાં પા. ૧૧૬ ૩૨મી લીટીમાં 'મીનળ' છે ત્યાં 'મૃણાલ' જોઈએ.

# चु और ची

कई वर्ष पहलेकी बात है। चु और ची नामके दो आदमी थे। उन दोनोंकी आपसमें बनती नहीं थी। चु नेक तथा उदार था किन्तु ची अपने नौकरोंसे निर्दयताका व्यवहार करता था और अक्सर उन पर बिगड़ता भी था। चु कभी नाराज़ नहीं होता था और उसके नौकर-चाकर आठों पहर खुश रहते थे। वे कभी भूखे और प्यासे न रहते थे। रोज़ नहाते वक्त वे अपने कपड़े भी धोया करते थे। उनके पास सोनेके लिए अच्छी और साफ खाट थी और ठण्ड लगने पर ओढ़नेको कम्बल थे। जो आदमी चीके घर काम करते थे, वे सदा सुस्त और गन्दे रहते थे। कभी-कभी जब किसी कारणसे ची गुस्सेसे आग बबूला होता, तो इसके नौकरोंके देवता कूच कर जाते। उनको बड़े तड़के उठना और रातको देरसे सोना पड़ता था। नहाने या कपड़े धोनेको उन्हें समय ही नहीं मिलता था। हमेशा काम ही काम था। ची धनवान था पर उन्हें पेट-भर खाना भी नहीं मिलता था और पानी भी इतना मिलता कि अपनी प्यास शान्त करनेको वह ऊँटके मुँहमें जीरेकी तरह था। ठण्डी जमीनको छोड़कर, सोनेकी और कोई जगह ही उनके लिए न थी। न उनके पास चारपाइयाँ थीं और न कोई कम्बल।

ची, जिसके पास इतनी सम्पत्ति थी, बड़ा बेरहम था। वह अपने नौकरोंको खुश नहीं देख सकता था। चु नेक और दयावान था क्योंकि वह औरोंके मुँह पर हँसी और खुशीके भाव देखना चाहता था, रुलाई और दुखके नहीं, जिसकी चाह सिर्फ दुष्ट चीको थी। इसलिए इन दोनोंकी आपसमें कभी नहीं बनती थी।

एक दिन चु चीके निवास-स्थान पर गया और उससे बोला — "देखो ची, यह बहुत बुरी बात है। रोज़ तुम्हारे नौकर भूख और प्याससे कमज़ोर होते जा रहे हैं और सारी रात रोते रहते हैं क्योंकि थकावट और ठण्ड उन्हें बहुत तंग करती है। अच्छा यही है कि तुम यहांसे चले जाओ। मैं तुम्हें बहुतसा धन दे सकता हूँ और तुम्हारे सब नौकरोंको अपने यहाँ रख सकता हूँ।"

यह सुनकर ची केवल हँस दिया और बोला, "कान खोल कर सुन लो मेरे दोस्त, चाहे तुम मुझे अधिक दो या थोड़ा, मैं कहीं नहीं जाऊँगा। मुझे यह जगह पसन्द है, और इन नौकरोंको मैं चाहता हूँ।"

चु घर गया और इस बारेमें सोचने लगा — चीको मैं किस तरह यहाँसे निकाल सकता हूँ जिससे वह यहाँ वापस ही न आए। एक बूढ़ा नौकर, जिसको अपना स्वामी चु बड़ा पसन्द था, उसके पास खड़ा था। "मैं आपकी मदद कर सकता हूँ," उसने कहा, "चीको यहाँसे मैं निकाल सकता हूँ।"

"यह करना आसान नहीं है। तू मेरी सहायता क्यों करना चाहता है?" नेक चुने पूछा।

"क्योंकि आप बड़े रहमदिल हैं और कभी नाराज़ नहीं होते। मैं आपको खुश रखना चाहता हूँ। आजकल आप खुश नहीं रहते क्योंकि चीके सारे नौकर-चाकर रात-भर रोते रहते हैं। आप खुश नहीं रहते क्योंकि वे सब थके हुए और भूखे रहते हैं।"

"यह तो ठीक है," चुने कहा, "पर तुम करोगे क्या?"

"मैं चीको डरा सकता हूँ।"

"अगर तुम पकड़े गये तो ची बहुत बिगड़ेगा।"

"ची मुझे नहीं पकड़ सकता।" कह-कर नौकर वहाँसे चला गया।

रातको ची अपनी चारपाई पर नाक बजाता हुआ सो रहा था। रात अँधेरी थी। चीकी खाटके पास वह बूढ़ा नौकर खड़ा था जो इस आदमीको डरानेके लिए आया था। चीको उसके आनेका कोई पता न था।

धीरे-धीरे बड़ी सावधानीसे उसने चीका कम्बल उठा लिया और अपनी बगलमें दबाकर, आहिस्तेसे खिड़कीसे कूद कर वह चुके यहाँ चला गया। किसीने उसे नहीं देखा। किन्तु अगले दिन सुबह ही उसने एक पत्र चीके नाम लिखा और उसे कम्बल पर लगाकर चीके यहाँ भेज दिया। पत्र पर लिखा था — "यह वही कम्बल है, जो कल रात तुम्हारी खाट परसे मैं ले आया था।" चीने यह चिट्ठी पढ़ी। वह यह नहीं जानता था कि यह किसने लिखी है। उसकी त्योरियाँ चढ़ गयीं। चोरको पकड़नेकी कोशिश की गई, लेकिन सफलता नहीं मिली।

दूसरी रात, चुका वह बूढ़ा नौकर पुनः चीके घर गया। इस बार भी रात अँधेरी थी और किसीने उसे न देखा था। चीकी चारपाईके पास जाकर, उसने अत्यंत सावधानीसे तकिया उठा लिया। परन्तु चीकी आँख नहीं खुली। पहलेकी तरह अपना मुँह खोले वह नींदमें मग्न था। पहले ही की तरह वह बूढ़ा नौकर आहिस्तेसे खिड़कीसे निकलकर घर लौट गया।

सवेरे उसने चीके नाम एक ख़त लिख कर तकिये पर लगा दिया। उसने लिखा, "यह वही तकिया है जो तुम्हारे सिरके नीचेसे मैंने उठा लिया था।" जब चीने यह पढ़ा तो उसकी आँखें लाल हो गईं और उसने सारे नौकरोंको बुला कर कहा, "अब इस चोरको जब तुम मेरे पास लाओगे तभी तुम्हें खाना दूँगा, तब तक तुम सब भूखे रहोगे। समझे, जाओ।"

चौबीस घण्टे तक बेचारे नौकर चोरकी तलाशमें घूमते रहे, पर वह नहीं मिला और उन सबको भूखा सोना पड़ा।

चीके सिर पर एक लम्बी चोटी थी, जिसको वह अपने सिरके पीछेके बालों पर सोनेकी पिनकी सहायतासे बाँधा करता था। तीसरी रात, जब वह सो रहा था, चुका वही नौकर आया। इस बार बूढ़े नौकरने वह सोनेकी पिन निकाली और साथ ही साथ वह चोटी भी काट ले गया।

दूसरे दिन ची उठा। उसने अपनी बाहें फैलाईं, और उँगलियोंसे अपने सिरका पिछला हिस्सा छुआ। उसकी चोटी अपनी जगह पर न थी। वह सहम गया। चारपाईसे कूदते हुए उसने ऊँचे स्वरमें अपने सारे नौकरोंको आवाज़ दी और कहा, "मेरा सारा सामान बाँध दो। जल्दी करो, अबसे एक क्षण भी मैं यहाँ नहीं रहूँगा। मुझे यहाँसे कहीं दूर जाना पड़ेगा। पहले उसने मेरा कम्बल लिया, उसके बाद मेरा तकिया। कल रात मेरी चोटी लेकर भाग गया। अगर आज भी मैं यहाँ सोऊँगा तो वह मेरा सिर लेकर भाग जाएगा।"

इस तरह ची वहाँसे चला गया। समुद्र पार करके वह एक सुदूर जगह पर पहुँच गया। उसके नौकर-चाकर अब चुके यहाँ काम करने लगे थे। अब वे खुश थे और कभी भूखे अथवा प्यासे न रहे। रातको उन्हें अब ठण्ड नहीं लगती थी क्योंकि ओढ़नेके लिए उनके पास कम्बल थे। यह सब देखकर उस नेक चुका अंग-अंग मुस्करा देता था।

'बालभारती', दिसम्बर १९५७ —कुलदीपचन्द्र

# કેટલુંક ગાંધીસાહિત્ય

**ચરિત્ર — સંસ્મરણો**

| | |
|---|---|
| અમારાં બા | ૧-૮-૦ |
| આત્મકથા | ૨-૦-૦ |
| સંક્ષિપ્ત આત્મકથા | ૧-૦-૦ |
| એકલો જાને રે | ૨-૦-૦ |
| કલકત્તાનો ચમત્કાર | ૧-૦-૦ |
| જીવનનું પરોઢ | ૮-૦-૦ |
| બાપુ | ૧-૪-૦ |
| બાપુના કારાવાસની કહાણી | ૬-૦-૦ |
| બાપુની ઝાંખી | ૧-૦-૦ |
| બાપુની પ્રસાદી | ૨-૦-૦ |
| બાપુની સેવામાં | ૨-૦-૦ |
| બાપુને પગલે પગલે | ૨-૮-૦ |
| બા બાપુની શીળી છાયામાં | ૨-૪-૦ |
| બિહારની કોમી આગમાં | ૩-૦-૦ |
| યરવડાના અનુભવ | ૧-૦-૦ |

**ગાંધી-તત્ત્વજ્ઞાન**

| | |
|---|---|
| આશ્રમજીવન | ૦-૬-૦ |
| આશ્રમી કેળવણી ભા. ૧-૩ | ૪-૮-૦ |
| ગાંધીજી અને સામ્યવાદ | ૧-૪-૦ |
| ગ્રામોદ્યોગ પ્રવૃત્તિ | ૧-૮-૦ |
| જીવનદૃષ્ટિ | ૧-૪-૦ |
| દિલ્હી ડાયરી | ૩-૦-૦ |
| નિત્ય મનન | ૧-૦-૦ |
| ભૂદાનયજ્ઞ | ૧-૪-૦ |
| મધુકર | ૨-૦-૦ |
| મહાદેવભાઈની ડાયરી ૧-૫ | ૨૫-૦-૦ |
| મંગળપ્રભાત | ૦-૩-૦ |
| માનવ અર્થશાસ્ત્ર | ૫-૦-૦ |
| યંત્રની મર્યાદા | ૧-૦-૦ |
| રચનાત્મક કાર્યક્રમ | ૦-૫-૦ |
| સત્યાગ્રહની મીમાંસા | ૩-૦-૦ |
| સર્વોદય | ૦-૩-૦ |
| સર્વોદયનો સિદ્ધાંત | ૦-૧૨-૦ |
| સૉક્રેટીસનો બચાવ | ૦-૨-૦ |
| સ્વરાજ્યશાસ્ત્ર | ૦-૮-૦ |
| હિંદ સ્વરાજ | ૦-૬-૦ |

**કેળવણી**

| | |
|---|---|
| કેળવણીનો કોયડો | ૨-૮-૦ |
| કેળવણીવિકાસ | ૧-૪-૦ |
| કેળવણીવિવેક | ૧-૪-૦ |
| ખરી કેળવણી | ૨-૮-૦ |
| ગ્રામવિદ્યાપીઠની ભૂમિકા | ૦-૧૪-૦ |
| પાયાની કેળવણી | ૧-૪-૦ |
| શિક્ષણ અને સંસ્કૃતિ | ૧-૪-૦ |
| શિક્ષણનું માધ્યમ | ૦-૩-૦ |

**ધર્મ**

| | |
|---|---|
| અનાસક્તિયોગ | ૦-૮-૦ |
| ગાંધી-નાસ્તિક-સંવાદ | ૦-૧૦-૦ |
| ગીતાબોધ | ૦-૪-૦ |
| ધર્મમંથન | ૨-૦-૦ |
| રામનામ | ૦-૧૦-૦ |
| વર્ણવ્યવસ્થા | ૧-૦-૦ |
| વ્યાપક ધર્મભાવના | ૨-૮-૦ |

**ઇતિહાસ**

| | |
|---|---|
| અસહકારનો વિચાર | ૦-૮-૦ |
| એક ધર્મયુદ્ધ | ૦-૧૨-૦ |
| બારડોલી સત્યાગ્રહનો ઇતિહાસ | ૨-૮-૦ |
| દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ | ૨-૦-૦ |
| સત્યાગ્રહની સપ્તપદી | ૨-૦-૦ |
| સત્યાગ્રહાશ્રમનો ઇતિહાસ | ૧-૦-૦ |

**ગ્રામસેવા**

| | |
|---|---|
| ગામડાંની વહારે | ૦-૪-૦ |
| ગ્રામસેવાના દસ કાર્યક્રમો | ૧-૦-૦ |
| મારું ગામડું | ૧-૪-૦ |

**દારૂનિષેધ**

| | |
|---|---|
| આંધળાનું ગાડું | ૦-૪-૦ |
| ખેડૂતનો શિકારી | ૦-૬-૦ |
| દારૂબંધી શા સારુ | ૦-૧૦-૦ |

**સામાજિક**

| | |
|---|---|
| ત્યાગમૂર્તિ | ૨-૦-૦ |
| 'નીતિનાશને માર્ગે' | ૦-૧૦-૦ |
| બહેનોને | ૦-૬-૦ |
| સ્ત્રી-પુરુષ-મર્યાદા | ૧-૦-૦ |

**પત્રો**

| | |
|---|---|
| ગાંધી-સરકાર પત્રવહેવાર ૧૯૪૨-૪૪ | ૨-૮-૦ |
| બાપુના પત્રો ૧-૪ | ૬-૦-૦ |
| પાંચમા પુત્રને બાપુના આશીર્વાદ | ૩-૦-૦ |
| મહાત્માજીની છાયામાં | ૩-૦-૦ |

**પ્રકીર્ણ**

| | |
|---|---|
| અહિંસાવિવેચન | ૨-૮-૦ |
| આરોગ્યની ચાવી | ૦-૭-૦ |
| ગોસેવા | ૧-૮-૦ |
| ભાષાવાર રાજ્યરચના | ૦-૩-૦ |
| મંદિરપ્રવેશ અને શાસ્ત્રો | ૩-૦-૦ |
| રાષ્ટ્રભાષાનો સવાલ | ૦-૭-૦ |

**નવજીવન કાર્યાલય, પોસ્ટ નવજીવન, અમદાવાદ-૧૪**

# હું શા માટે જાઉં છું?

[ગયા વિશ્વયુદ્ધ દરમ્યાન અમેરિકાના નૌકા-સૈન્યના અમલદાર શ્રી. બિગલો આધુનિક યુદ્ધોની અમાનુષિતાથી ત્રાસીને, ૧૯૫૨માં, પેન્શન મળવા જેટલી નોકરી થવાને એક મહિનો બાકી રહ્યો હતો ત્યારે જ નોકરીમાંથી છૂટા થઈ ગયા; તથા અહિંસા, સત્ય, પ્રેમ વગેરે ભાવનાઓના અનુશીલનમાં પડ્યા.

અણુ-અખતરાઓ બંધ કરવા માટે અમેરિકન સરકારને ૧૭,૪૧૧ સહીઓવાળી વિનંતિ પહોંચાડવા ક્વેકર-પંથીઓ તરફથી તેમને પસંદ કરવામાં આવ્યા. પરંતુ કેબિનેટના મંત્રીએ તેમને જાતે મળીને તે અરજી સ્વીકારવાની પણ ના પાડી; અને દરવાજા બહાર પહેરેગીરને એ અરજી સોંપીને ચાલ્યા જવા જણાવ્યું.

અમેરિકન સરકાર અમેરિકન પ્રજાજનોને તેમની વિનંતિ સાંભળવા પણ મળવાની ના પાડે, એ વસ્તુ તેમને અસહ્ય લાગી. આવાં પાષાણ બનેલાં હૃદયોને જગવવા કાંઈક કરવું જોઈએ એમ માની, તે તેમના એક સહપંથી શ્રી. હટિંગ્ટન સાથે પાસિફિક મહાસાગરમાં આવેલા અમેરિકન અણુ-પ્રયોગના સ્થાને આ એપ્રિલની લગોલગ જઈ પહોંચાય તે રીતે જવા નીકળ્યા. જતાં અગાઉ તેમણે નીચે પ્રમાણે જાહેરાત પ્રસિદ્ધ કરી છે.]

"હું જાઉં છું; કારણ કે, શેક્સપિયરે કહ્યું છે તેમ, કાર્ય જ મોટામાં મોટું વક્તૃત્વ છે. આવા કોઈ સીધા પગલા વિના, સામાન્ય નાગરિકોને તો હવે તેમની સરકારને મળવાની કે કાંઈ જણાવવાની જોગવાઈ પણ રહી નથી.

"હું જાઉં છું; કારણ કે, શાંતિ વિષે વાતો કર્યા કરવાને બદલે કાંઈ કરી છૂટવાનો સમય પાકી ગયો છે.

"હું જાઉં છું; કારણ કે, સૌ મનુષ્યોની પેઠે હું પણ મારા અંતરથી માનું છું કે, બધા અણુ-પ્રયોગો રાક્ષસી, દુષ્ટ તથા માણસને ન છાજે તેવા છે.

"હું જાઉં છું; કારણ કે, યુદ્ધ હવે બે પ્રતિદ્વંદ્વી વચ્ચેની સામસામી લડાઈ રહી નથી; તે તો મનુષ્યમાત્ર માટે એક અકલ્પનીય આપત્તિરૂપ બની ગયું છે.

"હું જાઉં છું; કારણ કે, હવે તો નાનાં બાળકો, અને વિશેષે કરીને તો હજુ ન જન્મેલાં બાળકો ઉપર જ આ (અણુ-)યુદ્ધનો સૌથી સીધો હુમલો થાય છે. તેમની અને આ ભયંકર આપત્તિની વચ્ચે જઈને ઊભા રહેવાની મારી ફરજ છે.

"હું જાઉં છું; કારણ કે, હવે દૂર ઊભા રહી આ અત્યાચારોના સાક્ષી બની તેમાં હિસ્સેદાર બનવું, એ મારે માટે અશક્ય બની ગયું છે.

"હું જાઉં છું; કારણ કે, લક્ષ્ય સારું હોય તો સાધનો ગમે તેવાં હોઈ શકે, એવું હું માનતો નથી. મારા ક્વેકરબંધુ પેને જણાવ્યું છે તેમ, 'પવિત્ર હેતુ કદી અપવિત્ર સાધનોને પ્રમાણિત ઠરાવી શકે નહિ; તથા સારું પરિણામ લાવવા કદી ખરાબ માર્ગ અખત્યાર કરી શકાય નહિ. . .

"હું જાઉં છું; કારણ કે, ગાંધીએ કહ્યું છે તેમ, 'મારી સામેના મનુષ્યમાં પણ ઈશ્વર બેઠેલો છે; તેથી તેની હિંસા કરવા એ ઈશ્વરની હિંસા કર્યા બરાબર છે.'

"'બળ દબાવી શકે; પણ પ્રેમ જીતી શકે,' એ સત્યનો મારે સાક્ષાત્કાર કરવો છે, તેથી હું જાઉં છું.

"સરકારો ગમે તેટલી માર્ગ-ભૂલેલી, અધર્મી અને પાષાણ-દિલ બનેલી દેખાતી હોય, તેમ છતાં હું હજુ માનું છું કે, બધા માણસો અંતરથી ખરેખર સારા છે અને મારું કૃત્ય જરૂર તેઓને ઉદ્બોધન કરશે.

"સરકાર પોતાની ભય, હિંસા અને વિનાશની નીતિને સ્થાને વિશ્વાસ, મૈત્રી અને સહાયવૃત્તિની નીતિ અપનાવે તે માટે, જરૂર પડ્યે, હું મારું જીવન પણ અર્પી દેવાનો છું. . ."

—'લિબરેશન' ફેબ્રુ૰ ૧૯૫૮, માંથી



મુદ્રક અને પ્રકાશક: જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, અમદાવાદ-૧૪

વર્ષ

જૂ

# નવજીવન

सा विद्या या विमुक्तये



તંત્રી

મગનભાઈ પ્રભુદાસ દેસાઈ

વર્ષ ૧૭ અંક ૬

જૂન નવજીવન, અમદાવાદ ૧૯૫૮

# નવજીવન

જૂન, ૧૯૫૮

વર્ષ ૧૭ અંક ૬


## અનુક્રમણિકા




### સૂચના

આ માસિક દર મહિનાની પંદરમી તારીખે બહાર પડશે.

એક અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહકનંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં ટપાલખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતિ છે.

સરનામાનો ફેરફાર અમને તુરત જણાવશો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકને પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતિ છે.

ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની શાખાઓમાં અમદાવાદ (કલ્યાણ ભુવન, રિલીફરોડ); મુંબઈ (૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ); સુરત (કણપીઠ બજાર); રાજકોટ (લાખાજીરાજ રોડ); નવી દિલ્હી [ન્યૂ સેન્ટ્રલ મારકેટ (શંકર મારકેટ), કૉનોટ સરકસ]; ઇંદોર (ગાંધીભવન, યશવંત રોડ); વડોદરા (કોઠી સામે, રાવપુરા); લખનૌ (વિષ્ણુઆશ્રમ, અમીનુદ્દૌલા પાર્ક) અને પટના (ગોવિંદ મિત્ર રોડ, પટના-૪) ભરી શકશે.

**લવાજમના દર**

દેશમાં રૂા. ૪; પરદેશમાં રૂા. ૬ અથવા શિ. દસ; છૂટક નકલ આઠ આના

વ્યવસ્થાપક,
**'નવજીવન'**
**નવજીવન કાર્યાલય,**
પો. નવજીવન, **અમદાવાદ-૧૪**

# નવજીવન

सा विद्या या विमुक्तये

વર્ષ ૧૭ : અંક ૬ ] અમદાવાદ [ જૂન, ૧૯૫૮




"સત્યાગ્રહ એ મારે મન પોથી માંહેલું વેંગણ નથી. મારું તો એ જીવન છે. સત્ય વિના સર્વ મને તો શુષ્ક લાગે છે. અસત્યથી દેશને લાભ ન જ થાય એવી મારી ખાતરી છે. પણ કદાચ અસત્યથી તાત્કાલિક લાભ જણાતો હોય તોપણ સત્યનો ત્યાગ ન જ કરાય, એમ હું દઢતાપૂર્વક માનું છું. . . . આ બધી ગજા વગરની વાતો છે. ભલે હોય. છતાં એ દિશામાં થયેલો પ્રયત્ન નિષ્ફળ ન જ જાય એવું ધર્મવાક્ય છે. એને હું વળગીશ."

"સત્યનો જય થાઓ. અલ્પાત્માને માપવાને સારુ સત્યનો ગજ કદી ટૂંકો ન બનો." —ગાંધીજી

## વિચારતરંગિણી

### ૧

### सत्यमेव जयते

આર્ય સંસ્કૃતિનાં પરમ સૂત્રોમાંનું એક અદ્વિતીય સૂત્ર આ છે. આજે તે હિંદ-સ્વરાજનું મુદ્રાસ્થાન પામ્યું છે. અને તે એ મહાપદને પાત્ર જ છે.

પણ આપણી સામાન્ય માન્યતા શી છે? લોકવ્યવહાર શો છે? સત્ય નહીં, અસત્ય ફાવે છે; માટે કામચલાઉ સત્ય એ જ છે કે, 'સત્ય અસત્ય તો ઠીક છે, જે રીતે લાગ ખાય તે રીત ખરી; અને એમાં સત્ય કરતાં અસત્ય ફાવતું લાગે છે.'

છતાં, સત્ય જ જીતે છે, એ વાત ખોટી નથી. છેવટે એ જ જીત્યું કહેવાય કે જે ટકે છે ને જીવનને ટકાવે છે. જે અસત્ છે તે ટકે જ કેમ? જે છે તે જ છે અને નથી તે નથી જ; તો પછી અસત્ય જીતે એ વાત જ ભ્રમ અથવા માયા છે.

પણ આ ભાષા આપણે ત્યાં જૂનેથી ચાલે છે એવી વેદાન્તની થઈ. અર્વાચીન પરિભાષામાં પણ આ જોવા જેવું છે.

આર્થર મૉર્ગન અમેરિકાનો એક મહાન કર્મવીર વિચારક પુરુષ છે. તેની 'ધી લૉન્ગ રોડ' ચોપડી વાંચતાં, 'સત્યમેવ જયતે' સૂત્રનો, નવી પરિભાષામાં, અર્થ જોવા મળ્યો. તે ભાગ નીચે ઉતારું છું:—

"વ્યક્તિગત કે સમાજગત પ્રગતિનું હરકોઈ મોટું પગલું તેનો હેતુ સાધવામાં અમુક અંશે તો પાછું પડે જ છે. છતાં, એવા ઘણા પ્રયત્નો કાંઈ ને કાંઈ બાકી મૂકતા જાય છે. માનવ સંસ્કૃતિ કે સંસ્કારિતા આવી બચત-બાકીમાંથી ઘડાઈ છે."

"વ્યક્તિઓ અથવા નાનાં મંડળો માનવ આચાર વિષે કાંઈક નિરાળું દર્શન પામે છે અને ખૂબ પુરુષાર્થથી સામાન્ય લોકસમુદાયની ઉપર આવે છે. એમ કરતાં, કેટલીક પેઢીઓ દરમિયાન, આમ લાવેલી વિશેષ ચારિત્ર્યમત્તા પાછી, સમુદ્રમાં ઊઠતું તોતિંગ મોજું તેમાં પાછું મળી જાય તેમ, લોકસમુદાયમાં મસળાઈ જાય છે. છતાં, હું ફરીથી કહું છું કે, માનવ જીવનની ઉન્નતતા માટે મળેલો આવો હરેક પ્રામાણિક ફાળો કાંઈક તો બચી રહે છે. ઉન્નતતાની સાધનાઓની લહરીઓની આવી બચત-બાકી સુધારો કે સંસ્કૃતિને ઘડે છે, — એ એનું કહેવું છે."

ઉપરનું વાંચીને વાચકને ગીતાનું પેલું સર્વવિદિત કથન યાદ આવશે — "यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति . . ." માનવ સંસ્કૃતિ સદાકાળ ચાલુ રહેતી, — કોઈ વાર જોરથી કે જ્યારે 'અવતાર' થયો કહેવાય, અથવા ધીમે — છતાં હરહમેશ ચાલુ રહેતી આ ઉન્નતતાની સાધનાનો જ વિજય છે, અને એ જ સમાજનું સત્ય છે. એને વફાદાર રહીને વર્તવું એ વ્યક્તિજીવનનો ધર્મ છે, લોકાચારનો આદેશ છે.

૩૦–૫–'૫૮

### ૨

### જવાહરલાલજીનો એકાન્તવાસ

પં. જવાહરલાલ હિમાલયમાં મનાલી નામે ગામ છે ત્યાં એકાંતવાસમાં ગયા છે. કહે છે કે, આ

ગામની જગાએ પૂર્વે મનુ ભગવાન ચિંતનમનન માટે ગયેલા. ગામના નામમાં 'મનુ' સાથે કાંઈક સંબંધ લાગે છે; ખરું ખોટું તો પુરાતત્ત્વવિદો જાણે. સામાન્યપણે તેમ હશે માનીને ચાલવામાં વ્યવહાર-દોષ નથી.

મનુ ભગવાન હિંદુ સમાજ અને સંસ્કૃતિના આદિ સ્મૃતિકાર છે. એમણે જે સમાજદર્શન આપ્યું, તે આજેય આપણું સામાજિક હાડ બનેલું છે. પરંતુ સ્મૃતિ એ શ્રુતિ નથી; કાળે કાળે સ્મૃતિ બદલાય છે. આજે હિંદમાં નવી સ્મૃતિની જરૂર છે. જવાહરલાલજી તે આપશે? તે આપી શકશે? કેમ કે, તેની જરૂર આજે છે અને જવાહરલાલજી તે આપવાને સ્થાને બિરાજે છે.

તેમનું સમાજદર્શન છે — લોકશાહી સમાજવાદ. લોકશાહી અને સમાજવાદ બંને વસ્તુઓ પરદેશમાંથી આવી છે. અહીંના સમાજની ધરતીમાં, આપણા મનુ-રચિત લોકમાનસમાં તે વસ્તુઓએ રોપાવા-પણું રહેલું છે. જવાહરલાલજી તે કામ કરવા ચાહે છે.

આ નવા રોપા હિંદની ભૂમિને માટે સાવ નવા નથી, એમ કોઈ પ્રાચીન-અભિમાની કહી શકે છે. એ તકરારી મુદ્દો છોડીએ. છતાં એટલું તો ખરું જ કે, હિંદના પ્રાચીન-વનમાં એ રોપા હતા માનીએ તો-પણ, પછીના કાળમાં તે તરફ ધ્યાન નથી રહ્યું; જાત જાતનાં બીજાં ત્રીજાં ઝાડવાં આસપાસ એવાં ઊગી નીકળ્યાં છે કે, એ રોપા છે કે હતા કે કેમ, એવો સવાલ ઊઠે! એટલે હજારો વર્ષનાં જામી ગયેલાં જંગલ-માંથી એમને સાફ કરીને ઉછેરવા જોઈએ, એમાં શંકા નથી. જ્ઞાતિવાદ, વર્ણવાદ, કોમવાદ, ભાષાવાદ, પ્રાંતવાદ ઇ૦નો ઉગાટ હમણાં હમણાં જોર ઉપર છે. એનું નીંદામણ જો ન થાય, તો ખપના રોપાને તે ખાઈ જાય. નવી સ્મૃતિ આ ધોરણ પર જોઈએ. પરંતુ ઉપરથી અધ્ધર તે ઊતરી આવી ન શકે. હિંદની સનાતન અથવા નિત્યનવીન બની શકતી સંસ્કૃતિનાં પાયાનાં મૂલ્યોને લઈને જ તે આગળ ચાલી શકે. તે મૂલ્યો કયાં છે? પ્રાચીન આધાર ટાંકીને કહું તો, એ મૂલ્યો ઈશોપનિષદે તેના પ્રથમ એએક મંત્રોમાં કહી દીધાં છે.

## ૩
## માનવ સંસ્કૃતિનાં મૂળતત્ત્વો

ઈશોપનિષદના શરૂના મંત્રો પરથી જે સનાતન સત્યો માનવજીવનને અંગે મળે છે, તે ટૂંકમાં આ પ્રમાણે તારવી શકાય :–

(૧) આ બધું 'ઈશાવાસ્ય' છે. બધું જે તું જુએ છે તે અધ્ધરિયું, અંધેર કે અવ્યવસ્થિત નથી. તેમાં કાયદો છે, વ્યવસ્થિતિ છે; તેમાં સ્વતઃશાસનની ઈશશક્તિ સચરાચર સભર ભરેલી છે. એ બધામાં નિયમન કે નિયંતા રહેલાં છે.

(૨) આ બધું જાણે છે–જુએ છે–અનુભવે છે એટલે માણે છે, તે 'જગતી' છે : સદા બદલાતું જવું એ એનું લક્ષણ છે. પરિવર્તનની સદાગતિ એનું લક્ષણ છે; પણ એ ગતિમાં કાયદો છે — તે અધ્ધર નથી.

(૩) તું એ ભોગવનારો — ભોક્તા છે. તું એ ગતિ- કે પરિવર્તન- શીલ જગતી નથી; તેથી જુદો છે. તું સ્થિર — સ્થાણુ — અચલ છે; તેની અપેક્ષાએ જ જગત ફરતું – બદલાતું – ચલ દેખાય છે.

(૪) આ ગતિ કે ચલતા છે તેનું સાધન કે ઓજાર કર્મ છે. કાર્યકારણભાવથી તેની સદાની સાંકળ બને છે. એ દ્વારા જીવન ટકે છે. હર ક્ષણે બદલાતી — એટલે કે હોય તેનો નાશ પામી નવે રૂપે પાછી પ્રગટતી, પાછી નાશ પામતી, પાછી પ્રગટતી, એવી કાલગતિમાં પ્રતીત થયા કરતી ચલતાનું પ્રતીક અને નિમિત્તકારણ કર્મ છે. એ કરવું તે તારો ધર્મ છે. તેથી તું કર્મી છે, ધર્મી છે, એટલે જ તું જીવન છે; હર ક્ષણે વિલીન થતું મરણ તું નથી.

(૫) જગતમાં હર ક્ષણની કામચલાઉ સ્થિરતા છે, એમ ખરું. એમાં જગતની ભોગ્યતા કે દશ્યતા રહેલાં છે. આથી કરીને તેમાં લેપાય તો ધનભાવના એટલે કે, માલકીવૃત્તિ જાગે છે. જેનું જેવું કર્મ તેનો તેવો પરિગ્રહ કે ધનભાવના પેદા થાય છે. જગતીના આ કર્મના કાયદા પ્રમાણે હરેકની પોતપોતાની 'ધન'-તા નિર્મિત હશે જ. જગતીનો એ કાયદો છે. હરેકના સહજકર્મથી એ નીપજશે જ. પરંતુ જો જગતી જોડે તાદાત્મ્ય જોવાય, પરિગ્રહ એ જ કર્મનું

કારણ બની બેસે, તો ધનવૃત્તિ ભ્રષ્ટ થઈને ગૃધ્રા-વૃત્તિ જાગે છે. પારકાના ધનની લાલસા જાગે છે. ‘इदमद्य मया लब्धं इमं प्राप्स्ये मनोरथम्’ . . . એમ ચાલે છે.

(૬) આ પણ એક ‘લોક’ છે, જીવનદષ્ટિ છે, અને તે પુરુષાર્થનું ક્ષેત્ર બને છે. તેનું નામ असुर्य છે, એમ ઉપનિષદ કહે છે. પણ તે રસ્તો આત્મઘાતક છે. તે છોડવો જોઈએ. એમાંથી ‘અસુર્ય’ કે આસુરી સંસ્કૃતિ પેદા થાય છે.

(૭) તું તેને ત્યાગીને ચાલજે; તો તને સાચો ભોગ મળશે. તું પરધનની ગૃધ્રા ન રાખતો. ત્યાગમાં સાચો ભોગ છે; ભોગમાં તો ભોગનો ભોગ જ મળશે.

શરૂના બેત્રણ મંત્રોની ઉપર રજૂ કરેલી આ ટૂંકી વ્યાખ્યા છે. તે સનાતન જીવનસિદ્ધાંતના પાયા પર હિંદનો નવો લોકશાહી સમાજ અને તેનું સમગ્ર જીવન ઘડાવું જોઈએ.

૧-૬-’૫૮

## ૪
## નવી ઉદ્યોગનીતિ

કેન્દ્રીય વેપાર-ઉદ્યોગ-પ્રધાન શ્રી. લાલબહાદુર શાસ્ત્રીએ દેહરાદૂન કન્યા ગુરુકુલના સમારંભમાં કહ્યું કે, દેશમાં બેકારી દૂર કરવાને સારુ સરકારે કદાચ ઝીણા અને અતિઝીણા કાપડના વાપર પર બંધી નાંખવી પડશે, કે જેવું ચીનમાં છે. બીજી વાત એ કહી કે, ‘મૂડી-સંગ્રહ (‘કૅપિટલ ફૉર્મેશન’) કરતાં આજે વધારે જરૂર ‘ચારિત્ર્ય-સંગ્રહ’ (કૅરૅક્ટર ફૉર્મેશન’) ની છે.

શ્રી. શાસ્ત્રીની બંને વાત સાચી છે. પણ લોકોમાં અને સરકારમાં એ વિષે ચાલે છે શું? જે પંચ-વર્ષી યોજના છે તે કઈ બાજુની હવા અને પ્રેરણા આપે છે? બેકારી-નિવારણ તેમાં મુખ્ય હેતુ છે કે? અને મૂડી-સંગ્રહની જ માળાના મણકા એ યોજના નથી ગણતી-ગણાવતી કે? શ્રી. શાસ્ત્રી અને એમના જેવી માન્યતા ધરાવતા પ્રધાનોએ કેન્દ્રીય નીતિમાં આવો જે મૂળ દોષ રહેલો છે તે દૂર કરવા મથવું જોઈએ.

અહીંયાં જ ‘સમાજવાદી ઢબ’ અને ‘સર્વોદય’ વચ્ચે સૂક્ષ્મ ભેદ સંતાયો છે. જે યોજના ચાલે છે તે જો સમાજવાદી ઢબ મુજબ હોય, તો તેમાં લોકહિતની દૃષ્ટિએ ભૂલ છે. તેનાથી કંઈક બીજી જ દિશાની પ્રેરણા મળે છે, કે જેને લઈને લોકોમાં રાષ્ટ્રીય સહકારભાવ નહીં, પણ સંકુચિત અને વેરવિખેરક એવો સ્પર્ધાભાવ અને આંતરકલહ જાગે છે. અને એથી જ કહેવું પડે છે કે, અત્યારની કટોકટી ચારિત્ર્યની ઊણપની છે; દેશને જરૂર ચારિત્ર્ય-સંગ્રહની છે; પ્રામાણિક ઉત્પાદક શ્રમ સૌને મળે એ છે. શ્રમ કે કામ આપો તો જ ગીતાકાર જેને જીવનચક્રનો યજ્ઞ કહે છે તે શક્ય બનશે:—

सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः ।
‘अनेन प्रसविष्यध्वम्, एष वोऽस्त्विष्टकामधुक्’ ॥

આ સૃષ્ટિને પેદા કરતી વખતે બ્રહ્માએ પ્રજાને કહી જ દીધું છે કે, તમારી જોડે જ તમારી કામધેનુ પણ સરજું છું અને તે છે ધર્મયુક્ત પ્રામાણિક શ્રમ કે જેને ‘યજ્ઞ’ કહ્યો છે. આવો શ્રમ હિંદમાં મોટા ભાગને મળી નથી શકતો, એ આપણા બધા રોગનું મૂળ છે. હિંદની આર્થિક યોજના આને સીધી સ્પર્શતી નથી. તે કેવળ યંત્ર અને નાણાંની વાતો મુખ્ય ગણીને ચાલે છે. આમાં રહેલી જડપૂજાની પ્રેરણા એવી જ દોષવાળી બને નહીં તો બીજું શું થાય? राजा कालस्य कारणम् કહ્યું છે તે આથી જ. કેન્દ્રની સરકાર સમજે કે, જે કાલ કે જમાનો તે જુએ છે અને જેની તે ફરિયાદ કરે છે, તેનું કારણ તે પોતે જ સર્જે છે! પ્રજાકીય દૃષ્ટિ જડવાદી ન હોય. એનો અર્થ એ નથી જ કે, આપણી ઔદ્યોગિક ઉન્નતિ ન થાઓ. પણ જ્યાં માણસ — એટલે કે એનું ચારિત્ર્યબળ, શ્રમ-બળ, ઉત્પાદકબળ, — ખીલતાં નથી, ત્યાં બીજું શું ખીલવાનું હતું? ઘણાને ભોગે કે તેમની અવજ્ઞાએ, થોડાક ફાવે અને ખીલે એવી રીતિને જો સમાજ-વાદ સાંખી લે છે, તો એ જ એની સામે સર્વોદયની ફરિયાદ છે.

ઝીણા કપડાની વાત શાસ્ત્રીજીએ કરી છે. તેની બીજી બાજુ પણ છે. મિલમાલિકો જે જાહેરાત કરે છે તે જુઓ. ટેરીલીન અને નાઇલોન ને કાંઈ

કાંઈ જાતનાં કપડાંવાળી સ્ત્રીઓનાં ચિત્રો આપી તે લોકોની ઇંદ્રિયસુખની ક્ષુદ્ર ભાવનાઓને ઉશ્કેરે છે. અતિ બારીક કપડાં પહેરવાની ફૅશન ઊપડી છે. આ કપડાં લાજ ઢાંકવાને બદલે ઉઘાડે છે, તે જ એમાં અર્થ રહેલો છે કે શું, એમ લાગે છે. આર્થિક સ્વદેશીની ભાવના જ આજે તો જાણે કે લોપ પામી છે! એક નાના છોકરાની વાત કહું તો, મેં તેને કહ્યું, "દેશના પ્રેમવાળા લોક તો ખાદી પહેરે." તે કહે, "પણ હું તો મહાગુજરાતવાળો છું!" આ છોકરાની ઉંમર માંડ સાતેક વરસની છે. જે ભાવો આજે ઊછળી–ઉછાળાઈ રહ્યા છે તે સામે સાવધ બનવું, એ રાષ્ટ્રીય ચારિત્ર્ય-સંગ્રહને માટેની મોટી જરૂર છે. જેઓ દેશના 'મહાજન' છે, સરકાર બનીને બેઠા છે, તેઓ આ બાબતમાં કેવી પ્રેરણા અને ચાલના લોકોમાં જાણ્યેઅજાણ્યે ફેલાવે છે, તે વિચારવું જોઈએ. લોકાચારનો પ્રવાહ શિષ્ટાચાર જેમ તેને વાળે તેમ વહે છે. આજે એની શી દશા છે? દેશનો સવાલ આ છે.

૩૦–૫–'૫૮

## ૫

## ફ્રાન્સ અને ઓરિસ્સા

ફ્રાન્સનું રાજકારણ અજબ હોય છે. યુરોપમાં ક્રાંતિનો ઉદય એ દેશમાં થયો. ત્યાંથી એનો પવન અમેરિકા ગયો, ઇંગ્લૅન્ડમાં ગયો. પણ ફ્રાન્સમાં આગળ જતાં જે રાજકારણ-પદ્ધતિ ચાલી, તે અવનવી જ છે. છાસવારે સરકાર બદલવાની અજબ કળા ત્યાં જોવામાં આવે છે! છતાં સ્થિરતા સચવાય છે.

બીજા વિશ્વયુદ્ધ પછી ૨૬ વડા પ્રધાન બદલાયા. ૨૬મા પ્રધાન દ'ગોલે હમણાં જ સત્તા હાથ ધરી. તે અગાઉ ભારે કટોકટી આવી હતી. ફ્રાન્સના રાષ્ટ્રપતિએ એમાં સ્થિરતા-સ્થાપક ભાગ ભજવ્યો. તેણે કહ્યું કે, બધા મળીને વડો પ્રધાન આપો, નહીં તો આંતરયુદ્ધ થઈ બેસશે. સરઘસો, સભાઓ, અને ખાનગી વાટાઘાટો જોરશોરથી ચાલતાં હતાં. પરંતુ એકે તોફાન કે મારામારીનું છમકલું ન થયું; ફ્રાન્સમાં પણ સામ્યવાદી સમાજવાદીઓ ભરપૂર છે, છતાં!

બીજું, ફ્રેન્ચ રાષ્ટ્રપતિ અથવા તે રાષ્ટ્રના પ્રમુખનું માન રાજકીય પક્ષો તરફથી અપૂર્વ રીતે જાળવવામાં આવ્યું. છેવટે જોતાં, રાષ્ટ્રના બંધારણની સુરક્ષાની અને તેના વ્યવસ્થિત સંચાલનની નૈતિક જવાબદારી તેની ગણાય. કટોકટીમાં તેનો બોલ કીમતી થઈ પડે. તેની ચર્ચા કે ખણખોદ થઈ નહીં. ફ્રાન્સે પ્રમુખ શ્રી. કૂટીને ખૂબ શાંતિ અને ખામોશીથી કામ કરવા દીધું. પરિણામે રાષ્ટ્રીય કટોકટી ટળી છે. જોકે, તેથી કાંઈ મુખ્ય પ્રશ્ન જે ફ્રેન્ચ સામ્રાજ્યના દેશોનું શું કરવું એ છે, તે પતે છે એમ ન કહેવાય.

ફ્રાન્સનું અલ્જીરિયાનું આફ્રિકન સામ્રાજ્ય ડોલવા લાગ્યું છે. તેને લઈને મૂળ દેશમાં જ ક્રાંતિ થઈ બેઠી, એવી જબરી અસર અલ્જીરિયાએ દાખવી. હવે દ'ગોલ શી રીતે કામ લે છે તેની ઉપર જગતની આંખ ઠરે છે. કારણ કે, આ રાજકીય પલટાની અસર આંતરરાષ્ટ્રીય રાજકારણ પર પણ થશે જ.

ફ્રાન્સ જેવી જબરી તો નહીં, પણ પ્રમાણમાં છમકલા જેવી છતાં ફ્રાન્સની ઊથલપાથલના આકારની ઘટના ઓરિસામાં થઈ. શ્રી. મહતાબે, પોતાની ચાલુ બહુમતી છતાં, કૉંગ્રેસના હુકમ મુજબ રાજીનામું આપ્યું, તેમાંથી ઘટનાની શરૂઆત થઈ. સામા પક્ષોએ સરકાર રચવાને સારુ માથાકૂટ કરી, પણ તેમાં ના ફાવ્યા. છેવટે, બધી તરફનો વિચાર કરીને ગવર્નરે શ્રી. મહતાબને રાજીનામું પાછું ખેંચવા વિનંતી કરી. કૉંગ્રેસની પરવાનગીથી તેમણે તે પાછું ખેંચ્યું અને હતા તેના તે જ મુખ્ય પ્રધાન ચાલુ થઈ ગયા!

આથી શું થયું, એ તો તેની અંદરની બધી વાતો જાણનારા કે ઓરિસાના લોક જાણે. પરંતુ આ કિસ્સામાં ન ફાવેલા પક્ષે ગવર્નરની આમન્યા ન રાખી; તેમના ઉપર પક્ષપાતનો આક્ષેપ કર્યો. હિંદના રાજકારણમાં એક નાના પૂંછડિયા તારા જેવા શ્રી. લોહિયાએ તો માઝા મૂકીને ગવર્નરને ભાંડ્યા! ક્યાં આપણે ત્યાંની આ વર્તણૂક અને ક્યાં ફ્રાન્સની શ્રી. કૂટી પ્રત્યે!

કૉંગ્રેસે શ્રી. મહતાબની બહુમતી છતાં શું કામ રાજીનામું અપાવ્યું એ પણ કોયડો જ લાગે છે. એમાં કશોક શુદ્ધિપ્રયોગ કરવાનો ઇરાદો હતો એવું સાંભળ્યું. પણ શી કે કોની શુદ્ધિ એ સવાલ છે. દેશના રાજકારણમાં શુદ્ધિ અશુદ્ધિ તે તે દેશની પ્રજાના સામુદાયિક ચારિત્ર્ય અને તેના લોકમતની કેળવણીની માત્રા ઉપર આધાર રાખે છે. ફ્રાન્સમાં બે સૈકાંની રાજકીય તાલીમ મળેલી છે; આપણે ત્યાં તેની શરૂઆત છે. આ ફરક મોટો છે. આપણે ધારીએ તો તે ફરક ઝપાટામાં ભાગી નાંખી શકીએ.

છાપાંમાં હમણાં એક ચર્ચા ચાલે છે કે, મુંબઈની ઉપલી ધારાસભા માટે ગ્રૅજ્યુએટ મતવિભાગની ચૂંટણી થઈ, તેમાં ૬૦ ટકા કે વધુ મત નંખાયા નહીં! તે પરથી એવો વાદ રજૂ થયો કે, "આના કરતાં અભણ લોક સારા નહીં? ભણેલા આવું જ મતદાન કરે, તો તેમની જવાબદારી વિષે શું સમજવું?"

એ સામે એક જણે વિવાદ રજૂ કર્યો કે, "ઊભા થયેલામાં કોઈની ઉપર આંખ ન ઠરે, તો શું કરવું? મત જ ન આપવો, એ રસ્તો લેવો રહ્યો."

આ વિચાર ઠીક ગણાય? મને લાગે છે કે, એ બરોબર નથી. ઊભેલા લોકમાંથી જે વધુમાં વધુ પસંદ પડે તેને મત આપવો, એ જ વહેવારુ માર્ગ છે. જેવી આ દુનિયા છે તે જોતાં,— અને રાજદ્વારી દુનિયા તો વળી વિચિત્ર છે એ યાદ રાખીએ તો,— જે હોય તેમાંથી પસંદગી કરવી રહી. નહીં તો પોતાના રાષ્ટ્રની સરકાર રચવાની અનિવાર્ય ફરજમાં ફાળો ન આપવાનો દોષ નાગરિકો પર આવી જાય. એ દોષ ગંભીર ગણાય. હિંદની રાજકીય કેળવણીમાં આ બાબતની સમજ સાફ કરવાની જરૂર છે.

૪-૬-'૫૮

## ૬

## નનામો કાગળ

સ્વ૦ રમણભાઈ નીલકંઠે ભલામણની ચિઠ્ઠી પર એક વ્યંગ્ય લખ્યું છે. તેવું કોઈ સાક્ષરે "નનામા કાગળ" પર લખવા જેવું છે. આપણે ત્યાં આ રીત કાંઈક ખાસ છે કે શું?

જાસાચિઠ્ઠી પણ એક નનામો કાગળ જ ને? હમણાં છાપામાં વાંચ્યું કે, બિહારના મુખ્ય પ્રધાન પર ધમકીપત્ર ગયો કે, અમુક તારીખે તમારું ખૂન કરીશ. એવું જ બીજા પર પણ લખાણ ગયેલું. "'ફર્સ્ટ ઈયર' પરીક્ષાનું પરિણામ કડક આવ્યું છે અને હું તેમાં ઊડી ગયો છું, માટે ... તારીખે (કે જે વીતી ગઈ છે.) હું તમને જરૂર મારી નાંખીશ," એવા પત્રને પાત્ર હું પણ બનેલો!

પણ સામાન્યપણે નનામા પત્રો કડવું, બેજવાબદાર, કૂથલીભર્યું કાંઈક કહીને નિર્વીર્ય ક્રોધ કાઢવાનું મુખ્ય સાધન છે. પરરાજ્યની ગુલામીને લઈને આ ફૂટી નીકળ્યું હશે? પણ હવે સ્વરાજ અને લોકશાહીમાં આ રીત બેજવાબદાર જ નહિ નઠારી અને નકામી પણ ઠરે છે. જવાબદારી એ લોકશાહીનો પ્રાણ છે. નનામો કાગળ તેનો જ નાશ કરે છે. પોતાનું નામ ગુપ્ત રાખવા કહેવું એ એક વાત છે; પણ નનામી જ વાત વહેતી કરવાનો કંગાળ પ્રયત્ન એ નથી.

૨-૬-'૫૮

## ૭

## શહેરી અલગતા

અમદાવાદ માધ્યમિક શાળા આચાર્ય મંડળ તરફથી જાહેર થયું છે કે, સરકાર જો ધો૦ ૫ થી અંગ્રેજી શીખવવા નહીં દે, તો તેઓ શાળાના સમય બહાર એ શીખવશે.

રાજ્યે સૌના હિતમાં અને રાષ્ટ્રની નવ શિક્ષણ-પ્રથા રચવાનો વ્યાપક વિચાર કરીને ઠરાવ્યું છે કે, અંગ્રેજી ભાષાનું સ્થાન ધો૦ ૮ થી હશે; ધો૦ ૫ થી હિંદી શરૂ થશે. અને આ વિચારની પાછળ વ્યાપક દૃષ્ટિ એ રહી છે કે, પ્રાથમિક શિક્ષણ બાળકના ૭ માથી ૧૪ મા વરસ સુધીનું બંધારણે આંક્યું છે, તેમાં બે ભાષા — સ્વભાષા અને આંતરભાષા — એને જ સ્થાન હોઈ શકે. માધ્યમિક શિક્ષણ ત્યાર પછીથી શરૂ થાય અને ત્યાં ત્રીજી ભાષા તરીકે અંગ્રેજી હોઈ શકે, તે પહેલાં નહીં.

માધ્યમિક શાળાઓએ આ સમજવું જોઈએ કે, તેમનું ક્ષેત્ર ધો૦ ૮ થી શરૂ થાય છે. સરકારે પણ આ બાબત હવે સ્પષ્ટ કરવી જોઈએ. નહીં તો શિક્ષણનો પાયાનો સુધાર જ તે કરી શકવાની નથી, એ હવે તો દીવા જેવું દેખાય છે. પ્રગતિશીલ આચાર્યો અને શિક્ષણપ્રધાનો દેશભરમાં આ મુદ્દાની મૂળ સ્થાપના કરવા કેડ બાંધે, એ હવે બહુ જરૂરી બને છે.

૩૧–૫–'૫૮

૮

## મજૂર મહાજનો માટે આચારધર્મ

જેમ જેમ આપણું કામ આગળ જશે તેમ તેમ મજૂર કે મહાજન પ્રવૃત્તિનાં નીતિનિયમો તથા ધોરણોના પાલન વિષે વધુ ને વધુ નાજુકાઈ અને ઉચાટ પેદા થશે, એમાં શંકા નથી. તેથી વેળાસર આ વિષે રાષ્ટ્રના આગેવાનોએ લોકમાં વિચાર-સંગઠન કરવા લાગવું જોઈ શે. તે દૃષ્ટિએ નૈનીતાલમાં દેશનાં ચાર પ્રમુખ મજૂર મહાજનોના નેતાઓએ મળીને અમુક 'આચારધર્મ' — ('કોડ ઑફ કૉન્ડક્ટ') ના નિયમો વિચારી કાઢ્યા છે. આ નેતાઓમાં સામ્યવાદી, કૉંગ્રેસવાદી, સમાજવાદી વગેરે દળોના માણસો હતા. તે ચર્ચામાં ભાગ લેવામાં કેટલાક મજૂર પ્રધાનો પણ હતા, એ નોંધપાત્ર છે. મતલબ કે, બધા પક્ષોએ માન્ય કરેલો આ મજૂર મહાજન માટેનો સામાન્ય આચારધર્મ છે.

મહાજનોનો આંતર-વ્યવહાર એકરાગે રહી ઠીક ચાલે તે માટે દેશનાં ચાર મહાજને ('ઇનટુક', 'ઍટુક', હિંદ મજદૂર સભા, અને 'ઉટુક') નીચેના નિયમો પાળવાનું નક્કી કર્યું છે:—

૧. કોઈ ઉદ્યોગધંધાનો કામદાર પોતાની ઇચ્છા મુજબના મહાજનમાં જોડાઈ શકશે. એમાં કશી રીતની બળજોરી નહીં વપરાય.

૨. કોઈ કામદાર બે મહાજનનો બેવડો સભ્ય નહીં બને.

૩. મજૂર મહાજનોનું કામકાજ પૂરી પૂરી લોકશાહીને માન આપીને ચાલવું જોઈએ.

૪. મહાજનના અધિકારીઓ તથા કાર્યવાહક સમિતિઓની ચૂંટણી નિયમિત અને લોકશાહી રીતે થવી જોઈએ.

૫. કામદારોના અજ્ઞાન કે પછાતપણાનો ગેરલાભ કોઈ મહાજને લેવા તાકવું નહીં. કોઈ મહાજને અતિ વધારેપડતી કે મોં-છૂટી માગણીઓ નહીં કરવી જોઈએ.

૬. બધાં મહાજનો જ્ઞાતિવાદ, કોમવાદ, તથા પ્રાંતવાદને જાકારો આપશે.

૭. મહાજનોના પરસ્પર-વ્યવહારમાં હિંસા, બળાત્કાર, ધાકધમકી કે વૈયક્તિક ગાળાગાળીને સ્થાન નહીં હોય. અને,

૮. બધાં કેન્દ્ર-મહાજન મંડળો 'કંપની યુનિયનો' રચાય કે ચાલુ રહે એ સામે થશે.

વાચક જોશે કે, છેલ્લા (આઠમા) નિયમને છોડીએ તો બાકીના બધા, દરેક જાતનાં બીજાં મંડળોને માટે પણ, સામાન્ય નીતિનિયમ રૂપ જ છે. એટલે કે, અમુક સામાજિક વ્યવહારની નીતિ કેવી હોવી ઘટે, તેની વ્યાખ્યા એ નિયમોમાં અપાઈ છે. અને નીતિનું મહત્ત્વ તેના જાગ્રત પાલનમાં રહેલું છે. આપણાં હરકોઈ સામાજિક સંગઠનો આવી વ્યાપક લોકનીતિને પાળવા લાગે, તો આપણી પ્રગતિનો આંક એકદમ ઊંચો ચડે, એ ઉઘાડું છે.

૨૭–૫–'૫૮

૯

## વેશ્યાવૃત્તિનો મૂળહક!

હિંદી સરકારે વેશ્યાવૃત્તિને રોકવા અને નિયમન તળે આણવા માટે કાયદો કર્યો છે, જેનો અમલ મે, '૫૮ની પહેલી તારીખથી શરૂ થયો છે.

હિંદના બંધારણ (કલમ ૧૯મી) મુજબ, આ પણ સખસને પોતાની મરજી મુજબ કોઈ પણ ધંધોરોજગાર કરવાની છૂટ છે. એ તેનો એ બંધારણીય મૂળહક છે.

આ હક પર રાજ્ય નિયમન કરવા ધારે તો સર્વસાધારણ પ્રજાહિતનાં કારણે, વિવેકબુદ્ધિએ વિચારતાં યોગ્ય સમજાય એ રીતે અને તો જ

તે કરી શકે. બાકી, કોઈ પણ ધંધાને બંધ ન કરી શકાય.*

આ હકની રૂએ, અલ્હાબાદની એક વેશ્યાએ ત્યાંની હાઈકોર્ટમાં દાદ માગી કે, વેશ્યાબંધીનો કાયદો, તેના ધંધાદારી હકનો ઘાતક હોઈને, બંધારણ વિરુદ્ધ જાહેર કરી રદ કરો.

કોર્ટે આ અરજી સ્વીકારી નહીં અને જણાવ્યું કે, કાયદામાં જે કલમો છે તે વેશ્યાવૃત્તિ ઉપર વિવેકયુક્ત નિયમન મૂકે છે, — સિવાય એ કલમો કે જેમને વિષે તે વધુ તપાસ કરીને મત આપશે. એ તપાસમાં કોર્ટે સરકાર-પક્ષને બોલાવી આગળ સુનાવણી કરવાની છે. દરમિયાન એક બાબતનો ચુકાદો તો તેણે આપી દીધો કે, વેશ્યાવૃત્તિની સદંતર બંધી કરવી બરોબર નથી; તેના ઉપર ઘટિત નિયમનો હોવાં જોઈએ, એ દુનિયાભરમાં સ્વીકારેલી રાજનીતિ છે, તે પ્રમાણે સરકારો વર્તી શકે છે. વેશ્યાવૃત્તિ ચાલુ રાખવા માટે લોહીનો વેપાર ચાલે એ તો ગેરકાયદે છે અને તેને કાયદાથી સજાવાર કર્યો છે તે બરોબર છે. જે એ કલમો વિષે વધુ તપાસ થશે તેમાં કલમ ૨૦મી છે તે મૅજિસ્ટ્રેટને એવો હક આપે છે કે, પોતાની હકૂમતના વિસ્તારમાંથી તે કોઈ વેશ્યાને હદપાર કરી શકે. બીજી કલમ ૪ (એ) છે, તે વેશ્યાવૃત્તિથી નિર્વાહ કરવાને માટે સજા ફરમાવે છે, એ બાબત આવે છે.

વેશ્યાવાડો ખરાબ જ છે, એ તો નિર્વિવાદ છે. તે છૂપો પણ ચાલે છે અને ઉઘાડો પણ હોય છે. વ્યભિચાર પણ ખરાબ જ છે. પણ તે વેશ્યાવાડાની હદે પહોંચે અને બજારુ બને, ત્યારે સમાજને કમકમાં આવે. એનો ઉપાય આદિકાળથી થતો આવ્યો છે અને હજી તે કરવાનો ઊભો છે. હિંદમાં અત્યારે નવો સ્વતંત્ર લોકશાહી સમાજ ઘડાવો શરૂ થાય છે. તે વખતે ઉપરની કાનૂની ખબર સૌને વિચાર પ્રેરશે એવી આશા છે.

૪-૬-'૫૮

* દારૂ, ગાંજો ઇ૦ માદક દ્રવ્યોનો વેપાર સદંતર બંધ કરી શકાય છે, તેનું કારણ એ છે કે, બંધારણે તે રાજનીતિના આદેશ તરીકે ફરમાવેલી બાબત છે. નહીં તો કલાલો, વેશ્યાવૃત્તિ જેવા જ મૂળહકની રક્ષા માટે, કોર્ટમાં દાદ માટે જઈ શકત.

## ૯

## મોગલ યુગના ઇતિહાસકાર

બંગાળના સુપ્રસિદ્ધ ઇતિહાસકાર શ્રી. જદુનાથ સરકાર ગયે મહિને ગુજરી ગયા, તેથી દેશે એક અભ્યાસી ઇતિહાસકાર અને વિદ્વાન કેળવણીકાર ગુમાવ્યો. ઉંમર જોતાં તે ખર્યું પાન ગણાય; પરંતુ ૭૦ ઉપર આયુ છતાં, છેવટ સુધી તે કામકાજ કરતા હતા, એવી સારી તબિયત એમની હતી.

તેમણે મોગલયુગનો અભ્યાસ કરવાનું પસંદ કર્યું. તે અર્થે ફારસી વગેરે ભાષાઓમાં પડેલી સામગ્રી પણ તે જોઈ વળ્યા. અને તેનો નિચોડ તેમણે અંગ્રેજીમાં અનેક ગ્રંથો મારફત આપ્યો. શ્રી. સરદેસાઈએ મરાઠા ઇતિહાસ વિષે જેવું કીમતી કામ કર્યું, તેવું જ શ્રી. સરકારે મોગલયુગ અંગે કર્યું. ફરક એટલો કે, શ્રી. સરદેસાઈએ પોતાનો અભ્યાસ મરાઠી દ્વારા પ્રજા આગળ મૂક્યો છે; શ્રી. જદુનાથે અંગ્રેજીમાં રજૂ કર્યો. તે બંગાળીમાં પણ ઊતર્યો છે કે કેમ તે ખબર નથી. અહીંયાં શ્રી. બી. ડી. બસુ પણ યાદ આવે છે. તેમણે અંગ્રેજ યુગ વિષે આવું જ ઉમદા ધૂળધોયાનું કામ કર્યું. પાર વિનાની સામગ્રી શ્રી. બસુએ કદાચ પહેલવહેલી એમના મશહૂર ગ્રંથો દ્વારા દેશની નવી પેઢી આગળ મૂકી. આ કામ કરીને તેમણે રાષ્ટ્રની જાગૃતિ વિષે પણ અજાણ્યે છતાં સારી સેવા કરી. શ્રી. સરકાર અંગ્રેજી રાજ્ય અને એના લાભો વિષે અતિ આશક હતા. રાજકારણમાં તે 'મૉડરેટ' વિચારશાખાને મળતા હતા. અંગ્રેજ રાજ્ય વિષે ખાસ કોઈ મૌલિક દૂષણ એમને ભાગ્યે લાગતું. એમની પેઢીમાં આ વૃત્તિવાળા કેટલાય બીજા હતા. એ યુગ આજે પૂરો થયો છે અને હિંદનો અંગ્રેજ યુગ જઈને આપણો સ્વતંત્ર યુગ શરૂ થાય છે. તેનો ઉદય જોઈને શ્રી. જદુનાથ ગયા. એમણે પ્રોફેસર તરીકે કામ કર્યું હતું. બાદ કલકત્તા યુનિવર્સિટીના વાઈસચાન્સેલર પણ કેટલોક વખત તે હતા. કલકત્તાનાં અનેક વિદ્વાનમંડળોનાં

કાર્યમાં તે રસ લેતા હતા. એમના જેવા અભ્યાસી ઇતિહાસકારો હવે હિંદને ઘણા જોઈએ, જેથી દેશનો ઇતિહાસ સમગ્ર દૃષ્ટિએ આપણે સરજી શકીએ. આ કામ ઉપાડી લઈને નવી પેઢી આ બુઝર્ગ ઇતિહાસકારને શ્રદ્ધાંજલિ આપે, તો એમનું સાચું તર્પણ કર્યું ગણાય.

૫-૬-'૫૮

## ૧૦

## જૂના જોગીને નિવાપાંજલિ

ગયા અંકમાં આ મથાળે લખતાં મેં શ્રી. વ્યાસ તથા શ્રી. ગોપબાબુને અંજલિ આપી હતી. તેમાં બાબા રાઘવદાસજીને હું ભૂલી ગયો હતો, તે માટે વાચક મને ક્ષમા કરે.

બાબા રાઘવદાસજી મૂળ મહારાષ્ટ્રી બ્રાહ્મણ. બંગભંગના યુગમાં બહાર નીકળી પડ્યા તે પડ્યા. તે પછી તેમણે કાંઈક અજ્ઞાતવાસ જેવું સેવ્યું અને ગોરખપુર જિલ્લામાં હિમાલયની તળેટીમાં બાબા રાઘવદાસ નામ ધારીને રાષ્ટ્રસેવાના કામમાં લાગ્યા. તે જિલ્લાના 'ગાંધી' તરીકે તે ઓળખાતા હતા. રચનાત્મક કાર્ય પરત્વે ધાર્મિક નિષ્ઠા જેવી ઊંડી ભાવના એ ધરાવતા હતા. ભૂદાન પ્રવૃત્તિ જાગી ત્યારથી એમણે તેમાં ઝંપલાવ્યું હતું; અને તે કાર્યમાં જ એ ખતમ થયા. એક દહાડો થોડા માસ પર હૃદય અટકી પડ્યું અને એમ એમણે ઓચિંતી આપણી વિદાય લીધી. આવા અનેક સેવકોની મૂંગી તાકાતે હિંદમાં સ્વરાજ આણ્યું છે. એવી તાકાતની જરૂર અત્યારે તો વળી વિશેષ છે, એ પાઠ નવી પેઢી આવા જૂના જોગીઓના સેવાજીવનમાંથી શીખે, તો એમને યોગ્ય કૃતાંજલિ આપી ગણાય.

૫-૬-'૫૮

## ૧૧

## ડૉ. ખાનસાહેબ

૧૯૨૦-૩૦ના દસકામાં ગાંધીજીને જે રાષ્ટ્રીય મુસ્લિમ મિત્ર સાથીઓ મળ્યા તેમાં મુખ્ય અલી-ભાઈઓ હતા. તેઓ પછી, '૩૦ થી શરૂ થતા દાયકામાં તેમને સરહદ પ્રાંતમાંથી ખાનબંધુઓ મળ્યા — શ્રી. અબ્દુલ ગફારખાન અને ડૉ. ખાનસાહેબ. એ ભાઈઓમાં ખાનસાહેબ મોટા. ધંધે તે દાક્તર હતા. અને પોતાના પ્રાંતમાં ધંધો કરતા હતા. ૧૯૨૮ પછી હિંદનું સ્વાતંત્ર્યયુદ્ધ ઉગ્રતા અને ગરમી પકડવા લાગ્યું. તેમાં તવાઈને આ બે ખાન-બંધુઓ દેશને મળ્યા અને છેવટ સુધી — એટલે કે ૧૯૪૭માં પાકિસ્તાન (કે જેમાં એમનો પ્રાંત ગયો) છૂટું પડ્યું ત્યાં સુધી તેઓ દેશની સેવામાં બરોબર લાગ્યા રહ્યા.

પાકિસ્તાન થયા પછી ખાન-ભાઈઓ તે દેશની ખિદમતમાં લાગ્યા. પણ તે એમને મુસ્લિમ લિગે વસમી પાડી દીધી. બંને ભાઈઓને આ તે કારણે જેલમાં જકડવામાં આવ્યા. એમ રાષ્ટ્રસેવાની યાતના એમને માટે ત્યાં પણ ચાલુ જ રહી.

બે ભાઈઓમાં ડૉ. ખાનસાહેબ વધુ મુત્સદ્દી — રાજકારણના આટાપાટા ખેલવામાં વધુ કુશળ કહેવાય. પાકિસ્તાનનું રાજકારણ કેવું ઊથલાખોર છે તે સૌ જાણે છે. તેમાં ખાનબંધુઓની પ્રામાણિક સેવા અને તત્ત્વનિષ્ઠા ધીમે ધીમે ઉપર આવતી ગઈ અને ડૉ. ખાનસાહેબ પશ્ચિમ પાકિસ્તાનના પ્રધાન-મંડળમાં સ્થાન પામ્યા. આ વખતે એક કરુણતા જરૂર જોવા મળી કે, આ બે ભાઈઓની બેલડીમાં તરાડ પડી. શ્રી. અબ્દુલ ગફાર ખાન એ મતના થયા અને છે કે, પખ્તુનિસ્તાન સ્વાયત્ત પ્રાંતરૂપે હોય અને નહીં કે પશ્ચિમ પાકિસ્તાનના એક રાજકીય એકમના ભાગ જેવું. ડૉ. ખાનસાહેબ એથી જુદા પડ્યા અને નાના ભાઈને જેલમાં રાખનાર રાજ્યતંત્રના વહી-વટદાર બનવાનો કપરો ભાગ ભજવવાનો તેમને આવ્યો. પછીથી નાનાભાઈ જેલમુક્ત તો થયા, પણ બે ભાઈઓ વચ્ચેનો આ મતભેદ ચાલુ રહ્યો.

ખાનસાહેબ માટેય પાછા વસમા દહાડા શરૂ થયા. પાકિસ્તાની રાજકારણની ઊથલપાથલમાં તે મહત્ત્વ ધરાવતા તો રહ્યા, પણ તેમને પ્રધાનપદેથી અલગ થવું પડ્યું. પોતે રચેલા એક નવા રાજકીય પક્ષનું કામ તે સંભાળતા હતા, તેવામાં થોડા વખત પર અચાનક એક જણે એમનું ખૂન કર્યું. અને ડૉ. ખાનસાહેબ બેહેસ્તનશીન થયા. અલ્લા એમની ખેર કરે. ખૂન રાજ-કારણી હોય એમ લાગે છે. ખાકસાર નેતા અલ્લામા મશરકીનો એમાં હાથ હોય એમ પોલીસ-ખબર બહાર પડી છે. પાકિસ્તાનના રાજકારણમાં આ અગાઉ

શ્રી. લિયાકતઅલીખાન ખૂનથી ગયા. તેમના ખૂનની તો કોઈએ ખાસ કશી તપાસ ન કરી, તો ચાંપતી તપાસની તો વાત ક્યાં રહી! ખાનસાહેબના ખૂન અંગે તપાસ થાય છે, એ ફેર છે, એ સારી વાત છે. આશા રાખીએ કે, એનાથી તે આપણા પડોશી દેશના રાજકારણમાં શુદ્ધિની અસર પહોંચે. ડૉ. ખાન-સાહેબના જવાથી આપણે આપણી સ્વતંત્રતા માટે લડનાર ભડવીર અને કોમી એકતા અને મૈત્રી બાબતમાં અડંગ નિષ્ઠા ધરાવનાર એક રાષ્ટ્રીય મુસ્લિમ ગુમાવ્યો છે. શ્રી અબ્દુલ ગફાર ખાનને તથા ડૉ. સાહેબના પરિવારને દિલસોજી પાઠવીએ છીએ.

૯-૬-'૫૮

## ૧૨

## મોલવી શ્રી. નદવીસાહેબ

મોલવી શ્રી. અબુલ જફર નદવી બિહારમાં ઓચિંતા તા. ૨૮-૫-'૫૮ ના રોજ ગુજરી ગયાની ખબર જાણીને, જેઓ નદવીસાહેબને જાણે છે તે સૌને દુઃખ પહોંચ્યું હશે. તે સ્વભાવે ખૂબ સરળ અને પ્રેમાળ હતા. કોમી એકતાભાવ એમને સહજ હતો.

ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના થઈ કે તરત ગાંધીજીએ દેવબંધની મુસ્લિમ અકાદમીના અધ્યક્ષ સ્વ૰ શ્રી. સુલેમાન નદવીને વિનંતી કરી કે, મારે એક અરબી ફારસી અને ઉર્દૂનો અધ્યાપક ગૂજરાત વિદ્યાપીઠને માટે જોઈએ; કેમ કે, ત્યાં હિંદી-હિંદુસ્તાનીનું ફરજિયાત શિક્ષણ તેની નાગરી અને ઉર્દૂ બંને લિપિઓ દ્વારા દેવાનો પ્રબંધ કરવો છે. મૌલાના સુલેમાન નદવીએ પોતાના સગા અને એક ઉમદા વિદ્યાર્થી શ્રી. અબુલ જફર નદવીને આપ્યા. એમ શ્રી. નદવીસાહેબ ગુજરાતમાં આવ્યા અને ત્યારથી આજ સુધી ગુજરાતમાં અધ્યાપનકાર્ય કરતા રહ્યા. વિદ્યાપીઠે પુરાતત્ત્વ મંદિર શરૂ કર્યું તેમાં પણ તે કામ કરતા. એમ તે શ્રી. રસિકલાલ પરીખ, સ્વ૰ રામનારાયણભાઈ પાઠક વગેરે વિદ્વાનોના પરિચયમાં આવ્યા. થોડાં વર્ષ વિદ્યાપીઠમાં કામ કર્યા બાદ, નદવીસાહેબ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમાં જોડાયા અને ત્યાં આજ સુધી તે ફારસી અરબીના વિદ્વાન અધ્યાપક તરીકે કામ પર હતા. રજાઓમાં તે બિહાર પોતાને વતન ગયા હતા. આમ કેટલાક વખતથી ઉંમરની નબળાઈ અને હૃદયની કાંઈક પીડા હતી; તે અત્યારે બિહારમાં પડવા લાગેલી અતિ ગરમીથી ઓચિંતી વધી પડી અને તે ગુજરી ગયા. પ્રભુ એમને શાંતિ આપો.

૯-૬-'૫૮ **મગનભાઈ દેસાઈ**

# સરકારી ભાષા કમિશનના અહેવાલમાં મારી નોંધ

[ગયા અંકથી પૂરું]

## ૭. હિંદી-પ્રચારની સમીક્ષા

### ૧. રાષ્ટ્રભાષા એટલે શું?

ભારતમાં હિંદી-પ્રચારની ચળવળનો ઇતિહાસ મુખ્યત્વે મહાત્મા ગાંધીએ આપણા રાષ્ટ્રીય જીવનના એ ક્ષેત્રમાં કરેલા પ્રયત્નનો ઇતિહાસ છે. જો કે, એટલું નોંધવું ઘટે કે, ૧૯૧૫માં ગાંધીજીએ આ દેશના તખ્તા ઉપર પ્રવેશ કર્યો ત્યાર પહેલાં, પશ્ચિમ હિંદ તથા પૂર્વ હિંદમાં કેટલાક ગણ્યા ગણ્યાગાંઠ્યા લોકોએ એવો અભિપ્રાય જાહેર કર્યો હતો ખરો કે, ઉત્તર હિંદમાં આમ-જનતા વડે બોલાતી ભાષા આખા દેશની આંતર-ભાષા થવાને લાયક છે.

ગાંધીજીએ પોતાનો અભિપ્રાય ૧૯૦૯ જેટલા પાછલા સમયમાં ઘડ્યો હતો અને તેને પોતાના પુસ્તક 'હિંદસ્વરાજ'ના ૧૮મા પ્રકરણમાં આ પ્રમાણે સૂત્રાત્મક ભાષામાં રજૂ કર્યો હતો: —

> 'દરેક કેળવાયેલા હિંદીને સ્વભાષા (ઉપરાંત) હિંદુને સંસ્કૃત, મુસલમાનને અરબી. પારસીને પર્શિયનનું અને બધાને હિંદીનું જ્ઞાન હોવું જોઈએ. કેટલાક હિંદુએ અરબી અને કેટલાક મુસલમાને તથા પારસીએ સંસ્કૃત શીખવું જોઈએ. ઉત્તર અને પશ્ચિમ હિંદુસ્તાનના હિંદીએ તામિલ શીખવું જોઈએ. આખા હિંદુસ્તાનને જોઈએ તે તો હિંદી હોવી જોઈએ. તે ઉર્દૂ અથવા નાગરી લિપિમાં લખવાની છૂટ ઘટે છે. હિંદુ-મુસલમાનના વિચાર ઠીક રહે, તેથી આ બંને લિપિ ઘણા હિંદીએ જાણી લેવાની જરૂર છે. આમ થતાં આપણે એકબીજાની સાથે વ્યવહાર રાખવામાં અંગ્રેજીને હંકારી શકીશું.'

દેશનો સાચો ભાષાકીય પ્રશ્ન, અંગ્રેજીને હિંદની ભાષાઓ વડે ખસેડી, ઉત્તર હિંદમાં સામાન્યપણે બોલાતી હિંદી ભાષાના પાયા ઉપર એક સામાન્ય આંતર-ભાષા ઊભી કરવાનો છે, એ વાત એ ફકરામાં સ્પષ્ટપણે નોંધવામાં તથા રજૂ કરવામાં આવી છે.

ગાંધીજીએ ભારતમાં હિંદી-પ્રચારના પ્રશ્ન ઉપર પહેલવહેલી જાહેરાત ૧૯૧૭માં ભરૂચ મુકામે મળેલી ગુજરાત કેળવણી પરિષદને પ્રમુખસ્થાનેથી કરી. અંગ્રેજીને રાષ્ટ્ર-ભાષા તરીકે કેમ સ્વીકારી ન શકાય, તથા દેશની બીજી સ્વભાષાઓ કરતાં હિંદીને જ શાથી આંતર-ભાષા તરીકે પસંદ કરવી ઘટે, તેનાં કારણો આપતાં તેમણે જણાવ્યું કે,

"રાષ્ટ્રીય ભાષાનાં શાં લક્ષણ હોવાં જોઈએ?—

(૧) તે ભાષા અમલદાર સારુ સહેલી હોવી જોઈએ.

(૨) તે ભાષાની મારફત ભારતવર્ષનો પરસ્પર ધાર્મિક, આર્થિક અને રાજ્યપ્રકરણી વ્યવહાર શક્ય હોવો જોઈએ.

(૩) તે ભાષા ભારતવર્ષના ઘણા લોકો બોલતા હોવા જોઈએ.

(૪) તે ભાષા રાષ્ટ્રને સારુ સહેલી હોવી જોઈએ.

(૫) તે ભાષાનો ખ્યાલ કરતાં ક્ષણિક કે અલ્પ-સ્થાયી સ્થિતિ ઉપર વજન ન મૂકવું જોઈએ."

ગાંધીજીએ ત્યાર બાદ જણાવ્યું કે, અંગ્રેજી ભાષામાં આમાંનું એક પણ લક્ષણ નથી. તેમને મતે એ 'પાંચ લક્ષણો ધારણ કરવામાં હિંદીની હરીફાઈ કરનારી બીજી એકે ભાષા નથી.'

બીજે વર્ષે એટલે કે, ૧૯૧૮માં તેમને 'હિંદી સાહિત્ય સંમેલન, અલ્હાબાદ'ની ઇંદોરમાં ભરાયેલી બેઠકનું પ્રમુખસ્થાન સ્વીકારવાનું આમંત્રણ મળ્યું. તે તકનો લાભ લઈ તેમણે તે સંસ્થાને હિંદી-'પ્રચાર'ના કામમાં રસ લેતી કરી. આમ એ ચળવળનો પ્રથમ તબક્કો શરૂ થયો. આ પ્રથમ તબક્કો એક રીતે નોંધપાત્ર છે : તેમાં રાષ્ટ્રભાષા હિંદી કેવી હોય તેની વ્યાખ્યા થઈ; તથા તેનાથી આપણે કયું કામ લેવાનું છે તે નક્કી થયું.

હિંદી સાહિત્ય સંમેલને તે વખતે ગાંધીજીના આ વિચારો સ્વીકાર્યા. હિંદીની તે વખતે કરાયેલી વ્યાખ્યા આજે ખાસ નોંધપાત્ર છે. તે વ્યાખ્યા વિષે ૧૯૪૫માં લખતાં મહાત્મા ગાંધીએ લખ્યું છે કે, 'सन १९१८ में इन्दोर के हिंदी साहित्य संमेलनमें मैंने जो कुछ कहा था, वही मैं आज भी कह रहा हूँ। हिंदुस्तानीका मतलब उर्दू नहीं, बल्कि हिंदी और उर्दूकी वह खूबसूरत मिलावट है, जिसे उत्तरी हिन्दुस्तानके लोग समझ सकें, और जो नागरी या उर्दू लिपिमें लिखी जाती हो। यह पूरी राष्ट्रभाषा है, बाकी अधूरी। पूरी राष्ट्रभाषा सीखनेवालोंको आज तो दोनों लिपियाँ* सीखनी चाहियें ओर दोनों रूप जानने चाहिये। राष्ट्रप्रेमका निश्चय ही यह तकाजा है। जो इसे जानेगा वह कमायेगा, और न जाननेवाला खोयेगा।' (१-५-४५)

## ૨. હિંદી-પ્રચારના બે મુખ્ય સિદ્ધાંતો

ચાલાક અને પ્રખર પ્રચારક તરીકે ગાંધીજી જોઈ ગયા કે, હિંદીને ભારતની સામાન્યભાષા બનાવવી હોય, તો દક્ષિણની ચાર દ્રાવિડી ભાષા બોલનારા સમૂહોએ તેને અપનાવવી જોઈ એ. આ નવી ભાષા શીખવાનું તેમને શક્ય દેખાય, તો જ રાષ્ટ્રભાષા તરીકેનો હિંદી માટેનો દાવો સફળ થાય. એટલે ૧૯૧૮માં ચાર દ્રાવિડી-ભાષી પ્રદેશોમાં સામાન્ય રાષ્ટ્રભાષા હિંદીનો પ્રચાર કરવા 'દક્ષિણ ભારત હિંદી પ્રચાર સભા, મદ્રાસ'ની સ્થાપના કરવામાં આવી.

૧૯૧૯–૨૦માં ગાંધીજીએ 'નવજીવન' તથા ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, એ સંસ્થાઓની સ્થાપના કરી. એ બંનેના હેતુઓમાં રાષ્ટ્રીય કેળવણી વિષેના અને ખાસ કરીને રાષ્ટ્રભાષાના પ્રચાર વિષેના વિચારોનો ફેલાવો કરવાનો હેતુ પણ હતો.

* ૨૫-૧-'૪૮ના 'હરિજનસેવક'—માં તેમણે [illegible] રાંતમાં જણાવ્યું હતું કે, 'मै मानता हूँ कि नागरी और [illegible] लिपि के बीच अंतमें जीत नागरी लिपिकी ही होगी। [illegible] तरह लिपिका ख्याल छोडकर भाषाका ही ख्याल करें, तो [illegible] हिंदुस्तानीकी ही होगी।

રાષ્ટ્રીય કેળવણીની આ ચળવળના સિદ્ધાંતો તરીકે ગૂજરાત વિદ્યાપીઠના બંધારણમાં નીચેના બે સિદ્ધાંત સ્થાપિત કરવામાં આવ્યા —

"વિદ્યાપીઠમાં સ્વભાષાને પ્રધાનપદ દેવામાં આવશે અને બધું શિક્ષણ સ્વભાષા દ્વારા આપવામાં આવશે.

"વિદ્યાપીઠમાં રાષ્ટ્રભાષા હિંદી-હિંદુસ્તાનીને આવશ્યક સ્થાન હશે.

"નોંધ : હિંદી-હિંદુસ્તાની એ ભાષા કે જે ઉત્તરના સામાન્ય હિંદુ-મુસલમાન બોલે છે અને દેવનાગરી અથવા ફારસી લિપિમાં લખે છે."

અત્યારે કેટલાંક મંડળોમાં ચર્ચા ચાલે છે કે, હિંદીને ઉચ્ચ કેળવણીના માધ્યમ તરીકે સ્વીકારવાનું પણ ગાંધીજીને મંજૂર હતું કે કેમ. પરંતુ રાષ્ટ્રીય કેળવણીની ચળવળ માટે તેમણે નિરૂપેલા ઉપરના સિદ્ધાંતો સ્પષ્ટ બતાવે છે કે, માધ્યમ તરીકે સ્વભાષા જ હોય, તથા શાળાઓ અને કૉલેજોમાં હિંદી-હિંદુસ્તાનીનું શિક્ષણ ફરજિયાત બને, એવું તે ઇચ્છતા હતા.

૨૫મી જાન્યુઆરી ૧૯૪૮ને દિવસે દિલ્હીની પ્રાર્થનાસભામાં બોલતાં તેમણે જણાવ્યું હતું કે, 'હિંદુસ્તાની દેશની રાષ્ટ્રભાષા — આંતરભાષા બને; પરંતુ તે પ્રાદેશિક ભાષાઓનું સ્થાન હરગિજ ન લઈ શકે. प्रांतोमें शिक्षणका माध्यम वह न बनी शके और अंग्रेजी तो हरगिज नहीं. રાષ્ટ્રભાષાનું કામ બધા પ્રાંતોનો આખા દેશ સાથેનો અંગાંગી સંબંધ દર્શાવવાનું છે. બહારની દુનિયા તમને ગુજરાતી, મહારાષ્ટ્રી, તામિલ વગેરે તરીકે નહીં ઓળખે, પણ માત્ર હિંદી તરીકે જ ઓળખશે.'

૧૯૨૪–૨૫માં ગાંધીજીએ હિંદી રાષ્ટ્રીય મહાસભા પાસે તેની અધિકૃત ભાષા તરીકે હિંદીનો સ્વીકાર કરાવ્યો તથા મહાસભા માટે આ વર્ષો દરમ્યાન તેમણે રાષ્ટ્રનો જે મહાન રચનાત્મક કાર્યક્રમ ઘડ્યો, તેમાં હિંદી-પ્રચારના કામનો એક મુદ્દા તરીકે સમાવેશ કર્યો.

એટલું લક્ષમાં રાખવા જેવું છે કે, ગાંધીજી 'હિંદુસ્તાની' શબ્દ પણ 'હિંદી' સાથે વાપરતા. ગૂજરાત વિદ્યાપીઠના બંધારણમાં તો તેમણે હિંદી-હિંદુસ્તાની એવો જ શબ્દ વાપર્યો છે. આ માત્ર શાબ્દિક વસ્તુ નહોતી. એ દ્વારા તે રાષ્ટ્રભાષાની એવી વ્યાખ્યા દર્શાવવા માગતા હતા કે, જો ઉર્દૂથી હિંદીને અલગ સમજવામાં આવે, તો તે હિંદી હરગિજ રાષ્ટ્રભાષા નથી. હિંદી-પ્રચારની ચળવળનો આ મુખ્ય પાયો હતો. સામાન્ય ભાષા તરીકે જે હિંદીનો પ્રચાર કરવાનો હતો, તે એક સમન્વિત વસ્તુ હતી: તે બધા વર્ગો અને સમુદાયોના વિચાર-જીવનનો આવિષ્કાર કરનારી ભાષા હોવી જોઈએ. આપણા બંધારણની ૩૫૧મી કલમમાં એ સિદ્ધાંતનો બરાબર સમાવેશ કરવામાં આવ્યો છે. તેમાં જણાવ્યું છે કે, તે ભાષા 'હિંદની એકસમાસ-રૂપ એવી જે સંસ્કૃતિ, તેનાં બધાં તત્ત્વોને વ્યક્ત કરવાના વાહન તરીકે કામ દઈ શકે' તેવી થવી જોઈએ; એટલું જ નહીં પણ 'ભારતની બીજી ભાષાઓમાં વપરાતી લઢણો, શૈલી તથા પ્રયોગો અપનાવીને' તેણે પોતાની સમૃદ્ધિ સાધવી જોઈએ. આમ, હિંદી-પ્રચારની ચળવળ આપણી મહાન પ્રજાની સાચી અને કાયમી એકતા ઘડવાનું સાધન અથવા પ્રતીક બની રહેવી જોઈએ. અને તે એકતા પણ માત્ર 'એકસમાનતા' એ અર્થમાં નહીં, પણ આપણી ભાષાઓ, ધર્મો, પંથો અને કોમો વગેરેની વિવિધતા સાથેની એકતા. હિંદીની વ્યાખ્યાના પ્રશ્ન દ્વારા વ્યક્ત થતો હિંદી-પ્રચારની ચળવળનો આ પ્રથમ સિદ્ધાંત છે.

એટલી જ અગત્યનો બીજો મુખ્ય સિદ્ધાંત કે જેના પાયા ઉપર હિંદી-પ્રચારની ચળવળ ઊભી કરવામાં આવી હતી, તે એ હતો કે, અ-હિંદીભાષી પ્રદેશોના લોકોને એવી બાંહેધરી આપવામાં આવે કે, આંતર-ભાષા અથવા રાષ્ટ્રભાષા આપણા વિવિધ-ભાષી લોકોની સ્વભાષાઓ અથવા તો મહાન સાહિત્યિક ભાષાઓની કોઈ પણ પ્રકારે હરીફાઈ નહીં કરે, તથા તેમનું સ્થાન લેવાનો કે તેમને કોઈ પણ પ્રકારે ઉતારી પાડવાનો ઇરાદો નહીં રાખે. ગાંધીજીએ આ બીજા સિદ્ધાંતને વારંવાર

સ્પષ્ટ કર્યો છે. આ અતિ આવશ્યક બાંહેધરીના બળ ઉપર જ દક્ષિણ ભારત હિંદી પ્રચાર સભા, મદ્રાસ જેવી સંસ્થાઓ પોતાના કપરા કામમાં સફળ નીવડી શકી છે તથા આગળ વધી શકી છે.

હિંદી-પ્રચારની ચળવળનો પહેલો તબક્કો આમ, ૧૯૧૮માં શરૂ થયો અને ૧૯૩૫માં પૂરો થયો. એ તબક્કા દરમ્યાન સ્પષ્ટ થયું કે, દ્રાવિડી-ભાષી લોકોએ હિંદી ભાષા શીખવી, એ ધાર્યું હતું તેટલું અશક્ય કામ નહોતું. એનાથી હિંદી-પ્રચારની ચળવળની ગતિમાં વેગ આવ્યો અને તેને માટે અનુકૂળ વાતાવરણ સરજાયું.

### ૩. હિંદી-પ્રચારનો બીજો તબક્કો

હિંદી-પ્રચારનો બીજો તબક્કો પણ ૧૯૩૫માં ફરીથી ઇંદોર મુકામે મળેલ હિંદી સાહિત્ય સંમેલનના ગાંધીજીએ લીધેલા પ્રમુખસ્થાનથી શરૂ થાય છે. ૧૮ વર્ષ પૂર્વે તેમણે હિંદીની જે વ્યાખ્યા સંમેલન સમક્ષ મૂકી હતી, તે તેમણે આ બેઠકમાં ફરી કબૂલ રખાવી. પરંતુ એ મુદ્દા ઉપર થોડા જ વખતમાં હિંદી સાહિત્ય સંમેલનના આગેવાન શ્રી. પુરુષોત્તમદાસ ટંડન અને ગાંધીજી વચ્ચે ભારે મતભેદો ઊભા થયા.

આ જ બેઠકમાં ગાંધીજીએ હિંદી-પ્રચારની ચળવળના લક્ષ્ય પ્રત્યે આગળ વધવા બીજું એક મોટું પગલું સૂચવ્યું : દક્ષિણ ભારત હિંદી પ્રચાર સભા, મદ્રાસ જેવું પશ્ચિમ હિંદમાં હિંદી-પ્રચાર માટે બીજું એક સ્વતંત્ર મંડળ ઊભું કરવું. પરંતુ સંમેલને એવું સ્વતંત્ર મંડળ ઊભું કરવાની સૂચનાને અવગણીને તે કામ માટે પોતાની દોરવણી અને કાબૂ હેઠળની વર્ધા સમિતિ સ્થાપી. કાકા સાહેબ કાલેલકરને તેના અધ્યક્ષ બનાવવામાં આવ્યા. ગાંધીજી તે અરસામાં વર્ધા રહેતા હોવાથી તે સમિતિનું કેન્દ્ર વર્ધા રાખવામાં આવ્યું.

તે સમિતિએ પશ્ચિમ હિંદમાં ક્રમિક હિંદી પરીક્ષાઓ લેવાનું શરૂ કર્યું. ઇંદોરની બેઠક દરમ્યાન વ્યાખ્યા કરાયેલી હિંદી ભાષાને પ્રથમ તો માત્ર દેવનાગરી લિપિ દ્વારા શીખવવાની તેની તાત્કાલિક યોજના હતી. પછી યોગ્ય સમયે બીજી લિપિ ઉર્દૂ પણ શીખવાય. ગૂજરાત વિદ્યાપીઠે બંને લિપિઓ દ્વારા હિંદુસ્તાનીનો પ્રચાર કરવાનું ઠરાવ્યું હોવાથી, વર્ધા સમિતિની આ પરીક્ષાઓને, પોતાના સિદ્ધાંતો સાથે પૂર્ણરૂપે મળતી આવતી ન હોવાને કારણે, સીધી અપનાવી નહિ. જોકે તેના કામને બીજી રીતે પોતાનાથી થાય તે મદદ તેણે કરી ખરી.

આ દરમ્યાન પ્રાંતિક સ્વરાજની સ્થાપના ૧૯૩૫ના 'રિફોર્મ ઍક્ટ' અનુસાર થઈ. એટલે પ્રાંતોમાં કૉંગ્રેસ પ્રધાનમંડળો સત્તા ઉપર આવ્યાં. તેમણે કૉંગ્રેસની રચનાત્મક પ્રવૃત્તિઓને અને ખાસ કરીને હિંદી-પ્રચારની ચળવળને આગળ ધપાવવા માંડી. શ્રી. ખેરની આગેવાની હેઠળના મુંબઈના પ્રધાન-મંડળે એ બાબતમાં ખાસ રસ લીધો અને તેનું કાર્ય હિંદી-પ્રચારની ચળવળના આ બીજા તબક્કામાં ખાસ નોંધપાત્ર બન્યું.

૧૯૩૭માં મુંબઈ સરકારે કાકાસાહેબના અધ્યક્ષ-પણા હેઠળ મુંબઈ રાજ્ય માટેની હિંદી-શિક્ષણસમિતિ નીમી. પાંચમા ધોરણથી આગળ શાળાઓમાં એ ભાષા શીખવવાનું કામ તેણે ગોઠવી આપવાનું હતું. હિંદી ભાષાની ઇંદોર-વ્યાખ્યા અનુસાર, હિંદીની ઉર્દૂ શૈલી અને લિપિને યોગ્ય સ્થાન આપવાની નીતિ મુંબઈ સરકારે સ્વીકારી.

મુંબઈ સરકારે સ્વીકારેલી હિંદી-શિક્ષણ અંગેની સમુચિત નીતિ વર્ધાસમિતિ પણ પોતાની પરીક્ષાઓમાં સ્વીકારે, એવો પ્રયત્ન કાકાસાહેબે શરૂ કર્યો. પરંતુ હિંદી સાહિત્ય સંમેલને આ નીતિ સ્વીકારવાની ના પાડી. તેણે જાહેર કર્યું કે હિંદી ભાષા એ ઉર્દૂ કરતાં જુદી ભાષા છે, અને તેની લિપિ નાગરી જ છે.

હિંદી સાહિત્ય સંમેલને પોતાનો આ જુદો અભિપ્રાય સ્પષ્ટ જાહેર કરી દીધો, એટલે ગાંધીજીએ પંડિત જવાહરલાલ, મૌલાના આઝાદ, બાબુ રાજેન્દ્ર પ્રસાદ અને બીજા અનેક હિંદી-પ્રચારના કાર્યકર્તાઓ સાથે મળીને હિંદુસ્તાની પ્રચાર સભા, વર્ધા નામની જુદી સંસ્થા શરૂ કરી. જોકે હિંદી સાહિત્ય સંમેલનની વર્ધાસમિતિએ ત્યાર પછી પણ વર્ધા અને ગાંધીજી

નામ વાપરવાનું ચાલુ રાખ્યું; પણ તેનો માર્ગ હવે છેક જ જુદો પડી ગયો હતો. ગાંધીજીએ એ જાતની હિંદીની કલ્પનાને અધૂરી ગણી કાઢી તથા તેને શરીરની એક આંખ સાથે સરખાવી; બીજી આંખ તે ઉર્દૂ હતી. હિંદી સાહિત્ય સંમેલન આજ દિવસ સુધી ઉર્દૂથી ભિન્ન એવી હિંદીને જ આખા દેશની રાષ્ટ્રભાષા તરીકે ગણાવવા માગે છે. હિંદુસ્તાનીના પ્રચાર માટેના ગાંધીજીના પ્રયત્નને તે ઉત્તર પ્રદેશની હિંદી-ભાષાને બગાડનારા તથા 'નહિ આ કે નહિ તે' એવી વિચિત્ર ખીચડી બનાવી મૂકનારા તરીકે ઓળખાવે છે.

આ રીતે 'એ હિંદી' ભાષાનો ખ્યાલ ઊભો થયો, જેનો ઉલ્લેખ ભારતના બંધારણમાં મળે છે. એનો અર્થ એ છે કે, હિંદી સાહિત્ય સંમેલનની કલ્પનાની હિંદી, અને ગાંધીજી જેને આગળ કરતા હતા તે હિંદી-હિંદુસ્તાની, એ બે જુદી વસ્તુઓ છે. હિંદુસ્તાની પ્રચાર સભાએ રાષ્ટ્રભાષાની જે વ્યાખ્યા સ્વીકારી, તેમાં એ ભેદ બરાબર તારવી આપવામાં આવ્યા છે·—

"हिंदुस्तानी वह भाषा है, जिसे उत्तर हिंदुस्तान के शहरों और गांवोंमें हिंदु, मुसलमान आदि सब लोग बोलते हैं, समझते हैं और आपसके कारोवार में बरतते हैं, और जिसे नागरी और फारसी दोनों लिखावटोंमें लिखा पढा जाता है और जिसके साहित्यिक (अदवी) रूप आज हिंदी और उर्दू नामसे पहचाने जाते हैं।"

આપણા બંધારણની ૩૫૧મી કલમને લક્ષમાં લઈને ૧૯૫૦માં તેને છેડે નીચેના શબ્દો પૂર્તિ તરીકે ઉમેરવામાં આવ્યા:—

"और जो अपनी शक्ति बढानेके लिये प्रांतीय भाषाओंमेंसे जरूरी शब्द और मुहावरे अपनाती रहती है।"

પણ આ સાથે આપણે હિંદી-પ્રચાર ચળવળના ત્રીજા તબક્કાએ આવી ગયા.

### ૪. હિંદી-પ્રચારનો ત્રીજો તબક્કો

હિંદી-પ્રચાર ચળવળનો ત્રીજો તબક્કો, ૧૯૪૯માં બંધારણ-સભાએ ભાષા અંગેની કલમો પસાર કરી, તે સાથે શરૂ થયો.

બંધારણની ૩૫૧મી કલમ સંઘને તથા રાજ્યોને આદેશ આપે છે કે, તેઓ હિંદીના પ્રચારને આગળ વધારે. હવેથી હિંદી-પ્રચારનું કામ એ સરકારની ફરજ બનતી હતી. સરકારે તે કામ એ રીતે ધપાવવાનું હતું કે જેથી ૧૫ વર્ષની મુદતની અંદર સંઘની સરકારી ભાષા તરીકે અંગ્રેજીનું સ્થાન હિંદી લઈ શકે.

તે મુદતમાંથી પાંચ વર્ષો ક્યારનાં ચાલ્યાં ગયાં છે. એ ગાળા દરમ્યાન કશું ખાસ નોંધપાત્ર કામ એ બાબતમાં કરવામાં આવ્યું હોય એમ કહી શકાતું નથી. પ્રો. ઇદ્રે પોતાની જુબાનીમાં જણાવ્યું છે તેમ આ ધીમી પ્રગતિ માટે અનેક કારણો છે. પ્રથમ તો ઉપરના અને શાસક વર્ગોમાં અંગ્રેજી ભાષા માટે જડ ઘાલી બેઠેલી પ્રબળ મોહિની છે. એ લોકો માટે અંગ્રેજી ભાષા એક વર્ગ-હિત બની રહી છે. સર આઇવર જેનિંગ્સ તેમના પુસ્તકમાં (૧૯૪૯) જણાવે છે તેમ, 'અંગ્રેજી ભાષાનો ઉપયોગ એ તો ઉપરની આર્થિક સ્થિતિવાળા અમુક વર્ગના સભ્ય હોવાના લક્ષણરૂપ બની ગયો છે.' એટલે એ ઉપલા વર્ગો અંગ્રેજી ભાષાને ખોઈને ગેરલાભની અને અગવડની સ્થિતિએ મુકાવા રાજી નથી. રાજતંત્ર સંભાળનારા સરકારી અમલદારોમાં પણ એ બાબતની શ્રદ્ધા તેમ જ ઉમંગની સારી પેઠે ઊણપ છે; અને સરકાર પોતે પણ એ બાબતમાં કશો ખાસ ઉત્સાહ બતાવતી હોય એમ કહી શકાતું નથી.

ઉપરાંત, ઉત્તરના હિંદી-ભાષી વર્ગે નું વલણ પણ આ બાબતમાં 'હિંદી-સામ્રાજ્યવાદ'નો હાઉ ઊભો કરી એક પ્રકારનું ભયનું વાતાવરણ ઊભું કરવામાં કારણભૂત થયું છે. તે લોકો એમ જ જાહેર કરવા લાગ્યા કે, 'તેમની' ભાષા જ સંઘની સરકારી ભાષા તરીકે માન્ય થઈ છે.

હિંદી સાહિત્ય સંમેલને સંઘ-ભાષા હિંદી બાબતનું બંધારણમાં દર્શાવેલું મંતવ્ય પૂરેપૂરું સ્વીકાર્યું જ નથી. આંકડાની બાબતમાં તો તેણે વિરોધ જ કર્યો હતો. તેણે હવે પાર્લમેન્ટની વિચારણાઓમાં અને બીજાં મંડળોમાં ઉર્દૂ કે હિંદુસ્તાનીથી ભિન્ન એવી ઉત્તર

પ્રદેશની હિંદી ભાષા જ સંઘ-ભાષા છે એવો પક્ષ આગળ કરવા માંડ્યો; તથા અ-હિંદીભાષી પ્રદેશોમાં પોતાની વર્ધાસમિતિ દ્વારા તેણે એ જાતની હિંદીને જ આગળ ધપાવવા માંડી. તે વખતે પાકિસ્તાન-વિરોધી લાગણીઓ પણ લોકોમાં ખૂબ ઉશ્કેરાયેલી હતી, તેનો સંમેલને સારી પેઠે લાભ ઉઠાવ્યો.

આ સ્થિતિમાં અ-હિંદીભાષી પ્રદેશોમાં ભય અને આશંકાનું વાતાવણ જામતું ગયું. ખાસ કરીને અંગ્રેજીને સ્થાને હિંદી આવે ત્યારે સરકારી નોકરીઓમાં ભરતીની બાબતમાં શી સ્થિતિ થઈને ઊભી રહેશે, એ બાબતમાં ભારે ચિંતા રજૂ થવા માંડી. સર આઇવર જેનિંગ્સ એ વસ્તુ સ્પષ્ટ શબ્દોમાં મૂકીને કહે છે —

“જો હિંદી રાષ્ટ્રભાષા થાય, તો ઉત્તરના હિંદી-ભાષી લોકોનો વર્ગ અત્યારે અંગ્રેજી-ભાષી લોકોના વર્ગની પેઠે પ્રાધાન્યમાં આવે. અંગ્રેજી તો બહારની ભાષા હોવાથી સૌને સમાનપણે સરખી ભૂમિકાએ શીખવી પડે છે; પરંતુ હિંદી તો અમુક લોકોને પસંદગીને સ્થાને મૂકી, બીજાઓને શાપરૂપ જ નીવડે.”

આના ઉપાય તરીકે કેટલાક એમ જ કહેવા લાગ્યા કે, (૧) હવે આપણી રાજીખુશીથી અંગ્રેજી-ભાષા ચાલુ રાખીએ, તો તેમાં કશી સ્વમાન-હાનિ નથી; અથવા (૨) સંસ્કૃત ભાષાને જ આંતર-ભાષા બનાવો, જેથી સૌને તે સમાનપણે શીખવી પડે.

આને પરિણામે અ-હિંદીભાષી પ્રદેશોમાં હિંદી-શિક્ષણ અને પ્રચારનું કામ ખોરંભે પડી ગયું, અને આખા દેશ માટે સંઘ- કક્ષાએ કે રાજ્ય- કક્ષાએ કોઈ યોજના કે સંગઠિત નીતિનો અમલ શરૂ થયો નહિ.

### ૫. મુંબઈ સરકારનું પ્રશંસનીય પગલું

આ અરસામાં મુંબઈ સરકારે એક પ્રશંસાપાત્ર પગલું ભર્યું. અત્યાર આગમચ ત્યાંની શાળાઓમાં હિંદીનું શિક્ષણ ક્યારનું શરૂ કરી દેવામાં આવ્યું હતું. અને હવે બંધારણનો પણ આદેશ મળતાં, મુંબાઈ સરકારે રાજ્યમાં બંધારણની ૩૪૩–૫૧ કલમોને લક્ષમાં લઈને, તેમાં જણાવ્યા મુજબની હિંદીના શિક્ષણને ઉત્તેજન આપવા શું કરવું જોઈએ, એની ભલામણ કરવા ૧૯૫૦ના મે માસમાં હિંદી-શિક્ષણ-સમિતિ નીમી.

એ સમિતિનો અહેવાલ, બંધારણ અનુસારની હિંદીનો પ્રચાર કરવા અંગેનો એ જાતનો એકમાત્ર સરકારી દસ્તાવેજ છે. તેના ઉપર સૌએ અત્યાર સુધી આપવામાં આવ્યું છે તે કરતાં વધુ અને ઊંડું ધ્યાન આપવું ઘટે છે. તેમાં, અ-હિંદી પ્રદેશોની શાળાઓમાં હિંદી શીખવવા અંગેની પદ્ધતિઓ અને સિદ્ધાંતો; (૨) બંધારણ અનુસાર કઈ હિંદી શાળાઓમાં શીખવવી જોઈએ; (૩) હિંદીના શિક્ષકોની તાલીમનો પ્રશ્ન તથા (૪) યોગ્ય પાઠ્ય-પુસ્તકો, અભ્યાસક્રમ વગેરે અગત્યની બાબતો ઉપર ભલામણો છે.

આ તેમ જ બીજા અનેક પ્રશ્નો ઉપર એ સમિતિએ પોતાના નિર્ણયો ઘડવા માટે પાયા તરીકે એ વસ્તુ લીધી છે કે, બંધારણની ૩૪૩-૩૫૧ કલમોમાં દર્શાવેલ હિંદી તે ૮મી સૂચિમાં ગણાવેલ પ્રાદેશિક હિંદી નથી.

મુંબાઈ સરકારે એ સમિતિની બધી ભલામણો સ્વીકારી લીધી. સમિતિના અગત્યના નિર્ણયો મેં ‘અવર લેંગ્વેજ પ્રૉબ્લેમ’ નામના પુસ્તકમાં (પા. ૨૬–૪૧) સંક્ષેપમાં આપ્યા છે. એ નિર્ણયોની માત્ર અમુક પ્રદેશ પૂરતી મર્યાદિત અગત્ય નથી; પરંતુ તે તો આખા દેશ માટે નોંધપાત્ર છે. સમિતિના ‘એ હિંદી’ બાબતના નિર્ણયે તો એવું ધ્યાન ખેંચ્યું પણ ખરું; અને ઉત્તરના હિંદી-તરફી લોકોમાં કંઈક ખળભળાટ જેવુંય થયું.

મુંબઈના મુખ્ય પ્રધાન શ્રી. ખેરે તુમકુર ‘પ્રમાણપત્ર વિતરણોત્સવ’ (મૈસૂર) વખતે ૧૯૫૧ ના ૧૨મી જૂનના દિવસે બોલતાં જણાવ્યું કે —

"આપણી રાષ્ટ્રભાષાનું નામ 'હિંદી' હોવાથી, કેટલાક હિંદી-ભાષી પ્રાંતો તેમની ખાસ છાપની હિંદીને આખા દેશ ઉપર રાષ્ટ્રભાષા તરીકે ઠોકી બેસાડવા પ્રયત્ન કરે છે. પરંતુ વસ્તુનો એક અંશ આખી વસ્તુની બરાબર થઈ શકે નહિ. આપણા એ મિત્રોએ સમજવું જોઈએ કે, બંધારણમાં કલ્પેલી 'હિંદી' તો ધીમે ધીમે ઊભી થવાની છે; અને તે ઉત્તર પ્રદેશ, બિહાર કે મધ્ય પ્રદેશની હિંદી ન હોઈ શકે. એ બધી ભાષાઓ આપણી રાષ્ટ્રભાષાના ઘડતરમાં કીમતી ફાળો જરૂર આપશે; પરંતુ તેઓ પોતે 'રાષ્ટ્રભાષા' ન થઈ શકે. આ ભેદ દર્શાવવા માટે જ ગાંધીજીએ રાષ્ટ્રભાષાને હિંદી-હિંદુસ્તાની કે હિંદુસ્તાની કહેવાનું સૂચવ્યું હતું."

રાષ્ટ્રીય મહાસભાની કારોબારી સમિતિએ ૧૯૫૪ના એપ્રિલની ૪થી તારીખે મળેલી બેઠકમાં આ પ્રશ્ન અંગે કંઈક જાહેરાત કરવી આવશ્યક માનીને બે અગત્યના ઠરાવો પસાર કર્યા. એ ઠરાવો ખાસ તો હિંદી અંગેનું વાતાવરણ સાફ કરવા તથા કેળવણી અને અખિલ હિંદ માટેની નોકરીઓની પરીક્ષાના માધ્યમ અંગે દેશને માર્ગસૂચન કરવા માટે હતા.

૧૯૫૪ના એપ્રિલમાં જ પાર્લમેંટમાં પણ શ્રી. ટંડન તથા શ્રી. ગોવિંદદાસે ઉર્દૂનો પરદેશી ભાષા તરીકે તથા હિંદી સંસ્કૃતિને હાનિ કરનાર તરીકે વિરોધ કરીને આ ચર્ચા આગળ આણી. કોંગ્રેસ પાર્લમેન્ટરી પક્ષની "બંધ-બારણે" મળેલી બેઠકમાં વડાપ્રધાને આ અંગે પોતાનું મંતવ્ય પ્રગટ કર્યું. છાપાંમાં આવેલા અહેવાલ ઉપરથી, તેમણે એમ કહ્યાનું જણાવાય છે કે, "હિંદીનો બે રીતે વિચાર કરવો જોઈએ. એક તો અન્ય પ્રાદેશિક ભાષાઓની સમકક્ષ એવી પ્રાદેશિક ભાષા તરીકે; અને બીજો અખિલ-હિંદ સરકારી કે આંતર ભાષા તરીકે. હિંદીના એ બે પ્રકારો કંઈક જુદા છે, જો કે તે એકબીજામાં ભળી પણ જાય છે. પ્રાદેશિક ભાષા તરીકે તમે હિંદીમાં એક પ્રાદેશિક ભાષાની સમૃદ્ધિ આવે એમ પણ ઇચ્છો જ; પરંતુ એ સમૃદ્ધિ તમે જો અખિલ-હિંદ માટેની ભાષા ઉપર લાદવા માગો, તો બીજાઓ માટે તે અઘરી બની જાય. જો કે એનો અર્થ એવો નથી થતો કે, અખિલ-હિંદ ભાષા અનેક ભાષાઓનું એક જાતનું મિશ્રણ જ બને. આમ કૃત્રિમ રીતે એક મિશ્રણ ઊભું કરવાનો વિચાર ભાષાકીય તેમ જ સાંસ્કૃતિક દૃષ્ટિએ ભયંકર છે. એક સમન્વય ઊભો થાય એ મને ગમે ખરું; પરંતુ વિકાસ અને સર્જકતાની પ્રક્રિયા દ્વારા એ સમન્વય ઊભો થાય, એમ હું ઇચ્છું; નહિ કે કોઈ કૃત્રિમ રીતે."

## ૬. ઉપસંહાર

હિંદી-પ્રચારની ચળવળની આ સમીક્ષાનો અંત રાષ્ટ્રપતિ દ્વારા ૧૯૫૫માં થયેલી સરકારી-ભાષા-કમિશનની નિમણૂકથી આવે છે. રાષ્ટ્રપતિએ તેને એવું સમયપત્રક તૈયાર કરવાનો આદેશ આપ્યો છે, જે અનુસાર અને જે રીતે હિંદી ભાષા સંઘની સરકારી ભાષા તરીકે તથા સંઘ અને રાજ્યોની સરકારો વચ્ચે કે રાજ્યોની સરકારો વચ્ચેના પરસ્પર વ્યવહારની ભાષા તરીકે અંગ્રેજીનું સ્થાન ક્રમેક્રમે લઈ શકે. સરકારી પ્રયોજનોમાં બંધારણની ૩૪૮મી કલમમાં દર્શાવેલ પ્રયોજનો અર્થાત્ કાયદાકાનૂન અને અદાલતો પણ આવી જાય છે. આ બાબતો ઉપર આ કમિશન ૧૯૫૬ થી ૧૯૬૦ સુધીનાં વર્ષોના ગાળા માટે અહેવાલ આપશે. ત્યાર પછી બીજું સરકારી-ભાષા-કમિશન નિમાશે, જે ૧૯૬૫માં એ કાર્યને પૂર્ણાહુતિ સુધી લઈ જવા માટેનો અહેવાલ આપશે.

આપણાં રાષ્ટ્રીય તેમ જ સરકારી કામકાજે માટે હિંદીને આંતર-ભાષા તરીકે દાખલ કરવાનો પ્રશ્ન માત્ર અ-હિંદીભાષી પ્રદેશોને જ લાગુ પડતો નથી; કે માત્ર તેમને જ તે અંગે પ્રયત્ન કરવાનો છે એવું પણ નથી. તેમના પૂરતું તો તેમણે હિંદી શીખવાનું શરૂ કરવું જોઈએ, એ ઉઘાડું છે. તેની સાથે સાથે તેમને પૂરેપૂરી ખાતરી મળવી જોઈએ કે તેમને તેમના રાજવહીવટ તથા કેળવણીનાં ક્ષેત્રમાં

તેમની પ્રાદેશિક ભાષાને ઉપયોગમાં લેવા દઈને સમૃદ્ધ કરવાની અબાધિત સ્વતંત્રતા રહેશે.

હિંદી-ભાષી પ્રદેશોને પણ પ્રયત્ન કરવાની તેટલી જ અગત્ય રહેશે. તેમણે પોતાની પ્રાદેશિક ભાષા હિંદીને બીજાઓની પેઠે વિકસાવવાની હશે જ. પરંતુ અખિલ-હિંદ પ્રયોજન માટે તેમની પાસે અત્યારે અપેક્ષા તો એ બાબતની રહેશે કે, તેઓએ પોતાની ભાષાનો અ-હિંદી પ્રદેશોમાં પ્રચાર કરવામાંથી અટકવું જોઈએ. એ જાતના કામની અત્યારે હવે જરૂર નથી; અને આપણા અત્યારના રાષ્ટ્રીય મિજાજની દશામાં તો તેથી ગેરસમજ જ વધશે અને તેનો વિરોધ થશે. બધી ભાષાઓએ અત્યારે તો પોતાનું ઘર સાચવવાની અને પોતાને જોઈતો પૂર્ણ વિકાસ સાધવાની જરૂર છે. તે વખતે એકબીજાના ક્ષેત્રમાં આક્રમણ કરવાનો ખ્યાલ રાખવાનો હોય નહીં.

શ્રી. "દિનકરે" બિહાર હિંદી સાહિત્ય સંમેલનને ગયા ફેબ્રુઆરી માસમાં સંબોધતાં ઠીક જણાવ્યું છે કે, "આપણે આપણી માતૃભાષા તરીકે હિંદીની સેવા તથા પ્રચાર કરીએ, તો તે આપણા અધિકારની મર્યાદાની અંદરની વાત છે; પરંતુ આપણે સંઘભાષા તરીકે હિંદીની આગેવાની લેવાનો વિચાર કરતા અટકીશું, તો આપણે હિંદની એકતાના મહત્કાર્યની પણ સેવા બજાવી કહેવાશે. તેનું કારણ એ છે કે, સંઘભાષા એ કાંઈ જેમની માતૃભાષા હિંદી છે તે લોકોની જ અંગત મિલકત નથી. તે તો હવે આખા દેશના હાથમાં ચાલી ગઈ છે. અને તેથી જ્યારે આપણે સંઘભાષાની લગામ હાથમાં લેવા જઈએ છીએ, ત્યારે અ-હિંદીભાષી પ્રદેશોમાં લોકોને તેમાં જોખમ જેવું લાગે છે. તેઓને એમ લાગે છે કે, હિંદી તેમના ઉપર પરાણે ઠોકી બેસાડવામાં આવે છે અને તેના ઓઠા હેઠળ ઉત્તરનો પ્રદેશ દક્ષિણના પ્રદેશને દબાવવા માગે છે."

વડાપ્રધાને જણાવ્યું છે તેમ, બંધારણ-સભામાં આપણા લોકોએ પોતાના એકત્રિત ડહાપણ અને રાજનીતિની કુશળતાથી આપણે માટે જે ભાષાકીય નીતિ નિશ્ચિત કરી છે, તે એક 'મહાન સિદ્ધિ' છે. તેનું આપણે વિરલ અમૂલ્ય વસ્તુ તરીકે તથા રાષ્ટ્રભાષા માટેની અર્ધી સદી જેટલી જૂની ચળવળના સુખદ અંત તરીકે ચીવટથી રક્ષણ કરવું જોઈએ.

કેટલાક લોકો અત્યારે એવો પોકાર ઉઠાવે છે કે આપણે અખિલ-હિંદની સામાન્ય ભાષા તરીકે અંગ્રેજીને જ ચાલુ રાખવી જોઈએ. 'આપણી પાસે આવેલી તે વસ્તુને આપણે ફેંકી દેવી ન જોઈએ.' પરંતુ હિંદી-પ્રચારની ચળવળ અંગ્રેજીને માધ્યમ તરીકે હઠાવવાના પ્રયત્નના પ્રતીક તરીકે ઊભેલી છે; પરંતુ અંગ્રેજી ભાષાના જ્ઞાનથી મળતા ફાયદાને ગુમાવવો એ તેનો અર્થ નથી. અંગ્રેજી ભાષાને આંતર-ભાષા તરીકે અત્યારે ચાલુ રાખવી એ આપણી આમ-જનતાના સ્વમાન ઉપર ઘા કરે છે, એ વસ્તુ અંગ્રેજી-વાદીઓએ વેળાસર સમજી લેવાની જરૂર છે. હિંદી રાષ્ટ્રીયતાની ચળવળનો એક મુખ્ય પાયો અંગ્રેજી राज्यને હઠાવવું એટલો જ નહીં પણ આપણા શૈક્ષણિક, સામાજિક, રાજકીય અને જાહેરજીવન ઉપરથી અંગ્રેજી રાજ્ય જેટલા જ ઘાતક અંગ્રેજી ભાષાના સામ્રાજ્યને પણ હટાવવાનો રહ્યો છે અને હજુ પણ છે. એ મુદ્દા ઉપર 'યંગ ઇંડિયા'માં ૨૭ ફેબ્રુ૦ ૧૯૨૧ને રોજ રાષ્ટ્રપિતા ગાંધીજીએ જે લખ્યું છે, તે ટાંકીને હું મારું વકતવ્ય પૂરું કરીશ.

'હિંદના નાગરિકનો ઉત્તમોત્તમ વિકાસ અંગ્રેજીના જ્ઞાન વગર શકય બનવો જ જોઈએ. અંગ્રેજીના જ્ઞાન વિના ભદ્ર સમાજમાં દાખલ ન થઈ શકાય એવું આપણાં છોકરાછોકરીઓ માને એમ પ્રેરવું, એ આપણા પુરુષત્વ અને ખાસ કરીને સ્ત્રીત્વ ઉપર અત્યાચાર ગુજારવા સમાન છે. આવો વિચાર સહી પણ ન શકાય એવો અકારો – સ્વમાનઘાતક છે. અંગ્રેજીના મોહમાંથી છૂટવું એ સ્વરાજનું એક મૂળભૂત તત્ત્વ છે.'

**મગનભાઈ દેસાઈ**

[અંગ્રેજી ઉપરથી — ગો૦]

# આધુનિક મનુષ્યે સરજેલો પ્રકૃતિ-વિનાશ

## ૧. ચેતવાની જરૂર

ફ્રેંચ ભૌતિકશાસ્ત્રી અને નોબેલ પ્રાઇઝ-વિજેતા ચાર્લ્સ રિશેટે પોતાના પુસ્તકનું નામ આપ્યું છે: "મનુષ્યની બુદ્ધિહીનતા." મનુષ્યની બુદ્ધિએ વિજ્ઞાન વગેરે ક્ષેત્રોમાં જુદી જુદી શોધો કરીને સર્વજ્ઞતા જેવી બુદ્ધિ દાખવી છે ખરી; પરંતુ પોતે જે ભૂમિ ઉપર નિવાસ કરી રહ્યો છે, તથા કુદરતની જે સાધનસંપત્તિને આધારે જીવી રહ્યો છે, તેની તેણે જે પાયમાલી સરજી છે, અને હજુ સરજે છે, તે જોઈને કોઈ એમ ન કહી શકે કે તેનામાં અક્કલનો છાંટોય છે.

આંકડાઓ અને હકીકતો આપણી નજર સમક્ષ પોકાર કરી રહ્યાં છે. છૂટક ક્યાંક થોડો વિચાર થાય છે તથા પગલાં લેવાય છે. પણ જે ચાલુ નુકસાન ચોતરફ થઈ રહ્યું છે, તેને હિસાબે તે બધાં નહિવત્ છે. આખા પૃથ્વીગ્રહ માટે માનવ જાતિએ એકદમ જાગ્રત થઈ, સાર્વત્રિક રીતે વિચાર કરવાની તથા પગલાં ભરવાની જરૂર છે. તો જ માનવજાતનું જીવન આ પૃથ્વીગ્રહ ઉપર લાંબો વખત ટકી રહેવું કદાચ શક્ય બને.

યુનેસ્કોના 'કોરિયર' માસિકનો જાન્યુ૦ ૧૯૫૮નો એક આખો અંક આ અંગેની સચિત્ર માહિતીથી તૈયાર કરવામાં આવેલો છે. તેમાંથી નીચેનું ઉતાર્યું છે.

## ૨. પ્રાણીજગતનો કારમો નાશ

આદિવાસી લોકો ખોરાક માટે પ્રાણીઓને મારતા. પરંતુ તેમનાં સાદાં શસ્ત્રો દારૂગોળાવાળાં આધુનિક શસ્ત્રો જેવી વિનાશક શક્તિ ધરાવતાં ન હતાં. એટલે કુદરતમાં પ્રવર્તતી જુદાં જુદાં પ્રાણીઓના પ્રમાણની સમતુલાને કશો વાંધો આવતો ન હતો. પરંતુ હવે તો શિકાર-પ્રવૃત્તિએ એક કતલનું સ્વરૂપ જ અખત્યાર કર્યું છે; અને શીંગડાં, હાડકાં, ચામડાં વગેરેના વધેલા ઉપયોગ અને દુરુપયોગને કારણે કતલનું એ પ્રમાણ વધી રહ્યું છે.

જિબ્રા અને મૃગ ('એન્ટેલોપ') એ બે પ્રાણીઓની તો આફ્રિકામાં એટલા મોટા પ્રમાણમાં કતલ કરવામાં આવી છે કે, કેટલીક જાતિઓ નામશેષ જ થઈ ગઈ છે. જેમ કે, બર્શેલ-જિબ્રાનો છેલ્લો વંશજ ૧૯૦૯માં લંડનમાં મરણ પામ્યો. ક્વાગા-જિબ્રાની બોઅર-ગોરાઓએ દક્ષિણ આફ્રિકામાં પ્રથમ શિકાર માટે અને પછી માંસ પરદેશ વેચવા માટે એટલી કતલ ચલાવી કે, તેનો છેલ્લો વંશજ ૧૮૮૩માં આમસ્ટર્ડામમાં મરણ પામ્યો. હજુ પણ બીજે ઠેકાણે એ જ ધંધો ચાલુ છે. આઇવરી-કોસ્ટ પ્રદેશ એકલામાંથી જ ૧૯૫૩માં ૩ લાખ ૮૦ હજાર મૃગનાં ચામડાં પરદેશ ચડાવવામાં આવ્યાં હતાં.

હાર્વર અને એલને ગણતરી કાઢી છે કે, છેલ્લાં ૨૦૦૦ વર્ષ દરમ્યાન ૧૦૬ જાતિનાં મોટાં વિરાટ-કાય પ્રાણીઓ નામશેષ થઈ ગયાં છે. તેમાંથી પ્રથમ ૧૮૦૦ વર્ષમાં ૩૩ જાતિઓ જ નાશ પામી હતી. પછીનાં ૧૦૦ વર્ષમાં ૩૩ જાતિઓ વધુ નાશ પામી; પરંતુ છેલ્લાં ૫૦ વર્ષમાં તો ૪૦થી વધુ જાતિઓ નાશ પામી છે. આ ગણતરીમાં કેટલીય જાતિઓ જે અત્યારે નામશેષ થવાની તૈયારીમાં છે, તેમનો સમાવેશ નથી. જેમ કે, એશિયાનો સિંહ તો ગીરનાં જંગલમાં માત્ર ૨૫૦ નંગ જેટલી સંખ્યામાં જ બાકી રહ્યો છે. સાચવેલા ખાસ જંગલમાં માત્ર સો જેટલા માઉન્ટન-જિબ્રા દક્ષિણ આફ્રિકામાં કેપ-કોલોનીમાં બાકી રહ્યા છે. એક સૈકા અગાઉ તેમની સંખ્યા કરોડોથી ગણાતી હતી. તેમનાં ચામડાંને કારણે તેમની કતલ થઈ ગઈ.

રાઈટ વહેલ કે જે ૭૦ થી ૧૦૦ ફૂટ લાંબી હોય છે, તેને તો લગભગ નામશેષ કરવામાં આવી છે. વરાળયંત્રથી ચાલતાં ખાસ વહાણો તથા યંત્ર વડે ફેંકાતા આંકડાવાળા ભાલાથી અને રાક્ષસી ઊંટડાઓ કામમાં લઈને તેમનો ઢગલાબંધ શિકાર કરી નાખવામાં આવ્યો. ૧૯૪૪ થી માંડીને એના શિકાર ઉપર કંઈક આંતરરાષ્ટ્રીય નિયંત્રણ મુકાયું છે.

એક શીંગડાવાળો ગેંડો ('રિનોસિરોસ') પ્રાગ્-ઐતિહાસિક કાળથી ચાલ્યું આવતું પ્રાણી હતું અને

હિંદભરમાં તે મોટી સંખ્યામાં મળી આવતું હતું. પરંતુ તેના શીંગડાના વૈદકીય ઉપયોગને કારણે તેને લગભગ નામશેષ કરી નાખવામાં આવ્યું છે. આજે હવે આસામના કાસીરંગાના પ્રાણીસંગ્રહાલયમાં તેના થોડાક સેંકડા જ મોજૂદ છે.

આફ્રિકાનાં મેદાનો ઉપર જંગી સમુદાયોમાં ફરતો આદો – હાથી હવે દક્ષિણ આફ્રિકામાં થોડીક વીસીની સંખ્યામાં અસ્તિત્વ ધરાવે છે; અને તે પણ વીજળીના તારથી બાંધેલી ખાસ વાડની અંદર.

ઉત્તર અમેરિકાનો જંગલી બિસોન-સાંઢ કરોડોની સંખ્યામાં મેદાનોમાં ચરતો હતો. ટ્રાન્સ-કોન્ટિનન્ટલ રેલવે બંધાવા માંડી, ત્યારે પાટા વચ્ચે તે ન ધસી આવે તે માટે તેની કતલ શરૂ થઈ. ૧૮૮૨માં તે કંપનીએ તેનાં બે લાખ ચામડાં નિકાસ કર્યાં હતાં. પછી ૧૮૮૩માં ૪૦,૦૦૦, ૧૮૮૪માં ૩૦૦ અને ૧૮૮૫માં એકે નહીં! તેનાં લોહી-માંસનું ખાતર સારું બનતું. તેનાં હાડપિંજરોના તો હજારો ટન વજનના ગંજ ખડકાયા હતા. અત્યારે બિસોન-સાંઢ ખાસ ઉપવનોમાં સુરક્ષિત રીતે જાળવી રાખેલા નમૂના તરીકે અસ્તિત્વ ધરાવે છે; અને તેની સંખ્યા ૩૦,૦૦૦ થી વધુ નહીં હોય.

કેરીબિયન મન્ક સીલ ૮ ફૂટ લાંબું હોય છે. તે મેક્સિકોના અખાતમાં ચારે તરફ મળી આવતું. ૧૮ મા સૈકા પછી તેનો તેલ માટે શિકાર શરૂ થયો. એ શિકારને 'સોનાની ખાણ' કહેતા. પરિણામે ૧૯૨૨ સુધીમાં તો તેનાં દર્શન જ દુર્લભ થઈ ગયાં. અત્યારે તે ક્યાંય મોજૂદ છે કે કેમ તે કોઈ જાણતું નથી.

માડાગાસ્કરનાં જંગલમાં મળી આવતું લેમુર પ્રાણી બહુ રહસ્યમય પ્રાણી મનાય છે. રોમન લોકો તેને મરેલાં માણસોનો પ્રેત-અવતાર કહેતા. એ પ્રાણી જંગલનું રહેવાસી છે પરંતુ માડાગાસ્કરનાં જંગલોનો ૯/૧૦ ભાગ ખેતી માટે બાળી નખાયો હોવાથી, તે પ્રાણી હવે લુપ્તપ્રાય દશામાં છે.

મોરિશિયસનું ડોડો નામનું પંખી હંસ જેટલું મોટું હતું. પરંતુ તેને પાંખોની જગાએ થોડાં બહાર નીકળતાં પીંછાં અને પૂંછડીની જગાએ થોડાં પીંછાંનો ગુચ્છો હોતો; એટલે તે પંખી ઊડી શકતું નહિ. વળી દેખીતું જ તે નર્યાં ખાવાલાયક માંસથી ભરેલું; એટલે જ્યારે એ ટાપુઓ ગોરાઓ વડે 'શોધાયા' કે તરત તેનો કારમો શિકાર શરૂ થયો. અને ઈ. સ. ૧૬૦૧ થી માંડીને ૧૭૧૨ સુધીમાં તો એ પંખીનું નામનિશાન પણ નીકળી ગયું. માત્ર ઑક્સફર્ડમાં મસાલો ભરીને સીવી લીધેલી તેની ચામડીના થોડા નમૂનાઓ અને સંગ્રહસ્થાનોમાં તેનાં થોડાં ચિત્રો જ બાકી રહ્યાં છે. હવે તો તેની પેઠે નામશેષ થઈ ગયેલી વસ્તુ માટે કહેવત પણ થઈ ગઈ છે કે, 'ડોડો જેવું લુપ્ત થઈ ગયેલું' ('ઍઝ ડેડ ઍઝ ધ ડોડો').

એવું બીજું નામશેષ થયેલું પંખી કે પ્રાણી તે ગ્રેટ ઑક. તેને પાંખોને ઠેકાણે બે નાનાં વાંકાં ઠૂંઠાં જ હોતાં. એટલે તે ઊડી શકાતું નહિ. આઇસલેન્ડ, ફેરોઝ અને હેબ્રાઇડ એ સ્થળોનું એ વતની હતું. તેનો તેલ અને ચરબી માટે શિકાર કરાતો. તેનાં ઈંડાંની પણ બહુ માગ હતી. એટલે ઈ. સ. ૧૮૪૪માં તેનો છેલ્લો વંશજ કતલ થઈ ગયો. અત્યારે માત્ર તેની થોડી ચામડીઓ, હાડપિંજરો અને ગણ્યાંગાંઠ્યાં ઈંડાં જ બાકી રહ્યાં છે. અને તે ઈંડાંના અજાયબી તરીકે દરેકના ૯૦૦૦ રૂપિયા ઊપજે છે.

સુંદર 'પ્રવાસી પારેવું' ('પૅસેન્જર પિજિયન') અમેરિકા ખંડનું વતની હતું. તે તેના લાંબા પ્રવાસો માટે મશહૂર હતું. પ્રવાસ દરમ્યાન તેનાં ટોળાં એવાં મોટાં હોતાં કે આકાશમાંથી તે પસાર થાય ત્યારે અંધારું થઈ જતું. ૧૬ થી ૨૧ ઈંચ લંબાઈનું એ પંખી પણ તેનો કારમો શિકાર શરૂ થતાં નાશ પામી ગયું. સિનસિનાટીના પ્રાણી-સંગ્રહમાં છેલ્લું પારેવું ૧૯૧૪માં મરણ પામ્યું.

સ્ટેલરની જળ-ગાય તરીકે ઓળખાતું દરિયાઈ પ્રાણી ૨૪ ફૂટ લાંબું હતું. કામચાટકા, બેરિંગ ટાપુ અને કોપર ટાપુઓ ઉપર તેનો નિવાસ હતો. તે બિલકુલ અરક્ષિત, તથા વિશ્વાસુ જાતનું અને ખાવા-લાયક (!) પ્રાણી હતું. એટલે બેરિંગ અને

સ્ટેલરે ૧૭૪૧માં તેને 'શોધી' કાઢ્યું ત્યાર બાદ ખલાસીઓ તેના શિકાર અર્થે જ ઊતરી પડ્યા. ન માની શકાય તેટલી સંખ્યામાં તેનો શિકાર થઈ ગયો. ૯ વર્ષની અંદર તો એક પણ જળ-ગાયનું કોપર ટાપુ ઉપર અસ્તિત્વ ન રહ્યું, અને ૧૮ મા સૈકાના અંતમાં તો આખી જાતિનો ધરતીના તળ ઉપરથી લોપ થઈ ગયો.

### ૩. કુદરતમાં સૌ કોઈનું પ્રયોજન

કેટલાક દાખલામાં તો કેટલાંક પ્રાણીઓનો નાશ તેમને માનવજાત માટે નુકસાનકારક માનીને કરી નાખવામાં આવ્યો છે. પરંતુ કુદરતની સમતુલામાં તેમનું સ્થાન શું હતું, તથા તેમનો નાશ થવાથી બીજા ઉપદ્રવો કેવા વધી ગયા, તેની જાણ પણ થવા લાગે, ત્યાર પહેલાં તો માણસે તેમને નામશેષ કરી નાખ્યાં હોય છે.

આફ્રિકામાં, અત્યાર સુધી, ચિત્તાને ઘેટાં-બકરાં ઉપાડી જનાર ત્રાસજનક પ્રાણી ગણવામાં આવતું. અને તેથી તેની કતલને સત્તાવાળાઓ ખાસ ઉત્તેજન આપતા. પરિણામે કેટલાય વિશાળ પ્રદેશો ઉપરથી તેનો લોપ થઈ ગયો. પરંતુ પરિણામે એ પ્રદેશોમાં જંગલી ભૂંડ-કુક્કર, માંકડાં વગેરેની વસ્તી એટલી વધી વધી ગઈ કે, ખેડૂતોનાં ખેતરો ને ખેતરો સફાચટ થઈ જવા લાગ્યાં. કારણ કે, પાકને ખાઈ જનાર એ બધાં પ્રાણીઓની સંખ્યા ચિત્તો જ મર્યાદામાં રાખતો! ખેડૂતો હવે સમજવા લાગ્યા છે કે, ચિત્તો થોડાં ઘેટાં-બકરાં ઉપાડી જાય, તેના કરતાં તેના વિના ખેતીને થતું નુકસાન કેટલાય ગણું વધારે છે!

માછલાં પકડનાર માણસને માછલાંનો શિકાર કરતું 'ઑટર' (મગર જેવું પ્રાણી) દેખ્યું ન ગમે, એ સ્વાભાવિક છે. કેટલાક દેશોમાં માછીમારોએ ઑટરના નાશની ઝુંબેશ જ ઉપાડી હતી. ઑટરનો નાશ થતાં તાત્કાલિક તો માછલાં વધારે મળવા લાગ્યાં. પણ થોડા વખત બાદ જણાયું કે તે ભાગમાંથી માછલાં પણ અદૃશ્ય થવા લાગ્યાં છે! કારણ એ હતું કે, ઑટર મોટે ભાગે બીમાર માછલાંને જ પકડી શકતું અને એ રીતે રોગીલાં માછલાં મર્યાદામાં રહેતાં. પણ ઑટર જતાં રોગીલાં માછલાં વધી ગયાં અને પછી તો આખો સમુદાય જ રોગ-બીમારીનો ભોગ બનીને ખલાસ થઈ ગયો!

આફ્રિકામાં મગરને તે જ પ્રમાણે ત્રાસરૂપ માનવામાં આવે છે. અને તેની કતલ પણ મોટા પ્રમાણમાં થયા કરતી. પરંતુ પૂર્વ આફ્રિકાના મત્સ્ય-સંશોધન મંડળે હમણાં બહાર પાડેલા અહેવાલમાં અમુક જળજંતુ, તથા બીમાર માછલાંનો નાશ કરવામાં તેનું ઉપયોગીપણું સ્વીકારવામાં આવ્યું છે.

સામાન્ય રીતે હાનિકારક પ્રાણી-જંતુનો નાશ કરવા જે પરદેશી પ્રાણીઓ લાવવામાં આવે છે, તે પણ સરવાળે હાનિકારક નીવડે છે. જેમ કે, જમૈકામાં શેરડીના વાવેતરનો નાશ કરતા ઉંદરોનો નાશ કરવા નોળિયાને આણવામાં આવ્યો. દશ વર્ષમાં તો નોળિયાએ બધા ઉંદરોને ખલાસ કરી નાખ્યા અને પછી તો પોતાના આહાર માટે તેણે ઘેટાં-બકરાં, ભટોળિયાં વગેરે ઉપાડવા માંડ્યાં. તથા તે દુર્લભ થતાં તેણે જંગલમાં અમુક વનસ્પતિનો ધાણ કાઢવા માંડ્યો. દરમ્યાન ઉંદરો ઝાડ ઉપર રહેતા થઈ ગયા અને તેમની સંખ્યા પાછી વધવા લાગી. કારણ ત્રણ વર્ષમાં ઉંદરની નર-માદાની એક જ જોડી ૨ લાખ ૫૭ હજાર અને ૭૬૨ વંશજોને ઉત્પન્ન કરી શકે છે.

ખેતી વગેરેને હાનિકારક કેટલાંક જંતુઓનો નાશ કરવા મબલખ છાંટણાં, પાવડર વગેરેનો ઉપયોગ થાય છે. પણ કેટલાક દાખલાઓમાં તો એ બધાથી કેટલીક ઉપયોગી જાતો પણ નાશ પામે છે. જંતુ-નાશક છાંટણાંથી ઇયળ વગેરે નાશ પામતાં તેમના ઉપર જીવતાં પંખીઓ પણ નાશ પામે છે; અને ઘણા દાખલાઓમાં તો તે પાંદડાં ચરતાં પશુઓ પણ નાશ પામે છે.

મધમાખો વનસ્પતિના પરાગને વહન કરી બીજોત્પત્તિમાં કેવો અગત્યનો ભાગ ભજવે છે, એ તો જાણીતી વાત છે. સાર્ડિનિયામાં મલેરિયાના મચ્છરોનો નાશ કરવા જંતુ-નાશક છાંટણાં છાંટવામાં આવતાં એ માખો પણ નાશ પામી ગઈ. પરિણામે ઓલિવનાં ઝાડ તે વર્ષે ફળ્યાં જ નહિ.

આફ્રિકાનું હિપોપોટેમસ પ્રાણી કશા પણ કામનું હશે એમ કોઈને કલ્પના ન જાય. પરંતુ ખાસ કરીને પૂર્વ આફ્રિકાનાં સરોવરોમાં એની અઘારથી જ પાણીનું તળ ફળદ્રુપ બને છે અને ત્યાં ઊગતી કે થતી જીવાત-વનસ્પતિ ખાઈને જ માછલાં પોષણ પામે છે. એ માછલાં વડે જ પછી આફ્રિકા ખંડના લોકોને જોઈતું પ્રોટીન તત્ત્વ મળી રહે છે.

### ૪. જમીનનો નાશ

પરંતુ જમીન એ તો આપણી પાયાની મૂળભૂત મિલકત છે. કોઈ પણ દેશનું સુખ, જમીન ઉપરનો જે થોડાક ઇંચ જેટલો ભાગ સજીવ વનસ્પતિ કે પદાર્થોનું ખાતર ભળીને બનેલો છે, તથા જેમાં જમીનનાં પોષક તત્ત્વો રહેલાં છે, તેના ઉપર જ આધાર રાખે છે. એ ઉપરના આઠ-દશ ઇંચ નીચે તો નિર્જીવ મટોડું જ છે. તેમાં કશું ઊગી ન શકે. એ ઉપરના થરમાં જે વનસ્પતિ પેદા થાય છે, તેના ઉપર જ પશુ-પ્રાણી સૌનો આધાર છે.

માણસને જ્યાં અક્ષત જમીન વારસામાં મળી હોય છે, ત્યાં જમીન ઉપરના આ કીમતી પડને લંગરની પેઠે જકડી રાખનાર વનસ્પતિ પણ અક્ષત હોય છે. પાણી-પવન વગેરેથી એ ઉપલા પડને ધોવાઈ કે ઊડી જતું એ જ રોકે છે. ઉપરાંત એ પડની ફળદ્રુપતામાં પણ એ વનસ્પતિ ઉમેરો જ કર્યા કરે છે. તથા પાણીનું અભિસરણ પણ તે જ જાળવે છે. સૂર્યની બાળતી ગરમીથી સજીવ તત્ત્વને જમીનમાંથી નાશ પામતું પણ તે જ રોકે છે. ટેકરીઓના ઢોળાવ ઉપરની જમીનને પણ તે જ ધોવાઈ જતી અટકાવે છે. વનસ્પતિથી જ વરસાદનું પાણી જમીનમાં ઊંડે ઊતરી શકે છે, અને ઉપરથી જ વહી જતું નથી.

વધુ જમીનને ખેતી હેઠળ લાવવા માણસો જંગલોને કાપી નાખે છે અને જમીનને પાણી, તડકો અને હવાના આક્રમણ સામે ખુલ્લી કરી નાખે છે. વરસાદ પડતાં જમીન ધોવાવા લાગે છે અને તેના ખનિજ-ક્ષારો વહી જાય છે. અમેરિકા એકલાને જ જમીનના ધોવાણનું નુકસાન દર વર્ષે ૬૦ અબજ રૂપિયાની કિંમતનું થાય છે, એવી ગણતરી છે. ઉત્તર ચીનમાં વિશાળ પ્રદેશો જંગલથી છવાયેલા હતા. પણ માણસોએ ખેતી માટે જંગલો સાફ કરતાં, એ પ્રદેશો આજે માત્ર નકામી ધૂળ અને પથ્થરથી છવાયેલા વેરાન પ્રદેશો બની ગયા છે. આ પ્રદેશોના વતનીઓ બળતણ તરીકે જમીનમાં રહેલાં જડિયાં પણ ખોદી કાઢીને વાપરે છે. ચીની ફિલસૂફ લાઓ-ત્સુએ છઠ્ઠા સૈકા જેટલે વહેલેથી લોકોને ચેતવણી આપી હતી કે, જંગલનો નાશ કરવાથી કરુણ પરિણામો આવશે.

જમીનનું ધોવાણ તો ઘણા વખતથી થતું આવ્યું છે; પરંતુ જંગલોના નાશથી અને ખેતીની નવી રીતોથી તેનું પ્રમાણ પહેલાં કરતાં કેટલાય ગણું ભયંકર બની ગયું છે. હજારો વર્ષથી બકરાંઓ દ્વારા ભોંય-તળ ખોદાતું-ખરપાતું આવ્યું છે. પરંતુ અત્યારે ટેંક અને બુલ-ડોઝર મશીન વડે જે રીતે જમીન તૂટી રહી છે, તેનું પ્રમાણ ક્યાંય વધારે છે, અને કેટલુંય ઝડપી છે. જમીન સાફ કરવા માટે આગ લગાડવાની રીત ઘણા વખતથી ચાલતી આવેલી છે; પરંતુ ધન-ખેતીની યુરોપીય પદ્ધતિઓ કેટલાક દાખલાઓમાં તો જમીનના નાશની દૃષ્ટિએ અત્યંત કારમી છે.

અમેરિકામાં પણ જંગલ અને વનસ્પતિનો નાશ થતાં થોડા જ વખતમાં 'ધૂળનું પવાલું' નામે ઓળખાતો વેરાન પ્રદેશ ઊભો થયો અને ત્યાંથી માણસોને નાસવું પડ્યું, એ તો જાણીતી હકીકત છે. યુરોપને સમશીતોષ્ણ હવામાનનો મહાલાભ મળેલો છે. પરંતુ જંગલોનો નાશ થવાથી આવતાં પરિણામોનો સ્વાદ તેને ક્યારનો ચાખવા મળવા લાગ્યો છે.

હાનોવર (જર્મની) નજીક ઊડવા માંડેલા ધૂળકોટે ખેતરો ઉપરથી ૩૦ ટકા જેટલી ફળદ્રુપ જમીન ઉરાડી મૂકી હતી. તે જ કારણે પૂર્વયુરોપના ભાગો ધીમે ધીમે વેરાન બનતા જાય છે.

પેરુની સમૃદ્ધિનો મુખ્ય આધાર પેરુવિયન ટાપુઓ ઉપર અમુક જાતનાં પંખીઓએ કરેલી અઘારનું ગ્વાનો નામનું ખાતર હતું. તેથી ઇન્કા રાજાઓ એ ટાપુઓમાં પરવાનગી વગર કોઈ માણસ જાય તો પણ તેને મોતની સજા ફરમાવતા. એ ટાપુઓ ગ્વાનો-ખાતર ભેગું કરવા જ વપરાતા. પરંતુ ગયા સૈકાના મધ્ય ભાગમાં મોટા પાયા ઉપર એ ટાપુઓ ઉપર જ ખેતી શરૂ કરવામાં આવી. પેલાં પંખીઓને પાકને નુકસાન કરનારાં માની, ખાસ માણસો રોકી, તેમના માળાઓમાંથી ભગાડી મૂકવામાં આવ્યાં. હવે મોડે મોડે એ પંખીઓના ખાતરની કિંમત સૌને સમજાવા લાગી છે.

કુદરત રાજદ્વારી સીમાઓ જાણતી નથી. તેના હવાપાણીના પ્રવાહો અને પશુ–પંખીના સમુદાયો, વિશાળ પ્રદેશને આવરતા હોય છે. એટલે અમુક એક ભાગમાં કરવામાં આવેલું નુકસાન પરિણામની દૃષ્ટિએ ઘણું વ્યાપક બની જતું હોય છે.

બેલ્જિયમનો એક ઉલ્કા-વિજ્ઞાનશાસ્ત્રી જણાવે છે કે, લીજમાં આવેલી તેની પ્રયોગશાળાની આસપાસના વાતાવરણમાં તેને વીજળીનું વહન ('કંડક્ટિવિટી') ઘણું વધી ગયેલું લાગ્યું. તેનું એક પરિણામ એ પણ આવે કે, વાતાવરણમાં વીજળીના ચમકારાથી નિયત થતા નાઇટ્રોજનનું પ્રમાણ ઘટી જાય. આમ થાય તો જમીનને જે કુદરતી ખાતર મળતું રહે છે, તે ન મળે. આ વસ્તુ અણુબૉંબના પ્રયોગોની સાથે સાથે જ શરૂ થઈ છે. એટલે જો એ વિજ્ઞાનશાસ્ત્રીની ધારણા ખરી સાબિત થાય, તો અણુબૉંબ વડે આપણે જમીનની ફળદ્રુપતાને એક વધુ કારમો ફટકો લગાવ્યો છે, એમ કહેવાય.

પણ આ પ્રમાણે માણસ ઊંધું ઘાલીને કુદરતને ક્યાં સુધી રંજાડતો રહેશે? પોતે જે ડાળ ઉપર બેઠેલો છે, તે ડાળ જ કાપનાર કઠિયારાની મૂર્ખતાની વાત જાણીતી છે. માણસે પણ કુદરત સાથે એ જાતનો ખતરનાક ખેલ માંડ્યો છે; પણ તે વિજ્ઞાની તરીકેના મહા બુદ્ધિશાળી પ્રાણી હોવાના દાવા સાથે!

### ૫. યજ્ઞનું ચક્ર

કુદરતની સર્વ સાધનસંપત્તિ તેનાં સૌ સંતાનો માટે છે. અને તેમાં મૂક ગણાતાં પશુ-પંખી, જીવ-જંતુ પણ આવી ગયાં. કુદરતે પોતાના અગમ્ય ડહાપણથી એવી ગોઠવણ કરેલી છે કે, એ બધાં પશુ-પંખી-પ્રાણીઓ એ સંપત્તિ ભોગવે તેની સાથે સાથે કુદરતને ટકવવાનું આવશ્યક કામ પણ બજાવતાં જાય. એટલે કુદરતની સંપત્તિ એ પ્રાણીઓ માટે છે, તેમ જ એ પ્રાણીઓ પોતે પણ એ સંપત્તિને ઊભી કરવામાં મદદ કરનાર — બીજી રીતે કહીએ તો એ સંપત્તિરૂપ જ છે.

એટલે, કુદરતની સંપત્તિનો ઉપભોગ, બીજી રીતે તે સંપત્તિમાં પાછો ઉમેરો કરી આપવાના પ્રમાણમાં જ થઈ શકે. સૌ પશુ-પ્રાણીઓ કુદરતી રીતે તેમ જ કરી રહ્યાં છે. જૂની આદિવાસી સંસ્કૃતિઓ પણ તેમ જ કરતી હતી. પણ આપણે અત્યારે 'સુધરેલા' કહેવાતાઓએ એ આખી પ્રક્રિયા ઉપર મનસ્વીપણે છેદ મૂક્યો છે. આપણે આપણા ઉપભોગને વકરાવી મૂક્યા છે, અને તેને માટે કુદરતની સાધનસંપત્તિ તેમ જ પ્રાણી-સંપત્તિ ઉપર મનસ્વીપણે કારમો હાથ નાખ્યો છે. અને તે પણ મોટે ભાગે લોખંડ, પેટ્રોલ, કોલસો વગેરે ખનિજ સંપત્તિ ઉપર, કે જે સંપત્તિ વનસ્પતિની પેઠે દર વર્ષે નવી ઉત્પન્ન થતી નથી!

આપણે આદરેલો હત્યાકાંડ થોભાવી દઈ, આપણે ઉઘાડી આત્મહત્યાને માર્ગેથી વેળાસર પાછા વળીશું ખરા? કે પછી એવા વિચારને પણ 'પ્રત્યાઘાતી' વગેરે બદનામીથી નવાજી, આપણે તો એ જ માર્ગે વિજયસૂચના પડઘમ સાથે આગળ જ ધપ્યે જઈશું?

— ગો૦

# પ્રશ્નપેટી

## ૧

## અતિ અઘરો સવાલ

એક ભાઈ તા. ૧-૫-'૫૮ના પોતાના પત્રમાં નીચેનો સવાલ ઉઠાવે છે :—

' આપણી શિક્ષણ-સંસ્થાઓમાં છેલ્લાં કેટલાંક વર્ષોથી એક બદી ફાલી રહી છે, તે તરફ આપનું ધ્યાન ખેંચવાની રજા લઉં છું.

"આપ જાણો છો કે, છેલ્લાં કેટલાંક વર્ષોથી કન્યાઓ મોટી સંખ્યામાં હાઈ સ્કૂલમાં અને કૉલેજોમાં શિક્ષણ લઈ રહી છે. સ્ત્રીશિક્ષણની દૃષ્ટિએ આ શુભ ચિહ્ન છે. વધારામાં કહીએ તો "To educate a boy is to educate an individual, but to educate a girl is to educate a family." પણ વાલીઓના દિલમાં અને અત્રે કેટલાક બનાવોથી ગંભીર કુશંકાઓ જાગી છે. આપણી હાઈ સ્કૂલો શિક્ષણ-સંસ્થાઓ છે કે જુવાન શિક્ષકોને પોતાની વિદ્યાર્થિનીઓ સાથે પ્રેમ કરી તેમને ભોળવી પરણી જવાની સગવડ રૂપ સંસ્થાઓ છે? આ ગંભીર સવાલ મને મૂંઝવી રહ્યા છે. હું રહું છું ત્યાં મારા પડોશમાં જ તાજેતરમાં એક દાખલો બન્યો છે. અને બીજા પણ અનેક દાખલા મારી જાણમાં છે.

"એક વિદ્યાર્થિની, કે જેની ઉંમર આશરે ૧૮ વર્ષની હમણાં એક માસ ઉપર થઈ એમ તેના નિશાળના દાખલા ઉપરથી માલમ પડે છે. . . . તે બે વર્ષ પર જે નિશાળમાં ભણતી હતી, તે નિશાળમાં ભણાવતા શિક્ષક, કે જેમની ઉંમર હાલમાં આશરે ૨૫ વર્ષ હશે, તેઓ છેલ્લા બે વર્ષથી એ છોકરીને ભોળવી રહ્યા હતા. તે છોકરીનો વિવાહ તેનાં માબાપોએ તેમની જ્ઞાતિના એક છોકરા સાથે કરેલો હતો. તે છોકરો એમ. એ.ની પરીક્ષા ગઈ સાલ પાસ થઈ ગયેલ છે. પણ આપણી સરકારના કાયદાને માન આપીને બન્ને તરફનાં માબાપો છોકરીની પુખ્ત વય (સરકારે હાલમાં માન્ય કરેલી) થવાની રાહ જોઈ રહ્યાં હતાં. ૧૮ વર્ષની થઈ એટલે હમણાં જ તા. ૧૩-૪-'૫૮ના રોજ તેમનાં માબાપને અંધારામાં રાખીને તેને ભણાવતા માસ્તર પરણી ગયા.

"આ બનાવથી છોકરીઓનાં માબાપે શું સમજવું? ઉંમર લાયક છોકરીઓને માટે હાઈ સ્કૂલોમાં કાંઈ સલામતી ખરી? માબાપો પોતાની છોકરીઓને શાળામાં મોકલે છે વિદ્યાભ્યાસ માટે. શાળાના સંચાલકોની કોઈ જવાબદારી આમાં ખરી કે નહીં? માબાપો પૂરા વિશ્વાસથી પોતાની દીકરીઓને મોકલે, તેમના વિશ્વાસનો આમાં ભંગ ખરો કે નહીં? આ શિક્ષક કાયદેસર કે નૈતિક રીતે ગુનેગાર ખરો કે નહીં?

"સિવિલ મૅરેજની રીતે આ લગ્ન થયું છે; તેમાં કાયદો કોર્ટના નોટિસ-બોર્ડ ઉપર ૨૧ દિવસની નોટિસ મૂકે છે અને કોઈને વાંધો હોય તો તે જણાવવાની સૌને છૂટ અપાઈ એમ કહે છે. પણ એક અજાણ્યા ખૂણે નોટિસ બોર્ડ ઉપર મૂકેલી નોટિસ છોકરાના બાપ કે હિતેચ્છુઓની જાણમાં શી રીતે આવે?

"કદાચ એમ કહેવાય કે, છોકરી ઉંમરલાયક હોય અને શિક્ષક અને તે પરણી જાય અને કાયદા પ્રમાણે વિધિ થઈ હોય, તો તેમાં શું થઈ શકે? પણ આવા બનાવથી માબાપોનાં દિલ હાલી ઊઠે અને તેમનો વિશ્વાસ ડગમગી જાય એ પણ નક્કર સત્ય છે. તો જે શિક્ષક આવા તેમનામાં મૂકેલા વિશ્વાસના ભંગ માટે જવાબદાર હોય, તે ફરીથી શિક્ષણકાર્ય કોઈ ઠેકાણે ન કરી શકે, એવી જોગવાઈ કરતાં નિયમનો રાખી શકાય કે કેમ? અગર જે શાળા આવા શિક્ષકોને સંઘરતી હોય, તે શાળાને મળતી ગ્રાન્ટ અને માન્યતા પાછી ખેંચી લેવાનાં શિક્ષાત્મક પગલાં લઈ શકાય કે નહીં?

"ટૂંકમાં, આપણી શિક્ષણ-સંસ્થાઓ વિદ્યાદાનની સંસ્થાઓ રહે કે પ્રણય કરવાનાં મિલનસ્થાનો બની રહે?"

લગભગ આખો પત્ર ઉપર ઉતાર્યો છે. સવાલ ગંભીર છે; આપણાં સમાજ અને શિક્ષણ માટે સળગતો ગણાય એવો છે. ઉપર ઉપરથી જોતાં તે સહશિક્ષણનો જ માત્ર લાગવા સંભવ છે. તે તો એ છે જ. પરંતુ તેમાંથી ફૂટતા અવનવા સામાજિક સવાલો એમાં રહેલા છે, કે જેમનો નિર્દેશ પત્રકારે કેટલાક સવાલો રૂપે છેવટે કર્યો છે. અહીંયાં એક બે બાબતો ચર્ચામાં લેવા ધારું છું.

સહશિક્ષણ પ્રાથમિક શાળાનાં સાત ધોરણ સુધી સૌ માન્ય કરશે, એમ ગણીને ચાલવામાં ભૂલ નહિ થાય. પત્રકાર જે કહે છે તે એવા બનાવો છે કે જે માધ્યમિકથી અને આગળ પણ સહશિક્ષણ ચાલે તે વિષે ભય અને મતભેદ પેદા કરશે. અને એવાં ચિહ્ન દેખાય છે. જેમ કે, છોકરીઓ માટે હાઇસ્કૂલો અને કૉલેજો અલગ નીકળતી જાય છે.

બીજી તરફથી, માબાપો કન્યાઓને પણ ભણાવવા ચાહે છે. લગ્ન કરવાની ઉંમર મોટી થતી જ જાય છે. સારો વર મેળવવા માટે તેમ જ આર્થિક સ્ત્રી-સ્વાતંત્ર્યના નવમતને લઈને કન્યાઓ પોતેય ભણવા ચાહે છે. આથી છોકરા છોકરીઓ ભેગાં ભણતાં થઈ ગયાં અને સહશિક્ષણ એની મેળે ચાલુ થઈ ગયું.

ઉંમરવાર છોકરા-છોકરીઓ આ રીતે ભેગાં થાય, તેને માટે તક મળે, તથા આજના નવલકથા-નાટ્ય અને સિનેમા સાહિત્યના વાતાવરણમાં તેમની ભાવ-સૃષ્ટિ અને કલ્પનાના ઘોડા ઘડાય, ત્યાં આગળ પત્રકાર લખે છે તેવાં, જાત જાતનાં વિપરિણામો થાય, એ પણ ઉઘાડું છે. હકીકતે વાત એ છે કે, ખાસ કરીને શહેરી વસ્તીમાં અને ઉજળિયાત કહેવાતી નાતોમાં, નવા જમાનાનો પવન વાવા લાગ્યો છે. તેના અવનવા સંસર્ગ કે સંગ-સોબતના પ્રસંગો, નવી આશાઓ અને ઇચ્છાઓ, તે મુજબ વર્તવામાં સમજાતી સ્વતંત્રતા અને અર્વાચીનતા, વગેરેથી નવી પરિસ્થિતિ ઊભી થઈ છે. સામી બાજુએ જુઓ તો તદનુરૂપ રૂઢિ નથી થઈ. પરિણામે જૂની રૂઢિ અને તેના ખ્યાલો સાથે નવમતવાદ અને તેના પ્રયોગો વચ્ચે ઘર્ષણ ચાલે છે.

વાચકને થશે કે, આ કહ્યું એ તો ઠીક છે; પણ તે સમજ્યાથી વળ્યું શું? કરવું શું? અને પત્ર-લેખકે તે વાત પૂછી છે. તેમણે જે દાખલો ટાંક્યા છે તે લઈએ.

છોકરીએ સ્વયંવર ચાહ્યો. તેનો વિવાહ કરેલો તે છતાં ગુપ્તતાથી તેણે બીજે મન સેવ્યું; માતા-પિતાને અંધારામાં રાખ્યાં. અંગ્રેજ સમાજ, કે જ્યાં લગ્નપદ્ધતિ વધુ સ્વયંવરને મળતી છે, ત્યાં સગાઈ થાય પછી કોઈ યુવાન યુવતી બીજા જોડે વાત ન કરે. સગાઈ તૂટે પછી જ એ બની શકે. પત્રલેખકે ટાંકેલા કિસ્સામાં આ વાતનો ભંગ છે. તેમાં ફોસલામણ ને કપટ છે, અને તે જ માબાપને ખરેખર સાલે છે. છોકરી એમના ડરથી — કે, તેઓ ઇચ્છાલગ્ન નહીં કરવા દે,— છુપાવે છે, એ મૂળ ગરબડનું કારણ છે. માબાપ પર વિશ્વાસ હોત તો છોકરી તેમને ( કે માતાને ) દિલની વાત કહેત. આવો વિશ્વાસ કુટુંબમાં હવે હોવો જોઈએ. શિક્ષકે જો છોકરીને ફોસલાવી, તો તેનો બેવડો ગુનો ઠરે. તે જો જાણતો હોય કે સગાઈ થયેલી છે, તો તેણે પોતાનું મન રોકવું જ જોઈતું હતું. ન રોક્યું અને ગુપ્તતાથી માબાપને દગો દીધો, એમ કહેવાય. શિક્ષક હોઈ ને તેની પાસે વધારે સમજભરી જવાબદારીની આશા રખાય. શાળાના પોતાના સ્થાનનો દુરુપયોગ કર્યો — શિક્ષણના મિષે લગ્નસંબંધનો જોગ સાધ્યો, એ પણ ગંભીર ઠરે છે. એ વિષે શિક્ષણખાતું ભાગ્યે જ કોઈ નિયમ વડે કાંઈ અસરકારક કરી શકે. પણ તે તે શાળાના સંચાલકોએ જાગ્રત બનવું જોઈએ અને વાલીઓને તેમનાં બાળકો પરત્વે અભયનું વાતાવરણ સરજી આપવું જોઈએ. શાળાનાં વાલીસંમેલનો પણ આ બાબતમાં ચર્ચા કરે ને કાંઈક વહેવારુ રીતિઓ જોઈ કાઢી શકે; શિક્ષક-સંમેલનો માટેય સવાલ છે જ.

૨-૬-'૫૮

## ૨

## હિંદી શિક્ષક સનદ પરીક્ષા

સરકાર આ પરીક્ષા લે છે તે અંગે એક ભાઈ સુરતથી નીચેનો પ્રશ્ન પૂછે છે :—

"હાલમાં મુંબઈ સરકારના કેળવણીખાતા તરફથી સિનિયર હિન્દી શિક્ષક સનદ પરીક્ષા શરૂ થઈ છે. તેમાં પાંચ પ્રશ્નપત્રો શિક્ષણપદ્ધતિ અને મનોવિજ્ઞાન પર હોય છે. એ પ્રશ્નપત્રોના માત્ર હિન્દીમાં જ જવાબ આપવાના હોય છે. વળી એ એક શૈક્ષણિક લાયકાતની ઉપાધિ-પરીક્ષા છે. આપણા રાજ્યમાં એવી પરીક્ષાઓ, જેવી કે T. D; S. T. C; B. T. કે B. ED. માં પ્રશ્નપત્રો માતૃભાષામાં લખવાની છૂટ આપવામાં આવી છે. વળી આ પરીક્ષામાં હિન્દીની પાંચમી પરીક્ષા પાસ કરનાર વિદ્યાર્થી જ બેસી શકે છે, તેથી તેમની હિન્દીની લાયકાત સંબંધી શંકા રહેતી નથી; છતાં માતૃભાષા દ્વારા મનોવિજ્ઞાન તથા શિક્ષણપદ્ધતિના જવાબ આપવાનો વિદ્યાર્થીને હક્ક આપવો જોઈએ કે નહીં?"

આ પરીક્ષાનું માધ્યમ હિંદી રાખવાની જરૂર ન ગણાય. હિંદી ભાષાના પ્રશ્નપત્રનો હિંદીમાં જવાબ આપે, એમ રાખવું હોય તો રાખો; પણ ઇતર જ્ઞાનના વિષયો શિક્ષકની પ્રદેશભાષા ગુજરાતીમાં ચાલે, એ જ યોગ્ય નીતિ મનાય.

મ૦

૨-૬-'૫૮

# વિજ્ઞાનની રજોટી

## ૧

### ચિંતા-મુક્ત કરતી ગોળીઓ!

અમેરિકામાં અત્યારે ચિંતા-મુક્ત કરનારી ૩૦ જેટલી જુદી જુદી બનાવટની ગોળીઓ વપરાશમાં છે. ચિંતા દૂર કરવી, મનને છુટ્ટુંદોર મૂકવાની મોજ અનુભવવી, થાક કે કંટાળાની લાગણી દૂર કરવી, વગેરે માટે તે ગોળીઓ વપરાય છે. તે મોંઘી પણ સારી પેઠે હોય છે: ૫૦ ગોળીની શીશીના પચીસથી ત્રીસ રૂપિયા કિંમત બેસે છે. એ ગોળીઓ દાક્તર લખી આપે તો જ વાપરવાની હોય છે. ૧૯૫૭ના વર્ષમાં બે કરોડ અમેરિકનોએ એ ગોળીઓ પાછળ વીસ કરોડ ડોલર (અર્થાત્ ૨ અબજ રૂપિયા) ખર્ચ્યાં હતા. એક કારખાનાએ જ ૧૯૫૬માં ૩૦ અબજ ગોળીઓ વેચી હતી.

આ ગોળીઓથી ગાંડપણ, 'બ્લડ-પ્રેશર', સુવાવડની વેદના, અને ખાસ કરીને વ્યસનીની સારવારમાં ફાયદો થયેલો ગણાવાય છે. તોફાની છોકરાં તેમ જ વકરેલાં ઘેટાં, કૂતરાં વગેરે પાલતુ જાનવરો પણ તેથી શાંત થાય છે.

આ ગોળીઓની મગજ ઉપર કેવી રીતે અસર થાય છે તે હજુ જણાયું નથી; કારણ કે મગજ પોતે કેવી રીતે કામ કરે છે, તેની જ હજુ પૂરતી જાણકારી કોઈને નથી. છતાં પ્રયોગોથી એટલું જણાય છે કે, સામાન્ય રીતે સભાનતા, ભૂખ, તરસ, ઊંઘમાંથી જાગવું, શરીરની ગરમીનું નિયંત્રણ અને એવી બીજી મૂળભૂત જીવનપ્રવૃત્તિઓ, કે જે આપણા કાબૂમાં હોતી નથી, તેમના ઉપર શાસન ચલાવતા મગજના ભાગો ઉપર એ દવાઓની અસર થાય છે.

આ દવાઓનું વ્યસન પડી જવું વગેરે આડ-પરિણામો આવે છે જ. આ ગોળીઓ ન મળતાં દરદીઓ બેબાકળા થઈ જાય છે અને પહેલાં કરતાંય વધુ અમૂંઝણ અનુભવે છે. એક દાખલામાં તો એક દરદીને ગોળીઓ બંધ કર્યા બાદ દશ કલાકમાં તેના જીવનમાં પહેલી વાર જ હિસ્ટિરિયા જેવી તાણનો અનુભવ થયો હતો.

આવી ગોળીઓ લેનારા ૮૨૦૦. કિસ્સાઓ તપાસ્યા બાદ બે ચિત્ત-વિકૃતિના નિષ્ણાતોએ જણાવ્યું છે કે, ઘણા દરદીઓને એને કારણે ન ધારેલાં-ન ગમતાં પરિણામો (જેવાં કે અમૂંઝણ અને આપઘાત કરવા સુધીનું બેબાકળાપણું) અનુભવમાં આવ્યાં હતાં. એક અંગ્રેજ દાક્તર પણ આવી દવા લેનારાઓને થતી ગભરાવી મૂકે તેવી ગંભીર અમૂંઝણોનો ઉલ્લેખ કરે છે.

આ ગોળીઓથી જુદી જુદી લાગણીઓ અને વૃત્તિઓનું એકીકરણ કરવાની બાબતમાં મુશ્કેલી ઊભી થાય છે જ. માનસિક લાગણીઓ અને વેદનાઓ તથા શારીરિક પ્રવૃત્તિઓ વચ્ચેનો સુમેળ તેનાથી ખંડિત થાય છે. એને કારણે એ માણસ મોટર ચલાવવામાં કે કોઈ જટિલ યંત્ર સંભાળવામાં નકામા બની જાય છે. તેથી મોટર વગેરે વાહન હાંકતી વખતે આ ગોળીઓ લેવા સામે ચેતવણી આપવામાં આવે છે. અમેરિકાના વિમાની દળના હાંકેડુઓને તો આ ગોળીઓ લેવાની મના હોય છે તથા આ ગોળીઓ લીધા બાદ ચાર અઠવાડિયા સુધી ઉડ્ડયન કરવાની બંધી હોય છે.

આ ગોળીઓ ચિંતા વગેરેના કશા ઉપચાર રૂપ હરગિજ નથી. તે માત્ર દારૂ કે નશીલી ચીજોની પેઠે ચિંતાના ભાનમાંથી મુક્તિ અપાવે છે. ખરી રીતે તો જ્યાં મનને ઠેકાણે લાવવાની જરૂર છે, ત્યાં શરીરને બહેરું કરવા જેવો ઘાટ થાય છે. તેનાથી વાસ્તવિકતામાંથી અળગા પડી જવાય છે. એટલે કોઈ મોટરને તમારા તરફ – તમારા ઉપર ચાલી આવતી તમે જુઓ, ત્યારે તમે જરૂર ગભરાઓ તો ખરા, પરંતુ તે ભય તમને દોડી ખસી જવા જેટલો અસરકારક બની શકતો નથી.

માનસિક નીરોગિતા માટેની રાષ્ટ્રીય સંસ્થાના ડિરેક્ટર ડૉ. ફેલિક્સ જણાવે છે કે, સામાન્ય રીતે તો ચિંતા એ આપણ સૌને પ્રગતિ માટે આવશ્યક વસ્તુ છે. એ હરગિજ આરામદાયક ચીજ નથી; પરંતુ 'ઉચિત માત્રા'માં તો તે આપણને 'આપણાથી થઈ શકે તેટલું' કરી છૂટવા ગોદા… છે. એટલે આ ગોળીઓ લેનારાઓ પરિણામે પોતાની જાત માટે તેમ જ જેમની સાથે તેઓ કામ કરતા હોય છે તેમને માટે પણ 'નકામા…

બની જાય છે. કારણ કે તેમને આગળ ચાલવાની કશી 'ચિંતા' જ રહેતી નથી!

બીજો માનસ-વિક્રિયા બાબતનો નિષ્ણાત કહે છે કે, 'વધારેપડતી ચિંતા ભલે નુકસાન કરતી હોય; પરંતુ ચિંતા પોતે તો જીવનમાં આપણને પડકાર આપી પ્રેરણા પૂરી પાડે છે. એટલે ચિંતા ખોવી એનો અર્થ એ થાય કે, આપણામાં કે આપણી જીવનપદ્ધતિમાં આવશ્યક સુધારણા કરવાની ફિકર ખોવી. વળી ચિંતાને દબાવવી એટલે બીજાઓ માટેની લાગણી પણ ખોવી, એવો જ અર્થ થાય. આપણે બીજાઓ માટે ચિંતા-ફિકર કરીએ, એનું જ નામ પ્રેમ છે. એટલે આ ગોળીઓ માત્ર માનસિક વેદનાને જ બુટ્ટી નથી કરી નાખતી, પણ સાથે સાથે પ્રેમને પણ બુટ્ટો કરી નાખે છે! . . . ખરી રીતે તો એ બાબતમાં આપણા દેશને ફિકર કરનારી ગોળીને બદલે ફિકર વધારનાર ગોળી જોઈએ છે!'

આપણી બધી શારીરિક તેમ જ માનસિક શક્તિઓ યોગ્ય વપરાશથી — યોગ્ય કસરતથી જ નીરોગી રહે છે તથા સબળ બને છે. પરંતુ નશો કરી, એ બધી શક્તિઓ વાપરવાની ફિકરમાંથી મુક્ત બનવું, એ તો હાથે કરી ચેતન મટી જડ બનવા જેવું છે. આવી બધી ગોળીઓ પ્રગતિરૂપ નથી પણ અધોગતિરૂપ છે.

— અમેરિકન પત્ર 'અવેક' માંથી]

૨

## પાણીનો વાવર

આજકાલ 'એર-કંડિશન્ડ' સ્થાનો વધવા લાગ્યાં છે. એક મોટા મકાનને 'ઍર-કંડિશન્ડ' કરવું હોય, તો રોજનું ૩૦ લાખ ગૅલન પાણી જોઈએ. અર્થાત્ ૨૫૦૦૦ની વસ્તીનું શહેર એક દિવસમાં વાપરે તેટલું!

એક રતલ કાગળ બનાવવા ૨૪ ગૅલન પાણી જોઈએ.

એક રતલ ઊનનું ગરમ કાપડ બનાવવા ૭૦ ગૅલન પાણી જોઈએ.

એક ગૅલન પેટ્રોલ બનાવવા ૧૦ ગૅલન પાણી જોઈએ.

એક ટન સૂકો સિમેંટ બનાવવા ૬૫૦૦૦ ગૅલન પાણી જોઈએ.

— 'કરન્ટ ઈવેન્ટ્સ', મે '૫૮]

૩

## હિંદુસ્તાનનો બહુત

આજકાલ કોઈ પણ દેશ કે પ્રજા કેટલી ભૌતિક શક્તિ વાપરે છે, તેને આધારે તેની પ્રગતિ મૂલવાય છે. એક અમેરિકન ઍંજિનિયરે ૧૯૫૩માં ગણતરી કાઢી હતી કે, જુદી જુદી મહાપ્રજાઓ નીચેના પ્રમાણમાં ભૌતિક શક્તિ વાપરે છે:

અમેરિકા ૧૫; ઇંગ્લંડ ૧૩; રશિયા ૮; પશ્ચિમ જર્મની ૮.

આમ તો બધી ભૌતિક શક્તિ મૂળે સૂર્યમાંથી જ આવે છે. કોલસો પણ સૈકાંઓ સુધી સૂર્યપ્રકાશમાંથી શક્તિ મેળવનાર વનસ્પતિમાંથી જ યુગો પહેલાં બનેલો છે. પેટ્રોલ પણ ભૂતકાળના યુગો દરમ્યાન સંઘરાયેલી સૂર્ય-શક્તિ જ છે. લાકડાં બાળવામાંથી નીપજતી ઉષ્ણતા-શક્તિ પણ સૂર્યમાંથી જ આવેલી છે. પાણીથી નીપજતી શક્તિનું મૂળ પણ સમુદ્રના પાણીમાંથી વરાળ બનાવી વાદળ, વરસાદ, નદી રૂપે તેને પૃથ્વી ઉપર પાછું મોકલનાર સૂર્યપ્રકાશ જ છે.

રોજ સૂર્યમાંથી આપણને જે શક્તિ મળે છે, તેનું પ્રમાણ ઘણું મોટું છે. અમેરિકાના વિસ્તારમાં જમીનના દર ચોરસ-વાર દીઠ ૬/૧૦ હૉર્સ-પાવર જેટલી શક્તિ સૂર્યમાંથી આવે છે એવી ગણતરી છે. હૉર્સ-પાવર એટલે ૩૩૦૦૦ રતલ વજનને એક મિનિટમાં ૧ ફૂટ જેટલે ઊંચે ઊંચકવા જોઈતી શક્તિ. હિંદુસ્તાનમાં સૂર્યશક્તિ દર ચોરસ-વારે ૭/૧૦ હૉર્સ-પાવર જેટલી આવે છે, અર્થાત્ દર વર્ષે એકર દીઠ ૧૦૦૦ ટન કોલસા જેટલી, અથવા રોજ એકર દીઠ ૨.૭૫ ટન કોલસા જેટલી! હાર્વર્ડ યુનિવર્સિટીના જ્યોતિર્વિદ્ શ્રી. મેનઝેલે ગણતરી કાઢી છે કે, માત્ર ૨૦૦ ચોરસ માઈલ જમીન ઉપર એટલી સૂર્યશક્તિ આવતી હોય છે જેથી આખી દુનિયામાં જેટલું બળતણ અત્યારે બાળવામાં આવે છે તેટલું બળતણ મળી રહે!

આ સૂર્યશક્તિ આપણે સીધી કામમાં બહુ ઓછી જ લઈ શકીએ. વનસ્પતિનાં પાંદડાંમાં રહેલ લીલો પદાર્થ 'ક્લોરોફીલ' આ સૂર્યશક્તિને વનસ્પતિ-દ્રવ્યમાં પરિણમાવે છે, અને પછી કાષ્ઠ, રૂ, શણ, ઘાસ, ઘઉં, ચોખા, ચણા વગેરે વનસ્પતિ-દ્રવ્યો આપણે કામમાં લઈ શકીએ છીએ. ખેતરોમાં એક ટકાના ૬/૧૦મા ભાગ જેટલી સૂર્યશક્તિને આ રીતે વનસ્પતિ-દ્રવ્યમાં પરિણમાવાય છે. એક એકર જમીનમાં ૪૮૪૦ ચોરસવાર જમીન હોય. હવે જો હિંદમાં દર ચોરસવારે ૭/૧૦ હૉર્સ-પાવર સૂર્યશક્તિ આવતી હોય, તો એકરે ૩૩૮૮ હૉર્સ-પાવર સૂર્ય-શક્તિ મળે છે, એમ કહેવાય. તેમાંથી એક ટકાનો ૬/૧૦ ભાગ જેટલી સૂર્યશક્તિ જો ખેતરોમાં વનસ્પતિ-દ્રવ્યરૂપે પરિણમાવાતી હોય, તો હિંદમાં દર એકરે ૨૦.૩૨૮ હૉર્સ-પાવર જેટલી સૂર્યશક્તિ ખોરાક કે રેસામાં પરિણમાવાય છે, એમ કહેવાય. હૉર્સ-પાવરને વીજળીના એકમ કિલોવૉટની રીતે વર્ણવવો હોય, તો એક હૉર્સ-પાવર એટલે ૦.૭૭૬ કિલોવૉટ થાય. અર્થાત્ દર એકરની ૨૦.૩૨૮ હૉર્સ-પાવર શક્તિ એટલે ૧૫.૧૬ કિલોવૉટ થાય.

સામાન્ય હિંદી ખેતર બે એકરનું હોય છે. એટલે દરેક હિંદી ખેતર સૂર્યમાંથી મળતી ૪૦.૬૫૬ હૉર્સ-પાવર કે ૩૨.૩૨ કિલોવૉટ શક્તિને વનસ્પતિ-દ્રવ્યરૂપે પરિણમાવે છે. હવે હૉર્સ-પાવર અને કિલોવૉટ એ એક મિનિટને હિસાબે ગણાય છે; એટલે રોજના ૧૦ કલાક સૂર્યપ્રકાશના ગણીએ, તથા વર્ષે હિંદમાં ૨૬૦ દિવસ સૂર્યપ્રકાશના હોય છે એટલે દરેક હિંદી ખેતર સરેરાશ દર વર્ષે સૂર્યશક્તિના ૪૭,૨૬,૩૨૦ કિલોવૉટ કલાકો એવા મેળવે છે કે જે પૂરતા પાણીની સગવડ હોય તો ખોરાકમાં કે રેસામાં પરિણત થઈ જાય!

બીજી પંચવર્ષીય યોજનાની રૂપરેખા પ્રમાણે ૧૯૫૪–૫૫માં હિંદમાં ૩૪ કરોડ ૩૦ લાખ એકર જમીન ખેતી હેઠળ કે વાવેતર હેઠળ છે. ઉપર જણાવ્યા પ્રમાણે દર એકરે ૧૫.૧૬ કિલોવૉટ શક્તિ જો ખોરાકમાં પરિણત કરાય, તો હિંદની વાવેતર જમીન જે સૂર્યશક્તિને કામમાં લે, તે ૪ અબજ, ૮૦ કરોડ, ૬૦ લાખ કિલોવૉટ જેટલી થાય. ૧૯૬૦–૬૧માં બીજી પંચવર્ષીય યોજના મુજબ બધાં સાધનોથી હિંદમાં કુલ જેટલી શક્તિ ઉત્પન્ન કરવા ધારી છે, તેનાથી એ ૭૦૯ ગણી વધારે થઈ.

આમ, હિંદી ખેડૂત એક જબરદસ્ત શક્તિ-મથકનો અધિષ્ઠાતા છે. તેને પાણીની પૂરતી સગવડ આપવામાં આવે, તો તેના એ મથકમાંથી સૂર્યશક્તિનું ખોરાક અને રેસારૂપે રૂપાંતર કરી આખા દેશને તે ન્યાલ કરી નાખે. પરંતુ ભારતીય ખેડૂત બહુ અવિશ્વાસુ માણસ છે. મહાત્માજી તેને વિશ્વાસમાં લઈ શક્યા હતા. મહાત્માજી જો આજે જીવતા હોત, તો તે કેટલી બધી પ્રચંડ શક્તિને કામમાં લાવી આપી શકત? અને તે પણ પરદેશી મૂડીની મદદ વિના!

—રિચાર્ડ ગ્રેગ, 'વિજિલ' ઉપરથી ]

આ રીતે આ ખેતી-ઉદ્યોગ તથા ગ્રામ-ઉદ્યોગ તરફ જોવાની જરૂર છે. અતુલ ભૌતિક શક્તિ અને અનહદ માનવશક્તિ આ દેશમાં ચોતરફ નજર આગળ પડેલી છે. પરંતુ તેને કામમાં લઈ આપી શકે તેવો કીમિયાગર — તેવો લોકનેતા આજે ક્યાં છે? એટલે પાણીના બંધો અને પરદેશી મૂડી વડે કે પરદેશથી ખરીદેલાં યંત્રો વડે થોડીઘણી શક્તિ ઉત્પન્ન કરવાના આયોજનના આભાસોથી અત્યારે રાજી થવાનો ઢોંગ રચાય છે.

## ૪

## આંકડાશાસ્ત્ર

જ્યારે કેરળમાં સામ્યવાદી પ્રધાનમંડળ આવ્યું ત્યારે એવી જાહેરાત કરવામાં આવી હતી કે, તેઓ લોકોની ભૂમિકાએ સાદાઈમાં જ રહેશે, સાઈકલ ઉપર જ ફરશે તથા કૉંગ્રેસવાળાઓ પ્રધાનપદે હતા ત્યારે જે મોટા પગારો લેતા હતા તેની સરખામણીમાં માત્ર રૂ. ૩૫૦) જેટલા ટૂંકા પગારે કામ કરશે.

અત્યારે તે બાબતની પરિસ્થિતિ શી છે તે જોવા જેવું છે. તેમણે પોતે બિલ લાવીને પ્રધાનોનો પગાર રૂ. ૭૦૦) થી ઘટાડીને રૂ. ૫૦૦) કરી નાખ્યો છે; તથા પેટ્રોલ-ભથ્થું પણ નિયત કર્યું

૨૫૦) થી ઘટાડીને નિયત રૂા. ૧૦૦) કરી નાખ્યું છે. વધારામાં રૂા. ૬૫) મોંઘવારી ભથ્થું મળે છે.

પરંતુ આની સાથે તેઓએ બીજી બાજુથી દર માઈલે મુસાફરી-ભથ્થું ૫૦ નયા પૈસા કર્યું ( ખાનગી ગાડીમાં ફરે તો દર માઈલે એક રૂપિયો ). એટલા ફેરફારથી જ સામ્યવાદી પ્રધાનને હવે દર મહિને રૂા. ૧૫૮૫) પગાર મળી રહે છે !

કૉંગ્રેસી પ્રધાનો રૂા. ૭૦૦) પગાર, રૂા. ૭૫) મોંઘવારી-ભથ્થું, રૂા. ૨૫૦) પ્રવાસ-ભથ્થું ( નિયત ), અને રૂા. ૧૨૦) પ્રવાસમાં મુકામ કરવો પડે તો – એમ મહિને કુલ રૂા. ૧૧૪૫) લેતા.

ત્યારે પ્રજાસમાજવાદી પ્રધાનમંડળ રૂા. ૫૦૦) પગાર, રૂા. ૬૫) મોંઘવારી ભથ્થું, રૂા. ૨૫૦) પ્રવાસ ભથ્થું ( નિયત ) અને રૂા. ૧૨૦ ) પ્રવાસમાં મુકામ કરવો પડે તો, એમ મહિને કુલ રૂા. ૯૩૫) લેતા.

સામ્યવાદીઓ સાદાઈમાં રહેવાની બૂમો પાડે છે; પરંતુ અંદાજપત્રના આંકડાઓ મુજબ, ૧૯૫૭-૫૮માં પ્રધાનોનું અંદાજી ખર્ચ રૂા. ૨.૫૦ લાખ આંકવામાં આવ્યું છે. પરંતુ સુધારેલો અંદાજ રૂા. ૪.૨૬ લાખનો મૂક્યો છે. બીજા વર્ષ માટે તો અંદાજી ખર્ચ રૂા. ૪.૯૮ લાખ આંકવામાં આવ્યું છે ! ૧૯૫૩-૫૪માં 'ખર્ચાળ' કૉંગ્રેસ પ્રધાનમંડળ રૂા. ૨.૪૭ લાખ જ ખર્ચતું હતું. ૧૧ સામ્યવાદી પ્રધાનોનું ખર્ચ વર્ષના રૂા. ૪.૯૮ લાખ થવાનું હોય, તો તે વર્ષના એક પ્રધાન દીઠ રૂા. ૪૫,૨૭૨ પડયું; અર્થાત્ મહિને રૂા. ૩,૭૭૨ !

—'ઇંડિયન રીવ્યૂ' મે; ૧૯૫૮ ]

## ૫

## દેશમાં ખાદી-ઉત્પાદનની પ્રગતિ

[ એપ્રિલ ૧૯૫૭થી જાન્યુઆરી ૧૯૫૮ ]

| રાજ્ય | સુતરાઉ ખાદી ચોરસ-વાર | ઊની ખાદી ચોરસ-વાર | રેશમી ખાદી ચોરસ-વાર | કુલ વેચાણ રૂપિયા |
|---|---|---|---|---|
| ૧. આંધ્ર | ૩૫,૦૨,૭૪૪ | ૨,૩૧,૯૫૯ | ૭૫૬ | ૫૪,૭૧,૪૮૮ |
| ૨. આસામ | ૧૦,૪૬૩ | — | ૧૬,૩૯૭ | ૧,૦૩,૩૭૯ |
| ૩. બિહાર | ૨૧,૯૯,૬૭૪ | ૩,૭૩૫ | ૨,૦૫,૬૯૧ | ૨૩,૯૯,૮૭૬ |
| ૪. મુંબઈ | ૭,૯૬,૯૩૮ | ૪૯,૦૫૪ | — | ૬૨,૩૪,૩૯૯ |
| ૫. કેરલ | ૧,૪૨,૪૧૨ | ૩૮૧ | — | ૨,૧૩,૦૫૯ |
| ૬. મદ્રાસ | ૨૫,૬૬,૧૬૫ | ૨૩૦ | ૨૧,૫૨૬ | ૩૧,૩૯,૬૧૨ |
| ૭. મધ્યપ્રદેશ | ૧,૯૮,૯૨૩ | — | — | ૧૦,૭૭,૯૮૫ |
| ૮. મૈસૂર | ૫,૮૬,૭૦૧ | ૪,૭૧,૨૨૪ | ૯૪૦ | ૨૧,૯૨,૪૩૩ |
| ૯. ઓરિસા | ૧,૫૦,૩૩૦ | — | ૭,૦૨૭ | ૨,૮૮,૯૫૪ |
| ૧૦. પંજાબ | ૨૦,૮૦,૮૩૦ | ૧,૫૦,૭૯૪ | — | ૨૯,૩૪,૨૭૪ |
| ૧૧. રાજસ્થાન | ૯,૮૪,૦૭૮ | ૮૦,૩૧૨ | — | ૧૩,૦૪,૧૩૯ |
| ૧૨. ઉત્તરપ્રદેશ | ૩૬,૪૩,૦૦૯ | ૨,૬૫,૯૫૪ | ૭૩,૬૮૫ | ૭૬,૮૬,૬૧૪ |
| ૧૩. પશ્ચિમ બંગાળ | ૧,૦૭,૭૦૨ | — | ૩,૩૩,૪૫૮ | ૮,૦૮,૧૦૫ |
| ૧૪. જમ્મુ–કાશ્મીર | ૯,૭૨૩ | ૧,૬૪,૯૯૯ | — | ૪૮,૪૭૧ |
| ૧૫. દિલ્હી | ૮૩,૨૪૩ | — | — | ૨૦,૧૩,૭૧૧ |
| કુલ | ૧,૭૦,૬૨,૯૩૫ | ૧૪,૧૮,૬૪૨ | ૨૬,૫૯,૪૮૦ | ૩,૫૯,૧૬,૫૦૯ |

આ ઉપરાંત ૧,૨૮,૭૮,૭૪૧ ચોરસ-વાર સ્વાવલંબી ખાદીનું પણ ઉત્પાદન થયું, જેની કિંમત ૨,૨૩,૮૩,૨૨૬ રૂપિયા થાય. આ અરસામાં કેન્દ્ર સરકારને ૯૬,૦૪,૨૭૧ રૂપિયાની ખાદી પૂરી પાડવામાં આવી.

—ગો૦

( 'आर्थिक समीक्षा' એપ્રિલ, ૧૯૫૮ )

# ઘીવાળા સ્વામીજી

લાલા બનવારીલાલ ઘીનો વેપાર કરતો હતો. ગામેગામ રખડીને તે શુદ્ધ ઘી એકઠું કરતો અને પછી શહેરમાં આવીને એને સારા ભાવે વેચી દેતો. આથી તેને પૂરતો ફાયદો થતો હતો. થોડી થોડી કરતાં તેની પાસે સારી એવી મૂડી એકઠી થતી ગઈ. જેમ જેમ તેની પાસે વધારે ધન ભેગું થતું ગયું, તેમ તેમ એમાં વધારો કરવાનો લોભ તેનામાં વધવા લાગ્યો. ધીમે ધીમે બનવારીલાલે શુદ્ધ ઘીમાં સેળભેળ કરવાનું શરૂ કર્યું. તેથી એને વધારે ફાયદો થવા લાગ્યો.

તેના ગ્રાહકોને હવે ઘીની વાસમાં અને એના સ્વાદમાં ફરક પડેલો જણાયો. પરંતુ લાલા બનવારીલાલ તેમને સમજાવતો: "ભાઈ-સાહેબ, એમાં મારો શો વાંક? આજકાલ ગાયભેંસને આપવામાં આવતા ખોરાકમાં જ દોષ છે. તેથી ઘી-દૂધમાં પહેલાં જેવો સ્વાદ રહ્યો નથી."

એની દેખાદેખીથી બીજા વેપારીઓ પણ ઘીમાં સેળભેળ કરવા લાગ્યા.

કેટલાક દિવસ પછી તે ગામમાં દૂર દક્ષિણથી એક સાધુ મહારાજ પધાર્યા. લોકોને ભેગા કરીને તે તેમને સદુપદેશ આપતા અને દુરાચારની નિંદા કરતા.

લાલા બનવારીલાલ નિરીશ્વરવાદી બનતો જતો હતો. તે વિચારતો હતો કે, 'જો સાચેસાચ ભગવાન હોત, તો આજ સુધીમાં ઘીમાં સેળભેળ કરનારાઓને બરોબર શિક્ષા મળી હોત. ઈશ્વર એ તો સાવ મનનું ભૂત છે. ઈશ્વર જેવું કશું છે જ નહીં.'

સાધુ મહારાજને આ વાતની ખબર પડી ગઈ હતી. તેમણે બનવારીલાલને સારી સારી ચોપડીઓ વાંચવા આપી. તેમણે એને પ્યારથી સમજાવતાં કહ્યું: "ભાઈ, ઉપર જુઓ, ચારે તરફ જુઓ, દુનિયાને જુઓ. તમને જગતનો સરજનહાર ઈશ્વર કેમ દેખાતો નથી? આવું નાસ્તિકપણું છોડી દો."

લાલા બનવારીલાલે સાધુ મહારાજે આપેલી ચોપડીઓ વાંચી નાખી. પરંતુ માત્ર ચોપડી વાંચવાથી સાચી જ્ઞાનપ્રાપ્તિ કદી થાય ખરી? લાલાના મનમાં પૈસા કમાવા સિવાયની બીજી કોઈ પણ વાત ઠસતી ન હતી. ઊલટું નાસ્તિકતામાં તેનો વિશ્વાસ વધતો ગયો.

એક દિવસ બનવારીલાલના ઘરમાં ચોર દાખલ થયા અને તેઓ બધું ધન લૂંટીને નાસી ગયા.

લાલા બનવારીલાલને કોઈ ઉપર વિશ્વાસ ન હતો. બૅંકમાં પણ તે પૈસા જમા કરતો ન હતો. તે માનતો હતો કે, બૅંકવાળા પણ તેની માફક દગાબાજ હોય છે. તેથી તે ઘરમાં જ બધું ધન એકઠું કરી રાખતો હતો. એટલે બધું જ ધન ચોરાઈ જતાં તે બાપડો ખૂબ રડ્યો.

ફરીથી વેપાર શરૂ કરવાના ઇરાદાથી તેણે લોકો પાસે ઉધાર રૂપિયા માગ્યા. પણ કોઈએ તેને એક પાઈ પણ આપવાની હિંમત કરી નહીં.

લાચાર બની ગયેલો લાલા બનવારીલાલ કોઈ ધનિકને ત્યાં નોકરીએ રહ્યો. ત્યાં તેને નમ્રપણે રહેવું પડતું હતું. હવે તેનામાં ઈશ્વર વિષે શ્રદ્ધા ઉત્પન્ન થવા લાગી અને એ દિનરાત વધતી જ ગઈ.

સાધુ મહારાજે આપેલી ચોપડીઓ તે ફરીથી વાંચવા લાગ્યો. એમાં તેને સચ્ચાઈ નજરે પડવા લાગી. ધન ચોરાઈ જવાથી એને જે આઘાત લાગ્યો હતો, તે ઓછો થવા લાગ્યો. તે હવે મંદિરમાં પણ જવા લાગ્યો. તેણે પ્રાર્થના અને ભજનકીર્તન કરવાનું શરૂ કર્યું. તે પાકો આસ્તિક બની ગયો. તેનો શેઠ પણ તેની પાસે આવીને બેસતો અને બંને મળીને ધર્મચર્ચા કરતા.

•

લોકો લાલા બનવારીલાલને 'ઘીવાળા સ્વામીજી' કહીને બોલાવવા લાગ્યા. કોઈ એને પૂછતું કે, 'તમારા ભગવાન એવા કેવા કે, એણે તમારું બધું જ ધન ચોરોને લૂંટાવી દીધું?'

એ સાંભળીને જરાયે નારાજ થયા વિના બનવારીલાલ કહેતો: "ભગવાને મને સજા કરવા માટે જ આમ કર્યું હતું. એની લીલાને કોણ સમજી શકે એમ છે? ધનની સાથે મારા મનનો મેલ પણ દૂર થઈ ગયો."

ચક્રવર્તી રાજગોપાલાચાર્ય
અનુ॰ મુ॰ ક૦

# સુરત અને હિંદી

**[ગયા અંકથી આગળ]**

નિર્વાણ સાહેબે ઉતારેલી આ કાવ્ય-ગંગાને છોડી હવે આપણે અન્ય સંપ્રદાયોના સંતોની કાવ્ય-પયસ્વિનીની પ્રસાદી લઈએ. એમાં પહેલાં રામ-ભક્તિ શાખાના સંતો જોઈએ:

### ગોસ્વામી રામનાથ

એમાં પહેલા સંત તે ગોસ્વામી રામનાથ (૧૭૨૫–૧૮૦૦ વિ. સં.). એમના ચમત્કારોની કેટલીક કથાઓ કહેવામાં આવે છે. એક વખત નવાબ રુસ્તમઅલીખાને, પોતાના સિપાઈ શહાદતખાં સાથે, ગોસાંઈજીની મશ્કરી કરવા, ઉપર કકડો ઢાંકી માંસની થાળી મોકલી. પરંતુ ગોસાંઈજીએ કકડો ઊંચક્યો અને માંસની સાકર બની ગઈ. એ સાકર એમણે આવેલા નવાબના નોકરોને તથા બીજા ભક્તોને વહેંચી આપી. ગોસાંઈજીના પ્રભાવનો પરચો મળતાં નવાબની સાન ઠેકાણે આવી. ત્યાર બાદ એક વેળા નવાબે એમને બહુમૂલ્ય વસ્ત્રોની ભેટ મોકલી. આ ભેટ એમણે તાપી માતાને ચઢાવી દીધી; અને નવાબના મૃત્યુ વિષે એમણે આગાહી કરી કે, થોડા જ દિવસોમાં નવાબ પોતાના વતનથી દૂર લડાઈમાં મરણ પામશે. અને બન્યું પણ એવું જ. નવાબ ઉત્તર ગુજરાતમાં એક લડાઈમાં મરણ પામ્યા. નવાબના મૃત્યુ પછી શહાદતખાં સાધુ બન્યો અને થોડો કાળ ભટક્યા પછી ગોસાંઈજીને શોધતો સુરત આવ્યો. એ સમયે એમની વચ્ચે થયેલો સંવાદ નીચેના કાવ્યમાં આપેલો છે:

रामनाथ — शहादत यहाँ क्यों आईया छाँड सिपाही वेष ।
पातशाह-भवनको छाँडके कैसे भया दरवेश ॥
शहादत — शहादत जल्वा देखिया तुम्हीं मुरसद मोर ।
रब्बसे आन मिलाइये खोज थके चहु ओर ॥
रामनाथ — शहादत भये हो बावरे विरथ जग भटकाई ।
अपने घर वो पियरा अजहु दिदार न पाई ॥
शहादत — रहमे समंदर पाइया मुरसद राम गुसांई ।
शहादत फकीरा होईके हरदम जिक्र बनाई ॥
मुरसद भेद बताइया भूले बहुत भटकाई ।
शहादत बड़े अवझ थे छिनमें दिखाया साँई ॥
पाक जहाँ ये साँईकी हम तो हाल फकीर ।
राम कहो रहीम कहो वे पीरोंका पीर ॥

એ સંત રામનાથનું એક પદ નીચે મુજબ છે. એ પદમાં શંકરની સ્તુતિ છે અને એમાં યોગ-માર્ગની પણ અસર વર્તાય છે; છતાં, એમનાં નામ, ઉપાધિ વગેરે પરથી એ રામભક્ત હતા એ સ્પષ્ટ છે.

देव दिगम्बर गायो आज सखी अवधू योग कमायो
नाम सुधारस ज्ञान सरिता नैनां भर भर न्हायो ।
ज्ञान शिला पे मनकुं धोया सेजे दरस दिखायो ॥
रोम रोम रंग लाग्यो हृदयमें ज्ञानी मन हरखायो ।
अनहद बाजा वाजे गगनमें शून्यमें रंग जमायो ॥
अनभे शहर जहाँ अनघड़ बस्ती वामें अवास बसायो ।
सोदा कीजे रामनामका दिव्य दौलत कमायो ॥
नैनां खोलके देख पियारे मिट गयो घोर अँधियारो ।
रामनाथ सद्गुरुका चरण शरणागतको उबारो ॥

આ ગોસાંઈજીએ રામભક્તિનો અલગ પંથ ચલાવ્યો હોય કે એમના પછી એમના કોઈ અનુયાયીએ રામભક્તિનાં પદો હિંદીમાં ગાયાં હોય, એવું જાણ્યામાં નથી. પરંતુ વિ. સં.ની ઓગણીસમી સદીના અંત ભાગમાં — વિ. સં. ૧૮૯૨માં — બીજા એક રામભક્ત સાધુ બાબા નિર્મળદાસ નામે સુરતમાં

આવ્યા. એમણે હિંદીમાં પદો રચ્યાં હતાં એમ કહેવાય છે.

### બાબા નિર્મળદાસ

આ સંત નિર્મળદાસ મૂળ અયોધ્યાના બ્રાહ્મણ કુળના હતા એમનો જન્મ વિ. સં. ૧૮૨૨માં થયો હતો. એમનું મૂળ નામ अमराव शुकल હતું. પિતાનું નામ બાલાજી ઉર્ફે ગંગાધર અને માતાનું નામ પાર્વતીબાઈ હતું. યુવાનીમાં લખનૌના નવાબને ત્યાં સિપાહી તરીકે નોકરી કરી હતી. ત્યાંથી કંઈક કારણસર છૂટા થતાં એમણે લૂંટફાટનો ધંધો આરંભ્યો. એમાં એક વખતે સિપાઈઓ સાથેના ધમસાણમાં એમના મિત્ર સુબદાન બહેલિયાની કતલ થઈ અને નવાબે એનું માથું લખનૌને દરવાજે લટકાવ્યું.

સુબદાનની પત્નીએ પતિના મૃત્યુ માટે ભારે રુદન કર્યું; અને પતિનું મસ્તક મેળવી સતી થવાની ઇચ્છા વ્યક્ત કરી બાલાજીને સુબદાનનું મસ્તક મેળવી આપવા આજીજી કરી. બાઈના રુદનથી બાલાજીને ઘણી દયા ઊપજી હતી અને તેથી જીવને જોખમે એઓ સુબદાનનું મસ્તક લઈ આવ્યા. પરંતુ, મસ્તક જોઈ શું થયું કે બાઈનું મન ફરી ગયું અને એણે સતી થવા ના પાડી.

આથી બાલાજીને ભારે આઘાત લાગ્યો. સ્ત્રી અને સંસાર પરથી એમનું ચિત્ત ઊઠી ગયું અને એ વૈરાગી બની ગુરુની શોધમાં નીકળી પડ્યા. ઓધવદાસજી નામના ગુરુ પાસે જઈ એમણે પોતાને શિષ્ય તરીકે સ્વીકારવા વિનંતી કરી. પરંતુ ઓધવદાસે 'હજી તું નિર્મળ થયો નથી' એમ કહી દીક્ષા આપવાની ના પાડી. આથી બાલાજીએ ત્યાંથી પાછા ફરી બાર વર્ષ સુધી ઉગ્ર તપશ્ચર્યા કરી. પછી એ પાછા ઓધવદાસજીને શોધી તેમની પાસે પહોંચ્યા. પહેલાં તો એઓ એમને ઓળખી ન શક્યા. પરંતુ, ઓળખાણ પડતાં એમણે બાલાજીનો સત્કાર કર્યો, અને દીક્ષા આપી એમનું નામ નિર્મળદાસ પાડ્યું. વિ. સં. ૧૮૯૨માં એ સુરત આવ્યા અને પછી ત્યાં જ રહ્યા. એમનું એક ઉપદેશનું પદ નીચે મુજબ છે —

बिरथा उमर बिगोई मूरख तूने बिरथा उमर बिगोई।
गर्भवासको कोल बिसारो बालपन वह्यो रोई।
यौवनमदमें अंध भयो री विषया चित्त खोई।
कहाँसे आयो कहाँ चलो री यार विचार न जोई।
घर धंधेमें पचि रह्यो री स्वारथ काज सोई।
नेक कमाई काम नहीं किन्हा पापके बीज वोई।
हाय अभागा अवसर बीत्यो क्यों गाफिल होई।
ना कोई तेरा मत कर मेरा जूठ नाता है सोई।
साच हरिका नाम सहारा आवागमन दुःख धोई।
सतगुरु संत बहुत समझाया पामर लाज खोई।
'निर्मळदास' यही दाव है वेमूल अंत वह रोई।

એમનાં સ્થાનોમાં સુરતમાં તાપી નદીને કાંઠે પાતાળિયા હનુમાનનું મંદિર અને બાલાજીના લત્તામાં આવતું શ્રીરામચંદ્રજીનું પ્રસિદ્ધ મંદિર ગણાય છે. ઉપરાંત સલાબતપરા ચોકી સામે અને કોટસફિલ પર પણ એમનાં સ્થાનકો છે. ભરૂચમાં ફુરજા આગળનું સ્થાનક પણ એમનું ગણાય છે.

આ નિર્મળદાસ ઘણા પ્રભાવશાળી હતા, અને એમના ઘણા શિષ્યો હતા. એમના એક પદ પરથી લાગે છે કે એમને કેટલાક મુસલમાનો પણ માનતા.

એક પદમાં એઓ કહે છે:

यह मजहबका (के) फंदमें तुम दोनों भूलाया हो।
नाहक धोखा खाइया अरु पिव नहीं पाया हो।

હિંદુઓને કહે છે:

व्रज काशी बिलखत फिरे तीरथ मन भाया हो।
श्रीहरिको पेखे बिना क्यों जग भटकाया हो।

એ જ રીતે મુસલમાનોને પણ કહે છે:

बांग नमाज़में राचके तूने शोर मचाया हो।
या दिल बिच एक सांइया उनको न जगाया हो।

નિર્મળદાસે કજરીને આપેલા ઉપદેશનાં પદો પણ મળે છે. કજરી એક પ્રસિદ્ધ વારાંગના હતી. પરંતુ, પહેલાં વર્ણવેલા ખિન્નીના કિસ્સાની જેમ ગણિકા હોવા છતાં, કોઈક શુભ સંસ્કારને કારણે એ નિત્ય સંતના દર્શનાર્થે જતી. તાપી માતાને શાંત અને પવિત્ર ઓવારે, શહેરના ધમાલિયા ભાગોથી સહેજ દૂર પાતાળિયા હનુમાનના સ્થાનકે

એ રોજ આવતી અને ઘડીક સંતને ચરણે બેસી જીવનનો થાક ઉતારતી અને પાછી જતી.

સંતના ધામમાં આ પતિતાને જોઈને લોકો આશ્ચર્ય પામતા અને ગુસ્સે પણ થતા. પહેલાં લોકોએ નિંદા કરવા માંડી; પરંતુ, સમાજને એ વિરોધી છેડેથી અંતેએ સમાજ માટે ઉપેક્ષા કેળવી હતી એટલે એમને સમાજની નિંદાની પરવા નહોતી. એમનો સંબંધ વધતો ચાલ્યો. આખરે સંતના આ કહેવાતા ભક્તોની ધીરજ ખૂટી અને એમણે નિર્મળદાસને કહી જ નાખ્યું કે, સંતના પવિત્ર ધામમાં એક પતિતા આવે એ ઠીક નહીં. માટે તમે કજરીને આવતી બંધ કરો, નહિ તો અમે એને માર મારીને પણ પરાણે બંધ કરીશું.

સંતે હસતાં હસતાં એમને જવાબ આપ્યો, 'તમે કહો છો તે ઠીક છે; પરંતુ સંતનાં ધામ કોઈને માટે બંધ થઈ ન શકે. તમને દુ:ખ થતું હોય તો તમને ઠીક લાગે એ રીતે તમે એને આવતી અટકાવી શકો છે. હું મના નહિ કરું.'

સંતનાં વચનોનો એ અજ્ઞાની લોકોએ અવળો અર્થ કર્યો અને પોતાને સંતની સંમતિ મળી એમ માન્યું. સાંજને સમયે કજરી દર્શન માટે આવી ત્યાં તેના પર એઓ તૂટી પડચા અને માર મારી એને બેભાન કરી મૂકી. એ ભાનમાં આવી ત્યારે સ્પષ્ટ શબ્દોમાં તેઓએ તેને ચેતવણી આપી કે ફરીથી આવીશ તો મારી નાંખીશું.

આમ કહી એને પાછી વાળીને ઓછી બુદ્ધિના ભક્તો નિર્મળદાસને સ્થાનકે આવ્યા, ત્યારે એમણે કજરીને ગુરુચરણ પાસે શાંતિથી બેઠેલી જોઈ અને ગુરુ એને ઉપદેશ આપી રહ્યા હતા. કજરીની આ અનન્ય ભક્તિ જોઈને કે પછી નિર્મળદાસના સદુપદેશથી હોય પણ લોકોએ એને વધુ સતાવવી છોડી દીધી હોય એમ લાગે છે. બાબા નિર્મળદાસે કજરીને આપેલા ઉપદેશોમાંથી એક નીચે પ્રમાણે છે :

साखी

कजरी जोवन कारमा ज्यों उड़ जावे पतंग ।
प्रेम सुधारस पीजिये सुर-दुर्लभ सतसंग ॥
काया खाख मिल जावही कैसे होत अचेत ।
मदभर नैनां खोलके हरिसे किय ले हेत ॥
कजरी गाफिल क्यों हुई आवे काल कराल ।
अंत बहुत पछतावही अब तो राम संभार ॥
विषय कीट (च?) में डूबके खोया जोवन रंग ।
कजरी काल ग्रहे जबे कुछ नहीं आवे संग ॥

બાબાના ઉપદેશોથી કજરીનું હૃદય શુદ્ધ થવા લાગ્યું અને એના દિલમાં સાચો વિરાગ પ્રકટચો. એણે ગણિકાનો ધંધો છોડચો અને પાપમુક્ત થવાનો માર્ગ ગુરુને પૂછચો. ગુરુએ એને નામસ્મરણનો મહિમા સમજાવ્યો :

आली प्रेम-रस जो पीवे
छक रहे आठों याम ।
अपनी सुध विसारके
खोजत फिरे बहु नाम ॥

કજરીએ ભક્તિમાર્ગે પ્રયાણ કર્યું; છતાં એના દિલમાંથી પૂર્વનાં પાપોનું સ્મરણ ખસતું નહોતું અને વેદના ટળતી નહોતી. એણે પોતાનું દુ:ખ બાબાને કહ્યું. બાબાએ એને તીર્થાટન કરવાની સલાહ આપી અને કહ્યું, બધાં તીર્થો ફરી બદરી-કેદાર જજે. ભગવાન આશુતોષને ચરણે ગયેલું કોઈ નિરાશ પાછું ફરતું નથી.

ગુરુની આજ્ઞા લઈ કજરી તીર્થાટને નીકળી. ઘણાં તીર્થો ફરી છેવટે એ કેદારેશ્વરનાં ચરણોમાં પહોંચી. ત્યાં મંદિરમાં ભગવાન શંકરનું ધ્યાન ધરતાં ધરતાં એણે બ્રહ્મરંધ્ર દ્વારા પોતાના પ્રાણ છોડચા. છેવટની ઘડીએ એનું આખું શરીર તેજોમય થઈ ગયું હતું. યાત્રીઓના મુખે કજરીની મહાયાત્રાના સમાચાર સાંભળી બાબા વિહ્વળ બન્યા. એમણે ગાયું :

कजरी हरि हर पायके चल गई हरिके पास ।
आली तिहारे दरस बिन जियरा होत उदास ॥

આમ ગુરુ કરતાં શિષ્યા ચઢી ગઈ અને પહેલાં મુક્તિ પામી. સંતે કજરીને બદરીકેદાર જવાની સલાહ આપી એ ઉપરથી લાગે છે કે, સંત રામનાથની જેમ જ એ પણ રામભક્ત હોવા છતાં શંકરમાં પણ માનતા.

જનક દવે

— ચાલુ]

# નવું વાચન

**નવું લોહી :** લે૦ પન્નાલાલ પટેલ; પ્રકા૦ ભારતી સાહિત્ય સંઘ (પ્રા૦) લિ૦, અમદાવાદ; પૃ૦ ૬૨૦ + ૧૨ = ૩૩૨; કિં૦ ૫.૦૦.

જેમનાં માતપિતાએ ગાંધીજી અને તેમણે સરજેલી સ્વરાજ્ય-ક્રાંતિનાં નજીકથી યા દૂરથી દર્શન કરેલાં છે, તેમની સરખામણીમાં તેમનાં સંતાનો, જેમને એ ક્રાંતિમાં ભાગ લેનાર પોતાનાં અધૂરાં-પૂરાં માબાપ જ જોવા મળ્યાં છે, તે આ વાર્તાનું 'નવું લોહી' છે.

એ ક્રાંતિની જ્વાળાઓની લાલી અને ગરમી કદાચ વાતાવરણમાં ક્યાંક હશે, — મોટે ભાગે તેની ઠરેલી રાખ જ ચોમેર પથરાયેલી પડી છે, — એ જાતના વાતાવરણમાં ઊભી થતી નવી પેઢી, (જેમ કે, આ વાર્તાનો સુધાકર) રાષ્ટ્રસેવાના ભણકાર તરફ ભોગજોગે ઉન્મુખ થાય, અને ગામડા તરફ — સેવામાર્ગ તરફ — વળે, તો તેને શા શા અનુભવ થાય? દા૦ ત૦ — પ્રધાન બનેલા પોતાના પિતા તરફથી જ પ્રથમ તો આદર્શ અને વ્યવહારનું વિકૃત પારાયણ તેને સાંભળવું પડે; જે ભાષણિયા રમણદાદાઓ તે 'પારકો' છોકરો હતો ત્યાં સુધી ગામડે જવા તેને 'પ્રેરણા' પાતા હતા, તેઓ જ તેને પોતાનો નજીકના ભવિષ્યનો જમાઈ થઈ શકે તેમ જાણ્યા પછી, ગામડે કેમ ન જવું અને પરદેશ જઈ ડિગ્રી લઈ આવવાથી જ સાચી દેશસેવા કેમ થાય, એવી શિખામણના ઘૂંટડા ગળાવવા માંડે! આઝાદી પછી આઠ દસ વર્ષ થવા છતાં ગામડાંના લોકો સુધી પેટભરા પામર સરકારી અમલદારો દ્વારા 'સ્વરાજ્ય' કેવું અને કેટલું પહોંચી શક્યું છે, તે તેને જોવા મળે; શહેર સુધી જ ગતિમાન થતા અને ઉદ્ઘાટન-પ્રસંગોએ જ દેખા દેતા કૉંગ્રેસી પ્રધાનો ઉપરાઉપરી કાયદાઓ કરીને જ કલ્યાણ-રાજ સિદ્ધ કરવાની કેવી ગાંડી આશા રાખતા હોય છે, તેનો પણ તેને અનુભવ થાય; બધા કાયદાઓ, બધી પ્રવૃત્તિઓ, અરે તમામ રાજવહીવટ ચારે તરફ વિફળ નીવડી, પ્રજામાં ચોમેર એક પ્રકારનું અરાજક જ ઊભું કરતાં હોય છે, ત્યારે પણ કૉંગ્રેસીઓ પોતે સામ્યવાદી કે અન્ય-વાદી અંધેરમાંથી દેશને બચાવી શક્યાનો આત્મસંતોષ જ માણતા હોય છે, એવું કરુણ ચિત્ર પણ તેને જોવા મળે.

ખરેખર, એક સિદ્ધહસ્ત કલાકારની અચ્છી અદાથી શ્રી. પન્નાલાલ આપણને આ વાર્તા દ્વારા આ બધું તાદૃશ કરાવી દે છે. ચારે બાજુની રોજની વાસ્તવિકતા કલાકારે ઉપસાવેલી ભૂમિ ઉપર કેવી રોમાંચક બની જાય છે!

પણ કૉંગ્રેસ સરકારની દૃષ્ટિહીનતા, આદર્શભ્રષ્ટતા, બિન-કાર્યક્ષમતા અને શાહમૃગ જેવી આત્મસંતુષ્ટતા જ વર્ણવવાનો ઇરાદો વાર્તાલેખકનો હોત, તો આ વાર્તા ભાગ્યે જ સાહિત્ય-કૃતિ બની શકત. કારણ કે એવો કકળાટ તો ગલીએ-શેરીએ, મોટરે-રેલગાડીએ, સ્ટેશને-હોટલે, અવાજે સંભળાઈ જ રહ્યો છે. અને દરેક જણ તેમાં સરખો ઉમેરો કરી શકે એટલું જાત-અનુભવી પણ ગયું છે: સ્વરાજ્યનો કારમો ડંખ એટલો વ્યાપક કરવા તો સરકારી અમલદારો જરૂર સફળ થયા છે. પરંતુ વાંઝણી હાયવરાળ કાઢવી અને સાંભળવી એ કંઈ પુરુષા નથી. વળી હવે કોઈ ત્રીજા સામે એવો પોકાર કરવા રહ્યું નથી. જ્યાં આપણું પોતાનું બગડતું હોય, અને કોઈ ત્રીજો સુધારી આપવાનો ન હોય, ત્યાં એવા કાતર રુદનનો શો અર્થ? માત્ર કૉંગ્રેસ-નિંદાનો કકળાટ સાંભળવા બેસવામાં જ ઇતિકર્તવ્યતા તો આ જેને પોતાનો નથી લાગતો, તથા હજુ અંગ્રેજો જ સુધારી આપવા પાછા આવે એવું ઇચ્છનારા અ-રાષ્ટ્રી વર્ગોને જ ભલે પાલવે. જેને આ બધું જે ચારે કોર બ છે, તે પોતાનું - પોતાના દેશનું જ બગડતું લાગે છે, માત્ર કૉંગ્રેસીઓની ટીકા કરીને બેસી નહીં રહે. તે તરત કેડ બાંધી, આઝાદીનું ગળું ઘૂંટતા દરેક દેશદ્રોહી હાંકી કાઢવાનો વ્રતધારી થઈ જશે. અર્થાત્ તેટલા પૂરો જાતે પણ શુદ્ધ કે સબળ તો બનશે જ.

આ વાર્તા, એ રીતે, માત્ર રુદનમાંથી નીકળી, સાચા દેશપ્રેમીએ શું કરવું જોઈએ, તેના દિશાસૂચન આગળ પ્રયાણ કરે છે. જેને પોતાના દેશની લાગણી તેવા યુવાને, ગામડે ગામડે જ્યાં હજુ અજ્ઞાન અને ગુલા સ્વરાજ્ય-સરકારના રુશ્વતખોર અમલદારો સાથે કલ્યાણ-રાજ્યની કહેવાતી દરેક યોજનાનો એક જ ફેજ (અર્થાત્ પૈસા પોતાના પેટમાં સ્વાહા કરી) ઉન્નતિ કલ્યાણની દરેક આશાને મિટાવી રહ્યાં છે, ત્યાં જઈ પહોંચ જોઈએ. અને એ રીતે કૉંગ્રેસી પ્રધાન 'મહેતા' સાહેબ પુત્ર સુધાકર દૂરના ગામડામાં પહોંચી જાય છે.

પરંતુ ત્યાં પહોંચ્યા પછી અને જામ્યા પછી તેને કારમો અનુભવ થાય છે — તે ત્યાં પોતાને ઉતારો આપ દેવજીભાઈની યુવાન છોકરી સોનાની મોહિનીમાંથી શકતો નથી. પોતે વીણા નામની સુંદર કૉલેજિયન યુવતી પ્રેમ પાછળ મૂકીને આવ્યો હોય છે; છતાં વિષય-તેને — તેના બધા આદર્શોને — વિફળ બનાવી એ એક આકર્ષણમાં જકડી દે છે. તળાવકિનારે છાના ઊભા સોનાનાં અર્ધખુલ્લાં અંગ-ઉપાંગ ચોરીછૂપીથી જોયા કરવા પોતે કરેલા દોષ માટે તે આત્મશુદ્ધિના સાત ઉપ આદરે છે. પણ તે દરમ્યાન તાવ ચડી જતાં, સારવાર

આવેલી સોનાના આકર્ષણમાં વધુ ખેંચાઈ, નીતિ-અનીતિ, યોગ્ય-અયોગ્ય બધું ભૂલી તેને પોતાની પાસે ખેંચે છે. તે વખતે સોના ચેતી જાય છે કે, માત્ર નજરે જોવાના પાપથી ઉપવાસનું આવું આકરું વ્રત સ્વીકારનાર આ જુવાનિયો, બીજે દિવસે સવારે પોતાના આ વ્યભિચાર-દોષ બદલ આપઘાત જ કરશે. એટલે તે બહાનું કાઢી છટકી જાય છે.

પણ સુધાકર જેવા માટે આટલી ચાનક બસ થાય છે. તે સમજી જાય છે કે, પોતે પોતાની વિષય-પ્રકૃતિમાંથી છૂટી ન શકે, ત્યાં સુધી અજ્ઞાન-વહેમ-ભ્રષ્ટતા વગેરેની પ્રકૃતિમાં સબડતા આ ગામલોકોને તેમની પ્રકૃતિમાંથી છૂટવાનો માર્ગ બતાવવાનો પ્રયત્ન કરવો એ વૃથા છે — મિથ્યા છે. અને તે ગામડેથી પાછો ફરી જાય છે: — શહેરમાં જઈ, વીણાને પરણી, 'ધંધે' લાગી જવા નહીં; પણ બુદ્ધની પેઠે પોતાની દુર્દાન્ત પ્રકૃતિને પલટવાની ચાવી હાથ કરી, બીજાને શીખવવાના સાચા અધિકારી બની શકાય તે માટે!

વાર્તાકારે કલ્પેલો આ અંત જોયા પછી લાગ્યા વિના રહેતું નથી કે, કોઈ અવતારી મહાપુરુષ જ્યારે પ્રત્યક્ષ વિચરતો હોય છે, ત્યારે તેની પ્રેરણા હેઠળ પોતાની પ્રકૃતિ ભૂલીને કે ઓળંગીને પણ કાર્ય કરવું સામાન્ય મનુષ્ય માટે પણ કેટલું સરળ બની જાય છે! એવા અવતારી પુરુષની — સજ્જનની — ઓથ વિના સામાન્ય ભાવનાશીલ, આદર્શપ્રિય માણસને જીવન એ માર્ગે વાળવું કેવું મુશ્કેલ — ચમત્કારી જેવું — બની રહે? અને કદાચ તેથી જ, ગાંધીજીની મોજૂદગીમાં પોતાની પ્રકૃતિને હઠાવી શકનારાઓ જ અત્યારે તેમની બિન-મોજૂદગીમાં પોતાના મૂળ પ્રકૃતિ-વમળમાં બમણા જોરથી અટવાતા જાય છે.

વાર્તાકારે ભૂદાન-ચળવળ વિરુદ્ધ પ્રથમથી જ મંડાણ માંડયાં છે. અને આખી વાર્તાના અનુસંધાનમાં તે બંધ બેસતું થાય છે. ભૂદાન પ્રવૃત્તિ અને તેનું કામ કરવા ધાડાંબંધ નીકળી પડનારની યોગ્યતા વિષે તેમાં આશંકા તો છે જ; પણ ભૂદાનના દૃષ્ટાએ તે અંગે 'અહિંસક રીતે આ પ્રવૃત્તિ સફળ ન થાય, તો હિંસક ઉપાયોનો પણ આશરો લેવો પડશે' એમ કહી કેટલાંક હૈયાંને કેવો આઘાત પહોંચાડયો છે, તેનો પણ તેમાં ચિતાર છે. મહાત્માઓ 'ઑર્ડર' મુજબ બનતા નથી કે ટપકી પડતા નથી; અને ખરા મહાપુરુષની મહત્તા સૌ જીવોને મોટા બનવામાં તે કેટલો આધાર — પ્રેરણા આપી શકે છે તે બાબત ઉપર રહેલી છે. તે વસ્તુ ભાગ્યે તોલી-જોખીને કે હિસાબ કાઢીને નક્કી કરી શકાય. તેની ચર્ચા પણ ન હોઈ શકે. તે તો પ્રજામાનસમાં નિર્ણીત થતી સ્વયંસિદ્ધ વસ્તુ જ હોઈ શકે.

'વાચક'

**વીરડાનાં પાણી:** લે॰ ઉષા જોષી; પ્રકા॰ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; પૃ॰ ૧૬૪; કિં॰ ૨-૦૦.

વીરડાનાં પાણીને પણ એમાં 'ડૂબી મરવાનો ડર નથી' એટલા આશ્વાસને જેઓ સ્વીકારવા-આવકારવા તૈયાર છે, તેવાઓને કંઈ કહેવાનું હોય નહીં.

લેખિકા બહેનની ટૂંકી વાર્તાઓના આ સંગ્રહને વીરડાનાં પાણીની ઉપમા બરાબર છાજે છે. બળતા તાપમાં ઊભા રહો ત્યારે છાલિયા જેટલું ડહોળું પાણી મળે. કોક દિવસ તો તેટલાનીય આશા ન હોય. મળે ત્યારેય ઘરનાં બધાં માણસની અને ઢોરઢાંખરની તરસ કે જરૂરિયાત તેથી ભાગ્યે પતે.

આ સંગ્રહમાંની ઘણી વાર્તાઓનું વસ્તુ વીરડાની સરવાણી જેવું આછું-પાતળું છે. એક વાક્યમાં જ લગભગ તે કહી દેવાય: નિશાળના ઝાડુવાળાને ઘરડો થતાં કાયદા પ્રમાણે નિવૃત્ત કરવામાં આવ્યો (કેમ આવું કરતા હશે?); સૂર્યોદયના દર્શનથી બે સરહદી મોટર-ડ્રાઈવરો એકબીજાનું ગળું કાપવાનો નિશ્ચય ભૂલી એકબીજાને ગળે વળગી પડયા; બાગના માળીએ બાગમાં ભૂલી પડેલી કે તજાયેલી છોકરીને અપનાવી લીધી; એક ભંગાણનો નાનો છોકરો મરી ગયો હોવાથી, તેમને ગોળીઓ વહેંચી નાનાં છોકરાં ભેગાં કરવાની ટેવ છે; અપર-મા આવીને જૂનીનાં છોકરાંને કનડે છે; ગામડાનો માણસ પૈસા માટે શહેરમાં મિલ-મજૂર બને છે, પણ અકસ્માતમાં જાન ગુમાવી બેસે છે; ગાતી મેનાનો શિકાર કરી શિકારી પસ્તાય છે. ઇ॰.

વસ્તુના આ આછા-પાતળા ચૂવા ઉપર શબ્દોની ટાંકી ઊભી કરી છે, અને તે સારી થઈ છે. પરંતુ ઘણી વખત એ ટાંકી ખાલીખમ વાગતી હોય છે.

બે-ત્રણ વાર્તાઓમાં તો વસ્તુ અઘટિત છે. જેમ કે, વાંસળીમાંથી સૂર નીકળે; પણ સેક્રેટરીને બોલાવીને લખાવી લેવાય એવા ગીતના બોલ શી રીતે નીકળે? ('અધૂરું ગીત.') બાગમાં તજાયેલી એક નાની બાળિકાને પોલીસો બાગમાં ટાઈમ-બહાર બેસવા માટે જેલની સજા શી રીતે કરાવી શકે? એ તો ગર્ધવસેનના રાજ્ય કરતાં પણ મોટું અંધેર-રાજ્ય હોવું જોઈએ! વળી તે બાળિકાને તે બાગનો માળી પોતાના ખોળામાં જ ઝાંપા બહાર લઈને ઊભો હોય છે. ('તરછોડાયેલી.')

કેટલાંક ગામડિયાં અભણ પાત્રો કોઈ એમ. ઈડી. ના મોંમાં છાજે તેવાં ભાષણો ઉચ્ચારવા મંડી જાય છે, ત્યારે હેરાન થઈ જવાય છે. અમથીમાની વહુ કહે છે, "હું કેવી રીતે આવી, તેની પાછળ તો લાંબો દર્દભર્યો ઇતિહાસ છે." રામ જાણે. એ અભણ ગામડિયણ 'ઇતિહાસ' શબ્દથી શું સમજતી હશે! ભટકેલ રખડુ છોકરો એક ગામડિયા વૃદ્ધ

શિલ્પીને કહે છે, 'તમારું જીવન ભવ્ય છે. અને તમે જે મૂર્તિઓ બનાવી છે, તે એથીયે ભવ્ય છે. તમારા એ શિલ્પ ઝરણાને વહેતું રાખવા માટે મારામાં તમારો સાધનાનો ગુણ રેડો.' એ છોકરાને મન 'સાધના' શું અને તેનો ગુણ રેડવાનું શું!

આ બધું લખ્યા પછી પ્રસ્તાવના વગેરેમાંથી જાણવા મળ્યું કે, આ વાર્તાઓ તો, "જેણે બાળપણથી જ ('ધૂમકેતુ' જેવા) પિતાને રોજ સવારે ને રાત્રે નિત્યકર્મ લેખે સાહિત્ય-સર્જનમાં ડૂબેલા જ જોયા" છે, એવાં તેમનાં પુત્રીએ લખી છે; અને જીવનમણિ સદ્વાચન માળા ટ્રસ્ટે તે વાર્તાઓને અપનાવી હોવાથી લગભગ એક જ મહિનામાં તેનું પુનર્મુદ્રણ થયું છે. છેવટે એટલું ઉમેરી લેવાનું મન થાય છે કે, 'આગ', 'જલસમાધિ', 'દાદાજી' જેવી કેટલીક વાર્તાઓ વાંચતી વખતે મુશ્કેલીથી આંખનાં આંસુ રોકી શકાયાં હતાં. લેખિકા બહેને બધી વાર્તાઓનું વસ્તુ સુંદર-સુભગ વીણ્યું છે અને વર્ણવ્યું છે. તેમના હાથને ઉત્તરોત્તર વધુ જશ મળો.

'વાચક'

**પ્રિયદર્શી અશોક :** લે૦ ધૂમકેતુ; પ્રકા૦ ગૂર્જર ગ્રંથ-રત્ન કાર્યાલય, અમદાવાદ; પૃ૦ ૬૪૨; કિં૦ ૪-૫૦.

'ગુપ્ત-યુગ નવલકથાવલિ'ના ૭મા મણકા તરીકે અને 'સમ્રાટ ચંદ્રગુપ્ત' પછી આગળ વધતી નવલકથા તરીકે દર્શાવાયેલી આ નવલકથામાં, રાજા બિંદુસારના મરણકાળ વખતે તેના પુત્રોમાં રાજગાદી ઉપર કોણ આવે તેનો ઝઘડો ચાલ્યો, અને છેવટે યુવરાજ તરીકે નિમાયેલા સુમનકુમારને દગાથી મારી નાખવામાં આવ્યા બાદ અશોક ગાદીએ આવ્યો, એટલું કથાવસ્તુ આવે છે.

વસ્તુમાં કાર્ય-પ્રવાહ જેવું લગભગ કાંઈ ન હોવાથી, રાજનીતિ અને કૂટરાજનીતિ નિરૂપણ પામે એવા કશા પ્રસંગો રજૂ કરી શકાતા નથી; એટલે એ રાજનીતિ ચાણક્યની રચેલી બહુ અગત્યની પ્રણાલિકાઓવાળી હતી, એવું લગભગ રટણ વારંવાર કરાવ્યા કરવું પડે છે.

વાર્તા પણ તેથી દોઢવાતી – દોઢવાતી, પ્રવાહ કહી ન શકાય તે ગતિએ – તે રીતે રગદોળાતી ગબડે છે. ચાર ડગલાં આગળ ચાલી, ત્રણ ડગલાં પાછા આવી, પાછા થોડું આગળ ચાલવામાં આવે, એવી રીતે પ્રકરણો સુધી દોઢવાતો વસ્તુ-પ્રવાહ વાર્તાને વધવા જ દેતો નથી.

રાજનીતિ–રાજકારણના વસ્તુવાળી ઘણી સારી નવલ-કથાઓ લખાય છે; તથા ગુજરાતીમાં પણ શ્રી. મુનશીએ જે અદાકારી અને છટાથી કેટલીક નવલકથાઓ આપી છે, તે જોયા પછી આ જાતની શૈલીવાળી ચોપડીઓ છેક જ ફીકી પડી જતી લાગે. તો તેમાં વાચકનો કે તેની અભિરુચિનો દોષ ન કાઢી શકાય. ઇતિહાસના પાઠ્યપુસ્તકમાં જે વસ્તુ તથા જે નિરૂપણ માત્ર એકાદ પ્રકરણથી કે એકાદ ફકરામાં પતી જાય, તેને કશા બીજા કલ્પના-રંગના ઉમેરા વિના, માત્ર શબ્દો-વાક્યો-પ્રકરણો ભરીને કરેલી પુનરુક્તિઓથી બહેલાવવામાં આવે, તો તેને શાબ્દિક લેખન-કળા તરીકે ઓળખાવી શકાય; પણ વાર્તા-કળા તરીકે ભાગ્યે બિરદાવી શકાય. એ જાતનું વસ્તુ-દારિદ્રય અને કલ્પના-દારિદ્રય વાચકને આનંદ, બોધ કે માહિતી ભાગ્યે પૂરાં પાડી શકે.

'વાચક'

**શ્રદ્ધા :** લે૦, પ્રકા૦ દેવજી રા. મોઢા; પ્રાપ્તિસ્થાન: બેચર મેઘજી એન્ડ સન્સ, રાજકોટ; કિં૦ બે રૂપિયા; પૃ૦ ૨૪ + ૧૨૭.

શ્રી. દેવજીભાઈનો 'પ્રયાણ' પછીનો આ બીજો કાવ્ય-સંગ્રહ આવકાર્ય છે. તેમનાં કાવ્યોમાં ભાવની ઋજુતા અને મૃદુતા, પદલાલિત્ય અને શિષ્ટતા આપણું ખાસ ધ્યાન ખેંચે છે. આ સંગ્રહ જીવનના માંગલ્ય પ્રતિની કવિની શ્રદ્ધા વ્યક્ત કરે છે; અને આપણામાં પણ એવી મંગળકારી ભાવના જગાવી જાય છે.

મુ૦ કo

**સારસ :** લે૦ 'અનામી': પ્રાપ્તિસ્થાન : નવચેતન સાહિત્ય મંદિર, અમદાવાદ ૧; કિં૦ દોઢ રૂપિયો; પૃ૦ ૧૦૬.

ભાઈ 'અનામી'નો આ ચોથો કાવ્યસંગ્રહ છે. આમાંનાં ગેયકાવ્યો સારાં છે. પ્રભુ માટેની ઝંખના, અંતરમાં ઊઠતા જુદા જુદા મૃદુ ભાવો, કુદરત સાથેની સુમેળતા વગેરે એમનાં કાવ્યોમાં મૂર્ત થયાં છે. આ સંગ્રહ લેખકની કાવ્યશક્તિનો સારો પરિચય આપે છે.

મુ૦ કo

**कुष्ठ–सेवा :** લે૦ ડૉ. રવિશંકર શર્મા; પ્ર૦ અખિલ ભારત સર્વ-સેવા-સંઘ, કાશી; કિં૦ સવા રૂપિયો; પૃ૦ ૧૩૮.

કુષ્ઠ રોગ એ ખરેખર કરુણાજનક રોગ છે. એ રોગથી પીડાતા માણસની સ્થિતિ દયાપાત્ર થઈ પડે છે. એ રોગનું બાહ્ય બિહામણું રૂપ સમાજમાં એ રોગ પ્રત્યેનાં ભય તેમ જ જુગુપ્સા ફેલાવવામાં કારણભૂત છે. તેથી આ રોગીઓની દશા પશુ કરતાં પણ બૂરી થાય છે. માટે આ રોગ અંગેની સાચી માહિતી સમાજમાં ફેલાય અને એ રોગીઓની પ્રેમ અને સહાનુભૂતિથી સેવા કરવાની ભાવના આપણામાં જાગે એ માટે જેટલા પ્રયત્નો કરીએ એટલા ઓછા જ છે. તે અંગેનાં પુસ્તકોનો પ્રચાર પણ વધારે થવો જોઈએ. ડૉ. રવિશંકર શર્માનું આ હિંદી પુસ્તક એ રીતે આવકાર્ય છે. એમણે મહેનત લઈને આ રોગ અંગેની માહિતી આપવાનો સ્તુત્ય પ્રયત્ન કર્યો છે. સૌ માનવપ્રેમી ભાઈબહેનો આ પુસ્તક અવશ્ય વાંચે અને અન્યને વંચાવે.

મુ૦ કo

**માધ્યમિક શાળાઓમાં ધાર્મિક શિક્ષણનું સ્થાન:** લે૦ વિજયશંકર પ્રાણશંકર મહેતા; પ્રકા૦ ભારત પ્રકાશન, અમદાવાદ; કિં. રૂ. ૧.૫૦; પૃ૦ ૮૨ ડેમી.

શ્રી. વિજયશંકર પ્રા૦ મહેતાએ ગૂજરાત યુનિ૦ની એમ. એડ.ની પરીક્ષા માટે 'માધ્યમિક શાળાઓમાં ધાર્મિક શિક્ષણનું સ્થાન' એ વિષય લીધો હતો. નિબંધ તરીકે આ વિષય લીધેલો હોવાને કારણે એમાં લેખકે કરેલી તૈયારીનો સારો પરિચય મળે છે.

આજકાલ ધાર્મિક શિક્ષણ અંગે શાળાઓમાં જોઈએ તેટલું ધ્યાન અપાતું નથી. એ કારણે મનુષ્યના જીવનનું અતિ અગત્યનું પાસું ઘણું કરીને અણવિકસ્યું જ રહી જાય છે. લેખકે ધાર્મિક શિક્ષણ એટલે સદ્વર્તન અને ચારિત્ર્ય-ઘડતર માટેનું શિક્ષણ એ વ્યાખ્યાને કેન્દ્રમાં રાખીને ઘણી માધ્યમિક શાળાઓનું નિરીક્ષણ કરીને તારવેલી માહિતી ઉપરથી આ નિબંધની આયોજના કરી છે.

આ પુસ્તક શિક્ષકોને ઉપયોગી થાય એવું અવશ્ય છે. માત્ર એમાં એક ક્ષતિ જેવું લાગે છે: લેખકે વાપરેલાં અંગ્રેજી અવતરણોના અનુવાદ બધે આપ્યા હોત, તો પુસ્તકની મૂલ્યવત્તા વધત.

સુ૦ કા૦

**ગુપ્તદાન:** લે૦ પીતાંબર પટેલ; પ્રકા૦ ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ કિં૦ એક રૂપિયો; પૃ૦ ૭૬.

સમાજ-શિક્ષણમાં ઉપયોગી થાય એ દૃષ્ટિએ તૈયાર કરેલી ભાઈશ્રી પીતાંબર પટેલની આ પુસ્તિકા આવકાર્ય છે. એમાંની ચારે વાર્તા પ્રૌઢોને તેમ જ કિશોરોને પ્રેરણા આપે એવી છે. પહેલી વાર્તા 'ગુપ્તદાન'માં ભીખાશેઠ પોતે બહારથી કંજૂસ જેવા લાગે છે, પણ તેમનાં ગુપ્તદાન ગામલોકોને આશીર્વાદરૂપ થઈ પડે છે. બીજી વાર્તામાં, માણેકમા વિધવા થયા છતાં, પોતાના સાસરી પક્ષના લોકો પોતાના ઘરની સાથે દુશ્મનાવટ રાખતા હોવા છતાં, સૌની સાથે પ્રેમથી વર્તે છે; અને પોતાનો એક પુત્ર ગુમાવતાં હતાશ થઈ જવાને બદલે, પોતાનું વાત્સલ્ય ગામનાં બધાં જ છોકરાં પર વરસાવે છે અને છેવટે પોતાની બધી મિલકત ગામનાં છોકરાં માટે શાળા બાંધવામાં આપી દે છે. ત્રીજી વાર્તામાં, શિવી યુવાન વયે વિધવા થાય છે. માંદલા પતિ સાથે તેણે સંસારનું સુખ પણ માણ્યું નથી. તેની જ્ઞાતિમાં ફરી લગ્ન કરવાની છૂટ છે. છતાં પોતાના પતિની પહેલી પત્નીનાં બે બાળકો તરફનો તેનો સ્નેહ તેને રંડાપો સહન કરવાની અજબ તાકાત આપે છે. ચોથી વાર્તામાં, મીરાંફોઈ પોતાના વૃદ્ધ પિતાને સહાય કરતાં કરતાં આખરે કૌમાર્ય અવસ્થામાં જ જિંદગી પૂરી કરવા તરફ અને ભગવાનની ભક્તિ તરફ વળી જાય છે. આમ ચારે વાર્તા સારી છે. પુસ્તિકામાં માત્ર એક જ દોષ છે અને તે જોડણીનો અને મુદ્રણનો. જો આ બાબતમાં કાળજી લેવામાં આવે, તો આવી પુસ્તિકા વધારે ઉપયોગી થાય ખરી.

સુ૦ કા૦

**સાગરવીર:** લે૦ ઈશ્વરભાઈ પટેલ; પ્રકા૦ ઉપર મુજબ; કિં૦ ૫૦ નવા પૈસા; પૃ૦ ૩૯.

કિશોરોનાં જીવનને ઘડવામાં સાહસવીરોની સાચી કથાઓ ઉપયોગી થાય એમ છે. એ દૃષ્ટિએ ભાઈશ્રી ઈશ્વરભાઈ પટેલે આ પુસ્તિકા તૈયાર કરી છે, એમાં જગપ્રસિદ્ધ સાગરવીર મેગેલનની હૃદયદ્રાવક અને રોમાંચક સાહસકથા સરળ ભાષામાં આપવા લેખકે પ્રયત્ન કર્યો છે. ભાષા હજી વધારે સરળ કરવાની જરૂર છે. કેટલેક ઠેકાણે ક્લિષ્ટતા જોવા મળે છે અને ભાષા તરજૂમિયા બની જાય છે. લેખક જો આ બાબતમાં કાળજી લેશે, તો આવી પુસ્તિકાઓ વધારે આવકાર્ય થઈ પડશે.

સુ૦ કા૦

**ગાગરમાં સાગર:** લે૦ અરવિંદ નર્મદાશંકર શાસ્ત્રી; પ્રકા૦ એન. એમ. ત્રિપાઠી લિ૦, મુંબઈ; કિં૦ રૂ. ૨.૫૦; પૃ૦ ૧૬૪.

ચારિત્ર્યઘડતર માટે નીતિ, સત્ય, ન્યાય વગેરે સૂચવતા ૯૪ કથાપ્રસંગોનો આ સંગ્રહ છે. ભાઈશ્રી અરવિંદ શાસ્ત્રીનો આ સંગ્રહ કિશોરો અને વિદ્યાર્થીઓને સારું વાચન પૂરું પાડશે. પરંતુ લેખકે એમાં પોતાની દૃષ્ટિ બહુ સ્પષ્ટ રાખી નથી. કેટલાક એવા પ્રસંગો લીધા છે જે વાંચતાં આપણને થાય કે, ખરેખર આવા પ્રસંગો ચારિત્ર્યઘડતરમાં સહાયરૂપ થાય ખરા? જેમ કે. 'કોની બુદ્ધિ ઉત્તમ?' 'ગોર મહારાજનો મંત્ર', 'માછલી નર છે કે માદા?', વગેરે પ્રસંગો જુઓ. જો લેખકે આવા કેટલાય ચમત્કારિક અને ચાતુરીપ્રધાન પ્રસંગો આપવાને બદલે જીવનને ઊર્ધ્વગામી કરે એવા પ્રસંગો જ આપ્યા હોત, તો આ સંગ્રહ વધારે ગણનાપાત્ર થાત. વળી ભાષા તેમ જ જોડણીની બાબતમાં પણ લેખકે લક્ષ આપવું રહ્યું.

સુ૦ કા૦

**મણિલાલ નભુભાઈ—જીવનરંગ:** લે૦ ધીરુભાઈ ઠાકર; પ્રકા૦ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; કિં૦ સવાપાંચ રૂપિયા; પૃ૦ ૨૦+૩૨૮.

આપણા સુપ્રસિદ્ધ સાક્ષરરત્ન મણિલાલ નભુભાઈના જીવન તેમ જ લેખનના ઊંડા અભ્યાસી ડૉ. ધીરુભાઈએ આ પહેલાં 'મણિલાલ નભુભાઈ: સાહિત્યસાધના' એ નામનું પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે. હવે સદ્ગત શ્રી મણિભાઈના જીવન અંગેનું આ પુસ્તક પ્રસિદ્ધ થતાં આનંદ થાય છે. ડૉ. ધીરુભાઈને મણિલાલભાઈના જીવન અને લેખન અંગે જ પીએચ. ડી.ની પદવી પ્રાપ્ત થઈ છે. એ ઉપરથી તેમની યોગ્યતાનો ખ્યાલ આપણને સહેજે આવી શકે એમ છે.

આ પુસ્તક સાહિત્યના અભ્યાસીઓને અત્યંત ઉપયોગી થાય એવું છે.

સુ૦ કા૦

# संतोष का फल

[बल्गेरियाकी लोक-कथा]

चार भाई थे, लेकिन बिल्कुल फटे हाल। रोटीके भी लाले पड़े रहते। काफी सोच विचारके बाद वे चारों भाग्य आज़माने गाँव छोड़ कर परदेस के लिए चल पड़े। कुछ दूर चलने पर रास्तेमें उन्हें एक बुड्ढा व्यक्ति दिखाई पड़ा। उसकी सफ़ेद लम्बी दाढ़ी बड़ी भली मालूम हो रही थी। उसके कन्धे पर एक लाठी थी, जिसमें पीछेकी तरफ एक छोटी-सी गठरी बँधी हुई थी। दरअसल वह एक जादूगर था जो जादूके ज़ोरसे जो चाहे कर सकता था। चाहे तो मिट्टीको सोना बना दे और गरीबको राजा। वह चारों भाइयों से बोला :

"नौजवान साथियो, इस सुनसान रास्तेमें तुमसे मिलकर मुझे बड़ी खुशी हुई।"

"नमस्कार बाबा . . .।"

"आप लोग किधर जा रहे हैं?" बुड्ढेने बिल्कुल नज़दीक आकर पूछा और उनके साथ-साथ चलने लगा।

"हम लोग रोज़गारकी तलाशमें जा रहे हैं। देखें, भाग्य कब और कहाँ साथ देता है।"

"अगर आप लोग वहाँ उस गाँवकी ओर जा रहे हों, तो मैं भी आपका साथ दे सकता हूँ। और कुछ नहीं तो रास्ता आरामसे कट जाएगा," बुढ्ढेने दूरके एक गाँवकी ओर इशारा करते हुए कहा।

चारोंने रज़ामन्दी ज़ाहिर की और कहा : "अच्छा तो है, रास्ता बड़े मज़ेमें कट जायगा।"

वे लोग आगे बढ़े। चलते-चलते उन्हें एक फ़व्वारा दिखाई पड़ा। पाँचों जने सुस्तानेके लिए फ़व्वारेके पास एक चट्टान पर बैठ गए। चारों भाइयोंने अपने-अपने थैलोंसे राई (एक मोटा अनाज) की एक-एक रोटी निकाली। वृद्धने जब यह देखा कि रोटीके साथ खानेके लिए उनके पास कोई चीज़ नहीं है तो उसने अपने थैलेसे एक प्याज़ निकाला और उसके चार टुकड़े करके उन्हें दे दिए। उन लोगोंने प्याज़से रोटी खाई और फ़व्वारेका ठण्डा जल पिया। जब वे वहाँसे चलनेको हुए तो बड़े भाईने कहा :

"ओह, अगर फ़व्वारेसे पानीकी जगह शराब निकलती होती, तो मैं यहीं बस जाता और एक सराय बना कर रहता। शराब बेचता, और सारी गरीबी और दु:ख-दर्दसे मुक्ति पा जाता।"

"एवमस्तु," वृद्धने अपना दाहिना हाथ ऊपर उठाते हुए कहा।

जादूके ज़ोरसे फ़व्वारेके दो छेदोंमेंसे एकसे सफ़ेद और दूसरेसे लाल शराब निकलने लगी। सबको इस घटनासे बड़ा आश्चर्य हुआ और खुशी भी। छोटे भाईने बड़ेसे कहा :

"आपकी इच्छा तो पूरी हो गई। सराय बनानेके लिए यदि हमारी मददकी ज़रूरत हो तो हम तीनों भाई आपके साथ कुछ दिन यहीं रहें।"

धन्यवाद करते हुए बड़े भाईने उत्तर दिया :

"नहीं-नहीं, तकलीफ उठानेकी कोई जरूरत नहीं है। मुझे अकेले कोई दिक्कत न होगी। अब तो मुझे ऐसा फ़व्वारा हाथ

लग गया है कि ज़रूरतकी सभी चीज़ें सुलभ हो जाएँगी। तुम लोग यहाँ रुक कर अपना नुकसान क्यों करोगे।"

तीनों भाई वृद्ध जादूगरके साथ आगे बढ़े। काफी देर बाद वे एक लम्बे-चौड़े समतल मैदानमें पहुँचे। मैदानके बीचमें मिट्टीके तीन ऊँचे-ऊँचे टीले थे और उनके बीचमें दो बड़े सफ़ेद रंगके पंतथर पड़े थे। दूसरा भाई वहाँ रुक गया और टीलों, पत्थरों और चौड़े मैदानकी ओर देखता हुआ बोला :

"काश! ये टीले गेहूँके होते, ये दोनों पत्थर एक जोड़ी बैल बन जाते तो नाशपातीके पेड़की लकड़ीका मैं एक हल बनाता और यहीं खेती करता। इस विशाल मैदानको जोतता-बोता और अनाजसे खत्तियाँ भर लेता। भाइयो, मैं सच कहता हूँ कि यदि ऐसा हो जाए तो कोई भी भूखा व्यक्ति मेरे दरवाजेसे खाए-पिए बिना न लौटने पाए।"

"एवमस्तु", वृद्धने अपना दाहिना हाथ ऊपर उठाते हुए कहा। बस, क्षण भरमें ही टीले गेहूँके ढेर बन गए और दोनों पत्थर बैल।

दूसरा भाई वहीं रुक गया। बाकी दोनों भाई उस वृद्धके साथ आगे चले। अन्तमें वे एक पहाड़ीके पास पहुँचे। वहां चारों ओर काले पत्थरके टुकड़े पड़े हुए थे।

तीसरे भाईने पत्थरके काले टुकड़ोंकी ओर ताकते हुए कहा :

"देखो, यहाँ पर चट्टानोंके टूटनेसे कितने पत्थर चारों तरफ बिखरे पड़े हैं। काश, पत्थरोंकी जगह भेड़ोंका झुण्ड होता। तब तो मैं उन्हें चरागाहमें ले जाता, उनका दूध निकालता और पनीर बनानेका एक बड़ा-सा कारखाना खोल लेता। अगर सचमुच ऐसा हो जाए तो इस राहसे गुज़रने वाले हरेक आदमीको भर पेट खिला कर विदा करूँ।"

वृद्धने तीसरी बार अपना दाहिना हाथ ऊपर उठाया और कहा : "एवमस्तु"। कहनेकी देर थी कि बस पत्थरके छोटे-छोटे टुकड़े भेड़ोंमें तबदील हो गए। तीसरे भाईने भेड़ोंके झुण्डको सँभाला और चरागाहकी ओर जानेकी तैयारी करने लगा। सब से छोटा भाई वृद्धके साथ आगे चला।

शामको वे दोनों एक गाँवमें पहुँचे। वहाँ किसीकी शादीकी तैयारियाँ हो रही थीं। खूब गाजे-बाजे बज रहे थे और नाच-गान हो रहा था। चारों ओर खुशीका आलम दिखाई पड़ रहा था।

"शादी देखने चलोगे?" वृद्धने पूछा।

"आइए चलें," सबसे छोटे भाईने बेमनसे कहा।

वे उस मकानकी ओर बढ़े जहाँ शादीकी तैयारियाँ हो रही थीं। मकानका फाटक खुला था। वधूका पिता वधूको ससुराल पहुँचानेके लिए चलने ही वाला था कि इतनेमें वृद्ध जादूगर ससुरालवालोंके सामने जा पहुँचा और ललकार कर बोला :

"सुनो, यह वधू तुम्हारी नहीं है।"

"तो किसकी है?"

"हमारी है।"

"तुम्हारी कैसे है ?" –– ससुरालवालोंने गुस्से में कहा ।

"इस नौजवानकी, जो मेरे साथ है। अगर तुम्हें विश्वास नहीं होता तो अंगूरकी बेलकी दो टहनियाँ लाओ । एकको मैं जमीनमें गाड़ूँगा और दूसरीको लड़कीका श्वसुर । अगर तुम्हारी लगाई बेलमें कोंपलें निकलें और बेलमें अंगूर लगें, तो वधू तुम्हारी है; तुम्हारी बेल सूख जाए और मेरीमें अंगूर लगें, तो लड़की इस नौजवानकी वधू हुई । बोलो, तुम्हें मंजूर है ?"

"यही सही," कह कर लड़कीके ससुरालवाले गाँवकी सबसे अच्छी अंगूरकी बेलकी दो टहनियाँ ले आए ।

दोनोंने सावधानीसे बेलें रोपीं । गाँवके सारे लोग यह अद्‌भुत तमाशा देखनेके लिए वहाँ इकट्ठे हो गए । थोड़ी ही देरमें वृद्ध जादूगरकी बेलमें कोंपलें निकलीं और उसमें अंगूरके गुच्छे लग गए । दूसरी बेल कुम्हला गई ।

इस आश्चर्यजनक घटनासे वधूके घरवालोंको बड़ा अचम्भा हुआ । लेकिन करते भी क्या । बाज़ी हार चुके थे, मुकरनेका कोई रास्ता न था । वधूके पिताने नवयुवकसे उस लड़कीका विवाह कर दिया और उसे अपने घर ले गया । उस वृद्ध जादूगरने थोड़ी देर पहले लगाई बेलसे एक अंगूर तोड़ कर खाया और नव दम्पतीको आशीर्वाद दे कर रातके अँधियालेमें वह अंतर्ध्यान हो गया । छोटा भाई उसी गाँवमें रहने लगा ।

दस वर्ष बाद ।

वृद्ध जादूगरने सोचा कि चारों भाइयोंके पास जा कर यह देखना चाहिए कि अब उनकी दशा क्या है और वे एक गरीब बूढ़ेका कितना स्वागत करते हैं । वह सबसे पहले बड़े भाईके पास गया । दिन छिपते ही उसने सरायका दरवाजा खटखटाया और अंदर दाखिल हो गया ।

उसने अपना थैला और लाठी एक कोनेमें रख दिये और आगे बढ कर आशीर्वाद दिया : "खुश रहो, बेटा ।"

लेकिन सरायके मालिकने चिथड़ोंमें लिपटे वृद्धको सामने देख कर कोई जवाब न दिया।

वृद्धने साहस बटोर कर फिर कहा : "मैं बहुत दूरसे आ रहा हूँ भैया, बहुत थक गया हूँ । प्यासके मारे जान निकली जा रही है। एक गिलास शराब पिला दो, जिन्दगी भर तुम्हारा उपकार . . ."

"दाम चुकानेके लिए तुम्हारी जेबमें क्या कुछ है ?" सरायके मालिकने बात काटते हुए पूछा ।

"पैसे मुझ गरीबके पास कहाँ ?"

"यहाँ शराब मुफ्त नहीं मिलती, हमने कोई सदाव्रत नहीं खोल रखा है ।" उसने तेज़ पड़ते हुए उत्तर दिया ।

"न सही । लेकिन सरायके अन्दर सोनेकी इजाज़त तो दे सकते हो न । बाहर बड़ी तेज ठंडी हवा चल रही है और फिर मेरी तबियत भी ठीक नहीं है," वृद्धने शांतिपूर्वक कहा ।

"यह सराय भिखारियोंके लिए नहीं है," यह कह कर सरायके मालिकने वृद्धको बाहर

धकेल दिया और उसका थैला व लाठी भी बाहर फेंक दिये।

वृद्धने लाठी और थैला उठाकर कन्धे पर रख लिया और सरायकी ओर देख कर वह बुदबुदाया :

"दस साल पहले यहाँ जैसा था, वैसा फिर हो जाए।"

देखते-देखते सराय वहाँसे गायब हो गई और फ़व्वारेसे फिर साफ पानी निकलने लगा।

सरायका मालिक बहुत पछताया। लेकिन 'अब पछताए क्या होत है, जब चिड़ियाँ चुग गईं खेत?'

अब वह दूसरे भाईके पास गया जो खेती करता था। उसने देखा, वह खलिहानमें एक कुर्सी पर बैठा माला फेर रहा है और अपने नौकरोंके कामकी निगरानी भी कर रहा है। चारों ओर गेहूँके ढेर ही ढेर नज़र आ रहे थे। वृद्धने उसके सामने हाथ फैला कर कहा : "रोटी दो बाबा, भूखसे मरा जा रहा हूँ। दो दिनसे न पानी मिला है न खाना।"

"अपना रास्ता देखो। तुम्हारे जैसे भिखमंगोंके लिए हमारे पास रोटी नहीं है। दुनिया भरके मँगते यहीं आते हैं। जिसे देखो वही कहता है, मुझे दो, मुझे दो। इन भिखमंगोंसे तो मैं तंग आ गया हूँ।"

वृद्ध ने दुखी हो कर सिर हिलाया और चुपचाप सड़क पर पहुँच कर धीमे से कहा :

"जैसा यहाँ पहले था, वैसा फिर हो जाए।"

इतना कहते ही गेहूँके ढेर मिट्टीके टीलों में बदल गए, और बैल पत्थरोंमें। उसका आलीशान मकान भी गायब हो गया।

इसके बाद वृद्ध जादूगर गड़रियेके पास गया जो पनीरका व्यवसाय करता था। ज्यों ही वह उसके हातेमें घुसा, शिकारी कुत्तोंने भौंकना शुरू कर दिया। गड़रिया बाहर निकल आया। भीतर वह दूध गर्म करनेके लिए आग सुलगा रहा था। उसने पूछा :

"ओ बुड्ढे, क्या बात है?"

"भूखके मारे प्राण सूख रहे हैं। मुझे थोड़ी-सी रोटी और एक प्याला दूध चाहिए।"

"तुम ऐसे वक्त आए हो जब मुझे दम मारनेकी भी फ़ुरसत नहीं है। जाओ, चले जाओ यहाँ से, वरना देखते हो ये खूंख्वार कुत्ते?"

वृद्धने एक ठंडी आह भरी और सिर हिलाते हुए कहा :

"जैसा यहाँ पहले था, वैसा फिर हो जाए।"

क्षण भरमें ही वहाँकी सब भेड़ें पहलेकी तरह पत्थर बन गईं।

अन्तमें वृद्ध जादूगर सबसे छोटे भाईके पास गया। वह गाँवके किनारे घास-फूसकी एक झोंपड़ीमें रहता था। उस समय वहाँ सिर्फ उसकी पत्नी और बच्चे थे।

"तुम्हारा पति कहाँ है?" वृद्धने युवती से पूछा।

"बाबा, वह गाँव वालोंके ढोर चराने गए हैं। उनके आनेका समय हो चला है। आइए, तब तक अन्दर तशरीफ रखिए।"

वह अन्दर चला गया। तीन बच्चे चूल्हेको घेरे बैठे थे और पिताके आनेका

इन्तज़ार कर रहे थे। युवतीने वहीं एक स्टूल रखते हुए प्यार भरे स्वरमें बच्चोंसे कहा, "मेहमानको भी आगके पास बैठने दो, ठंडसे हाथ-पाँव सिकुड़े जा रहे हैं उनके।"

बच्चोंने जगह कर दी। वह आगके सामने इतमीनानसे बैठ गया।

"तुमने क्या चढ़ा रखा है, शायद 'हर्थ-केक' है। सचमुच मैं बहुत मौकेसे पहुँचा हूँ। थोड़ा-सा चखाइए, देखूँ कैसा बना है?"

"हाँ अम्मा, निकाल लो न, अब तो तैयार हो गया होगा।" सबसे छोटे बच्चेने चिरौरी करते हुए कहा।

युवती क्षण भरको ठिठकी, फिर वृद्धके कानमें धीमेसे कहा—

"बाबा, यह केक आटेका नहीं है, मिट्टीका है। इन दिनों बड़ी तंगी है। पिछले साल घरमें आग लग गई, सो जो कुछ था, सब स्वाहा हो गया। तबसे बस यूँही दिन कट रहे हैं। घरमें मुट्ठी भर भी आटा नहीं है। इसलिए मैंने मिट्टी गूँध कर केक पकाने रख दिया ताकि बच्चोंके पिताके आने तक इन मासूमोंको फुसलाए रख सकूँ। जब वह आएँगे तो जंगलसे कुछ हैज़ेलनट, (अखरोटकी तरहका एक फल), जंगली नाशपाती वगैरह लाएँगे।"

वृद्धने जोर देते हुए कहा—"केक बाहर निकाल लो।"

युवतीने आज्ञाकारी बालककी तरह दहकते हुए कोयले एक तरफ कर केक निकाल लिया। उसने जब उसे तोड़ा तो देखती क्या है कि वह मिट्टीका नहीं, सचमुच आटेका है।

इतनेमें चरवाहा घर आ गया। अतिथिको देख कर उसे बड़ी खुशी हुई। मामूली बातचीतके बाद वे भोजन करने बैठे और सबने मिलकर केक खतम कर दिया। युवतीने चूल्हेके पास चटाई बिछा दी और मेहमानसे कहा: "आप बुजुर्ग हैं, इसलिये यहाँ लेटिए। हम लोग बाहर सो रहेंगे।" फिर बातचीत होने लगी। वृद्धने पूछा, "कहो, कैसी ज़िन्दगी कट रही है?"

"बहुत मज़ेमें। जबसे हम लोगोंका विवाह हुआ है, कभी आपसमें झगड़ा नहीं हुआ और न मनमुटाव। दोनों जने मेहनत करते हैं और चैनकी नींद सोते हैं। हाँ, पिछले साल हमारा घर जल गया, लेकिन मेहनत करके फिर नया बना लेंगे।"

मेहमानने आशीर्वाद दिया: "तुम दोनोंका जीवन हमेशा इसी तरह सुखी रहेगा। जो सन्तोषी होता है और जो सुलहसे रहता है वह बालको भी चीर सकता है और मुसीबतोंका हँसते-हँसते सामना कर सकता है। अच्छा नमस्कार।"

सब लोग सोने चले गए। मेहमान भीतर सोया और समूचा परिवार झोंपड़ेके बाहर।

दूसरे दिन सुबह जब युवती झोंपड़ेमें गई तो मेहमानको न पाया। उसने सोचा कि वह तड़के ही उठ कर चला गया होगा। युवती घरकी सफाईमें जुट गई। जब उसने चटाई उठाई तो देखती क्या है कि वहाँ सोनेके चमकते हुए सिक्के बिखरे हुए हैं।

['बालभारती'] —जितेन्द्र गुप्त

# અમારાં કેટલાંક શાળોપયોગી પુસ્તકો

અચલાયતન ૧-૦-૦
અપગની પ્રતિભા ૧-૮-૦
અમારાં બા ૧-૮-૦
અર્થશાસ્ત્રની પરિભાષા ૦-૧૪-૦
અહિંસાનો પહેલો પ્રયોગ ૧-૦-૦
આત્મકથા ૨-૦-૦
આત્મકથા [સસ્તી આવૃત્તિ] ૧-૮-૦
સંક્ષિપ્ત આત્મકથા ૧-૦-૦
આત્મરચના ૧-૨-૩ દરેકની ૧-૮-૦
આપણા દેશમાં આપણું રાજ ૦-૭-૦
આપણું પરમ યંત્ર ૦-૬-૦
આપવીતી ૧-૮-૦
આરોગ્યની ચાવી ૦-૭-૦
આહાર અને પોષણ ૧-૨ ૧-૬-૦
આંધળાનું ગાડું ૦-૪-૦
ઇંદુને પત્રો ૧-૦-૦
ઈશુ ખ્રિસ્ત ૦-૧૦-૦
ઈસપ અને તેની વાતો ૧-૩ દરેકના ૪૦ નવા પૈસા
ઊધઈનું જીવન ૧-૦-૦
ઓતરાતી દીવાલો ૦-૧૨ ૦
કરંડિયો ૧-૪-૦
કાવ્યપરિચય ૧-૨ દરેકની ૧-૮-૦
કુંવરબાઈનું મામેરું ૧-૦-૦
કેળવણી વિકાસ ૧-૪-૦
કૌશિકાખ્યાન ૦-૩-૦
ખાદીવિદ્યાપ્રવેશિકા ૧-૪-૦
ખિસ્સાકોશ ૧-૦-૦
ખેડૂતનો શિકારી ૦-૬-૦
ગાંધીજીના પાવન પ્રસંગો-૧ ૦-૬-૦
ગાંધીજીના પાવન પ્રસંગો-૨ ૩૫ નવા પૈસા
ગાંધીજીની સાધના ૨-૪-૦
ગાંધીજીનો વિનોદ ૬૫ નવા પૈસા
ગીતાધ્વનિ ૦-૮-૦
ગુનો અને ગરીબાઈ ૧-૮-૦
ગ્રામસેવાના દસ કાર્યક્રમો ૧-૦-૦
ઘરમાખી ૦-૭-૦
ચીન દેશનાં કથાનકો ૦-૧૦-૦
જંગલમાં મંગળ ૩૫ નવા પૈસા
જાણવા જેવી વાતો ૦-૬-૦
જીવતા તહેવારો ૨-૦-૦

જીવન દ્વારા શિક્ષણ ૧-૮-૦
જીવનની સુવાસ ૦-૬-૦
જીવનનું પરોઢ ૮-૦-૦
જોકલ અને હાઈડ ૦-૧૨-૦
ટાઇફોઈડ ૦-૯-૦
ત્રણ વાર્તાઓ ૧-૪-૦
દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ ૨-૦-૦
ધર્મસંસ્થાપકો ૦-૬-૦
નીતિ અને ધર્મ ૦-૬-૦
પચાસ પ્રેરક પ્રસંગો ૦-૧૦-૦
પાણી ૦-૧૦-૦
પ્રતિભાનું પોત ૦-૬-૦
પ્રહ્લાદ નાટક તથા સહનવીરનાં ગીતો ૦-૧૦-૦
પ્રાકૃતિક ભૂગોળ ૦-૧૨-૦
પ્રાચીન શીલ કથાઓ ૦-૭-૦
પ્રાચીન સાહિત્ય ૧-૦-૦
પ્રેમપંથ ૧-૬ દરેકની ૦-૪-૦
બહેનોને ૦-૬-૦
બાપુની ઝાંખી ૧-૦-૦
બાપુની પ્રસાદી ૨-૦-૦
બાપુની સેવામાં ૨-૦-૦
બાપુ – મારી મા ૦-૮-૦
બુદ્ધ અને મહાવીર ૧-૦-૦
બે ખુદાઈ ખિદમતગાર ૦-૧૨-૦
બોધક ટીકડીઓ ૦-૧૨-૦
બ્રહ્મદેશનો પ્રવાસ ૦-૧૦-૦
ભક્તરાજ ૧-૦-૦
ભગવાન ઈશુની બોધકથાઓ ૪૦ નવા પૈસા
ભાઈ અને વેરી ૦-૮-૦
મઝધાર ૨-૮-૦
મધપૂડો ૧-૪-૦
મલેરિયા ૦-૭-૦
મહાદેવભાઈની ડાયરી ૧-૫ ૨૫-૦-૦
મહાદેવભાઈનું પૂર્વચરિત ૦-૧૨-૦
માનવજીવનનું ઝવેરાત ૦-૬-૦
મારી જીવનકથા–નેહરુ ૬-૦-૦
મારી સંક્ષિપ્ત જીવનકથા–નેહરુ ૧-૮-૦
મારી જીવનકથા – રાજેન્દ્રપ્રસાદ ૮-૦-૦

મારું ગામડું ૧-૪-૦
મીઠું ૦-૧૨-૦
મોટાં માણસોનાં મન ૦-૯-૦
યંત્રની મર્યાદા ૧-૦-૦
રચનાત્મક કાર્યક્રમ–કેટલીક સૂચનાઓ ૦-૩-૦
રચનાત્મક કાર્યક્રમ–તેનું રહસ્ય અને સ્થાન ૦-૫-૦
રામ અને કૃષ્ણ ૧-૦-૦
રામકૃષ્ણ ઉપનિષદ ૧-૮-૦
રાષ્ટ્રીય મહાસભા અને વિદ્યાર્થી પ્રવૃત્તિ ૦-૬-૦
વિદાય વેળાએ ૧-૦-૦
વિદ્યાર્થી ગ્રીષ્મપ્રવૃત્તિ ૦-૬-૦
વિરાજવહુ ૧-૪-૦
વિશ્વશાંતિ ૦-૪-૦
વેર અને અવિચાર ૦-૬-૦
વેર અને બદલો ૦-૭-૦
वैज्ञानिक शब्दसंग्रह ૩-૦-૦
શિક્ષણ અને સંસ્કૃતિ ૧-૪-૦
શીલ અને સદાચાર ૦-૪-૦
શેખ સાદીની બોધકથાઓ ૦-૮-૦
શ્રાદ્ધના તેર દિવસ ૦-૬-૦
શ્રી જમનાલાલજી ૦-૬-૦
શ્રી નેત્રમણિભાઈને ૦-૧૪-૦
શ્રેયાર્થીની સાધના ૩-૦-૦
સરદારની શીખ ૦-૧૦-૦
સરસ્વતીચંદ્ર ૧-૪-૦
संकलिता भगवद्गीता ૧-૪-૦
સંક્ષિપ્ત કરણઘેલો ૧-૦-૦
સંત ફ્રાન્સિસ ૦-૬-૦
સંત-સમાગમ ૦-૬-૦
સંતોની જીવનપ્રસાદી ૦-૬-૦
સુદામાચરિત ૦-૧૪-૦
સુદામાના કેદારા ૦-૧-૬
સીતાહરણ ૧-૦-૦
સ્ત્રી-પુરુષ-મર્યાદા ૧-૦-૦
સ્મરણયાત્રા ૨-૦-૦
સ્વરાજ એટલે શું ૦-૭-૦
હિમાલયનો પ્રવાસ ૧-૮-૦
હિંદની અંગ્રેજ વેપારશાહી ૪-૦-૦

---

**નવજીવન કાર્યાલય, પોસ્ટ નવજીવન, અમદાવાદ-૧૪**

રજિ. નં. બી. ૪૩૫

# સંસ્કૃતિની આશા

નિષ્ણાતોના આવી બધી સફળતા, એ પાશ્ચાત્ય સંસ્કૃતિની દરેક વિશિષ્ટ મહત્તાનો નકશો અને લક્ષણ છે. એ સંસ્કૃતિ યંત્ર-વિદ્યાનું સર્જન છે. . . .

પરંતુ આપણા જમાનાની આવશ્યકતા વધુ અને વધુ યંત્ર-વિદ્યા નથી. યંત્ર-વિદ્યાના અને હવે વીજાણુ-વિદ્યાના શોધકોની પ્રજ્ઞા અને પ્રતિભાનાં આ બધી શોધખોળરૂપ પરિણામો, વીસમી સદીના લોકો માટે કોઈ આદર્શ ઉન્નતિની કશી આશા આપતાં નથી. આપણને જરૂર તો માનવ ગુણોના વિકાસની છે; પરંતુ આજે ગણ્યાગાંઠ્યા આલ્બર્ટ શ્વાઇટ્ઝર, મો૦ ક૦ ગાંધી અને નિઃશંક બીજા કેટલાક જેમનાં નામ અજ્ઞાત રહ્યાં છે, એવા લોકો સિવાય એ બાબતનો કોઈ નિષ્ણાત નથી. આપણા જમાનાનાં ભૂખ અને દારિદ્રય એ બાબતમાં છે; અને આપણે તે બીના પ્રત્યે સભાન બનવામાં જે વાર લગાડીએ છે, તેને લંબાવે એવાં આ બધાં નવી શોધોનાં આકર્ષણોની આપણને જરાય જરૂર નથી. નિષ્ણાતોએ કંઈ સિદ્ધિ મેળવી કે ન મેળવી, એ બીનાથી નિરપેક્ષ રીતે માણસને પોતાનું જીવન તો જીવવું પડવાનું જ છે. નિષ્ણાતો વધુ સિદ્ધિઓ મેળવે તેથી સામાન્ય માણસ વધુ સારો માણસ બની જવાનો નથી. એમ માનવું કે, એવી શોધોથી માણસ પોતે ઉન્નત થશે, એ તો આ લોક-ગત સર્વવ્યાપી ભ્રમનું લક્ષણ જ છે.

—'મનસ' ૧૯ માર્ચ, ૧૯૫૮

મુદ્રક અને પ્રકાશક : જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, અમદાવાદ–૧૪

નવજીવન

ઑગસ્ટ, ૧૯૫૮

વર્ષ ૧૭ અંક ૮

## અનુક્રમણિકા



## સૂચના

આ માસિક દર મહિનાની પંદરમી તારીખે બહાર પડશે.

એક અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહક નંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં ટપાલખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતિ છે.

સરનામાનો ફેરફાર અમને તુરત જણાવશો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકને પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતિ છે.

ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની શાખાઓમાં અમદાવાદ (કલ્યાણ ભુવન, રિલીફ રોડ); મુંબઈ (૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ); સુરત (કણપીઠ બજાર); રાજકોટ (લાખાજીરાજ રોડ); નવી દિલ્હી [ન્યૂ સેન્ટ્રલ મારકેટ (શંકર મારકેટ), કૉનોટ સરકસ]; ઇંદોર (ગાંધીભવન, યશવંત રોડ); વડોદરા (કોઠી સામે, રાવપુરા); લખનૌ (વિષ્ણુઆશ્રમ, અમીનુદ્દૌલા પાર્ક) અને પટના (ગોવિંદ મિત્ર રોડ, પટના-૪) ભરી શકશે.

**લવાજમના દર**

દેશમાં રૂ. ૪; પરદેશમાં રૂ. ૬ અથવા શિ. દસ; છૂટક નકલ આઠ આના

વ્યવસ્થાપક,
**'નવજીવન'**
**નવજીવન કાર્યાલય,**
પો. નવજીવન, **અમદાવાદ-૧૪**

## અમારાં નવાં પ્રકાશનો

# નવજીવન

सा विद्या या विमुक्तये

વર્ષ ૧૭ : અંક ૮ ] અમદાવાદ [ ઑગસ્ટ, ૧૯૫૮

"સત્યાગ્રહ એ મારે મન પોથી માંહેલું વેંગણ નથી. મારું તો એ જીવન છે. સત્ય વિના સર્વ મને તો શુષ્ક લાગે છે. અસત્યથી દેશને લાભ ન જ થાય એવી મારી ખાતરી છે. પણ કદાચ અસત્યથી તાત્કાલિક લાભ જણાતો હોય તોપણ સત્યનો ત્યાગ ન જ કરાય, એમ હું દૃઢતાપૂર્વક માનું છું. . . . આ બધી ગજા વગરની વાતો છે. ભલે હોય. છતાં એ દિશામાં થયેલો પ્રયત્ન નિષ્ફળ ન જ જાય એવું ધર્મવાક્ય છે. એને હું વળગીશ."

"સત્યનો જય થાઓ. અલ્પાત્માને માપવાને સારુ સત્યનો ગજ કદી ટૂંકો ન બનો." —ગાંધીજી

## વિચારતરંગિણી

### ૧

### "રૂરલ ઇંસ્ટિટયૂટ"નો પ્રયોગ

ડૉ. રાધાકૃષ્ણનના યુનિવર્સિટી કમિશન રિપોર્ટમાં ગ્રામ-વિદ્યાપીઠ વિષે એક પ્રકરણ છે. તે ઉપરથી દોરાઈને દિલ્હી સરકારે દેશમાં 'રૂરલ ઇંસ્ટિટ્યૂટ' નામથી અમુક સંસ્થાઓ કાઢી છે. તેનો ઇરાદો ગામડાંમાં ઉચ્ચ શિક્ષણનો ખાસ પ્રકાર યોજવાનો છે. દિલ્હીનું કેન્દ્રીય શિક્ષણખાતું પોતાની દેખરેખ તળે, આવી સંસ્થાઓ, ખાનગી સાહસ રૂપે અને મબલક સરકારી મદદથી ચલાવે છે. જેમ કે, શાંતિનિકેતનમાં, જામિયા મીલિયા–દિલ્હીમાં, રામકૃષ્ણ મિશન દ્વારા દક્ષિણમાં, સૌરાષ્ટ્રમાં સણોસરામાં.

આ સંસ્થાઓનો ત્રીજો વાર્ષિક મેળાવડો હમણાં દિલ્હીમાં થયો. જામિયા મીલિયાની આ ગ્રામ સંસ્થાના આચાર્ય પ્રો. મુજીબ તેના પ્રમુખ હતા. તેમણે કહ્યું કે, "અમારી સંસ્થા 'ગ્રામીણ' (રૂરલ) કહેવાય છે, પણ એનો અર્થ 'શહેર-વિરોધી' નથી."

તો પછી ચાલુ વિદ્યાપીઠોથી જુદાઈ શું કામ છે? — એ સવાલના જવાબમાં પ્રો. મુજીબે કહ્યું, "જો ચાલુ પ્રવાહ જોડે અમે મળી જઈએ, તો જે કરવાનો હેતુ અમારો છે તે ન સધાય."

તમારો શો હેતુ છે કે જે જુદો છે અને જેને લઈને જુદાઈ સેવવી જોઈએ? — એમ પૂછીએ, તો એનો જવાબ દિલ્હી શિક્ષણખાતાના મંત્રી શ્રી. સૈયદૈને તેમના વ્યાખ્યાનમાં કહ્યો. 'રૂરલ ઇંસ્ટિટયૂટો'ની સંચાલન-સમિતિના તે ઉપપ્રમુખ છે. તેમણે કહ્યું, "આ સંસ્થામાં તત્ત્વ અને વ્યવહારને સાથે સાંકળવામાં આવે છે. અક્ષરજ્ઞાન અને પ્રત્યક્ષ કામ વચ્ચે વધારે સારો સમન્વય થાય છે. અમે શિક્ષણની પદ્ધતિઓમાં સુધારો કરવા અને નવી ટાઇપનું માનસ ઘડવા માગીએ છીએ."

તો સવાલ એ થાય કે, ચાલુ વિદ્યાપીઠોને માટેય આ હેતુ શો ખોટો છે? ત્યાં આ સુધારો કરવા વિષે શું કરશો? આ નવી જાતની વિદ્યાપીઠ ચાલુ ઢબ કરતાં 'ઊતરતી' શું કામ રખાય છે? તેને સરકારી ખાતાને વશ શા સારુ રાખો છો? તેમાં માધ્યમ અંગ્રેજી જ રહે છે એ શું કામ? — આવા આવા અનેક પ્રશ્નો ઊઠે છે. અને મૂળ સવાલ તો એ કે, સરકારી ખાતું પોતે સ્પષ્ટ જાણે છે કે, તેને આ નવી સંસ્થા દ્વારા શું કરવું છે?

નગર-વિદ્યાપીઠ અને ગ્રામ-વિદ્યાપીઠ એવો ભેદ જ કૃત્રિમ છે, એ ઉઘાડું છે. હિંદમાં મોટા ભાગની વસ્તી અને તેનું કામકાજ ગામડાંમાં છે એ જોતાં, શહેરી કામો પૂરતી અલગ જોગવાઈ રાખી આખું શિક્ષણ ગ્રામીણ જરૂરિયાતોના પાયા પર ગોઠવવું જોઈએ; અને તેમાં ઉદ્યોગ તથા દેશના મુખ્ય અર્થજીવનનો વિચાર ઓતપ્રોત રહેલો હોવો જોઈએ; તથા દેશની ભાષાઓ દ્વારા જ વિદ્યાઓ ત્યાં ખેડાવી

જોઈએ. આમાં એવું કાંઈ નથી કે જે ખાસ ગ્રામવિદ્યાપીઠ જ કરે અને પરંપરીણ નગર-વિદ્યાપીઠોએ ન કરવું જોઈએ. ગ્રામવિદ્યાપીઠનો પ્રયોગ સરકાર કરે તો એની સફળતા તો જ છે કે જો એના નવ-વિચારોનો પ્રભાવ ચાલુ વિદ્યાપીઠો પર પડે અને તેમને સુધારીને સાચું કામ દેતી રાષ્ટ્રીય સંસ્થાઓ કરી શકાય.

૩૦-૭ ૫'૮

## ૨

## અંગ્રેજો અને અંગ્રેજી

અંગ્રેજોનું રાજ્ય હતું ત્યારે એક મોટો વિચારભેદ એ હતો કે, અંગ્રેજી સારી પેઠે ભણેલો 'મૉડરેટ' વર્ગ એમ કહેતો, 'હિંદીઓ સ્વરાજ માટે લાયક નથી; રાજ્ય અંગ્રેજોનું ભલે રહે; નહિ તો, આપણને રાજ્ય કરતાં આવડે નહીં, તેથી બધું ખરાબ થઈ જશે.'

સામેથી બીજો પક્ષ કહેતો, 'ના, રાજ્ય કરવા લાગીએ તો જ તે કરતાં આવડે; અને હિંદીઓને રાજ્ય કરતાં ન આવડે એ વાત વળી કોણે કહી? સ્વરાજ અમારો જન્મસિદ્ધ હક છે.'

છેવટે બીજા પક્ષની જીત થઈ: રાજકીય સ્વરાજ દેશમાં આવ્યું અને તે આપણે ૧૦ વરસથી ચલાવીએ છીએ, તે કાંઈ બીજા દેશોથી ઊતરતું નથી.

હવે સાધવાનું છે તે આર્થિક, શૈક્ષણિક અને સાંસ્કૃતિક સ્વરાજ. તે બાબતમાં પણ ઉપરના પ્રકારનો જ વિચારભેદ અત્યારે જાગ્યો છે અને તેમાં પણ ઉપરના જેવા જ બે પક્ષ જોવા મળે છે.

કેટલાક લોકો — અને તેઓ જૂના 'મૉડરેટ' વિચારની જ અવશેષ-પેઢી જેવા છે! — કહે છે, 'અંગ્રેજી ભાષા અને વિદ્યાવિચાર વગર જ્ઞાન સંભવે જ નહીં; આપણી ભાષાઓ ભલે ખીલવો; પણ ઉચ્ચ જ્ઞાન માટે તો અંગ્રેજી વગર ન ચાલે.'

સામે બીજો મત એવો છે કે, 'ના, આપણી ભાષાઓ દ્વારા જરૂર જ્ઞાન-વિજ્ઞાન શીખવી-શીખી શકાય. આપણે અસંસ્કૃત પ્રજા નથી. સ્વભાષા દ્વારા શિક્ષણ એ વિદ્યાર્થીનો જન્મસિદ્ધ હક છે.'

આ વિચારયુદ્ધ અત્યારે ચાલે છે. ગયા યુગમાં જે બે દળ હતાં તેને મળતાં દળ, આ નવા પ્રશ્ન પરત્વે, પેદા થયાં છે.

આ નવી લડાઈમાં પણ આખરે જીત સ્વમાની એવા બીજા પક્ષની જ થશે એ નક્કી છે. સ્વદેશ, સ્વભાષા, સ્વધર્મ, સ્વરાજ એ બધી વસ્તુઓ, પરરાજ્યની ધૂંસરી તળે, આઘીપાછી અને ખોટી-ખરી દેખાવા લાગે છે, એ ઇતિહાસનો અનુભવ છે. પણ તે છેવટે ટકી ન શકે. એટલે, રાજકીય બાબતમાં તેની દુરસ્તી કર્યા પછી હવે સાંસ્કૃતિક અને શિક્ષણીય વિષયમાં કરવા વખત આપણે માટે આવ્યો છે. રાષ્ટ્રીય વિચારબળ આમાં પાછું ન પડવું જોઈએ. આપણી ભાષાથી જ્ઞાનઉપાસના નહીં ચાલે એમ કહેવું, એ એના જેવી વાત છે કે, અંગ્રેજો જાય તો આપણને રાજ્ય કરતાં નહીં આવડે. જેમ આ પરપોટો ફોડચો, એમ જ હવે બીજો ફોડવાનો છે.

૩૦-૭-'૫૮

## ૩

## હિંદી દેશભરમાં ફેલાયેલી છે

શ્રી. રાજાજીએ હૈદરાબાદના તેમના વ્યાખ્યાનમાં કેટલીક એવી વાતો કરી કે જે હકીકતથી વેગળી ગણાય. જેમ કે, તેમણે એવું કહ્યું કે, હિંદી એ ઉત્તરના ૪ – ૫ પ્રાંતોના ભણેલા ન ભણેલા લોકની ભાષા છે, કે જે હિંદની ૪૦ ટકા વસ્તી જેટલા કહેવાય છે.

અને એની તુલનામાં સામેથી કહ્યું કે, અંગ્રેજી આખા હિંદના બધા પ્રાંતોમાં પથરાયેલી ભાષા છે, જો ભણેલા લોકો ભલે ૧ ટકો હોય તો હોય; પણ એ એક ટકો બહુ કીમતી અને મોટા લોકનો બનેલો છે.

એટલે કે, હિંદી દેશમાં ફેલાયેલી નથી, જેવી અંગ્રેજી છે; તેથી હિંદીને બળજબરીથી ઠોકી બેસાડાય છે, એમ બતાવવાની આ દલીલ કહેવાય.

જો એમ હોય તો કહેવું જોઈએ કે, હકીકતે જોતાં આ ખોટું છે. હિંદી આખા દેશમાં ઠીક ઠીક ફેલાયેલી ભાષા છે; અને દક્ષિણ હિંદમાં પણ જોઈએ

તો ત્યાં એ અંગ્રેજી કરતાં વધારે જોવા મળે છે. જુઓ નીચેના આંકડા :—

[ દક્ષિણ હિંદી પ્રચાર સભા, મદ્રાસ,-ના રિપોર્ટ-માંથી તે લીધા છે. ]

हिंदी भणेलानी संख्या
(આંકડા 'લખ'માં છે)

| | વસ્તી | કુલ ભણેલા | હિંદી ભણેલા |
|---|---|---|---|
| આંધ્ર | ૨૦૩·૨ | ૩૦·૪ | ૮·૦૨ |
| તામિલનાડ | ૨૭૭·૭ | ૫૧·૮ | ૮·૯૮ |
| કેરલ | ૧૪૦·૧ | ૭૨·૮ | ૧૪·૨૨ |
| કર્ણાટક | ૨૨૮·૪ | ૪૮·૭ | ૯·૮૭ |
| તેલંગણ | ૮૦·૦ | ૧૩·૩ | ૧·૩૬ |
| મદ્રાસ શહેર | ૧૪·૨ | ૪·૩ | ૧·૭૫ |
| કુલ | ૯૪૩·૬ | ૨૨૧·૩ | ૪૪·૨૦ |

એટલે કે, દક્ષિણ હિંદની કુલ વસ્તીના ૪·૮ ટકાને હિંદી આવડે છે; તેની તુલનામાં ત્યાં અંગ્રેજી ૧·૧૫ ટકાને જ આવડે છે.

અને ત્યાંના ભણેલા લોકમાં ૨૦ ટકાને હિંદી આવડે છે; ત્યારે અંગ્રેજી ફક્ત ૫·૦૮ ટકાને જ આવડે છે.

અને ઉપરનું પરિણામ હિંદી પ્રચાર ૧૯૧૮ થી શરૂ થયો ત્યારથી ૧૯૫૫ સુધીનું છે. બાદ તે પ્રચાર વધતો જ જાય છે.

સામેથી, અંગ્રેજીનો પ્રચાર અંગ્રેજી રાજ્યને જોરે અને તેની બધી રીતની મદદથી તથા નોકરીની લાલચથી થયો; અને તેને ૧૦૦ વરસ થઈ ગયાં. છતાં તે ભાષા કેટલી ફેલાઈ? કેવળ ૧–૧॥ ટકો! અને હવે તો તે ટકામાંય કાપ થશે, એ ઉઘાડું છે.

એટલે, આંકડા જોતાં, હિંદી આજે પણ દેશની આંતરભાષા છે અને અંગ્રેજી કરતાં વધારે અર્થમાં. માત્ર હવે તેને સરકારે પોતાનાં કામમાં તે તરીકે લેવા માંડવી જોઈએ. અંગ્રેજી ભણેલા સરકારી નોકરો અને તેમના મિત્રો અહીં જ આજે બુદ્ધિભેદ અને ભ્રમ જગવી રહ્યા છે. છતાં આંકડાની આગળ અને રાષ્ટ્રના કલ્યાણ આગળ હાથ દેવાથી તે સૂર્ય ઢંકાઈ ન શકે.

૨-૮-'૫૮

## ૪
## હંગરી, જોર્ડન, અને લેબનોન

હંગરી દેશમાં સામ્યવાદી રશિયાએ સશસ્ત્ર દખલ કરી અને ઇમર નાઝને અન્યાયી રીતે દેહાંત-દંડ કર્યો, એ પરત્વે લોકશાહી કે સ્વાતંત્ર્યવાદી ગણાતું જગત થોડા વખત પર જોરભેર ઝઘડતું હતું. તે વાત જરા વારમાં ઊડી ગઈ અને રશિયાને દોષ દેનારાં રાષ્ટ્રો પોતે જ — ઇંગ્લંડ અને અમેરિકા — તેને મળતા દોષમાં અત્યારે ફસાઈ પડ્યાં છે. પરિણામે, ઇમર નાઝના 'ખૂન'નો ડાઘ આ બે રાષ્ટ્રોના દોષ-જળથી જાણે કે ધોવાઈ ગયો! કાંઈ નહીં તોપણ તે વાત તો દબાઈ ગઈ અને આજે જગબત્રીશી પર આ બે લોકશાહી રાષ્ટ્રોની રીતિ-નીતિ ચડી ગઈ છે.

આવો ઓચિંતો પલટો પશ્ચિમ એશિયામાં ઇરાકમાં થયેલી ક્રાંતિને આભારી છે.

ગયા મહિનાના વચભાગમાં (જુલાઈ ૧૪ મી) ઇરાકના લશ્કરી નેતાઓએ ત્યાંની રાજાશાહી સામે ક્રાંતિ કરી; ત્યાંના રાજા ફૈજલ સહિત રાજકુટુંબ કતલ થઈ ગયું; અને ઇરાકને પ્રજાસત્તાક રાજ્ય જાહેર કરવામાં આવ્યું. આ ક્રાંતિકારી નેતાઓ ઇજિપ્તના અરબી નેતા નાસરના વિચારના છે.

આ ફેરફાર થવાની સાથે નાસરે તરત ઇરાકી ક્રાંતિને વધાવી લીધી અને નવા રાજ્યને ઇજિપ્ત વિધિસર માન્યતા આપે છે એમ જાહેર કર્યું. આમ પશ્ચિમ એશિયામાં નાસર-વાદે ઓચિંતું આગળ ડગ ભર્યું.

આ અગાઉ મે મહિનાની ૮ મી તારીખથી લેબનોનમાં પણ બે પક્ષો સામસામે ઝઘડતા હતા. એક પક્ષ નાસરની નીતિ માનનારો, બીજો ઇંગ્લંડ-અમેરિકા જોડે રહેવા માગનારો. ત્યાંનો રાષ્ટ્રપતિ બીજા પક્ષવાળો હતો. જૂન માસમાં તેણે 'યુનો' સમક્ષ એવી ધા નાખી કે, નાસર છૂપી લશ્કરી મદદ કરી અમારા દેશમાં દખલ કરે છે, માટે તેને વારો.

આ પરથી યુનોના મહામંત્રીએ જાત-તપાસ કરીને જણાવ્યું કે, લેબનોનની ફરિયાદમાં ખાસ કાંઈ વજૂદ

નથી; છતાં ત્યાં નજર રાખતા રહેવાને માટે, 'યુનો' તરફથી નિઃશસ્ત્ર નિરીક્ષકો મૂકવામાં આવ્યા. આ નિરીક્ષકોમાં હિંદના માણસો પણ આપવામાં આવ્યા છે.

લેબનોનની સરહદો જોતાં જણાશે કે, પશ્ચિમ બાજુ ભૂમધ્ય સમુદ્ર છે, ઉત્તરે અને પૂર્વે નાસરવાદી સીરિયા રાજ્ય છે, કે જે ઇજિપ્ત સાથે જોડાઈને એક સમવાય-રાજ્ય બન્યું છે. દક્ષિણે ઇઝરાયલ રાજ્યની દરિયાઈ પટ્ટી છે, કે જે ઇજિપ્ત અને સીરિયા વચ્ચે ફાચર જેવી છે. આ ફાચરની પૂર્વે જૉર્ડન રાજ્ય છે કે જેનો રાજા હુસેન ઇરાકના રાજા ફૈજલનો પિત્રાઈ છે. આ બે રાજાઓને અંગ્રેજ મુત્સદ્દીઓએ ૧૯૧૪–૧૮ ના યુદ્ધ બાદ નવા ઊભા કરેલા. તે પૂર્વે આ આખા વિસ્તાર ઉપર ટર્કીનું અધિરાજ્ય હતું. પણ એ યુદ્ધમાં ટર્કી જર્મન પક્ષે હોઈ હાર્યું, ત્યારે અરબી પ્રજાનાં આ બધાં અનેક રાજ્યો કરી દેવામાં આવેલાં. હવે ૪૦ વરસે ત્યાં એ રીતે ગોઠવેલી સામ્રાજ્યવાદી શાંતિ જબરી અશાંતિ કરાવી રહી છે; આરબ રાજ્યો ગોરાઓની સામ્રાજ્યવાદી એડી તળેથી નીકળવા માગે છે.

ગોરા લોકના સામ્રાજ્યવાદે એ એડી ત્યાં મૂકવાનું કારણ ત્યાંની ખનીજ પેદાશ પેટ્રોલ હતું. એ વડે ઇંગ્લંડના અર્વાચીન સુધારાનું ટટ્ટુ ચાલે છે. ઇરાકના તેલનો કબજો બહુધા એની પાસે છે. ત્યાં ક્રાંતિનો ભડાકો થયો, તેની સાથે ઇંગ્લંડ-અમેરિકા ચોંક્યાં અને બીજે જ દહાડે સફાળું પગલું એવું ભર્યું કે, અમેરિકાએ લેબનોનમાં અને ઇંગ્લંડે જૉર્ડન-માં પોતાની સેના ઉતારી. તે માટે કાનૂની રસ્તો એ લેવાયો કે, લેબનોનના રાષ્ટ્રપતિએ મદદની ધા અમેરિકા આગળ નાંખી અને જૉર્ડનના રાજાએ ઇંગ્લંડ આગળ નાખી; અને તાબડતોબ તેમની સેનાઓ ત્યાં પહોંચી ગઈ.

જેમ રશિયા હંગરીની મદદે દોડી ગયું તેને મળતું આ થયું. એટલે એ ન્યાયે આ એનાં પગલાં સામે ટીકા જાગી છે. રશિયા તો ટીકા કરે છે એટલું જ નહીં, નાસરની જોડે મસલતમાં રહી મદદની હૂંફ આપે છે. તે સારુ તૈયાર રહેવાને માટે તેણે ઈરાનની હદ પર પોતાની સેના ઠેકવી રાખી છે.

આ પરિસ્થિતિમાં આપણા જેવો તટસ્થ દેશ આરબ રાજ્યોની સ્વતંત્રતાનો પક્ષ કરે છે અને ચાહે છે કે, પરદેશી ફોજો લેબનોન–જૉર્ડનમાંથી હટવી જોઈએ. જેમ યુનોએ સુએઝમાંથી હટાવી હતી, તેમ યુનોએ કરવું જોઈએ. જોવાનું એ છે કે, યુનોનું બળ આ કટોકટીમાં કેટલું નભે છે! બીજા વિશ્વયુદ્ધ પછી જગતમાં પાકી પનોતીએ બેઠેલા ઠંડા યુદ્ધને બદલે 'ગરમ' યુદ્ધ ફાટી નીકળશે કે શું એવો ભય પેદા થયો છે. કોઈ રાજ્ય કહે એટલે સેના લઈને કૂદી પડવાની અમેરિકા જેવાં મોટાં રાજ્યની નવી નીતિ લોકશાહી દૃષ્ટિએ પ્રમાણિત ઠરે છે કે કેમ, એ સવાલ છે. આરબ રાજ્યો સ્વતંત્ર થવા માગે તો તેમાં તેમને સશસ્ત્ર દખલ ન હોવી જોઈએ. તે રાજ્યો જો રશિયા–અમેરિકા દ્વંદ્વમાંથી બચીને, હિંદ પેઠે તટસ્થ નીતિ રાખી સૌના સમાન સહજીવનના સિદ્ધાંતથી રહેવા માગે, તો જગતમાં આખડી રહેલાં આ બે વજ્રબળોએ પોતાનું વર્તન સુધારવું જોઈએ; નહીં તો તેઓ મરશે અને સૌને મારશે. જગત એવા ત્રાસથી આજે સંતાપ પામી રહ્યું છે. છેવટે એનો ભગવાન તો છે જ, એમ કહેવું પડે છે.

૫–૮–'૫૮

## ૫

## શાંતિની શોધમાં

સાદી ઘરકામની છરીમાંથી છરો તે કટારી તે તલવાર એ શસ્ત્ર-પ્રગતિની દિશા છે.

ભાલામાંથી ભાલોડું અને તીર-કામઠું એ અસ્ત્ર-પ્રગતિની દિશા છે.

દારૂ ફોડવાની શોધ થતાં બંદૂક અને ગોળી, તોપ અને ગોળો એ અસ્ત્રો આવ્યાં. તીરકામઠું પાછળ પડ્યું.

પથરા મારવાની ગોફણ આગળ વધી. દારૂની મદદથી હાથ-બૉમ્બ ('ગ્રેનેડ') નીકળ્યા. અને દૂર સુધી નાંખવા માટે તોપ-બૉમ્બ નીકળ્યા.

અને હવે ફોડવાના દારૂ બાદ અણુશક્તિ શોધાઈ છે, એટલે બધાં અસ્ત્રો તે શક્તિથી ઊડતાં કરાય છે. તેમાંય વધારે શક્તિશાળી જાતો શોધાય છે.

અને લશ્કરી વાહનોમાં પણ ગતિ વધતી ગઈ. પાયદળમાંથી હયદળ અને રથદળ આવ્યાં; અને પછી હાલમાં મોટરદળ કે તેલ-દળ યા તેલી યંત્રદળ ચાલે છે. અને હવે અણુ-યંત્રદળ લાવીશું, એવી ધમકીઓ સામસામે અપાય છે.

યુદ્ધશાસ્ત્રની આ પ્રગતિદિશાની બીજી બાજુ એની જ સાથે જોડાઈને ફૂટે છે તે આર્થિક કે સામ્રાજ્યવાદી છે. તેનો હેતુ સમૃદ્ધિ પેદા કરવાનો છે; યુદ્ધશાસ્ત્રનો હેતુ તેનાં યોગક્ષેમ સંભાળવાનો છે એમ કહો.

યુદ્ધશાસ્ત્રની પ્રગતિની દિશા સાથે જ યંત્રોદ્યોગની દિશા પણ લેવાઈ છે અને જાત જાતનાં અવનવાં જે કુદરતી બળ કે શક્તિઓ શોધાય છે, તે એમાં વળાય છે. કોલસો અને પેટ્રોલ પછી હવે અણુ-સ્ફોટક ધાતુઓ પર આ વાજું પહોંચ્યું છે.

આથી વિચારક જગતમાં એવી ચિંતા જાગી છે કે, અણુશક્તિથી સંહાર થાય તેનું શું કરવું?

બર્ટ્રાન્ડ રસેલ ( ૮૬ વર્ષનો વયોવૃદ્ધ અંગ્રેજ વિદ્વાન) કહે છે, "આ અણુબૉમ્બ અને તેના પ્રયોગો અને બનાવટ બધું બંધ કરો. જોઈએ તો 'નાટો'માંથી નીકળી જાઓ; તેમ કરતાં સામ્યવાદ જીતે તોય શું! કેમ કે, સામ્યવાદ તો કોક વારે સુધરી શકે, પરંતુ અણુબૉમ્બમારાથી સૃષ્ટિનો સંહાર થઈ સર્વનાશ થાય, તો શું સુધરવાનું કે કાંઈ રહે? માટે અણુબૉમ્બ ના જોઈએ."

આવી જ વાત આપણા દેશમાં રાજાજીએ ઉપાડી છે. શ્રી. ભણસાળીભાઈએ એ ખાતે સાટેક ઉપવાસ કરી કાઢ્યા. એક મિત્ર તે અર્થે આમરણાન્ત ઉપવાસ કે અનશન દ્વારા "મરણયજ્ઞની માળા" યોજવી કેમ ન જોઈએ, એવો વિચાર ઉઠાવે છે.

અણુબૉમ્બની વસ્તુ કેવી ખતરનાક છે, એ આ પરથી સાફ જણાય છે. નવાઈ એ છે કે, તે બનાવનારા રાજવી વર્ગને આમ કેમ નથી જણાતું? અથવા તો જો જણાય છે તો, તેઓ, તેમ છતાં, શું કામ રોકાતા નથી?

વાત એમ છે કે, ભાષા કે બીક માનવ જગતમાં બે રીતે કામ કરે છે:—૧. ખોટું કરતાં તે રોકે છે; ૨. રક્ષા માટે સજ્જ રહેવા પ્રેરે છે.

પહેલા કારણને લઈને ધર્મભીરુતા આવે છે, તે નિંદ્ય નથી. જેમ કે, નરકભય કે મૃત્યુભયથી લોક કેટલા બધા સખના રહે છે? છતાં તે ભય પૂરતો નથી.

બીજા કારણે માણસ શસ્ત્રસજ્જ રહે છે. પણ શસ્ત્ર કેવળ રક્ષા માટે જ વાપરે, ત્યાં સુધી તો માનો કે ઠીક છે; પણ એવું કાંઈ નક્કી ન કહી શકાય. તે વડે ઉઘાડું આક્રમણ પણ કરે અને લોકનાં ધનમાલ છીનવી લે. એવી નાગી વાતને બદલે દંભી કારણ બતાવી, સ્વરક્ષાને નામે પણ ચડાઈ થાય છે. શાંતિને અર્થે આ બીજી રીત વસમી પડી જાય.

અને રક્ષા માટે ચડિયાતાં શસ્ત્રાસ્ત્રની શોધખોળ ચાલ્યા જ કરે; એથી પરસ્પર ભયનું વાતાવરણ વધારે ઘેરું બને, જેથી ગૂંગળાય ફક્ત શાંતિ; અને સમૃદ્ધિનો વધારેપડતો ભાગ લોકનાં પેટ ભરવામાં વપરાવાને બદલે પરસ્પર યાદવી કરવાની તૈયારીમાં ખર્ચાય.

જગતનું દુઃખ આજે આ છે. બર્ટ્રાન્ડ રસેલ પ્રલય-ભયથી ડરીને સામ્યવાદનેય સહી લેવા તૈયાર છે. મતલબ એટલી જ છે કે, અણુબૉમ્બ રદ કરો.

હવે જુઓ કે, આ બૉમ્બથી કેવળ લડનાર જ નહીં, ન લડનારી શાંત પ્રજા પણ મરે. યુદ્ધનો પ્રાચીન નિયમ છે કે, શાંત પ્રજાને ન મરાય. આજે યુદ્ધશાસ્ત્ર એવું ખીલે છે કે, તે નિયમનો ભંગ કરવાના રસ્તા જ જાણે કે શોધાય છે. જગતના લોકોએ આ સામે પોકાર જગવવો જોઈએ. યંત્ર-યુગે પ્રશ્ન એ પેદા કર્યો છે કે, શસ્ત્ર તથા સેના પર મર્યાદા આંકો; અને સમૃદ્ધિ પેદા કરવામાં લડાલડી ન થાય, એવી તેનાં ઉત્પાદનનાં સાધનો તથા રીતિ-નીતિ ઉપર પણ મર્યાદા મૂકો.

જેમ રાષ્ટ્રોની સ્વતંત્રતા એટલે તેમનું પરસ્પરા-વલંબન, તેમ જ આર્થિક ઉત્પાદનનું "સ્વતંત્ર

સાહસ" એટલે પરસ્પર સહકાર અને સર્વોદયની મર્યાદાવાળું વર્તન. શાંતિ આ રસ્તે મળે તો મળે.
૫-૮-'૫૮

૬

## ગ્રામસ્વરાજનો પાયો

તા. ૨૭-૭-'૫૮ના રોજ કલકત્તામાં એક વ્યાખ્યાનમાં પં૦ જવાહરલાલજીએ કહ્યું :—

"હિંદના નવઘડતરનો પાયો નાખવા માટે ત્રણ મૂળ બાબતોની જરૂર છે : — ૧. ('કૉમ્યુનિટી ડેવલપમેન્ટ સ્કીમ') સમાજવિકાસયોજનાઓ, ૨. સંગીન ગ્રામ-પંચાયતો, અને ૩. સારી ગ્રામ-સહકારી મંડળીઓ."

અને એમ કહીને તેમણે કહ્યું કે,

"આ ત્રણ બાબતો સધાય તો જીવનનાં બીજાં ક્ષેત્રોમાં શું થાય છે એની મને પરવા નથી." આથી દેશના ઘડતરનો પાયો સંગીન બનશે. યુદ્ધ કે અણુ-બૉમ્બ પણ પછી દેશને આંચ નહીં આણી શકે; કેમ કે, દરેક ગામ ખડું થઈ જશે અને ગમે તે મુશ્કેલી-ઓથી ડર્યા વગર જે કાંઈ બને તેનો સામનો કરી શકશે.

આ જ દિવસોમાં બીજા એક વ્યાખ્યાનમાં તેમણે વળી બીજી એક વાત કરી કે, અનાજ બાબતમાં જો આપણે સ્વાવલંબી ન થયા, તો કાંઈ વળવાનું નથી. કોઈ પણ રાષ્ટ્રીય યોજનાનો પાયો આ છે. માટે ખૂબ મહેનત કરીને આ વસ્તુ હાંસલ કરવા લાગી જાઓ.

ટૂંકમાં કહીએ તો, હિંદના લોકજીવનનો પાયો ગામડાંમાં પથરાયેલી આપણી માનવતા છે; તે જાગ્રત બને અને પોતાનું ગ્રામ-સ્વરાજ સ્થાપીને તે બરોબર ચલાવતી થઈ જાય, તો યુદ્ધ કે અણુબૉમ્બ બધું એને ઠેકાણે રહી જશે. અને ગ્રામ-સ્વરાજ એટલે —

૧. ખેતીનો ઉદ્ધાર; અને

૨. ગામ-વસ્તીના સમૂહજીવનની સુવ્યવસ્થા; એટલે કે, સહકારી સંસ્થાઓ દ્વારા તે પોતાનાં સામુદાયિક કામો કરતી થાય. તેને સારુ,

૩. સુદૃઢ અને સંપીલી ગ્રામપંચાયત.

આ પ્રકારનાં કામ કરવાને માટે સરકારે 'કૉમ્યુ-નિટી પ્રોજેક્ટ' ખાતું કાઢ્યું છે. એટલે તેવી યોજના-ઓ આ આદર્શને મૂર્ત રૂપ આપવાને માટે છે એમ કહેવાય. તેથી પંડિતજીએ ત્રણ જરૂરી બાબતોમાં તેને એક ગણાવી છે. અને તેમના કહેવાની વાતનો સાર જોઈએ તો એ છે કે, હિંદમાં જો મજબૂત ગ્રામસ્વરાજ સ્થપાય, તો આપણે યુદ્ધ કે અણુબૉમ્બને પહોંચી વળી શકીશું. આ સ્થાપવાનો માર્ગ ગ્રામ-પંચાયત, ગ્રામસહકારી મંડળી, અને ગ્રામવિકાસ-ખાતું છે.

શ્રી. વિનોબા પણ ગ્રામસ્વરાજનો આદર્શ રજૂ કરે છે. તેને માટે તેમનો માર્ગ ગ્રામદાન છે.

મૂળ આપણા દેશની મુશ્કેલી ખેતી સધ્ધર નથી એ છે. તે તેવી તો જ બને, જો ખેડૂતને લાચાર બની ભોગવવી પડતી ૬-૮ માસની બેકારી દૂર થાય; એટલે કે, તેના ગૃહોદ્યોગો અને ગ્રામોદ્યોગો સજીવન થાય. આ કરવામાં ગ્રામપંચાયત, સહકારીમંડળી, વિકાસખાતું મદદરૂપ બને. પરંતુ મૂળ ઉદ્યોગનીતિ ખેડૂતના ગ્રામ-ગૃહ-ઉદ્યોગોને પાછા પગભર કરનારી હોવી જોઈએ. તે વિના કોઈ પણ યોજના — ભલે અબજો ખર્ચો તોયે — ફાવશે નહીં. બીજું, ગ્રામ-કેળવણી વગર આ બની નહીં શકે. પંડિતજીની ઉપરની ગણતરીમાં આ મહત્ત્વની બીના સરતચૂકથી રહી ગઈ કહેવાય. આ કેળવણી ગ્રામોદ્યોગોના આધાર પર અને તેમની દ્વારા ચાલતી પાયાની પદ્ધતિથી યોજાય, તો ગ્રામોદ્યોગને માટે જરૂરી સમજ તથા તાલીમનો પાયો પણ લોકજીવનમાં નંખાય.

હિંદની નવરચના કરવાને માટે સાચી યોજના આ સિદ્ધાંત પર હવે ઘડાવી જોઈએ.
૫-૮-'૫૮

૭

## પરીક્ષા-પદ્ધતિની પરીક્ષા

હિંદની શાળા-મહાશાળાઓ દસકાઓથી પરીક્ષા લેતી આવી છે. સામાન્ય રીતે એવું હોય કે, જે કામ કે વસ્તુ લાંબેથી ચાલુ હોય, તેમાં અનુભવે સારાપણું અને સફળતા વધે. પણ, કોણ જાણે કેમ, હિંદના અંગ્રેજી શિક્ષણકાર્યમાં ઊલટું જ જોવા મળે છે! જેમ જેમ વરસો વીતે છે, તેમ તેમ એ કાર્ય કથળતું કથળતું હવે સાવ નાકામિયાબ જેવું સૌથી લાગે છે. એટલે એમાં સુધારો કરવા માટે અનેક

દિશાએથી જે પ્રયત્નો ચાલે છે, તેમાં પરીક્ષા-પદ્ધતિને તપાસવાનું એક કામ હમણાં ખૂબ ઊપડ્યું છે. જેની પરીક્ષા કરવાની પરીક્ષણ-રીત જ તપાસવા જેવી ઠરી, તે શિક્ષણ તો પછી કેવું ઠર્યું, એ કહેવાની જરૂર ન હોય. ખેર.

પરીક્ષાપદ્ધતિની પરીક્ષા કરવા વડી સરકારના શિક્ષણખાતાએ અમેરિકાથી એક તદ્વિદ બોલાવ્યો છે. હિંદની પરીક્ષા એક આપણી ખાસ ચીજ છે; એ ભાઈ આ તપાસે, પછી જ કાંઈ કે મદદ કરી શકે તો કરી શકશે.

હિંદમાં પરીક્ષા વિદ્યાવિષયક વસ્તુ કરતાં સામાજિક અને આર્થિક વસ્તુ બની બેઠી છે. છોકરાનાં લગ્ન ઇ૦માં જેવો રસ લે, એવો રસ માબાપો તેમના અભ્યાસની તૈયારીમાં નહિ પણ પરિણામમાં લે છે. કારણ હિંદમાં શિક્ષણ વિદ્યાપરાયણ નથી, પણ નોકરીધંધા-પરસ્ત છે. તેથી તેની ઉચ્ચ પરીક્ષાઓ ભ્રષ્ટાચારનું જાળું થઈ ગઈ છે. અમેરિકાના તદ્વિદે પહેલું આ સમજી લેવું જોઈશે.

તે તદ્વિદે કહ્યું તે સાચું છે કે, જેવી શિક્ષણ-પદ્ધતિ તેવી પરીક્ષણપદ્ધતિ થવાની. અહીં શિક્ષણ બીજી પરાઈ ભાષામાં અપાય છે; તેથી શું શીખવાય છે તે સમજાતું નથી; અને જે ન સમજાય તેમાં રસ પડવાની તો વાત જ ક્યાં રહી? અને તો પછી વિદ્યાનું શું થાય? છતાં પાસ તો થવું જ જોઈએ, કેમ કે 'કેરિયર' તેના પર અવલંબે. એટલે ગોખણ, પરીક્ષાના ઓરડામાં "ઓપન બુક સિસ્ટમ", પેપર-ફૂટ, પરીક્ષક-ફૂટ વગેરે રસ્તા હિંદની પરીક્ષાઓમાં ઊગી નીકળ્યા છે. તેમાં સુધારાનો માર્ગ કાઢવાને માટે પરીક્ષા-પદ્ધતિકારો આજે દેશમાં ચિંતન કરે છે. સરકાર એક ટુકડીને તે અર્થે પરદેશમાં જોવા પણ મોકલે છે. આશા રાખીએ કે આ વલોણામાંથી કાંઈક નવનીત નીકળે. બાકી બીક તો એવી છે કે, ભણતર અને શિક્ષણ જ મૂળે ન સુધરે, ત્યાં સુધી પરીક્ષા સુધારવાની વાત કદાચ પાણીનું જ વલોણું નીવડે.

૫-૮-'૫૮ **મગનભાઈ દેસાઈ**

# આંતરભાષા વિષે બે વ્યાખ્યાનો

## ૧

તા. ૧૯-૭-'૫૮ના રોજ બે મહત્ત્વની સભાઓ થઈ — એક ભોપાળમાં, બીજી હૈદરાબાદમાં: એક ઉત્તરમાં, બીજી દક્ષિણમાં. બંને સભાઓ એકસમાન મુદ્દા અંગે હોવા છતાં, તેમની વિચારણાઓમાં પણ ઉત્તર-દક્ષિણ-તા હતી. વિષય હતો — હિંદની રાષ્ટ્રીય અને સરકારી આંતરભાષા કઈ હોવી જોઈએ.

ભોપાળમાં આઠમી અ૦ ભા૦ રાષ્ટ્રભાષા-પ્રચાર સંમેલનની બેઠક મળી હતી. તેના પ્રમુખ હતા ડૉ. શ્રીમાળી, કેન્દ્રીય શિક્ષણ-પ્રધાન. તેનું મંગળ-પ્રવચન કર્યું રાષ્ટ્રપતિ ડૉ. રાજેન્દ્રપ્રસાદે.

હૈદરાબાદમાં આંધ્રપ્રદેશની સંઘ-ભાષા પરિષદ મળી હતી. પ્રમુખ હતા આંધ્ર યુનિવર્સિટીના માજી વાઈસ-ચાન્સેલર શ્રી. સુબ્બારાવ. મંગળપ્રવચન કર્યું શ્રી. રાજગોપાલાચારીએ તથા શ્રી. કોદંડરાવે.

## ૨

ભોપાળ સંમેલને સાફ કહ્યું કે, અંગ્રેજી નહીં પણ હિંદી આપણા દેશની આંતરભાષા થવી ઘટે. એ અંગે રાષ્ટ્રપતિએ ચોખવટ આપી કે,

૧. આ વસ્તુ દેશના કોઈ ભાગ પર ઠોકી બેસાડવાની વાત ખોટી છે. આપણા રાજ્યબંધારણથી જોતાં તેમ કરી ન શકાય. એટલે કોઈએ એવી ભીતિ સેવવાનું બિલકુલ કારણ નથી. હિંદની પાર્લામેન્ટ, હિંદી કમિશનના રિપોર્ટને આધારે વિચારીને જ, આંતરભાષાને દાખલ કરવાનાં સમય તથા નીતિ-રીતિ નક્કી કરશે.

૨. રાજ્યોની પ્રદેશભાષાઓએ પણ આંતરભાષા તરફથી ભીતિ રાખવાની નથી; પ્રદેશરાજ્યોમાં પોત-પોતાની ભાષા જ ચાલશે. રાજ્યોમાં જે ઝઘડો છે તે, ખરું જોતાં, આંતરભાષા હિંદી અને રાજ્યની સ્વભાષા વચ્ચે નથી, પણ આપણી સ્વભાષાઓ

અને અંગ્રેજી વચ્ચે છે. અને લોકશાહીનો સિદ્ધાંત સાફ કહે છે કે, એ ઝઘડામાં જીત લોકોની ભાષાની જ થશે. "મોડુંવહેલું — મોડું નહીં વહેલું, — અંગ્રેજીએ આપણી દેશી ભાષાઓને તેમનું ઘટિત સ્થાન આપવું જ પડશે. અંગ્રેજી હવે લાંબો વખત તેમને દૂર રાખી નહીં શકે."

૩. હિંદી તથા બીજી ભાષાઓ પૂરતી ખીલેલી નથી તેનું શું? — એ દલીલનો રદિયો આપતાં રાષ્ટ્રપતિએ કહ્યું કે, દુનિયામાં કોઈ ભાષા પહેલેથી ખીલેલી હોય એવી જોઈ છે? ભાષાથી કામ લેવા લાગો એટલે એ ખીલશે જ.

૪. અંગ્રેજી પણ હિંદમાં લોકો ભણશે. જેમ બીજા દેશો પરદેશી ભાષા ભણી તે દ્વારા મળતું જ્ઞાન મેળવે છે, તેમ હિંદમાં પણ થશે. આ રીતનું તેનું સ્થાન રહેશે. પણ એ રીતે જોતાં, તે સ્થાનને અને આપણી રાષ્ટ્રીય ભાષાઓના સ્થાનને સામસામી ખેંચાખેંચી નથી, કે જેવી આજે દાખવવામાં આવે છે અને જેને આપણે દૂર કરવી છે.

૩

તો પછી હિંદી આંતરભાષાનું કામ બરોબર ચાલતું કેમ નથી? દેશમાં તેની સામે અવાજ કેમ ઊઠે છે? જેમ કે, તે જ દહાડે હૈદરાબાદ સંમેલન હિંદીની સામે ગરજતું હતું!

આ પ્રશ્નનો જવાબ રાષ્ટ્રપતિએ આપ્યો, તે ખૂબ લક્ષમાં લેવા જેવો છે. તેમણે કહ્યું,

"હિંદી-ભાષી લોકોનો (હિંદીપ્રચાર માટે) અસ્થાને અતિઉત્સાહ મોટે ભાગે આને માટે જવાબદાર છે."

અને તે ઉપરાંત તેમણે સાફ કહ્યું કે, "ખરું જોતાં, હિંદીપ્રચાર એ હિંદીભાષી લોકોનું કામ જ નથી; તેઓએ તેમાં હોવું ન જોઈએ."

પણ વિચિત્ર વસ્તુ એ છે કે, જે સંમેલનમાં રાષ્ટ્રપતિ આ વાત કહેતા હતા, તે સંમેલન જ મોટે ભાગે હિંદી-ભાષી લોકોએ ઊભું કરેલું હતું અને તેઓ જ તેના પુરસ્કર્તા હતા. વર્ધા સમિતિ આમાં મુખ્ય છે અને તે સંસ્થા ઉત્તર પ્રદેશના હિંદી સાહિત્ય સંમેલનની રચેલી અને તેના હાથ નીચે કામ કરનારી સમિતિ છે. આ સંસ્થાએ રાષ્ટ્રપતિની ઉપરની શિખામણ હજી પણ માનવા જેવી છે; નહીં તો તે હિંદીની ભારે અસેવા અજાણતાં છતાં કરે છે, એવો એને લાગેલો ડાઘ નહીં ભૂંસાય.

૪

રાષ્ટ્રપતિએ ઉપરનું એક કારણ આપવા ઉપરાંત હિંદીભાષી લોકોને બીજી એક શિખામણ પણ આપી. તેમણે કહ્યું, 'હિંદી ભાષાના સ્વરૂપ તથા વિકાસ વિષે તમે જડ કે સંકુચિત ન બનો; એમાં તમારે વિશાળ વ્યાપક દૃષ્ટિ રાખવી જોઈએ; દેશની અહિંદીભાષી પ્રજા પણ હિંદી બોલશે અને લખશે અને તેમાં તેઓ પોતાની ભાષાના શબ્દો ને પ્રયોગો પણ સહેજે નાંખશે. આ જાતની પ્રક્રિયાને તમારે આવકારવી ઘટે, કેમ કે તેમાંથી ભાષાની ખિલવણી થશે.'

આમ જણાવીને રાષ્ટ્રપતિએ ઇંગ્લંડ અને અમેરિકાનો દાખલો ટાંક્યો. બંને દેશોમાં ભાષા મૂળ અંગ્રેજી છે. પરંતુ તે બે દેશોમાં જે અંગ્રેજી ચાલે છે, તેમાં ખૂબ ફરક પડતો ગયો છે. તેથી તમે તેમને એ જુદી ભાષા ભલે ન કહો,* છતાં ફરક છે એ ઉઘાડું છે.

૫

હિંદીભાષી સાહિત્યિક વર્ગોએ અહીં જ ભૂલ ખાધી અને આંતરભાષા હિંદીના પ્રચારમાં આજે મોટી આડખીલી મારી છે. તેઓ પોતાની પ્રાંતભાષા હિંદીને જેવી પોતે જ ઇચ્છે તેવી ખીલવી તેને જ દેશની આંતરભાષા તરીકે ઠોકવા માગે છે. આ જગાએ જ હિંદી બીજા ઉપર લાદવાનો ભાવ જન્મે છે, કે જેની વાત રાષ્ટ્રપતિએ શરૂમાં કરી. સરકાર લાદશે એવી ભીતિ કરતાં હિંદીભાષી બહુમતી તેની સંકુચિત દૃષ્ટિવાળી ભાષા આખા દેશ પર લાદે, એ ભીતિ છે

---

* આ બાબતમાં થોડા માસ પર જાતમાહિતીની એક વાત કહું. અમેરિકાથી ચાર પાંચ તંત્રીઓ અહીં આવેલા; તેમના સન્માનની સભામાં અહીંના એક જણે કહ્યું, તમારી અંગ્રેજી ભાષા છે. તેના જવાબમાં અમેરિકાના એક તંત્રી કહે, ના, મારી ભાષા અમેરિકન છે — અંગ્રેજી નહીં. અંગ્રેજી કહો તો મને માઠું લાગે!

અને આવી ભીતિ સાવ અકારણ ગણી કાઢી નાંખી ન શકાય. આ ભીતિ જ મુખ્યત્વે હૈદરાબાદ સંમેલનના વક્તાઓએ બતાવી, એમ કહેવાય.

આ ભીતિ જ ગાંધીજીએ ઉત્તર પ્રદેશના સાહિત્યિક વર્ગોના કબજામાં ગયેલી વર્ધા સમિતિને જણાવી હતી અને તે તેણે ન ગણકારી ત્યારે તેમણે તે સંસ્થાનો ત્યાગ કર્યો અને વ્યાપક દૃષ્ટિવાળું હિંદુસ્તાની-પ્રચારનું કાર્ય અલગ ઉપાડ્યું.

૬

ડૉ. શ્રીમાળીએ પણ એમના વ્યાખ્યાનમાં હિંદી-પ્રચારકામનાં વિઘ્નોની બાબતનો ઉલ્લેખ કર્યો, પરંતુ તેમાં તે ઠોકર ખાઇ ગયા, એમ કહેવું જોઈએ. તેમણે કહ્યું કે, હિંદીપ્રચારમાં મોટી રુકાવટ, તે માટે કામ કરતી સંસ્થાઓ વચ્ચેની હરીફાઈ અને માંહોમાંહેની ખદાખદને લઈને છે; અને એ ખદાખદ અંગત લાભ માટે છે.

બારીકાઇથી તપાસતાં આ વિધાન ટકી શકતું નથી. ખદાખદ ઉત્તર પ્રદેશમાં હોય તો ખબર નથી; વર્ધા સમિતિના કબજા અંગે ત્યાંનાં સાહિત્યિક દળોમાં સારી પેઠે ખદાબદ હતી એમ જાણ્યું છે. બાકી મૂળ રુકાવટ તો ઉપર નોંધી તે વસ્તુ છે, કે જેને લઈને ગાંધીજીને હિંદી સાહિત્ય સંમેલન અને તેની વર્ધા સમિતિને છોડવાં પડ્યાં. આ કારણ આજે પણ ઊભું છે, એમ જો ડૉ. શ્રીમાળી કહે, તો તે સાચું કહેવાય.

હિંદીપ્રચારમાં મોટી અડચણ હોય તો એ છે કે, હિંદ સરકાર અને કૉંગ્રેસ કમિટી આ મૂળ કારણને સાફ કરીને કહેતાં નથી; તેથી ઉત્તર હિંદનું સંકુચિત ભાષાભિમાન જોર પર રહ્યા કરે છે અને અહિંદી-ભાષી લોકોની તે પરત્વેની ભીતિ મટી શકતી નથી. તેને બદલે, સરકારી તંત્ર આજે તો અંગ્રેજી માટે છૂપો પક્ષપાત અને તેને મદદ કરે એવાં વહીવટી પગલાં ભર્યે જાય છે. પરંતુ આ વળી બીજું જ પ્રકરણ થયું. તે છોડીને હૈદરાબાદ સંમેલનમાં રજૂ થયેલી વાતો હવે જોઈએ.

૭

હૈદરાબાદ સંમેલન હિંદીને આંતરભાષા તરીકે લેવા સામે વિરોધ અને અંગ્રેજીનો પક્ષ કરવાને માટે બોલાવવામાં આવ્યું હતું. તે સામે ત્યાં સારી પેઠે વિરોધ પણ હતો; પરંતુ સભામાં તેનું ધાંધલ થયું, એ સારી રીત ન કહેવાય.

હિંદી કમિશનનો હેવાલ બહાર પડ્યા પછી દક્ષિણ અને પૂર્વ હિંદમાં જે વિરોધ-વંટોળ જગવવામાં આવ્યો છે, તેની સંકોરણી અને અનુસંધાનમાં આંધ્ર-દેશનું સંમેલન યોજાયું હોય એમ લાગે છે. આ આંદોલનના મુખ્ય નેતા શ્રી. રાજગોપાલાચારી છે, એ એક દુઃખદ બીના છે. હૈદરાબાદમાં તે હાજર હતા અને છાપાં જણાવે છે કે, એક મોટી મેદની આગળ એમણે ખૂબ કડક અને કડવું ભાષણ કર્યું. હૈદરાબાદથી તા. ૧૯મી જુલાઈના રોજ છાપાંમાં ખબરપત્રીએ આપેલા હેવાલ પરથી તેનો સાર નીચે આપું છું.

૮

શ્રી રાજાજીએ કહ્યું કે, (૧) હિંદી આંતરભાષા બળજબરીથી લાદવામાં આવે છે. (૨) હિંદી ઉત્તરના ત્રણ ચાર પ્રાંતોની ભાષા છે. (૩) તે લોક હિંદની વસ્તીના ૪૦ ટકા કહેવાય છે, તે અભણ ભણેલા બધા ભેગા મળીને છે. (૪) તેઓએ જો અંગ્રેજોને કાઢી મૂક્યા હોત, તો તેમની ભાષા હિંદી દેશ પર મઢી શકત; તેમ થાત તો દેશની પ્રગતિ જૂજ થાત; પણ તેઓ જ એકલા અંગ્રેજોને કાઢી મૂકનાર નથી. (૫) હિંદી વ્યાસ વાલ્મીકિ કે તુલસીદાસની ભાષા નથી; તે મોગલોની ભાષા છે. (૬) તેવી ભાષા જો પાછી આણી, તો પાછા પૂર્વે મોગલયુગમાં હતા એવા વેરવિખેર થઈ જઈશું. (૬) હિંદી ચોરે ચૌટે અને ગાનતાન કે સિનેમામાં ભલે ચાલે, પણ દેશની પ્રજાકીય કે સરકારી આંતરભાષા તે ન બનવી જોઈએ. (૭) તેનોય વાંધો ન લેત, પણ તે ભાષા બોલનારા અભણ કરોડો લોક રાજ્ય સારી રીતે કરી શકે એવા નથી. (૮) સામી બાજુએ જોતાં, અંગ્રેજી એકાદ ટકાને આવડે છે એ ખરું, પણ તે એક ટકો વસ્તી આખા દેશ પર પથરાયેલી છે, એ ભૂલવું ન જોઈએ. (૯) આ એક ટકામાં આવતા લોકો રાજ્યવહીવટ, ધારાસભા, અદાલતો વગેરે ચલાવે છે. તેથી આ એક ટકો પેલા ૪૦ ટકા

કરતાં ક્યાંય કીમતી છે. (૧૦) આથી દેશમાં એકતા આવી છે; તે જો ખોશો ને ૪૦.ટકાની ભાષા લેશો, તો પાછા મોગલોના જમાને જઈ બેસશો.

અને આમ કહીને તેમણે શ્રી. નહેરુની થોડીક 'ખુશામદ' પણ કરી કે, "એમનું હૈયું સાબૂત છે. તે જાણે છે કે, હિંદી ભાષા કામ ન દઈ શકે; પણ તેમણે સૌ પર જીત મેળવવાની બાકી છે. તે લોકશાહી માણસ છે; એટલે તેમણે દક્ષિણનો તથા બીજાં રાજ્યોનો લોકમત સાંભળીને પછી નિર્ણય લેવો જોઈએ."

આ નિર્ણય હાલમાં પાર્લમેન્ટની સમિતિએ લેવાનો છે, તેથી શ્રી. રાજાજી લાકડી લઈને હિંદી સામે અત્યારે નીકળી પડ્યા છે.

૯

હિંદી સામે અને અંગ્રેજીની તરફની શ્રી. રાજાજીની આ અફસોસજનક ઝુંબેશમાં એમને વિજય ભાગ્યે મળે. જે કાંઈ જોર એમની વાતમાં છે, તે એટલી જ દલીલ પર છે કે, હિંદી એ ઉત્તરની એક પ્રદેશ-ભાષા છે અને હિંદની ભાષાઓ બોલનારામાં સૌથી વધુ સંખ્યા એમની છે એ બહુમતીને જોરે એ અમારા અહિંદી પ્રદેશો પર લાદવામાં આવે છે.

ખરું જોતાં રાજાજીની આ આખી દલીલ ખોટી છે. જે હિંદીને દેશે આંતરભાષાના કામને માટે લઈને ખીલવવાની છે, તે ભાષા ઉત્તર પ્રદેશની સાહિત્યિક હિંદી નથી. આ ભાષા તો પ્રદેશભાષા છે અને બીજી ૧૩ની સાથે મળીને તેણે રાષ્ટ્રીય હિંદીને રચવામાં મદદકર્તા થવાનું છે. એ પ્રાદેશિક હિંદી ઉર્દૂથી જુદી હશે; પણ રાષ્ટ્રીય હિંદી એવી નથી.

બીજું, આ રાષ્ટ્રીય આંતરભાષા બહુમતીને જોરે નથી નક્કી થઈ. આપણી બંધારણસભાએ એકમતીથી તે ઠરાવી છે. આજે શ્રી. રાજાજી જેવાએ, કેવળ રાજકારણી વિખવાદમાં પડી જઈને, દેશના નવ-નિર્માણના પાયામાં રખાયેલા એક મહાનિર્ણયને આમ ઉતારી પાડવો, એ તેમના, દક્ષિણ હિંદના, કે કોઈના હિતમાં નથી કે કોઈને શોભારૂપ નથી.

આમ કહેતી વખતે, શ્રી. રાજાજીને ન્યાય આપવાને ખાતર, નોંધવું જોઈએ કે, હિંદીના પ્રશ્નને તે રાજ-કારણી માને છે; કેમ કે ઉત્તર હિંદના લોકો પોતાનું રાજકીય વર્ચસ વધારવાને સારુ એનો દુરુપયોગ કરે છે, એમ એમને લાગે છે. હિંદની હાલની પરિસ્થિતિ જોતાં, કમનસીબની વાત છે કે, આવી લાગણી પેદા થવાનું કારણ ઉત્તર હિંદે આપ્યું છે, કે જે આપણે ઉપર જોઈ ગયા. પરંતુ શ્રી. રાજાજી જેવાએ, એથી કરીને, નાની કે સાંકડી નજર નહીં કરવી જોઈએ, એમ એમના જેવા પીઢ રાષ્ટ્રભક્ત પાસેથી સૌ આશા રાખે છે. સામી બાજુએથી ઉત્તર હિંદ પાસેથી એવી આશા રખાય છે કે, રાષ્ટ્રપતિએ ભોપાળમાં કહેલી વાત સમજીને હિંદીપ્રચારકાર્યમાંથી ખસી જઈ, તે પોતાના જ પ્રદેશમાં ઉર્દૂ વગેરે ભાષાએ જોડે દોસ્તી સાધે અને પોતાની ભાષાની સાચી સેવા કરે; નહિ તો હિંદ તેમની ભાષાને-બદલે અંગ્રેજી જ ચાલુ રાખવા તરફ જોર કરશે, અથવા તો, 'સંસ્કૃત રાખો' એમ કહીને, હિંદીને ટાળશે.

૧૦

છેવટે શ્રી. રાજાજીની ૪૦ વિ૦ ૧ ટકાની બેહૂદી દલીલ પર આવું. અંગ્રેજી આવડે એટલે તે વર્ગ સમજણો કે બુદ્ધિશાળી ઠરે, એવી વિચિત્ર વાત રાજાજી જેવા કરે, એવી 'અંગ્રેજી' ભણેલી બુદ્ધિ વિષે શું કહેવું? અને સવાલ તો એ છે કે, ૪૦ ટકા રાજ્ય ન કરે તો શું પેલો ૧ ટકો રાજ્ય કરે એમ! આ ૧ ટકામાં જે એકતા કહેવાય છે, તે સ્વાર્થી ટોળકીમાં જોવા મળતા પ્રકારની એકતા છે. તે એક ટકો હિંદમાં ગાંગડુ જેવો રહ્યો, એ એની અંદર રહેલી અસ્પૃશ્યતાજનક અભિમાનવૃત્તિ બતાવે છે. આ અભિમાનવૃત્તિ હજી અંગ્રેજીવાળા નથી છોડતા એ અત્યારની સ્થિતિમાં રહેલું ઊંડું 'પાપમૂલ' છે. લોકશાહીની વાત કરવી અને બહુમતીની નફરત રાખવી, તથા ૧ ટકાની યારી બતાવવી, એ કઈ જાતની વાત કહેવાય!

અને હિંદી શું આખા દેશમાં બધે નથી ફેલાઈ? આંકડા બતાવે છે કે, તે ભાષા અંગ્રેજી કરતાં વધારે

ફેલાયેલી છે. ખુદ દક્ષિણમાં હિંદી જાણનારા અંગ્રેજી કરતાં વધારે છે; અને દિવસે દિવસે તેઓ વધશે જ અને અંગ્રેજીના ટકા ઘટશે. ૧૫૦ વરસના પ્રયત્ન છતાં આજે ૧ ટકાને જ જે ભાષા જરાતરા આવડી-ન-આવડી, તે ભાષાને રાષ્ટ્રની રાજભાષા બનાવવાની વાત કરવી, એ દેશની પ્રજાનો દ્રોહ છે એટલું જ નહીં, ગયા રાજ્યમાં ફાવેલી ટોળકી હજીય આ દેશની ગરીબ પ્રજા પર ચડી બેઠી છે ત્યાંથી તેને ઊતરવું નથી, એમ જ કહેવું જોઈએ. મોટી જબરદસ્તી તો આ એક ટકાની કહેવાય, કે જે ટકા આ જાતની હામ ભીડે છે; અને — લોકશાહી સ્વરાજ દેશમાં સ્થપાયે ૧૦ વરસ થયાં તે છતાં — આ હામ ભીડી શકાય છે, એ જ જુલમ છે. આ વસ્તુ દૂર કરવામાં જેટલી વાર થાય છે, તેટલું આ દેશનું અકલ્યાણ જ જારી રહે છે.

૨૩-૭-'૫૮ મગનભાઈ દેસાઈ

# સુરત અને હિંદી

[ગયા અંકથી ચાલુ]

### મોતીરામ

આ પછી સત્તરમી સદીના અંત ભાગમાં બીજા એક કાયસ્થ કવિ મોતીરામ નામના થઈ ગયા. ખલીજખાન પછીના સૂબેદાર નવાબ મુસ્તફાખાનના એઓ મુનશી હતા. સુરતની નવાબીની ખટપટ અંગે એમને બે વાર દિલ્હી જવું પડયું હતું. પહેલે પ્રસંગે સુરતની નવાબીના કેટલાક અગત્યના દસ્તાવેજો મુગલ દરબારમાં રજૂ કરવાના હતા, તેને માટે એમની પસંદગી થઈ હતી. દિલ્હીનું કામ પૂરું કરી એ વ્રજ-વૃંદાવનની યાત્રાએ ગયા. ત્યાં શ્રી ગોસાંઈજીનાં દર્શન થયાં અને એ એમના ભક્ત બન્યા. ત્યાર બાદ એઓ દિલ્હી જઈ બાદશાહની રજા લઈ સુરત પાછા ફર્યા. પરંતુ, થોડા જ દિવસમાં દિલ્હીથી રુક્કો આવતાં સૂબેદારને જાતે મોતીરામ સાથે દિલ્હી જવું પડયું. ત્યાંનું કામ પતાવી પાછા ફરતાં સૂબેદારે ગોવર્ધનમાં મુકામ કર્યો. મોતીરામને શ્રીનાથજીનાં દર્શન કરવાની પ્રબળ ઇચ્છા થઈ. બીજી બાજુ સુબેદાર સુરત જવા અધીર બન્યા હતા. એમણે જ ગાયું છે તે પ્રમાણે :

सूबेदार मन सुरतमें गोपालपुर मोहे भाय।
बिधना अंक कैसे मिटे, दरस बिना अकुलाय।।

દરબારી રીતરસમોને ટેવાયેલા મુત્સદ્દીએ અકળામણમાં મંદિરના પૂજારીને જો એ બે કલાક વહેલાં દર્શન કરાવે, તો લાંચ આપવાનું કહ્યું. પૂજારીએ ગોસાંઈજીને વાત કરી અને શ્રીનાથજીના એ દાસે નાથને વફાદાર રહી શ્રીને ઠોકરે મારી અને દર્શન બે કલાક વધારે મોડાં ખોલવાનો આદેશ આપ્યો. મોતીરામ વધુ અકળાયા. એમની અકળામણ સૂબેદાર કળી ગયા; અને બીના જાણી, એમને દર્શન માટે રોકાવા છૂટ આપી. મુસ્તફાખાન પછીના નવાબ ઇનાયતખાનના સમયમાં, દફતરમાંથી કેટલાક દસ્તાવેજોની ચોરીને કારણે શક પરથી મોતીરામના ઘરની જડતી લેવાતાં, ચોરાયેલા દસ્તાવેજો તો ન મળ્યા; પણ બીજાં કેટલાંક અગત્યનાં કાગળિયાં હાથ લાગ્યાં અને એમને નોકરીમાંથી છૂટા કરવામાં આવ્યા. નિવૃત્ત થયા પછી એઓ હરિભજનમાં કાળ નિર્ગમન કરવા લાગ્યા. એમનાં પદો મુખ્યત્વે કૃષ્ણભક્તિનાં અને ઉપદેશનાં છે. સંસારને એઓ પંખીનો મેળો કહે છે —

मेरा मेरा मत करो यहाँ कोई न तेरा हो।
पंखी मेला छीनका चल जाना सवेरा हो।।

આમ મૃત્યુને પ્રભાતની મંગલમય કલ્પના એમણે આપી છે.

એક બીજા પદમાં એઓ ઉપદેશ આપે છે :

जूठे जग अनुराग बावरे श्री वल्लभ चरणन लाग।
अगली प्रीत तोहे याद नहीं है लगे विषयके दाग।
चेत सके तो चेत दीवाना, जगे पूरवके भाग।।

એક બીજું સુંદર પદ અરબી ફારસી શબ્દોવાળું આ પ્રમાણે છે :

यार तोहे जाना है दूर देश ।
मुसाफिर गाफिल मत रहियो आय वसे परदेश ।
रेन भयावन नींद मत सोना मगमें कठिन क्लेश ।।
यह संसार हाट लाग्यो री बनिया श्री वल्लभेश ।
'मोतीराम' गठरियाँ बाँधके चल गये अपने देश ।।

આ પછી અઢારમી સદીના મધ્ય ભાગમાં બીજો એક સારો કાયસ્થ કવિ થઈ ગયો. નવાબી દરમ્યાન સુરતની કાયસ્થ જ્ઞાતિ સંસ્કારમાં ખૂબ આગળ વધી હતી. એ સમયમાં રાજનીતિ તેમજ સાંસ્કારિક ક્ષેત્રોમાં હિંદુ કોમોમાંથી નાગર અને કાયસ્થ કોમો અગ્રણી હતી. એમાંથી નાગરોનો મુસલમાન રાજ-કર્તાઓ સાથેનો સહકાર મર્યાદિત હોય એમ લાગે છે. એઓ ફારસી શીખતા પરંતુ દરબારી કામ પૂરતો જ એનો ઉપયોગ કરતા. કચેરીમાંથી ઘેર આવી એઓ કપડાં બદલી નાંખતા અને તે સાથે ત્યાંના સંસ્કાર પણ ખંખેરી નાંખતા. એમનું મમત્વ સંસ્કૃત પ્રત્યે હતું. પરંતુ, કાયસ્થો મુસલમાન રાજ-કર્તાઓ સાથે કંઈક વધુ છૂટથી હળતામળતા. એમણે 'હિંદવી'ને અને ફારસીને અપનાવી હતી. ઘણા કાયસ્થો ફારસીના સારા વિદ્વાનો હતા. એ જ રીતે આપણે જોઈએ છીએ કે હિંદીમાં પણ એ કોમે અનેક સારા કવિઓ આપ્યા છે. અસ્તુ.

### કૃષ્ણદાસ

અઢારમી સદીના મધ્યભાગમાં જે કવિ થઈ ગયા, તેમનું નામ કૃષ્ણદાસ હતું. આ કૃષ્ણદાસ ઘણું કરીને અષ્ટછાપના કૃષ્ણદાસથી જુદા છે. એઓ કબીરપંથી હતા એમ કહેવાય છે; પરંતુ, એમનાં 'યદુનંદન' અને 'રઘુવંશમણિ'ની ભક્તિનાં કાવ્યો પણ મળે છે અને તે સુંદર છે. એમનાં કેટલાંક પદો જોઈએ :

सुन ले कंथ शीख हमारी कहत मनोहर नारी ।
रामचन्द्रको निरंजन जानहुँ मानहुँ अज अविकारी ।
विश्वरूप रघुवंशमणि है भक्त अर्थ तनुधारी ।
कहत है निगम पुकारी........ सुन ले०
पद पाताल शीश अज धामहीं भ्रुकुटी काल भयकारी।
नैन दिवाकर कच बनमाला निशिदिन निमिष अपारी।
श्रवण दिशा दश भारी......... सुन ले०
नासा अश्वनीकुमार विराजत, सुरत श्वास सुखकारी।
अधर लोभ जम दशन कराला वाणी वंध अनुसारी।
बहु दिक्पाल खरारी............. सुन ले०
अनंत अनल वरुण रसनामें माया हारा मोहकारी।
अस्ती शैल्य केश द्रुमशाखा सरिता नस नाड़ी।
रोम अष्टादश भारी .......... सुन ले०
अहंकार शिव वुध ब्रह्माजी मन शशी शीत महारी।
'कृष्ण' प्रभुहुँ ऐसो जाणो समज लियो मन मारी।
अचल यही बात सवारी ........ सुन ले०

રામસ્વરૂપનું આવું આધ્યાત્મિક વર્ણન મેં બીજે વાંચ્યું નથી. આખું પદ પુરુષસૂક્તની યાદ આપે છે, અને એવી જ ભવ્ય મધુર ભાષામાં કહેલું છે. ત્રીજી કડીમાં શ્લેષથી કવિએ પોતાના વતનને પણ યાદ કરી લીધું છે. એક બીજી વાત પણ ધ્યાનપાત્ર છે. કદાચ સુરતની નાગર અને કાયસ્થ કોમમાં જ શક્ય છે તે મુજબ અહીં 'મનોહર નારી' પોતાના કંથને ઉપદેશ આપે છે. હવે કૃષ્ણભક્તિનું એક પદ જોઈએ. એમાં ગાય ચરાવી પાછા ફરતા યદુનંદનનું વર્ણન છે :

बनहुँसे आवत धेनु चरावै
आगे आगे धेनु पीछे पीछे यदुनन्दन व्रजरज मुख पर लपटावै।
मोर मुकुट मकराकृत कुण्डल उर वनमाल सुहावै।
बाहु विशाल विभूषण सोहे कर गही कमल फिरावै।
बन०
चंदन चरचित अंग मनोहर भृगु लक्षण छवि छावै।
शेष सहस्र मुख रटत निरंतर, सो वाको पार न पावै।
बन०
कंबु कंठ कौस्तुभमणि राजे शोभा वरणी न जावै।
घुघरवारे अलक वदन पर, मधुकर रहै लोये॥
बन०
चढ़े विमान देवमुनि हरखें पुष्पमाल झरि लावे।
'कृष्णदास' प्रभुकी छबि नीरखे चरण कमल चित लावै
बन०

સંત અને સંતસમાગમની પણ એણે પ્રશસ્તિ ગાઈ છે :

अकल कला गत न्यारी जगतमें संत बड़े उपकारी।
पर-दु:खसे दु:खी होत संत पर-सुखमें सुख भारी रेजी।।
मुख प्रसन्न झलकत है जाके नैननमें गिरधारी रे।
भक्ति विवेक ज्ञान गुणसागर नागर चतुर विहारी रे।
जाकी बाँय परम परमारथ स्वारथ नहीं संसारी रे।
जाके चरण च्हाय ते पावत धर्मादिक फल चारी रे।।
सुरतरु कामधेनु चिंतामणि उपमा कहुँ कहा री रे।
आतमरूप करत एक पलमें काम क्रोध मद टारी रे।।
आशा रहित निराशा खेले जानत कोई अधिकारी रे।
ऐसे संत सेवत जन कोई 'कृष्णदास' बलिहारी रे।।

બીજા એક પદમાં એ કહે છે :

ले हरिनाम को नाव जाकुँ संत चलावे।
उतारे भव पार प्रभुजीसें जाई मिलावे।। ले हरि०
एक पलक माँही अनंत लाख योजन चाले।
सो ऐसी तरेह लेई जाय पेटमें पानी न हाले।। ले हरि०
लेवत नहीं कछु दाम जाहाजमें जाई बैठावे।
सो वैकुण्ठ धामके बीच जाहाजकुँ जाई झुकावै।। ले हरि०
सदा ही करो सतसंग गुण गोविन्दका गाओ।
भवसागर तरी जाओ परमपद प्रेमशुं पाओ।। ले हरि०
सद्गुरु किया उपदेश जमको जोर न चाले।
देखाड़े हाल उल्लास प्रभुजीके मन ही भावे।। ले हरि०
निर्भय भया नर सोई जो इन जाहाजमें बैठे।
कहे 'कृष्णदास' उल्हास साहेब केरा महलोंमें पैठे।
ले हरि०

કવિની કલ્પના અતિ વિશાળ છે અને ભાષામાં સુરતી-ગુજરાતી છાપ છતાં ખૂબ પરિમાર્જિત છે; એ ઉપરથી કવિ વિદ્વાન હશે એમ સહેજે અનુમાન થઈ શકે એમ છે.

### લાજવંતી

કૃષ્ણભક્તિધારામાં એક બીજું નામ ગણાવતાં આનંદ થાય છે. એ છે લાજવંતી નામની સાધ્વીનું. આ બાઈના જીવન વિષે વધુ માહિતી મળતી નથી. પરંતુ કહે છે કે સુરતના હાકેમ જામકુલ્લીએ એની સતામણી કરવાથી એણે સુરત છોડયું હતું. જામકુલ્લી ઈ. સ. ૧૬૪૧માં સુરતનો હાકેમ હતો. ઈ. સ. ૧૬૪૨ અર્થાત્ વિક્રમ સંવત ૧૬૯૮માં એ વ્રજ પહોંચી અને પછી ત્યાં જ રહી. હરિરાયજી પાસે એણે ઉપદેશ લીધો. એનાં કેટલાંક પદોમાં મીરાં જેવી જ ઉત્કટતા છે. જો લાજવંતી ઐતિહાસિક વ્યક્તિ હોય, તો સ્ત્રી-કવિ તરીકેની મીરાંની એકલતા એ થોડેક અંશે ટાળે છે. થોડાંક પદો જોઈએ.

(१)

बालमा अब मत जैहो दूर।
मगमें अकेली मत छाँड़ो सजनवा अहनिश रहियो हजूर। बालमा०
दरस बिना मोहे चैन परत नहीं नैनां बरसत नूर। बालमा०
लाख कह्यो तोहे लाज न आवत मानत नहीं निठुर। बालमा०
विरहिनकी गत तू कहाँ जाने कपटी हृदय तेरो क्रूर। बालमा०

(२)

मैं तो ठाढी हूँ प्रेम पियासी साँवरा बंसीधर व्रजवासी।
मनमोहन सब घटमें बोले नाम तेरो सुखराशी।
पतित जानके दूर खड़े हो, हरि मोहे आवत हाँसी।।
अबकी बेर पत जाने न दीजे बिरद बड़ो अविनाशी।
माधवजी मुखमोहन रटियो दयानिधि मैं तो दासी।।
गोपाल गोविन्द गिरिधारी भवतारक भयनाशी।
अबला जानके लीजै उबारी बालम वैकुण्ठवासी।।
बिलखत ब्रिज में विरहिन ठाढी मोक्षधाम यही काशी।
'लाजवंती' को वेगे मिलिये प्रीतम प्रेम पियासी।।

ત્રીજા એક પદમાં એ ગાય છે : हरि मुख देख भई बावरी। કોઈએ એનાં પદ વાંચી ખરું જ કહ્યું હતું :

हरि मुख देखी हुई बावरी लगी हरि से प्रीत।
लाजवन्ती तोहे धन्य है लिखे वैष्णवकी रीत।।

જનક દવે
— ચાલુ]

# ઉચ્ચ શિક્ષણમાં અંગ્રેજીનું સ્થાન

[તા. ૧૧-૮-'૫૮ને રોજ 'આકાશવાણી' અમદાવાદ, થી આપેલા વાર્તાલાપ માટે આ મૂળ તૈયાર કર્યું હતું.]

૧

હિંદની યુનિવર્સિટીઓમાં અંગ્રેજી ભાષાના સ્થાન વિષેનો પ્રશ્ન અત્યારે નાહક અટપટો થઈ પડ્યો છે. કેમ કે એનો ચોક્કસ ઉકેલ હિંદનું સ્વતંત્ર બંધારણ ઘડનારા આપણા બુજર્ગ નેતાઓએ તેમાં અંકિત કર્યો જ છે.

આ ઉકેલ એવો છે કે, (૧) હિંદના પ્રજાકીય તથા સરકારી જીવનવ્યવહારમાં, કળે કળે અને ક્રમે ક્રમે, અંગ્રેજી ભાષાની જગા હિંદની રાષ્ટ્રીય ભાષાઓ લેતી જશે; અને (૨) તેની સાથે, હિંદની મોટામાં મોટી વસ્તીમાં બોલાતી-લખાતી એવી જે હિંદી ભાષા છે તેને, સૌ પોતાના અખિલ ભારતીય તથા આંતરપ્રાદેશિક વ્યવહારને સારુ, આંતરભાષા કે એકસમાન રાષ્ટ્રભાષા તરીકે ખીલવશે અને તેને અપનાવશે.

આ પ્રકારનો બંધારણીય આદેશ આપણને ચોખ્ખો મળેલો છે.

આવા સ્પષ્ટ આદેશને સામે રાખીને યુનિવર્સિટીના અભ્યાસક્રમમાં અંગ્રેજીના સ્થાનનો સવાલ વિચારીએ, તો એનો જવાબ એક જ અને તે પણ સાવ સાફ છે કે, યુનિવર્સિટીઓએ પણ આ આદેશને માન આપીને તે પ્રમાણે પોતાનું કામ હવે તાબડતોબ નવેસર ગોઠવવા માંડવું જોઈએ.

૨

અંગ્રેજી રાજ્યકાળથી યુનિવર્સિટીઓ અંગ્રેજીને પોતાના કામકાજમાં નીચે પ્રમાણે વાપરતી આવી છે —

૧. તે ભાષા દ્વારા શિક્ષણ અને પરીક્ષણ ચાલે છે. આમ કરીને તેણે જ્ઞાનવિજ્ઞાનના પ્રસારને લોકો માટે બહુધા પરાઈ અને માંડ એક ટકો પણ સારી રીતે જાણતો નથી એવી અંગ્રેજી ભાષાના આલંબન પર મૂક્યો છે.

૨. જ્ઞાનવિજ્ઞાન મેળવવા માટે ગ્રંથસાહિત્ય જોઈએ, તે પણ અંગ્રેજી જ તેઓ વાપરે છે.

૩. આથી ઉચ્ચ શિક્ષણ અંગ્રેજી ભાષા શીખ્યા વગર ન મળી શકે, એવી એ ભાષાની આવશ્યકતા તેને માટે ઊભી થઈ ગઈ છે. અને, તેની જાડી ગ્રંથી બંધાઈ ગઈ છે.

૪. અને આ વસ્તુને લોકોની સામાજિક અને આર્થિક પ્રતિષ્ઠા જોડે એવી રીતે સાંકળી લેવામાં આવી છે કે, સરકારી નોકરીચાકરી વગેરેનું કામકાજ પણ અંગ્રેજીમાં ચાલે છે.

ટૂંકમાં હિંદનો રાજ્યવહીવટ, શિક્ષણ તથા સંસ્કાર વગેરે વિષેનો બધો શિષ્ટ વ્યવહાર અંગ્રેજી ભાષાને અવલંબીને ચાલે છે.

૩

હિંદનું આપણું પ્રજાકીય બંધારણ એમ ફરમાવે છે કે, દેશ પરથી અંગ્રેજોનું રાજ્ય ગયું તેમ જ અંગ્રેજી ભાષાનું આ પ્રકારનું અધિરાજ્ય પણ જવું જોઈએ.

"અંગ્રેજો અહીંથી જાય" એનો અર્થ અંગ્રેજો કે અંગ્રેજ પ્રજા જોડે આપણને કશી લેવાદેવા નહિ રહે એવો નથી, એ આપણે ગયાં ૧૦ વર્ષના અનુભવે જોયું છે. તેવી જ રીતે આપણા સામાજિક અને સાંસ્કૃતિક માનસનો કુલ કબજો કરીને બેઠેલી અંગ્રેજી ભાષા જાય એમ માગીએ છીએ, એનો અર્થ એમ નથી કે, તે ભાષા જાણવી નહીં અને તે દ્વારા મળતો જ્ઞાનલાભ જતો કરવો.

એટલે બંધારણ અંગ્રેજીને બદલે દેશની રાષ્ટ્રીય ભાષાઓ વાપરવાનું કહે છે એની મતલબ એટલી જ છે કે, જેમ રાજકારણમાં તેમજ સમાજકારણ અને વિદ્યાકારણમાં પણ પરદેશી ભાષાના કબજા માંથી મુક્તિની મોકળાશ મેળવવી જોઈએ, કે જેથી આપણી નવસર્જનશક્તિ તથા વિદ્યાશક્તિ ખીલી શકે; નહિ તો પ્રજાના આત્માનો નાશ થશે: સાંસ્કૃતિક સામાજિક, આર્થિક અને સાંસ્કૃતિક સ્વરાજ દેશમાં નહિ સ્થાપી શકાય.

૪

આ ન્યાયથી વિચાર કરીને, ઉચ્ચ શિક્ષણમાં અંગ્રેજીના સ્થાન બાબતમાં આજે નીચેના મુદ્દાનો ફેરફાર કરવો જોઈએ, એમ તત્ત્વતઃ નક્કી લોકમત ઘડાયો છે :

૧. ઉચ્ચ શિક્ષણનું માધ્યમ અંગ્રેજી નહીં, પણ તે તે પ્રદેશની ભાષા હશે.

૨. પ્રદેશનો કુલ રાજ્યવહીવટ પણ તેની ભાષામાં થશે.

૩. આંતરભાષા હિંદી શીખવવી જોઈશે, જેથી આંતરપ્રાદેશિક તથા અખિલ ભારતીય બધાં કામકાજ એ ભાષા દ્વારા કરતા થઈ શકાય.

૪. જ્ઞાનવિજ્ઞાનનાં પુસ્તકો આપણી ભાષાઓમાં તૈયાર થવા માંડવાં જોઈએ. કાંઈ નહીં તોય, તે તૈયાર ન થાય ત્યાં સુધી તો, અંગ્રેજી માધ્યમ બદલવાની સાથે અંગ્રેજી પુસ્તકો વાપરવાં; અને તેમ કરવા માટે યોગ્ય એવી શિક્ષણપદ્ધતિઓ અધ્યાપકોએ શોધવી અને યોજવી જોઈએ.

૫. તેથી અંગ્રેજી ભાષા સમજાય એટલી આવડે એ સારું છે. અત્યારે આ ભાષા શીખવવાની રીતોના હેતુ અને ઉદ્દેશો બરોબર નથી, તે બદલીને અંગ્રેજી ભાષા "કોમ્પ્રિહેન્શન" પૂરતી – સમજીને સામાન્ય અર્થ પામવા જેટલી – આવડે એવી શિક્ષણપદ્ધતિઓ શોધવી જોઈએ. તેમ નહીં થાય, તો અંગ્રેજી ભાષાનું શિક્ષણ ધીમે ધીમે સાવ ઊતરી જઈ, અદૃશ્યવત્ થવા ભીતિ છે.

૫

આ પાંચ બાબતો, હું માનું છું કે, નિર્વિવાદ છે. ઉચ્ચ શિક્ષણનું અને રાજ્યવહીવટનું માધ્યમ આપણી દેશી ભાષાઓ હોવી જોઈએ એ બાબતમાં પૂર્વ, પશ્ચિમ અને દક્ષિણ હિંદ તથા હવે તો ઉત્તર હિંદ પણ એકમત છે.

સવાલ કહો કે કોયડો ગણો યા ગૂંચ કહો તો એ છે કે, તો પછી એનો અમલ કેમ થતો નથી? વિદ્યાક્ષેત્ર તો પ્રજાજીવનનું સદા જાગ્રત અને પ્રગતિવાન અંગ ગણાય, ત્યાં કેમ મંદતા અને વ્યગ્રતા દેખાય છે?

આનું કારણ એક જ છે અને તે આપણા દેશમાં સાંસ્કૃતિક કબજે કરીને બેઠેલી અંગ્રેજી કેળવણીની ચાવીરૂપ સરકારી નોકરીઓની પરીક્ષાઓ છે. આ પરીક્ષાઓ હજી પૂર્વવત્ અંગ્રેજીમાં જ ધોરણે રખાય છે. આ ન સુધરે ત્યાં સુધી આ પરીક્ષાઓની દાસી સમી બનેલી યુનિવર્સિટીઓ લાચાર બનીને લડવાને વશ થઈ જાય છે.

૬

આ બાબતમાં પણ દેશી ભાષાઓનું સન્માન થવું જોઈએ. અને તેવી નીતિ વડી સરકારે સ્વીકારી છે, એ યાદ કરાવવા જેવી બીના છે.

ઉચ્ચ નોકરીઓની પરીક્ષાનું માધ્યમ બદલવાની જરૂર વિષે, હું હિંદી કમિશનના રિપોર્ટમાંથી જ થોડો ભાગ ટાંકું, તો ઠીક થશે :—

રિપોર્ટના પ્રકરણ ૧૨માના ૧૫મા ફકરામાં કહ્યું છે કે—

"ભારત સરકારના ગૃહપ્રધાને પાર્લમેન્ટમાં તા. ૨૭ મે ૧૯૫૫ના રોજ નિવેદન કર્યું હતું કે, . . . આ બાબતમાં, સરકારે, કોંગ્રેસની કારોબારી સમિતિએ તા. ૫મી એપ્રિલ ૧૯૫૪ના રોજ પસાર કરેલા 'અખિલ-હિંદ નોકરીઓ માટેની પરીક્ષા' એ મથાળા હેઠળના ઠરાવમાં સમાયેલા સિદ્ધાંતો અનુસાર દોરાવાનું નક્કી કર્યું છે."

કારોબારી સમિતિના ઠરાવનો આનુષંગિક ભાગ આ પ્રમાણે છે—

"કારોબારી સમિતિ ભલામણ કરે છે કે, અખિલ-હિંદ નોકરીઓ માટેની પરીક્ષાઓ હિંદી, અંગ્રેજી અને મુખ્ય પ્રાદેશિક ભાષાઓમાં લેવાવી જોઈએ, તથા ઉમેદવારોને પરીક્ષા માટે એમાંથી કોઈ પણ ભાષા વાપરવાની છૂટ હોવી જોઈએ."

નિવેદન આગળ જણાવે છે કે—

"જરૂર જણાશે તો હિંદી-કમિશનને પૂછ્યા પછી, એક વિગતવાર યોજના સરકાર તૈયાર કરશે."

આનંદની વાત છે કે, હિંદી કમિશને આ બાબતમાં ભલામણ કરી છે કે, જેમ જેમ યુનિવર્સિટીઓ તેમનું માધ્યમ બદલતી જાય, તેમ તેમ

હિંદીની સાથે બીજી આપણી ભાષાઓને પણ મોટી નોકરીઓની પરીક્ષાઓનું માધ્યમ બનાવવામાં આવે.

એટલે નોકરીઓ માટેની પરીક્ષાઓનું નામ દઈને માધ્યમનો ફેરફાર ઢીલમાં નાંખવાનું કારણ રહેતું નથી, તે આ પરથી સ્પષ્ટ થાય છે. એટલે યુનિવર્સિટીઓ માધ્યમ-ફેર કરવા લાગે અને સરકારી નોકરીની પરીક્ષાના માધ્યમનો ફેરફાર કરવા સરકારને કહે.

બંધારણના આદેશનું પાલન કરવામાં આવી પહેલ કરવાનો હક અને ફરજ યુનિવર્સિટીઓ નહીં બજાવે, તો બીજું કોણ બજાવશે? રાષ્ટ્રપિતાએ ૧૯૪૭ના સપ્ટેમ્બરમાં લખેલું વાક્ય સાવ સાચું છે કે, —

"આ આવશ્યક ફેરફાર કરવામાં એક પણ દિવસ ગુમાવવામાં આવે છે, તેટલી પ્રજાને સાંસ્કૃતિક હાનિ થાય છે."

આકાશવાણીના સૌજન્યથી]

૪-૮-૧૯૫૮ **મગનભાઈ દેસાઈ**

# વિજ્ઞાનની રજોટી

૧

## યુદ્ધ મોંઘું અને કારમું બનતું જાય છે!

આદિ કાળમાં યુદ્ધમાં એક માણસને મારવામાં નહિ જેવું ખર્ચ આવતું હશે. જુલિયસ સીઝરના સમયે યુદ્ધમાં એક માણસને મારવાનું ખર્ચ રૂા. ૩.૭૫ આવતું. નેપોલિયનના સમયમાં તે લગભગ ૧,૫,૦૦૦ રૂપિયા જેટલું વધી ગયું હતું. પ્રથમ વિશ્વ-યુદ્ધમાં તે ૧,૦૫,૦૦૦ રૂપિયા જેટલું થઈ ગયું. અને બીજા વિશ્વયુદ્ધમાં તે ૨,૭૫,૦૦૦ રૂપિયા થયું છે.

માનવ સંહાર અને વેદનાની રીતે યુદ્ધનો હિસાબ કાઢવો હોય તો, એક સ્વીસ પત્રકારે બીજા વિશ્વયુદ્ધનો હિસાબ આ પ્રમાણે કાઢ્યો છે—

| | | |
|---|---|---|
| યુદ્ધમાં | મરાયાં | ૩,૨૦,૦૦,૦૦૦ |
| હવાઈ હુમલામાં | ,, | ૨,૦૦,૦૦,૦૦૦ |
| બંદી-વાડાઓમાં | ,, | ૨,૬૦,૦૦,૦૦૦ |
| કુલ ૬ વર્ષમાં | ,, | ૭,૮૦,૦૦,૦૦૦ |

૨

## ટેલિવિઝન જોયા કરો!

અમેરિકામાં સાડાચાર કરોડ અમેરિકનો પાસે ટેલિવિઝન સેટ છે. ઊંઘ બાદ કરીએ, તો બીજી કોઈ પ્રવૃત્તિ કરતાં વધુ વખત ટેલિવિઝન જોવામાં જ અમેરિકાના લોકો ગાળે છે. દર અઠવાડિયે ૨ અબજ, ૬૦ કરોડ (માનવ-કામકાજના) કલાકો ટેલિવિઝન જોવામાં ગાળવામાં આવે છે. તેની સામે આજીવિકા કમાવા પાછળ ૧ અબજ ૯૦ કરોડ કલાક ગાળવામાં આવે છે.

ઇંગ્લંડમાં ૭૦ લાખ, પશ્ચિમ જર્મનીમાં ૧૦ લાખ, ફ્રાંસમાં સાડા પાંચ લાખ, ઇટાલીમાં સાડા પાંચ લાખ, બેલ્જિયમમાં ૨ લાખ, હોલૅંડમાં ૧ લાખ, ડેન્માર્કમાં ૭૬૦૦૦, સ્વિટ્ઝર્લૅન્ડમાં ૨૫ હજાર, સ્વીડનમાં ૨૫ હજાર, રશિયામાં ૧૩ થી ૧૫ લાખ અને જાપાનમાં ૭ લાખ ટેલિવિઝન સેટ છે.

—'લિસન', પુ૦ ૧૧, અં૦ ૩]

૩

## મજૂરસંઘોની આપખુદી

અમેરિકાના મજૂર-સંઘો એટલા સંગઠિત તથા આપખુદ થઈ ગયા છે કે, રશિયામાં મજૂરો જેટલી કુલ-સત્તા ભોગવતા કહેવાય છે, તેના કરતાં અમેરિકાના મજૂરસંઘો આખા ઉદ્યોગ ઉપર વધુ આપખુદ સત્તા ભોગવે છે. તાજેતરમાં એક સેનેટ કમિટીએ ૧૬,૦૦૦ જુબાનીઓ લઈને ૧૭,૪૮૦ પાન જેટલું લખાણ કર્યા પછી, અમેરિકાના મજૂર સંઘોની કામગીરીને 'લૂંટ', 'ચાંચિયાગીરી', 'દાદાગીરી', 'ચોરી', 'સમાજ સામે ભયંકર અપરાધ' વગેરે શબ્દોથી નવાજી છે.

'જનરલ મોટર્સ' કંપની સામે 'સંગઠિત મોટર મજૂરસંઘે' ૯૪૫૦ માગણીઓ રજૂ કરી હતી. તેમાંની કેટલીકના નમૂના આ રહ્યા—

(૧) વહીવટદારોએ સમયપત્રક એવી રીતે ગોઠવવું કે, જેથી કંપનીના બધા નોકરિયાટો હરણને શિકારે જવા માગે તો જઈ શકે.

(૨) યુનિયન–કમિટીના માણસોને વાહન તરીકે 'સ્કૂટરો' પૂરાં પાડવાં.

(૩) . . . રમતોના છેલ્લા સમાચાર અને આંકડા દરેક 'ઇનિંગ'ને અંતે તરત જાણવા મળે, માટે કારખાનામાં ઠેર ઠેર ગોઠવેલાં 'લાઉડ-સ્પીકર' ઉપર તે કહી સંભળાવવા.

(૪) બધા નોકરિયાટોને કંપનીની પેદાશો ૨૫ ટકા ઓછે અથવા મૂળ કિંમતે (જે ઓછી હોય તે) પૂરી પાડવી.

'ટાઇમ' જૂન ૯, ૧૯૫૮

—'ઇંડિયન રીવ્યૂ' જુલાઈ '૫૮]

૪

## ધર્મે શીખવાડ્યું!

શ્રી. સ્મિથ પોતાના 'મૅન ઍન્ડ હિઝ ગૉડ્ઝ' પુસ્તકમાં ખ્રિસ્તી 'ક્રુઝેડ'–ધર્મયુદ્ધોની ભયંકરતા, ક્રૂરતા અને અમાનુષિતાનું ઘોર વર્ણન કરે છે. ૧૦૯૫થી એ ધર્મયુદ્ધો શરૂ થયાં. એ ધર્મયુદ્ધોની ખાસિયત એ હતી કે, તેમાં જોડાનારને સામાન્ય નીતિનિયમમાંથી મુક્તિ, પાપની સજામાંથી મુક્તિ અને કલ્યાણપ્રદ અમરપણાની ખાતરી ધર્મગુરુ તરફથી આપવામાં આવતી. એટલે ખ્રિસ્તીઓએ ધર્મના ઝનૂનમાં આવી, ધાર્મિક તીર્થોની મુક્તિને અર્થે અખ્રિસ્તીઓ – કાફરો – સામે સર્વ કાયદા-કાનૂન વેગળે મૂકી, રક્તપાત, અત્યાચાર અને પાપનું કારમું પ્રકરણ આરંભ્યું. "જેરુસાલેમ એક મહિનાના ઘેરા પછી પડ્યું, ત્યારે ત્યાંના યહૂદીઓને તેમનાં મંદિરોમાં પૂરીને જીવતા સળગાવી દેવામાં આવ્યા. . . . વિજેતાઓ જેરુસાલેમના દેવળે વળ્યા, ત્યારે તેમના ઘોડાઓને ઢીંચણપૂર લોહી-માંસનો કાદવ ખૂંદતા આગળ વધવું પડવું પડતું હતું. . . . ઈશુખ્રિસ્તને જ્યાં દાટયાનું મનાતું હતું, ત્યાં બીજે દિવસે તેઓએ નાનાં મોટાં યહૂદી સ્ત્રી-પુરુષ-કન્યા-બાળક સૌની એક મહા-બલિદાન તરીકે મોટા સમુદાયમાં કતલ કરી.

"પછીનાં બે સૈકાંમાં આઠ વખત ખ્રિસ્તીઓ અને મુસલમાનો વચ્ચે પૂર્વ તરફ આ પ્રમાણે યુદ્ધ સળગી ઊઠ્યું . . . ધર્મયુદ્ધે ચડવું એ ખ્રિસ્તીઓનો ધંધો થઈ પડ્યો. અને કાફરો સામે સંગઠિત અને નિર્દય લડાઈઓ લડવાનું શીખેલા ખ્રિસ્તીઓને પછી એ જ પદ્ધતિ પોતાની અંદર અંદર અજમાવતાં પણ વાર લાગી નહિ."

—'ધ વૉચટાવર', જૂન ૧૫, ૧૯૫૮]

૫

## વેચવાના માલ ઉપરનાં આકર્ષક ખોખાં

વૈજ્ઞાનિકો ભલે કહે કે આ અણુ-યુગ છે અથવા આકાશ-યુગ છે; પરંતુ અમેરિકાનું કાગળનાં ખોખાં બનાવનાર મંડળ કહે છે કે, આ 'પૅકેજ-યુગ' છે. અમેરિકામાં દર વર્ષે કાગળનાં ૧૦૦ અબજ ખોખાં વપરાય છે – અર્થાત્ દેશના દરેક કુટુંબ દીઠ ૨૦૦૦! કાર્ડબોર્ડ, ટીન, કાચ, લાકડું, પ્લાસ્ટિક વગેરે અનેક બીજા પદાર્થોનાં ખોખાં તો જુદાં! અને તેમાં ઉમેરો અબજો માઈલ લાંબી દોરી, ટેપ, રિબન પણ. એટલે સામાન્ય અમેરિકાનો માણસ જે ખોરાક, સિગરેટ, શૃંગાર-પ્રસાધન, દવા, કપડાં, રમકડાં, લોખંડ વગેરે ચાલુ વપરાશની વસ્તુઓ ખરીદે છે, તેના ઉપર આકર્ષણ કે જાહેરાત માટે વીંટાતી વસ્તુઓના ઉદ્યોગની ધૂમ કામગીરીનો ખ્યાલ આવશે. વિશ્વાસપાત્ર અંદાજ છે કે, આ પૅકિંગનો સામાન બનાવનાર ઉદ્યોગો દર વર્ષે ૧૨થી ૧૬ અબજ ડૉલરની કમાણી કરે છે!

આ બધાં પૅકેટની ડિઝાઈન આકર્ષક બનાવવા જ — જેથી ઘરાક એની અંદરની ચીજ વગર કહ્યે ખરીદે — ૨૨ અબજ ડૉલર (૧૧૦ અબજ રૂપિયા) ખર્ચવામાં આવે છે!

શેનલી ડિસ્ટિલર્સ કંપનીએ પોતાના દારૂ માટેનું સુશોભિત પાત્ર યોજવા પાછળ જ ૫૦ લાખ ડૉલર (અઢી કરોડ રૂપિયા) ખર્ચ્યા હતા — માલસામાનની કિંમત જુદી!

હીરમ વૉકરે ત્રણ વર્ષ અને કેટલાય લાખ ડૉલર પોતાના માલને આકર્ષક 'રૅપિંગ'માં રજૂ કરવા માટેનું યંત્ર ઊભું કરવા પાછળ જ ખર્ચ્યા હતા.

ફિલિપ મોરિસે પોતાની સિગરેટોનું આકર્ષક નવું ખોખું તૈયાર કરવા માટે ૨ા લાખ ડૉલર ખર્ચ્યા હતા.

માર્લબરો સિગરેટનું જુદી જાતનું ખોખું આવ્યાથી જ આઠ મહિનામાં તેનું વેચાણ ૫૦૦૦ ટકા જેટલું વધી ગયું હતું.

અમેરિકાનો ખોરાક ખેતરમાંથી રસોડામાં આવે ત્યાં સુધીમાં તેના ઉપર ૨૯ અબજ ડૉલર જેટલું બીજું ખર્ચ ચડી જાય છે. આમાંથી પૅકિંગ પાછળ જ મોટો ભાગ ખર્ચાતો હોય છે.

—'સાયન્સ ડાઇજેસ્ટ' જુલાઈ, '૫૮]

૬

## હાથછડ – ચોખા

શ્રી. દેવકીનંદન નારાયણે પાર્લમેન્ટમાં હિસાબ કરીને બતાવ્યું કે, જેટલી ડાંગર યંત્રો દ્વારા છડાય છે, તે બધી હાથ વડે છડાય, તો ૪¾ લાખ ટન વધુ ચોખા મળે. તે ચોખાની કિંમત બે ત્રણ કરોડ રૂપિયા થાય. ઉપરાંત હાથ – છડના ચોખામાં પૌષ્ટિક તત્ત્વ વધુ રહે તે જુદું. હલર-યંત્ર વડે છડાતા ચોખામાંથી પૌષ્ટિક તત્ત્વ બિલકુલ નાબૂદ થાય છે, તથા ભૂકો પણ બહુ થાય છે.

અત્યારે લગભગ ૧ કરોડ, ૫૦ લાખ ટન ડાંગર યંત્રો વડે છડાય છે. અને લગભગ ૨૧ લાખ ટન ચોખા બહારથી મંગાવવા પડે છે. જો યંત્રોથી ચોખા છડવા બંધ કરી, હાથ વડે છડાય, તો ૪¾ લાખ ટન ચોખા બહારથી ઓછા મંગાવવા પડે! તથા પરદેશી ચલણનો પ્રશ્ન પણ તેટલા પૂરતો હળવો થાય. પરંતુ ભારત સરકારે તાજેતરમાં યંત્ર વડે ડાંગર છડવાની બંધી કરવાનું કે ઓછું કરવાનું કશું આશ્વાસન આપ્યું નથી. હાથ-છડથી યંત્ર-છડ કરતાં સરેરાશ ૩·૮ ટકા વધુ ચોખા મળે છે. બિહારમાં તો ૫·૪ ટકા, મધ્ય ભારતમાં ૧૪ ટકા, હિમાચલ પ્રદેશમાં ૧૦ ટકા, અને મધ્ય પ્રદેશમાં ૫ ટકા વધુ ચોખા મળે છે.

ઓરિસામાં તો અત્યારે પણ ૮૭ ટકા ચોખા હાથ-છડથી જ કઢાય છે; અને બિહારમાં ૬૭ ટકા. દેશમાં બધે થઈને ૬૫ ટકા ડાંગર હાથ-છડથી જ છડાય છે, ૩૫ ટકા યંત્રોથી. 'હલર' યંત્ર ૨૦૦ રૂપિયામાં મળે છે અને તેનું એંજિન ૧૦૦૦ થી ૧૨૦૦ રૂપિયામાં મળે છે. એટલે ગામડે ગામડે તે દાખલ કરવામાં મુશ્કેલી નથી આવતી. પણ તેથી પછી મુશ્કેલી એ પડે છે કે, સરકાર ચોખાને 'પૉલિશ' ૫ થી ૩ ટકાની વચમાં કરાવવા ધારે છે, તે ન થઈ શકે. કારણ કે હજારો હલર-યંત્રો ગામડે ગામડે દૂર દૂર ફેલાયેલાં હોય, તેમના ઉપર દેખરેખ શી રીતે રખાય? 'હલર' યંત્રમાં વળી 'શેલર' યંત્ર કરતાં ૧૦ ટકા ચોખા ઓછા ઊતરે છે. તેનાથી કૂસકી અને ચોખાનો ભૂકો એટલાં બધાં ભળી જાય છે કે, ઢોરને ખવડાવવામાં પણ પછી તે કામ નથી આવતાં. પરંતુ સરકારે હલર-યંત્રોથી ડાંગર છડવાનું બંધ કરવાની પણ અશક્તિ દર્શાવી છે.

હાથ-છડથી અત્યારે ૨૫ લાખ સ્ત્રીઓને રોજ ૧૨ થી ૧૪ આના સુધીની મજૂરી મળે છે. યંત્ર-છડ ઉદ્યોગમાં કેવળ ૧ લાખ માણસોને રોજી મળે છે. એ યંત્રો બંધ થાય, તો બીજી ૧૯ લાખ સ્ત્રીઓને કામ મળે. બીજી પંચવર્ષીય યોજનામાં વધુ ૮૦ લાખ માણસોને રોજગારી મળશે એમ શ્રી. નંદાએ જણાવ્યું છે. એ સ્થિતિમાં ૧૯ લાખ સ્ત્રીઓને રોજના ૧૨ થી ૧૪ આનાની રોજી મળે એવું કરવામાં સરકારને વાંધો શું હોવો જોઈએ?

—'ખાદી ગ્રામોદ્યોગ', જૂન ૧૯૫૮]

૭

## ૪૦ વર્ષ પહેલાં

ન્યૂયૉર્કના 'ડેઇલી ન્યૂઝે' પોતાના તા. ૧૭ એપ્રિલ ૧૯૫૭ના અંકમાં ૭૦ વર્ષના એક ડોસાનો પત્ર છાપ્યો છે:

"૪૦ વર્ષ પહેલાં જેવી સ્થિતિ હતી તે કરતાં અત્યારે આપણી દશા સુધરી છે, એમ કોઈ લાખ વાર કહે, તો પણ હું માનું નહીં. હું મૅનહટ્ટનમાં જન્મ્યો હતો. જ્યારે હું નાનો છોકરો હતો, ત્યારે નિયમનો ભંગ કરવા બદલ માસ્તર અમને યોગ્ય જગાએ દંડો ઠોકી દેતા. પોલીસ પણ અમને ખૂણેખાંચરે

છુપાતા ફરતા જુએ, તો તરત તેનો દંડૂકો અજમાવી દેતો. ત્યારે તે દિવસોમાં 'સેંટ્રલ પાર્ક'માં થઈને તમે રાતે કે દિવસે ગમે ત્યારે કશી પજવણી વિના આવ-જા કરી શકતા. આજે તો તમે તમારા ઘર-માંથી નીકળી રસ્તો ઓળંગી સામે પહોંચો, તે દરમ્યાન જ તમારા મોંમાં ડૂચો વાગી જવાનું જોખમ હોય છે. મેં ઘણી વાર ઈશ્વરની પ્રાર્થના કરી છે કે, આપણુ અમેરિકનોને ૪૦ વર્ષ પહેલાંના નિર્દોષ આનંદો તથા સુરક્ષિતતા ફરી પાછાં આપે!"

—'અવેક' જૂન ૮, '૫૮]

—ગો૦

# માતર તાલુકા દેથલી કેન્દ્રનું ગાંધીઘર

આ 'ગાંધીઘર'નું ઉદ્ઘાટન તા. ૧૧–૬–'૫૮ના બુધવારને રોજ સવારના ૮–૩૦ વાગ્યે ગૂજરાત વિદ્યાપીઠના મહામાત્ર શ્રી. મગનભાઈ પ્રભુદાસ દેસાઈ ને હાથે થયું. શરૂઆતમાં સર્વોદય યોજનાના સંચાલક શ્રી. રાવજીભાઈ નાથાભાઈ પટેલે સ્વાગત-પ્રવચન કરી, યોજનાનો પ્રારંભિક પરિચય આપતાં જણાવ્યું કે —

૧૯૩૦માં સ્વાતંત્ર્ય-સંગ્રામની શરૂઆત થઈ, ત્યાર બાદ ચારેક વર્ષે લડતનો પહેલો હપ્તો પૂરો થતાં, ગાંધીજીએ સ્વાતંત્ર્ય-લડતના કાર્યકર્તાઓને, ગામડાંમાં બેસીને, એવી તાકાત વધારી શકે તેવો રચનાત્મક કાર્યક્રમ અમલમાં મૂકવાનો આદેશ આપ્યો. તે પ્રમાણે ગુજરાતના કેટલાક કાર્યકર્તાઓએ બધી રીતે અણવિકસેલા માતર તાલુકામાં બેસી જવાનો નિર્ણય કર્યો.

માતર તાલુકામાં બારૈયાની વસ્તી ૬૦ ટકા ઉપરાંત છે. એટલે ભલાડા ગામને કેન્દ્ર તરીકે રાખી પ્રવૃત્તિની શરૂઆત કરવામાં આવી. ૧૯૪૦ના મે માસમાં ત્યાંના ઉદ્યોગ-મંદિરનો પાયો શ્રી. મોરારજી-ભાઈ ને હાથે નંખાયો, અને સરદારશ્રી વલ્લભભાઈ એ ૧૯૪૧ના એપ્રિલમાં તેનું ઉદ્ઘાટન કર્યું.

ત્યાર પછી ૧૯૪૭માં સ્વરાજ્ય આવતાં મુંબઈ રાજ્યના પ્રધાનમંડળે ગાંધીજીની પ્રિય એવી રચનાત્મક પ્રવૃત્તિને વેગ આપવાનો નિરધાર કર્યો અને તે માટે એક કરોડ રૂપિયા અલગ કાઢ્યા. તે યોજનાને 'સર્વોદય યોજના' એવું નામ અપાયું. દરેક જિલ્લામાં પછાત વિભાગમાં એ યોજના મુજબ કામ ઉપાડવાનું નક્કી થયું. તે પ્રમાણે માતર તાલુકામાં કામ શરૂ થયું; અને તેને આજે આઠ વર્ષ થયાં.

સામાન્ય રીતે સર્વોદય યોજનાનો વિસ્તાર ૪૦ થી ૫૦ ગામનો હોય છે. તે પ્રમાણે આ યોજના હેઠળ ૪૦ ગામો છે અને બધી મળીને ૩૬,૦૪૪ની વસ્તી છે. પ્રથમ પ્રાથમિક કેળવણીનો પ્રશ્ન હાથ ઉપર લેવાયો. લોકલ બોર્ડ તરફથી ચાલતી કુલ ૭ શાળાઓનો વહીવટ સંચાલકોએ સંભાળી લીધો. એ ઉપરાંત સ્ત્રીકેળવણી અંગે, કેવળ આધુનિક કેળવણીની ઢબે નહીં પણ ગાંધીજીએ ચીંધેલી ઢબે કંઈ કરવા માટે, કન્યા-છાત્રાલય ભલાડામાં ચલાવવાનું નક્કી કર્યું. પ્રાથમિક શાળાનો અભ્યાસ પૂરો કર્યા પછી ગામડાંના વિદ્યાર્થીઓને આગળ અભ્યાસ કરવા બહારગામ જવું ન પડે, તે માટે ઉત્તરબુનિયાદી શાળા તા. ૨૧–૩–૫૫ થી શરૂ કરવામાં આવી. તેનો અભ્યાસક્રમ ત્રણ વર્ષનો છે; અને ગૂજરાત વિદ્યાપીઠની વિનીત પરીક્ષા સાથે તેનું જોડાણ છે. તે ઉપરાંત છેક નાનાં બાળકો માટે જુદાં જુદાં ગામોમાં પાંચ બાલવાડીઓ પણ ચાલે છે. વિદ્યાર્થી-છાત્રાલય કેળવણીનું મહત્ત્વનું અંગ હોવાથી, શાળા સાથે ચાર છાત્રાલયો પણ ચલાવાય છે.

સર્વોદય યોજનાનાં બધાં ગામોમાં ગ્રામપંચાયતો-ની રચના થઈ ગઈ છે. ત્રણ સહકારી ખેતી-મંડળી સ્થપાઈ છે. દારૂબંધી, ખાદી તથા ગ્રામોદ્યોગની પ્રવૃત્તિ પણ ચાલે છે. આ ઉપરાંત વિકાસકાર્યો, જેવાં કે, શાળાનાં મકાન, નવા કૂવા, જૂના કૂવાનું સમારકામ, ઓવારા તથા રસ્તા બંધાવવા, બાલવાડીનાં સાધનો — વગેરે પ્રવૃત્તિ માટે અર્ધી મદદ આપવામાં આવે છે.

થોડા વખત પહેલાં ગાંધીજીનાં રચનાત્મક કામોને વેગ આપવા માટે પંડિત જવાહરલાલજીએ ગાંધી-ઘરોની યોજના ગાંધી સ્મારક નિધિ આગળ રજૂ

કરી હતી. ભારતમાં આવાં ૨૦-૨૫ ગાંધી-ઘર મંજૂર થયાં છે. દેથલીમાં આવા ગાંધી-ઘરની યોજનાની જરૂર જણાવાથી, તે માટેની માગણી નિધિ પાસે કરવામાં આવી. ગાંધીસ્મારક નિધિએ તે માગણી મંજૂર કરી. તે મુજબ નિધિએ રૂ. ૨૦,૦૦૦) મકાનો માટે મંજૂર કર્યા. ગામે સામેથી એક એકર જમીન ગાંધી-ઘર બાંધવા માટે આપવાની હતી. ગામે ખુશીથી ૧૨૫૦) રૂપિયાની કિંમતની એક એકર જમીન આપી. ગાંધી-ઘર મારફત સર્વોદયની તથા રચનાત્મક પ્રવૃત્તિઓ ચલાવવાની હોય છે, અને તે માટે ગાંધી-સ્મારક નિધિ તરફથી અમુક સમય માટે એક સેવકની સેવાઓ પણ આપવામાં આવે છે. ગાંધી-ઘરનું બાંધકામ પૂરું થતાં આજે તેના ઉદ્‌ઘાટન-સમારંભ વખતે આપ સૌને અને ખાસ કરીને આજના સમારંભના મુખ્ય મહેમાન શ્રી. મગનભાઈ દેસાઈને આવકારતાં મને ખૂબ આનંદ થાય છે.

શ્રી. મગનભાઈ દેસાઈએ પ્રવચન કરતાં જણાવ્યું કે, જે જમીન ઉપર આપણુ સૌ ભેગાં થયાં છીએ, તે ગૂજરાત વિદ્યાપીઠને અર્પણ થયેલી છે. એટલે આ સંસ્થામાં કે ગામમાં હું આગંતુક મહેમાન નથી. અહીં કામકાજ કરનાર જે સેવકો છે, તે પણ અમારી ટોળીના છે, – ગાંધીજીએ સ્વરાજ્ય માટે ઊભી કરેલી મંડળીના છે.

રેંટિયો અને શાળા એ ગાંધીજીએ દેશને ઊભો કરવા વિચારેલા રચનાત્મક કામનાં જ બે અંગ છે. તેથી શાળા લઈને બેસી જનાર સેવક કે ગામડું લઈને બેસી જનાર સેવક એ બે કંઈ જુદા વર્ગના કે જુદી જાતના સેવકો નથી. ઊલટું એક વગર બીજો લૂલો છે; એક બીજાનો પૂરક છે. રેંટિયો એ પણ ગામડામાં પ્રવેશ કરવાનું, ગામડાને સંગઠિત કરવાનું જ સાધન છે; અને બાપુજીએ દર્શાવેલી નઈ તાલીમમાં તો બેય કામનો યથાયોગ્ય સમન્વય જ છે.

શિક્ષણ અને ઉદ્યોગ એ બે જ કોઈ પણ દેશ કે સંસ્કૃતિનાં ઘટક છે. આજે શિક્ષણને નામે જે કંઈ ચાલે છે, તેમાં કંઈ જીવ નથી; એ હું વાઇસ-ચાન્સેલર તરીકે પણ કહું છું. ગાંધીજી એ વસ્તુ જોઈ ગયા હતા. અને તેથી તેમણે રાષ્ટ્રીય કેળવણીની આવશ્યકતા સ્વીકારી હતી, તથા તેમાંથી જ ગૂજરાત વિદ્યાપીઠની ઉત્પત્તિ થઈ છે.

આજે જે રીતે કેળવણી ચાલે છે, તે રીતે કોઈને ભણાવી દેવાનો દાવો કરશો નહીં, કે આશા રાખશો નહીં. ઉચ્ચ કેળવણીની કૉલેજોમાં ચપટીક જુવાનિયા ભણીને બીજાને શોષવાનો કે લૂંટવાનો કસબ હાથ કરે છે, અને પછી તે કામે લાગી જાય છે. આ કેળવણી તે વિદ્યા નથી. વિદ્યા તે એકબીજાની સેવા કરવાની વૃત્તિ ઊભી કરે – બીજા માટે ઘસાઈ છૂટવાની ભાવના પ્રેરે: સૌ માનવબંધુએ પ્રત્યે પ્રેમભાવ જગાડે.

સરકારો ચાલુ ઘરેડની કેળવણીનો વિસ્તાર વધારવા માગે છે; તથા બધાંને ભણાવી કાઢવાની વાતો કરે છે. પછી તે માટે પૈસા નથી, એવી બૂમે પણ પાડે છે. પણ શિક્ષણ પૈસાથી થઈ શકતું નથી. વિદ્યા લક્ષ્મીની દાસી નથી વિદ્યા એ તો જુદી જાતનું દૈવત છે — પ્રજાની સૂક્ષ્મ તાકાત છે, ચેતનવંતો દીવો છે. વિસ્તારની બૂમો પાડી, મૂડીને આશ્રયે વિદ્યાને ગાંઠી દેશો, તો બધી કેળવણી-સંસ્થાઓનું ખરું તેજ હણાઈ જશે — તેઓ ખરેખર ભિખારી બની જશે.

બીજી બાજુ, સરકારોને હાથે ઉદ્યોગનું કામ પણ એ જ રીતે અટવાય છે. આજે યંત્રોદ્યોગની મોહિની સૌને માથે ચઢી બેઠી છે. કરોડો અને અબજોની રકમોની વાતો થાય છે; છતાં બેકારીનો આંક ઘટતો નથી. આજે તો મૂડી માટે જ્યાં ત્યાં હિંદને દીન થઈ માગવા નીકળવું પડે છે.

પરંતુ ગાંધીજીના ખાદી-ગ્રામોદ્યોગ પાછળ આ જ રહસ્ય હતું. કામ કરવા માગનાર દરેક નાગરિકને કામ મળવું જોઈએ; તો જ હિંદમાં સાચી સમૃદ્ધિનાં દર્શન થાય. પણ ખાદી-ગ્રામોદ્યોગ સિવાય સૌ લોકોને કામગરા, ખાતા-પીતા અને સ્વાવલંબી કરવાનો બીજો કોઈ રસ્તો નથી. હિંદનો નાગરિક સામાન્ય રીતે 'ભૂખે મરું પણ ભીખ ન માગું કે ચોરી ન કરું', એ

રીતથી ટેવાયેલો છે. એ સંસ્કૃતિ તેના હાડમાં રહેલી છે. પણ આજે હવે એ બધું જવા બેઠું છે. યંત્રો વધારવાં અને માણસને બેકાર બનાવવો, એ માણસને માણસાઈ કે સંસ્કૃતિમાંથી પાડવા બરાબર છે. કામકાજ અને ઉદ્યોગ દ્વારા જ માણસ સ્વમાન કે સ્વાશ્રય પ્રાપ્ત કરી શકે. જે દેશના સૌ નાગરિકોને કામકાજ અને પેટપૂર આજીવિકાની બાંહેધરી છે, તે દેશ જ સાચા અર્થમાં સ્વરાજ્ય ભોગવે છે. જે રાજ્ય એ બાંહેધરી નથી આપતું, તે છેવટે ટકી ન શકે કે સાચા અર્થમાં લોકશાહી ન રહે; એમ જ ચાલે તો છેવટે તે બંદૂક અને અણુબોંબથી ચાલતું આપખુદ રાજ્ય જ થાય.

ગાંધીજી ખાદી-ગ્રામોદ્યોગથી આપણા કરોડોની વસ્તીવાળા મહાન દેશની આ વિકટ સમસ્યા હલ કરવા ઇચ્છતા હતા. આર્થિક અવ્યવસ્થા તો છેવટે રાજકીય વ્યવસ્થા કે સંસ્કૃતિના ઘડતર ઉપર પણ અસર પહોંચાડે છે. ગુલામોની પેઠે યંત્રને વળગેલા મૂઠીભર લોકોવાળો, તથા મોટી સંખ્યાના અર્ધભૂખ્યા બેકાર લોકોની વસ્તીથી ભરેલો દેશ પોતાનાં પ્રજાજનોમાં ઇમાન, શાંતિ કે અહિંસા સ્થાપી ન શકે.

આપણા વડાપ્રધાન જવાહરલાલ યંત્રોદ્યોગ તેમ જ ગ્રામોદ્યોગ એ બંનેનું સંમિશ્રણ કરવા તાકે છે. અને તેથી જ ગાંધી-ઘરની યોજના પણ તેમણે જ રજૂ કરી છે. ગાંધી-ઘરનું સાચું મહત્ત્વ ગામડાંમાં શિક્ષણ અને ઉદ્યોગનું કામ યોગ્ય માર્ગોએ — ગાંધીજીએ ચીંધેલે માર્ગે ચલાવવામાં રહેલું છે. શિક્ષણ એ પણ સેવા છે; મહત્ત્વની સેવા છે. તે સેવા મટીને નોકરી બને, તો વેઠરૂપ બની જાય છે. સેવામાંથી ખરી રીતે દોઢો લાભ થાય છે. સરકારી નોકરો નોકર જ બની રહે છે; તેઓ સેવક બને તો તેમનું પદ વધુ ઊંચું બને: વધુ ગૌરવવાળું બને. વધુ પગારથી ગૌરવ પ્રાપ્ત થતું નથી!

છેવટે, મને અહીં બોલાવવા બદલ આપ સૌનો આભાર માનું છું. આશીર્વાદ આપવાનો અધિકાર મને નથી. આશીર્વાદ ભગવાનના છે, બીજા આશીર્વાદ આ સંસ્થાને ગાંધીજી અને સરદારના છે. એથી વધુ આશીર્વાદની જરૂર નથી. એ આશીર્વાદોની ઓથ નીચે એવું કામ કરજો કે જેથી જવાહરલાલજીને તેનો અહેવાલ મોકલી શકાય અને અહીંનું કામ જોવા આવવાનું નિમંત્રણ આપી શકાય.

# વીજ ઇજનેરીની પરિભાષા

**[ગયા અંકથી ચાલુ]**

Conductance वाहकता
  Electrical — वीजवाहकता
Conduction वहन
Conductor वाहक
  Bad — कुवाहक; मंदवाहक
  Good — सुवाहक
  Non — अवाहक
  Partial — अर्धवाहक
Conduit नळी
  Heavy gauge — जाडी नळी
  Light gauge — पातळी नळी
  Seamless — सांधा विनानी नळी
  Welded — झारेल नळी
Conservator (Oil–) तेल-रक्षक; तेलणुं
Contact स्पर्श; जोडाण
  Loose — ढीलुं जोडाण

Contactor जोडक; स्पर्शक
Control नियमन
  Gravity — गुरुत्वाकर्षणी नियमन
  Push button — दाब-बटनी नियमन; पुशबटन नियमन
  Spring — कमानी नियमन
  Synchronous Speed — समकालीक गति नियमन
Converter परिवर्तक
  Frequency — कंपनावृत्ति परिवर्तक; फरीता-परिवर्तक
  Motor — मोटर परिवर्तक युग्म
  Rotary — भमतुं परिवर्तक; परिभ्रममाण परिवर्तक
Copper तांबुं
  — losses ताम्रलक्षी खाध; तांबामां पावर-खोट; तांबामां वीजत्वरा क्षय; ताम्र-खाध
Core गाभो
  — balance leakage protection गाभाना वीज-चुंबकत्व समतोल्यी गळतर-संरक्षण

Five limb — पंचांगी गाभो
Three limb — त्रिअंगी गाभो
— type transformer गाभादार वीज-परिवर्तक; गाभादार ट्रान्सफोर्मर
Cored carbons गाभादार कारबन
Corona मुगट
— discharge वीजविभार मुगट; मुगटाई वीजविभार
Cosine कोज्या; कोसाईन
— law कोज्या नियम
Coulomb कुलोंब (वीज-जथानो एकम)
Couple जोड; जोडकुं; युग्म
Thermo-electric — उष्मा-वीज युग्म; वीजोष्मिक जोड
Coupled circuits जोडकां मार्गो; संलग्न मार्गो; संबंधित मार्गो
Loose — कमी संबंधित मार्गो
Tight — अधि संबंधित मार्गो
Coupling संयोग; संलग्नता
Capacitive — वीज-धारणवाळो संयोग
Choke — चोक संयोग
Coefficient of — संलग्नांक; संबंधांक
Inductive — वीजप्रेरणवाळो संयोग
Resistance — वीजअवरोधी संयोग
Current प्रवाह
Alternating — ऊलट सूलट प्रवाह; उसू प्रवाह; ए. सी. प्रवाह
Eddy — वमळित प्रवाह
— Density प्रवाह घट्टत्व
Direct — सरळ प्रवाह; डी. सी. प्रवाह
Intermittant — तूटक प्रवाह
No load — विणबोज प्रवाह; कोरो प्रवाह
Over load — अतिबोज प्रवाह
Pulsating — धडकतो प्रवाह
Reactive — प्रत्याघाती प्रवाह
Superposition of — प्रवाहनुं संकलन
Unidirectional — एकदिशी प्रवाह
Crane ऊंटडो; क्रेईन
Crater मुख
Crawling Speed सरकणो गति
Cross magnetizing effect आड-चुंबकीय प्रभाव
Cross reluctance आड-चुंबकीय अवरोध
Crusher (१) भरडियो; (२) कमीकर
(Booster = वर्धक तेनुं ऊलटुं)
Cut out खंडक
Maximum Current — गुरुतम प्रवाह-खंडक
Minimum current — लघुतम प्रवाह-खंडक
Minimum Voltage — लघुतम वोल्ट-खंडक
Over load — अतिबोज-खंडक
Reverse Current — ऊलटप्रवाह-खंडक
Cycle चक्र; चक्कर; साईकल
Cyclic चक्रीय
— state चक्रीय स्थिति
— Variation चक्रीय विकार; चक्रीय वधघट
Damper निरोधक; शमनक
Damping दोलन-निरोध; शमन
— coil दोलन-निरोध वलय; शामक वलय
Eddy current — वमळित प्रवाहथो दोलन-निरोध; वमळित-प्रवाहिक-शमन
— grids निरोधक जाळी; शमन-जाल
Dash pot रोधन घर - घरुं
Dead Beat दोलन-रोधित
— instruments दोलन-रोधित साधनो; धडकामुक्त साधनो
Decible डेसीबल (अवाजनी मोटपना मापनो एकम)
Decoupling संयोग-विरोध; योगक्षय; योगखंडन
Decrement घट
— factor घटांक
Deflectional Instruments विचलनयुक्त साधनो
Degree अंश; डिग्री; घात
Delta connection त्रिकोण जोडाण
Demagnetisation विचुंबकन
Demagnetising effect चुंबक-विरोधी प्रभाव
Demand मांग
— Indicator मांग-दर्शक
Maximum — गुरुतम मांग
Minimum — लघुतम मांग
Depolariser विध्रुवक; ध्रुवण-विरोधी
Depreciation घसारो
— factor घसारानो अंक
Design रेखाचित्र; रूपरंग; रचना; माप
Detector शोधक
Crystal — पासादार शोधक; स्फटिक-शोधक
Diod — बे-ध्रुवी वालवाळुं शोधक
— stage शोधक विभाग
D. F. (Direction Finding) दिशा-शोध
— instrument दिशा-शोधक साधन
(Direction finder दिशा-शोधक)
Diagram आकृति; आलेख
Circle — वृत्ताकृति

K. V. A. — के. वी. ए. आलेख
Line — रेखिक आलेख
Mollier — मोलियरनो आलेख
Regulation — नियमन-आलेख
Vector — सदिश आलेख
Diakathode Rays ऋणाग्र-विरोधी किरणो
Diamagnetic चुंबक-विरोधी
Diamatric समन्यास
— connections समन्यास जोडाणो
Dielectric वीज-विरोधी
— Coefficient वीज-विरोधनो विशेषांक
— Constant वीज-विरोधनो दृढांक
— Hysterisis वीज-विरोधी जडता
— Strength वीज-विरोधीनी ताकात
Differential wound विभेद-वींटणवाळुं
— Motor विभेद-वींटणवाळी मोटर
Diffusion प्रसरण
Dioptric globe तेजवक्रक गोळो
Dispersion वितरण
Coefficient of — वितरणांक
Displacement खसेड
Disruptive स्फोटक
— eritical Volt विशिष्ट स्फोटक वोल्ट
Distorted विरूप; बेडोळ
Distortion विरूपता
Distributor वहेंचनार
Disturbance क्षोभ; गडबड
Electric — वीज-क्षोभ
Electromagnetic — वीज-चुंबकीय क्षोभ
Diversity अपसरण
— Factor अपसरणांक
Divertor आड वाहक
Divided pole machine विभक्त-ध्रुव यंत्र
Double wound machine बेवडा वींटणवाळुं यंत्र
Drill सारडी
Diamond — हीरा सारडी
Straight — सरळ सारडी; सीधी सारडी
Straight Shank — सीधा माथानी सारडी
Taper shank — ढळता माथानी सारडी; फाचर-मथ्थी सारडी
Drive प्रेरण; गतिप्रेरण
Belt — पटाथी गतिप्रेरण
Chain — सांकळथी गतिप्रेरण
Electric — वीजथी गतिप्रेरण
Gear — दांताचक्रथी गतिप्रेरण
Ward Leonard — वार्ड लियोनार्डनुं गतिप्रेरण
Drop खोट; घट
Volt — वोल्टखोट - घट
— in transmission संचारण-खोट
Duct नहेर; नाळी
Air — वा-नाळी; हवा-नळी; वा-वारी; हवा-वारी
Dynamometer गतिक्रियात्मक मापक
— type instruments गतिक्रियात्मक मापक साधनो
Dyne डायन (सेन्टीमीटर-ग्राम-सेकन्ड योजनामांनो बळनो एकम)
Earth जमीन; जमीन-जोडाण
to — जमीन-जोडाण करवुं
— Ammeter भूवाह मिटर
— Inductor भू-प्रेरक
Earthing जमीन-जोडाण; भूमि-जोडाण
Ebonite एबोनाइट
Economiser करकसरियुं
Eddy Currents वमळित प्रवाहो
Efficiency कार्यक्षमता; कार्यदक्षता
All day — दैनिक कार्यक्षमता
Apparant — आभासी कार्यक्षमता
Radiant — विकीरक कार्यक्षमता
— Test कार्यक्षमता-परीक्षण
String — of insulators वीजरक्षकदोरनी कार्यक्षमता
Thermal — उष्मिक कार्यक्षमता
Transmission — संचारण कार्यक्षमता
Electric वीजसंबंधी
— Appliances वीज-साधनो
—Battery वीज-बेटरी; बिजेरी
—cable वीजतार; वीजकेबल
—Energy वीजशक्ति
—Filter वीजगळणुं
—Furnace वीजभट्ठी
— Generator वीज उत्पादक
— Lamp वीजदीवो
— Power वीज-पावर; वीज-कार्यत्वरा

Electricity वीजळी; वीज; विद्युत
  Atmospheric — आकाशी वीजळी
  Current — वहेती वीजळी; वाहित वीजळो
  Frictional — घर्षण विद्युत्
  Hydro — जलविद्युत्
Electrification वीजवणी
  Degree of — वीजवणीनुं प्रमाण; वीजळिक प्रणाण
Electrified वीजवेल
Electrodes वीजध्रुव
  Welding — वीज-झारणनी सळी
Electrodynamics वीजगतिशास्त्र
Electrokinetics चल-वीज शास्त्र
Electroliser वीज-विश्लेषक
Electrolysis वीज-पृथक्करण; वीज-विश्लेषण
Electrolyte वीजद्रावण
Electrolytic meter वीजद्रावण मिटर
Electromagnetism वीजचुंबकत्व
Electromotive Force (E.M.F.) वीजचालक बळ
  Back — वीज-प्रतिबळ
Electron वीजाणु
  — microscope विजाणुकीय सूक्ष्मदर्शक यंत्र
Electroplating बीजढोळ
Electroscope वीजदर्शक
  Gold leaf — सोनेरी वरखाळो वीजदर्शक
  Pith ball — गरगेळावाळो वीजदर्शक
Electrostatics स्थिर-वीज शास्त्र
Electrostatic Voltmeter स्थिरवीज वोल्टमिटर
"Embedded" length पूरित लंबाई
E.M.F. वी. चा. ब. (वीज चालक बळ) ई. एम. एफ.
Emission विमोचन
  Selective — विशिष्ट विमोचन
Emissive Material विमोचक पदार्थ
  High Electron — विपुल वीजाणुविमोचक पदार्थ
Emissivity विमोचनत्वरा; विमोचनाई
Enamel मीनो; एनेमल
  —insulated wire मीणादार वीजतार; एनेमलवाळो वीजतार
Energy शक्ति; कार्यशक्ति
  — meter शक्ति-मापक

Engineering इजनेरी
  Aeronautical — विमानी इजनेरी
  Automobile — मोटर-इजनेरी
  Chemical — रसायणिक इजनेरी
  Civil — मुलकी इजनेरी
  Electrical — वीज-इजनेरी
  Industrial — औद्योगिक इजनेरी
  Mechanical — यंत्र-इजनेरी
  Mine — खनन-इजनेरी
  Road — मार्ग इजनेरी
Equalising एकीकरण; समकरण
  — bar एकीकरण पट्टी
  — ring एकीकरण चूडी
Equivalent समगुणी; सममूल्य; समधर्मी; समान
  — Circuit समगुणी मार्ग (वीज मार्ग)
  — Cross section समछेद; सममूल्य वाढ
  — Length समान लंबाई
  — reactance समगुणी प्रत्याघात
  — resistance समगुणी अवरोध
  — sine wave समधर्मी ज्यातरंग
Erection ऊभो-भी-भुं करवुं ते
  — chart ऊभो-भी-भुं करवानो नकशो
Erg अर्ग (सेन्टीमीटर-ग्राम-सेकन्ड योजनामांनो कार्यशक्ति एकम)
Error चूक; भूल; कसर
Eutectie सुगलनीय
  — welding electrodes सुगलनीय वीजसळी
Evolute विकसतुं; वर्धमान
  — winding विकसित छेडाळुं वींटण
Excavator उत्खनक
Excitation उद्दीपन; उत्तेजक
Excitor उद्दीपक; उत्तेजक
Expansion प्रसरण; विस्तरण
  Apparant — देखीतुं विस्तरण
  Cubical — घनफळी विस्तरण
  Linear — रेखिक विस्तरण
Eye नेत्र
  Tuning — अनुकंपन नेत्र; संवादी - संघाती नेत्र
  — चालु]

# હિંદી પ્રચારક વર્ગ – મે ૧૯૫૮

હિંદીના પ્રચારકોનું ભાષા-જ્ઞાન વધે, જેથી તેઓ હિંદી શીખવનારને અને હિંદીની પરીક્ષાઓમાં બેસનાર પરીક્ષાર્થીઓને મદદ કરી શકે, એ વિચારથી આ વખતે બે પ્રચારક-વર્ગો ચલાવવામાં આવ્યા હતા. સુરત જિલ્લા હિંદી પ્રચાર મંડળ દ્વારા એક વર્ગ નવસારીમાં ચલાવવામાં આવ્યો, અને ચરોતર હિંદી પ્રચાર સમિતિ દ્વારા બીજો વર્ગ નડિયાદમાં ચલાવવામાં આવ્યો.

હિંદી પ્રચારક વર્ગ નવસારી :—આ વર્ગમાં હિંદી વિનીત-પરીક્ષાના પરીક્ષાર્થીઓના વર્ગ ચલાવનારને તાલીમ આપવામાં આવી હતી અને સેવક પરીક્ષાની પણ તૈયારી કરાવવામાં આવી હતી. તેથી આ વર્ગનું નામ સિનિયર હિંદી સેવક વર્ગ રાખવામાં આવ્યું હતું. આ વર્ગમાં કુલ ૪૭ ભાઈબહેનોએ ભાગ લીધો હતો. તેમની જિલ્લાવાર સંખ્યા આ પ્રમાણે છે: અમદાવાદ ૨, ખેડા ૪, ભરૂચ ૨, વડોદરા ૫, મુંબઈ ૨, મહેસાણા ૨, સાબરકાંઠા ૨, સુરત ૧૮, સૌરાષ્ટ્ર ૧૦.

આ વર્ગ તા. ૫-૫-૧૯૫૮થી ૨૪-૫-૫૮ સુધી ચલાવવામાં આવ્યો હતો. પરંતુ તા. ૪-૫-૧૯૫૮ ના રોજ નવસારીમાં સુરત જિલ્લા હિંદી પ્રચારકોનું એક સંમેલન થયું હતું; અને વર્ગનાં ઘણાં ભાઈબહેનો તે સંમેલનમાં આવ્યાં હતાં; એટલે તે જ દિવસે સંમેલનના પ્રમુખ શ્રી. મગનભાઈ દેસાઈના હસ્તે વર્ગનું ઉદ્‌ઘાટન કરવામાં આવ્યું હતું.

પાછલા વર્ષના વર્ગ પ્રમાણે જ હિંદી સેવક-પરીક્ષાની આવશ્યકતાઓને ધ્યાનમાં રાખીને, પ્રચારકો સેવક-પરીક્ષાના પ્રશ્નો બરાબર સમજીને તેમનો ઠીક જવાબ આપી શકે, એ વિષે ખ્યાલ રાખવામાં આવ્યો હતો; અને તેમની પાસે જવાબો લખાવીને પ્રશ્નોના બરાબર જવાબ કેમ લખવા તે બરાબર સમજાવવામાં આવ્યું હતું. આ સિવાય નિબંધ, સારલેખન, અને ગુજરાતીમાંથી હિંદીમાં અનુવાદ વગેરે કરાવવામાં આવ્યાં હતાં.

દરરોજ અર્ધો કલાક કાંતણ પણ રાખવામાં આવ્યું હતું. લગભગ ૪૦ આંટી સુતર કાંતવામાં આવ્યું.

વર્ગસંચાલન, શિક્ષણ તથા લખેલું તપાસવાના કામમાં નીચેના ભાઈઓએ મદદ કરી હતી:— (૧) શ્રી. જનક દવે, નવસારી (૨) શ્રી. ધીરુભાઈ નાયક, નવસારી (૩) શ્રી જગમોહન સોની, નવસારી (૪) શ્રી. જાલેજર ચાવડા, નવસારી (૫) શ્રી. સુલેમાન ઉનિયા, નવસારી (૬) શ્રી. કાન્તિલાલ ભાવસાર, વાપી (૭) શ્રી. દોલતરાય જોશી, ગડત (૮) શ્રી. ઈશ્વરલાલ ઠક્કર, વલસાડ (૯) શ્રી. નરેન્દ્ર અંજારિયા, રાજકોટ.

વર્ગની સર્વ સગવડો પૂરી પાડવામાં સુરત જિલ્લા હિંદી પ્રચાર મંડળના મંત્રીઓએ તત્પરતા બતાવી, તેથી જ વર્ગનું કામકાજ સફળતાપૂર્વક થઈ શક્યું. તે માટે મંત્રીઓનો, તેમ જ જે પ્રચારક ભાઈઓએ રજાઓમાં આવીને કામ કર્યું તેમનો, તથા વર્ગમાં જોડાઈ હિંદી પ્રત્યે ક્રિયાત્મક પ્રેમ બતાવનાર સૌનો હું આભાર માનું છું.

હિંદી પ્રચારક વર્ગ નડિયાદ :— પોતાનાં કેન્દ્રોમાંથી પરીક્ષામાં બેસનાર પરીક્ષાર્થીઓને મદદ કરી શકાય, અને નાનાં નાનાં કેન્દ્રોના પ્રચારકોનું હિંદીનું જ્ઞાન વધે, એ દૃષ્ટિથી આ વર્ગ ચલાવવામાં આવ્યો હતો. તેથી આ વર્ગનો અભ્યાસક્રમ એવી રીતે રાખવામાં આવ્યો હતો કે જેથી પ્રચારકોનું હિંદીનું જ્ઞાન વધે અને હિંદી પહલી, હિંદી દૂસરી અને હિંદી તીસરીના વર્ગો તેઓ સારી રીતે ચલાવી શકે.

આ વર્ગ તા. ૧૨-૫-૫૮ થી ૨૬-૫-૫૮ સુધી ચલાવવામાં આવ્યો. એમાં કુલ ૨૨ ભાઈબહેનોએ ભાગ લીધો હતો. તેમની જિલ્લાવાર સંખ્યા નીચે પ્રમાણે છે:

ખેડા ૧૧, મહેસાણા ૨, વડોદરા ૧, સાબરકાંઠા ૨, સુરત ૨, સૌરાષ્ટ્ર ૪.

ગદ્ય તેમ જ પદ્યનાં નિશ્ચિત કરેલાં પુસ્તકો સિવાય હિંદી પરીક્ષાના વર્ગો કેવી રીતે ચલાવવા, જેથી વિદ્યાર્થીઓનું જ્ઞાન વધે, એનું પ્રત્યક્ષ દર્શન તેઓને કરાવવામાં આવ્યું હતું.

હિંદી ભાષા બોલવાની તેમ જ લખવાની ટેવ પડે, એ માટે રોજ એક કલાક ભાષણનો અને લખવાનો સમય રાખવામાં આવ્યો હતો. આ ૧૫ દિવસોમાં ૪ નિબંધ, ૪ પત્ર, ૩ અનુવાદ અને ૩ સારગ્રહણ લખાવ્યાં હતાં.

શિક્ષણ ઉપરાંત રોજ કાંતણ પણ રાખવામાં આવ્યું હતું અને લગભગ ૩૧ આંટી સુતર કાંતવામાં આવ્યું.

વર્ગસંચાલન, શિક્ષણ, તેમ જ લખેલું તપાસવાના કામમાં નીચેના પ્રચારકોએ મદદ કરી હતી: (૧) શ્રી. નારણભાઈ પટેલ, નડિયાદ, (૨) શ્રી. મણિભાઈ પટેલ, નડિયાદ (૩) શ્રી. મનુભાઈ દલવાડી, નડિયાદ (૪) રેવાશંકર વ્યાસ, ખેડા (૫) શશીકાન્ત અમીન, અમદાવાદ.

આ વર્ગનું ઉદ્‌ઘાટન તા. ૧૧-૫-૫૮ ના રોજ શ્રી. ચીનુભાઈ મૂળજીભાઈ પટેલને હસ્તે કરવામાં આવ્યું અને પૂર્ણાહુતિ ખેડા જિલ્લાના શિક્ષણાધિકારી શ્રી. હકીમના હસ્તે કરવામાં આવી.

રજાઓમાં જે પ્રચારક ભાઈઓએ કામ કરીને હિંદી અંગેનો પ્રેમ બતાવ્યો તેમનો, તેમ જ જે પ્રચારક ભાઈ-બહેનોએ આ વર્ગમાં આવીને પોતાનું હિંદી ભાષાનું જ્ઞાન વધારવાનો પ્રયત્ન કર્યો એ સૌનો હું આભાર માનું છું. પ્રચારક ભાઈબહેનો આ વર્ગોનો લાભ લઈને પોતાનું હિંદીનું જ્ઞાન વધારશે, તો હિંદી પ્રચારમાં તે તેમને અધિક ઉપયોગી થશે અને તેથી હિંદી પ્રચાર પણ વધશે.

**ગિરિરાજ કિશોર**

# જુગાર વીમા જેવો થઈ ગયો!

[અલોન્ઝો એક અનોખી વ્યક્તિ છે. 'મનસ'નો તંત્રી તેને વિષે માત્ર એટલું જણાવે છે (તા. ૭ મે, ૧૯૫૮) કે, અમને કોક વાર લાગે છે કે તે સાચું પાત્ર છે, કોઈ કલ્પિત વ્યક્તિ નથી. પોતાના વિચારો તે હંમેશાં સચોટ રીતે વ્યક્ત કરે છે, અને ભલભલાં પરંપરાગત કે શિષ્ટસમાજનાં સ્વીકૃત સત્યો તેના સાદા સરળ સત્યના પ્રકાશ આગળ ઝંખવાઈ જાય છે. નીચે એક વીમાવાળા સાથે તેને થયેલો વાર્તાલાપ ઉતાર્યો છે. એટલા ઉપરથી એ પાત્રની સચોટતા અને વેધકતા દેખાઈ આવશે.]

હૉટલમાં હું અને અલોન્ઝો એક ટેબલ ઉપર બેઠા; એટલામાં રોટરી ક્લબની અઠવાડિક મીટિંગના સભ્યો પણ ત્યાં જમવા આવ્યા. તેમાંથી એક ૪૨ વર્ષનો લાગતો સભ્ય અમારા ટેબલે આવ્યો અને રોટરિયનોની રીત પ્રમાણે હોઠ લંબાવી ખુલ્લું સ્મિત કરી, કદાચ અમને પણ રોટરી-ક્લબના સભ્ય માનીને બેઠો. ધીમે ધીમે વાતચીત જામી.

રોટ૦ — હું વીમાના ધંધામાં છું; આપની 'લાઈન' કઈ છે?

અલો૦ — વીમો? હું પણ એ ધંધામાં હતો.

રોટ૦ — કઈ બાજુ?

અલો૦ — લાસ વેગાસ તરફ: હું એક જુગારનો અડ્ડો ચલાવતો હતો.

રોટ૦ — એટલે શું સાહેબ? એને ને વીમાના ધંધાને શો સંબંધ?

અલો૦ — કેમ? બંને એક જ જાતના ધંધા છે. જુઓ ને, વીમામાં પણ 'ચાન્સ' ઉપર હોડ જ લગાવવાની હોય છે ને?

રોટ૦ — કદાચ એ રીતનું કંઈક સરખાપણું હશે, પણ —

અલો૦ — હા, હા; પણ પછી મને તો મારા ધંધામાં અને વીમાના ધંધામાં એટલું બધું સમાનપણું લાગવા માંડયું, કે મેં જુગારનો ધંધો જ છોડી દીધો!

રોટ૦ — તમારું કહેવું ન સમજાયો. આપણે કંઈક વધુ સ્પષ્ટ થઈએ તો સારું. જુઓને, હું માનું છું કે, વીમો એ સમાજને સાચા આશીર્વાદરૂપ છે. ધંધાને તે સ્થિરતા અને વ્યક્તિને સુરક્ષિતતા સમર્પે છે. એ રીતે વીમો સમાજની સાચી સેવા બજાવે છે.

અલો૦ — એમ કદાચ હશે; પણ આપણે તમારા દૃષ્ટિબિંદુથી જ તેને તપાસીએ. તમને આ 'સેવા' બજાવ્યા બદલ પગાર મળે છે, નહિ?

રોટ૦ — હાજી.

અલો૦ — અને તમને બીજા કોઈ ધંધામાં વધુ પૈસા મળે, તો તમે તે ધંધામાં જાઓ, નહિ વારુ?

રોટ૦ — એમ કદાચ બને; પણ મને વીમાનો ધંધો ખરેખર ગમે છે.

અલો૦ — ભલે; તો તમે વીમાના ધંધામાં છો; કારણ કે તમને તેમાં કમાણી થાય છે અને તમને તે ધંધો ગમે છે. એટલે આપણે 'સેવા'ની વાત બાજુએ જ મૂકીએ, અને તમારા ધંધાની રીતને તપાસીએ.

એક માણસ તમારી પાસે આવે છે અને જિંદગીનો વીમો ઉતરાવવાની મરજી બતાવે છે. તમે તેના તરફ નજર કરો છો; અને એ 'સારું જોખમ' ગણાય તેવો છે કે નહિ, એ નક્કી કરવા પ્રયત્ન કરો છો. તમે એક દાક્તરને પણ બોલાવી લાવો છો. તમારે ખાતરી કરવી હોય છે કે, વીમા-ગણિતના નિષ્ણાતે આપેલાં કોષ્ટકો પ્રમાણે એની ઉંમરના માણસ જેટલું જ એનું જોખમ ગણાય એમ છે કે નહિ. અને જ્યારે તમને તથા તમારી કંપનીને ખાતરી થાય છે કે, એ બધું કોષ્ટક પ્રમાણે જ છે, ત્યારે તમે તેને વીમાની પૉલિસી વેચો છો. એ ક્યારે મરી જશે એ અલબત્ત તમે નથી જાણતા; પરંતુ તમે તમારા નિષ્ણાતોનાં કોષ્ટકોમાં જણાવ્યા પ્રમાણે જ એનું મરણ થશે, એ ગણતરીએ 'હોડ' બકો છો. સરવાળે, તે મરવાનો થાય ત્યાર પહેલાં તમે તેને ચૂકવવાની રકમ જેટલા પૈસા વીમાના ભરણારૂપે મેળવી લીધા હોય છે; અને ઉપરાંત તમારે માટે થોડીક, અને તમારી કંપની અને તેના શૅરહોલ્ડરો માટે થોડીક, એમ કેટલીક વધુ રકમ પણ પડાવી હોય છે.

ત્યાર પછી તમે એ જ ધોરણે બીજા ઘણા માણસોના મૃત્યુ બાબત સટ્ટો ખેલો છો અને તમે અનુભવે એટલા હોશિયાર થતા જાઓ છો કે, તમારો સટ્ટો બરાબર ખરો જ પડતો જાય છે. જો એ પ્રમાણે તમારો સટ્ટો ખરો ન પડતો હોય, તો તમારી વીમાકંપનીને ધંધો સમેટવો પડે, નહિ વારુ?

રેટ૦ — (મોઢું બગાડી, ડોકું હકારમાં ધુણાવે છે.) પણ તમે તમારો ધંધો વીમા જેવો ગણી છોડી દીધો એમ કહ્યું, તેનો શો અર્થ?

અલો૦ — મારે પણ જુગારના ધંધામાં મારી બધી હોડ અનુભવે ખરી જ પડવા માંડી. અમને એક એક રાતે બસોથી ત્રણસો રમનારાઓ જોડે કામ પડતું; પણ અમે અમારી હોડમાં અનુભવે સાચા જ પડવા લાગ્યા, એટલે એ ધંધો વીમાના ધંધા જેવો જ બની ગયેલો મને લાગ્યો. એટલે મેં તેને છોડી દીધો.

રેટ૦ — પણ જુગાર એ તો નૈતિક રીતે ખરાબ વસ્તુ કહેવાય. જુગાર રમનારાઓ કશું ન આપીને બદલામાં કશુંક મેળવવા ઇચ્છા રાખતા હોય છે; અને તમે અકૂવાળાઓ માણસની એ નિર્બળતાનો લાભ ઉઠાવવો છે. એટલે આમેય, જુગારનો ધંધો છોડી દેવા જેવો જ ગણાય.

અલો૦ — જુઓને, જે લોકોને વીમો ઉતરાવવો ગમતો નથી એ લોકોને હું હંમેશાં વધુ પસંદ કરું છું. એ લોકોને નસીબ સામે કશું સંરક્ષણ જોઈતું હોતું નથી. તેઓને તો પોતાનાથી બની શકે તેટલું સારી રીતે જીવવાનું અને નસીબને તેનો માર્ગ લેવા દેવાનું જ વધુ પસંદ હોય છે. તેઓ કોઈ મોટી 'સરેરાશ'માં બાકીની દુનિયા સાથેના પોતાના વિશિષ્ટ સંબંધો ડુબાવી દેવા તથા બીજા લોકોના 'ચાન્સ' સાથે પોતાના 'ચાન્સ' ભેળવી દેવા નથી માગતા. બીજી બાજુ એક જુગારીનો દાખલો લો. તે પોતાના 'ચાન્સ'નું જોખમ પોતે એકલો ઉઠાવે છે. વીમો ખરીદનાર કરતાં તેનામાં વધુ હિંમત હોય છે. કેટલાક જુગારીઓ અલબત્ત લાંબે ગાળે ખોતા જ હોય છે; જેમ વીમો ખરીદનારા પણ લાંબે ગાળે ખોતા જ હોય છે. અને વીમો ઉતરાવવો એ પૈસા બચાવવાની ઉત્તમ રીત છે, એમ કહીને તમે વીમો ઉતરાવનારની માનવસુલભ નિર્બળતાનો જ લાભ ઉઠાવો છો. ખરેખર, કોઈ માણસ જો પૈસા બચાવવાનું જ નક્કી કરે, તો વીમાની પૉલિસી ખરીદ્યા સિવાય પણ તે જરૂર તેમ કરી શકે.

રેટ૦ — પણ વીમો એ સરવાળે વિધવાઓ અને અનાથ બાળકોને મોટા આશીર્વાદરૂપ નીવડે છે, ત્યારે જુગારમાં તો. . . .

અલો૦ — કેમ વળી, જુગારમાં કે સટ્ટામાં હોડ બકીને જીતનારો પણ પોતાનાં બૈરી-છોકરાંને આશીર્વાદરૂપ જ નીવડે છે. વળી તે પોતે જીતેલા પૈસા પોતાના કુટુંબ સાથે જીવતોજીવત ભોગવે છે; તે પૈસા ભોગવવા તેની સ્ત્રીને વિધવા નથી બનવું પડતું! વીમો ઉતરાવનારનો સટ્ટો પાકવા માટે તો તેની સ્ત્રીએ અકાળ વિધવા બનવું પડે, અને તેનાં છોકરાંએ અનાથ બનવું પડે!

અને વીમાના ધંધાની નીતિમત્તાની વાત જોઈએ, તો થોડાક પૈસાદાર લોકો ભેગા થઈ, થોડું ભંડોળ એકઠું કરી, લોકોનાં મરણ વિષે સટ્ટો ખેલે અને વધુ પૈસાદાર થાય, એમાં તમને જુગારવાળા કરતાં વધુ નૈતિક શું લાગે છે? થોડાક લોકો જુવાનીમાં મરી જાય છે, કે કેટલાંક ઘર અણધાર્યાં સળગી જાય છે, કે અમુક વસ્તુઓ રસ્તામાં ખોવાઈ કે લૂંટાઈ જાય છે, એ વસ્તુસ્થિતિથી આખી દુનિયાને ગભરાવી મૂકી, દરેક જણ પાસે વીમો ઉતરાવવો; અને પોતાને તો ગળા સુધી ખાતરી હોય — અને નિષ્ણાતોએ ગણતરી પણ કાઢી આપી હોય — કે, બધા કંઈ જુવાનીમાં જ મરી જવાના નથી કે બધાં ઘર કે માલસામાનને આગ-લૂંટ કે દરિયાના અકસ્માત નડવાના નથી! એ ધંધો કંઈ પ્રમાણિક આજીવિકા ન જ કહેવાય!

રેટ૦ — પ્રમાણિક આજીવિકા! તમે પોતે જ કહો છો કે તમે જુગારી હતા!

અલો૦ — હા, હું હતો; પરંતુ મને જ્યારે જુગારનો ધંધો વીમાના ધંધા જેવો જ લાગવા માંડ્યો, એટલે મેં તેને તરત છોડી દીધો! જુગારમાં

તમારે બીજા ખેલાડી પાસે કયાં પત્તાં હશે તે ધારવાનું હોય છે. પરંતુ ધીમે ધીમે મને એવી આવડત આવી ગઈ કે, હું મારાં પત્તાં જોઈને જ સામા પાસે કયાં છે તે કહી શકતો. એટલે પછી એમાં જુગારની હોડ બકવા જેવું કાંઈ રહ્યું જ નહીં; સીધી ચોરી જેવું જ થઈ ગયું! એટલે પછી મેં એ ધંધો છોડી દીધો!

કોઈ માણસ મકાન બાંધવામાં સારો નિષ્ણાત હોય કે અનાજ પકવવામાં સારો નિષ્ણાત હોય, ત્યાં સુધી તો તેના અને સૌના ફાયદાની વાત છે. પણ કોઈ જુગારી હોડ બકવામાં સારો નિષ્ણાત હોય, એટલે તો તે પહેલા નંબરનો ચોર જ થયો — તેને તો ગામમાંથી દેશવટો દીધે જ છૂટકો! મારું પણ એમ જ થઈ ગયું, અને મારે મારો ધંધો છોડવો પડ્યો.

(બિચારો રોટરીવાળો હવે ઝટપટ, 'કાંઈ કામસેવા હોય તો ફરમાવજો, સાહેબજી, સલામ,' એવું કાંઈક બબડતો ત્યાંથી વિદાય થયો.)

— ગો૦

# દારૂબંધીની તરફેણમાં

## ૧

### દારૂનો વ્યસની : સમાજને ભારરૂપ

એક વખત એવો હતો કે જ્યારે દારૂના વ્યસની પ્રત્યે 'ભેંસનાં શીંગડાં ભેંસને ભારે' એ ન્યાયે જોવામાં આવતું. પરંતુ ઇક્વિટેબલ લાઇફ ઍસ્યોરન્સ સોસાયટીના જુનિ૦ પ્રેસિડેન્ટ શ્રી. ઓટ્સ જણાવે છે કે, ઉદ્યોગધંધામાં રોકાયેલા ૨૦ લાખ જેટલા કામદારો દારૂના રોગી ગણાય તેવા વ્યસની છે (બધા મળીને સામાન્ય વ્યસનીઓ તો ૫૦ લાખ છે!); તેથી અમેરિકાના ઉદ્યોગ-ધંધાને વર્ષે એક અબજ ડૉલર (પાંચ અબજ રૂપિયા) જેટલું સીધું નુકસાન થાય છે. ઉદ્યોગધંધાને થતું 'સીધું નુકસાન' એટલે કામકાજના થોડા કલાકો, ગેરહાજરીના લાંબા ગાળા, દવા-દારૂનું ખર્ચ, અને તાલીમ પામેલા કામદારો શોધીને નવા ગોઠવવાનું ખર્ચ.

'આડકતરું નુકસાન' એટલે ખરાબ હલકી કારીગરી, બગાડ, શિસ્તનું તૂટી પડવું, અને તે વ્યસનીઓના સુધાર માટેની સંસ્થાઓ ચલાવવાનું ખર્ચ.

—'ન્યૂ આઉટલુક,' એપ્રિલ '૫૮]

## ૨

### ખર્ચની રકમો : અમેરિકામાં જનતાની

(૧૯૫૬માં)

| | રૂપિયા |
|---|---|
| નશીલાં પીણાં | ૫૨ અબજ, ૫૦ કરોડ |
| પેટ્રોલ વગેરે તેલો | ૪૦ અબજ, ૧૧ કરોડ |
| તમાકુ-સિગરેટ | ૨૮ અબજ, ૪૦ કરોડ, ૫ લાખ |
| બૂટ-જોડા | ૧૯ અબજ, ૬૫ કરોડ, ૫ લા |
| ધર્મ-પુણ્ય | ૧૮ અબજ, ૭૩ કરોડ |
| વીજળી | ૧૭ અબજ, ૬૮ કરોડ |
| તાર-ટેલિફોન | ૧૭ અબજ, ૫૬ કરોડ, ૫ લા |
| દાક્તર | ૧૬ અબજ, ૩૪ કરોડ, ૫ લા |
| પુસ્તકો-સામયિકો | ૧૨ અબજ, ૮ કરોડ |
| દવા-ખર્ચ | ૫ અબજ, ૮૬ કરોડ, ૫ લા |

— અમેરિકાનું વેપારખાતું]

### ખર્ચની રકમો : ઇંગ્લંડમાં જનતાની

(૧૯૫૬)

| | |
|---|---|
| બીર-શરાબ | ૯૦ કરોડ, ૬૦ લાખ પાઉંડ (૧૨ અબજ, ૨૩ કરોડ રૂપિયા |
| તમાકુ-સિગરેટ | ૮૪ કરોડ, ૧૦ લાખ પાઉંડ (૧૧ અબજ, ૩૫ કરોડ રૂપિયા |
| મકાન-રહેઠાણ | ૮૧ કરોડ, ૬૦ લાખ પાઉંડ (૧૧ અબજ, એક કરોડ રૂપિયા |
| ઘરસામાન | ૭૬ કરોડ, ૩૦ લાખ પાઉંડ (૧૦ અબજ, ૩૦ કરોડ રૂપિયા |
| કપડાંલત્તાં | ૧ અબજ, ૫ કરોડ, ૯૦ લાખ પા (૧૪ અબજ, ૨૯ કરોડ રૂપિયા |

—'લિસન' પુ૦ ૧૧, અં૦ ૩]

## ૩

### શરાબ-ઉદ્યોગની બડાશ

અમેરિકાનો શરાબ-ઉદ્યોગ, પોતે દેશના અર્થ- તંત્રમાં કેવું અગત્યનું સ્થાન ભોગવે છે, તેની બડાશ મારવાનું ચૂકતો નથી. ડેટન (ઓહિયો)ના '

ન્યૂઝ'માં મિ. સ્મિથે જે બડાશો મારી છે તે, તથા તેનો અમેરિકાના 'લિસન' પત્રે આપેલો જવાબ નીચે સાથે સાથે ખૂણિયા કૌંસમાં ઉતાર્યાં છે.

શરાબ ઉદ્યોગ ૧૨૬૦ ઉત્પાદન-કેન્દ્રો ધરાવે છે; તેનાં જથાબંધ માલ વેચનારાં ૭,૫૦૦ કેન્દ્રો છે, અને ૪ લાખ છૂટક વેચાણનાં કેન્દ્રો છે. તેની પાછળ કુલ ૯ અબજ ડૉલર (અર્થાત્ ૪૫ અબજ રૂપિયા) જેટલી મૂડી રોકાઈ છે.

[અમેરિકા દેશમાં ૩ લાખ, ૫૫૦૦ દેવળો છે; તેની સરખામણીમાં દારૂના છૂટક વેચાણનાં કેન્દ્રો એક ચતુર્થાંશ જેટલાં વધારે છે. એ વસ્તુ દેશની સંસ્કૃતિને બડાશ મારવા જેવી કહેવાય ખરી!]

અમેરિકાનો દારૂ-ઉદ્યોગ ૧૨ લાખ માણસોને રોજી આપે છે; અને તેમના પગારો પાછળ ૪ અબજ, ૧૦ કરોડ ડૉલર (અર્થાત્ ૨૦ અબજ, ૫૦ કરોડ રૂપિયા) વહેંચે છે. વળી, આનુષંગિક એવા બીજા ઉદ્યોગ-ધંધાઓને પોતાના માલના વેચાણ માટે ૨ અબજ, ૮૦ કરોડ ડૉલર (૧૪ અબજ, ૪૦ કરોડ રૂપિયા) જેટલું ક્ષેત્ર તે પૂરું પાડે છે, એ જુદું.

[પરંતુ તેની સામે દેશના ૨૦ લાખ માણસોને દારૂની મોંકાણે કામકાજમાં લઈ ન શકાય તેવા કરી મૂક્યા છે; તથા બીજા ૪૦ લાખ જેટલા માણસોને ભારે નશો કરવાને કારણે વૈયક્તિક સમસ્યા-રૂપ કરી મૂક્યા છે, તેનું શું?]

દારૂ-ઉદ્યોગ અમેરિકાની ફેડરલ- રાજ્ય- અને સ્થાનિક સરકારોને કરવેરા રૂપે દર વર્ષે ૪ અબજ, ૧૦ કરોડ ડૉલર (અર્થાત્ ૨૦ અબજ, ૫૦ કરોડ રૂપિયા)ની આવક કરાવે છે. દારૂબંધી કાઢી નાખ્યા પછી એ કરવેરા પેટે દારૂ-ઉદ્યોગે ૫૪ અબજ ડૉલર કરતાં વધુ રકમ ભરી છે.

[પરંતુ, દારૂ-ઉદ્યોગ પાસેથી મળતા એક એક ડૉલર પાછળ અમેરિકાના નાગરિકો (ગુના રોકવા માટે પોલીસ-ખર્ચના, દવાખાનાની સારવારના ઇ૦) બીજા ૨૦ ડૉલર ભરે છે તેનું શું? દારૂબંધી કાઢી નાખ્યા પછી લોકોએ દારૂ પીવા પાછળ ૯૨ અબજ ડૉલર ખર્ચ્યા તેનું શું? અને એમ કરીને તેઓએ જાહેર આરોગ્યને લગતો ચોથા નંબરનો મહાપ્રશ્ન દેશ માટે ઊભો કરી આપ્યો તેનું શું?]

દારૂ-ઉદ્યોગમાં કામકાજ કરનારાઓને પગાર પેટે જે મોટી રકમ મળે છે, તેમાંથી ખર્ચ કરીને તેઓ બીજા ઉદ્યોગોને અને માણસોને લાભ કરે છે તથા રોજી આપે છે. જેમકે તેઓ પોતાના કુલ ૨ અબજ ૭૧ કરોડ, ૮૨ લાખ, ૪૫,૦૦૦ ડૉલરના ખર્ચમાંથી ૮૪ કરોડ ડૉલર અનાજ-કરિયાણાના વેપારીઓને, ૩૦ કરોડ ડૉલર મકાનમાલિકોને, ૩૭ કરોડ ડૉલર મોટરવાળાઓને અને તેવી બીજી મોટી રકમો દેશના બીજા ધંધાઓને આપે છે.

[આ યાદીમાં તમે પોલીસવાળાને, કેદખાનાના જમાદારોને, અદાલતના ન્યાયાધીશોને અને કફન બનાવનારાઓને શા માટે છોડ્યા? તમારો ઉદ્યોગ એ લોકોને પણ રોજી પૂરી પાડે છે જ!

ન્યૂયોર્ક શહેર એકલામાં જ દર વર્ષે ૨ાા લાખ ગરાડીઓ પાછળ શહેરને ૨૦ કરોડ ડૉલર ખર્ચવા પડે છે. એ રકમ બીજા ઉચિત ધંધાઓમાં ન જઈ શકત?]

—'લિસન', મે-જૂન, ૧૯૫૮]

૪

### દારૂમાં ખોરાકનું મૂલ્ય?

બીર-દારૂમાં ખોરાક-મૂલ્ય છે એમ માનીને ઘણા તે પીએ છે. એક જર્મન પ્રોફેસરે ગણતરી કરી છે કે, માણસ રોજના આઠ ક્વાર્ટ જેટલો સારો બવેરિયન બીર પીએ, તો બાર મહિનામાં તેના શરીરમાં એક એક શેરની પાંચ રોટીઓ ખાધા જેટલાં પોષક તત્ત્વો પહોંચ્યાં હોય!

કેટલાક લોકો દ્રાક્ષના 'વાઇન'માં વિટામિનો અને ખનિજદ્રવ્યો હોય છે એમ માને છે; પરંતુ દ્રાક્ષના રસનો પ્યાલો ભરીને પીએ, તો પણ તેટલાં દ્રવ્યો

તેમને મળે જ, ઉપરાંત નશાથી થતું નુકસાન ન થાય, તે જુદું!

શરાબ શરીરને ખોરાકનાં કશાં તત્ત્વો પૂરો પાડતો નથી. શરીરને પોષણ મળે, તે વધે, અને તેમાં પડેલ ઘસારો ભરપાઈ થાય, એવાં તત્ત્વો જ ખોરાકનાં તત્ત્વો કહેવાય. શરાબ દરેક ગ્રામદીઠ ગરમીની થોડી વધુ કૅલરીઓ પૂરી પાડે છે, જેટલી તેટલા વજનના પ્રોટીન કે કાર્બોહાઈડ્રેટથી મળે; પરંતુ તેટલા વજનની ઘી-ચરબીથી જેટલી મળે, તેટલી તો નથી જ પૂરી પાડતો. પરંતુ, શરીર માત્ર ગરમી વડે કામ કરી શકે નહીં કે નભી શકે નહીં. તેથી શરાબને હરગિજ ખોરાક ન કહી શકાય.

—'લિસન']

૫

## રોગ સામે ટકવાની શક્તિ

દારૂથી કેટલાક રોગો સામે ટકાવ-શક્તિ મળે છે, એમ કહેવાય છે. પરંતુ એ વાત ખોટી ઠરતી જાય છે. ઊલટું દારૂના વ્યસનીને થયેલો ઇન્ફ્લુએન્ઝાનો હુમલો વધુ ગંભીર રૂપ અખત્યાર કરે છે એમ પુરવાર થયું છે; કારણ કે, તેનામાં ચેપ સામે ટકી રહેવાની શક્તિ ઓછી થઈ ગઈ હોય છે. કોઈ પણ ઇન્ફ્લુએન્ઝાના દરદીની ગંભીરતાનું પ્રમાણ તેના શરીરમાં શરાબના પ્રમાણ અનુસાર વધતું જાય છે, એમ ચોક્કસ કહી શકાય છે.

પોલિયો રોગની બાબતમાં તો, પ્રાણીઓ ઉપર કરાયેલા પ્રયોગોથી સાબિત થયું છે કે, શરાબથી અસર પામેલા જ્ઞાનરજ્જુઓ તરફ પોલિયોનો ચેપ વધુ આકર્ષાય છે. તેમ જ શારીરિક થાક અને શરાબ એ બે ભેગાં થાય છે, ત્યારે શરીરમાં દાખલ થયેલો પોલિયોનો ચેપ એકદમ જોર પકડે છે, એ પણ પુરવાર થયું છે.

—ડૉ. પાયેરી લેપિન, પૅરિસ

શરાબથી સામાન્ય શરદી ઝટ મટવાની માન્યતાના જવાબમાં તો એમ જ કહેવું જોઈએ કે,- તો પછી ભાંગેલો પગ પણ શરાબથી જલદી સાજો થઈ જાય છે! શરદી માટે શરાબ લેનારાને તો પછી કેટલીય શારીરિક અને માનસિક બીમારીઓ માટે પણ શરાબ ઉપાયરૂપ લાગતો જાય છે, અને પછી તેનો અંત ક્યાં આવે છે એ સૌ જાણે છે.

—ઍન્ડ્રયૂ ઈ. એ. ઓ'બ્રાયન, ડબ્લિન

૬

## દારૂની સવારી

૧. પ્રાચીન ઇજિપ્ત-વાસીઓ દ્રાક્ષ, ખજૂર, ઘઉં, જવ વગેરેનો દારૂ વાપરતા અને દેવોને પણ નૈવેદ્યરૂપે ધરતા. ઇજિપ્ત-પુરાતત્ત્વ-વિદ્ રૉબિન્સન જણાવે છે કે, પ્રાચીન ઇજિપ્તની સંસ્કૃતિના અધઃપાતનું એક કારણ દારૂનો ઉપયોગ હતું.

પરંતુ ઇસ્લામનો પ્રચાર થતાં ઇજિપ્તમાંથી દારૂને દેશવટો મળ્યો. પરંતુ હવે પાશ્ચાત્યોના સંસર્ગ પછી ગયા સૈકાથી દારૂ પાછો આવ્યો છે. અલબત્ત ગામડાં કરતાં શહેરોમાં તેનો ઉપયોગ વધુ થાય છે, અને ત્યાં દારૂની દુકાનો તથા તેની જાહેરખબરો પણ વધુ છે.

૨. જર્મનીના બવેરિયા રાજ્યને આખી દુનિયાનો બીર–દારૂ પીવાનો વિક્રમ પ્રાપ્ત થયેલો છે. તા. ૩૦ સપ્ટેમ્બર ૧૯૫૬ના રોજ પૂરા થતા વર્ષમાં તે રાજ્યના દરેક સ્ત્રી-પુરુષ-બાળકે સરેરાશ ૩૧·૫ ગૅલન બીર પીધો છે.

૩. જાપાનમાં કિશોરવયનાં છોકરાંઓમાં દારૂનું વ્યસન ખૂબ વધી ગયું છે. દેશમાં કુલ ૩૫,૦૦૦ કરતાં વધુ બાળ-વ્યસનીઓ છે. યુદ્ધ પછીનાં વરસોમાં બાળ-ગુનાનું પ્રમાણ ખૂબ વધી રહ્યું છે. ૧૯૪૮માં પોલીસે ૧૨,૧૦૦ બાળ ગુનેગારો પકડ્યા હતા; પણ ૧૯૫૦માં ૫૫,૦૦૦ અને ૧૯૫૬માં ૫૮,૦૦૦ કરતાં વધુને પકડ્યા હતા. એક વખતે દરિયાકિનારે દરોડો પાડતાં ૮૦૦થી વધુ બાળગુનેગારોને જુગાર-દારૂ-વ્યભિચારના ગુનાઓ માટે પકડવામાં આવ્યા હતા.

૪. ઑસ્ટ્રેલિયામાં દારૂના ૩ લાખ કરતાં વધુ રોગી-વ્યસનીઓ છે. (વ્યસન અસાધ્ય કોટીનું થાય

ત્યારે શરીરમાં તે એક ખાસ રોગ રૂપે સ્થિર થાય છે.) અને તેમની સંખ્યા ચિંતા ઉપજાવે તે પ્રમાણમાં વધતી જાય છે. દારૂનો દરેક રોગી વર્ષે ૨૨ દિવસનું કામ પાડે છે અને ચાર બીજા માણસોને સીધો ભારરૂપ થાય છે.

૫. એક ગણતરી પ્રમાણે મોટર હાંકનારાએ દારૂ પીધો હોવાને કારણે ઇંગ્લંડમાં દર વર્ષે ૫૦૦ મરણ નીપજે છે અને ૨૫,૦૦૦ માણસ ઘાયલ થાય છે. રાતના દશ પછી રસ્તા ઉપરના અકસ્માતથી થતાં મરણોમાંથી ૧૦૦માંથી ૫૦ 'પીધેલા' હાંકેડુઓએ નિપજાવ્યાં હોય છે.

૬. ઝેકોસ્લોવેકિયામાં ૧૯૫૬ના વર્ષમાં ૭૦ કરોડ ડૉલરનો (૩ા અબજ રૂપિયાનો) દારૂ પિવાયો હતો. માણસ દીઠ વર્ષે ૨૦૦ ડૉલરનું પ્રમાણ તે દેશ માટે ખૂબ જ વધારે ગણાય; કારણ કે તે દેશમાં ત્રણ વર્ષે બેંકમાં મુકાતી બચત કરતાં પણ તે રકમ વધારે થાય છે.

—'લિસન']

૭

**દારૂની બંધી ઠરાવનારો પંથ**

'મોરમોન' પંથ દારૂ, ચા, કૉફી, તમાકુ એ ચારે વસ્તુઓને અગ્રાહ્ય ગણે છે. એ પંથ ૧૨૪ વર્ષ અગાઉ સ્થપાયો છે અને અમેરિકામાં તેના સૌથી વધુ સભ્યો (૧૫ લાખ જેટલા) છે.

તે લોકો વિષેના કેટલાક આંકડા અમેરિકાનાં બીજાં માણસોના આંકડા સાથે સરખાવવા જેવા છે.

'મોરમોન' પંથીઓમાં કેન્સરથી થતાં મરણ દેશના બીજાઓ કરતાં અરધોઅરધ છે.

'મોરમોન' પંથીઓમાં લિવર ફાટવાથી થતાં મરણ દેશના બીજાઓ કરતાં છઠ્ઠા ભાગનાં છે.

'મોરમોન' પંથીઓનું આપઘાતનું પ્રમાણ ચોથા ભાગનું છે.

'મોરમોન' પંથીઓનું મરણ-પ્રમાણ દર હજારે ૪ થી ૬ જેટલું ઓછું છે.

તેમનું લગ્ન-પ્રમાણ દર હજારે ૨૧.૯ છે, ત્યારે બીજાઓનું ૧૨.૨૬ છે.

છૂટાછેડાનું તેમનું પ્રમાણ દર હજારે ૨.૦૨ છે; ત્યારે બીજાઓનું ૩.૫૯ છે.

લગ્નબહાર થતા જન્મોનું પ્રમાણ બીજાઓ કરતાં ચોથા ભાગનું છે.

ગાંડપણનું પ્રમાણ બીજાઓ કરતાં અર્ધું છે.

—'લિસન']

૮

**સ્ત્રીઓને દારૂ પીતી કરો!**

અમેરિકામાં દારૂ-ઉદ્યોગનાં છાપાં સ્ત્રીઓને દારૂ પીતી કરવા જોરદાર હિલચાલ ચલાવી રહ્યાં છે —

"દર વર્ષે લાખો માતાઓ બાળકોને ઉછેરે છે. તે માતાઓને દારૂ પીતી કરી દઈએ, તો પછી આપણા ઉદ્યોગને કદી કાંઈ આંચ કોઈ લાવી શકે નહિ."

—'બ્રુઅરી એજ' ઈ. સ. ૧૯૩૬

"દારૂ વધુ વેચવાનું બજાર ઘર છે! સ્ત્રીઓને દારૂ વેચો. સ્ત્રીઓ ઘરની ૯૦ ટકા ખરીદી કરે છે! એ બજાર હાથ કરીએ, તો તેની શક્યતાઓ વિચારતાં આપણું મગજ કહ્યું નથી કરતું! ખાતી વખતે બીર વાપરવાનું શીખવો. બીર એ ખોરાક છે! ખાધાખોરાકીનો દરેક દુકાનદાર સ્ત્રી-ગ્રાહકોને નાની ચોપડી આપે, જેમાં બીર સાથેના ભોજનનું વર્ણન હોય.

—'બ્રુઅરી જર્નલ' ઈ. સ. ૧૯૪૯

"આજની સ્ત્રીની સત્તાનો તમે સ્વીકાર ન કરો, તો તે કદી તમને મચક ન આપે. તમારે તેની કૃપા મેળવવી જ રહી. તે માતા હોય, ગૃહિણી હોય, પત્ની હોય, ધંધાદારી હોય, ગમે તે હોય, પરંતુ તમારે તેની વિવેકશક્તિ, તેની બુદ્ધિ તથા નિર્ણયશક્તિને પ્રમાણવી જ રહી.

"દારૂ વેચવા માટે એ બજાર પાકા રસભર્યા ફળ જેવું તૈયાર છે. તમારે તેને ડહાપણપૂર્વક તોડી લેવાનું બાકી છે."

—'ધિ સર્વર' ઈ. સ. ૧૯૫૩

— ગો૦

—'લિસન']

# જ્ઞાનોદય

ભારદ્વાજના વંશનો એક જુવાન બ્રાહ્મણ તપ કરવા લાગ્યો. આમ તો તેની ઉંમર નાની હતી, પરંતુ તેની મહત્ત્વાકાંક્ષા એ હતી કે, પ્રાચીન યુગના ઋષિ-મુનિઓની પેઠે તે પણ એક નવું ઉપનિષદ લખે. તેની આ ઇચ્છા દિનપ્રતિદિન પ્રબળ બનતી ગઈ. પરંતુ, એ સિદ્ધ કરવા માટે તેણે શું કરવું જોઈએ, એ તેને સમજાતું નહોતું. છેવટે સૃષ્ટિકર્તા બ્રહ્માજીનું ધ્યાન લગાવીને તે તપ કરવા લાગ્યો.

એક દિવસ બ્રહ્માજી પોતે પ્રગટ થયા અને પૂછવા લાગ્યા : "વત્સ, તું શું ચાહે છે?"

"ભગવાન, મારી તીવ્ર ઇચ્છા છે કે, હું એક ઉપનિષદ લખું. એ માટે મારે શું કરવું જોઈએ, એ આપ કૃપા કરીને મને બતાવો." ભારદ્વાજ યુવકે બ્રહ્મદેવને કહ્યું.

"હમણાં તો જે ઉપનિષદો ઉપલબ્ધ છે, એમનું ખૂબ અધ્યયન કર." ચતુરાનને કહ્યું.

"પરંતુ ભગવાન, જૂનાં ઉપનિષદો વાંચીને મને કોઈ નવી વસ્તુ સૂઝશે નહીં. જૂના પુરાણા વિચારોમાં જ મારું મન ચોંટી જશે. પછી નૂતન સિદ્ધાંતોને માટે મારા મનમાં સ્થાન રહેશે નહીં; અને હું કોઈ નવી વાત દુનિયાને બતાવી શકીશ નહીં. સાવ જૂની થઈ ગયેલી વાતોને ફરી યાદ કરવામાં શો ફાયદો છે? એનાથી મારી મહત્ત્વાકાંક્ષા પૂરી થશે નહીં." ભારદ્વાજ યુવાને કહ્યું.

"તારી વાત પણ બરોબર છે," બ્રહ્માજી કહેવા લાગ્યા, "હમણાં ઉપનિષદો વાંચવાનું ન રાખ. થોડા વખત માટે તું ગૃહસ્થાશ્રમમાં રહે. એ સંસારી જીવનને તું બરાબર ચલાવજે. એમાં તને નવી નવી ઘણી વાતો જાણવા મળશે."

"એવું કદી મારાથી ન થાય!" ભારદ્વાજ યુવાન બોલ્યો, "હું તો તપસ્વી છું. હું શી રીતે ગૃહસ્થાશ્રમ માંડી શકું? સંસારની જાળમાં જો ફસાઈ ગયો, તો એમાંથી છૂટવું મારે માટે મુશ્કેલ થઈ પડશે. જ્ઞાનમય નવું ઉપનિષદ પછી હું નહીં લખી શકું. મારી તપસ્યા નિરર્થક જશે."

બ્રહ્માનાં ચારે મુખ પર આછું હાસ્ય ફરકવા લાગ્યું. બ્રહ્માજી જાણે કહેતા હોય: "વત્સ, મને તો ઉપનિષદ લખવું એ તારા ગજાની વાત લાગતી નથી! આવી નકામી આશાને છોડી દે." પછી બ્રહ્માજી અંતર્ધાન થઈ ગયા.

પરંતુ તપસ્વીને આનાથી સંતોષ ન થયો.

એવામાં ત્યાં એક ભીલ આવ્યો. તે ખૂબ જ થાકી ગયેલો જણાતો હતો. તે કહેવા લાગ્યો : "મહારાજ, તરસથી મારું ગળું સુકાઈ ગયું છે. થોડું પાણી હોય તો મને પીવા આપો."

તપસ્વીએ પોતાનું કમંડલુ ઉઠાવ્યું અને જોયું તો એમાં પાણી ન હતું. તેણે ભીલને કહ્યું : "જરા થોભ, તળાવમાંથી હું હમણાં તારે માટે પાણી લઈને આવું છું."

"ના મહારાજ, તળાવના પાણીથી મારી તરસ છીપશે નહીં. મારે એ ન ખપે." ભીલે મના કરતાં કહ્યું.

"તો પછી નજીકમાં નદી છે. જો તું અહીં થોડી વાર થોભશે, તો હું હમણાં નદીનું પાણી લઈ આવું." તપસ્વીએ કહ્યું.

"ના રે, ના!" ભીલ બોલી ઊઠયો, "તમે નદીએ જાઓ અને પછી ત્યાંથી પાછા ફરો યા ન ફરો એનો શો ભરોસો? નદી-કિનારે તો મોટાં મોટાં જંગલી જાનવરો શિકારની શોધમાં તાકીને બેસી રહ્યાં હોય છે."

તપસ્વી તો ભીલની વાત સાંભળીને કાયર થઈ ગયો. તેને સમજાયું નહીં કે, આ ભીલ આખરે શું માગી રહ્યો છે. એ આમ વિચારતો હતો એવામાં ભીલ એકાએક ગાયબ થઈ ગયો!

તપસ્વી તો આશ્ચર્ય પામ્યો કે, આ શી ઘટના બની ગઈ!

"હાં, હવે સમજાયું!" તપસ્વી મનમાં ગણગણ્યો, "તો શું ભીલના વેશમાં બ્રહ્માજી આવ્યા હતા? મને સમજાવવા માટે તેમણે આવું રૂપ ધારણ કર્યું અને કહ્યું, 'મને તળાવનું પાણી નહીં જોઈએ.' મેં પણ એવી જ મતલબનું કહ્યું હતું કે, મને વર્તમાન ઉપનિષદોથી સંતોષ થશે નહીં."

તપસ્વીને યાદ આવ્યું — "મેં એમ પણ કહ્યું હતું કે, હું સાંસારિક જીવનનો પણ અનુભવ નહીં કરું; કારણ કે મને એમાં ફસાઈ જવાનો ભય રહે છે. સાંસારિક જીવન પણ નદીની માફક પ્રવાહી અને અસ્થિર છે. તેથી મેં એમને કહ્યું હતું કે, એમાં રહીને મારાથી જ્ઞાનપ્રાપ્તિ થઈ શકશે નહીં. એ જ રીતે ભીલે પણ નદીનું પાણી પીવાની બાબતમાં ના પાડી. જો તેને ખરેખર તરસ છિપાવવી હોત, તો જ્યારે તેણે જોયું કે કમંડલુ ખાલી છે, ત્યારે તે તળાવ કે નદીનું કે ગમે તે પાણી પીવા તૈયાર થાત. કારણ કે એ સિવાય બીજો છૂટકો ન હતો. હાં, હવે મને જ્ઞાન થયું!"

યુવાન તપસ્વી આમ બોલતો હતો એવામાં બ્રહ્માજી ફરીને પ્રગટ થયા અને બોલ્યા : "વત્સ, હું હવે પ્રસન્ન છું."

**ચક્રવર્તી રાજગોપાલાચાર્ય**

અનુ૦ સુ૦ ક૦

# નવું વાચન

**પ્રણયદીપ :** લે૦, પ્રકા૦ લાભુબહેન મહેતા, બેરેક રોડ, મુંબઈ-૧; પૃ૦ ૧૯૨; કિં૦ ૩·૦૦.

સુરેશ નામનો જુવાનિયો મુંબઈ શહેરમાં આવી, ઓરડી રાખી, કૉલેજમાં અભ્યાસ કરતો હોય છે. વતનમાં હતો ત્યારથી આશા નામની એક કિશોરી સાથે તેના વિવાહ થઈ ગયા છે; માત્ર લગ્નને છેવટની પરીક્ષા સુધી મોકૂફ રાખ્યું છે.

શહેરમાં આવ્યા પછી સુરેશને ઊર્મિ નામની સહાધ્યાયિની સાથે ચર્ચા-સભામાં ઓળખાણ અને પછી પ્રેમ થઈ જાય છે.

પછી જ્યારે ઊર્મિલા પોતાનો પ્રેમ સુરેશ આગળ પ્રગટ કરે છે, ત્યારે જ ઘણી મથામણ બાદ, સુરેશ આશા સાથે થયેલા પોતાના વાગ્દાનની વાત તેને કરે છે; પણ પોતે તે વાગ્દાનને અવગણવા તૈયાર છે, એમ પણ ખાતરી આપે છે.

પરંતુ ઊર્મિલા વધુ સમજદાર છે. તે આશાના પ્રથમ શ્રદ્ધાભર્યા પ્રેમને ભાંગનાર થવા નથી માગતી. એટલે લગ્ન માટે સુરેશને ઘેર જવાનું આગ્રહભર્યું તેડું આવે છે, ત્યારે ઊર્મિલા તેને પરાણે ગામ મોકલે છે.

પરણીને આશા આનંદભરી – કોડભરી મુંબઈ આવે છે. દરમ્યાન, તે લોકોના જીવનમાર્ગને બાધારહિત કરવા, ઊર્મિલા મદ્રાસ તરફ દૂર ચાલી જાય છે અને ત્યાં બાલમંદિર વગેરે પ્રવૃત્તિઓમાં જોડાય છે.

ઉપર ઉપરથી આશાનો સંસાર સારી રીતે ચાલે છે; પણ સુરેશના મનમાં છૂપો ચૂભતો કાંટો પારખી કાઢતાં આશાને વાર લાગતી નથી. ધીમે ધીમે ઊર્મિલાની વાત તેની જાણમાં આવે છે. આશા તે વખતે એક અજબ નિર્ણય લે છે: તે કહે છે કે, મારી સાથે લગ્ન થયાને કારણે, તમારે બેએ તમારાં જીવન બરબાદ કરવાની જરૂર નથી; ઊર્મિલાને પણ સાથે જ રાખો! પરિણામે ઊર્મિલા મદ્રાસની નોકરી છોડીને પાછી મુંબઈ આવી તે બેની સાથે રહેવા માંડે છે.

પરંતુ આશાને પિતાની માંદગીને કારણે ગામ જવાનું થતાં, સુરેશ અને ઊર્મિલા એકબીજાના સહવાસમાં એકાંતનો ભાર અનુભવે છે. પરંતુ ઊર્મિલા આશાને દગો દેવા માગતી નથી; સુરેશની બેબાકળી માનસિક સ્થિતિની દયા પણ ખાતી નથી; અને પોતાની જાતને સાચવી લે છે. પછી તો આશાના

પિતાના અવસાનનો તાર આવતાં સુરેશને પણ જવાનું થાય છે; એટલે ઊર્મિલા એ તકનો લાભ લઈ, દૂર હિમાલયમાં કોઈ આશ્રમમાં કાયમની જોડાવા ચાલી જાય છે.

વસ્તુ તરીકે એક સાદા પ્રણય-ત્રિકોણને લેખિકાએ આ વાર્તામાં ઠીક બહેલાવ્યો છે. પરંતુ જુવાન તેમ જ પ્રેમ-પ્રવણ યુવાન-યુવતી ગમે તેવી દલીલના ઓઠા હેઠળ ભેગાં રહે, એ પ્રકાર બહુ સ્પર્શવા જેવો લાગતો નથી. પ્રાણીશાસ્ત્ર અનુસારના સ્ત્રી-પુરુષના પ્રાણીધર્મને અવગણવા કે તેમની સાથે ચેડાં કાઢવાં એ રમત વાત નથી. શરીર – મનથી પર એવી કોઈ આધ્યાત્મિક ભૂમિકાએ ભલે એ રસ કે પ્રાણીધર્મમાંથી મુક્ત થવાતું હશે; (रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते।) પરંતુ એ શકયતાના ઓઠા હેઠળ, સામાન્ય જીવનમાં સામાન્યપણે એ ખેલ ખેલવા જેવો નથી. અલબત્ત, આશા તથા ઊર્મિલા આધ્યાત્મિક ભક્તિ-ભાવનો સ્પર્શ પામેલાં બતાવ્યાં છે, એટલે આ ખેલમાંથી ડાઘ વિના તેઓ નીકળી જાય છે; પરંતુ સુરેશ એ બંને યુવતીઓનો પતિ કે પ્રીતમ હોવા છતાં, એ બાબતમાં અધૂરો જ નીવડે છે. અને લેખિકાને આખી પરિસ્થિતિ સંભાળી લેતાં સહેજે મુશ્કેલી પડે છે.

આશા વગેરેના મોંમાં કે હાથમાં (લખાણ રૂપે) મુકાયેલા શબ્દો કે વિચારો કોઈ કોઈ વાર વધારેપડતા સુ-ભાષિત રૂપ બની ગયા છે. પરંતુ, આ વાર્તા એકંદરે સુંદર સુઘડ થઈ છે. અને આટલો બધો પ્રેમ-પ્રણય પાનાં ભરીને આવ્યો હોવા છતાં, સામાન્ય રીતે જે સ્પર્શ-શૃંગાર પ્રણય-વ્યાપારનાં બીજાં ચિત્રણોમાં ઘૂસી જાય છે, તે આમાં નથી.

**'વાચક'**

**ધૂપસુગંધ:** લે૦ સોપાન; પ્રકા૦ મોહનલાલ મહેતા, મેટ્રો પાછળ, મુંબઈ–૧; પૃ૦ ૪૮૭; કિં૦ ૭.૦૦.

'રામાયણ'ની મશ્કરી કરતો એક દોહો સાંભળ્યો હતો કે, "રામ રામ રામડા, ઈસને ઉસકી જોરુ છીન લી, તો ઉસને માર લિયા ગામડા." અર્થાત્ આવી જરા જેટલી વાતનું આટલું મોટું રામાયણ! કૉલેજની ચર્ચાસભામાંથી એકબીજા તરફ આકર્ષાયેલાં માધવી અને કમલેશ એકબીજા સાથે પ્રેમગાંઠે બંધાય છે. માબાપની એ પરપ્રાંતીય લગ્નમાં સંમતિ મળે તેમ ન હોવાથી, તેઓ આ વાર્તાનાં પાનાં ભરીને તરફડે છે — ઝૂરે છે, નિશ્ચયો કરે છે અને તોડે છે. છેવટે, એકની એક દીકરીને મરતી ન જોવાયાથી, માબાપ તેનું પર-પ્રાંતીય લગ્ન કબૂલ રાખે છે, અને સૌ સારાં વાનાં થાય છે.

યુવાન હૃદયમાં ઉદ્ભવતું વિજાતીય આકર્ષણ, તેની આસપાસ વીંટાતી સ્નેહની ભાવના, અને તેને આધારે તે હૃદયોમાં (જીવનનિર્વાહની બીજી પંચાત ન હોય તો) જામતું અને વિસ્તરતું જ્વાળામુખી જેવું ધમસાણ — એ ખરેખર આવી કોઈ મહાકથાને યોગ્ય વસ્તુ છે ખરું? વિજાતીય આકર્ષણ જીવનમાં મૂળભૂત સ્થાન ભોગવે છે અને મનુષ્ય-સમાજે તેથી તેની અંધ પ્રબળતા અને વિનાશક શક્તિ સ્વીકારી લઈને, તેને લગ્ન-સંસ્થામાં નાથી લીધું છે. અને એમ કરીને વ્યક્તિને અને સમાજને સ્થિર તથા મુક્ત કરી દીધાં છે. નહિ તો એકલો કામાવેગ જ ધમસાણ મચાવી મૂકે, જે રક્તપાત કરાવે, તથા જે હત્યાઓ અને બરબાદી સરજે, તેનો નમૂનો પશુસૃષ્ટિમાં તેમ જ માનવ ઇતિહાસમાં પ્રત્યક્ષ દેખી શકાય છે.

પરંતુ આજકાલ, પરંપરાગત ચાલી આવેલી વ્યવસ્થા, નીતિનિયંત્રણ વગેરે હેઠળ કોઈ એકાદ વ્યક્તિને સંભવી શકતાં દુઃખ કે અગવડનું વર્ણન કરી, તેની પ્રત્યે સહાનુભૂતિ ઉત્પન્ન કરી, સર્વ પ્રકારની વ્યવસ્થા તથા નિયંત્રણ તરફ અણગમો ઊભો કરવાનું વસ્તુ ઘણા લેખકોને આકર્ષે છે. આ લેખકે એવો કંઈ ઇરાદો રાખ્યો છે એમ સરખાવી ન કહેવાય; છતાં આ જાતના વસ્તુનું એ ભયસ્થાન જરૂર છે.

વળી, કેટલાંક જુવાનિયાં હૃદયો એ નમૂના ઉપર તરફડવામાં કંઈ મહત્ કાર્ય કરતાં હોવાનો અથવા જીવનમાં કોઈ અનેરું 'તપ' કરતાં હોવાનો આનંદ માણે. બાકી કમલેશ જેવા ભલા પણ નિર્માલ્ય — કાયર પુરુષના એક જ માટેના વલોપાતો કે જેને કારણે તે પોતાની કાવ્ય-નાટ્ય કળા, વિદ્યાભ્યાસ તથા જીવન-પુરુષાર્થ સુધ્ધાં જોખમાઈ જવા દે છે, તે વલોપાતોમાં આટલું બધું બિરદાવવા જેવું શું છે?

આ જાતનું વસ્તુ ભલે રોચક હોય, તોપણ હવે અતિશય ચવાઈ ચવાઈને અભકે પડી ગયા જેવું છે; એટલે તેની છણાવટ છોડી, બીજા પુરુષાર્થો કે લાગણીઓનાં ધમસાણો તરફ ગુજરાતી સારા લેખકો વળે તો ખોટું નહિ. તેનાથી જ ગુજરાતનું નવજીવન તેજસ્વી તથા પરિપુષ્ટ થશે. આ વ્યર્થ લાગણીવેડા કે જાતીય લાગણીઓનાં પૂરથી નહીં.

**'વાચક'**

**કલ્યાણી:** લે૦ લાલભાઈ ભટ્ટ; પ્રકા૦ રૂપમ્ પ્રકાશન મંદિર, મુંબઈ; પૃ૦ ૨૪૨; કિં૦ ૪.૦૦.

વાર્તા તરીકે કે પ્રકાશન તરીકે લેખક તથા પ્રકાશકને જરાય જેબ આપે એવું કશું આમાં નથી. તત્સમ શબ્દોની જોડણીની હત્યા જવા દઈએ, પરંતુ બીજી સાદી જોડણી પણ એટલી હદે બગડવા દીધી છે કે, વાચકને વાંચતાં — સમજતાં પણ ત્રાસ થયા કરે.

વાર્તામાં બધાં પાત્રો કશી સહાનુભૂતિ જગવી શકે નથી. તે પાત્રોનાં કાર્યો સમજાય તેવો કશો પાત્રપરિચય સ્વભાવનિરૂપણ દ્વારા કરાવવાની જરૂર પણ લેખકને લાગી નથી. પરણેલી બ્રાહ્મણ સ્ત્રી, જે બાળકોને છોડી નાસી આવી કોઈ લુહાર ઇજનેરને ત્યાં રહે, તેના પતિની ફરિયાદે પોલીસો તેને પકડીને ચોકીએ લઈ જાય, ત્યાં તેનો

તથા ઇજનેર હાજર હોય, અને પછી પોલીસો તે બાઈને પોતાના પતિને ત્યાં જવાની તેની મરજી નથી એટલામાત્ર પેલા ઇજનેરને આપી દે, એવું કદી કાયદાના રાજ્યમાં બને ખરું?

પરંતુ સંભવ-અસંભવ, સારું-નરસું એવી કશી ઊંડી પંચાતમાં ઊતરવાની જરૂર જ કોઈને કદાચ લાગી નથી. સ્ટેઈનલેસ સ્ટીલનાં વાસણોની કોઈ કંપનીની ઉદાર સખાવતે બધા હેતુ જાણે પાર પાડી દીધા છે.

'વાચક'

**પિયુ ગયો પરદેશ :** લે૦ લાલભાઈ ભટ્ટ; પ્રકા૦ આશા ગ્રંથમાળા, મુંબઈ-૨૧, પૃ૦ ૨૯૬; કિં૦ ૫.૦૦.

લેખક પોતે પ્રકાશક બહેનનો પરિચય આપતાં કહે છે કે, આ ગ્રંથમાળાનું સાહસ કરનાર બહેન સિનેમા અને નાટ્યપ્રવૃત્તિના ક્ષેત્રે 'ચારુબાળા' નામે ખ્યાતિ પામેલાં છે જ; અને હવે એ સાથે સાહિત્યના ક્ષેત્રે ઝંપલાવે છે, તે વાત તેમના સર્વ પ્રશંસકો વધાવી લેશે. તથા 'પરદેશમાં આવા અખતરાઓ થયા છે અને થાય છે' એવી આણ દઈ, ગુજરાતમાં થયેલા 'આ અનેરું સાહસ' ને ગુજરાત પ્રોત્સાહન આપે અને એ બહેનને 'આગળ વધવાનો માર્ગ' ફૂલોનો માર્ગ બની રહે એવું કરવાની 'અગત્ય' લેખક સૌને ઠસાવે છે.

આ 'અનેરું સાહસ' તે બહેનના પ્રશંસકો પાસેથી અનેરું પ્રોત્સાહન મેળવી શક્યું છે, એ તો સ્પષ્ટ જણાય છે. કારણ કે, આ ચોપડીમાં પહેલી વાર કોરાં ને કોરાં પાનાં છોડતી, માત્ર વચ્ચે ગુજરાતી કે અંગ્રેજીમાં કોઈ 'ભાઈ', 'પેટ્રન' કે 'શુભેચ્છક'ના 'સૌજન્યથી' — એટલા જ લખાણવાળી જાહેરાતો જોવામાં આવે છે. તે પાનાંમાં ભલે પોતાની કશી જાહેરખબર એ ભાઈઓ કે શુભેચ્છકોએ ન આપી; પણ બીજી કોઈ રીતે વાચકને ઉપયોગી કંઈક ટુચકો કે ફકરો મૂકીને એ 'ખાલી' જગાનો ઉપયોગ પ્રકાશક જરૂર કરી શકત.

વાર્તા પોતે તો ઉપર આવી ગયેલા 'કલ્યાણી'ના લેખકની જ હોઈ, તે જાતની જ છે. મુંબઈ જેવા શહેરમાં ઇન્કમટેક્સ છુપાવ્યાની બાતમી ઉપરથી જ 'સી. આઈ. ડી. ડિપાર્ટમેન્ટ'ના માણસો કોઈ વેપારીને ત્યાં આવી, ચોપડા જપ્ત કરી, દુકાનને પણ સીલ લગાવે, એવું અરાજક કદી સાંભળ્યું નથી. તથા ઘર ભાડે લેતાં પાઘડી 'આપી' છે એવી મળેલી બાતમી ઉપરથી, તે ભાડવાત પાસેથી, 'એકોમોડેશન' ખાતાના માણસો તરત જ મકાન ખાલી કરાવી શકે, એવું પણ જાણ્યું નથી. સામાન્યપણે અનુભવ તો એવો હોય છે કે, ઘરધણીની ફરિયાદ સાચી હોય તોપણ ભાડવાતો આજના કાયદા હેઠળ મકાન ખાલી કરવામાં છ-છ મહિના કે વરસ નિરાંતે કાઢી નાખી શકે છે.

મુખ્ય નાયકનું નામ ૯૦ પાન સુધી 'અમૃત' રાખ્યા પછી ૯૧ મા પાનથી અચાનક 'અરવિંદ' થઈ જાય છે, એ પણ બલિહારી જ છે.

જોડણી તો ભાષાને ગુજરાતી ન રહેવા દે તેટલી ખોટી અને ખરાબ કરેલી છે. આવું જ ગુજરાતી જાણનાર લેખક-પ્રકાશક 'ગુજરાતી' ભાષાનું પ્રકાશન કરવા દોડી જાય, એ પણ સધ્ધર 'પ્રશંસકો' કે 'પેટ્રનો'ના જોરે જ, એમ માનવું જોઈએ.

'વાચક'

**રસદા :** લે૦ પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ; પ્રકા૦ જીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; પૃ૦ ૨૫૮; કિં૦ ૩.૭૫.

ગુજરાતભરમાં જુવાન સુંદર કૉલેજિયન છોકરીઓ લગ્ન બહારના સહવાસ માટે કેટલી સસ્તી તથા સુલભ છે, તેનું ચીતરી ચડે તેવું વર્ણન આ નવલકથામાં છે.

પુસ્તકની સદા-કુંવારી નાયિકા તો સાત સાત જણ સાથે (તેથી આ વાર્તાનું નામ 'સપ્તર્ષિ' પણ હતું) અનિચ્છનીય દશામાં મુકાય છે. દરેક વખતે તેને અનેકસ્ત્રી-ભોગી પરિણીત પુરુષો જ વાંછે છે તથા સપડાવે છે અને દરેક વખતે તે ત્યાંથી ચાલી જાય છે. છેવટે પણ તે જેને મનથી પોતાનો 'બનાવે' છે અને ત્યાગે છે, તે પણ ફસાવેલી બીજી યુવતીને તજનારો જ હોય છે.

ગુજરાતમાં આ દશા પ્રવર્તતી હોય, તો એમ જ માનવું પડે કે, એ દેશ કોઈ આઝાદ અપ્સરાઓનું નંદનવન જ છે; જ્યાં કમાવા-ધમાવાની કંઈ પંચાત નથી, કલ્પવૃક્ષની પેઠે એ બધું તો મળી જ રહે છે; જ્યાં યુવાન સુંદર પુત્રીની માતાઓ, પુત્રી ક્યાં કોની સાથે બહારગામ ફરે છે તેની પણ પરવા નથી રાખતી; જ્યાં આસપાસનો સમાજ પણ આ ઉઘાડા ભ્રષ્ટાચાર પ્રત્યે કાં તો અંધ છે કે માત્ર ટીખળ અને રમૂજનો ભાવ જ અનુભવે છે — કમકમાટી તો હરગિજ અનુભવતો નથી; અરે જ્યાં 'જીવન'-પ્રકાશનો કરનારા પ્રકાશક પણ આવાં પુસ્તકો રાજીખુશીથી પ્રસિદ્ધ કરી દે છે; જ્યાં છાપેલા પુસ્તકમાં જે ગુજરાતી ભાષા વાપરવામાં આવે છે, તે પણ અશુદ્ધ, પાર વગરની વ્યાકરણ-જોડણીની ભૂલોવાળી, તથા ભ્રષ્ટ હોય, તોપણ વાંચ્યે મનાતો નથી. 'ભાષાને શું વળગે ભૂર?'

આ જો ગુજરાત હોય, તો 'ગુજરાતી' કહેવરાવવું એ પણ કદાચ શરમભરેલું લાગવા માંડે; પણ સદ્ભાગ્યે ગુજરાત આ બધી પ્રકાશન-કૃતિઓમાં રજૂ થતા ગુજરાત કરતાં જુદું છે; અને તે ગરવી ગુજરાતને મનમાં વંદન કરીને જ આ પુસ્તકમાં ચિતરાયેલા ગુજરાતની ઘૃણા મનમાંથી ટાળી દઈએ.

'વાચક'

**પતિપત્ની** (નિરુપમાદેવી): અનુ૦ રમણલાલ ગાંધી; પ્રકા૦ શ્રી હરિહર પુસ્તકાલય, સુરત; પૃ૦ ૧૬૪; કિં. ૨·૫૦.

બંગાળનાં જૂનાં જમીનદાર કુટુંબોની, નવા જમાનાના સંધિકાળ વખતના સંઘર્ષણની આ એક ટૂંકી વાર્તા છે. દાદા પોતાની પૌત્રી નિરંજનાને સાત વર્ષની વયે પરણાવીને રાજી થાય છે; કન્યાનો પિતા વિમલાચરણ કશો સામનો કરી શકતો નથી. છેવટે ચાર જ મહિનામાં તે પુત્રી વિધવા થાય છે, ત્યારે વિમલાચરણ પિતાથી છૂટો થઈ કલકત્તા આવે છે. ત્યાં બાલવિધવા નિરંજનાને તે ભણાવેગણાવે છે અને તેનું પુનર્લગ્ન કરાવીને પામે છે. પુનર્લગ્ન કરનાર યુવક મોહિતબાબુ પણ પોતાના પિતાની ઇચ્છા વિરુદ્ધ જ વિધવા નિરંજનાને પરણ્યો હોય છે.

પરિણામે બંને પક્ષ તરફથી તે પતિ-પત્ની વિખૂટાં પડે છે. દરમ્યાન પતિની શારીરિક સ્થિતિ કથળતાં, આર્થિક સ્થિતિ પણ કથળે છે. તે વખતે પત્નીને એકે પક્ષ તરફથી જરા પણ મદદ મળતી નથી. અને છેવટે પતિ તથા પત્ની બંને દુઃખમાં, નિરાશામાં, રોગમાં મૃત્યુ પામે છે.

આમ, જાણીતા વસ્તુની ટૂંકી વાર્તા છે. પરંતુ નિરુપમાદેવીને હાથે તે સુવાચ્ય બની રહે છે. લેખિકા જુદાં જુદાં પાત્રોને આંકવામાં સારી કુશળતા દેખાડે છે. અનુવાદ પણ સારો થયો છે.

પુસ્તકને અંતે બીજી એક ટૂંકી વાર્તા 'ધર્મપત્ની' જોડેલી છે. તેમાં, તારાચરણની સ્નેહાળ પત્ની પ્રફુલ્લને સંતાન ન થતાં હોવાથી, તે પોતે જ કલ્યાણી નામની પોતાના ગામની એક છોકરી સાથે પોતાના પતિનાં પરાણે લગ્ન કરાવે છે. તે લગ્નથી કલ્યાણીને એક પુત્ર થાય છે; પણ પછી તેનું સ્થાન અને પ્રયોજન એ ઘરમાં ખાસ રહેતું નથી. પ્રફુલ્લ એ પુત્રને અપનાવી લઈ, પોતાના પતિ તારાચરણના સ્નેહમાં મસ્ત રહે છે. કલ્યાણી એ પરિસ્થિતિથી સોસાતી જાય છે અને છેવટે બીમાર થઈ મરણ પામે છે.

બંને વાર્તાઓમાં હિંદુઓના સ્ત્રીસમાજની સંભવિત કરુણ પરિસ્થિતિના અમુક અંશોનું ચિત્રણ છે અને તેની છાપ વાચકના મન ઉપર સારી રીતે ઊઠે, તે રીતે તેમનું ઘડતર થયેલું છે.

'વાચક'

**પ્રહેલિકા** (નરેશ બાબુ): અનુ૦ રમણલાલ સોની; પ્રકા૦ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; પૃ૦ ૧૭૯; કિં૦ ૨·૫૦.

પ્રહેલિકા નામની એક સુંદર શ્રીમંત છોકરીને મનમાં એમ વસી જાય છે કે, યુવાનો યુવતીને જોઈને તરત લટ્ટુ થઈ જાય જ; તેમને પ્રયત્ન કરીને કે લાયકાતને બળે જીતવા પડે જ નહિ.

અને કૉલેજની પરીક્ષાઓ તાજેતરમાં જ પાસ કરી પાર ઊતરેલા ચાર યુવાન મિત્રો, એક પછી એક, તેના પરિચયમાં આવે છે, અને ખરેખર ધન, કીર્તિ, નાતજાત બધું છોડી તેને જ પામવા અધીરા થઈ જાય છે. પ્રહેલિકા તે ચારેને પોતાની પાછળ ફેરવે છે.

પ્રહેલિકા આમ તો વિચક્ષણ છોકરી છે; પોતાની આ રમતમાં તે પોતાની બહેનપણીઓને ભેળવે છે. તેઓ આ રમતને બહુ લાંબી ખેંચવાની ના પાડે છે: એમ કહીને કે છેવટે તું 'નારી' છે, એટલે કોઈની સાથે અચાનક બંધાઈ જઈશ, તો હસવાનું ખસવું થઈ જશે.

પ્રહેલિકાને આત્મવિશ્વાસ ઘણો છે. અને પેલા ચારમાંથી ત્રણનું લગ્ન પોતાની જુદી જુદી બહેનપણીઓ સાથે તે જોડી ગોઠવી આપે છે; પરતુ ચોથા પ્રમોદ સાથે તે અચાનક બંધાઈ જાય છે. પ્રમોદ પોતે તો પ્રહેલિકાની રમતથી છંછેડાઈ-હતાશ થઈ, યુદ્ધમાં હવાઈ જહાજના હાંકેડુ તરીકે જોડાઈ જાય છે. તે વખતે તેને તેના એ અડગ નિશ્ચયમાંથી પાછો વાળવા પ્રહેલિકાને પોતાના એક સગાની મદદથી જુદી બાજી ગોઠવવી પડે છે; અને છેવટે પ્રમોદ બીજી છોકરી ગણીને પ્રહેલિકાને પરણે છે.

પરણેલી પ્રહેલિકાને જ્યારે કોઈ તેનું શરૂઆતનું ઘમંડ યાદ દેવરાવી ટાણો મારે છે કે, 'નારી' કેવી છેવટે 'નર'ને વશ થઈ! ત્યારે તે જવાબ આપે છે, 'નર' કે 'નારી' એ બંનેથી પર 'મનુષ્ય' છે; અને એ મનુષ્યત્વ છેવટે વિજયવંત નીવડ્યું છે!

વાર્તા મજાની છે; અને માત્ર આનંદ-વિનોદ જ તેનો હેતુ છે. શ્રી. મુનશી જેવા લેખક હોય, તો નારીને છેવટે નરને તાબે થતી જોયા વિના સંતુષ્ટ ન થાય. શ્રી. નરેશબાબુ નર અને નારી એ બેના વિરોધાભાસને છેવટે 'મનુષ્યત્વ'ની સમાન ભૂમિકામાં ગાળી કાઢી, દરમ્યાન ઊભા થતા વિનોદ-વ્યંગ્યનો નિર્દોષ આનંદ વાચકને પીરસે છે.

અનુવાદ સારો થયો છે; અને છાપ-ભૂલો નજરે પડતી નથી. પ્રકાશક એ બદલ અભિનંદનને પાત્ર છે.

'વાચક'

**જગતમાં જાણવા જેવું**: લે૦ છોટાલાલ માનસિંહ કામદાર; પ્રકા૦ સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ; પૃ. ૧૪૪; કિં૦ ૭૫ ન૦ પૈ૦.

આ પુસ્તકની આ પાંચમી આવૃત્તિ છે. પુસ્તકમાં અનેક ઉપયોગી હકીકતોનો સંગ્રહ કરવામાં આવેલો છે. આ પુસ્તક પ્રાથમિક તેમ જ માધ્યમિક શાળાનાં પુસ્તકાલયોએ વસાવવા જેવું ગણાય. સામાન્ય જ્ઞાન અર્થે બીજાઓને પણ સહેજે ઉપયોગી થાય.

પુસ્તકમાં કેટલેક સ્થળે હકીકતદોષ છે. જેમકે, પા. [illegible] ઉપર 'સામાન્ય મનુષ્યમાં લગભગ ૧૪૦ રતલ ચરબી હોય છે'

એ લખાણમાં. તેમ જ સામાન્યજ્ઞાનના કેટલાક પ્રશ્નોના જવાબમાં પણ હકીકતદોષ છે. આવાં પુસ્તકો સંદર્ભ-ગ્રંથ જેવાં ગણાય; તેથી એ બાબત વિશેષ કાળજી લેવી ઘટે.

આવા હકીકતદોષ બાદ કરતાં પુસ્તક સુંદર તથા ગમે તેવું છે. હવે પછીની આવૃત્તિ યોગ્ય ચકાસણી પછી બહાર પડશે, એવી આશા રાખીએ.

બં૦ ગાં૦

**વિશ્વની વિચિત્રતાઓ :** સં૦ છોટાલાલ માનસિંગ કામદાર; પ્રકા૦ સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, અમદાવાદ; પૃ૦ ૧૪૪; કિં૦ ૭૫ ન૦ પૈ૦.

અંગ્રેજીમાં 'બીલીવ ઇટ ઑર નૉટ' ('માનો યા ન માનો') જાતની ઘણી ચોપડીઓ પ્રસિદ્ધ થાય છે. તે પરથી પ્રેરણા મેળવી લેખક આવા સંગ્રહનું સંપાદન કરવા લલચાયેલા. લોકોને આવું વાચન ખૂબ જ ગમે છે, અને લોકરુચિની દૃષ્ટિએ લેખક સફળ થયા છે. પુસ્તકની આ ચોથી આવૃત્તિ છે.

ઔચિત્યની દૃષ્ટિએ સંગ્રહમાંનાં કેટલાંક વિધાનો બંધબેસતાં થતાં નથી. ન માનવામાં આવે એવાં વિધાનોનો જ સંગ્રહ કરવો હોય, તો પછી તેમાં ઔચિત્ય અને અનૌચિત્ય શું જાળવવું! કેટલાંક વિધાનો આપણે જોઈએ :—

પૃ. ૧૦૯ 'બાઈબલનું પહેલું અંગ્રેજી ભાષાંતર જહોન વિકિલફે કર્યું હતું. તેણે લગભગ ૧૮૩૨માં પોતાનું કામ પૂરું કર્યું હતું.' વિકિલફનો સમય ૧૩૨૦ થી ૧૩૮૪નો ગણાય છે. તો પછી ૧૮૩૨નો આંકડો 'ન માનો' ગણવા માટેનો માનવો?

પા. ૧૩૫ : 'મનુષ્યના વાળ સામાન્યતઃ દર મિનિટે ૩/૮ ઈંચ વધે છે.' વાત સાચી હોય, તો હેરકટિંગ સલૂનોની સંખ્યા અનેક ગણી થઈ જાય, તોપણ વાળના પ્રશ્નનો ઉકેલ કદાચ ન આવે!

આવી હકીકતો પુસ્તકમાં ખોળવા બેસીએ, તો ઢગલો વળી જાય તેવો છે! છેવટે એક સૂચના કરવા જેવી છે: સંપાદકે જ્યાં જ્યાંથી આ ટુચકા ભેગા કર્યા હોય, તે સ્થળનું નામ અને તારીખ તો આપવાં જ જોઈએ. કેટલીક બાબતોમાં 'આજના'થી વાત થતી હોય તે 'આજ' કદાચ પચીસ વર્ષ ઉપરની પણ હોય.

બં૦ ગાં૦

**ઉગમતે પ્રભાત :** લે૦ શ્રીમદ્ રાજચંદ્ર; પ્રકા૦ શ્રી જીવન-મણિ સદ્વાચનમાળા ટ્રસ્ટ, અમદાવાદ; કિં૦ બાર આના; પૃ૦ ૯૬.

શ્રીમદ્ રાજચંદ્રનાં જીવનપ્રેરક અને આત્મોન્નતિકર લખાણોમાંથી ચૂંટી કાઢીને આ પુસ્તિકા ટ્રસ્ટે તૈયાર કરાવી છે. મોટા ટાઇપમાં છાપેલી આ પુસ્તિકા જિજ્ઞાસુઓને ઉપયોગી થાય એવી છે.

સુ૦ ક૦

**અજવાળી રાત :** પ્રકા૦ કુમાર કાર્યાલય, રાયપુર, અમદાવાદ; કિં૦ ચાર રૂપિયા; પૃ૦ ૧૪૨ (રૉયલ).

ગુજરાતના જાણીતા અને કિશોરોને પ્રિય એવા 'કુમાર' માસિકમાં પ્રસિદ્ધ થયેલી રસપ્રદ બાળવાર્તાઓમાંથી પંદર વાર્તાઓને પસંદ કરીને આ પુસ્તકમાં સંગૃહીત કરવામાં આવી છે. જુદાં જુદાં લેખક ભાઈબહેનોએ લખેલી આ વાતો કિશોરોને સારું વાચન પૂરું પાડે એવી છે. આજકાલ સારા બાળસાહિત્યની ખોટ વર્તાય છે. એ વખતે કુમાર કાર્યાલયે આ પુસ્તકની બીજી આવૃત્તિ બહાર પાડી છે, એ આવકાર્ય છે. પુસ્તક સચિત્ર છે અને છપામણી પણ સારી છે, તેથી કિશોરોને એ જરૂર વાંચવા ગમશે.

સુ૦ ક૦

**દક્ષિણકૈલાસ દર્શન :** લે૦ પરમહંસ પરિવ્રાજક સ્વામી પ્રણવતીર્થજી; પ્રકા૦ મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા; કિં૦ રૂ. ૬-૭૫; પૃ૦ ૨૯૬.

શ્રી સયાજી સાહિત્યમાળામાં પ્રસિદ્ધ થયેલું આ પુસ્તક આવકાર્ય છે. સ્વામી પ્રણવતીર્થજી સારા વિદ્વાન છે અને હિમાલયમાં પ્રવાસ કરીને એ પવિત્ર ભૂમિના સારા જાણકાર થયા છે. તેઓશ્રીએ દક્ષિણકૈલાસનો અતિવિકટ પ્રવાસ કેવી રીતે કર્યો હતો, એનું મનોરમ વર્ણન પ્રસ્તુત પુસ્તકમાં કર્યું છે. આ પવિત્ર ધામનો પરિચય આ પુસ્તક તાદૃશ આપે છે.

સુ૦ ક૦

**રેવાને તીરે તીરે :** ડૉ. મંજુલાલ ર. મજમુદાર; પ્રકા૦ ઉપર મુજબ; કિં૦ રૂ. ૬-૫૦; પૃ૦ ૩૧૨.

આપણા ગુજરાતમાં નર્મદા નદીનું મહત્ત્વ ઘણું ગણાય છે. રેવાનો કિનારો એ તો અવધૂતોની ભૂમિ છે. એને કિનારે પવિત્ર ધામો આવેલાં છે. એ પુનિત ભૂમિનું ઇતિહાસને આધારે કરેલું આ નિરૂપણ આપણને એ ભૂમિનો સારો એવો પરિચય કરાવે છે. પ્રવાસીઓને આ પુસ્તક ગમે એવું છે.

સુ૦ ક૦

**ગુજરાતી લોકસાહિત્યમાળા** (મણકો પહેલો) : સંપા૦, પ્રકા૦ ગુજરાત લોકસાહિત્ય સમિતિ, અમદાવાદ; કિં૦ રૂપિયા બે; પૃ૦ ૪૭૮.

મુંબઈ રાજ્યે ૧૯૫૬માં નીમેલી ગુજરાત લોકસાહિત્ય સમિતિએ પ્રસિદ્ધ કરેલું આ પ્રથમ પુસ્તક આપણને ગુજરાતના લોકસાહિત્યની રસિક અને વિપુલ સામગ્રી પૂરી પાડે છે. લોકસાહિત્ય એ તો લોકજીવનને જાણવાની પારાશીશી છે. ગુજરાતના જુદા જુદા વિભાગમાં પ્રસરેલું આ લોકસાહિત્ય દિવસે દિવસે લુપ્ત થતું જાય છે. એ વેળાએ આપણા એ કીમતી વારસાને જાળવી રાખવા પ્રયત્નો થતા હોય એ

આવકાર્ય છે. ઓછી કિંમતે પ્રસિદ્ધ થયેલું આ દળદાર પુસ્તક સારો આવકાર પામશે એવી આશા રાખીએ.

સુ૦ ક૦

**અભિનેય નાટકો :** સંપા૦ ડૉ. ધીરુભાઈ ઠાકર; પ્રકા૦ મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા; કિં૦ રૂ. ૪.૦૦; પૃ૦ ૨૫૬.

આપણા ગુજરાતી સાહિત્યમાં ગણનાપાત્ર સ્થાન પામેલાં ૩૬૦ ગુજરાતી નાટકોનો આછો પરિચય કરાવતું આ પુસ્તક આવકાર્ય છે. મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય દ્વારા ચાલતા ભારતીય સંગીત-નૃત્ય-નાટ્ય મહાવિદ્યાલયની ગ્રંથ-શ્રેણીમાં આ પુસ્તક પ્રસિદ્ધ થયું છે. ડૉ. ધીરુભાઈએ પુસ્તક તૈયાર કરવામાં સારો એવો પરિશ્રમ ઉઠાવ્યો છે, એ બદલ તેમને ધન્યવાદ ઘટે છે. ગુજરાતી નાટકોના અભ્યાસીને આ પુસ્તક ઉપયોગી થાય એવું છે.

સુ૦ ક૦

**કવિદર્શન :** લે૦ રમણલાલ વસંતલાલ દેસાઈ, પ્રકા૦ આર. આર. શેઠની કંપની, મુંબઈ ૨; કિં૦ રૂ. ૨.૫૦; પૃ૦ ૧૬૪.

સદ્‌ગત સાક્ષરશ્રી રમણલાલભાઈએ લખેલાં આ ચાર નાટકો નરસિંહ મહેતા, દયારામ, નર્મદ અને પ્રેમાનંદ એ ચાર જાણીતા કવિઓના જીવનને લગતાં છે. એ નાટકો વાંચતાં આ કવિઓના જીવનમાં બનેલા મહત્ત્વના પ્રસંગોનો આપણે તાદૃશ ચિતાર મળી રહે છે. આ પુસ્તક સદ્‌ગત શ્રી. રમણલાલભાઈના સાહિત્યસર્જનમાં આવકારપાત્ર ઉમેરો કરે છે.

સુ૦ ક૦

# प्राथमिक शिक्षा और लोकतंत्र

प्रधानमंत्री श्री नेहरूने अभी हालमें कांग्रेस संसदीय दलकी बैठकमें कहा था कि "लोकतंत्रको ठीक तरीकेसे चलानेके लिये अनिवार्य निःशुल्क शिक्षा एक जरूरी चीज है।" भारतीय संविधानकी धारा ४५ में यह कहा गया है कि "राज्य दस वर्षके भीतर, सभी बच्चोंके लिए उनकी १४ वर्षकी आयु तक निःशुल्क और अनिवार्य शिक्षाकी व्यवस्था करनेकी कोशिश करेगा।" लेकिन, यह देखकर दुख होता है कि अभी तक यह मकसद हासिल नहीं हो सका है और न ही इसके लिये कोई निश्चित योजना है। योजना कमीशन, जिसने कि अभी हालमें प्रारंभिक शिक्षा संबंधी तमाम स्थितिकी जांच की है, यह सुझाव दे चूका है कि निःशुल्क शिक्षाके लिए संविधानकी धारा ४५ में निर्धारित ६–१४ वर्षके आयु-वर्ग को घटाकर ६–११ वर्ष कर देना चाहिए। यह कहा गया है कि इस घटाये गये लक्ष्यको पूरा करनेके लिये भी दूसरी पंचवर्षीय योजनाके आखिर तक जितनी रकम खर्च की जा चुकेगी, उसके अलावा ३२० करोड़ रुपये और खर्च करने पड़ेंगे।

हमारे ख्यालसे, खास सवाल रुपये-पैसे का उतना नहीं है, जितना इस बातका कि हम अपने राष्ट्रीय आयोजनके कार्यक्रममें शिक्षाको कितनी प्राथमिकता प्रदान करते हैं। तुलनात्मक आंकड़ोंका अध्ययन करनेके बाद, हमें यह देखकर दुख होता है कि पहली योजनाके बनिस्बत दूसरी पंचवर्षीय योजनामें शिक्षा पर व्ययका प्रतिशत बहुत कम है। पहली योजनामें यह ७ प्रतिशत और दूसरी योजनामें ४ प्रतिशत से कुछ ही ज्यादा है। इसके अलावा, कुल व्ययमेंसे प्रारंभिक शिक्षा पर खर्च होने वाली रकम बढ़नेके बजाय घट गयी है। पहली योजनामें प्रारंभिक शिक्षा पर ९३ करोड़ रुपये व्यय करनेकी व्यवस्था थी। किन्तु, दूसरी योजनामें उसके लिये सिर्फ ८९ करोड़ रुपये दिये गये हैं। और, यह बात उस हालतमें और भी ज्यादा

गंभीर मालूम पड़ती है, जबकि हम देखते हैं कि पहली योजनाकी अपेक्षा दूसरी योजनामें माध्यमिक शिक्षा पर दूनेसे अधिक, और विश्वविद्यालय तथा उच्चतर शिक्षा पर चार गुनेसे अधिक व्यवस्था की गयी है। इससे साफ-साफ पता चल जाता है कि हमने शिक्षा पर, और विशेष रूपसे प्रारंभिक शिक्षा पर, उतना सतर्क ध्यान नहीं दिया है, जितना कि लोकतंत्रीय आयोजनके किसी भी कार्य-क्रममें, खास तौर पर भारत जैसे अर्द्ध-विकसित देशके अन्दर, उस पर देना उचित है।

असल बात यह है कि अगर हम सचमुच यह महसूस करते हैं कि देशमें दृढ़ लोकतंत्रकी क्रियाशीलताकी बुनियादको व्यापक बनानेके मकसदसे ७ और १४ वर्षके बीचकी उम्र-वाले (और, हम इस आयु-वर्गको घटानेके पक्षमें हर्गिज नहीं हैं) सभी बच्चोंको प्रारंभिक या बुनियादी शिक्षा अवश्य दी जानी चाहिए, तो यह जरूरी है कि हम मौजूदा और अगली पंचवर्षीय योजनामें प्रारंभिक शिक्षाको बहुत ही ऊंची प्राथमिकता प्रदान करें। अभी हालमें प्रधानमंत्रीने बताया था कि टोकियो म्युनिसिपल कौंसिल सड़कों, गलीकी रोशनियों और सामान्य प्रशासन पर बहुतही कम रकम खर्च करती है, जबकि सामाजिक सेवाओं, और विशेष रूपसे शिक्षा और स्वास्थ्य पर बहुत ही भारी धन खर्च करती है। सचमुच यह एकदम उचित बात है। इसलिये, हम जोर देकर कहना चाहते हैं कि शिक्षा पर, और विशेष रूपसे बुनियादी या प्रारंभिक शिक्षा पर, और भी ज्यादा ऊंची रकम व्यय की जानी चाहिए। इसके अलावा, विकास कार्योंके विभिन्न क्षेत्रोंके बीच ज्यादा समन्वय पैदा करके अतिरिक्त साधन हासिल किये जा सकते हैं। मिसाल के तौर पर, खादी और ग्रामोद्योगोंके विकासके लिये जितने व्ययकी व्यवस्था की गयी है, उसका काफी अंश लाभके साथ बुनियादी स्कूलोंमें उत्पादक दस्तकारियोंकी पढ़ाईकी व्यवस्था करने पर खर्च किया जा सकता है। सामुदायिक विकास योजना और राष्ट्रीय विस्तार सेवा-क्षेत्रोंमें प्रारंभिक और सामाजिक शिक्षाकी योजनाओंके बीच श्रेष्ठतर समन्वय उत्पन्न किया जा सकता है।

प्रधानमंत्रीने बार बार कहा है कि स्कूलोंके लिये भवन-निर्माण पर जो रकम खर्च की जाती है, उसमें सख्त कटौती की जानी चाहिए। हमें पेड़ोंके नीचे क्लास लेनेका इन्तजाम करके ही सन्तुष्ट होना चाहिए और उस हालतमें स्कूलोंकी छुट्टी गर्मीमें, जैसा कि इस समय होता है, देनेके बजाय बरसातमें दी जानी चाहिए। अगर मकान बनाना ही पड़े, तो उसे स्थानीय साज-सामानोंका इस्तेमाल करके सस्ते और सरल ढंग पर तैयार किया जा सकता है। इस समय स्कूल-भवनोंके लिये पी. डब्ल्यू. डी. द्वारा जो ब्यौरे दिये जाते हैं, वे दुस्साध्य हैं, और उनमें कड़ाईसे संशोधन करनेकी जरूरत है। भवनों पर लम्बी-लम्बी रकमें खर्च करनेके बजाय हमें सही किस्मके शिक्षक रखने और उन्हें प्रशिक्षित करने पर ज्यादा रकम खर्च करनी चाहिए। ग्राम पंचायतोंको समझा-बुझाकर इस बातके लिये तैयार किया जा सकता है कि वे फसल कटने पर

अनाजके रूपमें ग्रामीण शिक्षकोंकी तनख्वाहका कुछ अंश पूरा कर दें । यह बात हमारी प्राचीन परम्पराके अनुरूप भी होगी ।

संक्षेपमें भारतमें सभीके लिये निःशुल्क और अनिवार्य प्रारंभिक शिक्षाका मसला तभी हल हो सकता है, जब हम पिटीपिटाई परम्पराओंमेंसे निकलें और उसे पूरा करनेके लिये खास तरीके तलाश करें । जैसा कि कांग्रेस अध्यक्ष श्री. ढेबरने गोहाटी अधिवेशनमें अपने अध्यक्षीय भाषणमें कहा था, इस समस्याको 'रूढ़िवादी तरीके'से हल नहीं किया जा सकता । उन्होंने सुझाव दिया कि ग्रेजुएटोंको इस शर्त पर ही डिग्री दी जानी चाहिए कि वे प्रारंभिक शिक्षाके लिये अपनी सेवाएं प्रदान करें । यद्यपि यह सुझाव पहली बार नहीं रखा गया है, फिर भी इस पर नये सिरे से विचार करनेकी जरूरत है । यदि इस मसलेको राष्ट्रीय फौरी-जरूरत जैसा समझकर हल किया जाय, और प्रारंभिक शिक्षाके विस्तारके कामको लोकप्रिय जन-आन्दोलनके रूपमें संगठित किया जाय, तो हमें इसमें सन्देह नहीं कि इस आन्दोलनको सफल बनानेके लिये काफी स्वैच्छिक और मुफ्त प्रयत्न सामने आयेंगे । जन-आन्दोलन और क्रांतियां सिर्फ धन द्वारा ही चलायी नहीं जा सकतीं, राज्योंको चाहिए कि वे व्यापक पैमाने पर सार्वजनिक समर्थन और सहायता प्राप्त करें । अतः, राष्ट्रके बच्चोंके शिक्षणका सवाल उतना धनका सवाल नहीं है, जितना कि देशव्यापी स्तर पर सही किस्मके संगठनका ।

हमें यह बात भी याद रखनी है कि प्रारंभिक शिक्षाकी विषय-वस्तुका आयोजन भी बहुत ही ध्यानपूर्वक करना है । केवल लिखना-पढ़ना ही शिक्षा नहीं है । प्रारंभिक शिक्षाके जरिये देशके नवयुवकों और नवयुवतियोंमें उन नैतिक गुणोंका संचार करके चरित्रकी सुदृढ़ नींव तैयार करनी है, जिनसे कोई राष्ट्र महान बनता है । लिखने, पढ़ने और गणितके अलावा, हमारे बच्चोंको उनके हकों, और साथ ही, समाजके प्रति उनके कर्तव्यों और जिम्मेदारियोंका भी पाठ पढ़ाना चाहिये । उन्हें लोकनीति, सामाजिक व्यवहार, स्वास्थ्य और सफाईके बुनियादी सिद्धांतोंसे अवगत कराया जाना चाहिए । राष्ट्रके प्रति कुछ 'बुनियादी वफादारी'का विकास करनेके मकसदसे उन्हें भारतकी सांस्कृतिक विरासतकी संक्षिप्त कहानी भी जाननी चाहिए । प्रारंभिक स्कूलोंके बच्चोंको चाहिए कि वे अपने हाथों और उंगलियोंसे कलात्मक और कारामद चीजें बनाकर श्रमकी प्रतिष्ठा और गौरव ग्रहण करें । भारत जैसा गरीब और कृषि-प्रधान देश अपने बच्चोंको ऐसी शिक्षा प्रदान करना बर्दाश्त नहीं कर सकता, जो उन्हें शहरोंकी तरफ़ दौड़ने और दूसरोंके श्रम पर जीवित रहनेको प्रेरित करती है । इस नजरियेसे, देशके लिये बुनियादी शिक्षा निस्संदेह सर्वोत्तम है । अगर बुनियादी स्कूलोंकी उत्पादकता पर जरूरी जोर दिया जाता है और उसे ठीक तरहसे संगठित किया जाता है, तो इससे हमारे वित्तीय साधनों पर भार भी काफी कम हो जायगा ।

('आर्थिक समीक्षा' एप्रिल '५८) श्रीमन्नारायण

# 'સાર્થ ગુજરાતી જોડણીકોશ'ની નવી આવૃત્તિ

"સાર્થ ગૂજરાતી જોડણીકોશ"ની ચોથી આવૃત્તિ ઈ. સ. ૧૯૪૯માં બહાર પાડી હતી. તેની બધી નકલો ખપી ગઈ છે. દરમિયાન, 'વિનીત જોડણીકોશ' નામે તેની શાળોપયોગી નાની આવૃત્તિ બહાર પાડી, તે અત્યારે મળે છે. પરંતુ મોટા સાર્થ જોડણીકોશની માગ થયા કરે છે; અને જેમ જેમ શિક્ષણ તથા વહીવટમાં આપણી ભાષાનો ઉપયોગ વધશે, તેમ તેમ ભાષાના સંપૂર્ણ કોશની માગ વધતી જશે, એ ઉઘાડું છે. આથી કરીને બનતી ત્વરાએ મોટા બૃહદ્ જોડણીકોશની નવી આવૃત્તિ બહાર પાડવી જોઈએ, એમ ઠરાવવામાં આવ્યું છે.

આ તકનો લાભ લઈને તેમાં નીચે મુજબ સુધારાવધારા કરીને પ્રેસ-કૉપી તૈયાર કરવાનું કામ શરૂ કર્યું છે —

જે નવાં પુસ્તકો પ્રસિદ્ધ થતાં રહે છે તથા ઉચ્ચ શિક્ષણમાં ગુજરાતી માધ્યમ દાખલ થવાથી શાળા-કૉલેજોમાં પાઠ્યપુસ્તકોમાં જે પરિભાષા કાંઈક સ્થિરતા પામીને ઊતરવા લાગી છે, તે સૌને નજર તળે કરી લઈ, તેમાંથી મળતા નવા શબ્દો ઉમેરવા માટે પ્રયત્ન કરવો જોઈએ.

ઉપરાંત, નવી આવૃત્તિ તૈયાર કરવાની મળેલી તકનો લાભ લઈ, બને તેટલું જૂનું સાહિત્ય પણ જોઈ કાઢીને તેમાંથી જો શબ્દો રહી ગયેલા મળી આવે, તો તે કોશમાં સંઘરવા જોઈએ. આ દૃષ્ટિએ અમુક નિયત સાહિત્ય-ગ્રંથો જોઈ જવાનું શરૂ કર્યું છે.

વ્યુત્પત્તિનું કામ તો ઊભું જ છે. ભાષાના શબ્દોનો વ્યુત્પત્તિકોશ હજી થયો નથી. તે કરવા જેવું કામ છે. દરમિયાન, જોડણીકોશમાં ખાતરીવાળા કહી શકાય તેવા કેટલાક તત્સમ – તદ્ભવ શબ્દોની જ વ્યુત્પત્તિ આપવામાં આવી હતી. તથા બાકીનામાંથી કેટલાક શબ્દો મરાઠી હિંદી વગેરે ભાષાઓમાં મળતા આવતા હોય, તો તેમનો તુલનાત્મક ઉલ્લેખ જાણ પૂરતો કરવામાં આવ્યો હતો. એટલે આ દિશામાં આગળ જે સંશોધન થયું હોય, તે નવી આવૃત્તિમાં ઉતારવું ઘટે.

શબ્દોના અર્થોની તથા શબ્દપ્રયોગોની બાબત એવી છે કે, તેમાં જેટલું ના કરીએ તેટલું ઓછું! આ ક્ષેત્રમાં હજારો શબ્દો ૯૦ સામગ્રી અણસંઘરાયેલી માલૂમ પડે તો નવાઈ નહીં. તેમાંથી બને તેટલી સામગ્રી મેળવી લેવી જોઈએ કે જેથી તે કોશમાં લઈ શકાય.

આમ, નવી આવૃત્તિનું કામ હાથમાં લેતા પહેલાં ઠીક ઠીક સુધારાવધારાની આવશ્યકતા પડેલી છે. એ પૂરી કરવામાં અમે સૌનો સહકાર અને મદદ માગીએ છીએ. મુંબઈ સરકારે તે બાબતમાં વિદ્યાપીઠને એ કામ અંગે મદદ આપવાનું ઠરાવીને સારું પ્રોત્સાહન આપ્યું છે. તેથી આ નવું કામ કંઈક વિગતે તથા વિસ્તારથી હાથ ઉપર લેવું શક્ય બન્યું છે.

તે અંગે સૌ ભાષાપ્રેમી ભાઈબહેનોને વિનંતી છે કે, આપે કોશ અંગે કંઈ સૂચનો નોંધ્યાં હોય, અથવા કોઈ કોઈ શબ્દોના અર્થ કે વ્યુત્પત્તિ વગેરે અંગે કંઈ ચર્ચાઓ સામયિકો વગેરેમાં પ્રસિદ્ધ કરી હોય કે નોંધી હોય કે જેમનો ઉપયોગ કોશમાં કરી શકાય, તો તે બધી સામગ્રીનાં સ્થળ જણાવીને અથવા બની શકે તો તેની કાપલીઓ મોકલી આપીને આભારી કરશોજી, જેથી ગૂજરાતી ભાષાનો આ કોશ વધુ ઉપયોગી તથા વધારે પૂર્ણ થઈ શકે.

આશા છે કે, સૌ કોઈ આ બાબતમાં ઘટતો સહકાર આપશે. અમને મોકલેલી સામગ્રી ઉપયોગ કર્યા પછી, જાળવીને પરત કરવામાં આવશે, તે કહેવાની જરૂર ન હોય. પોતાના પરિચિતો અને મિત્રો જેઓ આ કામમાં મદદ કરી શકે તેમ હોય, તેમને પણ આવી મદદ કરવામાં પ્રેરવા વિનંતી છે.

૧–૭–'૫૮

**મગનભાઈ પ્રભુદાસ દેસાઈ**
મહામાત્ર,
ગૂજરાત વિદ્યાપીઠ

રજિ. નં. બી. ૪૩૪૩

# ચીની કહેવતો

દશ વર્ષ સદાચારી રહેવું એ પૂરતું નથી; એક દિવસ દુરાચાર કરવો અપૂરતો નથી.

સારું શીખતાં હજાર દિવસ પણ ઓછા; ખોટું શીખતાં કલાક પણ બહુ.

સારો માણસ ત્રણ ગામને ઓથ આપે; સારો કૂતરો ત્રણ ઘરને.

બીજાનો વાંક કાઢીએ તેમ પોતાનો વાંક કાઢવો; જાતને માફ કરીએ, તેવી રીતે બીજાને માફ કરવા.

દુર્ગુણને તુચ્છ ગણી આચરવો નહિ; સદ્‌ગુણને તુચ્છ ગણી છાંડવો નહિ.

ભૂખે મરવું પણ ચોરી ન કરવી; કંટાળે મરવું પણ અદાલતે ન ચડવું.

ભાજીનાં પણ ડાંખળાં ખાઈ જાણે, તે સેંકડો કામ પાર પાડે.

ક્રોધની એક ઘડીમાં ધીરજ રાખે, તેને પસ્તાવાના સો દિવસ ન આવે.

ચકમકનેય ઘસીએ તો તણખો થાય; પડી રહેવા દઈએ તો ધૂણીય નહિ.

ડુંગર ચડે, તો મેદાન જુએ.

નિશ્ચય વગરનો માણસ અને પાણી ન ચડાવેલી તરવાર, બંને સરખાં.

નિશ્ચયવાળાથી કામ પણ ગભરાય.

જમણી ભીંત સમરાવવા ડાબી ભીંત ન તોડાય.

ઉત્તમ માણસને શિષ્ટાચાર બસ છે; હલકટને કાયદો.

બહુ બોલ્યે પંચાત; બહુ ખાધે અજીર્ણ.

સારો શબ્દ મળવો મુશ્કેલ; ખરાબ શબ્દ આપવો સહેલો.

નજરે જોયેલું પણ ન મનાય, તો પીઠ પાછળ બોલાયેલું શાને માનવું?

છોકરાં-છૈયાં સદ્‌ગુણી હોય, તો પૈસાને શું કરવા છે? છોકરાં-છૈયાં દુર્ગુણી હોય, તો પૈસાને શું કરવા છે?

સંતોષી ગરીબ પણ સુખી; અસંતોષી તવંગર પણ દુઃખી.

કપડાં નવાં સારાં; મિત્રો જૂના.

ચોખ્ખા દર્પણ વિના સ્ત્રીને મોં ઉપરનો રંગ બરાબર ન દેખાય; સાચા મિત્ર વિના પુરુષને પોતાની ભૂલો.

પાણી બહુ ચોખ્ખું, તો માછલી નહિ; માણસ બહુ સાવચેત, તો અનુભવ નહિ.

કૂવામાં ભરાઈ આકાશ જુએ, તે કેટલું દેખે?

સો વસ્તુઓ વિષે સાંભળનાર કરતાં એક વસ્તુ હાથે કરનાર ઉત્તમ.

સારા ઢોલને જોરથી દંડો લગાવવો ન પડે.

બારણાના ચણિયારામાં કીડીઓ ન હોય.

રાજા આગળ ચાલે; પાછળ ચાલનાર વજીર જ હોય.

મુદ્રક અને ... અમદાવાદ-૧૪

# નવજીવન

सा विद्या या विमुक्तये

તંત્રી

મગનભાઈ પ્રભુદાસ દેસાઈ

વર્ષ ૧૭ અંક ૯

સપ્ટેમ્બર નવજીવન, અમદાવાદ ૧૯૫૮

# નવજીવન

સપ્ટેમ્બર, ૧૯૫૮

વર્ષ ૧૭ અંક ૯


## અનુક્રમણિકા



### સૂચના

આ માસિક દર મહિનાની પંદરમી તારીખે બહાર પડશે.

એક અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહક નંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં ટપાલખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતિ છે.

સરનામાનો ફેરફાર અમને તુરત જણાવશો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકને પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતિ છે.

ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની શાખાઓમાં અમદાવાદ (કલ્યાણ ભુવન, રિલીફરોડ); મુંબઈ (૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ); સુરત (કણપીઠ બજાર); રાજકોટ (લાખાજીરાજ રોડ); નવી દિલ્હી [ન્યૂ સેન્ટ્રલ માર્કેટ (શંકર માર્કેટ), કૉનોટ સરકસ]; ઇંદોર (ગાંધીભવન, યશવંત રોડ); વડોદરા (કોઠી સામે, રાવપુરા); લખનૌ (વિષ્ણુઆશ્રમ, અમીનુદ્દૌલા પાર્ક) અને પટના (ગોવિંદ મિત્ર રોડ, પટના-૪) ભરી શકશે.

**લવાજમના દર**

દેશમાં રૂ. ૪; પરદેશમાં રૂ. ૬ અથવા શિ. દસ; છૂટક નકલ આઠ આના

વ્યવસ્થાપક,
**'નવજીવન'**
**નવજીવન કાર્યાલય,**
પો. નવજીવન, **અમદાવાદ-૧૪**

# નવજીવન

सा विद्या या विमुक्तये

વર્ષ ૧૭ : અંક ૯ ] અમદાવાદ [ સપ્ટેમ્બર, ૧૯૫૮


"સત્યાગ્રહ એ મારે મન પોથી માંહેલું વેંગણ નથી. મારું તો એ જીવન છે. સત્ય વિના સર્વ મને તો શુષ્ક લાગે છે. અસત્યથી દેશને લાભ ન જ થાય એવી મારી ખાતરી છે. પણ કદાચ અસત્યથી તાત્કાલિક લાભ જણાતો હોય તોપણ સત્યનો ત્યાગ ન જ કરાય, એમ હું દૃઢતાપૂર્વક માનું છું. . . આ બધી મગજ વગરની વાતો છે. ભલે હોય. છતાં એ દિશામાં થયેલો પ્રયત્ન નિષ્ફળ ન જ જાય એવું ધર્મવાક્ય છે. એને હું વળગીશ."

"સત્યનો જય થાઓ. અલ્પાત્માને માપવાને સારુ સત્યનો ગજ કદી ટૂંકો ન બનો." —ગાંધીજી

# વિચારતરંગિણી

## ૧

### આક્રમણનો પ્રકાર

વીસમા સૈકામાં વિશ્વમત એક વાતમાં આગળ વધ્યો ગણાય કે, કોઈ રાષ્ટ્ર કે પ્રજા બીજા ઉપર નાગું આક્રમણ કરે, તો તે આંતરરાષ્ટ્રીય વ્યવહારમાં નિંદ્ય કુકર્મ ઠરે છે એવો નૈતિક સિદ્ધાંત નીપજ્યો. આચાર કરતાં વિચાર આગળ હોય છે; એટલે આચારમાં આ સિદ્ધાંતને ઊતરતાં વાર લાગશે, એ ખરું. છતાં એ નીતિ આજે 'યુનો'ની રચનાના પાયામાં પહોંચી છે.

પરંતુ, તેથી કાંઈ આક્રમણની કુટેવ ઓછી જતી રહે! એટલે, જેમ અણુબૉંબની જાતો વિચારાઈ — 'ગંદો' અને 'ચોખ્ખો'; અને 'ચોખ્ખો' બૉમ્બ જાણે કે ચાલે અને 'ગંદો' નહીં, એવો ભાવ લોકમતમાં ઊઠતો થયો, તેમ જ આક્રમણમાં હવે બે પ્રકાર જાગ્યા છે. ધાર્યું કામ કાઢવું હોય તો પછી બુદ્ધિ ઓછી કોઈને દાનમાં આપી છે! એટલે, વિશ્વમતે આક્રમણ નિંદ્ય અને ત્યાજ્ય ઠર્યાં છતાં, બુદ્ધિએ એનો એક હળવો એટલે નભી જાય એવો પ્રકાર પેદા કર્યો છે. પહેલા પ્રકારને 'નાગું', 'ઉઘાડું' 'સીધું', કે 'રોકડું' (અંગ્રેજીમાં 'ડિરેક્ટ') આક્રમણ કહીને, બીજાને તેથી ઊલટું એવું 'ઢાંકેલું', 'છૂપું', 'આડકતરું' ('ઇંડિરેક્ટ') કે 'ઉધાર' આક્રમણ કહે છે.

રશિયાએ આ બીજા પ્રકારની વ્યાખ્યા 'યુનો'ની મહાસભામાં ૩-૧૦-'૫૭ના રોજ એવી આપી હતી કે, 'છૂપું' કે 'ઉધાર' આક્રમણ એને કહેવાય કે જે (i) બીજા રાજ્ય સામે ઊથલ-કારક પ્રવૃત્તિને ઉત્તેજન આપે, અને (ii) એવી સંકોરણી કરે કે જેથી ત્યાં આંતરવિગ્રહ થાય તથા આંતરિક ખળભળાટ કે બળવો જાગે અથવા તો આક્રમણકારની તરફેણની નીતિ લેવી પડે."

આ વસ્તુ, ખરું જોતાં, નવી નથી. પ્રાચીન રાજ્યનીતિ આ પ્રકારને, દામ અને ભેદ કહીને વર્ણવતી. આજે જબરાં રાષ્ટ્રો નબળાંને દામની મદદથી યા ભેદની ચાલબાજીથી પોતાનાં કરે છે. ૧૯મી સદીના નાગા સામ્રાજ્યવાદની નવી આવૃત્તિ જ આ છે, અને તેમાં અમેરિકા તથા રશિયા અગ્રેસર છે. ગઈ સદીના જૂના સામ્રાજ્યવાદના અગ્રેસરો — ફ્રાન્સ અને ઇંગ્લંડ — આજે પાછા પડ્યા છે.

ચાલુ ભાષામાં કહીએ તો, આધુનિક વિશ્વમતથી જોતાં, સામ્રાજ્યવાદ આજે ખતમ થવા બેઠો છે. પરંતુ તેની જગાએ તેની નવી આવૃત્તિ જગતમાં જન્મી ચૂકી છે. ફેર એટલો છે કે, ૧૯મા સૈકાનો આથમતો સામ્રાજ્યવાદ નાગા કે રોકડા આક્રમણને માનતો હતો, ત્યારે ૨૦મી સદીનો ઊગતો સામ્રાજ્યવાદ છૂપા કે ઉધાર આક્રમણનો આશરો લે છે. પરંતુ દંડ કે યુદ્ધ બંનેને માન્ય છે. પરરાજ્ય પચાવી

પાડવાને માટે સીધું યુદ્ધ ન ખેડાય એટલું જ; પરંતુ નાનાં રાષ્ટ્રોની રક્ષાને સારુ — તેમની કુમક સારુ લડી શકાય!

જેમ કે હમણાં યુનોની સલામતી સમિતિમાં અમેરિકાના પ્રતિનિધિએ કહ્યું, "અત્યારે જોખમમાં છે તે નાનાં રાષ્ટ્રોનું ભાવી. તેમને ટકવાનો હક છે; મોટી સત્તાઓ તેમને ગળી ન જાય તે સામે સલામતી મેળવવાનો તેમને હક છે."

અને એમ સિદ્ધાંત બાંધીને તેણે કહ્યું કે, અમેરિકાની નીતિ આ હકને માન આપવાની છે. કોઈ રાષ્ટ્ર અલગ રહેવા ઇચ્છે તો ભલે તેમ કરે; પણ નાનામોટા હરેક રાષ્ટ્રને ઠીક લાગે તે રીતના કોલકરાર કે મિત્રાચારી બાંધીને 'સંયુક્ત સલામતી'નો મોરચો રચવાની છૂટને પણ અમેરિકા માન આપે છે. સાર એ થયો કે, રાષ્ટ્રો પહેલાં પેઠે જૂથબંદીના મોરચા રચી શકે. ખરું જોતાં 'ઉધાર' આક્રમણ આ જૂથબંધીમાં સંતાયેલું છે. એને જ 'ઠંડું યુદ્ધ' કહે છે. ૧૯મા સૈકામાં આવું નહોતું. વીસમા સૈકામાં આંતરરાષ્ટ્રીય શાંતિ અને સલામતીને માટે ભક્તિ જાગી છે ખરી; પણ રાષ્ટ્ર-જૂથબંધીની રીત એ ભક્તિમાં ભંગ પાડે છે. નવી રીતે ગોઠવાતી આવી આંતરરાષ્ટ્રીય બળ-વ્યવસ્થાની સમતુલા ક્યારે બગડે એવો અજંપો રોજનો થઈ પડ્યો છે.

ગયે મહિને ઇરાકને લઈને આરબ જગતની સમતુલા કંપી ઊઠી, તે હવે પાછી સ્થિર થઈ છે અને યુદ્ધના ભણકારા ઓસર્યા છે, એ વિશ્વને માટે આ મહિનાની સૌથી મોટા આનંદની વાત છે.

૨૫–૮–'૫૮

૨

## અરબી જગતનો વિજય

ઇરાકની ક્રાંતિને પરિણામે પશ્ચિમ એશિયામાં, — ખાસ કરીને આરબ જગતમાં યુદ્ધ જાગી જવાની ભીતિ હતી તે દૂર થઈ છે, એ શુભ સમાચાર લખતાં આનંદ થાય છે.

વિશ્વશાંતિ માટે વિશ્વ-લોક-મતની મજબૂતી બતાવતી આ બીના ગણાય; 'યુનો' સંસ્થાને બળ પૂરનારી આ ઘટના ગણાય; અને જેમણે એમાં આગળપડતો ભાગ ભજવી તેને શક્ય બનાવી, તેઓ સૌ જગતના ધન્યવાદ અને આભારને પાત્ર ઠરે છે.

આ પાત્રતા આરબ રાષ્ટ્રોએ આગળ પડીને મેળવી છે એ ખાસ નોંધપાત્ર છે. આ રાષ્ટ્રોને માટે આવું પગલું શક્ય બને એમ ભાગ્યે મનાતું. પહેલા વિશ્વયુદ્ધ પછી એ રાષ્ટ્રો પર નાખવામાં આવેલા ભાગલા-નીતિના શાપથી તેમની જે છિન્નભિન્નતા થતી જ રહી છે, એ આવી માન્યતાનું કારણ હતું. છતાં તે સાચું ન ઠર્યું એ વસ્તુ આરબ જગતની નવી અને પ્રગતિશીલ ગતિમતિ બતાવે છે. દુનિયાના તે પ્રદેશમાં અત્યારે જે નવીનતા આવી રહી છે, એ એમાંથી જોવા મળે છે. તેના નેતાઓને જગતે તેને માટે અભિનંદન આપ્યાં તે ઉચિત છે.

ઇરાકમાં ક્રાંતિનો ધડાકો સાંભળતાં-વેંત અમેરિકા બંદૂક તોપ લેતુંકને લેબનોન પહોંચ્યું અને ઇંગ્લંડ જોર્ડનમાં; અને બીજી બાજુ 'યુનોમાં' વાત પહોંચી કે, આ બધું જો યુદ્ધની આગાહી હોય, તો જગતનાં રાષ્ટ્રો સંભાળો ને વિચારો.

લેબનોન-જોર્ડનમાં ઍન્ગ્લો-અમેરિકન બંદૂકિયા દોડી ગયા, પણ ખામોશ ઊભા રહ્યા; એ બતાવે છે કે, તેઓ પણ ખામોશ રહેવા તૈયાર છે.

સામેથી આરબ જગતે પણ બંદૂક ન ઉપાડી અને કહ્યું કે, 'પરદેશી બંદૂકિયા અમારી ભૂમિ પર શું કામ ઉતારી દીધા? તેમને પાછા લઈ લો.'

આવી ખામોશીના વાતાવરણને લઈને જ 'યુનો' કામ કરી શક્યું એ સ્પષ્ટ છે.

'યુનો'નું કામ શરૂ થયું ત્યારે તો સમજ નહોતી પડતી કે શું થશે! કેમ કે એના દલીલ-મેદાનમાં પહેલા બાંયો ચડાવીને અથવા કહો કે જીભો સળવળાવતા પહેલા ઊતરી પડ્યા હતા દુનિયાના બે જાણીતા આંતરરાષ્ટ્રીય ખેલાડીઓ — અમેરિકા અને રશિયા. આ બે રાષ્ટ્ર અત્યારે દ્વંદ્વપ્રિય અથવા 'યોદ્ધુકામ' છે, એ હકીકત છે. એમને આખડતાં રોકવા વચલા કેટલાક દેશોએ સમાધાનની વાતો રજૂ કરી. તે પણ બહુ ટકે એમ લાગ્યું નહિ. ત્યાં 'યુનોમાં' બિરાજતાં આરબ જગતનાં દશ રાષ્ટ્રોએ

મળીને ઠરાવ મૂકયો અને આખી 'યુનો' સભાએ એકમતીથી તેને પસાર કર્યો. આ એક અપૂર્વ ઘટના બની.

અરબ જગતનાં ૧૦ રાષ્ટ્રો તે આ છે— ઇજિપ્તપ્રણીત સંયુક્ત આરબ રિપબ્લિક (એટલે કે, ઇજિપ્ત અને સીરિયા), લેબનોન, યેમન, સૌદી અરબસ્તાન, ઇરાક, લીબિયા, જોર્ડન, સુદાન, ટયુનીશિયા, મોરોક્કો.

આ દસ આરબ દેશો વચ્ચે માંહોમાંહે જાત જાતનાં વિખવાદી કારણો પડેલાં છે. તેમ છતાં તેમના સમગ્ર હિતના જોખમને આ ટાંકણે તેઓ પહેલવહેલા આવી એકતા બતાવતા હતા, એ મહાસૂચક છે. તેઓ વચ્ચે આવી દીર્ઘદૃષ્ટિ અને એકતા જાગી એ તેમને માટેય લાભદાયી છે. એશિયાઈ ઉત્ક્રાંતિ અને પુનરુત્થાન પરત્વે આ નવું નિશાન જગતે લક્ષમાં લેવું પડે એવું છે.

ઇજિપ્ત, કે જે આજે આરબ જગતમાં આગળ પડતો ભાગ ભજવે છે, તેણે નમ્રતાપૂર્વક તેનાં સજાતીય રાષ્ટ્રોની સમાનતા કબૂલ કરી, એ પણ મોટી વાત થઈ. ઇંગ્લંડ-અમેરિકાને મોટી બીક, નાસર-વાદ બધે પ્રસરે અને નાસર આરબ જગતમાં અતિ બળવાન બને, એ છે. ઉપરનો ઠરાવ થતાં આરબ લીગ નામે ઓળખાતું આરબ રાષ્ટ્રોનું સંગઠન ઉપર આવ્યું અને નાસર કાંઈક નરમ રહ્યો, એ ઇંગ્લંડ-અમેરિકાનેય ગમે એવું થયું.

'આરબ લીગ' નામે એક જૂનું સંગઠન ચાલતું હતું તે આ એકતાને લઈ ને ઉપર આવ્યું અને બધાં અરબી રાષ્ટ્રો સમાન દરજ્જે અરબી સમવાય તરીકે આખરે વખતે વર્ત્યાં, તેથી તેમની 'આરબ લીગ' આંતરરાષ્ટ્રીય દરબારમાં માનપાત્ર બની.

ઠરાવ થયો તેના મુખ્ય ચાર મુદ્દા આ પ્રમાણે છે:

૧. આરબ લીગનાં રાષ્ટ્રો એકમેકને દરેકના પોતાના આંતરિક કામકાજમાં દખલ નહીં કરે.

૨. યુનોના મહામંત્રીને વિનંતી કરવી કે, જોર્ડન લેબનોનમાંથી પરદેશી દળો હટાવવા બનતી ત્વરાએ તજવીજ કરે.

૩. આર્ઇઝનહોવરે સૂચવેલા ધોરણે પશ્ચિમ એશિયાના આર્થિક વિકાસને માટે આયોજન વિચારવું.

૪. 'યુનો'-સભા ફરી મળે તે વખતે તેના મહામંત્રીએ સપ્ટેમ્બર ૩૦ મીના અરસામાં પાછો રિપોર્ટ કરવો, જેથી 'યુનો' તેનું કામ આગળ લઈ શકે.

ઉપરના ઠરાવને 'યુનો' મહાસભામાં ઇઝરાયલ દેશેય ટેકો આપ્યો. કુલ ૮૧ રાષ્ટ્ર-સભ્યોમાંથી ૮૦ હાજર હતા તે સૌએ ટેકો આપેલો. આમાં ઇઝરાયલનો ટેકો બહુ સૂચક છે.

આરબ પ્રજા પ્રાચીન કાળથી યહૂદીઓ પરત્વે તીખાશ ધરાવે છે. આવી ઇતિહાસ-જૂની લાગણી એ પ્રજાના હાડમાં જાણે કે ઊતરી ગઈ છે. આથી વિશ્વયુદ્ધ પછી પશ્ચિમની બળવાન પ્રજાઓએ ઇઝરાયલનું યહૂદી રાજ્ય રચ્યું, તે આરબ જગતને સોનાની પોતાની થાળીમાં લોખંડની ઇઝરાયલી મેખ જેવું સાલે છે. આમ છતાં ઇઝરાયલે અરબી ઠરાવને ટેકો આપ્યો અને એ ઠરાવમાં ઇઝરાયલની હસ્તી પરત્વે કશી ટીકા કે ઉલ્લેખ પણ ન કર્યો, એ વસ્તુ નોંધપાત્ર છે.

આ પ્રદેશની શાંતિ અર્થે એ જરૂરી છે કે, અરબી જગત ઇઝરાયલના યહૂદી રાજ્યને સ્વીકારે અને તેની સાથે સહભાવ અને સમભાવ કેળવે. છેવટે અરબી જગતનાં મિત્રરાષ્ટ્રોએ તેને આ બાબત વિશ્વશાંતિ માટેની છે, એમ સમજાવવું જોઈશે. પં. નહેરુએ કદાચ પહેલી વાર આ પ્રકારનો જાહેર ઉલ્લેખ કરી ઇઝરાયલ જોડે સારાસારી અને સહભાવ રાખવા આરબ રાષ્ટ્રોને કહ્યું, એ બહુ આવકારદાયી છે. આરબ લીગ આ બાબતમાં પણ ઉપરના ઠરાવ જેવી ઉદાર વિશ્વદૃષ્ટિ બતાવે તો તેટલામાંય પણ તે પોતાનો ભાર-વક્કર અને ચોખ્ખો લાભ વધારશે. ઇઝરાયલના સહકારથી આ પ્રદેશની અર્થ- અને ઉદ્યોગ- વ્યવસ્થા પણ ખૂબ વિકસી શકે એમ છે.

## ૩

## અન્ન અને વસ્ત્ર

અન્ન અને વસ્ત્ર ઉપરાંત ઘર એ માનવ હસ્તીની મૂળ જરૂરિયાત છે, એ તદ્દન ઉઘાડી વાત

છે. પરંતુ માનવ જગતનો વ્યવહાર એવી અટપટી બીના છે કે, આ ઉઘાડી વાત ભૂલીને તે બીજે પાટે પણ ચડી જાય. હિંદની બીજી આર્થિક યોજનામાં આવી ભૂલ થઈ છે, એવાં એકરારનામાં થવા લાગ્યાં છે. અને એ આપણી રાષ્ટ્રીય નેતાગીરીની જાગ્રત જવાબદારીનું ભાન બતાવે છે. ભૂલ તો કોની નથી થતી? તે જોવી જાણવી અને કબૂલ કરી તેને સુધારવા તત્પર થવું, એ પુરુષાર્થનું પહેલું પગલું છે.

પં. જવાહરલાલજીએ પાર્લમેન્ટમાં કહ્યું કે, ખેતી આપણા જીવનનો તેમ જ આર્થિક આબાદી અને વિકાસનો મૂળ પાયો છે, તે વાત હવે મને પહેલાં નહોતી જણાઈ તેવી સ્પષ્ટ જણાય છે. અને તેની સાથે એમણે ક્યાંક બીજું એવું કહ્યું કે, આપણે સૌ એકથી આગળ આગળ બીજા પાસેથી મદદની આશા અને આધારે ચાલીએ છીએ: જેમ કે, ગામલોક સરકાર સામે જુએ છે, સરકાર મોટી સરકાર સામે જુએ છે, અને મોટી સરકાર પરદેશી મદદ સામે તાકે છે! આમ હિંદમાં આપણે સૌ પરાવલંબી જેવા થઈ પડ્યા છીએ. પરંતુ 'પારકી આશ સદા નિરાશ' એ ન્યાયે, આપણે આપણી જાત પર આધાર રાખી આગળ જવા મથવું જોઈએ. અન્ન અને ખેતીની અતિ ભારે કિંમત અહીં જણાય છે.

હમણાં મૈસૂરમાં આંતરરાષ્ટ્રીય કૃષિઅર્થશાસ્ત્રીઓની પરિષદ મળી. વરસો પહેલાં શાંતિનિકેતનમાં ગ્રામસેવાનું કાર્ય કેટલોક વખત કરી ગયેલા શ્રી. એલ. કે. એલ્મિસ્ટ તેના પ્રમુખ હતા. તેમણે કહ્યું કે, દરેક દેશના શહેરી અને ગ્રામીણ પ્રશ્નો વચ્ચે સુપ્રમાણબદ્ધતા હોવી જોઈએ. અને હિંદનો ગ્રામીણ પ્રશ્ન એ છે કે, ૭૫ ટકા લોક ઓછીવત્તી બેકારીમાં સપડાયા છે.

આપણે જાણીએ છીએ કે, ગાંધીજી વારંવાર આ જ વસ્તુ કહેતા હતા. તે વખતે અન્નપ્રશ્ન આજના જેવો નહોતો; વસ્ત્ર-પ્રશ્ન હતો, કે જેની સાથે બેકારીનિવારણને જોડીને ગાંધીજીએ ખાદી-ઉદ્યોગને બતાવ્યો હતો. આજે આપણી યોજના-નીતિ હિંદની આ મૂળ આર્થિક હકીકત પરત્વે શું કહે છે?

અન્ન-પ્રશ્નને બીજી યોજનામાં પાછળ કરીને ગ્રામીણ નહિ પણ શહેરી ગણાય એવો પ્રશ્ન ઉપર આણ્યો: નાનામોટા યંત્રોદ્યોગો વધારો, એ શહેરી નાદ ફૂંકાવા લાગ્યો અને તે કામની પાછળ નાણાંની નદી વાળી. તેની અસર આયાત-નિકાસ, હૂંડિયામણ, નાણાંભીડ, ચીજવસ્તુઓના ભાવતાલ વગેરે પર જ નહિ, શિક્ષણ, ભાષા, અને પરદેશગમન તથા પરદેશી નીતિ જેવાં અન્ય ક્ષેત્રો પર પણ પડી. ખેતીમાં અન્નને બદલે 'રોકડિયા' પાક લણી નાણાં ભરવા તરફ ખેડૂત-મત વળ્યો; પરિણામે અન્ન-સંકટ વળી તંગ બનતું ગયું. યંત્રો અને શસ્ત્રાસ્ત્રો ૬૦ પહેલી આયાતી જરૂર ગણાવા લાગ્યાં. અને આ એવી બાબતો છે કે, નાણાં ખૂબ માગે પણ તેનું રોકાણ કેટલોક વખત તો અનુત્પાદક રહે. પરિણામે નાણાંકીય ઉપરાંત જાત જાતની ભીડ લોકોને પડે. કરવેરાના ભારણનો પોકાર આવી જ એક ભીડનું ચિહ્ન છે.

આ દશાનું વર્ણન કરવાની વધુ જરૂર નથી. આમાંથી નીકળવું કેમ એ સવાલ છે. સુદામાની પત્નીએ જ્ઞાન પહેલાં અન્ન માગેલું તેમ, આજે આપણી પ્રજા તેના યોજનાકારોને ટૂંકી વાત કહે છે, "મોટા અણુયુગ અને તેના ચમત્કારી ઉદ્યોગો અને એમાંથી થતા લાભો ઠીક છે; પણ તે પહેલાં અમને કામ કે રોટલો આપો અને અન્ન જે ઉગાડીએ છીએ તેમાં આર્થિક બરકત નથી જણાતી તે માટે પહેલી તમારી યોજના કરો."

હિંદના બેકાર ખેડૂતને માત્ર જમીન પર મજૂરી જ કર્યા કરવાની રાખીને, બાકી વખત બેકાર રાખવો છે? કે તેને ઘેર કે ગામમાં શક્ય છે એવાં ખાદી અને ગ્રામોદ્યોગો વગેરે કામો તેને આપવાં છે?

અને એ ઉદ્યમ તેમને આપો એનો અર્થ એ થયો કે, યંત્રોદ્યોગી મિલ કારખાનાંને એ પૂરતાં બીજે નંબરે અને પહેલાનાં પૂરક જેવાં ગણવાં ઘટે.

એલ્મિસ્ટે જે ઉપર કહ્યું કે, શહેરી અને ગામડાંના પ્રશ્નો વચ્ચે સપ્રમાણતા જોઈએ. તે અહીં

લાગુ પડે છે. આજે હિંદની યોજના આ સપ્રમાણતા સાચવવાની બાબતમાં ચૂકી લાગે છે અને શહેરી પ્રશ્નો પ્રત્યે અતિધ્યાનમાં ગૂંચવાઈ છે. તો તેની અસર ગામડાંમાં પડેલા ખેડૂતના ખેતી-ઉદ્યોગ પર માઠી પડશે જ.

અન્ન-પ્રશ્નની ગૂંચો આ મૂળ ભૂલમાંથી છે. અન્ન જોડે વસ્ત્ર-ઉદ્યોગ અને સાદાં મકાન તથા ઘર માટે જરૂરી રાચરચીલું બનાવી લેવાના ગ્રામોદ્યોગોને વણી લઈને, હિંદનું ગ્રામજીવન સધ્ધર સાબૂત કરવું જોઈએ. તેની આસપાસ શહેરી પ્રશ્નોને પૂરક રૂપે સ્થાન હોઈ શકે. હિંદની સાચી યોજનાનો આ પાયો ત્રીજી યોજના ઘડતી વખતે બરોબર યાદ રહે, તો 'જાગ્યા ત્યાંથી સવાર!'

૨૬-૮-'૫૮

## ૪

## અંગ્રેજી અંગે અવળી બાજી

મુંબઈ રાજ્યમાં અને બહાર, અંગ્રેજી ભાષા ભણવાને અંગે અત્યારે એક વિશેષ ભાવ એવો જાગતો જોવા મળે છે કે, "સ્વરાજ આવ્યું તેની સાથે પછાત પડેલા વર્ગોને ભણવાનો લાગ મળવા લાગ્યો; ત્યારે તમે ગયા રાજ્યમાં અંગ્રેજી ભણીને આગળ ચાલ્યા ગયેલા ઉપલા કે 'અગાત' વર્ગો, 'અંગ્રેજી હવે ના ભણવું જોઈએ' એમ કહીને, પાછા અમને જ્યાં ને ત્યાં રાખી તમે આગળ ને આગળ રહેવા તાકો છો! આ નહીં ચાલે, પહેલાં પેઠે જ અમનેય અંગ્રેજી આપો."

ભણતરમાં, એટલે કે અંગ્રેજી કેળવણી જે ચાલુ છે તેમાં, ગયા રાજ્યથી પછાત રહેલા વર્ગોમાં આવો ભાવ અત્યારે જોવા મળે છે. હવે આ બાબતમાં 'અગાત' થયેલા વર્ગોની દશા સ્વરાજ પછી કેવી છે તે જોઈએ.

તેઓ એમ કહે છે કે, હિંદી કે બીજી ભાષાઓ તૈયાર નથી અને અંગ્રેજી તો ચાલુ અને તૈયાર પણ છે. તેથી એને જતી ન કરાય. માટે તેને જેમની તેમ લોકવ્યવહાર, રાજવ્યવહાર, શિક્ષણ વગેરેમાં ચાલુ રાખો. જેમ કે, જુઓ શ્રી. હૃદયનાથ કુંઝરુ, રાજાજી, સુનીતિકુમાર ચેટરજી, યુનિ૰ ગ્રાન્ટ્સ કમિશન, વગેરેના વિચારો. મુંબઈ રાજ્યમાં મરાઠીભાષી વિસ્તારમાં પણ આવી જ લાગણી બહુધા આજે પ્રવર્તે છે.

આમ, ઉપર ઉપરથી જોતાં, જણાય છે કે, પછાત અને 'અગાત' બંને વર્ગો અંગ્રેજી કેળવણી જેમની તેમ ચાલુ રહે, એવું કહે છે. તો પછી, 'એમ કરવું બરોબર નથી; અંગ્રેજીને સ્થાને દેશની રાષ્ટ્રીય ભાષાઓ લાવો અને કેળવણીમાં તથા લોક-અને-રાજ્ય-વ્યવહારમાં પલટો આણો," એમ કહેનારો કયો અવાજ રહ્યો? કેમ કે અગાત અને પછાત બંને વર્ગો ભેગા થયા પછી બાકી કયો વર્ગ રહ્યો?

આ કોયડો છણીને ઉકેલવો જોઈએ. તેને માટે આ બે દળોનો વિચાર જરા ઊંડે ઊતરીને કરવો જોઈએ.

સ્વભાષાનું ચલણ વધે અને પ્રદેશરાજ્યમાં અને યુનિ૰માં બધે એ ભાષા હવેથી ચાલે, એમ પણ અગાત અને પછાત બંને વર્ગો માને છે.

એમેય કહો કે, બંને વર્ગો અંગ્રેજી પણ માગે છે. પરંતુ એક ફેર છે.

સ્વભાષા-જ્ઞાન બાબતમાં અગાત અને પછાત બેઉ વર્ગો સરખા છે. તેમનું અગાત-પછાત-પણું અંગ્રેજી પરત્વે અને તેને લઈને છે. અગાત વર્ગોને અંગ્રેજી ભાષાજ્ઞાન વિષે આગવો લાભ છે, જે પછાત વર્ગોને નથી, એટલે હવે તેઓ એ ચાહે છે.

પણ અહીં જે પ્રસ્તુત પ્રશ્ન ઊઠે છે તે એ છે કે, તે વર્ગો અંગ્રેજીના ક્ષેત્રમાં — તેની દોડમાં અગાત વર્ગોને પકડી પાડવાની આશા રાખે છે? તો તે વ્યર્થ છે. એ વર્ગો એમના પછાતપણાને લઈને ગતાનુગત બુદ્ધિથી જ માને છે કે, અમનેય અંગ્રેજી જોઈએ. પણ તે હરીફાઈમાં તેમના અગાત પ્રતિસ્પર્ધીને તે હંફાવી ન શકે.

એટલે જો તેઓ ખરેખરું સમજે તો, હિંદી અમને જોઈએ અને અંગ્રેજીને બદલી કાઢો, એમ આ પછાત વર્ગોએ, તેમના પોતાના જ હિતમાં, કહેવું જોઈએ. હિંદી પરત્વે અગાત અને પછાત

સૌ સરખા છે; તેથી કોઈને તેમાં અગાઉ-લાભ મળતો નથી. હિંદની આમ જનતા પોતાની ભાષા પેઠે જ અંગ્રેજીને બદલે હિંદીને માટે અપનાવટની બુદ્ધિ કેળવે, એ ખૂબ જરૂરી છે. નહિ તો તે અગાત વર્ગોની સ્પર્ધામાં પાછળ જ રહેશે. અંગ્રેજી જ ચાલુ રાખો એમ કહેવામાં આ ભૂલ તેઓએ, પોતાના સ્વાર્થ ખાતરેય, જોવી જોઈએ. અને એમાં રાષ્ટ્રહિત અને પ્રગતિ છે એ તો વળી અધિક લાભ!

બીજું, હિંદની કેળવણી હવે નોકરીઓ સારુ નથી ચાલી શકતી; કે નથી તે સરકારી લખલૂટ યોજનાઓના યંત્રોદ્યોગો માટે કેવળ કારીગરો જ તૈયાર કરવા ખાતર નભી શકતી. તેનો સ્પષ્ટ ઉદ્દેશ દેશનું પ્રજાકીય ચારિત્ર્યસંગઠન કરે એવી બહુવિધ તાલીમ આપવાનું છે, જેથી રાષ્ટ્રનાં બધાં કામો કરનારા સ્વદેશપ્રેમી, નિષ્ઠાવાન અને પ્રામાણિક સેવકો કે નાગરિકો મળતા રહે. રાષ્ટ્રીય કેળવણી કેવળ રોજગારીને માટે નથી હોતી; દેશનો કુલ રોજગાર રાષ્ટ્રનાં બાળકોએ જ કરવાનો છે. તે અર્થે આવડત જોઈએ; એટલે તેવી અનેકવિધ આવડતની તાલીમ દ્વારા રાષ્ટ્રનો શીલવાન, નિષ્ઠાવાન અને ચારિત્ર્યવાન નાગરિક સેવક ઘડવો, એ કેળવણીનો વ્યાપક ઉદ્દેશ છે. આ માટે હિંદી જ કામ દે, અંગ્રેજી નહીં.

૨૮-૮-'૫૮

## ૫
## માધ્યમિક શિક્ષણનું ધોરણ
### (૧)

મુંબઈ રાજ્યના માધ્યમિક શિક્ષણ બોર્ડે એક મજેદાર તપાસ હાથ ધરી છે. તેને માટે તેણે એક પેટાસમિતિ નીમી છે, જેણે પોતાની તપાસના મુદ્દા અંગે એક પ્રશ્નાવલી કાઢી છે. તેની નકલ જોવા મળી તે પરથી આ વિષે જાણવા મળ્યું.

તપાસનો મુદ્દો એ છે કે, શાળાઓનું શિક્ષણ-ધોરણ નીચું ગયું છે અને એસ. એસ. સી. પરીક્ષામાં ઘણા ટકા નાપાસ થાય છે,— એવી જે ફરિયાદ છે, તેમાં કેટલું તથ્ય છે?

આ જાતની દરેક વાતમાં બે પક્ષ હોય જ એ ઉઘાડું છે. તે બેઉ પક્ષોની વાત તપાસીને ખરેખર શું છે તે જોઈને હેવાલ રજૂ કરવા માટે બોર્ડે પેટાસમિતિ નીમી છે.

સમિતિની પ્રશ્નાવલી બહુ ટૂંકી અને સાવ સાદી છે. પહેલું પૂછે છે, ધોરણક્ષતિ થતી હોય એમ માનો છો? કે નથી માનતા? જો માનતા હો તેનો વિગતવાર ખ્યાલ આપો.

બીજો સવાલ છે, "એનાં કારણો આપો." અને પ્રશ્નમાં સંભવિત કારણો કલ્પીને યાદી આપી છે.

આ બીજો સવાલ બતાવે છે કે, સમિતિ સાવ કોરે કાગળે કામ નથી કરતી. તે એમ માનીને ચાલતી લાગે છે કે, ધોરણક્ષતિ તો થઈ લાગે છે.

અને કારણો જે પૂછે છે તે, વકીલોના 'લીડિંગ' સવાલો પેઠે, આ બોર્ડની પૂર્વગ્રાહિતા તો નથી બતાવતાં? એમ લાગ્યા વગર નથી રહેતું.

કારણો આવાં આવાં છે:— ૧. જગાની દૃષ્ટિએ ભીડ કરતી લાગે એવી વર્ગસંખ્યા. ૨. અપૂરતું શિક્ષણસાહિત્ય, સામગ્રી વગેરે. ૩. શિક્ષકોની કમ લાયકાત, ઓછી પૂર્વતૈયારી. ૪. અભ્યાસક્રમમાં વિષયોનું અતિભારણ અને અમુક તમુક વિષય માટે અપાતું અતિમહત્ત્વ. ૫. દોષિત પરીક્ષાપદ્ધતિ. ૬. પ્રાથમિક શિક્ષણ- કક્ષામાં વાચન-લેખન-અને ગણિત શીખવવા પરત્વે બેદરકારી. ૭. ઉદ્યોગને અને અભ્યાસેતર પ્રવૃત્તિઓને અપાતું અતિમહત્ત્વ. ૮. પ્રાથમિક શિક્ષણની અતિવૃદ્ધિ, જેથી માધ્યમિકમાં ભીડ થઈ છે; તે ફરજિયાત કરવામાં આવ્યું, પણ તેની પૂરતી તૈયારી કે સવડો વગર.

ગયા સૈકાથી ચાલતી અંગ્રેજી કેળવણીમાં 'ભણવા' પર, એટલે કે ચોપડીઓની અને ચોપડીના અક્ષરો દ્વારા અપાતી તાલીમ પર ભાર મુકાતો આવ્યો છે. ઉપરના સવાલો એ જ ગતાનુગતિક નજરમાંથી તો નથી ઊઠતા? આવી શંકાને સ્થાન મળે છે.

બીજું, રાષ્ટ્રની કેળવણીના પ્રશ્નો કયા છે એ વિષે જે પૂર્વપીઠિકા આ પ્રશ્નોની પાછળ રહેલી જણાય છે, તે બાબત પણ ટીકાપાત્ર લાગે છે. સ્વરાજ આવ્યે આમ-પ્રજા ભણતી થઈ એ જ

જાણે એક અપલક્ષણ કે દૂષણ હોય એમ તો આ સમિતિ નથી માનતી?

અને અતિ-અક્ષરિયા અને ગોખણિયા કરી મુકાયેલી શિક્ષણ-રીતિના ઉતાર તરીકે ઉદ્યોગ અને ઇતર પ્રવૃત્તિઓ અભ્યાસમાં વિવેકસર પ્રવેશ પામે, એ તો ઇષ્ટાપત્તિ છે. પણ આ સમિતિને તેમાંય વાંકું જણાય છે કે શું?

અંગ્રેજી રાજ્યકાળમાં શિક્ષણનો પણ ધંધો અને ખાનગી સાહસને નામે વેપાર ચાલુ થઈ ગયો છે, એ એક બીના છે. તે પરત્વે સમિતિ ખાસ નોંધપાત્ર જાગૃતિ નથી ધરાવતી કે શું? એમ પણ લાગે છે.

સમિતિ તેની તપાસને અંતે શા નિર્ણય પર આવે છે, એ તેનો હેવાલ બહાર પડયે જણાશે.

(૨)

આના અનુબંધમાં બ્રિટનની માધ્યમિક શાળાના શિક્ષક મંડળે ઉપાડેલી આવી જ એક તપાસની ખબર યાદ કરવા જેવી છે. ગયા એપ્રિલમાં લંડનથી 'નાફેન' ખબરપત્રી સંસ્થાએ તેનો સાર જણાવેલો, તેની કાપલી સંઘરી રાખેલી, તે પરથી આ કહું છું. તે જણાવે છે —

> માધ્યમિક શાળાનાં છોકરાં, ગયા યુદ્ધ પૂર્વે જેટલું ભણતાં, તેટલું આજે નથી ભણતાં. તેઓએ પણ અમુક પ્રશ્નાવલી કાઢીને તપાસ કરીને આમ કહેલું છે.
>
> કેટલાક શિક્ષકોએ તેમના જવાબમાં એવું કહેલું કે, અત્યારે છોકરાંને અતિ વધારેપડતું શીખવાય છે. છોકરાંનો રસ એટલો બધો વિશાળ ક્ષેત્રે વ્યાપેલો હોય છે કે, લેખન, વાંચન ને ગણિત જેવા પાયાના વિષયો અવગણાય છે.
>
> બીજાં કારણો તે એવાં નોંધે છે કે, વર્ગોમાં વિદ્યાર્થીસંખ્યા બહુ મોટી છે; માબાપો તેમનાં છોકરાંને ભણવા તરફ વાળવામાં બેધ્યાન છે; અને છોકરાં નિશાળેથી ઊઠી જઈ, કમાવાના ધંધા આજકાલ ખૂબ મળે છે તેમાં જવા ચાહે છે.

વાચક જોશે કે, અહીંના શિક્ષકો પણ આ વિલાયતી તપાસને મળતી જ વાત પર વળતા લાગે છે. એમના મંડળે ઉપરની તપાસનો હેવાલ જોયો હશે કે કેમ તે ખબર નથી.

આજે આપણે ત્યાં વિદ્યાર્થીઓને વ્યગ્ર બનાવનારાં અને બીજી બાબતોમાં રસ પાડતાં કારણોની ખોટ નથી,— ખાસ કરીને શહેરોમાં; અને કસબામાં પણ એ અસર પહોંચવા લાગી છે. અને એને રોકવાની શક્તિ પ્રમાણમાં ઓછી થતી જાય છે. રાજકારણ પણ મોટું કારણ આપે છે, જેમાં શિક્ષકો પણ અઘટિત રીતે સંડોવાયેલા જોવા મળે છે. આ બધું, યુગપલટો થવા બેઠો છે, એમ બતાવે છે. તે વખતે હરેલ નજરે તપાસ કરી લોકોને કેળવવાની જરૂર છે જ. માધ્યમિક શિક્ષણ બોર્ડની તપાસમાં શું આવે છે તે જોવા જેવું હશે, એમ આશા છે.

૩૦-૮-'૫૮

૬

## નાગરી લિપિ-સુધાર

મુંબઈ સરકારે લખનૌ-લિપિ દાખલ કરાવી, તેની સામે સારી પેઠે ઊહાપોહ જાગ્યો છે. એવું જ વરસ પર ઉત્તર પ્રદેશમાં થયું હતું; પરિણામે ત્યાં ફરી પાછો સુધારો કરીને જોડાક્ષર તથા હ્રસ્વ ઇ, રેફ, રકાર પહેલાં પેઠે લખવા મંજૂરી અપાઈ છે. મુંબઈના શિક્ષણ ખાતાએ જો આ ધ્યાન પર લીધું હોત, તો સારું થાત. ખેર.

લિપિ બાબતમાં એક ભારે ભૂલ થયા કરે છે તે એ છે કે, જરૂર એક બાબતની છે અને કામ બીજી બાબતમાં થયા કરે છે! ચાલુ નાગરી લિપિ કાંઈ કામ દેતી નથી એવી સ્થિતિ નથી, કે જેથી તે સુધારવા હોહા થયા કરે છે. જરૂર છે સૌ નાગરી શીખે તે. અને ઉત્તર પ્રદેશ જ નાગરી લિપિવાળો નથી. બીજા પ્રદેશોમાં અને સંસ્કૃત સારુ બધા દેશમાં નાગરી ચાલે છે. એટલે તેનો ફેરફાર ગમે તેમ કરવો ન ઘટે; ન તેમ કરવાની જરૂર છે. હા, એક જરૂર છે અને તે અહિંદી ધ્વનિઓ હોય તો તેમને માટે વર્ણ યોજવાની. જેમ કે, ગુજરાતી ળ, ઍ, ઑ; તેવું જ દક્ષિણની દ્રવિડ ભાષાઓના કેટલાક વર્ણ માટે છે. એ બધા માટે વર્ણો યોજવાનું કામ તે તે પ્રદેશવાળા જેઓ નાગરી શીખે છે તેઓ જ કરે અને સંકેત સૂચવે, એ યોગ્ય થશે. જેમ કે, આપણે કહીએ કે, નાગરીમાં ळ લો; તેમ જ ए સાથે ऍ લો અને ओ સાથે ऑ લો, તો હિંદીમાં પણ કૉલેજ જેવા શબ્દ कॉलेज લખી શકાશે.

નાગરી લિપિ આખા રાષ્ટ્રમાં સૌ શીખશે. અહિંદી-ભાષી લોકોય શીખશે. તેથી તેમને સ્વલિપિ સાથે અને તે ઉપરાંત નાગરી શીખવાની થશે. આમ દેશમાં આંતરભાષા જ નહીં, આંતરલિપિની પણ સવડ ઊભી થશે. આથી કરીને પરસ્પર વ્યવહાર માટે એક બીજી સવડ પણ આપણને સહેજે મળશે.

આમ બે લિપિ શીખવાથી સ્વભાષા અને આંતરભાષાના સમાન શબ્દો હોય તેમની જોડણી પરત્વે સહેજે પ્રશ્ન ઊઠે. જેમ જેમ હિંદી વધારે વ્યાપક વપરાશમાં આવશે, તેમ તેમ આ અસર જણાવા લાગશે. આ સવાલ પણ કુશળતાપૂર્વક ઉકેલવો જોઈશે.

એટલે, જરૂર તો નાગરી-સુધારની પંચાતમાં પડવા અગાઉ સૌ નાગરી લિપિમાં હિંદી શીખે, એની છે એમ થયે, લિપિ-સુધાર કરવો કે કેમ અને કરવો તો કઈ રીતે, તે પ્રશ્ન તેને ક્રમે ભલે આવવાનો હોય તો આવે. છાપયંત્ર અને ટાઇપ-યંત્ર વગેરેના પ્રશ્નો તેઓ તેમની રીતે ઉકેલે; પણ તેઓ નાગરી-સુધાર કરાવવા પોતાની વિશેષ જરૂર દાખવી સામાન્ય જનને ન ગૂંચવે. હિંદમાં વિજ્ઞાનને નામે તોલ, માપ, નાણું ઇ૦ બધું જ ફેરવવાથી વિજ્ઞાનદૃષ્ટિ નહીં વધે. કેમ કે ૮૦ ટકા ઉપરના લોક અભણ છે; તેઓ જે જાણે છે તે સીધા વ્યવહારમાંથી 'વર્ધાપદ્ધતિ'એ ભણ્યા છે. અકાળે સુધાર-કામ ઉપાડી તેમને જ મૂંઝવવા એ કાંઈ વિજ્ઞાન નથી, પણ સંકુચિત નાના વર્ગોની નાહક પંચાત ગણાય. એટલે ગરીબોની અહીં તો દયા ખાવા જેવી છે.

ઉપરની દલીલને વાચક સુધારણાની સામેની નહીં સમજે, એવી આશા છે. સારી, ખરેખર સુધારવા જેવી વાત પણ યોગ્ય સમય અને સાનુકૂળતાના વિવેકની બહાર નથી, એટલું જ. લિપિસુધારમાં જે ફરજિયાત સરકારી જબરદસ્તી છે, એ તો વળી વિશેષ દોષપાત્ર છે. આશા રાખીએ કે, ઉત્તર પ્રદેશ સરકારે ગયે વર્ષે ઑકટોબરમાં એક પરિષદ ભરીને જે ડહાપણભર્યા ફેરફાર પાછા કરી લઈને લખનૌ-લિપિના વિરોધને પ્રમાણ્યો છે, તે મુજબ મુંબઈ સરકાર પણ ઘટતો હુકમફેર વેળાસર કરી લેશે.

૧-૯-'૫૮

## ૭

## બુત, તાબૂત અને ખાંભી

ઇસ્લામે બુત કે મૂર્તિ રૂપે કોઈ ભાવની સંજ્ઞા ઉપર ભારે કટાક્ષ કર્યું છે. તેને મન બુતપરસ્તી એક મહાપાપ છે. તેથી મૂર્તિ, ફોટો, કે તેની પૂજા તે ધર્મે વર્જ્ય અને નિંદ્ય ગણ્યાં છે.

છતાં, સંજ્ઞા દ્વારા જ મનુષ્ય તેનો સમગ્ર વ્યવહાર કરે છે. અરે, મનુષ્ય પોતે પણ પ્રભુની સંજ્ઞા રૂપ જ નથી? નામ અને રૂપ એ મૂળ વસ્તુતાની સંજ્ઞાઓ જ છે, અને નામ-રૂપની બહાર વિશ્વમાં શું છે?

એટલે મૂર્તિપૂજા અન્ય ધર્મોમાં એક યા બીજી મર્યાદામાં છતાં માન્ય રહી છે અને તે દ્વારા મનુષ્યો પોતાનો ભક્તિભાવ કેળવે છે. તેથી જ, જેમ કે, હિંદમાં ઇસ્લામે કરબલાની કુરબાનીને નિમિત્તે તાબૂતને માન્ય રાખી એક મોટો શહાદતનો ઉત્સવ ઊભો કર્યો છે. સાંભળ્યું છે કે, હિંદ બહારના ઇસ્લામી દેશોમાં તાજિયા નથી.

તાજિયાના ઉત્સવ અંગે હિંદમાં બે સંપ્રદાય છે: શિયાઓ તેને એક રીતે માને છે અને સુન્નીઓ તેથી સામેની રીતે! આથી બે વચ્ચે (જેમ કે લખનૌમાં થતું હતું) ઝઘડા થઈ બેસતા.

અને બીજી તરફ હિંદુ અને મુસલમાનો વચ્ચેનાં વૈમનસ્યને વ્યક્ત કરવાની સંજ્ઞા તરીકે તાબૂત, મસીદ આગળ વાજાં, ગોવધ, રથયાત્રા, વગેરેમાંથી કારણો મળતાં.

હિંદુઓમાં ખાંભી દ્વારા કોઈ ઉદાત્ત મરણને યાદગાર બનાવવાનો માર્ગ લેવાય છે. જોકે આ બહુ વ્યાપક નથી; છતાં એવો પ્રકાર છે ખરો. સતીના પાળિયાને મળતી આ રીત છે.

ખાંભીની આ રીત અમદાવાદમાં એક રાજકીય પક્ષે તાજી કરી છે અને તેમાં મુસલમાનો પણ બુતપરસ્તીનું 'કુફ્ર' માન્યા વિના જોડાય છે. આ એક નવો સામાજિક ચાલો ગણાય, કે જે બાબતમાં સમાજવિજ્ઞાનીઓએ, એક નવ-પરિવર્તન તરીકે, શાસ્ત્રદૃષ્ટિથી નિહાળવા જેવું ગણાય.

તાબૂત પેઠે આ ખાંભીના બુત પરત્વે પ્રજામાં બે પક્ષ છે, ખાંભી-આંદોલન અંગે આ પહેલો

વિચિત્રતા છે. કેમ કે ખાંભી કે પાળિયો અવિરોધથી જ શોભે.

આ ખાંભી નવા જ ધર્મનું બુત ગણાય. અને આ ધર્મ રાજ્યધર્મ છે.

અર્વાચીન વિજ્ઞાનયુગમાં રાષ્ટ્રપૂજા અને તેનું રાજકારણ તથા અમુકતમુક રાજ્યવાદો એવાં પ્રબળ પ્રેરક હેતુ બનવા લાગ્યાં છે કે, ધર્મ જેવા મહા પ્રાચીન બળનેય તે આંટી જાય છે. અરે, નવો ધર્મ બની તેમનું સ્થાન જ બથાવી પાડે છે!

ક્વિન્સી રાઈટ નામે એક અમેરિકન સમાજ-વિજ્ઞાની તેના 'યુદ્ધ' ઉપરના મહાગ્રંથમાં આ બાબતની ચર્ચા કરતાં સાચું કહે છે કે —

"આધુનિક જગતના ધર્મોનું વલણ અલગ અલગ પ્રતીકોને લગતાં વિચાર અને ક્રિયાનો સમન્વય કરવાનું છે. ૧૬મા અને ૧૭મા સૈકામાં પરંપરીણ ખ્રિસ્તી ધર્મનાં પ્રતીકો જ આખા યુરોપ ઉપર વર્ચસ્ ભોગવતાં હતાં; પરંતુ જેમ જેમ બીજા ધર્મો સાથેના સંબંધો વિકસતા ગયા, તેમ તેમ સર્વ ધર્મોનાં સામાન્ય તત્ત્વો ઉપર ભાર મુકાવા લાગ્યો, ભેદો ભૂંસાવા લાગ્યા, અને માનવ કલ્યાણ, વ્યક્તિનિષ્ઠા, સત્ય, અને સર્વધર્મસમભાવ એ વસ્તુઓ બધા ધર્મોમાં લક્ષ્ય તરીકે સ્વીકારાવા લાગી.

"સર્વધર્મપરિષદોએ પ્રેરેલી ધર્મની આ ઉદાત્ત ભાવના સમગ્ર વિશ્વમાં ભણેલગણેલ બુદ્ધિમાન વર્ગમાં વિકસી રહી છે, ત્યારે બીજી બાજુ સ્વદેશાભિમાનનો નવો ધર્મ રાષ્ટ્રીય પ્રતીકો, વીરો અને સંસ્કૃતિઓનું બહુમાન કરીને તથા બીજા બધા આદર્શોને ગૌણ બનાવી દઈને, તેનો સામનો કરી રહી છે. માર્ક્સવાદે વર્ગનાં પ્રતીકોને એવો જ ધાર્મિક રંગ આપવા પ્રયત્ન કર્યો છે.

"ઉદારમતવાદી ફિલસૂફીના વિરોધમાં આ નવા ધર્મોએ કાર્યસાધકતાનો પંથ અપનાવ્યો છે. . . . આ નવા ધર્મો પરસ્પર વિરોધ કરતા હોય છે એટલું જ નહીં, પણ તેઓ બધા જ માનવનિષ્ઠાના સાર્વત્રિક ધર્મનો તથા જે પરંપરીણ ધર્મોમાંથી એ માનવનિષ્ઠા વિકસી છે, તેમનો પણ વિરોધ કરે છે."

(પુ. ૧, પા. ૩૬૯)

સ્વરાજ્ય આવ્યા પછી રાજ્યસત્તાપૂજાનો એક ખાસ્સો ધર્મ જ જાણે બન્યો છે. અને તે સર્વ-ધર્મ બનવા લાગ્યો છે! એટલે કે, બધા ધર્મના લોકો આ નવા રાજ્યધર્મમાં — પોતપોતાના ધર્મો ભૂલીને જોડાય છે અને તેનાં બુત કે સંજ્ઞાઓને વરે છે અને પૂજે છે. વર્ગરહિત સમાજમાં માનનારા સામ્યવાદી રાજ્યશાસ્ત્રીઓ પણ એમાંથી મુક્ત નથી. અરે, ધર્મને વિષ ગણી ધર્મોને ન માનતા છતાં, આ નવા ધર્મના તેઓ તો મહા ચુસ્ત માનનારા છે; એ જ જાણે એમનો ધર્મ છે! અને જેહાદના ઝનૂનભેર એ અર્થે તેઓએ જગતના ઘમસાણમાં અત્યારે ઝુકાવ્યું છે. એમ કહો કે, ધર્મયુદ્ધ અને જેહાદનો મધ્યયુગીન જમાનો અર્વાચીન યુગમાં આ નવે રૂપે પ્રગટ થયો છે. બેઉમાં મૂળ માનવભાવો અને આવેગો તથા શ્રદ્ધાંધતા વગેરે એકસરખાં જ છે, એમ કહી શકાય.

રાજ્યસત્તાની આવી બુતપરસ્તી ખાંભીના અમદાવાદી આંદોલનમાંય જોવા મળે છે. ખાંભી રોપાયા બાદ તેની અર્ચનપૂજા પ્રેરવામાં આવ્યાં. અધિકમાસનાં નદીસ્નાનનો લાભ લઈ, સ્ત્રીઓનાં ટોળાંને તે તરફ દોરવાયાં. ખાંભી એ દ્વિભાષી રાજ્ય અને તેની હામી સંસ્થા કૉંગ્રેસના વિરોધનું બુત બની. તેમાં શહાદત રહેલી છે એવું અંધઝનૂન ઉશ્કેરવા આ બુતને ખાંભી કહી. અને એમ નવી મહાગુજરાત રાજ્યપૂજાનો ધર્મ અમદાવાદમાં હેલાળે ચડ્યો! આ બધું જોઈને એક અમદાવાદી ચકોર મહાજને એમ કહ્યું કે, "આથી તો ઝેર ઉકાળવાની કઢાઈ જ રોપાય અને એમાંથી અમદાવાદની પાયમાલી જ થવા બેસે."

અર્વાચીન જગતમાં જોવા મળતી આ "અર્વાચીન" રાજ્યધર્મી બુતપરસ્તી અને તેમાંથી આગળ જઈને નીપજતા જેહાદી ઝનૂનથી આપણી સંસ્કારી પ્રજાએ સાવધ બનવાની અત્યારે અતિ જરૂર છે.

૧-૯-'૫૮

## ૮

## મરાઠવાડા યુનિવર્સિટી

### (૧)

મુંબઈ રાજ્યમાં આ નવી આઠમી યુનિવર્સિટીનો પ્રારંભ આ વરસે થયો. મરાઠવાડા પ્રદેશ જૂના હૈદરાબાદ રાજ્યનો ભાગ, — રાજ્ય-પુનર્ઘટનાના કાયદાની રૂએ, — ૧૯૫૬ બાદ મુંબઈ રાજ્યમાં જોડાયો. તેવી રીતે વિદર્ભ-નાગપુર, કે જે જૂના મધ્યપ્રદેશમાં હતો, ત્યાંથી મુંબઈ સાથે ભળ્યો. આમ મરાઠી-ભાષી લોકોનું રાજકીય એકીકરણ થયું; તેનું

જ ગુજરાતી-ભાષી પ્રજાનું થયું. અંગ્રેજી રાજ્યે નવી રચેલી મુંબઈ નગરી એ બે પ્રદેશો વચ્ચેની ગાંઠ બનીને તેની સંયુક્ત રાજધાની બની છે. આમ ગોઠવાઈને હાલનું મોટું મુંબઈ રાજ્ય જન્મ્યું કે જેનો મૂળ ઉદય તો પેશવાઈ યુગથી બતાવી શકાય.

આ વિભાગોમાં યુનિવર્સિટીઓ જોઈએ તો અત્યારે (૧) મરાઠી વિસ્તારમાં પૂના, નાગપુર, અને હવે ઔરંગાબાદની આ નવી યુનિ૰ એમ મળીને ત્રણ; (૨) ગુજરાતી વિસ્તારમાં અમદાવાદ, વલ્લભ-વિદ્યાનગર, અને વડોદરા એમ ત્રણ; (૩) મુંબઈ નગરમાં એક ૧૮૫૮ થી ચાલુ થયેલી કે જે સ્વરાજ આવતા સુધી આખા રાજ્યને કામ દેતી હતી અને હવે માત્ર જે નગરની બને છે; અને બીજી શ્રી. કર્વે-સંસ્થાપિત મહિલા યુનિવર્સિટી કે જે આખા રાજ્યમાં ગુજરાતી મરાઠી બંને ભાષામાં કામ કરે છે.

૧૯૪૭ સુધી એકએ જ કાનૂની યુનિવર્સિટીથી કામ ચાલતું હતું પરંતુ ૧૯૪૭ પછી નવો યુગ હિંદમાં બેઠો તેની અસર તળે, દસબાર વર્ષમાં જ તેની જગાએ ૮ યુનિવર્સિટી થઈ છે. આ વિકાસ કેવળ શૈક્ષણિક કે નિર્ભેળ વિદ્યાવિષયક નથી; બીજાંત્રીજાં કારણો એમાં રહેલાં છે, એ બધી ચર્ચા અહીં છોડીએ. મરાઠવાડા માટે નવી યુનિવર્સિટીનો ઉદય, હિંદ સ્વતંત્ર થયા પછી આપણા પ્રજામાનસમાં નવાં નવાં બળો અને ભાત ભાતનાં કારણો જન્મે છે, તેમાંથી છે. અંગ્રેજ કાળની યુનિવર્સિટીઓ પણ કેવળ વિદ્યાકારણી નહોતી તેમ જ આ વસ્તુ છે. છતાં તેમાંથી વિદ્યાનો કાંઈક અર્થ સરે, તો તે ઇષ્ટાપત્તિ સમજવી જોઈએ.

૨

મરાઠવાડાની ભૂમિનો પણ જૂનો ગૌરવ-ઇતિહાસ છે, તે જાણવા જેવો છે. શ્રી. હિતુભાઈ દેસાઈ, કેળવણી-પ્રધાને આ યુનિવર્સિટીનો પ્રારંભ કરતાં તેમના વ્યાખ્યાનમાં એનો ઉલ્લેખ કર્યો હતો. તેમણે કહ્યું :—

"આ પ્રદેશ ઐતિહાસિક, સાહિત્યિક તથા સાંસ્કૃતિક પરંપરાની સારી સમૃદ્ધિ ધરાવે છે. મરાઠી સાહિત્યનું પ્રભવસ્થાન આ પ્રદેશ કહીએ તો તેમાં અત્યુક્તિ નથી. જ્ઞાનેશ્વર, નામદેવ, એકનાથ, દાસોપંત અને રામદાસ જેવા મહાન સંત-કવિઓ આ પ્રદેશના હતા. શ્રી ચક્રધરની પ્રેરણાથી ઉદય પામેલો મહાનુભાવોનો સુધારક સંપ્રદાય ૧૩મી સદીમાં મરાઠવાડામાં પેદા થયો અને પછી દૂર પંજાબ સુધી ફેલાયો; તેણે મરાઠી સાહિત્યને સારી પેઠે સમૃદ્ધ કર્યું છે. પહેલો મરાઠી ગદ્યલેખક મહેન્દ્રભટ્ટ કે જેણે શ્રી ચક્રધરનાં વચનોનો સંગ્રહ કર્યો છે, તે આ પ્રદેશનો હતો. પહેલી મરાઠી સ્ત્રી-કવિ મહદંબા પણ ઔરાગાબાદ જિલ્લાની હતી. નરેન્દ્ર, દામોદર અને ભાસ્કર ભટ્ટ જેવા મોટા મહાનુભાવ કવિઓ આ પ્રદેશના હતા. સંતકવિ જ્ઞાનેશ્વર, નામદેવ અને એકનાથની પ્રેરણાને આભારી એવો વારકરી કે ભાગવત સંપ્રદાયને નામે ઓળખતો ભક્તિમાર્ગ મરાઠવાડામાં ખીલ્યો હતો.

"૧૪મા સૈકામાં આ પ્રદેશ દિલ્હીના બાદશાહોને તાબે થયો ત્યારથી આ પ્રદેશના સંસ્કૃતિ-ચિત્રમાં એક નવો રંગ દાખલ થયો. અનેક સૂફી સંતો દક્ષિણમાં આવીને રહેવા લાગ્યા અને તેમણે ધર્મવિચારમાં નવા અંશો ઉમેર્યા. મરાઠી અને ઉર્દૂને અરસપરસ સારી લેવાદેવાનો સંબંધ છે તે આ નવા રંગને આભારી છે, એમ બતાવી શકાય. ઉર્દૂ કવિતાનો પિતા સમો લેખાતો વલી ઔરંગાબાદનો હતો. આદિ ઉર્દૂ સાહિત્યનો બીજો મોટો કવિ સિરાજ હતો તેય ઔરંગાબાદનો હતો."

આ પછી મરાઠવાડાનો નિઝામયુગ શરૂ થાય, કે જે હવે પૂરો થઈને તે એક અખિલ હિંદી પ્રજાના ભાગ તરીકે અને કુલ મરાઠીભાષી વિસ્તારની સાથે મળીને પોતાની સ્વરાજ્યાત્રા શરૂ કરે છે.

નવા નવા પ્રદેશમાં અત્યારે નવી યુનિવર્સિટીઓ નીકળે છે, તેથી અંગ્રેજી કેળવણીની ચાલુ પરંપરામાં જ તેમનો ઉમેરો થાય છે. પણ તે પોતાની પ્રાદેશિક અસ્મિતાની અતિ-કેળવણી કરવા કે લોકોમાં ફેલાવવાને માટે ન હોવી જોઈએ. તેનાથી સાવધ રહેવાની ભારે જરૂર છે.

અત્યારે ઉચ્ચ કેળવણી પોતે જ એક કોયડો થઈ પડ્યો છે અને નાણાંભીડ તો પાર વગરની છે, ત્યારે નવી વિદ્યાપીઠો વધારવાની નીતિ પણ કોયડામાં ઉમેરો જ કરે. છતાં મરાઠવાડાની માગણી પરથી શરૂ થતી આ વિદ્યાપીઠ અપવાદ રૂપે સમજી શકાય. સાચા સ્વરાજની સેવામાં તેનાં ઉત્કર્ષ અને પ્રગતિ થાઓ.

૩-૯-'૫૮ મગનભાઈ દેસાઈ

# રેંટિયાનું લોકમાનસ-શાસ્ત્ર

લગભગ બધા દેશોમાં શાસક-વર્ગના લોકો પોતાનાં સંતાનોને ઘોડેસવારી શીખવે જ છે, તથા પોતે પણ ઠીક ઠીક સમય ઘોડા-ગેડી, શિકાર, ઘોડદોડ તથા તેવી બીજી મરદાની રમતગમતમાં ગાળે છે. તેઓ બરાબર જાણે છે કે, આ બધી પ્રવૃત્તિઓ દ્વારા જ તેઓ આત્મ-વિશ્વાસ આત્મ-શ્રદ્ધા, આત્મ-સંમાન, પહેલ કરવાની વૃત્તિ, તરત નિર્ણય કરવાની શક્તિ તથા હુકમ અને શાસન ચલાવવાની ટેવો પ્રાપ્ત કરી શકે છે.

એટલું લક્ષમાં રાખવાનું છે કે, આ બધી પ્રવૃત્તિઓ શારીરિક છે અને શરીર-શ્રમને લગતી છે.

બીજા એક તદ્દન જુદા ક્ષેત્રમાં પણ શરીર-શ્રમની પ્રવૃત્તિ દ્વારા માનસિક અને નૈતિક ગુણોત્કર્ષ સાધવાની રીત અપનાવવામાં આવે છે. તે છે માનસિક રોગની ઇસ્પિતાલોમાં! જ્યારે કોઈ દરદી બહુ હતાશ તથા ખિન્ન રહ્યા કરે, પોતાની ચિંતાઓમાં જ ડૂબેલો રહે અને આત્મ-વિશ્વાસ તથા આશા ખોઈ બેસે, ત્યારે દાક્તરો તેને માટે 'કામકાજની ઉપચાર-પદ્ધતિ'—'ઑકયુપેશનલ-થેરપી' અજમાવે છે. અર્થાત્ તેઓ સુતારીકામ, વણાટકામ, માટીકામ વગેરે પ્રવૃત્તિ દ્વારા ઉપયોગી અથવા સુંદર ચીજો હાથ વડે બનાવવાનું કામ તેને સોંપે છે. અને એવું પુરવાર થયું છે કે, એ જાતનું જાત-મહેનતનું કામ દરદીમાં રસ ઉત્પન્ન કરી, તેને પોતાની ચિંતાઓ કે ધૂનોમાંથી બહાર કાઢે છે તથા તેનામાં ધીમે ધીમે આત્મ-વિશ્વાસ, આત્મ-શ્રદ્ધા, હિંમત અને આશા પેદા કરે છે.

વાત એમ છે કે, પ્રાચીન ઇતિહાસમાં જોઈએ તોપણ જણાશે કે, શારીરિક પ્રવૃત્તિ અને ખાસ કરીને હાથની પ્રવૃત્તિ જ માણસના મન અને ચારિત્ર્યના વિકાસ સાથે ગાઢપણે સંકળાયેલી છે. માણસો માત્ર પશુની સ્થિતિમાંથી નીકળી, લાકડીઓ તથા પથ્થરોને ઓજાર તરીકે વાપરતાં પહેલપ્રથમ શીખ્યા, ત્યારથી તેઓ પોતાની આજુબાજુની પરિસ્થિતિનો મુકાબલો કરતા તથા પોતાની વિશિષ્ટ માનવ શક્તિઓનો વિકાસ કરતા થઈ શકયા.

હવે આ બધી બાબતો આપણા દેશના એક મહાપ્રશ્ન અંગે લાગુ પાડીએ. આપણે ત્યાં ૩૨ કરોડ, ૩૦ લાખ ગ્રામજનો છે; અર્થાત્ કુલ વસ્તીના ૮૫ ટકા. તેઓ ભયંકર રીતે દરિદ્ર, રોગપીડિત, દેવાદાર, નિરક્ષર અને અજ્ઞાનાંધ છે. સૈકાંઓથી બીજા લોકો દ્વારા તેમનું શોષણ થતું આવ્યું છે. દર વરસે — વરસોવરસ તેઓ ઉપર બેકારીની કે અર્ધ-બેકારીની આફત આવી જ પડતી હોય છે. ઋતુવ્યવસ્થા પણ એવી છે કે, ખેતીકામવાળાઓને દર વર્ષે ત્રણ મહિના ફરજિયાત આળસુ બેસી રહેવું પડે. आ बधो बोजो मात्र आर्थिक ज नथी, पण नैतिक अने मानसिक पण छे.

આ બધાને પરિણામે પેઢીઓથી મોટા ભાગના ગ્રામજનો કરુણ રીતે નાહિંમત, અશ્રદ્ધાળુ, તથા સ્વમાન, આત્મશ્રદ્ધા કે સ્વાશ્રયની ભાવના વિનાના થઈ ગયા છે. તેમનામાં કશું નવું પ્રસ્થાન કરવાનો ઉમંગ જ રહ્યો નથી. તેઓ અજાણ્યાઓ પ્રત્યે, અને ખાસ કરીને સરકારી અમલદારો પ્રત્યે શંકાશીલ બની ગયા છે. 'સરકાર' એ શબ્દનો અર્થ, તેઓને મન, ભારે કરવેરા અને પોલીસ-જુલમ એટલો જ થાય છે. તેઓને નવા ફેરફારની બીક લાગે છે અને નવી રીતો અપનાવવાની તેમને મરજી હોતી નથી. દુનિયાના બીજા પ્રદેશોના ખેડૂતોની જેમ જ તેઓ પણ શંકાશીલ તથા પરંપરા કે રૂઢિથી ચાલતી આવેલી પ્રણાલીઓને વળગી રહેનારા લોકો છે. તેમને જો પરાણે નવા માર્ગોએ ચડાવવામાં આવે તોપણ, દબાણ ઓછું થતાંની સાથે જ તેઓ પહેલાંના માર્ગોએ પાછા વળી જાય છે.

અને તેઓની શંકાશીલતા છેક જ નાપાયાદાર છે, એમ પણ ન કહી શકાય. તેઓને જીવંત ધરતી, વનસ્પતિ કે પ્રાણીઓ સાથે કામ લેવાનું હોય છે; અને લાંબા અનુભવે તેઓ જાણતા હોય છે કે, એ બધી પ્રક્રિયા કેવી જટીલ હોય છે તથા તેમાંના

કોઈ એક અંગ ઉપર કોઈ અખતરો કર્યો હોય, તોપણ સરવાળે સમગ્રપણે તેનું પરિણામ કેવું આવે, એ નિશ્ચિતપણે જાણવું બહુ મુશ્કેલ હોય છે.

હિંદના નેતાઓને પ્રગતિ જોઈએ છે, તેમ જ તેઓ વૈયક્તિક સ્વતંત્રતાને પણ પ્રમાણવા માગે છે. તો પછી અજ્ઞાન, દારિદ્ર, રોગ, વહેમ, નાહિંમત અને અશ્રદ્ધાના આ મોટા સમુદાયને બળજબરી વાપર્યા વગર શી રીતે આશાવંત તથા ગતિમંત કરવો, એ એક કોયડો છે.

અહીં આગળ ગાંધીજીના ઊંડા ડહાપણનો આપણને પરચો મળે છે. તે સમજી ગયા હતા કે, અંતે આ પ્રશ્ન કેવળ રાજકીય, આર્થિક કે યંત્રવિદ્યાનો નથી; પરંતુ માનવ ચારિત્ર્યને લગતો અને કેળવણીનો છે. ૮૫ ટકા જેટલી વસ્તી જ્યાં સુધી ઊઠે નહિ, ત્યાં સુધી સમગ્ર પ્રજા આગળ ન વધી શકે કે સાચા અર્થમાં આઝાદ ન થઈ શકે.

માનવસ્વભાવની તેમની ઊંડી સમજથી તેમણે જોઈ લીધું કે, સૌથી પ્રથમ તો ગ્રામજનોનું માનસ બદલવું જોઈએ. અને તેમના હાથ મારફતે જ — કાંઈક કર્મ મારફતે જ — તેમના માનસમાં નિશ્ચિત તથા કાયમી ફેરફારો કરી શકાય. પરંતુ તેમની રોગીલી માનસિક દશામાં તેઓને સાદું તથા પરિચિત કર્મ જ બતાવવું જોઈએ. વળી તેમની કંગાલિયતને કારણે, એ માટેનાં સાધનો બિનખર્ચાળ હોવાં જોઈએ તથા સહેલાઈથી સ્થાનિક રીતે આપમેળે અને જલદી સમારકામ થઈ શકે તેવાં હોવાં જોઈએ.

વળી એ કામકાજ ગ્રામજનોને સીધું તથા તરત જ આર્થિક રીતે ઉપયોગી થઈ પડે તેવું હોવું જોઈએ. હવે લૂગડાંલત્તાંનું ખર્ચ ગ્રામજનોને કુલ ખર્ચના ૬ ટકા જેટલું હોય છે. પોતાનાં લૂગડાંલત્તાં માટેનું સૂતર પોતાને હાથે તૈયાર કરી લેવાનું તેમને શીખવવામાં આવે તો? દેખીતી બહુ ઓછી બચત તેમને થાય. પરંતુ ભૂખમરાની પરિસ્થિતિ પ્રવર્તતી હોય, તે વખતે એટલી આવક પણ આવકારપાત્ર જ થઈ પડે.

એટલે જ ગાંધીજીના કાર્યક્રમમાં ગોળ બનાવવાનું, હાથછડનું, વણવાનું વગેરે હાથઉદ્યોગનાં બીજાં પણ કામો હોવા છતાં, વસ્ત્રઉદ્યોગની વાત જ તેમાં પ્રાધાન્ય પામી છે. બીજાં બધાં કામકાજ કરતાં રેંટિયા વડે કાંતવાનું કામ ઘણી મોટી સંખ્યાનાં નાનાં મોટાં, સ્ત્રી-પુરુષ, બેકાર કે કામકાજે લાગેલાં એમ સૌ કોઈ ગમે તે મોસમમાં કરી શકે છે. તેને માટે જગા ઓછી જોઈએ અને તેનું સમારકામ કાંતનાર પોતે કરી શકે. તે માટેનો કાચો માલ, એટલે કે રૂ, કેરળ સિવાય હિંદભરમાં બધે ઠેકાણે પેદા થાય છે જ.

તેથી, ગાંધીજીએ રેંટિયાને બીજા સૌ કાર્યક્રમોમાં અગત્યનું સ્થાન આપ્યું; અને તેનો સંદેશ પહોંચાડવા માટે એવાં સ્ત્રી-પુરુષોને હાકલ કરી, જેઓ રેંટિયાના સંદેશની આવશ્યકતા સમજતાં હોય, ગ્રામજનોમાં છુપાયેલા કલદાર હૃદયની જેમને કિંમત હોય, તે સૌના ઉદ્ધારમાં જ જેમને આખા દેશનો સાચો ઉદ્ધાર દેખાતો હોય, તથા જેઓ ગામડે જઈ, ગામડાંના લોકો વચ્ચે સાદગીથી તથા સ્વચ્છતાથી રહી, પોતાના નમ્ર દૃષ્ટાંતથી તેમને એ પ્રવૃત્તિમાં પ્રેરિત કરી શકે તેવાં હોય. શહેરમાં ઊછરેલાં અને સરકારી નોકરીમાં લાગેલાં માણસો એ કામ માટે ભાગ્યે ઉપયોગી નીવડે. તેઓને તો માત્ર નોકરીની જ પડી હોય છે, અને ગામડાંના લોકોના કલ્યાણની ખાસ કાંઈ પડી હોતી નથી. વળી સરકારી નોકર થઈને તેઓ ગયાં હોય, એટલે ગામલોકોને ઘર-મૂળથી તેમના પ્રત્યે અશ્રદ્ધા જ હોય.

ગાંધીજીએ પોતાની ઊંડી સમજથી કરેલી આ હાકલ અને આપેલો આ કાર્યક્રમ હજુ ઊભાં જ છે. રેંટિયાથી દેશનો ઉદ્ધાર થઈ શકે તેમ છે એમ તેઓ શા માટે કહેતા, તથા એની પાછળ માનસ-શાસ્ત્રનો કેવો મોટો સિદ્ધાંત રહેલો હતો, તે આ પ્રમાણે વિચાર કરતાં વધુ ને વધુ સમજી શકાશે.

—ગો૦

—રિચર્ડ બી. ગ્રેગના 'વિજિલ'માંના અંગ્રેજી ઉપરથી]

# માતા કસ્તૂરબા

[તા. ૧૬-૨-૧૯૫૮ને દિવસે પૂ. કસ્તૂરબાની સંવત્સરી નિમિત્તે, શ્રી. મહાદેવ દેસાઈ સમાજસેવા મહાવિદ્યાલય વિદ્યાર્થીમંડળ તરફથી ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદમાં યોજાયેલી સભામાં વાંચેલા નિબંધ ઉપરથી ટૂંકાવીને.]

પૂ. કસ્તૂરબા જેવાં ધાર્મિક વૃત્તિનાં હતાં, તેવું જ તેમનું અવસાન મહાશિવરાત્રીને દિવસે થયું; અને તે પણ જેલમાં થવાથી, તેમનો દેહત્યાગ આપણને રાષ્ટ્રીયતા અને પવિત્રતા બંનેની ઝાંખી કરાવે છે.

અપૂર્વ આત્મભોગની ઝળહળતી તેજશિખા સમું પવિત્ર જીવન જીવી જનાર પૂ. બાનો જન્મ સને ૧૮૬૯ના એપ્રિલ માસમાં થયો હતો. તેઓ સામાન્ય સ્થિતિના વેપારી કુટુંબમાં ઊછર્યાં હતાં. પિતા ગોકુળદાસ મકનજી ચુસ્ત વૈષ્ણવ હતા. અને માતા વ્રજકુંવર પતિપરાયણ, વ્યવહારુ અને કુશળ હતાં. એ જમાનામાં છોકરીઓને કોઈ ભણાવતું નહીં. આથી બા અક્ષરજ્ઞાનથી વિમુખ રહ્યાં હતાં. પણ જીવનની કેળવણીથી વંચિત નહોતાં રહ્યાં.

ઘરના પવિત્ર ધાર્મિક વાતાવરણમાં બાનું જીવન તેના સંસ્કારોથી પોષાયું હતું. બાની સગાઈ નાનપણથી જ કરવામાં આવી હતી. ૧૩ વર્ષની નાની વયમાં બાનાં લગ્ન થયાં હતાં.

બાને જીવનમાં અનેક મુશ્કેલીઓ પડી છે, પણ તે મુશ્કેલીઓને તેમણે ગૌરવ સાથે તરીને પાર કરી છે. અને સાથોસાથ બાપુને પણ તપશ્ચર્યાના જોશમાં વધારેપડતા કડક અથવા શુષ્ક થતા બચાવ્યા છે. પોતાની નમ્રતાભરી સમજાવટ, સૌમ્ય આગ્રહ, અને કશું ન હોય ત્યારે આંસુથી તેમણે બાપુને જીત્યા છે. બાએ જ્ઞાનથી કે અજ્ઞાનથી બાપુની પાછળ ચાલવામાં જીવનની સાર્થકતા માની છે. તેથી બા-બાપુનું જીવન હંમેશાં સંતોષી, સુખી અને ઊર્ધ્વગામી રહ્યું છે.

બાપુની સાધનામાં અને તેમનાં મહાવ્રતોના પાલનમાં બા આડે તો નથી જ આવ્યાં; પણ ધીમે ધીમે બાપુનાં મહાવ્રતો, આદર્શો અને સિદ્ધાંતો પોતાનાં કરતાં ગયાં છે. આ બધાં વ્રતો સિદ્ધાંતો કંઈ બાનાં પોતાનાં ન હતાં. બાની મહત્ત્વાકાંક્ષા કંઈ બાપુના જેવી, પોતાના જીવનને પૂર્ણ બનાવી મોક્ષની સાધના કરવાની નહોતી. તેમની સહજ વૃત્તિ બાપુને અનુકૂળ થવાની હતી. જોકે પોતાની સમજના ક્ષેત્રમાં, પોતાના વિચારોમાં તે મક્કમ રહેતાં. તેમ છતાં સાર્વજનિક પ્રવૃત્તિઓ, આશ્રમના આદર્શો વગેરે બાબતોમાં નિષ્ઠાપૂર્વક બાપુને અનુસરતાં પોતાનો વિકાસ તેમણે સાધ્યો. "બાનો ધ્રુવતારક બાપુ જ હતા." આ દંપતીના જીવનનું ખરું રહસ્ય જ એ છે કે, બંનેએ એકબીજાને ચઢાવ્યાં અને મહાન બનાવ્યાં.

બા ઘણી વખત કહેતાં કે, મહાપુરુષની પત્ની થવું સહેલું નથી. પાર્વતીજીએ જન્મોજન્મથી શંકરને ઇચ્છ્યા હતા. આમ, અભણ બાનાં મુખેથી હિંદુધર્મનું તત્ત્વજ્ઞાન સરી પડતું.

પતિના માર્ગે જ અડગ અને ધીર પગલાં ભરનાર, જગતના અજોડ ક્રાંતિકારીનાં સહધર્મચારિણી, સહકર્મિણી અને અનુસારિણી બાએ જગતની સ્ત્રીઓને એક ભવ્ય પેગામ આપ્યો છે.

**દ૦ આફ્રિકાની લડતનાં સાથી**

૧૯૧૩માં આફ્રિકામાં હિંદુધર્મ પ્રમાણે થયેલાં લગ્ન ગેરકાયદેસર, અને ખ્રિસ્તિ વિધિ પ્રમાણે અથવા રજિસ્ટર થયેલાં લગ્ન માન્ય રાખવાં, તેવો કાયદો પસાર થયો. આ કાયદો હિંદુ પત્નીઓ માટે ભારોભાર અપમાનજનક હતો. બાપુએ આની સામે સત્યાગ્રહ કરવાનો નિર્ણય લીધો. ફિનિક્સમાં રહેતી બહેનોને ભાગ લેવા આગ્રહ કર્યો; પણ બાને તો તેમણે કહ્યું જ નહોતું. તેઓ માનતા કે, જોખમભરેલાં કામોમાં સ્ત્રીઓ પોતાની મેળે જ જે પગલું ભરે, તે જ પુરુષે સ્વીકારવું જોઈએ; અને ન ભરે તો પતિએ તેને વિષે જરાયે દુઃખી થવું ન જોઈએ. બા જેલમાં જવા તૈયાર થયાં; પણ હસીને બાપુને કહેતાં, 'હું જેલમાં જઈશ તો જરૂર મરી જઈશ હોં…'

બાપુએ કહ્યું હતું કે, "તું જેલમાં મરી જઈશ તો જગદંબાની જેમ હું તને પૂજીશ." બાની ખૂબી જ એ હતી કે મને-કમને બાપુને અનુસરવું.

ચાર બહેનોને લઈને સવિનય ભંગ કરવા બા વોલક્રસ્ટમાં દાખલ થયાં. પૂ. બા પાછળ અનેક હિંદી બહેનો ભોગ આપવા તૈયાર થઈ ગઈ.

કાયદાનો ભંગ કર્યો. સૌને પકડવામાં આવ્યાં અને ૭ માસની સખત સજા કરવામાં આવી.

હિંદમાં આજે જે સ્ત્રી-શક્તિની પવિત્ર અને પ્રચંડ જ્વાલા પ્રગટી નીકળી, તેનું બીજ આમ દ૦ આફ્રિકામાં રોપાયું.

૧૯૧૩ના ડિસેમ્બર માસની ૨૨ મી તારીખે બા છૂટયાં. સ્વાગત માટે બાપુ આવી પહોંચ્યા. હાડપિંજર જેવાં બાને જોઈને સૌની આંખોમાં આંસુ આવ્યાં.

આ અરસામાં એક ૭૦ વર્ષનાં સેવાભાવી પ્રેમાળ બહેન મિસ મોલ્ટન બાને મળવા ફિનિકસમાં આવ્યાં. દુઃખી હૃદયે તેમણે જેલની મુશ્કેલીઓ પૂછી. પછી તેમણે કહ્યું, "આવી નિર્દોષ, પવિત્ર, દેવી જેવી આ કસ્તૂરબા જનરલ સ્મટ્સનો શો ગુનો કરી શકે?"

બા અને હિંદી સ્ત્રીઓ પ્રત્યે સરકારે બતાવેલ અક્ષમ્ય વર્તન માટે દુઃખ અનુભવતી એ અંગ્રેજ સ્ત્રીની લાગણી સમજાય છે.

### સ્વાતંત્ર્યની લડતનાં સ્ત્રી-સેનાની

બંગાળના ભાગલા પછી હિંદમાં રાજકીય નવ-યુગનો આરંભ થયો હતો. લાલ બાલ અને પાલની ત્રિપુટીનું નામસ્મરણ ઘેર ઘેર ગુંજતું હતું. સુરેન્દ્રનાથ બેનરજી સિંહગર્જના કરી બંગાળને ગજવતા હતા. મુંબઈમાં ફિરોજશાહ મહેતા ગાજતા હતા અને વડી ધારાસભાને ગોખલે ધ્રુજાવતા હતા. મહાયુદ્ધથી અશાંત બનેલી પ્રજા શાંતિદૂતની રાહ જોતી હતી.

ગુજરાતમાં આશ્રમ સ્થાપી, ફિનિકસનાં સાથીઓને સાથે લઈ બેસી જવાનું બાપુએ વિચાર્યું. પૂ. ગોખલેજીએ મદદ કરી અને કોચરબ સત્યાગ્રહ-આશ્રમ અસ્તિત્વમાં આવ્યો. હજુ અહીં જંપ્યાય નહોતા ત્યાં હિમાલય તરફથી સાદ આવ્યો. હિમાલયની તળેટીમાં પતિત પાવની ગંગાને પેલે પાર ચંપારણમાં ગરીબ અજ્ઞાન જનતા પર ક્રૂર અમાનુષી વર્તન થતું હતું. તિનકઠિયાનો ક્રૂર રિવાજ આમ-જનતાને શોષતો હતો. સરકાર સાથેની વાટા-ઘાટનું પરિણામ ન આવ્યું. ત્યારે બાપુએ આ અભણ દરિદ્ર પ્રજાને અહિંસાના પાઠ ભણાવા માંડ્યા. બા પણ ગામડે ગામડે ઘૂમતાં. ભીતિહરવામાં નાનકડી શાળા સ્થાપી. ગામડે ગામડે ઘૂમી બા શિક્ષણની વાતો સમજાવતાં. શાળાનાં ઝૂંપડાં બાળી નાંખવામાં આવતાં. ખોટા આક્ષેપો મુકાતા તો પણ નિર્ભય બનીને બા કામ કરતાં હતાં. ભાષાની મુશ્કેલી હોવા છતાં ભલભલાં થાકે તેવું કામ બાએ કર્યું. દરિદ્ર પ્રજાને પહેરવા આબરૂ ઢાંકવા પૂરતાં વસ્ત્ર નહોતાં કે નહોતું ખાવા અન્ન.

ચરોતર જેવા રસાળ પ્રદેશમાં કુદરત અને સરકારના દમન કોરડા વીંઝાયા. દુષ્કાળ અને મરકીથી લોકો બેહાલ બન્યા. ઉપરાંતમાં સરકારી મહેસૂલ તો ઊભી જ હતી. ઘર લૂંટાયાં, અને જાનમાલ હરાજ કરવામાં આવ્યાં. બાને ખબર મળ્યા અને દોડી આવ્યાં. સ્ત્રીસમાજમાં જબરી જાગૃતિ આણી. અસહ્ય હેરાનગતિ પછી સમાધાન થયું. આ લડતે ગુજરાતભરના ખેડૂતોમાં જાગૃતિ આણી. ગામડાંની સ્ત્રીશક્તિનું માપ નીકળ્યું અને ગામડાંની રાજદ્વારી કેળવણીનાં પગરણ થયાં. શાંત સેવાવૃત્તિ, મૂંગી સહનશક્તિ અને અથાગ પરિશ્રમ બાની હરેક નાની મોટી પ્રવૃત્તિઓમાં દૃષ્ટિએ પડતાં હતાં.

### સ્વરાજ્યની પ્રથમ લડત

૧૯૨૨માં બાપુને પકડવામાં આવ્યા. ૬ વર્ષની સજા થઈ ત્યારે બાએ ભારતની જનતાને સંદેશો આપ્યો, "મારા પતિને આજે ૬ વર્ષની સજા થઈ છે. આ ભારે સજાથી હું કંઈક અસ્થિર બેચેન બની છું એનો મારે સ્વીકાર કરવો જોઈએ. પણ આપણે ધારીએ તો સજાની મુદત પૂરી થાય તે પહેલાં જ આપણે તેમને છોડાવી શકીએ. સફળતા મેળવવી એ આપણા હાથની વાત છે. જો આપણે નિષ્ફળ નીવડશું, તો એમાં આપણો દોષ હશે અને તેથી જ હું મારા દુઃખમાં દિલસોજી ધરાવનાર સર્વ સ્ત્રી-

પુરુષોને રાત દિવસ રચ્યાંપચ્યાં રહીને રચનાત્મક કાર્યક્રમને સફળ બનાવવાની વિનંતી કરું છું. રચનાત્મક કાર્યમાં રેંટિયો ચલાવવો અને ખાદી ઉત્પન્ન કરવી એ મુખ્ય છે. ગાંધીજીની સજાનો જવાબ આપણે આ રીતે જ આપીએ."

બાના સાચા દિલના આ સંદેશાએ જનતા ઉપર ખૂબ સારી અસર પાડી અને ઘેર ઘેર રેંટિયા ગુંજતા થયા. આ અભણ બા જેણે નથી "અનટુ ધી લાસ્ટ" વાંચ્યું કે નથી વાંચ્યું પ્લેટોનું આદર્શનગર, તેમ છતાં અંતઃસ્રોતથી તેમણે પ્રજાને પ્રેરણા આપી છે. બાપુની રચનાત્મક પ્રવૃત્તિ તરફ ભલભલાની શ્રદ્ધા ડગી હતી. ત્યારે અડીખમ બાએ અનન્ય નિષ્ઠાથી તેમાં પ્રાણસંચાર કર્યો હતો.

-ચાલુ] **સરોજબહેન જોરસિંહ કવિ**

# વીસમી સદીનાં ગુજરાતી પ્રકાશનો

**(જુલાઈ '૫૮ના અંકથી ચાલુ)**

## ૮

## (ઈ. સ. ૧૯૩૬-૪૦)

આ આઠમી પંચવર્ષી દરમ્યાનનાં ગુજરાતી ભાષાનાં પૂરાં ૩૩૦૦ પ્રકાશનો ગૂજરાત વિદ્યાપીઠ ગ્રંથાલયના કૉપીરાઈટ-સંગ્રહમાં છે. અગાઉની પંચવર્ષી કરતાં તે લગભગ બસો જેટલાં ઓછાં થવા જાય છે. પ્રકાશનોની મુખ્ય મુખ્ય વિષયવાર સંખ્યા નીચે પ્રમાણે છે —

| વિષય | સંખ્યા | ટકા |
|---|---|---|
| ૧. સાહિત્ય | ૧૨૪૬ | ૩૮% |
| ૨. કેળવણી | ૬૯૧ | ૨૧% |
| ૩. ધર્મ | ૬૩૦ | ૧૯% |
| ૪. વિજ્ઞાનો | ૧૮૩ | ૬% |
| ૫. ઇતિહાસ | ૧૪૯ | ૫% |
| ૬. સમાજશાસ્ત્ર | ૧૧૯ | ૪% |
| ૭. તત્ત્વજ્ઞાન | ૮૦ | ૨% |
| ૮. ગાંધી-સાહિત્ય | ૨૪ | ૧% |
| ૯. પરચૂરણ | ૧૭૮ | ૫% |
| કુલ | ૩૩૦૦ | |

તેમના પેટાવિષયો નીચે પ્રમાણે છે:—

૧. સાહિત્ય:— ૧૨૪૬ જેટલાં સાહિત્યિક પ્રકાશનોમાં મૌલિક ૧૦૫૦, અનુવાદિત ૧૫૩ અને લિપ્યંતર ૪૩ છે. અનુવાદો બંગાળીમાંથી ૪૬, અંગ્રેજીમાંથી ૨૭, હિન્દીમાંથી ૨૫, સંસ્કૃતમાંથી ૧૯, મરાઠીમાંથી ૧૧ અને ઇતર ભાષાઓના ૨૫ થયા છે.

રૂપવિભાગ પ્રમાણે ૧૨૪૬ પ્રકાશનોમાં ૩૬૪ એટલે ૨૫% જેટલાં કાવ્ય છે. તેમાં નીચેનાં ત્રણ નોંધપાત્ર છે —

૧. પારિજાત — પૂજાલાલ રણછોડદાસ દલવાડી
૨. શેષનાં કાવ્યો — રામનારાયણ વિશ્વનાથ પાઠક
૩. રઘુવંશ — કાળિદાસ, અનુ૦ ચતુરભાઈ ગોવિંદભાઈ પટેલ

નાટક વિભાગનાં ૧૩૫ પ્રકાશનોમાં ૭૯ તો માત્ર ગાયનોનાં જ છે. બાકીનાં ૫૬ માં નીચેનાં બે ઉલ્લેખનીય છે—

૧. નર્મદ — ચંદ્રવદન ચિમનલાલ મહેતા
૨. તિમિરમાં પ્રભા — ટૉલ્સ્ટૉય, વેશાં૦ કિ. ઘ. મશરૂવાળા

વાર્તાનાં ૬૩૧ પ્રકાશનોમાં નીચેનાં નોંધપાત્ર છે—

૧. આવતી કાલ — રામનારાયણ ના૦ પાઠક
૨. સોરઠ, તારાં વહેતાં પાણી — ઝવેરચંદ મેઘાણી
૩. જેકિલ અને હાઈડ — આર. એલ. સ્ટીવન્સન, અનુ૦ મગનભાઈ પ્રભુદાસ દેસાઈ
૪. નિર્મળા — પ્રેમચંદ, અનુ૦ માણેકલાલ જોષી

આ સિવાયનાં ઇતર ૧૧૬ પ્રકાશનોમાં નીચેનાં પાંચ ઉલ્લેખને પાત્ર છે —

૧. કાવ્ય તત્ત્વવિચાર — આનંદશંકર બાપુભાઈ ધ્રુવ
૨. જીવનભારતી — દત્તાત્રેય બાળકૃષ્ણ કાલેલકર
૩. વિવેચના — વિષ્ણુપ્રસાદ રણછોડલાલ ત્રિવેદી
૪. આપણું વિવેચન સાહિત્ય — હીરા કલ્યાણદાસ મહેતા
૫. ગુજરાતીઓએ હિંદી સાહિત્યમાં આપેલો ફાળો— ડાહ્યાભાઈ પીતાંબરદાસ દેરાસરી

૨. કેળવણી :— ૬૯૧ જેટલાં શૈક્ષણિક પ્રકાશનોમાં ૬૭૧ તો પાઠ્યપુસ્તકો ને ગાઈડોનાં જ છે. બાકીનાં ૨૦ પુસ્તકોમાં નીચેનાં નોંધપાત્ર છે —

૧. જીવનવિકાસ — દત્તાત્રેય બાળકૃષ્ણ કાલેલકર
૨. ટસ્કેજી અને તેના માણસો — અમૃતલાલ ચૂનીલાલ મોદી
૩. સ્વાતંત્ર્યનો પ્રયોગ — હરભાઈ ત્રિવેદી
૪. વર્ધા શિક્ષણ યોજના — ઝાકીર હુસેન સમિતિ

૩. ધર્મ :— ૬૩૦ જેટલાં ધાર્મિક પ્રકાશનોમાં હિંદુ ધર્મનાં ૩૧૧, જૈન ધર્મનાં ૧૯૦, પારસી ધર્મનાં ૫૨, ઇસ્લામનાં ૩૫, ખ્રિસ્તી ધર્મનાં ૨૫ અને ઇતર ૧૭ છે. તેમાં નીચેનાં ચાર નોંધપાત્ર છે —

૧. માનવ ધર્મ — રવીન્દ્રનાથ ઠાકુર, અનુ૰ જયંતીલાલ આચાર્ય
૨. શ્રીમદ્ ભાગવત — સંપા૰ ગોપાળદાસ જીવાભાઈ પટેલ
૩. રાયપસેણઈય સુત્ત — અનુ૰ બેચરદાસ જીવરાજ દોશી
૪. સુખમની — અર્જુનદેવ, અનુ૰ મગનભાઈ પ્ર૰ દેસાઈ

૪. વિજ્ઞાનો :— ૧૮૩ જેટલાં વૈજ્ઞાનિક પ્રકાશનોમાં વૈદકનાં ૮૦, કળાકારીગરીનાં ૫૭ અને ઇતર ૪૬ છે. તેમાં નીચેનાં પાંચ ઉલ્લેખનીય છે —

૧. જીવન અને ઉત્ક્રાન્તિ — ભીમભાઈ લાલભાઈ દેસાઈ
૨. પાક-ઉત્પત્તિના સિદ્ધાંતો — કુમાર શ્રી સૂરસિંહજી
૩. ઊધઈનું જીવન — મૉરિસ મેટરલિંક, અનુ૰ કિ૰ ઘ૰ મશરૂવાળા
૪. માનવદેહ મંદિર — દેસાઈભાઈ નાથાભાઈ પટેલ
૫. તેલઘાણી — ઝવેરભાઈ પુરુષોત્તમદાસ પટેલ

૫. ઇતિહાસ :— ૧૪૯ પ્રકાશનોમાં ૧૧૨ ભારતનાં અને ૩૭ ઇતર દેશોનાં છે. તેમાં નીચેનાં નોંધપાત્ર છે —

૧. સત્યાગ્રહ ને અસહયોગ — ચતુરસેન શાસ્ત્રી, અનુ૰ ત્ર્યંબકલાલ માણેકલાલ શુક્લ
૨. ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ-૧ દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી
૩. અફઘાનિસ્તાન — મહાશંકર ઇંદ્રજી દવે
૪. રશિયાનું ઘડતર — બબલભાઈ મહેતા

૬. સમાજશાસ્ત્ર :— ૧૧૯ જેટલાં સામાજિક પ્રકાશનોમાં નાતજાત વિષેનાં ૩૭, બહેનો વિષેનાં ૧૪ અને ઇતર ૬૮ છે. નીચેનાં પાંચ ઉલ્લેખનીય છે—

૧. યંત્રની મર્યાદા — નરહરિભાઈ દ્વારકાદાસ પરીખ
૨. હિંદી સંસ્કૃતિ અને અહિંસા—ધર્માનંદ કોસંબી, અનુ૰ ભાસ્કરરાવ વિદ્વાંસ
૩. લોકસાહિત્ય-૧ — ઝવેરચંદ મેઘાણી
૪. હિંદુસ્તાનની ગરીબાઈ — દાદાભાઈ નવરોજી, સંપા૰ ગોપાળદાસ જીવાભાઈ પટેલ
૫. લોકજીવન — દત્તાત્રેય બાળકૃષ્ણ કાલેલકર

૭. તત્ત્વજ્ઞાન :— ૮૦ પ્રકાશનોમાં ભારતીય તત્ત્વજ્ઞાનનાં ૬૫, નીતિશાસ્ત્રનાં ૧૪ અને ઇતર ૧ છે. તેમાં નીચેનાં નોંધપાત્ર છે —

૧. નીતિશાસ્ત્ર — મૂર, અનુ૰ પ્રહ્લાદભાઈ આનંદશંકર ધ્રુવ
૨. સ્ત્રીપુરુષ મર્યાદા — કિશોરલાલ ઘ૰ મશરૂવાળા
૩. દાર્શનિક કોશ-૧ — સંપા૰ છોટાલાલ નરભેરામ ભટ્ટ
૪. કુંદકુંદાચાર્યનાં ત્રણ રત્નો — સંપા૰ ગોપાળદાસ જી૰ પટેલ

૮. ગાંધી સાહિત્ય :— ૨૪ જેટલાં આ વિષયનાં પ્રકાશનોમાં નીચેનાં ઉલ્લેખનીય છે —

૧. ગાંધી કાવ્ય સંગ્રહ — સંપા૰ ઝીણાભાઈ દેસાઈ, ઉમાશંકર જોશી
૨. ખરી કેળવણી — મોહનદાસ કરમચંદ ગાંધી
૩. સામ્યવાદ અને સર્વોદય — નરહરિભાઈ દ્વા૰ પરીખ

૯. પરચૂરણ :— ૧૭૮ જેટલાં ઇતર પ્રકાશનોમાં અર્થશાસ્ત્રનાં ૪૫, લલિતકળાનાં ૩૨, ભાષાશાસ્ત્રનાં ૨૬, ભૂગોળનાં ૨૬ અને તે સિવાયનાં ૪૯ છે. તેમાં નીચેનાં નોંધપાત્ર છે —

૧. આચાર્ય કૃપાલાનીના લેખો — સંપા૦ મગનભાઈ પ્ર૦ દેસાઈ
૨. કલાસૃષ્ટિ — સી. જિનરાજદાસ, અનુ૦ ઇન્દુમતી મહેતા, ભૂપતરાય મહેતા
૩. જૂની ગુજરાતી ભાષા — ચતુરભાઈ પુરુષોત્તમદાસ પટેલ
૪. મનુષ્યસ્વભાવ અને સામાજિક ક્રમ — વિનોદિની નીલકંઠ
૫. આપણો આર્થિક પ્રશ્ન — છગનલાલ નથુભાઈ જોષી

છેલ્લે રહે છે ચરિત્રો. ૩૩૦૦ જેટલાં પ્રકાશનોમાં ૩૨૪ ચરિત્રોનાં છે, એટલે કે ૧૦% જેટલાં. નીચેનાં સાત ચરિત્રો ઉલ્લેખનીય છે—

૧. ગાંધીજીની સાધના — રાવજીભાઈ મણિભાઈ પટેલ
૨. નર્મદાશંકર કવિ — રામનારાયણ વિશ્વનાથ પાઠક
૩. હેમચંદ્રાચાર્ય — બેચરદાસ જીવરાજ દોશી
૪. અપંગની પ્રતિભા — હેલન કેલર, અનુ૦ મગનભાઈ પ્ર૦ દેસાઈ
૫. મારી જીવનકથા — જવાહરલાલ નેહરુ અનુ૦ મહાદેવભાઈ દેસાઈ
૬. ભારત સેવક ગોખલે — જુગતરામ ચિમનલાલ દવે
૭. કાગાવા — ચૂનીલાલ પુરુષોત્તમદાસ બારોટ

**દશરથલાલ શાહ**

# ખાદી-ગ્રામોદ્યોગની પ્રગતિ

આપણો દેશ ખેતીપ્રધાન છે એટલે ખેતીની સાથે ઢોરઉછેર અને ગ્રામોદ્યોગોનું આપણે ત્યાં વિશેષ મહત્ત્વ છે. આ બાબત તરફ પૂ. ગાંધીજીએ સવિશેષ ધ્યાન આપ્યું અને રાષ્ટ્રીય મહાસભાની મારફત ચરખા સંઘ, ગ્રામોદ્યોગ સંઘ, ગોસેવાસંઘ વગેરે જેવી સંસ્થાઓ સ્થાપીને આપણી આર્થિક ઉન્નતિમાં તે પ્રવૃત્તિનું મહત્ત્વ બતાવવાનો પ્રયત્ન કર્યો હતો; અને તે કામ કઈ રીતે કરવું એનો પ્રયોગશુદ્ધ અનુભવ મેળવ્યો હતો. ૧૯૪૭માં સ્વરાજ મળ્યા પછી સરકારે તે કામો ઉપાડી લીધાં; અને તે સંભાળવા માટે ૧૯૫૩-માં વડી સરકારનું ખાદી-ગ્રામોદ્યોગ બોર્ડ નિમાયું. તે બોર્ડનો ૧૯૫૬–૫૭નો રિપોર્ટ બહાર પડયો છે તે ઉપરથી તેના કામકાજનો ખ્યાલ આવે છે.

ત્યાર પછી બોર્ડને વિશેષ નાણાંકીય સત્તાઓ આપીને કમિશનનું રૂપ આપવામાં આવ્યું છે. પણ તેનો હેતુ બોર્ડનો હતો તેવો જ છે.

બોર્ડે પોતાના કામકાજ માટે કેટલાક ઉદ્યોગો પસંદ કર્યા છે. તે દરેકને છેલ્લાં બે વરસમાં કેટલી મદદ આપવામાં આવી, તેનું તારણ રિપોર્ટમાં નીચે મુજબ છે :

| | ૧૯૫૫–૫૬ (રૂ. લાખમાં) | | ૧૯૫૬–૫૭ | |
|---|---|---|---|---|
| | ગ્રાન્ટ | લોન | ગ્રાન્ટ | લોન |
| યરવડા ચક્રની | | | | |
| ખાદી | ૨૮૧.૮૧ | ૪૮૭.૪૯ | ૨૫૫.૯૪ | ૩૦૯.૫૪ |
| અંબર ચરખો | | | | |
| યોજના | ૧૭.૫૯ | — | ૯૩.૭૧ | ૧૭૫.૪૯ |
| હાથછડ | ૨.૮૫ | ૧૦.૮૧ | ૬.૮૯ | ૧૨.૧૨ |
| ઘાણી | ૭.૫૯ | ૧૨.૭૭ | ૧૬.૮૫ | ૩૪.૩૫ |
| ચામડાં | ૧૨.૫૧ | ૧૦.૬૭ | ૧૧.૧૬ | ૧૨.૦૬ |
| દીવાસળી | ૭.૩૦ | ૯.૨૬ | ૮.૬૦ | ૧૧.૦૪ |
| ગોળ-ખાંડસરી | ૦.૮૦ | — | ૦.૦૮ | ૩.૨૯ |
| તાડગોળ | ૯.૩૬ | ૩.૩૩ | ૨૦.૬૧ | ૧૦.૩૯ |
| સાબુ | ૧૦.૯૦ | ૨૨.૦૨ | ૧૩.૬૨ | ૨૨.૪૯ |
| કાગળ | ૨.૨૮ | ૩.૩૮ | ૫.૩૫ | ૫.૮૦ |
| મધ | ૪.૬૯ | ૧.૧૦ | ૭.૮૮ | ૧.૨૬ |
| માટીકામ | ૧.૮૧ | ૧.૮૪ | ૨.૬૫ | ૨.૨૨ |
| રેસાકામ | ૦.૩૩ | ૦.૨૫ | ૧.૪૭ | ૨.૨૦ |
| | ૩૫૯.૮૨ | ૫૬૨.૯૨ | ૪૪૪.૮૧ | ૬૦૨.૨૫ |

આ આંકડા બતાવે છે કે કામ જેમ જેમ ગોઠવાતું ગયું, તેમ તેમ ગ્રાન્ટ અને લોનની રકમમાં

વધારો થયો છે. તે જ પ્રમાણે પેદાશમાં ફેર પડ્યો છે તે નીચેના આંકડા બતાવે છે :

| પેદાશ | ૧૯૫૫-૫૬ | ૧૯૫૬-૫૭ | કેટલાને રોજી મળી? ૫૬-૫૭ |
|---|---|---|---|
| ચાલુ ખાદી | ૨૫૩·૬ લાખ ચો. વા. | ૩૮૦·૩ | ૮·૦૫ લાખ |
| અંબરખાદી | . . . | ૧૮·૭૯ | ૫૭·૩ હજાર |
| ચોખા | ૫·૧૧ લાખ મણ | ૧૨·૮૫ | ૨૭·૮ હજાર પૂરો સમય<br>૧·૮૮ લાખ થોડો સમય |
| તેલ | ૭૦·૦ હજાર મણ | ૧૫૬·૦ | — |
| દીવાસળી | ૩·૬ હજાર ગ્રોસ પેટી | ૧૬·૯ | ૭·૮ હજાર પૂરો સમય |
| ગોળ | ૧·૫૩ લાખ ટન | ૧·૬૨ | ૩·૯ હજાર થોડો સમય |
| તાડગોળ | ૨૨·૭૮ લાખ મણ | ૧૬·૭૬ | ૩·૭૮ લાખ |
| સાબુ | ૫·૩૫ લાખ રતલ | ૧૨·૫૩ | ૪૨૨ પૂરો સમય<br>૧૬ હજાર થોડો સમય |
| કાગળ | ૬૬૧·૦ ટન | ૭૧૦·૦ | ૨૮૦૦ |
| મધ | ૪૬·૧ હજાર રતલ | ૧૩૮·૫ | ૧૦ હજાર થોડો સમય |

અંબર ચરખાના કામને બરાબર વિકસાવવામાં આવે, તો તે દ્વારા ૬૦ લાખ લોકોને રોજી આપી શકાય, એમ ખાદી-ગ્રામોદ્યોગ બોર્ડે જણાવેલું છે. બીજા ગ્રામ-ઉદ્યોગો અંગે પણ બોર્ડની યોજના વધારે માણસોને કામ આપવા માટે છે. પરંતુ સરકારે મર્યાદિત રૂપમાં તે યોજના સ્વીકારી છે અને એ રીતે તે ઉદ્યોગોને વિકસાવવા પ્રયત્ન થઈ રહ્યો છે. તે કામ વધતું જશે તેમ ઉત્પાદન વધશે અને વધુ લોકોને તેમાંથી પૂરા સમયની રોજી મળશે. ખેડૂતોને માટે તો તેઓ નવરાશના વખતમાં ઘેર બેઠાં કરી શકે એવા જ ઉદ્યોગો વધુ મહત્ત્વના છે. ગામડાંમાં પ્રામાણિકપણે પૂરો સમય મજૂરી કરીને સ્વમાનપૂર્વક જીવનનિર્વાહ કરી શકે એવા ઉદ્યોગોનું પણ મહત્ત્વ છે. તે બંનેનો આમાં સમાવેશ થાય છે અને તેમને વિવિધ રીતે વિકસાવવા સાધનસુધારણા અને તાલીમ માટે પણ પ્રયત્નો કરવામાં આવે છે.

સાધનસુધારણા માટે સંશોધન-કેન્દ્રો ચલાવવામાં આવે છે તેમાં આ વરસમાં નીચે પ્રમાણે કેટલાક વિશિષ્ટ પ્રયોગો કરવામાં આવ્યા હતા.

(૧) 'સ્કિપિન પદ્ધતિ ' પ્રમાણે તેલ કાઢવાની પદ્ધતિનો વિશેષ અભ્યાસ કરવામાં આવ્યો, જેથી સુધારેલી નવી ઘાણી તૈયાર કરી શકાય. તેવો એક નવો ઘાણીનો નમૂનો તૈયાર કરવામાં આવ્યો છે, પણ તે પ્રયોગ હજી પૂરો થયો નથી.

(૨) દસ ત્રાકનો એક નવો રેંટિયો તૈયાર કરવામાં આવ્યો. તેના ઉપર પ્રયોગ ચાલે છે.

આ રેંટિયો યંત્ર જેવો છે. બીજો એક રેંટિયો 'વાંસ ચરખા' જેવો તૈયાર કરવામાં આવ્યો છે. તેને 'સૂર્ય ચરખો' નામ આપવામાં આવ્યું છે. સાયકલના જેવો 'ડબલ અંબર ચરખો' તૈયાર કરવા માટે પણ પ્રયોગ ચાલે છે.

(૩) વધારે ટકાઉ દસ્તાવેજી કાગળો બનાવવા માટે, સસ્તાં પૂંઠાં અને નકલો કરવા માટેના પાતળા કાગળ બનાવવા માટે, અને દીવાસળીની પેટીઓ માટે સસ્તાં પૂંઠાં બનાવવા માટે પ્રયોગો ચાલે છે.

સરખી જાડાઈ અને વજનના કાગળ તૈયાર થાય તે માટે સુધારેલું જાળીનું ચોકઠું તૈયાર કરવામાં આવ્યું છે.

આ પ્રમાણે બીજા ઘણા ગ્રામોદ્યોગોનાં સાધનો સુધારવા માટે પ્રયોગો ચાલે છે; પણ ઘણા હજી સિદ્ધ થયા નથી એટલે તે ઉપર અખતરા અને સંશોધન થાય છે. ખરી રીતે એવું સંશોધન સિદ્ધ-નીવડેલું દેખાય ત્યારે જ વહેવારમાં કામ આવે. એટલે ત્યાં સુધી એવી બાબતો જાહેર કરવી યોગ્ય છે કે કેમ તે એક સવાલ છે.

પ્રચાર માટે બોર્ડ તરફથી 'ખાદી ગ્રામોદ્યોગ' માસિક અને 'જાગૃતિ' અઠવાડિક પ્રગટ કરવામાં આવે છે તથા બીજાં પુસ્તકો પણ પ્રસિદ્ધ કરવામાં આવે છે. તેમાં રૂ. ૧,૧૧,૭૭૧ ખર્ચ થયું છે. તેની સામે ફક્ત રૂ. ૧૧,૨૪૦ ઊપજ્યા છે (૧૦ ટકા).

સિલક પુસ્તકો અને ભેટ વગેરેની કિંમત મજરે ગણતાં તે ખાતે આશરે રૂ. ૬૦૦૦ બોર્ડને જોડવાના રહ્યા. તે ખોટ પ્રચાર ખાતે ગણીએ; નહિ તો તે ભારે કહેવાય.

બોર્ડનું કામ વધારે ને વધારે વિકસો એમ સૌ કોઈ ઇચ્છે અને બધા પોતાનો સહકાર આપે તો તેના કામમાં વિશેષ સુધારો અને પ્રગતિ થાય.

વિ૦

# ભાસ્કરાચાર્યકૃત લીલાવતી (સંવત્ ૧૨૦૬)

લગભગ આઠ સો વર્ષ પહેલાં રચાયેલા આ પ્રસિદ્ધ ગણિતમાં પ્રથમ કોષ્ટક આપ્યાં છે. તે ઉપરથી જણાય છે કે, સોનું તોળવામાં આજ જે તોલ ચાલે છે તે ત્યારે પણ ચાલતો હતો :

तुल्या यवाभ्यां कथिताऽत्र गुञ्जा
वल्लस्त्रिगुञ्जो धरणं च तेऽष्टौ।
गद्याणकस्तद्द्वयम् . . . . ॥३॥

૨ જવ = ૧ રતી
૩ રતી = ૧ વાલ
૮ વાલ = ૧ ધરણ
૨ ધરણ = ૧ ગદ્યાણો

લંબાઈનાં માપ પણ એ જ હતાં :

यवोदरैरङ्गुलमष्टसङ्ख्यैः
हस्तोऽङ्गुलैः षड्गुणितैश्चतुर्भिः।
हस्तैश्चतुर्भिर्भवतीह दण्डः।
क्रोशः सहस्रद्वितयेन तेषाम् ॥५॥
स्याद्योजनं क्रोशचतुष्टयेन ॥६॥

૮ જવ = ૧ આંગળ
૨૪ આંગળ = ૧ હાથ
૪ હાથ = ૧ દંડ
૨૦૦૦ દંડ = ૧ કોસ
૪ કોસ = ૧ યોજન

પરિભાષા પૂરી થયા પછી સંખ્યાસ્થાન – એકમ, દસક, સો આવે છે :

एकदशशतसहस्रायुतलक्षप्रयुतकोटयः क्रमशः।
अर्बुदमब्जं खर्वनिखर्वमहापद्मशङ्कवस्तस्मात् ॥१०॥
जलधिश्चान्त्यं मध्यं परार्धमिति दशगुणोत्तराः संज्ञाः।
सङ्ख्यायाः स्थानानां व्यवहारार्थं कृताः पूर्वैः ॥११॥

આ બધી સંજ્ઞા પણ હજી ચાલુ છે; અયુત (દસ હજાર), પ્રયુત (દસ લાખ) અને અર્બુદ (દસ કરોડ) આ ત્રણ પ્રચલિત નથી.

સંખ્યાસ્થાન પછી આઠ પરિકર્મ આવે છે; તેમાં (૧) સંકલન (સરવાળો) તથા (૨) વ્યવકલન (બાદબાકી)ને યોગ, યુતિ કે મિશ્રણ તથા વિયોગ, અંતર કે શોધન પણ કહે છે. (૩) ગુણાકારને ગુણન કહે છે. ગણેશની બુદ્ધિવિલાસિનીમાં ગુણાકારની નીચલી રીત આપી છે :

(૪) ભાગાકારને ભાગહાર કહે છે. (૫) વર્ગને કૃતિ પણ કહે છે, અને વર્ગ કાઢવાની એક રીત

$$(\text{ક}+\text{ત}) = \text{ક}^2 + 2\,\text{ક}\cdot\text{ત} + \text{ત}^2$$

આ સૂત્રનું સ્મરણ કરાવે છે :

खण्डद्वयस्याभिहतिर्द्विनिघ्नी।
तत्खण्डवर्गैक्ययुता कृतिर्वा।२०।

नवानां खण्डे ४।५। अनयोराहतिः २०। द्विनिघ्नी ४०। तत्खण्डयोः ४।५ वर्गौ १६।२५। एतयोरैक्यं ४१। तेन युता ४०। जाता नवकृतिः ८१। लीलावती-विवरणे महीधरः।

અને બીજી રીત

$$^* (\text{ક}+\text{ત})\ (\text{ક}-\text{ત}) = \text{ક}^2 - \text{ત}^2$$

આ સૂત્રની સહાયતાથી રચાયેલી છે :

इष्टोनयुग्राशिवधः कृतिः स्याद्।
इष्टस्य वर्गेण समन्वितो वा ॥२०॥

---

* ययोर्योगान्तराहतिः। वर्गान्तरं भवेदेवं ज्ञेयं सर्वत्र धीमता ॥१३८॥

राशिः २९७। अयं त्रिभिरूनः पृथग्युतश्च २९४। ३००। अनयोर्घातः ८८२००। त्रिवर्ग ९ युतो जातो वर्गः स एव ८८२०९।

(૬) વર્ગમૂલ કાઢવાની રીતમાં કાંઈ વિશેષ નથી.

(૭) ઘન કાઢવાની એક રીત

$(क + त)^3 = क^3 + त^3 + 3\ क\cdot त\ (क + त)$

આ સિદ્ધાન્ત પ્રમાણે છે:

खण्डाभ्यां वा हतो राशिस्त्रिघ्नः खण्डघनैक्ययुक् ।।२६।।

(राशेर्घनः खण्डाभ्यां राशेः स्वेच्छया कृतखण्डद्वयेन हतो गुणितः कार्यः। आदौ एकेन खण्डेन ततो द्वितीयेन ततस्त्रिघ्नः त्रिगुणितः कार्यः। ततः खण्डघनैक्ययुक् खण्डयोर्घनौ तयोर्यदैक्यं तेन युग्युक्तः कार्यः। विवरण।)

राशिः ९। अस्य खण्डे ४।५। आभ्यां हतो राशिः १८०। त्रिघ्नः ५४०। खण्डघनैक्येन १८९ युतो जातो घनः ७२९।

(૮) ઘનમૂળમાં પણ કાંઈ ખાસ જાણવાજોગું નથી.

પછી ભિન્ન કહેતાં અપૂર્ણાંકનાં ને શૂન્યનાં આઠ પરિકર્મ આપ્યાં છે; ને તે પછી કેટલાંક પ્રકીર્ણ પ્રકરણ છે, તેમાંથી ઇષ્ટકર્મનું ઉદાહરણ જાણવા જેવું છે:

अमलकमलराशेस्त्र्यंशपञ्चांशषष्ठैस्।
त्रिनयनहरिसूर्या येन तुर्येण चाऽऽर्या।
गुरुपदमथ षड्भिः पूजितं शेषपद्मैः
सकलकमलसङ्ख्यां क्षिप्रमाख्याहि तस्य ।।५३।।

'અમલ કમલના રાશિમાંથી ત્રીજો, પાંચમો, ને છઠ્ઠો ભાગ શિવ, વિષ્ણુ ને સૂર્યને ચડાવ્યા, તથા ચોથા ભાગથી ભવાનીની પૂજા કરી. એમ કરતાં છ કમળ શેષ વધ્યાં એનાથી ગુરુચરણ પૂજ્યા, તો તે કમળની સકળ સંખ્યા ઝટ કહે.'

આ દાખલો વિવરણમાં આમ ગણી બતાવ્યો છે:

न्यास १/३ १/५ १/६ १/४। योगार्थं समच्छेदाः १२०/३६० ७२/३६० ६०/३६० ९०/३६०। एषां योग: ३४२/३६० नवभिरपवर्तः ३८/४० अनेनैको हीनः कार्यः। तदर्थं समच्छेदः ४०/४० ३८/४०। अष्टत्रिंशता हीनाश्चत्वारिंशत्। शिष्टं २/४० ततो दृष्टं ६ इष्टेनैकेन हतं ६। अनेन भक्तं तदर्थं छेदं लवं च परिवर्त्येतिकृते ६/१ ४०/२। अंशाहतिश्छेदवधेन भक्ता जातं २४०/२ छेदेन भक्ते लब्धा १२०। इयं कमलसङ्ख्या।

વિવરણમાં બીજું વધારાનું ઉદાહરણ આપ્યું છે તે પણ કાવ્યમય છે:

षड्भागः पाटलीषु भ्रमरनिकरतः स्यात्त्रिभागः कदम्बे।
पादश्चूतद्रुमेषु प्रदलितकुसुमे चम्पके पञ्चमांशः।
प्रोत्फुल्लाम्भोजखण्डे रविकरदलिते त्रिंशदंशोऽभिरम्ये
तत्रैको मत्तभृङ्गो भ्रमति वद सखे का भवेद्भृङ्गसङ्ख्या।।

'ભમરાના સમૂહમાંથી છઠ્ઠો ભાગ પાટલીમાં, ત્રીજો કદંબમાં, ચોથો આંબામાં, પાંચમો ચંપકમાં તથા ત્રીશમો ભાગ કમલિની ઉપર ગયો, અને એક માતેલો ભમરો ત્યાં ભમે છે; તો હે સખે, કહે કે ભમરાની સંખ્યા કઈ હશે?' (૬૦)

લીલાવતીના ૫૪મા શ્લોકમાં દાખલો છે તે પણ જાણવા જેવો છે:

स्वार्धं प्रादात्प्रयागे नवलवयुगलं योऽवशेषाच्च काश्यां
शेषाङ्घ्रिं शुल्कहेतोः पथि दशमलवान् षट् च शेषाद् गयायाम्।
शिष्टा निष्कत्रिषष्टिर्निजगृहमनया तीर्थपान्थः प्रयातस्
तस्य द्रव्यप्रमाणं वद यदि भवता शेषजातिः श्रुतास्ति।।

'તીર્થ કરવા નીકળેલા પંથીએ સાથે લીધેલા ધનનું અર્ધું પ્રયાગમાં દીધું; વધ્યું તેના બે નવમાંશ કાશીમાં દીધા; શેષનો પા દાણ દેવામાં ગયો; એમ કરતાં વધ્યું તેના છ દશાંશ ગયામાં દીધા, અને ૬૩ નિષ્ક વધ્યા તે લઈને ઘેર આવ્યો; તો તેનું દ્રવ્યપ્રમાણ કેટલું હશે?' (૫૪૦)

ઇષ્ટકર્મ પછી સંક્રમણ આવે છે એનો ઉદ્દેશક નીચે પ્રમાણે છે:

ययो र्योगः शतं सैकं वियोगः पञ्चविंशतिः।
तौ राशी वद मे वत्स वेत्सि सङ्क्रमणं यदि।।५७।।

'જેનો સરવાળો (યોગ) ૧૦૧ છે ને બાદબાકી (વિયોગ) ૨૫ છે તેવા બે રાશિ, હે વત્સ, મને કહે.'

તે વિવરણમાં આમ ગણ્યો છે:

योगः १०१ अन्तरं २५। अनेनोनयुतो योगः ७६। १२६। अर्धितौ ३८।६३।

તે પછી વિષમકર્મનો દાખલો છે તેમાં

$$(\text{ક}^2 - \text{ત}^2) \div (\text{ક} - \text{ત}) = \text{ક} + \text{ત}$$

-નું કામ પડે છે:

राश्योर्ययोर्वियोगोऽष्टौ तत्कृत्योश्च चतुःशती।
विवरं ब्रूहि तौ राशी शीघ्रं गणितकोविद ॥५९॥

'જેની બાદબાકી ૮ ને જેના વર્ગની બાદબાકી ૪૦૦ છે તે બે રાશિ કહે.' (૨૧, ૨૯)

**દેસાઈ વાલજી ગોવિન્દજી**

# દારૂબંધીની તરફેણમાં

## ૧

### અમેરિકામાં

અમેરિકામાં ૧૯૪૦-૫૦ દરમ્યાન દારૂના પુરુષ-વ્યસનીઓની સંખ્યામાં ૪૧ ટકા વધારો થયો; પરંતુ સ્ત્રી-વ્યસનીઓની સંખ્યામાં ૯૩ ટકા. અત્યારે અમેરિકામાં દારૂના રોગી તરીકે જાહેર થયેલી દશ લાખ સ્ત્રીઓ છે; અને અંદાજે તેથી લગભગ બમણી સંખ્યા છૂપી રીતે એ રોગથી પીડાતી હશે તથા પોતાના આરોગ્ય અને કુટુંબને બરબાદ કરતી હશે.

અકસ્માતો રોકવા માટેના મંડળના મેનેજર થોમસ એન. બોટ જણાવે છે કે, ૧૯૫૭માં અમેરિકામાં થયેલા અકસ્માતોમાં દેશને ૭ અબજ, ૨૫ કરોડ, ૫૬ લાખ ડૉલર (અર્થાત્ ૩૬ અબજ ૨૭ કરોડ, ૮૦ લાખ રૂપિયા) નુકસાન થયું.

(અને અકસ્માતોમાં ૫૦ ટકા જેટલા અકસ્માતોને દારૂ પીધા સાથે સંબંધ હોય છે.)

### પીધેલા હાંકેડુઓ

ડેલવરેમાં ૧૯૫૭માં ૬૧ ટકા મોટર અકસ્માતો પીધેલ ડ્રાઈવરોએ કર્યા હતા. (૧૯૫૬માં ૫૯ ટકા)

૧૯૫૬માં અમેરિકનોએ ૧૫ અબજ ડૉલર (અથાત્ ૭૫ અબજ રૂપિયા) તમાકુ અને દારૂ પાછળ ખર્ચ્યા હતા. લૉસ એન્જેલસ એકલામાં દર વર્ષે એક લાખ ધરપકડો જાહેરમાં છાકટા બનવા માટે થાય છે.

અમેરિકામાં દારૂના કુલ રોગીઓની સંખ્યા ૬૦ લાખ ગણાય છે.

અમેરિકામાં લોકો ચિંતા-મુક્તિ માટેની ગોળીઓ ખરીદવા પાછળ ૧૯૫૮ના વર્ષમાં ૧૮ કરોડ ડૉલર (૯૦ કરોડ રૂપિયા) ખર્ચશે.

### સૌથી વધુ કારમો વિનાશ

૧૮૭૧ થી ૧૯૫૭ સુધીમાં અમેરિકામાં પુર, ધરતીકંપ, વંટોળ, આગ, વિમાન-સ્ટીમર-આગગાડીની હોનારતો વગેરેને લગતા ૨૨ કારમા બનાવોમાં નાશ પામેલ માણસોની સંખ્યા ૧૮,૩૯૨ હતી.

પરંતુ અમેરિકામાં દર વર્ષે દારૂને લીધે થયેલાં કહી શકાય તેવાં મરણોની સંખ્યા ૨૧,૪૯૬ છે!

### ઇંગ્લંડમાં

ઇંગ્લંડમાં ૧૯૫૭માં વીસકી વગેરે જલદ દારૂ ૧૨,૮૫૦,૦૦૦ ગેલન પિવાયો (પહેલાં કરતાં ૫૦૦,૦૦૦ ગેલન વધુ); તથા વાઈન ૧૩,૭૦૦,૦૦૦ ગેલન પિવાયો (૧,૦૦૦,૦૦૦ ગેલન વધુ).

### ઑસ્ટ્રેલિયામાં

૨૪૧૮ માણસોને જુદાં જુદાં ૧૦ મોટાં શહેરોમાં રસ્તામાં ગમે ત્યાંથી ઊભા રાખીને પૂછવામાં આવ્યું. તે ઉપરથી ત્યાં દારૂના પ્રચારનો નીચેનો કયાસ મળે છે—

પ્રૌઢોમાં ૧૦ માંથી ૬ પીએ છે.

પુરુષોમાં ૪ માંથી ૩ પીએ છે.

સ્ત્રીઓમાં ૫ માંથી ૨ પીએ છે.

પોણા ભાગના પીનારાઓએ કાયદેસર ઉમર કરતાં પહેલેથી પીવાનું શરૂ કર્યું હતું.

અર્ધા કરતાં વધુને તેમનું પ્રથમ પીણું ગમ્યું ન હતું.

આજે પણ ⅓ જેટલાને તેમનાં પીણાં ભાવતાં નથી.

૭૧·૪૨ ટકા જેટલા પીનારાઓને તેમની ટેવ નાતાલ, વરસગાંઠની ઊજવણી કે લગ્ન-સમારંભ જેવા સામાજિક પ્રસંગોમાંથી જ પડી હતી.

—'લિસન' જુલાઈ-ઑગસ્ટ, ૧૯૫૮]

૨

### દારૂ વિષે

દારૂ પીધા પછી પચવવો પડતો નથી. તે સીધો અંદર શોષાઈ લોહીમાં ભળી જાય છે. લોહીમાં .૦૫ ટકા દારૂનું પ્રમાણ થાય ત્યારે માણસને પહેલ વહેલું લાગવા માંડે છે કે તેને કંઈક થયું છે. સૌથી પહેલી અસર જ્ઞાનતંતુઓ ઉપર થાય છે.

.૭ ટકાની વધુ જલદ પ્રમાણનાં મિશ્રણ મગજના કોષોમાં પહોંચે, તો મગજને કાયમી નુકસાન થાય, અને અનેક માનસિક ક્રિયાઓ સ્થગિત થઈ જાય. તેમ જ એટલા પ્રમાણથી લિવરના (કલેજાના) કોશો પણ મરી જાય છે, અને છેવટે માણસનું મોત પણ નીપજે છે.

એક ઔંસ જેટલો દારૂ પીધો હોય, તો સ્નાયુઓની ક્રિયા ૧૭.૪ ટકા ઘટી જાય; નિર્ણય લેતાં જતો સમય ૯.૭ ટકા વધી જાય; લક્ષ કેન્દ્રિત ન રહેવાને કારણે થતી ભૂલો ૩૫.૩ ટકા વધી જાય; અને સ્નાયુઓની ગતિનો સમન્વય ન થતો હોવાથી થતી ભૂલો ૫૯.૭ ટકા વધી જાય.

અબ્રાહમ લિંકને ૧૮૪૦ માં કહ્યું હતું, ‘માદક દારૂનો પીણા તરીકે ઉપયોગ કંગાલિયત, અધોગતિ અને ગુનેગારીમાં પરિણમતો હોવાથી, તથા તેનાથી હિત કરતાં અનિષ્ટ વધુ જન્મતું હોવાથી, એવી વસ્તુને ઉત્તેજન ન આપવાનું અમારું કર્તવ્ય અમને લાગે છે; તેથી, અમે માદક દારૂનો પીણા તરીકે ઉપયોગ ન કરવાની પ્રતિજ્ઞા લઈએ છીએ.'

—‘લિસન']

૩

### ખાવાની ટેવ અને દારૂ

હાર્વર્ડ યુનિવર્સિટીમાં કેટલાક ઉંદરડાઓને કેટલાય દિવસ અપૌષ્ટિક અ-પૂરતો ખોરાક આપવામાં આવ્યો. ત્યાર પછી તેમને દારૂ આપવામાં આવ્યો. તેઓ તરત ગરાડી થઈ ગયા! પછી તેઓને કેટલાય દિવસ પૌષ્ટિક ખોરાક આપવામાં આવ્યો અને તેમની આગળ દારૂ તથા પાણી બંને મૂકવામાં આવ્યાં. તેઓ પાણી જ પીવા લાગ્યા! અર્થાત્ સારો પૂરતો ખોરાક મળે, તો દારૂની ભૂખ નથી રહેતી.

બીજી બાજુ, નાનપણમાં વધારે પડતો સ્વાદિષ્ટ તથા પૌષ્ટિક ખોરાક છોકરાંને ખવરાવ ખવરાવ કર્યો હોય, તો પણ તેમનું પોષણ-તંત્ર વિકૃત થઈ જઈને તેમનાં શરીર શાંત – ઠંડી તાકાત વિનાનાં થઈ જાય છે. તેથી તેઓ વારંવાર મીઠાઈઓ કે સ્વાદિષ્ટ તળેલી વાનીઓ પેટમાં નાખ્યા કરે છે. પછી મોટપણમાં તેમને કાયમ એવી ઉત્તેજક વસ્તુ પેટમાં નાખ્યા કરવાની ટેવ પડી જાય છે. તેમાંથી દારૂ જેવી માદક વસ્તુ તરફ વળતાં સહેજ જ વાર લાગે છે. કારણ કે મોટપણે પણ તેઓ એક બાળક જેવાં જ રહ્યાં હોય છે અને કૃત્રિમ ઉત્તેજનાથી જ શરીરની ક્રિયા ટકાવી રાખવાની તેમને ટેવ પડી હોય છે.

વધુ ખાંડ ખાનારાઓની એ જ દશા થાય છે. એ લોકોના લોહીમાંની ખાંડનું પ્રમાણ એકદમ વધી જાય છે અને પછી થોડા જ કલાકમાં એકદમ પાછું એકદમ નીચું આવી જાય છે. તે વખતે તેમને કાંઈક ઉત્તેજક વસ્તુ તાત્કાલિક શરીરમાં નાખવી પડે છે. એમાંથી તેઓ દારૂ પીવાનું શરૂ કરે છે.

વધુ કૉફી પીનારનું પણ તેમ જ થાય છે. તેમાં કૅફિન નામની ઉત્તેજક દવા હોય છે. એક પ્યાલો કૉફી પીઓ એટલે ૧ થી ૧/૨ ગ્રેન કૅફિન તમારા શરીરમાં આવે. હવે જેઓ રોજના ૧૨ થી ૧૫ પ્યાલા કૉફી પીએ છે, તેમને લગભગ એ દવાની ટેવ જ પડી જાય છે. દવાઓની ટેવવાળાઓની ખાસિયત એ હોય છે કે, તેઓ તેમાં ફેરબદલો કરી શકે છે. જેમ કે કૉફી પીનારો ચા પીવા લાગી શકે અથવા વીસકી. સિગારેટોની તલપ અને અફીણના અર્કની તલપ પણ એ જાતની છે.

એ બધી તલપો જીવનની રમતમાં પોતાને જ છેતરી જવાની વૃત્તિમાંથી ઊભી થાય છે. જો માણસ પોતાની જાત ઉપર સંકલ્પશક્તિથી કાબૂ રાખે, તો તે સામાન્ય આરામ કે વિશ્રાંતિથી એ પોતાને સ્વસ્થ કરી લે છે. પણ જેનામાં એ શક્તિ નથી, તે તરત કૉફીનો પ્યાલો પી લેશે કે સિગારેટ ફૂંકવા માંડશે, અને એ રીતે પોતે પાછો સ્વસ્થ થઈ ગયો એમ પોતાની જાતને છેતરશે.

બધી દવાઓનું એમ જ છે. તેઓ આપણામાં એવી લાગણી ઊભી કરે છે કે, આપણામાં તાકાત છે, આપણે સુખમાં છીએ, અથવા આપણે કામકાજ કરી શકીએ છીએ. પરંતુ દવાઓ આપણા જ્ઞાનતંતુઓને જૂઠ અને દંભ આચરતાં જ શીખવે છે. દવાઓની ટેવ પડવાથી આપણા જ્ઞાનતંતુઓ કદી પોતાની સાચી સ્થિતિ આપણને સમજાવવા પામતા નથી. દવા વગેરેનો પહેલો ઉપયોગ, બીજા ઉપયોગને સહેલો બનાવે છે; એક પ્રલોભનને વશ થવું એ બીજા પ્રલોભનને વશ થવાનું સહેલું બનાવે છે તેમ. સંકલ્પશક્તિ આમ નબળી પડી જવી, એ જ શરીરને થતા નુકસાન કરતાં પણ વધુ હાનિકારક છે.

—'લિસ્નન']

૪

### દારૂ પીવો એટલે પશુ બનવું

ડૉ. હેવન એમર્સન જણાવે છે કે, પ્રાણીજગતમાં જેમ જેમ તમે નીચેની કોટિઓએ ઊતરતા જાઓ, તેમ તેમ તમને જણાશે કે, તેઓ દારૂના વધુ ટકા જીરવી શકે છે. માનવ પ્રાણી જ (કદના પ્રમાણમાં) ઓછામાં ઓછો દારૂ સહન કરી શકે છે. નીચલી કોટીનાં પ્રાણીઓથી માનવ પ્રાણીઓને જુદી પાડનાર વિવેકશક્તિની એ કિંમત આપણે આપવી પડે છે.

એ શક્તિ વધુ દારૂ પીને બુઝાવવી, એ નીચલી કોટિમાં હાથે કરીને ઊતરવા જેવું થયું કહેવાય.

—'લિસ્નન']

—ગો૦

## સાભાર સ્વીકાર

अखिल भारत सर्वसेवासंघ, वर्धा

भूदानपोथी : લે૦ સુભદ્રા ગાંધી, કિં૦ ૦.૨૫. चलो, चलें मंगरौठ : લે૦ શ્રીકૃષ્ણદત્ત ભટ્ટ, કિં૦ ૦.૭૫.

गुजरात समाजशिक्षण समिति, सुरत

**સમાજશિક્ષણ સાહિત્ય: પત્રિકા શ્રેણી ૨**, પુ. ૧–૨૦. **વાચન પત્રિકા : શ્રેણી પહેલી** પુ૦ ૧ થી ૧૨, **સમાજશિક્ષણ સાહિત્ય: પત્રિકા શ્રેણી ૧**, પુ૦ ૧૩ થી ૨૦, **નવશિક્ષિત સાહિત્ય નિર્માણ શિબિર, ઉભરાટ : અહેવાલ.**

हंस प्रकाशन, राजकोट

**શ્રીલેખા :** લે૦ ઇન્દુલાલ ગાંધી, કિં૦ ૪.૦૦. **આઝાદીનું પહેલું પગલું, સુવર્ણસરિતા, ધરતીની કથા, દેવનાં દીધેલાં, રાતપાળીની દુનિયા, મૂવાં મરતાંય નથી :** લે૦ ભિખુભાઈ ગોહેલ, કિં૦ દરેકની ૦.૪૦. **ભક્તકવિ ઇસરદાન :** લે૦ ભિખુભાઈ ગોહેલ, કિં૦ ૧.૦૦.

वोरा एण्ड कं. पब्लि॰ प्रा॰ ली॰ मुंबई

**આર્થિક સામ્રાજ્યવાદ:** (આલફ્રેડ ઝીબરમેન) અનુ૦ નવીન હિં૦ શાહ, કિં૦ ૦.૭૫. **ઉદારમતવાદી લોકશાહી :** (મસીમો સાલવોડોરી) અનુ૦ નગીનદાસ સંઘવી, કિં૦ ૧.૫૦. **ચંદરવો:** લે૦ ચૂનીલાલ મડિયા, કિં૦ ૧.૭૫. **ચાલો નાગરિક બનીએ :** (રોબર્ટ રાઈનોવ) અનુ૦ નગીનદાસ હ૦ સંઘવી, કિં૦ ૨.૦૦. **વિશ્વરાજકારણમાં લોકશાહી :** (લેસ્ટર બી. પીઅર્સન) અનુ૦ યશવંત દોશી, કિં૦ ૧.૫૦. **છૂપો ખજાનો :** લે૦ ગુણવંતરાય આચાર્ય, કિં૦ ૧.૨૫.

परिचय पुस्तिका प्रवृत्ति, मुंबई

**સંતતિ નિયમનની સરળ રીતો :** લે૦ ડૉ. અનસૂયા અમીન, કિં૦ ૦.૪૦. **સિનેમા કેવી રીતે ઊતરે છે ?** લે૦ રામુ પરમાનન્દ ઠક્કર, કિં૦ ૦.૪૦.

अन्य प्रकाशको

**પ્રગતિ :** વર્ષ ૧, મે ૧૯૫૮, પ્રકા૦ શ્રી ગાંધી ભારત વિદ્યાલય, જોહાનિસબર્ગ. **જાગૃતિ :** આફ્રિકા–વાર્તા–અંક તંત્રી : ડાહ્યાભાઈ પટેલ, પ્રકા૦ યુવકસંઘ કંપાલા (યુગાન્ડા). **લાલ આંધણી :** લે૦, પ્રકા૦ ઈશ્વર હરિભાઈ પટેલ, દરિયાપુર, અમદાવાદ, કિં૦ ૩.૦૦. **પ્રેક્ટિકલ ગાઈડ ઑફ જેન્ટ્સ એન્ડ લેડીઝ ગારમેન્ટ્સ કટીંગ :** લે૦, પ્રકા૦ લાભશંકર કેશવલાલ ત્રિવેદી, કાળુપુર, ભોઈવાડાની પોળ, અમદાવાદ, કિં૦ ૬.૫૦. **શમાપરવાના :** સંપા૦ દશરથ ગાંધી, અલાબક્ષ શેખ, 'રાગેશ', પ્રકા૦ દશરથ ગાંધી, ફાફડાની પોળ, અમદાવાદ, કિં૦ ૩.૦૦. **વિશ્વમાનવ :** રૂપાંતર૦ 'ગોરખ', પ્રકા૦ પરમાનંદ શોભારામ વ્યાસ, મહાદેવગ્રામ (એ. પી. રેલ્વે), કિં૦ ૨.૦૦. **સાહિત્યમીમાંસાના બે પ્રશ્નો :** વ્યા૦ આચાર્ય ડોલરરાય માંકડ, પ્રકા૦ મ. સ. વિશ્વવિદ્યાલય, વડોદરા, કિં૦ ૦.૫૦. **આંધી અને ઉપવાસ :** લે૦ નવલભાઈ શાહ, પ્રકા૦ ગાંધી મજૂર સ્મારક ટ્રસ્ટ, અમદાવાદ કિં૦ ૦.૧૨.

# સુરત અને હિંદી

[ ગયા અંકથી ચાલુ ]

**જગજીવન અને ઉકારામ**

ભક્તિ કોઈનો ઇજારો નથી. અને ગોલા જેવી જરા હલકી ગણાતી કોમમાં પ્રભુદાસ અને જગજીવન-દાસ જેવા ભક્તકવિઓ થઈ ગયા છે. બંને બાબા નિર્મળદાસના શિષ્યો હતા. એમાંથી પ્રભુદાસનાં રચેલાં હિંદી ગુજરાતી પદો અપ્રસિદ્ધ છે. જગજીવન-દાસનું એક પદ જોઈએ. એમાં એઓ ગુરુના ગુણ ગાય છે —

गुरु बिन हमरो कौन साथी ।
काया माया कछु काम न आवे, उड जाना यार यहाँसी ।
प्रीत लगाके बिछड़े बालम हो गये जंगलवासी ।।
जप तप तीरथ बहुत फिरे हम ठाढे मथुरा कासी ।
छिन छिनमें क्रूर काल सतावे लगी गलनमें फाँसी ।।
मृगजल माया समजाया गुरुनें तब हम आये नासी ।
जगजीवन कछु और न चाहे मैं हूँ नाम पियासी ।।

ઉકારામ એવો જ બીજો કવિ હતો. મૂળ એ સોનગઢ (સુરત જિલ્લાના)નો વતની. એનાં માબાપ નાનપણમાં ગુજરી જતાં તે અનાથ દશામાં ઊછર્યો. પછી એ સુરત આવ્યો. પહેલાં એ લાવણીઓ લખતો. પછી કહે છે કે, એક વાર સુરત પાસે બુહારી ગામે એ ગયો હતો ત્યાં તળાવમાં ડૂબી જતો હતો; એણે હનુમાનની પ્રાર્થના કરી અને એ ઊગરી ગયો. ત્યારથી એ ભક્ત બન્યો. એણે ગુજરાતી અને હિંદીમાં પદો કર્યાં છે —

करतारकी गत न्यारी ।
पलमें किसीको राज पावे पलमें करे खुवारी ।
पलमें काल बनकर खावे पलमें लेवे उगारी ।।
समजु (समजदार) के मन सक्कर जैसी......

એકાદમાં એ કહે છે :

यह दुनिया एक बाग हरिको, खिली हजारों क्यारी ।
कोई खिले कोई कुम्हली जावे, क्या हलकी क्या भारी ।।

એક કઠિયારો સ્વપ્નમાં રાજા થયો, આખી જિંદગી વિલાસમાં ગાળી, રામનું સ્મરણું ન કર્યું. જાગ્યો ત્યારે પોતાને જંગલમાં (સ્મશાનમાં?) જોયો ને મનમાં ઘણો પસ્તાયો; એવો કલ્પિત આ સંસાર છે. આમ વૈરાગ્યનાં પદો ગાતો ગાતો એ છેવટે કહે છે —

नगरियाँ हमारी रे सूनी राम बिना ।
राम गये तन कोई न राखे, है पास हरि तू तो चीन्ह चीन्ह ।
भीतर छोडके बाहिर देखे, नहि हरिरसमें मूढ भयो लीन लीन ।।
अंतर कालो कगवा जैसो, बाहिर सफेदी बग मारे लाखो मीन मीन ।
कौन आकाशमें शब्द कियो गुरु उका रमणीय हरि देखो भिन्न भिन्न ।।

ગુજરાતીઓ અને ખાસ કરીને નાગરોએ તો હિંદી અને વ્રજભાષાને પોતાની જ ભાષા ગણી છે, અને તેથી જૂના વખતથી ગુજરાતી કવિઓમાં એક ચાલ જેવો પડયો છે કે થોડાંક પદો હિંદીમાં પણ લખવાં. ઘણું કરીને ભાલણના સમયથી આ રિવાજ ચાલતો આવે છે. આ રિવાજને અનુસરીને નર્મદે પણ 'હિંદવી' પદો લખ્યાં છે.

**નર્મદ**

નર્મદ (ઈ. સ. ૧૮૩૩ થી ૧૮૮૬; વિ. સં. ૧૮૯૦ થી ૧૯૪૩)થી ગુજરાતી સાહિત્યમાં અર્વાચીન યુગની શરૂઆત થાય છે. શ્રી. કનૈયાલાલ મુનશીએ નર્મદને 'અર્વાચીનોમાં આદ્ય'નું બિરુદ આપ્યું છે. નર્મદ ગુજરાતી ગદ્યસાહિત્યના પિતા ગણાય છે. પરંતુ, હિંદીભાષાને લાગેવળગે છે ત્યાં સુધી નર્મદાશંકર કવિ જ રહ્યા. નવાઈ એમણે હિંદીમાં ગદ્ય નથી લખ્યું તેની છે.

એમનો જમાનો પ્રાંતીય ભાષાઓના સજાગ પુનરુત્થાનનો હતો. વળી, નવો યુગ નવી ભાવનાઓ અને નવા વિચારો લઈને આવ્યો હતો; અને એ નવપ્રાપ્ત શિક્ષાએ પ્રેરેલી દૃષ્ટિ માટે સમાજસુધાર, ધર્મસુધાર, શિક્ષણપ્રચાર, સ્ત્રી-ઉન્નતિ વગેરેનું એવડું ભગીરથ કાર્ય

પડયું હતું અને તે સાથે એ કાર્ય માટેનું જે સાધન ભાષા તેને પણ આ નવા પુરુષાર્થ માટે કાર્યક્ષમ બનાવવાનું એવડું મોટું કામ પડયું હતું કે, એ બધું કરતે છતે એમને 'હિંદી'નું સ્મરણ પણ રહ્યું એ જ એક મોટી વાત છે.

નર્મદનું આખું નામ નર્મદાશંકર લાલશંકર દવે. એઓ સુરતના વડનગરા બ્રાહ્મણ હતા. ગુજરાતમાં અંગ્રેજી કેળવણી લેવામાં પહેલ કરનારાઓમાંના એઓ એક હતા. પાશ્ચાત્ય વિદ્યા અને સંસ્કૃતિના સંપર્કથી એમને સ્વભાષામાં પણ સાહિત્ય અને વિદ્યાની સર્વતોમુખી પ્રવૃત્તિ કરવાનો 'જોસ્સો' આવ્યો, અને એ કામ માટે એમણે એક દિવસ નોકરી છોડી અને માતા સરસ્વતીની સેવા કાજે 'આંખમાં ઝળઝળિયાં સાથે' કલમને ખોળે માથું મૂક્યું. સાથે જ 'હિંદુઓની પડતી' જોઈને કકળી ઊઠેલા એમના અંતરે સમાજસુધારાની પણ એક મોટી પ્રવૃત્તિ આદરી. એમની સુધારા-પ્રવૃત્તિ, ગુજરાતી ભાષામાંની કાવ્ય-પ્રવૃત્તિ, તેમ જ અન્ય સાહિત્ય-પ્રવૃત્તિ જ એટલી બધી છે કે, એકેએક પ્રવૃત્તિ માટે પણ સામાન્ય પ્રતિભાવાન વ્યક્તિનું આખું જીવન ખર્ચાઈ જાય. એમનું એ બધું કાર્ય સર્વવિદિત છે એટલે એની ચર્ચામાં અહીં ઊતરવાની જરૂર નથી. એટલું જ ઉમેરીશું કે એ બધું કરવા છતાં એમણે હિંદ્વીમાં પણ પદો રચ્યાં છે, એ ગુજરાતીઓની હિંદી વિષેની મમતાને કારણે જ છે.

'નર્મ કવિતા'ના ૧૦મા ખંડમાં એમનાં 'હિંદ્વી ભાષા'નાં પદો સંગૃહીત છે. બધું મળી એમાં ૨૮ પદો છે. પરંતુ, એટલાં પદોમાં પણ કવિની રસિકતા, સુધારાપ્રેમ, વિદ્યાપ્રેમ તેમ જ વીરતાનો ગુણ પ્રતિબિમ્બિત થયો છે. Style is man ("શૈલી માણસનું વ્યક્તિત્વ પ્રગટ કરે છે") ની ઉક્તિ નર્મદનાં હિંદી પદોથી પુરવાર થાય છે.

એક મુક્તકમાં કવિ કહે છે.

डरत डरत करना नहीं करना तो निःशंक।
डरत डरत करने लगे होत काज दोरंग॥

કદાચ કવિ 'બેરંગ' 'રંગ વગરનું, ફીકું' એમ કહેવા માંગે છે. નહિ તો દોરંગનો અર્થ 'धोबीका कुत्ता नहीं घरका नहीं घाटका' એવો કરવો રહ્યો. ગુજરાતી ભાષામાં કવિએ લખેલા 'ડગલું ભર્યું કે ના હટવું' એ પદનો જ ભાવાર્થ આ પદમાં પણ છે.

આ પદમાં જેમ કવિનો વીરતાનો ગુણ દેખાય છે, તેવી જ રીતે પઢાઈ અને મંડળીનાં પદોમાં કવિનો વિદ્યાપ્રેમ અને સુધારાપ્રેમ દેખાય છે. પઢાઈ વિષે એ કહે છે —

इसी समा क्या सोना भैया पढ़के दावा करना वे।
बड़ी क्रिपा सरकार करें जब, क्यों नहि पढ़ना करना वे।
पढ़के हिंमत क्यों नहि करना, शत्रुपें (से ?) क्या
डरना वे।
और खेल सब पीछे देखना, खेल जुद्धका करना वे।
इसी खेलमें सबकुछ बातां, इसी खेलमें तरना वे।
बेरबेर नर्मद क्या कहेवे, निसदिन मेहेनत करना वे।
मिलायके सुखसंपत फिरसे व्होत रंगसे फिरना वे।

મંડળી રચવાના ફાયદા વિષે એઓ કહે છે:

मंडली सुज्ञांन देत, बिकार हठाई देत।
जैसो भान तमको हि दूर हि करतु है॥
सज्जनसों स्नेह होत, नीतिसों ही नेह होत।
संसारकी प्रवीनता, मंडलीपें होतु है॥
सब जग प्रानीयोंमें सारासार ढूंढनेकु।
बुद्धि दीइ मानुसकुं श्रेष्ठ कियो प्रभुने॥

કવિએ સાંસારિક ઉપદેશનાં પદો માત્ર જ નથી ગાયાં. એમની સ્વભાવગત રસિકતા પણ એમણે બતાવી છે. એક પદમાં કવિએ પોતાની પ્રિયતમાની પ્રેમ-ચાતુરીની વાત પણ કહી છે. એક સમે ગુરુપાસે વીણા વગાડતાં શીખવા એ બેઠી હતી ત્યાં પોતે જઈ ચઢે છે. ગુરુ સામે બેઠા છે એટલે ખુલ્લી રીતે એ સત્કાર કરી શકતી નથી, ત્યારે માત્ર આંખના અણસારથી અને અંગમરોડથી એ પોતાનો ભાવ વ્યક્ત કરે છે. એનું કવિ વર્ણન કરતાં કહે છે:

गावत बेठी सलुनी प्यारी, लसत रही गुलाबी सारी।
श्याम तनू अच्छी सिनगारी चमक रही हरिनी दृग
कारी॥

कैसि कांधपर बीना डारी, अंगुरी रमती कामनगारी।
गुरु सन्मुख गाती वह नारी सूर ताल सब चितमें धारी॥
तब भी बिचमें मुजको मारी यों त्यों हिलके प्रेम कटारी।
मुसकाती होठोंमें भारी कहती 'प्रीतम'में गई हारी॥
पीछे तनु संकोचि बिचारी, गुरु आगे हैं चित्त बिचारी।
इस बिधिसे मुजसे करि यारी, कहे कवि क्यों लगे न आरी॥

કવિની શૃંગારરસિકતાની સાથે સાથે જ ચાલતી સુધારક દૃષ્ટિ એમના વસ્ત્રહરણના કાવ્યમાં જોડાજોડ જોવા મળે છે. પ્રસંગમાં નવીનતા નથી, કવિએ કોઈ વાત પણ નવી કરી નથી. પરંતુ, એમણે પ્રસંગ કરતાં પ્રસંગ સાથે જોડાયલા ઉપદેશ પર જે ભાર મૂક્યો છે, તે એમના ભાવને વ્યક્ત કરે છે.

વસ્ત્રો ઉતારી યમુનાના નીરમાં નાહવા પડેલી ગોપીઓનાં ચીરહરણ કરી કનૈયો તીર પરના કદમ્બ વૃક્ષ પર જઈ બેઠો છે અને ગોપીઓ પોતાનાં વસ્ત્રો પાછાં આપવા પાણીમાં રહ્યે રહ્યે જ એને વિનંતી કરે છે, ત્યાંથી કવિએ કાવ્યની શરૂઆત કરી છે:

मनमोहन घनश्याम सुरंगी हम सब कब तक रहेंगी नंगी।
बाला बिनती करके अंगी, लाला चीर दिजे त्रीभंगी।

જ્યારે કૃષ્ણ એમને જળમાંથી બહાર નીકળી કદમ્બ વૃક્ષ નીચે આવી વસ્ત્ર લઈ જવા કહે છે, અને તે વગર વસ્ત્ર આપવાની ના પાડે છે ત્યારે—

छुपायके कुच देह करोंसे नि(नी)रसे निकली सबी भरोंसे।
सिर निवड़ाय तीरपें जाय, खड़ी हुई दिलमें गभराय॥

પરંતુ, આ પ્રમાણે હાથ વડે પણ દેહ સંતાડતી ગોપીઓને એક બાજુથી બરાબર પાઠ શીખવવા અને બીજી બાજુથી અભેદભાવ પ્રેરી મનનાં કિલ્મિષથી ઉગારી લેવા—

हस हस कृष्ण कहे ब्रिजनारि तुम हौ प्रेमकी जाननहारि।
जोरि जोरि कर आगे आवो वस्त्र तुम्हारे तब ही पावो॥

આમ સંપૂર્ણ લજ્જાત્યાગની શરત કૃષ્ણ મૂકે છે. આખરે લાચાર બની ગોપીઓ એની શરત સ્વીકારે છે.

આટલે સુધી તો ઠીક છે અને સુરદાસ વગેરે કવિઓને અનુસરીને જ કવિએ પ્રસંગવર્ણન કર્યું છે. પરંતુ, પોતાની જ્ઞાતિની સ્ત્રીઓને જ્ઞાતિ-જમણમાં કાંચળી (ચોળી) ઉતારીને પંક્તિમાં બેસવું પડતું તેની સામે બળવો પોકારનાર કવિ સ્ત્રીદેહની આવી નખશિખ નગ્નતાના દૃષ્ટાંતને ખોટી છાપ પડે એ રીતે તો છોડી કે સમેટી ન જ લઈ શકે! અને તેથી જ્યાં સુરદાસ ગાય છે:

कैसे हास भए तब सबके, सो तुम सुरति बिसारी।

ત્યાં નર્મદ કહે છે:

कहे कृष्ण समजाके भेद, दिलमें कुछ रखो मत भेद।
नग्न हो जलमें जो ना'वे, उसका सुकरित सब ही जावे।
वरुण देवता जलमें बसे, पापी जनकूं जलचर डसे।

એ ખરું છે કે એ પંક્તિઓમાં કવિએ જે વાત કહી છે, એ હિંદુઓની એક પ્રચલિત માન્યતા જ છે. કવિનું વ્યક્તિત્વ એમણે સ્વીકારેલા પક્ષ પરથી સ્પષ્ટ છે. ગોપીઓનો પ્રસંગ લઈ એઓ સર્વસાધારણને નગ્નસ્નાન સામે ઉપદેશ આપે છે.

કવિની આ નીતિ-પરાયણતા એમના નીતિ વિષેના નીચેના પદમાં વધુ સ્પષ્ટ થાય છે:

नीति पनघट मोए जाने दे मैया।
या पनघट गये लोक नगरके चरचा नहि कबहु करवैया।
या पनघट पर बहोत भगत है हरिसों सबी हि लगन लगैया।
या पनघटको नीर पिबनसों जन होत हैं भवरोग हरैया।
पनघट लीला देख ही नरमद निशदिन रहत ब्रह्म पूजैया।

આમ ભક્ત અને શૃંગારિક કવિઓના રસમસ્તીના સ્થાનને કવિએ નવીન અર્થ આપ્યો છે. રસિકાઓ અને તેમના છેલછબીલાઓની પ્રેમમસ્તી તરફથી આંખ વાળી લઈ કવિ કિનારે હરિભજનમાં ધ્યાન લગાવી બેઠેલા ભક્તોની હાર તરફ આપણું ધ્યાન દોરે છે; અને નીતિથી પૂત એવા પનઘટના પવિત્ર જળના પાનથી ભવરોગ મટવાની ખાતરી આપે છે.

કવિની આ નીતિભાવના કોઈ 'વેદાભ્યાસ જડ' કે અરસિક જનની નથી. પોતાના 'जियरा' ને ઉદ્દેશીને લખેલા એક પદમાં કવિ કહે છે :

इश्के मीजाजी तूने बहोत की,
इश्के हकीकी तू कर ले री।

તેમ જ એ માત્ર બુઢાપામાં આવેલી ગ્લાનિ માત્રથી ઉપજાવેલી મોંની વાત નથી; પરંતુ, કેળવાયલી સમજનું પરિણામ છે. એના એક મુક્તકમાં એ કહે છે :

दावानलतें देहकुं जाले जारी जवान।
सुध बुध घृतकुं होमिके फारे पाजी प्रान।।

એટલું જ નહિ, બીજા એક મુક્તકમાં મોગલાઈની પડતી વિષે પણ એમણે એ જ કારણ આપ્યું છે :

कामाधीन सब होयके खु(खो) या मुगलने राज।
श्रीमंतहि पीछे चले छोड़ राजके काज।।

અને એથી જ જર્મન ફિલસુફ કૅન્ટની પેઠે, કવિએ, ઉપર આપેલા નીતિ પનઘટના પદને અંતે કહ્યું છે :

पनघट लीला देख ही नरमद निशदिन रहत ब्रह्म पूजैया।

કવિનાં પદોમાંથી વધારે જ્ઞાન ભક્તિનાં છે, અને ઘણું કરીને એમની ઉત્તરાવસ્થામાં લખાયાં છે. એક પદમાં એઓ કહે છે :

हरि समरन करना बे, जलदीसें मर जाना।
प्रपंच मोहकी जाल पसारी अंदर नहि लपटाना।
पतंग रंग सब वस्तू यहाँकी वामें नहि भूल खाना।

ભક્તિના રસનું વર્ણન કરતાં કવિ એક સુંદર પદ કહી જાય છે :

रस पंकजको नहि दादुर जानत, जानत जू अलि
धावत है।
नहि वौचरवाहन जानत रत्न अमूल मनु गुनि
चाहत है।
कवि पंडितके रसगुन बड़े गुनि सज्जन थोर हि
मानत है।
भगती परब्रह्म पिछानत हैं रस सो विषयीकुं न
भावत है।

બીજા એક પદમાં કવિ ગાય છે :

कमल चहत है सूरकुं और चन्दा चहत है चकोर।
जल बिन तलपत मीनमें (मैं) मत तोड़ कलेजेकी कोर रे।।
प्रीतम०
नर्मदा पर धर्मद क्यौं तूं लाल बनत मेरे लाल।
श्याम (श्‌ाम) तलक आया न कबू तूं मुह न देखेगा
काल रे।। प्रीतम०

એક પદ ઉર્દૂ શૈલીમાં પણ છે. એનો इश्के हकीकी या इश्के मीजाजी બંને પ્રકારનો અર્થ ઘટાવી શકાય એમ છે. તે આ પ્રમાણે છે :

मेरे दिलोजान रे, अब जाता है जी जान रे।
भेज दे तेरे नेनकुं प्रीतम – ओ दिलोजान रे।।
मुरत तेरी माधुरी और प्रेम झरंते नेन।
मंद मुसकाता मुँहके कारन जलती हौं दिन-रेन रे।।
प्रीतम०
बाहार वे सोई अंतरे तूं अच्छी वड़ी गुनखान।
जान जिगर मुंसे दूर रहत क्यौं तूं बिन हौं हेरान रे।।
प्रीतम०
दर्द जुदाई जालमी कुछ ओखद (औषध) लागत न
और।
माशुक मिलन घनके प्यासे प्रेमी चातक मोर रे।।
प्रीतम०

હિંદીભાષી કવિઓની સરખામણીમાં જ માત્ર નહિ, અહિંદીભાષી પણ પ્રથમ પંક્તિના લેખકો, ખુદ દાદૂ, દલપતિરામ કે દયારામ, બ્રહ્માનંદ જેવા ગુજરાતી કવિઓની સરખામણીમાં પણ આ પદો ફિક્કાં લાગે છે એ સાચું; પરંતુ, એ ખામી તો કવિની ગુજરાતી કવિતામાં પણ છે. નર્મદની પ્રતિભા જેટલી ગદ્યમાં ખીલી છે તેટલી પદ્યમાં નથી ખીલી; એટલે પછી શિક્ષાપ્રાપ્ત ભાષાનાં કાવ્યોમાં તો એની ઊણપ દેખાય એ સમજાય એવું છે. છતાં, એક વાત જરૂર કહી શકાય કે માત્ર ૨૮ પદોની આ અલ્પ સામગ્રીમાં પણ કવિનું આખું વ્યક્તિત્વ ઝીલાયું છે. એટલે એ પદો જાણે કે હિંદી ભાષાના દરબારમાં કવિનું ઓળખપત્ર (identity card) છે.

—ચાલુ]

**જનક દવે**

# વિજ્ઞાનની રજોટી

## ૧

### માંસાહાર — વનસ્પત્યાહાર

જૉન ઇન્ગરસૉલ એક જુવાન શાંતિવાદી હતો. અહિંસક રીતે જીવન વ્યતીત કરી શકાય તે માટે તેણે નૌકાસૈન્યની નોકરી છોડી દીધી હતી. તેણે કહ્યું છે કે, 'યુદ્ધ વિષેના મારા વલણમાંથી જ વનસ્પત્યાહાર સ્વાભાવિક રીતે ફલિત થાય છે.'

લૉર્ડ બૉઇડ-ઑરે બ્રિટિશ સરકાર માટે એક અહેવાલ તૈયાર કરી તેમાં દર્શાવ્યું હતું કે, અતિ માંસાહાર ઉપર કાપ મૂકવામાં આવે, તો ઇંગ્લંડની પ્રજાને બહારથી બહુ થોડી આયાત કરીને પૂરતો ખોરાક દેશમાંથી જ પૂરો પાડી શકાય.

અંગ્રેજ લેખક અને વ્યાખ્યાતા રૉય વૉકરે 'રોટી અને શાંતિ' એ નામના ચોપાનિયામાં પોષણ-શાસ્ત્રીઓ અને આંકડાશાસ્ત્રીઓનાં લખાણો-માંથી માહિતી એકઠી કરીને સાબિત કર્યું છે કે, દુનિયાના માંસાહાર ઉપર ભારે કાપ મૂકવામાં આવે, તો અન્નના ઉત્પાદન માટે એટલી બધી જમીન છૂટી થાય કે, આખી દુનિયાના અર્ધભૂખ્યા રહેતા લોકોને માટે પૂરતો ખોરાક પૂરો પાડી શકાય.

ઑલિમ્પિક હરીફાઈઓમાં વિજેતા, ઑસ્ટ્રેલિયા-નો સુપ્રસિદ્ધ અને કદાચ જગતનો મહાનમાં મહાન તરવૈયો મુરે રોઝ કહે છે કે, તેના વિજયની ચાવી એ છે કે તે બે વર્ષનો હતો ત્યારથી સંપૂર્ણ વનસ્પત્યાહારી રહ્યો છે. માંસાહારથી શરીરમાં થાક ઊભો કરનારા વધારે પડતા ઍસિડો ઉત્પન્ન થાય છે.

ન્યૂયૉર્કના પ્રાણી-વિદ્યા મંડળના પ્રમુખ ફૅરફીલ્ડ ઑસ્બૉર્ન લખે છે કે, પ્રારંભકાળમાં પોતાના બીજા પ્રાણીજગતના સંબંધીઓ વનસ્પત્યાહારી રહ્યા, ત્યારે માણસ શિકારી અને મારક બન્યો. જોકે, માણસોમાં પણ બધા જ એમ શિકારી બન્યા હોય એમ નથી લાગતું. ઉષ્ણકટિબંધના ઘણા માનવો વનસ્પત્યાહારી જ રહ્યા હોય એમ લાગે છે. પેલાં શિકારી બનેલાં ટોળાંએ જ પછી માનવ સંસ્કૃતિની ગતિ-સ્થિતિ ઉપર શિકાર, યુદ્ધ, લૂંટ અને ખૂનામરકીથી વધુમાં વધુ અસર પાડી છે.

આલ્ડસ હક્સલી 'થીમ્સ ઍન્ડ વેરિયેશન્સ'માં લખે છે — 'કુદરત સાથે સમભાવ અને સમજ-બુદ્ધિથી કામ લો, તો કુદરત તમને અમોઘ બક્ષિસોથી ન્યાલ કરશે. પરંતુ કુદરત સામે આક્રમક વલણ રાખો અને લોભ, હિંસા તથા અણસમજથી કામ લો, તો ઘવાયેલી કુદરત તમારી વિરોધી થઈ તમારો નાશ કરશે. . . . પ્રાચીન લોકો આ સુવર્ણ-નિયમ આપણા કરતાં વધારે સમજતા હતા. . . . આપણે આ પ્રાચીન ડહાપણ થોડુંક સ્વીકારવું પડશે; નહીં તો આપણી જાત અને આપણી સંતતિને આપણે ઊંડી હતાશા, કંગાલિયત અને વેદનાના હાથમાં સોંપી દઈશું, જે બધાં સામૂહિક હિંસામાં જ અચૂક પરિણમે છે.

—'મનસ', જૂન ૧૧, ૧૯૫૮]

## ૨

### સ્વાશ્રયી શાળા

પાંચ વર્ષ પહેલાં, ચીનની કુમિંગટાંગ-સરકાર જેમને કેદીઓના કામચલાઉ વાડા તરીકે વાપરતી હતી, એવાં ભંગાર જેવાં મકાનોમાં સિયાન મથકે (ચીનમાં) યંત્રોદ્યોગવિદ્યાની સંસ્થા કાઢવામાં આવી. તેનાં યંત્રો ૧૯મા સૈકાનાં જૂનાં હતાં. રહેવા માટેની જગા એટલી ઓછી હતી કે ઘણા વિદ્યાર્થીઓ તો ખુલ્લામાં જ પડી રહેતા. સંસ્થાની સ્થિતિ એવી કંગાળ કે વિદ્યાર્થીઓને વર્ગમાં ઢીંચણ ઉપર નોટ મૂકીને જ લખવું પડે. આ સ્થિતિનો ઉપાય તો થવો જ જોઈએ; પણ શી રીતે? સરકારી ગ્રાંટ માગીને? કે પોતાના પગ ઉપર ઊભા રહીને? સંસ્થાએ પગ ઉપર ઊભા રહેવાનો-બીજો માર્ગ સ્વીકાર્યો.

વિદ્યાર્થીઓ તરત રસ્તા ઉપર પથ્થર નાખવાના, જમીન સરખી કરવાના અને તેમની આસપાસ ઝાડ ઉગાડવાના કામે લાગી ગયા. સંસ્થાનાં નવાં મકાન બંધાવા માંડ્યાં ત્યારે વિદ્યાર્થીઓ તથા શિક્ષકો પણ તે કામે લાગી જતા. પરિણામે ૪૭૮૪ ચોરસવાર

બાંધકામ માટેના ફાળવેલા પૈસામાંથી તેઓએ ૮૩૭૨ ચોરસવાર બાંધકામ કર્યું. સંસ્થાના કારખાનામાં કામ કરતાં શીખવાની સાથે તેઓએ વસ્તુઓનું ઉત્પાદન કરવા માંડયું. સંસ્થા માટે તથા રાજ્ય માટે પૈસા પેદા કરવાની ભાવના વિદ્યાર્થીઓને એવી વળગી કે, વિદ્યાર્થીઓના ઉત્સાહનો પાર ન રહ્યો. મુશ્કેલીઓને તણખલાંની પેઠે દૂર ખસેડી નાખવામાં આવી.

દર વર્ષે જે કમાણી થતી, તેમાંથી નવાં સાધનો વસાવવામાં આવતાં. પરિણામે ઉત્પાદન વધુ થતું. સંસ્થાનું ઉત્પાદન હવે એટલું બધું વધી ગયું છે કે, ગયે વર્ષે એક લાખ પાઉંડ એટલે લગભગ સાડાતેર લાખ રૂપિયાની કિંમતનો માલ ઉત્પન્ન કરવામાં આવ્યો હતો.

દશ પ્રાંતો અને મ્યુનિસિપાલિટીઓ તો પોતાના ઑર્ડર આ સંસ્થાને જ આપે છે. આ વર્ષે સંસ્થા ડીઝલ એંજિનો, લેથ, ઇલેક્ટ્રિક મોટરો, રેડિયો સેટો, અને બીજાં અનેક તોલમાપનાં સાધનો ૪ લાખ પાઉંડ અર્થાત્ ૫૮ાા લાખ રૂપિયાની કિંમતનાં બનાવવા ધારે છે.

આ સંસ્થાનો છેલ્લાં થોડાં વર્ષનો અનુભવ કહે છે કે, પૂરતી રાષ્ટ્રીય ભાવનાવાળા વિદ્યાર્થીઓને કુશળ કારીગરો બનતાં ત્રણ વર્ષ લાગે છે. તે સંસ્થાના સ્નાતકોમાંથી બે હજાર કરતાં વધુ સ્નાતકો દેશના યંત્રોદ્યોગોમાં કામે લાગી ગયા છે અને તેમના સખત પરિશ્રમ અને સાદા જીવન માટે મશહૂર બન્યા છે.

— 'ચાઈના પિક્ટોરિયલ' નં૦ ૮, ૧૯૫૮ ]

### ૩

## હિંદમાં ગુનેગારી

૧૯૫૭માં —

હિંદમાં રોજ ૨૮ ખૂન થયાં.

સજાપાત્ર ગુનાઓની સંખ્યા ૫ લાખ, ૭૪ હજાર, ૩૬૯ હતી.

ખૂનની સંખ્યા ૧૦,૩૦૮ હતી. (છેલ્લાં ચાર વર્ષમાં એ વધુમાં વધુ છે. ૧૯૫૩માં ૯૮૦૨, ૧૯૫૪માં ૯૭૬૫, ૧૯૫૫માં ૯૭૦૦, ૧૯૫૬માં ૯૯૪૦).

અપહરણ, ધોખાબાજી અને બનાવટી નોટ-સિક્કાને લગતા ગુનાઓની સંખ્યા ૭ લાખ, ૭૪ હજાર, ૭૭૭ હતી. (૧૯૫૩ કરતાં ૨૦ હજાર વધુ).

ચોરીના ગુનાની સંખ્યા ૨ લાખ, ૨૩ હજાર, ૬૭૭ હતી.

લૂંટફાટના ગુનાની સંખ્યા ૭,૯૪૯.

ધાડની સંખ્યા ૫૩૬૩ હતી. (૧૯૫૬માં ૫૬૪૩)

ખાતર પાડયાં ૧,૨૨,૬૪૨ (૧૯૫૬ માં ૧,૨૬,૬૪૨).

બધાં રાજ્યોમાં મુંબઈનો નંબર ગુનેગારીમાં પ્રથમ હતો.

— 'યોજના' તા. ૧૭ ઑગસ્ટ ૧૯૫૮].

## મુંબઈ રાજ્યમાં

૧૯૫૭ના વર્ષમાં પૂરાં થતાં પાંચ વર્ષ દરમ્યાન મુંબઈ રાજ્યમાં સ્ત્રીઓની છેડતી, પજવણી, અત્યાચાર અને બીજા ગેરવર્તાવના ૧૧,૨૯૩ કેસો થયા; તેમાંના લગભગ અર્ધા મુંબઈ શહેરમાં થયા હતા, એમ માન૦ શ્રી. ચવાણે મુંબઈ ધારાસભામાં એક પ્રશ્નના જવાબમાં જણાવ્યું. તેમાંના ૩૧૧૨ છેડતીના, ૧૦૩૪ પજવણીના, ૧૬૭૧ અત્યાચારના અને ૫૪૭૬ બીજા ગેરવર્તાવના હતા.

તેમાંથી ૬૮૪૨ કેસોમાં સજા કરવામાં આવી છે. માન૦ શ્રી. ચવાણે વધુમાં જણાવ્યું કે, એ કેસોમાં ૩૭૨ વિદ્યાર્થીઓ સંડોવાયા છે: ૨૫ પજવણીમાં, ૨૩ છેડતીમાં, ૧૩ અત્યાચારમાં અને ૩૧૧ બીજા ગેરવર્તાવમાં.

— 'ટાઇમ્સ ઑફ ઇંડિયા', ૨૦ ઑગસ્ટ, ૧૯૫૮]

### ૪

## અણુ-અખતરાની કિંમત

નોબેલ પ્રાઇઝ મેળવનાર શ્રી. લિનસ પૉલિંગ (કેલિફોર્નિયાની ટેકનોલોજીની સંસ્થામાં કેમિસ્ટ) પોતાના એક ચોપાનિયામાં જણાવે છે: વૈજ્ઞાનિકોની રાષ્ટ્રીય અકાદમીની કમિટીએ નોંધેલ માહિતી ઉપરથી ગણતરી કરી શકાય છે કે, અણુ-બૉંબના અખતરાઓથી અત્યારને હિસાબે દર વર્ષે ૫૦૦૦થી વધુ ખોડીલાં બાળકો જન્મશે. જગતમાં દરેક માનવ પ્રાણીનું મૂલ્ય છે, એમ તો દરેક માનવપ્રેમી કબૂલ

રાખશે. તેથી અણુ-બૉંબના અખતરા કરનાર પ્રજાના દરેક આગેવાને જાણવું જોઈએ કે, જ્યારે તે પાંચ મેગાટન સ્ફોટક પદાર્થોની તાકાતવાળો સુપર-બૉંબ અખતરા ખાતર ફોડે છે, ત્યારે તે ૧૫૦૦ માણસોને લ્યુકેમિયાથી (ધોળા રક્તકણનો રક્તરોગ), અને દશ હજારથી વધુને હાડકાનું કૅન્સર કે તેવા બીજા રોગોથી મરવાની સજા ફરમાવે છે. તથા ગંભીર રીતે ખોડીલાં ૧ લાખથી વધુ બાળકોને ભવિષ્યની પેઢીઓમાં જન્મવાની ફરજ પાડે છે.

— 'મનસ' ૪ થી જૂન, ૧૯૫૮]

૫

## ગ્રામ-બેકારીનું નુકસાન

૧૯૫૦–૫૧ ની કૃષિ-વિષયક તપાસ સમિતિએ જણાવ્યું છે કે, ભારતમાં સામાન્ય પુરુષ ખેત-મજૂરની રોજી દિવસના ૧૭·૫ આના છે, અને સ્ત્રી ખેતમજૂરની ૧૦·૩ આના છે; અર્થાત્ સરેરાશ ૧૩·૯ આના.

હિંદુસ્તાનમાં મોટાભાગે ચોમાસાની ખેતી પછી ખેડૂતો નવરા – બેકાર બની જાય છે. એ સમય જુદા જુદા ભાગોમાં ૩ થી ૬ મહિના જેટલો હોય છે. કેટલાક તો આઠ મહિના પણ કહે છે.

પરંતુ, ત્રણ જ મહિના બેકારીના ગણીએ, તો સરેરાશ ખેત-મજૂરને તે ત્રણ મહિનામાં, કામકાજ મળ્યું હોત તો, ૧૩·૯ આનાના રોજ લેખે ૭૮ રૂપિયા રોજી મળી શકી હોત.

૧૯૫૧ની વસ્તીગણતરી મુજબ હિંદમાં ખેડૂતોની સંખ્યા ૯ કરોડ, ૯૩ લાખ, ૯૨ હજાર જેટલી છે. (તેમાં જમીનવાળા, જમીન વિનાના, અને ખેત-મજૂરો બધાં આવી ગયાં.) હવે બીજી પંચવર્ષીય યોજનાની રૂપરેખાના જણાવ્યા પ્રમાણે હિંદમાં દર વર્ષે ૨૦ લાખ નવા કામ કરનારા વધે છે. એટલે વસ્તીગણતરી પછીનાં ૮ વર્ષમાં ૧ કરોડ ૬૦ લાખ નવા કામ કરનારા વધ્યા હોય. હવે દેશની આખી વસ્તીના ૮૩ ટકા ગામડાંમાં રહે છે, એટલે પેલા નવા વધેલા કામ કરનારાઓમાં ૧ કરોડ ૭ લાખ જેટલા તો ખેડૂત જ હોય. અર્થાત્ અત્યારે હિંદમાં ૧૧ કરોડ માણસો ખેડૂતો છે.

હવે આ લોકો સરેરાશ ત્રણ મહિના બેકાર રહે છે એમ ગણીએ, તો ઉપર જણાવ્યા પ્રમાણે તે સમય દરમ્યાન તેઓ રૂ. ૭૮ લેખે ૮૬૦ કરોડ રૂપિયા કપાઈ શકત. અર્થાત્ ત્રણ મહિના ફરજિયાત બેકારીથી ખેડૂત વર્ગ દર વર્ષે એટલો મોટો આર્થિક ખાધનો બોજ હિંદના અર્થતંત્ર ઉપર નાખે છે. શહેરની બેકારી અથવા અર્ધબેકારીની આમાં ગણતરી નથી.

હવે એ રકમ આપણે ૩૯ કરોડની વસ્તીમાં વહેંચી નાખીએ, તો જણદીઠ ૨૨ રૂપિયા થયા. અને એ રકમ વડી સરકારની ૧૯૫૬–૫૭ના વર્ષની કુલ આવક કરતાં દોઢગણી થાય છે!

યંત્રોદ્યોગથી આ ભયંકર બેકારી કે અર્ધ-બેકારીના પ્રશ્નનો નિવેડો નહિ લાવી શકાય. કારણ કે, આટલાં માણસોને કારખાનાં દ્વારા રોજી આપવી શક્ય જ નથી. તો પછી ગાંધીજીનો ચરખો શું ખોટો! તેને માટે પરદેશથી યંત્રો મંગાવવાં ન પડે, કામ કરનારને ખાસ તાલીમની જરૂર નહિ, આખી સમસ્યા બીજી ઘડીથી જ ઊકલવા માંડે, પરદેશી કરજનો સવાલ નહિ, તથા વસ્તીને મૂળમાંથી ઉખેડી દૂર દૂર ઢગલો વાળવાની જરૂર નહિ!

આ બેકારી માત્ર આર્થિક નુકસાન કરીને નથી અટકતી. તેનાથી જે વ્યાપક નૈતિક નુકસાન થાય થાય છે, તેનો હિસાબ નીકળી શકે તેમ નથી.

— 'વિજિલ', ઑગસ્ટ ૨, ૧૯૫૮] **રિચર્ડ બી. ગ્રેગ**

૬

## હાથ-ઉદ્યોગની તરફેણ

"અલબત્ત, આ કારખાનાં, મોટાં હોય તો પણ, તથા અગત્યનાં હોય તોપણ બહુ થોડી સંખ્યાના માણસોને રોજી આપે છે. અર્થાત્ થોડાક હજાર માણસોને. પરંતુ ૩૬ કરોડની વસ્તીમાં એ થોડા હજારનો શો હિસાબ?. . .તમે થોડી જમીન વધુ ખોતરો, અને થોડા વધુ માણસોને કામે લગાડો; પરંતુ આ મહાપ્રશ્નનો એ તો બહુ નજીવો અંશ છે. એ મહાપ્રશ્ન એટલે કરોડોની બેકારી અને અર્ધબેકારી. એ વસ્તુ તમારી સમજમાં આવે, અને સંપૂર્ણપણે ધક્કો વાગીને સમજમાં આવે, ત્યારે તમને સ્પષ્ટ થાય

કે લોકોને એક પૂરક ધંધો આપવાનો પ્રયત્ન ગાંધીજી કરતા હતા, તે છેક જ અર્થશાસ્ત્ર-વિરોધી વસ્તુ નથી. જોકે, હિંદુસ્તાનને ન જાણનારાને એવું લાગવાનો સંભવ છે. હું એક દાખલો આપું: અમે જ્યાં જતાં ત્યાં રાજભવનમાં જ અમને ઊતરવાનો અધિકાર મળતો; અને મેં તેના વ્યવસ્થાપકને પૂછ્યું કે રાજભવનમાં કેટલા નોકરો છે? ગવર્નર, તેમનાં પત્ની અને કુટુંબ, થોડા તહેનાતી અધિકારીઓ અને હું તથા મારાં પત્ની જેવા થોડા મુલાકાતીઓ — એટલાની જ ખિદમત નોકરોને ઉઠાવવાની હતી; પરંતુ ત્યાં ૨૦૦ જેટલા નોકરો હતા. અલબત્ત, તેમાં બગીચાના માળીઓનો પણ સમાવેશ થતો હતો: ૧૨ એકરના 'લૉન'ની કાપકૂપ માટે જ કદાચ ૫૦ માળી સતત રોકાયલા રહે. અલબત્ત, એ વસ્તુ યંત્રના ઉપયોગની દૃષ્ટિએ હાસ્યાસ્પદ અને અર્થશાસ્ત્ર-વિરોધી લાગે. પરંતુ બીજી રીતે વિચાર કરો, તો બે સારાં યંત્રો વડે એ 'લૉન' કાપવાનું કામકાજ કરવામાં આવે, તો બે જ માણસો બસ થાય; પણ પછી બાકીના ૪૮ જણે શું કરવું? એ જ ખરો મુદ્દો છે. અને જો તેઓને બીજું કામ આપી શકાય તેમ ન હોય, તો પછી તેમને આ 'લૉન' કાપવાના કામે રોકવા એ અર્થશાસ્ત્રશુદ્ધ ગણાય? કે તેમને બેકાર બનાવી, પછી ગમે તે રીતે ભીખ આપી જીવતા રાખવા એ?"

— લૉર્ડ પેથિક લૉરન્સ

'એશિયન રીવ્યૂ' જુલાઈ, ૧૯૫૮]

— ગો૦

# જાહેરખબરો: સરકારી અને પ્રજાકીય

૧

વિમાની-વ્યવહારનું હવે રાષ્ટ્રીયકરણ થયેલું છે, અને સરકાર પોતે એક કૉર્પોરેશન દ્વારા તે ચલાવે છે. તેનું નામ ઍર-ઇંડિયા ઇંટરનેશનલ છે. તેણે પોતાની જાહેરખબરો આપવામાં હવે હદ કરવા માંડી છે. ભારત સરકારનું કોઈ ખાતું આ બાબતની સંસ્કારિતા વિષે જુએ છે ખરું કે? ભારતના પુરુષો પરદેશ જાય છે, તે જાણે પરદેશની સુંદર સ્ત્રીઓને જોવા જ જાય છે, એ જ એની જાહેરખબરોનો પ્રધાન સૂર હોય છે.

જેમ કે, તાજેતરમાં જાપાનની વિમાની સફર માટેની જાહેરખબરમાં બે જાપાની છોકરીઓ ભારતીય 'રાયજાદા'ને* આમંત્રણ આપે છે કે, અમને મળવા ટોકિયો ચાલ્યા આવો!

ઇંગ્લંડ માટેની જાહેરખબરમાં નીચેની વસ્તુ છે — ભારતીય રાયજાદો નોકરના હાથમાં હુક્કો પકડાવી પીતો પીતો આડો પડ્યો છે; પાસે ઊભેલી 'હોસ્ટેસ'ના હાથમાં દારૂનાં પાત્રો છે. રાયજાદા આંખો બંધ કરી વેસ્ટ મિન્સ્ટર એબીના શિખરના છાયાચિત્ર વચ્ચેના ધોળા ધબ્બામાં ફેશનેબલ (અર્થાત્ અર્ધ-નગ્ન કહેવાય તેવાં) વસ્ત્રો પહેરેલી અંગ્રેજ લલના હસતી હસતી તેમના આવી પહોંચવાની તત્પરતાથી રાહ જોઈ રહી છે — એ જાતની કલ્પના કરે છે.

અને છેક છેવટે મૉસ્કો સુધીનું નવું ઉડ્ડયન શરૂ થતાં, તે માટેની જાહેરખબરમાં પેલો ઠીંગણો ભારતીય 'રાયજાદો' પુષ્ટ સુંદર રશિયન બૅલેટ-નર્તિકા, જે બે પગ કાટખૂણે ફાડીને ઊભી છે, તેની સામે તાકી રહેલો ઊભો છે. બીજા એક ચિત્રમાં તે બંને નાચતાં ચગે છે, એમ બતાવ્યું છે.

બહુ પહેલાં ઍર-ઇંડિયાએ એવા અર્થની જાહેરખબર આપી હતી કે, પોતાની કદરૂપી શેઠાણીઓ સામું જોઈ જોઈને કંટાળેલાઓને સુંદર પરદેશી 'હોસ્ટેસો' સામું જોવાનું મળે, એ માટે ભારતીઓ ઍર-ઇંડિયાનાં વિમાનની મુસાફરી કરે!

તેની સાથે પરદેશી વિમાનવાળાઓ કેવી જાહેરખબરો આપે છે, તે સરખાવવા જેવું છે. આ વખતે બ્રિટિશ કંપનીએ 'શંકર્સ વીકલી'માં જાહેરખબર આપી છે. તેમાં એક ભારતીય સ્ત્રી ઊભી રાખી છે, અને કંપનીએ જાહેર કર્યું છે કે, હવેથી અમે ભારતીય નારીઓને પણ અમારાં વિમાનોમાં 'હોસ્ટેસ' તરીકે રાખીએ છીએ. એ સ્ત્રીને પૂરતી

* આ કૉર્પોરેશને હિંદના રાજાના જેવી મૂર્તિ પોતાના પ્રતીક તરીકે અપનાવી છે અને તેનો ઉપયોગ જાહેરખબરમાં થાય છે.

આખી ભારતીય સાડી તથા કબજો પહેરાવેલાં છે. અંગ્રેજ લોકોને મન કદાચ એમ હશે કે, એક ભારતીય સ્ત્રીને પણ આ કંપનીમાં નોકરી મળે છે, એમ જાણી સ્વદેશપ્રેમી ભારતીય નાગરિકો એ કંપનીના વિમાનમાં બેસવાનું પસંદ કરશે.

પણ આપણા સરકારી વિમાનવાળાઓ તો એવા કોઈ ભ્રમમાં છે જ નહિ! તેઓ તો ભારતીય નાગરિકો પરદેશી સુંદર સ્ત્રીઓ પાછળ દોડવાનું વધુ પસંદ કરશે, એમ જ જાણે છે અને માને છે!

પરદેશી વિમાનવાળાઓમાં અમેરિકન કંપનીઓ પોતાની જાહેરખબરોમાં પોતાના પાઈલોટે, એટલે કે, હવાઈ સુકાનીઓએ કેટલા લાખ માઈલ ઉડ્ડયન કર્યું છે તે જણાવે છે. જેથી અનુભવી સુકાનીને કારણે ઉતારુને ઉડ્ડયનમાં સુરક્ષિતતા લાગે. ઉપરાંત તેઓ પોતાનાં વિમાનોમાં કયા પ્રકારનાં સફળ–સુદૃઢ એંજિનો છે, એ મુખ્યત્વે વર્ણવે છે.

૨

પરંતુ સૌથી નવાઈની જાહેરખબર અખિલ ભારતીય કોંગ્રેસ કમિટીના માસિક 'આર્થિક-સમીક્ષા' માં (ઑગસ્ટ '૫૮) આખું પૂંઠું ભરીને જોઈ. તે છે 'ડાલડા'ની. તેમાં તેની પૌષ્ટિકતા વગેરે ઉપર ભાર મૂકીને ખાસ તો એમ જણાવ્યું છે કે, વનસ્પતિ-ઘી વિરુદ્ધ જે વહેમ અને શંકાઓ છે, તે બહુ જોરદાર હોવા છતાં સ્વયંસિદ્ધ નથી. કોઈના પિત્રાઈ ભાઈના ભાણિયાની પત્નીના ગળામાં 'ગુદગુદી' થવા લાગી; કોઈએ એમ સાંભળી રાખ્યું હતું કે, વનસ્પતિ-ઘીમાં રાંધેલું ખાદ્ય પચતું નથી; કોઈને વળી એવો વિશ્વાસ હતો કે, વનસ્પતિ-ઘીથી આંખોને હાનિ થાય છે — અર્થાત્ જેટલાં મોં એટલી વાતો! (સંસદ) પાર્લમેન્ટમાં પૂછવામાં આવ્યું તો વડા પ્રધાને (પ્રધાનમંત્રીએ) જવાબ આપ્યો કે, 'સરકાર બરાબર જાણે છે અને માને છે કે, વનસ્પતિનો ઉપયોગ સ્વાસ્થ્ય માટે હાનિકારક નથી.'

બલિહારી સંસદની અને તેમાં થતા સવાલ-જવાબની. પરંતુ હમણાં જ અમેરિકાના એક સાપ્તાહિકે, હાઇડ્રોજનન પ્રક્રિયાથી થિજાવેલાં તેલો (વનસ્પતિ-ઘી) કેવી રીતે શરીરમાં પચવા પામતાં નથી, અને હૃદયની શિરાઓમાં ભરાઈ રહી છેવટે 'હાર્ટ-ફેલ' નામે (ખોટી રીતે) ઓળખાતું મૃત્યુ નિપજાવે છે, તેની માહિતી આપી છે. (જુઓ 'નવજીવન' માર્ચ '૫૮, પા. ૧૦૧)

તે વાત ભલે બાજુએ રાખીએ; પરંતુ અખિલ ભારતીય કોંગ્રેસ કમિટીની અમદાવાદમાં મળેલી બેઠકમાં, એ વનસ્પતિ-ઘીની વિરુદ્ધ જે ચર્ચાઓ ચાલી હતી તે જોતાં, આ જાતની જાહેરખબર પોતાના માસિકમાં લેતાં તેણે વિચાર કરવો જોઈતો હતો. એને આ જાહેરખબર લીધા વગર ન જ ચાલી શકે એમ છે? તેના સંપાદક મંડળમાં શ્રી. ગુલઝારીલાલ નંદા, શ્રી. ખંડુભાઈ દેસાઈ, શ્રી. ટી. ટી. કૃષ્ણમાચારી, શ્રી. મનુભાઈ શાહ, વગેરેનાં નામો છે. આ બધાં નામોની પ્રતિષ્ઠા એ પરદેશી કંપનીની જાહેરખબરને શા માટે અપાય છે, એ વિચારવું ઘટે.

— ગો૦

# માખી, મરઘો અને સૂરજ

"બાપ રે બાપ! આજે તો હું ખૂબ જ થાકી ગઈ! આ તે કંઈ જિંદગી છે!" માખી પોતાના મિત્ર મરઘાને કહેવા લાગી.

મરઘો પોતાના પંજાથી જમીન ખોતરી રહ્યો હતો. માખીની વાત સાંભળીને તે બોલ્યો: "કેમ કાંઈ આજે તું આટલી બધી ઉદાસીન અને થાકેલી દેખાય છે?"

"અરે તને મારી મુસીબતોનો શી રીતે ખ્યાલ આવે? આજે સ્ટેશનથી તે બજાર સુધી એક લારીને મારે ખેંચવી પડી!" માખીએ પોતાની વાત કહેવા માંડી.

"ઓહો! આવું કામ તારે માથે કેમ આવી પડ્યું? લારીમાં શું ભરેલું હતું?" મરઘાએ પૂછ્યું.

માખીએ જવાબમાં કહ્યું: "તું તો આખો વખત માટી ખોદી ખોદીને કીડા ખાયા કરે

છે. તારે માટે આ બધી વાત સમજવી મુશ્કેલ છે. તોયે તું પૂછે છે તો લે સાંભળ! મેં એક માણસને લારી ખેંચતો જોયો. તેથી હું એની પીઠ પર બેસી ગઈ. એની સાથે હું પણ લારી ખેંચવા લાગી અને બજાર સુધી ગઈ."

"અરે, તારામાં આટલી બધી તાકાત ક્યાંથી આવી ગઈ? મેં તો સાંભળ્યું છે કે, લારી તો ખૂબ ભારે હોય છે!" મરઘાએ આશ્ચર્ય પામી પૂછ્યું.

"ભાઈ, કામ કરવા માટે દિલ અને ઉત્સાહ જોઈએ. તાકાત તો આપમેળે આવી જાય છે," મોટા ઘમંડની સાથે માખીએ પોતાની વાત માંડી: "સ્ટેશનથી બજાર સુધીના રસ્તા પર કેટલીય જગાએ સડેલાં ફળો દુકાનોમાં ટાંગેલાં હતાં. મારા મોંમાં એ જોઈને પાણી છૂટતું હતું. કેટલીય વાર મને થઈ આવતું કે થોભી જાઉં. પરંતુ મને તરત જ વિચાર આવતો કે, મારા વિના આ બાપડો માણસ લારી ખેંચી શકશે નહીં; તેથી હું ક્યાંય પણ થોભી નહીં."

"ખરેખર તારામાં જીવદયા ભારે છે! હું પણ કેટલીય વાર પ્રયત્ન કરી ચૂક્યો છું કે, મારે કીડાને ખાવા ન જોઈએ. પરંતુ મારું કશું ચાલતું નથી. આ કીડા પણ કમબખ્ત ખૂબ સ્વાદિષ્ટ હોય છે!" મરઘાએ કહ્યું.

માખી ઉત્તેજિત થઈને કહેવા લાગી: "આ જમાનો ભલા આદમીનો નથી. જુઓને, લોકો જાત જાતની નવી દવાઓ વડે અમને ભૂંડી રીતે મારી નાખવા માટે ઝૂઝૂમી રહ્યા છે. મારા સવાલનો કોઈ જવાબ તો આપો કે, અમે એમનું શું બગાડ્યું છે? અમારી સામે તેમણે આવી જેહાદ શા માટે ચલાવી છે?"

મરઘો બોલ્યો: "લોકો તમને એટલા માટે મારે છે કે, તમારા હાથ-પગ પર રોગ પેદા કરનારા જંતુઓ ચોંટેલા હોય છે."

"તો શું એ લોકો એમ ઇચ્છે છે કે, અમે સારી પેઠે નાહી-ધોઈને એમની પાસે જઈએ? આમ કરવું અમારે માટે અસંભવ છે. નાહવાથી અમે મરી ન જઈએ?" માખી બોલી.

"તું બરોબર કહે છે," મરઘો બોલ્યો. એને માખીની વાત સાંભળીને બહુ દુઃખ થયું.

પરંતુ માખી બોલતી જ રહી: "અમને આજકાલ પેટ ભરીને ખાવાનું મળતું નથી. લોકો કચરાના ડબાને હવે ઢાંકેલા રાખે છે. હાં, કેટલીક બહેનો ખૂબ દયાળુ હોય છે. તેઓ કોઈ વાર ડબો ખુલ્લો મૂકી જાય છે અને જ્યાં ત્યાં એઠુંજૂઠું અને કચરોપૂંજો નાંખી દે છે; એથી અમારું ભરણપોષણ થાય છે. નહીં તો અમારે માટે જીવવું ભારે થઈ ગયું છે."

મરઘાને ઊંઘ આવવા લાગી. તે બોલ્યો: "હવે હું સૂઈ જઈશ. નહીં તો સવારે મારાથી વહેલા ઉઠાશે નહીં. તું તો જાણે જ છે કે, સૂરજ કેટલો આળસુ છે! મારા 'કૂક રે કૂક' અવાજથી તે જાગી ઊઠે છે; નહીં તો એ ભાઈસાહેબ સૂઈ જ રહે!"

તે વખતે ચંદ્રમા પૂર્વ દિશામાં ઊગી રહ્યો હતો. મરઘાની અને માખીની વાતચીત સાંભળીને તેને હસવું આવ્યું. તે મનમાં કહેવા લાગ્યો: "પરંતુ હું તો કોઈના જગાડ્યા વિના જ ઊઠી જાઉં છું."

તે દિવસે એ ગ્રહણમાં ફસાવવાનો હતો. પરંતુ એ વાતનો એને તે વેળાએ સ્વપ્નેય ખ્યાલ નહોતો.

**ચક્રવર્તી રાજગોપાલાચાર્ય**
અનુ૦ મુ૦ ફ૦

# નવું વાચન

**પુણ્યપ્રવાસ :** લે૦ સોપાન; પ્રકા૦ મોહનલાલ મહેતા, મેટ્રો પાછળ, મુંબઈ–૧; પૃ૦ ૩૫૨; કિં ૫.૫૦.

૧૯૪૨ની લડત, અને તેય મુખ્યત્વે ભાંગફોડ-મંડળની, તેને ભૂમિકામાં રાખી આ પ્રેમકથા રચાઈ છે. કહો કે, આગળ પ્રસિદ્ધ થયેલી બે નવલકથાના અનુસંધાનમાં તે જ પાત્રોની વાત આગળ ચાલે છે ને પૂરી થાય છે. વાર્તાનું વસ્તુ જોઈએ તો, પ્રદીપ નામનો એક વિચારવાયુથી ગ્રસ્ત જુવાનિયો કમળા નામની પ્રથમ પરણેલી ગામઠી સ્ત્રીને નરી ઉપેક્ષાથી મારી નાખી, પ્રતિમા નામની પોતા તરફ આકર્ષાયેલી યુવતીને ઊં-હું, ઊં-હું કરતાં છેવટે પરણે છે. દરમ્યાન કાશ્મીરથી કન્યાકુમારી સુધીના પ્રવાસમાં તે મિત્રો, વિચારકો અને મહાપુરુષોની સાથે ચર્ચાઓ કરે છે અને સમજૂતી મેળવે છે.

લેખકનો આશય સ્થૂળ શરીર-સંબંધના નહીં, પણ ભાવનાઓના સાહચર્ય ઉપર લગ્ન-જીવન કે સહ-જીવન કલ્પવાનો છે. એ અર્થે તે પ્રાધ્યાપક સુમંગલ-સુકીર્તિ, પ્રબોધ-ચંદ્રકાંતા, પ્રદીપ-પ્રતિમા, રસિકચંદ્ર-અનિલા, સુરેન્દ્ર-આશા, બ્રિજબાળુ-સુનીતિ એવાં વિવિધ જોડકાં કલ્પે છે. તે બધાંમાં મુખ્યત્વે સ્ત્રીપાત્ર જ પુરુષને અનુકૂળ-વફાદાર રહી, ઉચિત સહચાર આપવા પ્રાણાંતિક પ્રયત્ન કરે છે કે સહજ રીતે આપે છે; ત્યારે પુરુષપાત્ર સામાન્ય રીતે સ્ત્રીપાત્ર તરફની વફાદારી કે કર્તવ્યનો ખાસ ખ્યાલ રાખતું નથી. અર્થાત્ એ સહજીવનની ભાવના ઘણુંખરું એકપક્ષી રહે છે. પ્રદીપમાં એ જાતનું બેજવાબદારપણું પરાકાષ્ઠાએ પહોંચે છે; અને છતાં લેખક તેને માટે ઝૂરતી બબ્બે સ્ત્રીઓ રજૂ કરે છે.

બીજી બાજુ સ્ત્રીપાત્રોમાં પુરુષની આવી બેવફાઈ કે અપેક્ષા કે વિરોધી વર્તન પ્રત્યે સ્વતંત્ર મિજાજ દાખવનાર આશા અને અનિલાનાં બે પાત્રો પણ લેખક રજૂ કરે છે. અને અનધિકારી પુરુષ સાથે જોડાયેલી અનિલા તો તે પુરુષથી છેવટે છૂટી પણ થાય છે.

આ રીતે લગ્નજીવન અને સહજીવનની બાબતમાં શક્ય બધા પ્રશ્નો લેખક અચ્છી અદાથી રજૂ કરે છે. પુરુષો કોણ જાણે હિંદુ સંસારનાં લાડીલાં મનસ્વી બાળકો છે; અને સ્ત્રીઓ પોતાના સાહજિક વાત્સલ્યથી — સ્નેહથી તેમનાં તોફાનનું ઝેર પચાવી જઈ, તેમનું કૌટુંબિક જીવન શક્ય કરી આપે છે.

સ્ત્રીના સહચારની આવશ્યકતા વિનાનું પુરુષનું આત્મનિષ્ઠ પરિપૂર્ણ જીવન હોઈ શકે છે; અને એવા પુરુષ સાથે પહેલેથી પરિણય-સંબંધથી જોડાયેલી સ્ત્રીનું જીવન પણ વાર્તાકારની કલમને કસે તેવો વિષય થાય. એ વસ્તુને લેખક અડયા નથી. પરંતુ એથી સહેજ જુદી ભૂમિકાએ પણ લગ્નજીવન કે સહ-જીવન હોઈ શકે છે, એવું લેખક જણાવવા માગે છે. પરંતુ તેનું કશું સુરેખ કે સંપૂર્ણ ચિત્ર લેખક ઊઠવા દેતા નથી. પ્રદીપની બાબતમાં તો કેવળ વિચારવાયુના ગોટા જ દેખાય છે. એ ગોટા શમ્યા પછીનું જીવન નિરૂપવાનું આવે છે, ત્યાં તો વાર્તા પૂરી થાય છે. કદાચ કોઈ ત્રીજી બૃહત્ (બ્રહ્મ) વસ્તુને અર્પિત થયા વિનાની આ બધી સહજીવનની ચર્ચા કેવળ કલ્પના જ રહેતી હશે. ધ્યેયનિષ્ઠ અને તેના ભક્ત વચ્ચે જ કદાચ એવું જીવન શક્ય હશે.

સર્વથા આ જાતનું વસ્તુ પણ કોઈ સારા લેખકની કલમને જેબ આપે તેવું છે. શ્રી. સોપાનને એવા વસ્તુનું ખાસ આકર્ષણ દેખાય છે. અલબત્ત, એમની વાર્તાનાં પાત્રો ધરતીની વાસ્તવિકતાથી કંઈક અધ્ધર રહી જાય છે: ખાવા-પીવાની કે કમાવાની તેમનામાં કોઈને કશી પંચાત હોતી નથી; પૈસા તો જાણે છે જ; સ્ત્રીઓ પણ છે જ; કદાચ, એક પુરુષ પાછળ ભમવા તૈયાર એવી એક કરતાં વધુ પણ છે. એટલી અવાસ્તવિકતા ભૂલી જઈએ, તો પછી લેખકનો આ જાતનો વિચાર-વિહાર રસિક તેમ જ રોચક થઈ પડે તેવો બની શકે છે.

**'વાચક'**

**કાંટાનાં ફૂલ :** [ત્રિઅંકી નાટક] લે૦ બળદેવ પ્ર. મોલિયા; પ્રકા૦ શ્રી હરિહર પુસ્તકાલય, સુરત; પૃ૦ ૭૮; કિં. ૧.૨૫.

હરરાય એક કાળે જાહોજલાલી ભોગવતા કુટુંબવાળા પણ હવે મનથી, શરીરથી અને પૈસેથી ઊતરી ગયેલી સ્થિતિના માણસ છે. સારી સ્થિતિએ હતા ત્યારે સુદર્શન નામના એક ક્રાંતિકાર યુવાનને, બૉમ્બ ફૂટી જવાથી કદરૂપો બન્યા બાદ, પોલીસોથી તથા લોકોથી છુપાવીને પણ પોતાને ત્યાં તેમણે ઓથ આપી હોય છે. પરંતુ તે હવે દેવાદાર થઈ ગયા બાદ, પોતાની ભણીગણીને પાસ થયેલી દીકરી જયશ્રી નોકરીએ લાગી જઈ પૈસા કમાઈ આપવાને બદલે ગૌતમને પરણી જવા માગે છે, ત્યારે બેભાન થઈ જાય છે. કારણ કે, તેમની મોટી દીકરી મધુ પરણ્યા બાદ, પતિ ગાંડો થઈ જતાં, પાછી આવી હોય છે; અને દીકરો અશોક સારું ભણતો હોવા છતાં હજી દસ વર્ષનો છે.

એ વખતે જયશ્રીની આફ્રિકા ગયેલી સહિયર શ્રીલેખા, જે તેના ધનિક પિતાની એકની એક યુવાન દીકરી છે, તે વરની શોધમાં દેશ પાછી ફરે છે. એ પાત્ર દાખલ થતાં, નાટકનો પ્રવાહ વેગ પકડે છે અને 'નાટકી' પલટા ખાય છે. છેવટે બહારથી કદરૂપા બનેલા પણ અંતરથી વધુ સુંદર બનેલા

એવા સુદર્શનને પરણીને, શ્રીલેખા ગૌતમ તથા જયશ્રીના લગ્નના પ્રશ્નનો તેમ જ હરરાયના દેવાના પ્રશ્નનો નિવેડો લાવે છે.

નાટકના નામ સાથે 'ત્રિઅંકી નાટક' એવું લખેલું છે, પણ એ જૂના જમાનાનું ત્રિઅંકી નથી; એક કલાકથી વધુ તે ભાગ્યે ચાલે. પરંતુ આ નાટકમાં ભાવના ઉછાળા તથા તેમની રજૂઆતનું ઠીક ઠીક 'તખ્તા-લાયકીપણું' છે. કેટલાક સંવાદો વાંચતી વખતે લાંબા તથા અ-રસિક થઈ પડે છે. તે 'ભજવવાની' વખતે કદાચ 'ચાલી' જાય.

'વાચક'

**અક્ષયપાત્ર :** [ ત્રિઅંકી નાટક ] લેખક તથા પ્રકાશક ઉપર મુજબ. પૃ૦ ૯૩; કિં. ૧.૨૫.

સારંગ બારોટની નવલિકા ઉપરથી આ નાટક શ્રી. મોલિયાએ ઘડ્યું છે. પ્રબોધ જોશી નામનો યુવાન ડૉક્ટર, દૂરના જે ગામડામાં પોતાના પિતા ડૉક્ટરી સારવાર વિના મૃત્યુ પામેલા, તે ગામડામાં ડાક્ટરી સારવાર પહોંચાડવા કૃતનિશ્ચય બન્યો હોય છે. તેને રજની નામની પરજ્ઞાતિની યુવતી સાથે પ્રેમ થયો હોય છે. પણ તે પ્રેમ તેને શહેરમાં કમાઉ ધંધા તરફ જકડી શકતો નથી. છેવટે રજની જ તેને પરણી પાંચ વર્ષને પટે ગામડે સાથે જવા તૈયાર થાય છે.

ગામડે ગયા બાદ તેમની તાવણી સગાંવહાલાં સૌ તરફથી શરૂ થાય છે. તેમાં પાછો પ્રબોધ, તે ગામના સુલેમાન નામના અંધ મુસલમાનને, જેણે પોતાના પિતાની મરણપથારીએ દિલથી સેવાચાકરી કરી હતી, તેને પોતાને ઘેર લાવીને રાખે છે.

છતાં ધીરે ધીરે સૌનો વિરોધ ઓગળી જાય છે. સુલેમાનને મોતિયાનું ઑપરેશન કરી પ્રબોધ દેખતો કરે છે. તે સુલેમાન હવે પ્રબોધના દવાખાનામાં દરદીઓની સેવાને કામે જોડાય છે. પરંતુ હિંદુ-મુસલમાન હુલ્લડના દિવસોમાં બહારગામના મુસલમાનો આવી ગામને રંજાડી જાય છે, તે વખતે ગામલોકો ગામના મુસલમાનો ઉપર વેર લે છે. સુલેમાનને મારવા આવેલા લોકોના હાથે પ્રબોધ તથા રજની ઘવાય છે.

એ બીમારીમાંથી ઊઠ્યા બાદ, રજનીનું દિલ ગામડા ઉપરથી છેક ઊઠી જાય છે. પ્રબોધ તેને શહેરમાં પાછી ચાલી જવા છૂટ આપે છે; પરંતુ તે વખતે તેને વિદાય આપવા — ખરી રીતે જતી રોકવા — આવેલા ગામલોકની લાગણીનું દર્શન તેને ઢીલી કરી નાખે છે, અને તે પ્રબોધ સાથે પાંચ વર્ષ માટે નહિ, પણ જીવનભર રહેવા પાછી ફરે છે.

ધ્યેયલક્ષી નવાં નાટકોમાંથી કેટલાંકમાં ભાવ તેમ જ રસના ઉછાળાવાળું 'નાટકી'પણું નથી હોતું. આ નાટક એ બાબતમાં કંઈક પગભર છે. આવાં નાટકોથી નવી રંગભૂમિ આકર્ષક બને તેમ જ ઉપયોગી પણ બને, એવી આશા ઊભી થાય છે.

'વાચક'

**લીના :** લે૦ અશ્વિનકુમાર વ્યાસ; પ્રકા૦ શ્રી લક્ષ્મી પુસ્તક ભંડાર, અમદાવાદ; પૃ૦ ૨૬૪; કિં૦ ૪.૨૫.

અઢાર ટૂંકી વાર્તાઓનો આ સંગ્રહ ખરેખર આવકારપાત્ર છે. લેખકનો એ પ્રથમ વાર્તાસંગ્રહ છે; પરંતુ જે રીતે તે આપણા સંસાર-જીવનનાં સામાન્ય — રોમાંચક પણ નહિ એવાં — પાત્રોને તથા પ્રસંગોને ઝીલીને, અતિશયોક્તિની હદે ગયા વિના પણ, રસસૃષ્ટિ ઊભી કરી શકે છે, તે જોતાં એમની એ ફાવટ આગળ ઉપર આપણને વધુ સુ-રસ અને સુ-ઘડ વાર્તાઓ આપશે, એની આશા આપી જાય છે.

પ્રણયની, પુરુષાર્થની, સંઘર્ષની, અનુ-સંધાનની, વિજયની, પરાજયની, એમ સામાન્ય જીવનમાં જડતી વિવિધ સામગ્રી તેમના ચિત્તનું સર્જક સંવેદન-તંત્ર ઉપાડી લે છે. 'લખવું છે', માસિકવાળાએ 'માગી છે' માટે 'શોધવી છે', એમ કહીને તે વાર્તા લખવા બેસતા લાગતા નથી.

અને તેથી આ વાર્તાઓ જીવન-નિષ્ઠ તથા કશી અતિશયોક્તિ વિના પણ હૃદયને રસ-ભર કરી દે તેવી થઈ છે.

'વાચક'

**સગી આંખે :** લે૦ ભાનુભાઈ શુક્લ; પ્રકા૦ સ્વાતિ પ્રકાશન, સુરેન્દ્રનગર; પૃ૦ ૧૬૨; કિં૦ ૨.૫૦.

કાળી ગરીબાઈ, સ્ત્રી પ્રત્યે અન્યાય-અત્યાચાર-ક્રૂરતા, અને યુવાન સ્ત્રીના મોહમાં કે બીકથી ઘરડાં મા-બાપ કે આશરો લેવા આવેલા મહેમાનને જાકારો — એ જાતના દુઃખદ વસ્તુને લેખકે કુલ પંદરમાંથી અર્ધી જેટલી વાર્તાઓમાં વર્ણ્યું છે. એ વસ્તુને તેમણે 'વાચા' આપી એ ઠીક થયું હશે; પરંતુ એ દુઃખ-દારિદ્રયની વેદનામાંથી કશો ઉપાય બતાવવાનો ન હોય, અથવા તેનો વીરતાથી સામનો કરવામાં દેખાતી માનવતાની જ્યોત પણ દાખવવાની ન હોય, તો પછી એ બધું કાળું વસ્તુ ચીતરવામાં શું સાર્થક્ય છે? એમાં રસ હોય તો પણ તે માણવો એ એક વિકૃતિ જ ગણાય.

લોકોની લાગણી ઉશ્કેરવી જોઈએ — તેમને સભાન કે જાગ્રત કરવા જોઈએ; પરંતુ ચીંધેલે કે ઉચિત માર્ગે તેમનું કર્તૃત્વ વળતું થાય તે માટે. તે સિવાય કેવળ લાગણી ઉછાળીને રસ-ભોગ ઊભો કર્યા કરવો, એ કર્તૃત્વને અને લાગણીને વિખૂટાં પાડવા જેવો અપરાધ થાય.

બાકીની બેએક વાતોમાં ગામડાગામમાં મતદાન વખતે પતિ-પત્ની વચ્ચે થતી નકામી રકઝકની મશ્કરી છે; અથવા પત્નીને સગર્ભા થયેલી માની જન્મ-સમાચાર જાણવા ઉત્સુક પતિની મશ્કરી છે. એ વાર્તાઓનું વસ્તુ પ્રયોજન વિનાની મજાક જેવું થઈ રહ્યું છે.

'નિષ્ણાતોનું નગર' એ છેલ્લી વાર્તામાં જ, દાક્તરી નિષ્ણાતો એક ગામડાની વિધવા શેઠાણીને તેના એકનાએક બાળકની દવા કરવામાં કેવી રીતે પૈસેટકે ખાલી કરે છે, તથા છેવટે. પેટનો રોગ મટાડવા જતાં અંધાપો અને ગાંડપણ અર્પે છે, તેનું વેદનામય ચિત્ર ચીતરીને લેખક ઉપાય

દર્શાવવા જેવું કરે છે. પરંતુ તે ઉપાય શો છે? જર્મની જઈ આવેલો એક માનસિક રોગનિષ્ણાત તે છોકરાને, માને, સૌને પોતાને ત્યાં મફત રાખી, મફત ઉપચાર કરે છે. પરંતુ ડાકુ-લૂંટારા જેવા નિષ્ણાતો વચ્ચે એ એક ડાક્ટર શાથી આવો 'અવળો' પાક્યો તેનું કશું પ્રતીતિકારક સૂચન વાર્તામાં નથી.

જોડણીની બાબતમાં અને તત્સમ શબ્દોની જોડણીની બાબતમાં પણ લક્ષ જ આપવામાં આવ્યું નથી. કદાચ લેખકનો આ પહેલો વાર્તાસંગ્રહ હશે. તેમને સૂચન રૂપે આ બધી ટીકા કરી છે. તેમને હથોટી છે, અને તેમની પાસેથી સારી વાર્તાઓની આશા રાખી શકાય તેમ છે.

'વાચક'

**સુલેખા :** લે૦ ઇન્દવદન દેસાઈ; પ્રકા૦ બુકસેલર હેમરાજ દયાળજી, અમદાવાદ; પૃ૦ ૧૨૮; કિં૦ ૨.૦૦.

પુસ્તક રૂપે આ ચોપડી હાથમાં આવે નહિ, તો આપણે માનીએ પણ નહિ કે આ આપણી ગુજરાતી ભાષાનું 'ચાલુ' સર્જન છે. પણ આ પુસ્તકોની ગ્રંથમાળાઓ ચાલે છે, અને તેમને સારી ઘરાકી હોય છે.

અલબત્ત આ પુસ્તકોમાં પાત્રોને કશી સ્થળ-કાળ કે શક્યાશક્યતા કરાની મર્યાદા હોતી નથી. સિવાય કે તેમાં પૈસા કે સ્ત્રી માટે દગો, અને છેવટે પાપનો પરાજય અચૂક બતાવવામાં આવ્યો હોય છે. અમુક વર્ગમાં તે વાર્તાઓનો સારો ઉપાડ થતો હશે; પરંતુ તે વર્ગ પણ વાર્તા-રસ પ્રત્યે આટલો ઉદાસીન હોતો હશે, એ ન માની શકાય તેવી વાત છે. ગમે તે વાર્તાનેય કંઈક વાર્તારસવાળી તો થવું પડે જ. પરંતુ વાર્તારસ — જો અલૌકિક પરીકથા ન હોય તો – હંમેશાં પ્રતીતિકારકતાની મર્યાદામાં રહીને જ ઊભો કરી શકાય. અને એ એક કુશળતાભર્યા કસબની અપેક્ષા રાખે છે.

તો પછી આ બધી વાર્તાઓ શા આધારે વેચાતી હશે? કે પછી ગુજરાતી વાચકવર્ગ એટલો બધો વાર્તારસ-તરસ્યો થઈ ગયો છે કે જેથી વખતસર તેને જે મળે તેનાથી જ ચાલી શકે છે, અને સારું-ખોટું વિચારવાની તેને ખાસ પરવા જ નથી? જેવું ફિલ્મોની બાબતમાં પણ તે કરતો લાગે છે.

'વાચક'

**જાગતી રાત :** લે૦ હરીશ નાયક; પ્રકા૦ શાંતિલાલ મ. શાહ, મોટી દેસાઈ પોળ, સુરત; કિં. ૨.૦૦; પૃ૦ ૧૦૮.

બે ગુજરાતી સ્ત્રીઓ મોહિની અને માલતી એક જ ગુજરાતી યુવક મધુકરને પ્રેમ કરે છે; પણ મોહિની માબાપના દબાણને વશ થઈ દેવેન્દ્ર સાથે લગ્ન કરે છે. એટ મહિનો દેવેન્દ્ર સાથે તે પત્ની તરીકે રહે છે, પણ શરીરથી અસ્પૃષ્ટ રહે છે. પછી તે પોતાના પતિને એક કાગળ લખી, પોતાના પ્રેમી મધુકરને ત્યાં રહેવા ચાલી જાય છે.

મધુકરને દરમ્યાન માલતી પ્રત્યે પ્રેમ થઈ ગયો હોય છે; પણ પતિને છોડીને આવેલી મોહિનીનો તે અનાદર કરી શકતો નથી. તેથી જ કુંવારી માલતીને લઈને આબુ જવાનું ગોઠવ્યું હોય છે, તેને બદલે પર-પત્ની મોહિનીને લઈને તે આબુ જાય છે.

પણ ત્યાં એક ઓરડીમાં ઉતારો કર્યા પછી, મધુકર પરપત્ની મોહિની સાથેના પોતાના સંબંધનું કાયદાની દૃષ્ટિએ કેવું પરિણામ આવે તે વિચારી ભડકી જાય છે, અને તેને વશ થતો નથી.

દરમ્યાન દેવેન્દ્ર અને માલતી અનુક્રમે પોતાની પત્ની અને પોતાના પ્રેમીને શોધતાં આબુ આવે છે; અને છેવટે સૌ સારાં વાનાં થઈ જાય છે.

આવી બધી વાર્તાઓ બહુ અસ્વાભાવિક હોય છે. આપણે પણ ગુજરાતી છીએ અને ગુજરાતના જીવન સાથે કંઈક પરિચિત છીએ. તેથી આપણે ભારપૂર્વક કહી શકીએ છીએ કે, આ વાર્તાઓમાં રજૂ થતો ગુજરાતી સમાજ એ કાંઈ સાચો કે સામાન્ય ગુજરાતી સમાજ નથી. અને ખાસ કરીને તેની યુવતીઓ વિષેનાં આવાં ચિત્રો મોટે ભાગે જૂઠાં હોય છે; અથવા વિકૃત પુરુષ-મનનાં જ પરિણામો હોય છે. પૈસા ખરચીને ગુજરાતી વાચકે, પોતાની ગરવી, સુંદર, ઉત્તમ બહેનોની ગમે તેવી બદગોઈ માથે ચડાવી લેવી ન જોઈએ.

'વાચક'

**ગૃહજીવનમાં સ્ત્રીનું સ્થાન :** લે૦ સરોજિની મહેતા; પ્રકા૦ મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા; કિં૦ છ રૂપિયા; પૃ૦ ૩૦૦.

સમાજમાં સ્ત્રીનું સ્થાન એ વિષયની તલસ્પર્શી રજૂઆત લેખિકા બહેને આ પુસ્તકમાં કરી છે. પ્રાચીન સમયથી માંડીને આધુનિક સમય સુધીની સ્થિતિનું સુરેખ નિરૂપણ તેમણે કર્યું છે. સ્ત્રીજીવનનાં જુદાં જુદાં પાસાં, જેમકે કન્યા, પત્ની, માતા, વિધવા — લઈને શ્રી. સરોજિની બહેને એવું દર્શાવવા પ્રયત્ન કર્યો છે કે, હજી સ્ત્રીને એનું યોગ્ય સ્થાન સમાજમાં મળ્યું નથી. પ્રસ્તુત પુસ્તક સમાજસેવાના ક્ષેત્રમાં કામ કરતાં ભાઈબહેનોને ખૂબ ઉપયોગી થાય એવું છે.

મુ૦ક૦

**બાપુના જીવનપ્રસંગો :** લે૦ મનુબહેન ગાંધી; પ્રકા૦ વોરા ઍન્ડ કંપની પબ્લી૦ પ્રા૦ લી૦, મુંબઈ; કિં૦ ૬૦ નયા પૈસા; પૃ૦ ૪૮.

શ્રી. મનુબહેન ગાંધીજીના સાન્નિધ્યમાં રહ્યાં હતાં. પ્રસ્તુત પુસ્તિકામાં તેમણે વીસેક જેટલા પ્રસંગો સરળ ભાષામાં વર્ણવ્યા છે. આબાલવૃદ્ધને તે ગમી જાય એવા છે.

મુ૦ક૦

**સ્વામી રામતીર્થનાં વચનામૃત :** પ્રકા૦ સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય, અમદાવાદ; કિં૦ દસ આના; પૃ૦ ૧૦૮.

સ્વામી રામતીર્થનાં પ્રેરક લખાણોમાંથી ચૂંટી કાઢેલ કેટલોક ભાગ આ પુસ્તિકામાં પ્રસિદ્ધ કર્યો છે. સ્વામીશ્રીનાં

આ આધ્યાત્મિક અને બોધપ્રદ વચનો જિજ્ઞાસુઓને ઉપયોગી થઈ પડે એવાં છે.

સુ૦ કો૦

**સંત જ્ઞાનેશ્વર :** પ્રકા૦ વોરા ઍન્ડ કંપની પબ્લી૦ પ્રા૦ લી૦, મુંબઈ; કિં૦ ૯૦ નયા પૈસા; પૃ૦ ૧૬ (રોયલ).

મહારાષ્ટ્રના જાણીતા સંત જ્ઞાનેશ્વરના પ્રેરક જીવન-પ્રસંગોને રજૂ કરતી આ સચિત્ર પુસ્તિકા આવકાર્ય છે. ચિત્રો ઉપરથી બાળકોને પ્રસંગો ઝટ સમજાય એમ છે. એકબે સ્થળે ચિત્ર સાથેના લખાણને સુધારવું જરૂરી છે. જેમકે, જ્ઞાનેશ્વરના પિતા વિઠ્ઠલપંત રામાનંદ સ્વામીને પગે પડે છે, તે ચિત્ર આગળ જે લખાણ છે, તે જ્ઞાનેશ્વરનાં માતા રામાનંદ સ્વામીને પગે પડે છે ત્યાં મુકાવું જોઈએ. પાડાના પ્રસંગમાં પણ લખાણ બરોબર ગોઠવવું જોઈએ. એકંદર જોતાં આવી સચિત્ર પુસ્તિકાઓ બાળકોને રસિક અને બોધપ્રદ વાચન પૂરું પાડી શકે એમ છે.

સુ૦ કો૦

**लोक-नीति :** લે૦ વિનોબા; પ્રકા૦ અખિલ ભારત સર્વ-સેવા-સંઘ, વર્ધા; કિં૦ સવા રૂપિયો; પૃ૦ ૨૨૦.

વિનોબાજી પોતાનાં પ્રવચનોમાં લોક-નીતિ અંગેનાં પોતાનાં મંતવ્યો રજૂ કરતા હોય છે. એ બધા વિચારોને એકત્રિત કરીને આપવામાં આવે, તો એમની લોક-નીતિ વિષેની વિચારસરણી સમજવી સરળ થઈ પડે. એ દૃષ્ટિએ આ પુસ્તકનું સંકલન કરવામાં આવ્યું છે. પહેલા ખંડમાં પ્રાચીન સમયમાં રાજ્યકર્તાઓ અરણ્યવાસી ઋષિમુનિઓનો સંપર્ક સાધી કેવી રીતે રાજ્યવ્યવસ્થા કરતા હતા વગેરે હકીકતોને દર્શાવવામાં આવી છે. બીજા ખંડમાં ચાલુ રાજ્યનીતિ, ચૂંટણી, લોકશાહી વગેરેનું વિવેચન છે અને ત્રીજા ખંડમાં લોકનીતિ, શાસનમુક્ત સમાજ, અહિંસક રાજ્ય, ગ્રામ-સ્વરાજ વગેરેની વિચારણા છે.

પુસ્તક હિંદીમાં છે; છતાં સમજી શકાય એવું છે. વિનોબાજીની વિચારસરણીના અભ્યાસીઓને આ પુસ્તક ઉપયોગી થઈ પડશે.

સુ૦ કો૦

**साम्य-सूत्र :** લે૦; પ્રકા૦ ઉપર મુજબ; કિં૦ છ આના; પૃ૦ ૭૬.

વિનોબાજીએ, વેદ – ઉપનિષદ વગેરેના ઊંડા અધ્યયન પછી એમને જે જીવનપ્રેરક સામગ્રી પ્રાપ્ત થઈ, એને આધારે સંસ્કૃત-સૂત્રો રચીને તે ઉપર ભાષ્ય જેવું લખ્યું હતું. 'ગીતા પ્રવચન'માં તેમણે ગીતામાં રહેલા સામ્યયોગ પર વિસ્તૃત વિવરણ કર્યું છે. પરંતુ આ પુસ્તિકામાં એ વિચારણાને શાસ્ત્રીય સ્વરૂપ આપવાનો તેમણે પ્રયત્ન કર્યો છે. ફિલસૂફીના અભ્યાસીઓને આ હિંદી પુસ્તક ગમશે.

સુ૦ કો૦

**સાહિત્યમાં વિવેક :** લે૦ વર્સફોલ્ડ; અનુ૦ નગીનદાસ પારેખ; પ્રકા૦ વોરા ઍન્ડ કંપની પબ્લી૦ પ્રા૦ લી૦, મુંબઈ; કિં૦ અઢી રૂપિયા; પૃ૦ ૧૪૬.

શ્રી. વર્સફોલ્ડનું 'જજમેન્ટ ઇન લિટરેચર' પુસ્તક વિવેચન-સાહિત્યના અભ્યાસીઓને ખૂબ ઉપયોગી માહિતી પૂરી પાડે એવું છે. હવે ઉચ્ચ શિક્ષણમાં ગુજરાતી માધ્યમનો પ્રચાર વધતો જાય છે તે વેળાએ ઇતર ભાષાઓમાં લખાયેલાં ઉપયોગી અને પ્રમાણભૂત પુસ્તકોને ગુજરાતીમાં ઉતારવામાં આવે એ અત્યંત જરૂરી છે. એ દૃષ્ટિએ શ્રી. વર્સફોલ્ડના આ અંગ્રેજી પુસ્તકને શ્રી. નગીનદાસભાઈએ ગુજરાતીમાં અનુવાદિત કર્યું છે એ આવકાર્ય છે. આમ તો મૂળ પુસ્તક પણ ઝટ સમજાય એવું તો છે નહિ; એટલે એને ગુજરાતીમાં ઉતારવું અઘરું તો છે જ. છતાં નગીનદાસભાઈએ પ્રયત્ન કરીને તેને ગુજરાતીમાં ઉતાર્યું છે, એ બદલ તેઓ ધન્યવાદને પાત્ર છે.

સુ૦ કો૦

**સામાન્ય રસાયણ :** લે૦ ત્રિવેદી, શાહ, ત્રિવેદી, ક્ષત્રિય અને વ્યાસ; પ્રકા૦ અનડા બૂક ડીપો, અમદાવાદ; પૃ૦ ૪૦૮; કિં૦ રૂ. ૭.૫૦ ન. પૈ.

'રસાયણ શાસ્ત્ર'નું આ પાઠ્યપુસ્તક મહાવિદ્યાલયના પ્રથમ વર્ષને અનુલક્ષીને લખાયેલું છે. પુસ્તક સમર્થ વૈજ્ઞાનિકોને હાથે લખાયેલું હોઈ, તેના વસ્તુ બાબત ખાસ કહેવાપણું નથી. પરંતુ પુસ્તકને અંતે સૂચી નથી, એ ખરેખર ખૂંચે છે. આ પ્રકારનું બીજી કોઈ પાશ્ચાત્ય ભાષામાં લખાયેલું પુસ્તક ભાગ્યે જ સૂચિ વગરનું જોવા મળે.

પ્રત્યેક પ્રકરણને અંતે પ્રકરણનો ટૂંક સાર આપવામાં આવે, તો તે વિદ્યાર્થીને વિશેષ ઉપયોગી નીવડે.

પુસ્તકની આ બીજી આવૃત્તિ છે. છતાં તેમાં મુદ્રણ-કામની અસંખ્ય ભૂલો જોવા મળે છે. જેમકે—

પ્લુટોનિયમને બદલે પ્યુટોનિયમ, દ્રાવ્ય ને બદલે દાવ્ય, પ્રોટોનને બદલે પ્રોટ્રોન, કાર્બન ડાઈસલ્ફાઈડને બદલે કાર્બન ડાઈડસલ્ફાઈડ ઇ૦ ઇ૦.

પા. ૨૬ ઉપર આપેલ પ્રયોગ પંદરમામાં નળી અંકિત હોવી જરૂરી ખરી? પા. ૨૪ પર $HgI_2$ ને બદલે $HgI_2$ છપાયું છે.

પુસ્તકમાં મોટે ભાગે જ્યાં જ્યાં ઉષ્ણતામાન બતાવવામાં આવ્યું છે, ત્યાં તે કયા સ્કેઇલનું છે એ જણાવ્યું નથી. જેમકે—

પા. ૧૯. વાતાવરણનું ઉષ્ણતામાન ૦° કે એથી ઓછું હોય તો વરસાદના પાણીનો બરફ થઈ જાય છે. આ સ્થળે ૦° સે. લખવું યોગ્ય ગણાય.

પા. ૨૨. રાસાયણિક ફેરફારના મથાળા નીચે આપેલો ૧૧ મો પ્રયોગ ભૌતિક ફેરફારનો છે; રાસાયણિકનો નહીં.

હવે પછીની આવૃત્તિમાં આવું ન બને એ જોવું રહ્યું.

અં૦ ગાં૦

# बुद्धि बड़ी या रुपैया?

[ संथाली लोककथा ]

एक राजा था और उसकी राजधानीमें एक धनी व्यापारी रहता था। दोनोंके एक-एक पुत्र था। दोनों एक ही स्कूलमें पढ़ते थे और उनमें गहरी दोस्ती थी। एक दिन मित्रोंमें इस बात पर बहस होने लगी कि धनकी शक्ति अधिक है कि बुद्धिकी। राजकुमारका कहना था कि धन सब कुछ है और धनकी बदौलत सभी कुछ प्राप्त किया जा सकता है। व्यापारीका पुत्र कहता था कि बुद्धि सबसे बड़ी है।

दोनों अपनी-अपनी बात पर अड़ गए। अन्तमें व्यापारीके लड़केने कहा — इस तरह बहस करनेसे कोई फायदा नहीं, आजमा कर देखा जाए कि किसकी बात सही उतरती है। न हो तो हम दोनों कहीं परदेश चलें और वहाँ एक वर्ष तक रह कर देखें कि रुपया और बुद्धि दोनोंमेंसे किसकी ताकत अधिक है। राजकुमार इस बातसे राज़ी हो गया और यात्राका दिन तय कर लिया गया।

दोनों जने घर गए और निश्चित तारीखको कुछ रुपए साथ लेकर निकल पड़े। एक नगर उन्हें पसन्द आया और वे वहीं ठहर गए। राजकुमारको यह अच्छा नहीं लगा कि वह किसीके यहाँ नौकरी करे। उसने सोचा कि मेरे पास जो रुपया है वह साल दो सालके लिए काफी है। वणिक-पुत्रने कहा — जो मर्जी आए करो, लेकिन मैं तो कोई न कोई काम जरूर करूँगा।

यह कह कर वह पासके एक गाँवमें गया और एक स्कूलमें अध्यापक हो गया। विद्यार्थी और गाँववाले उसे दोनों समयका भोजन दे देते और उन्होंने तनख्वाहके रूपमें उसके लिए कुछ रुपया महीना बाँध दिया।

उधर राजकुमारने एक मकान किराए पर ले लिया। थोड़े ही समयमें उसके कई दोस्त हो गए, क्योंकि उसके पास पैसा था। जिन्दगी मज़ेमें कटने लगी। यार-दोस्तोंने खूब गुलछर्रे उड़ाए। पैसा पानीकी तरह बहाया। जब पैसा खत्म हो गया तो यार-दोस्त भी खिसक गए। राजकुमार बहुत दुखी हुआ। अब न धन रह गया था, न दोस्त ही। राजकुमार वणिकपुत्रके पास गया और उससे लौट चलने या कुछ काम दिलानेका अनुरोध किया। मित्रने उसे काम ढूँढ़ देनेका वादा किया। दूसरे ही दिन उसे एक ऐसे किसानका पता चला जो एक नौकरकी तलाशमें था। बैल चराने और हौज़में रोज़ एक बार पानी भरनेका काम था। राजकुमारको काम आसान लगा और उसने उसके यहाँ काम करना मंजूर कर लिया।

किसानने नौकरीकी दो शर्तें रखीं — अगर राजकुमारने खुद नौकरी छोड़ी तो उसकी छिगुनी (हाथकी छोटी उंगली) काट ली जाएगी, अगर किसानने उसे निकाला तो वह अपनी छिगुनी कटवा देगा। दूसरी शर्त यह थी कि अगर राजकुमार बैलको चराने और हौज़ भरनेका काम ठीकसे करता रहेगा तो उसे केलेके पत्ते पर भोजन मिला करेगा, लेकिन यदि काम ठीकसे न हुआ तो इमलीके पत्ते पर भोजन मिलेगा। राजकुमारने ये शर्तें स्वीकार कर लीं, क्योंकि उसका ख्याल था कि दोनों कामोंमें ३–४ घण्टेसे अधिक समय नहीं लगा करेगा। पहले दिन सबेरे वह बैलको चरानेको ले गया। बैल चरता तो

कम था पर दूसरे ढोरोंके साथ इधर-उधर भागता फिरता था। उसके पीछे भागना खासी मुसीबत थी। राजकुमार थक कर तीसरे पहर बैलको घर हांक कर लाया और उसे खूंटसे बांध दिया।

इसके बाद राजकुमारको हौज़में पानी भरना था। उसने पानी भरना शुरू किया, लेकिन उसमें पानी रुकता ही न था। बात यह थी कि हौज़की तलीमें एक गुप्त छेद था और सारा पानी उसीमेंसे निकल कर किसानके खेतोंमें बह जाता था। राजकुमारकी समझमें न आया कि वह आखिर क्या करे। दो घण्टे तक बराबर कुएँसे पानी खींचता रहा। लेकिन हौज़ न भरा। नतीजा यह हुआ कि उसे रातमें इमलीके पत्ते पर खाना मिला। यही किस्सा रोज़ होता। बेचारा राजकुमार भूखों मरने लगा। खुद नौकरी छोड़ता कैसे, छिगुनी कटवानी पड़ती।

वणिकपुत्र राजकुमारको भूला न था। एक दिन वह राजकुमारसे मिलने आया। उसे यह देख कर बड़ा दुख हुआ कि उसका दोस्त दुबला हो गया है। जब उसे सारा किस्सा मालूम हुआ तो उसने राजकुमारसे कहा — अच्छा, तुम कुछ दिन मेरी जगह पर काम करो और मैं तुम्हारी जगह पर। तुम देखना, किसानको उसकी चालाकीका कैसा मजा चखाता हूं।

किसानको इस पर कोई एतराज न हुआ। उसे अपना काम कराना था, चाहे जो कोई करे। अगले दिन सबेरे वणिकपुत्र बैलको चराने जंगलमें ले गया और उसने बैलको एक लम्बी रस्सीसे बाँध दिया। दोपहरको वह उसे घर वापस ले आया और हौज़में पानी भरने लगा। उसने तुरन्त महसूस किया कि पानी कहींसे बह जाता है। उसने छेदका पता लगाकर गीली मिट्टीसे उसे बन्द कर दिया। उसके बाद उसने हौज़को बड़ी आसानीसे भर दिया। तीसरे पहर वह बैलको फिर चराने ले गया। शामको लौट कर उसने इतमीनानसे केलेके पत्ते पर डट कर भोजन किया।

कुछ दिन बाद किसानने वणिकपुत्रसे कहा — धानकी फसल पक गई है, जाओ काट लाओ।

उसने पूछा — मैं खेत कैसे काटूँगा?

किसानने जवाब दिया — हंसियासे।

वणिकपुत्रने फिर कहा — तब तो मैं नहीं, बल्कि हंसिया खेत काटेगा।

किसानने कहा — ऐसा ही सही, तुम हंसिया ले कर जाओ तो, वही खेत काट देगा। वह हंसिया लेकर खेत पर गया। वहाँ उसने हंसियाको छूकर देखा। धूपमें रहनेके कारण हंसिया गरम हो गया था। वणिकपुत्र बोला — मैं इस हंसियेको धान नहीं काटने दूंगा, क्योंकि इसे बड़ा तेज़ बुखार मालूम होता है। जब तक अच्छा न हो जाए, इसे आराम करना चाहिए। यह कह कर हंसियेको छाँहमें रख कर इधर-उधर घूमने लगा।

इतनेमें किसान वहाँ आया और काम न होता देख कर गुस्सेसे बोला — क्या मैंने तुम्हें इधर-उधर घूमनेके लिए भेजा था, या खेत काटनेके लिए?

'हंसिया बीमार पड़ गया; उसे बुखार चढ़ा है। वह देखिए छाँहमें आराम कर रहा है' — वणिकपुत्रने उत्तर दिया।

'तुम बेवकूफ हो, खेतका काम तुमसे नहीं हो सकता। घर जाओ और बड़े घरमें आग जला कर पानी गरम कर रखो, मैं थोड़ी देरमें आता हूँ' -- किसानने कहा।

वणिकपुत्र इसी ताकमें था कि किसान किसी तरह तंग आ जाए। किसानने उससे जो कुछ कहा, उसका कुछ निश्चित अर्थ नहीं था, इसलिए उसने घर जाकर सबसे बड़े घरमें आग लगा दी। किसानने जब आगकी लपटें और धुआँ उठता देखा तो दौड़ा-दौड़ा आया और वणिकपुत्रसे पूछा -- यह आग कैसे लगी?

उत्तर मिला -- जैसा आपने बताया ठीक वैसा ही मैंने किया, भला मैं आपका हुक्म टालनेकी जुर्रत कैसे कर सकता हूँ?

किसान क्या कहता, उसकी बातका दूसरा अर्थ लगा लिया गया था। वह सर धुन कर रह गया। अगर नौकरको निकालता तो अपनी उंगली कटवानी पड़ती। इसलिए उसने नौकरसे छुटकारा पानेकी एक तरकीब सोची। दूसरे दिन सवेरे उसने नौकरसे कहा -- यह चिट्ठी बहुत जरूरी है। इसे तुम मेरी ससुराल पहुँचा आओ। इसमें मकान जल जानेकी खबर है।

वणिकपुत्र राजी हो गया और चिट्ठी ले कर चल पड़ा। रास्तेमें उसने उत्सुकतावश पत्र खोल कर पढ़ा। उसमें लिखा था कि पत्रवाहकको तुरन्त मार डाला जाए, क्योंकि यह बहुत दुष्ट है। वणिकपुत्रने वह पत्र फाड़ कर फेंक दिया और किसानकी तरफसे एक दूसरा पत्र लिखा। उसमें उसने लिखा --- पत्रवाहकने हमारे यहाँ रह कर बहुत अच्छा काम किया है। मैं चाहता तो यह था कि अपने परिवारमें ही इसका विवाह करके इसे यहीं रख लूँ। लेकिन चूँकि मेरे कोई ऐसी लड़की नहीं है, इसलिए मैं आपके पास भेज रहा हूं। आशा है कि आप अपनी पुत्रीसे इसका विवाह कर देंगे।

किसानकी ससुरालमें पहुँच कर उसने यह पत्र दे दिया। ससुर महोदयको पत्र पढ़ कर आश्चर्य हुआ। उसने वणिकपुत्रसे पूछा कि पत्रमें क्या लिखा है? वणिकपुत्रने अपनी अज्ञानता जाहिर की और कहा -- न तो मालिकने मुझे कुछ बताया और न मैं पढ़ा-लिखा ही हूँ।

इस जवाबसे उन लोगोंका सन्देह दूर हो गया और उसी दिन विवाहकी रस्म पूरी कर दी गई। वणिकपुत्र अपनी ससुरालमें ही रहने लगा।

कुछ दिन बाद जब किसानको इन बातोंका पता लगा तो वह बहुत घबड़ाया। उसने सोचा कि उस नौकरसे पार करना मुश्किल है, कहीं मुझे अपनी उंगली न कटवानी पड़े। इसलिए वह घर-द्वार छोड़ कर वहाँसे भाग गया।

जब वणिकपुत्रको किसानके भागनेकी खबर मिली तो वह राजकुमारसे मिलने गया और उससे पूछा -- अब बताओ कौन बड़ा है, बुद्धि या रुपैया? देखो मैंने अपनी चालाकीसे किसानको बुद्धु बनाया। वह मुझे इतना खाना देता था जितना मैं खा भी नहीं सकता था। मैंने उसका बैल भूखों मार डाला, मकान जला दिया और बिना एक पाई खर्च किए विवाह भी कर लिया। दूसरी तरफ अपनेको देखो। तुमने सारा धन उड़ा दिया, मुसीबतें आईं, भूखा रहना पड़ा। बताओ, धनसे तुम्हें क्या लाभ हुआ?

जितेन्द्र गुप्त

('बालभारती', सितम्बर '५८)

# અમારાં કેટલાંક શાળોપયોગી પુસ્તકો

| પુસ્તક | કિંમત |
|---|---|
| અચલાયતન | ૧-૦-૦ |
| અપંગની પ્રતિભા | ૧-૮-૦ |
| અમારાં બા | ૧-૮-૦ |
| અર્થશાસ્ત્રની પરિભાષા | ૦-૧૪-૦ |
| અહિંસાનો પહેલો પ્રયોગ | ૧-૦-૦ |
| આત્મકથા | ૨-૦-૦ |
| આત્મકથા [સસ્તી આવૃત્તિ] | ૧-૮-૦ |
| સંક્ષિપ્ત આત્મકથા | ૧-૦-૦ |
| આત્મરચના ૧-૨-૩ દરેકની | ૧-૮-૦ |
| આપણા દેશમાં આપણું રાજ | ૦-૭-૦ |
| આપણું પરમ યંત્ર | ૦-૬-૦ |
| આપવીતી | ૧-૮-૦ |
| આરોગ્યની ચાવી | ૦-૭-૦ |
| આહાર અને પોષણ ૧-૨ | ૧-૬-૦ |
| આંધળાનું ગાડું | ૦-૪-૦ |
| ઈંદુને પત્રો | ૧-૦-૦ |
| ઈશુ ખ્રિસ્ત | ૦-૧૦-૦ |
| ઈસપ અને તેની વાતો ૧-૩ દરેકના | ૪૦ નવા પૈસા |
| ઊધઈનું જીવન | ૧-૦-૦ |
| ઓતરાતી દીવાલો | ૦-૧૨-૦ |
| કરાડેંગો | ૧-૪-૦ |
| કાવ્યપરિચય ૧-૨ દરેકની | ૧-૮-૦ |
| કુંવરબાઈનું મામેરું | ૧-૦-૦ |
| કેળવણી વિકાસ | ૧-૪-૦ |
| દૌરાંકાખ્યાન | ૦-૩-૦ |
| ખાદીવિદ્યાપ્રવેશિકા | ૧-૪-૦ |
| ખિસ્સાકોશ | ૧-૦-૦ |
| ખેડૂતનો શિકારી | ૦-૬-૦ |
| ગાંધીજીના પાવન પ્રસંગો-૧ | ૦-૬-૦ |
| ગાંધીજીના પાવન પ્રસગો-૨ | ૩૫ નવા પૈસા |
| ગાંધીજીની સાધના | ૨-૪-૦ |
| ગાંધીજીનો વિનોદ | ૬૫ નવા પૈસા |
| ગીતાધ્વનિ | ૦-૮-૦ |
| ગુનો અને ગરીબાઈ | ૧-૮-૦ |
| ગ્રામસેવાના દસ કાર્યક્રમો | ૧-૦-૦ |
| ઘરમાખી | ૦-૭-૦ |
| ચીન દેશનાં કથાનકો | ૦-૧૦-૦ |
| જંગલમાં મંગળ | ૩૫ નવા પૈસા |
| જાણવા જેવી વાતો | ૦-૬-૦ |
| જીવતા તહેવારો | ૨-૦-૦ |
| જીવન દ્વારા શિક્ષણ | ૧-૮-૦ |
| જીવનની સુવાસ | ૦-૬-૦ |
| જીવનનું પરોઢ | ૮-૦-૦ |
| જેકિલ અને હાઈડ | ૦-૧૨-૦ |
| ટાઇફોઈડ | ૦-૯-૦ |
| ત્રણ વાર્તાઓ | ૧-૪-૦ |
| દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ | ૨-૦-૦ |
| ધર્મસંસ્થાપકો | ૦-૬-૦ |
| નીતિ અને ધર્મ | ૦-૬-૦ |
| પચાસ પ્રેરક પ્રસંગો | ૦-૧૦-૦ |
| પાણી | ૦-૧૦-૦ |
| પ્રતિભાનું પોત | ૦-૬-૦ |
| પ્રહ્લાદ નાટક તથા સહનવીરનાં ગીતો | ૦-૧૦-૦ |
| પ્રાકૃતિક ભૂગોળ | ૦-૧૨-૦ |
| પ્રાચીન શીલ કથાઓ | ૦-૭-૦ |
| પ્રાચીન સાહિત્ય | ૧-૦-૦ |
| પ્રેમપંથ ૧-૬ દરેકની | ૦-૪-૦ |
| બહેનોને | ૦-૬-૦ |
| બાપુની ઝાંખી | ૧-૦-૦ |
| બાપુની પ્રસાદી | ૨-૦-૦ |
| બાપુની સેવામાં | ૨-૦-૦ |
| બાપુ – મારી મા | ૦-૮-૦ |
| બુદ્ધ અને મહાવીર | ૧-૦-૦ |
| બે ખુદાઈ ખિદમતગાર | ૦-૧૨-૦ |
| બોધક ટીકડીઓ | ૦-૧૨-૦ |
| બ્રહ્મદેશનો પ્રવાસ | ૦-૧૦-૦ |
| ભક્તરાજ | ૧-૦-૦ |
| ભગવાન ઈશુની બોધકથાઓ | ૪૦ નવા પૈસા |
| ભાઈ અને વેરી | ૦-૮-૦ |
| મઝધાર | ૨-૮-૦ |
| મધપૂડો | ૧-૪-૦ |
| મલેરિયા | ૦-૭-૦ |
| મહાદેવભાઈની ડાયરી ૧-૫ | ૨૫-૦-૦ |
| મહાદેવભાઈનું પૂર્વચરિત | ૦-૧૨-૦ |
| માનવજીવનનું ઝવેરાત | ૦-૬-૦ |
| મારી જીવનકથા–નેહરુ | ૬-૦-૦ |
| મારી સંક્ષિપ્ત જીવનકથા–નેહરુ | ૧-૮-૦ |
| મારી જીવનકથા – રાજેન્દ્ર-પ્રસાદ | ૮-૦-૦ |
| મારું ગામડું | ૧-૪-૦ |
| મીઠું | ૦ ૧૨ ૦ |
| મોટાં માણસોનાં મન | ૦-૯-૦ |
| યંત્રની મર્યાદા | ૧-૦-૦ |
| રચનાત્મક કાર્યક્રમ–કેટલીક સૂચનાઓ | ૦-૩-૦ |
| રચનાત્મક કાર્યક્રમ–તેનું રહસ્ય અને સ્થાન | ૦-૫-૦ |
| રામ અને કૃષ્ણ | ૧-૦-૦ |
| રામકૃષ્ણ ઉપનિષદ | ૧-૮-૦ |
| રાષ્ટ્રીય મહાસભા અને વિદ્યાર્થી પ્રવૃત્તિ | ૦-૬-૦ |
| વિદાય વેળાએ | ૧-૦-૦ |
| વિદ્યાર્થી ગ્રીષ્મપ્રવૃત્તિ | ૦-૬-૦ |
| વિરાજવહુ | ૧-૪-૦ |
| વિશ્વશાંતિ | ૦-૪-૦ |
| વેર અને અવિચાર | ૦-૬-૦ |
| વેર અને બદલો | ૦-૭-૦ |
| વૈજ્ઞાનિક શબ્દસંગ્રહ | ૩-૦-૦ |
| શિક્ષણ અને સંસ્કૃતિ | ૧-૪-૦ |
| શીલ અને સદાચાર | ૦-૪-૦ |
| શેખ સાદીની બોધકથાઓ | ૦-૮-૦ |
| શ્રાદ્ધના તેર દિવસ | ૦-૬-૦ |
| શ્રી જમનાલાલજી | ૦-૬-૦ |
| શ્રી નેત્રમણિભાઈને | ૦-૧૪-૦ |
| શ્રેયાર્થીની સાધના | ૩-૦-૦ |
| સરદારની શીખ | ૦-૧૦-૦ |
| સરસ્વતીચંદ્ર | ૧-૪-૦ |
| संकलित भगवद्गीता | ૧-૪-૦ |
| સંક્ષિપ્ત કરણઘેલો | ૧-૦-૦ |
| સંત ફ્રાન્સિસ | ૦-૬-૦ |
| સંત-સમાગમ | ૦-૬-૦ |
| સંતોની જીવનપ્રસાદી | ૦-૬-૦ |
| સુદામાચરિત | ૦-૧૪-૦ |
| સુદામાના દેદારા | ૦-૧-૬ |
| સીતાહરણ | ૧-૦-૦ |
| સ્ત્રી-પુરુષ-મર્યાદા | ૧-૦-૦ |
| સ્મરણયાત્રા | ૨-૦-૦ |
| સ્વરાજ એટલે શું | ૦-૭-૦ |
| હિમાલયનો પ્રવાસ | ૧-૮-૦ |
| હિંદની અંગ્રેજ વેપારશાહી | ૪-૦-૦ |

નવજીવન કાર્યાલય, પોસ્ટ નવજીવન; અમદાવાદ-૧૪

રજિ. નં. બી. ૬૭૭૩

# પ્રગતિનો કાંટો

રેંટિયો પ્રાચીન સાધન છે તેથી શો વાંધો નડે છે? એમ તો હથોડી, કુહાડી વગેરે પણ પ્રાચીન સાધનો છે અને છતાં આપણે તે વાપરવાનું ચાલુ રાખીએ છીએ તથા તેમની આપણને જરૂર પડે છે. નહેરોથી પાણી પાવાની રીત પણ બેબિલોન અને સિંધુ-ખીણમાં ૮૦૦૦ વર્ષ પૂર્વે ઉપયોગમાં હતી અને હજુ આપણે તેનું આલંબન લઈએ છીએ. ઈંટ હજારો વર્ષ પૂર્વે શોધાઈ હતી, અને છતાં તે હજુ વપરાય છે.

તો પછી એવો પોપટ-પોકાર કરવાની શી જરૂર છે કે, 'તમે પ્રગતિના કાંટાને પાછો ન ફેરવી શકો?' જ્યારે જ્યારે કોઈ પ્રજા યુદ્ધે ચડે છે, ત્યારે તે માનવ-પ્રગતિના 'કાંટાને પાછો ફેરવે' જ છે, અને જંગલીપણા તરફની પીછેહઠને જ ટેકો આપે છે. આધુનિક યંત્રો કંઈ દેવ તો નથી! આધુનિક યંત્રો માણસનાં ગુલામ છે કે માણસ આધુનિક યંત્રોનો ગુલામ છે?

અને યંત્રવિદ્યામાં પીછેહઠ વધુ ખરાબ કે નૈતિક પીછેહઠ વધુ ખરાબ? ગામડાંની આજની આ બેકારી અને અર્ધબેકારી તવંગર અને ગરીબ, શહેરો અને ગામડાં બધે જ કારમો નૈતિક અધઃપાત — પીછેહઠ સરજી રહી છે. માણસ પોતે કોઈ કરાડની ધાર ઉપર આવી ચડ્યો હોય, ત્યારે જો તે પાછો ફરવા જાય, તો કોઈ તેને એમ કહે ખરું કે 'તું પાછાં પગલાં ન ભરી શકે'?

ગાંધીજી છેલ્લાં ૨૦૦૦ વર્ષો દરમ્યાન જગતને મળેલા ડાહ્યામાં ડાહ્યા અને વ્યવહારુમાં વ્યવહારુ માણસ હતા, — આર્થિક બાબતોમાં તેમ જ નૈતિક અને રાજનૈતિક બાબતોમાં પણ. તેમની માત્ર મૌખિક સ્તુતિ કરવાનું છોડો. તેમણે જે સલાહ આપી છે, તે પ્રમાણે અમલ કરવા માંડો.

'વિજિલ', તા. ૨ ઑગસ્ટ, '૫૮, માંથી ] રિચર્ડ બી. ગ્રેગ

મુદ્રક અને પ્રકાશક: જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, અમદાવાદ-૧૪

# નવજીવન

सा विद्या या विमुक्तये

તંત્રી
મગનભાઈ પ્રભુદાસ દેસાઈ

વર્ષ ૧૭ અંક ૧૦

ઑક્ટોબર નવજીવન, અમદાવાદ ૧૯૫૮

# નવજીવન

ઑક્ટોબર, ૧૯૫૮

વર્ષ ૧૭ અંક ૧૦


## અનુક્રમણિકા



## સૂચના

આ માસિક દર મહિનાની પંદરમી તારીખે બહાર પડશે.

એક અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહક નંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં ટપાલખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનતિ છે.

સરનામાનો ફેરફાર અમને તુરત જણાવશો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકને પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતિ છે.

ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની શાખાઓમાં અમદાવાદ (કલ્યાણ ભુવન, રિલીફરોડ); મુંબઈ (૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ); સુરત (કણપીઠ બજાર); રાજકોટ (લાખાજીરાજ રોડ); નવી દિલ્હી [ન્યૂ સેન્ટ્રલ મારકેટ (શંકર મારકેટ), કૉનોટ સરકસ]; ઇંદોર (ગાંધીભવન, યશવંત રોડ); વડોદરા (કોઠી સામે, રાવપુરા); લખનૌ (વિષ્ણુઆશ્રમ, અમીનુદ્દૌલા પાર્ક); પટના (ગોવિંદ મિત્ર રોડ, પટના-૪); મદ્રાસ (૨૨/૧૧૧ માઉન્ટ રોડ, મદ્રાસ ૬) અને કલકત્તા (૪૧, ડત હૉસ્પિટલ રોડ, કલકત્તા ૧૨) ભરી શકશે.

**લવાજમના દર**

દેશમાં રૂ. ૪; પરદેશમાં રૂ. ૬ અથવા શિ. દસ: છૂટક નકલ આઠ આના

વ્યવસ્થાપક,
**'નવજીવન'**
**નવજીવન કાર્યાલય,**
પો. નવજીવન, **અમદાવાદ-૧૪**

# નવજીવન

सा विद्या या विमुक्तये

વર્ષ ૧૭ : અંક ૧૦ ] અમદાવાદ [ ઓક્ટોબર, ૧૯૫૮

"સત્યાગ્રહ એ મારે મન પોથી માંહેલું વેંગણ નથી. મારું તો એ જીવન છે. સત્ય વિના સર્વ મને તો શુષ્ક લાગે છે. અસત્યથી દેશને લાભ ન જ થાય એવી મારી ખાતરી છે. પણ કદાચ અસત્યથી તાત્કાલિક લાભ જણાતો હોય તોપણ સત્યનો ત્યાગ ન જ કરાય, એમ હું દૃઢતાપૂર્વક માનું છું . . આ બધી ગજા વગરની વાતો છે. ભલે હોય. છતાં એ દિશામાં થયેલો પ્રયત્ન નિષ્ફળ ન જ જાય એવું ધર્મવાક્ય છે. એને હું વળગીશ."

"સત્યનો જય થાઓ. અલ્પાત્માને માપવાને સારુ સત્યનો ગજ કદી ટૂંકો ન બનો." —ગાંધીજી

## વિચારતરંગિણી

### ૧

### રાષ્ટ્રીય એકીકરણના અંતરાયો

એક રીતે જોતાં આજે ખરેખર આખા હિંદનું જ વાસ્તવિક એકીકરણ થવા નથી લાગ્યું? સ્વતંત્રતા કે સ્વરાજ માટે લડતા હતા ત્યારે દેશાભિમાનથી પ્રેરાઈ રાષ્ટ્રપ્રેમનું ભાવનામય ઐક્ય ધારણ કરવું સહેલું હતું. તેય એવું સહેલું તો નહોતું જ, કેમ કે અંગ્રેજો એમાં દાવપેચી રાજરમત રમ્યા જ કરતા હતા, જેમાંથી દેશના ભાગલા કબૂલ રાખવા પડ્યા.

સ્વરાજ આવ્યા પછી હવે એ ઐક્યભાવને દેશના લોકજીવનનાં અંગે અંગે ઉતારવાનો સમય આવ્યો. ભાવનાના ગગનમાંથી ઊતરીને અને ધરતીના ભેદોને ભૂલીને એક પ્રજા તરીકે વર્તવાનો સમય શરૂ થયો છે. ત્યાં તરત ભાષાભેદ, પ્રદેશભેદ, કોમભેદ, જ્ઞાતિભેદ, ધર્મભેદ વગેરેની વાડાબંધી શરૂ થઈ અને તે નામે સૌ પોતપોતાના વાડાબંધ સ્વાર્થો જોઈ ઝઘડવા લાગ્યા છીએ. એટલે હિંદમાં રાષ્ટ્રીય એકભાવનો પ્રશ્ન ખરેખર ઉકેલ માગે છે અને આજે આપણે તે કરવા મથીએ છીએ.

તેની જ નાની કે પ્રાદેશિક આવૃત્તિ આજે મુંબઈ રાજ્યમાં જોવા મળે છે. જુદા જુદા ચાર પાંચ વહીવટી વિભાગો ભેગા થઈ આ રાજ્ય ૧૯૫૬માં રચાયું — જૂનું મુંબઈ રાજ્ય, કચ્છ, સૌરાષ્ટ્ર, વિદર્ભ, મરાઠવાડા. આજે એમનું વહીવટી એકીકરણ જોરભેર ચાલે છે. દર વરસે ડઝનબંધ કાયદા દ્વારા આ પંચવિધ રાજ્યવહીવટનું સમન્વિત રૂપ ગોઠવાવા લાગ્યું છે. જમીન-મહેસૂલ, અદાલત, પોલીસ, કરવેરા વગેરે ખાતાંમાં આ કામ માટે કાયદાઓ સુધારાતા જાય છે. શિક્ષણમાં પણ તેને સારુ એ એકીકરણ-સમિતિઓ બેસાડવામાં આવી છે.

આ એકીકરણનો મૂળ ન્યાય કે સિદ્ધાંત શો છે? જે કાંઈ આગળપડતું અને પ્રગતિશીલ હોય, તેને ધ્યાનમાં રાખીને આખા રાજ્યમાં તેની આણ સ્થાપવી. તે મુજબ જમીનદારીની નાબૂદી, ગણોતની વ્યવસ્થા, દારૂબંધી, વગેરે બાબતોમાં ચાલે છે. તેમ જ શિક્ષણમાં પણ થવું જોઈએ, — ખાસ કરીને અંગ્રેજીને ધો૦ ૫ થી ૭માં ના આવવા દેવું જોઈએ, એ ઉઘાડું છે.

પરંતુ, આ જ વખતે જુદી અને પ્રતિગામી દૃષ્ટિઓવાળા લોકો અંતરાય નાંખી સુફિયાણી દલીલો અને દેખાવો જગવે છે.

ભાષાવાદને નામે કહેવાતું "દ્વિભાષીકો તોડ દો" સૂત્ર પણ આવું જ એક પ્રતિગામી આંદોલન છે. ભાષાવાદનું કારણ હોય તો આ વિચારના લોકોએ અંગ્રેજીને બદલે હિંદી માટે, વહીવટ અને શિક્ષણમાં સ્વભાષાના માધ્યમ માટે આગ્રહ કરવો જોઈએ.

હવે ખંભાતમાં તેલ નીકળ્યું, એટલે પાછી એની હોહા જાગી છે. આ તેલ હિંદનું ધન છે. તે

સરકાર-માલકીનો ધંધો થશે. પણ એને બદલે નજર બીજી જોવા મળે છે. પ્રાંતભેદ, જિલ્લાભેદ વગેરે આગળ કરીને ખેંચાખેંચની દૃષ્ટિ ઉપર આવે છે અને તેમાં રાષ્ટ્રીય વિચાર ઓછો અને વાડાબંધી વધારે, એમ લાગે છે.

આ આખું દૃશ્ય દુઃખદ છે. એ જોઈને હિંદમાં ખરેખરો એક-રાષ્ટ્ર-ભાવ — એક સહિયારી સંપત્તિનો સહભોગ-ભાવ (સહ-નૌ-ભુનક્તુ-ભાવ) આપણા લોક-માનસમાં પ્રેરવાની ભારે મોટી જરૂર આજે છે. એ ભાવ જનમાવવાની વેદનામાં આજે આપણે છીએ. રાષ્ટ્રપિતાની સૌથી મોટી શીખ કોઈ હતી, તો આ હતી. એમણે 'હિંદ સ્વરાજ' ૧૯૦૯માં લખ્યું, તેમાં કહ્યું છે કે, આપણે સંકુચિત સ્વાર્થની કુસંપી મારા-મારીથી ખુવાર થયા છીએ. સ્વાર્થ તો સૌને હોય છે. પણ માનવ-જગતના અને રાષ્ટ્રના સર્વાર્થની ભેગો એ જડાયેલો છે; તેથી તેની રક્ષાની વ્યાપક જવાબદારીની અંદર સૌએ રહેવું ઘટે. તેમાં એકીકરણની શક્તિ રહેલી છે; તે હવે આપણે કેળવ્યે જ છૂટકો છે.

૬-૧૦-'૫૮

## ૨

## ગાંધીજીનું અપ-તર્પણ

ગાંધીજીએ સત્યાગ્રહની શોધ કરી અને એ અવનવા અહિંસક શસ્ત્રને વાપરવાની તાલીમ હિંદને આપી, ત્યારે કદાચ એમને, આગળ ઉપર એ શોધના વારસો એ શસ્ત્રનો શો અર્થ કે કેવો ઉપયોગ કરશે, તેની ઝાંખી હશે? આજે તેમના ગયા બાદ એનો જે અર્થ અને ઉપયોગ થાય છે, એની હકીકતી ખબર તો એમને ન જ પડી શકે, એ ઉઘાડું છે. પરંતુ એ વિષે આગળ ઉપર ગરબડગોટા અને અર્થાનર્થ થશે, એવું તો તેમને લાગ્યું જ હતું.

"મારો સત્યાગ્રહનો વિચાર 'પૅસિવ રિઝિસ્ટન્સ' — નિષ્ક્રિય કે નિર્બળનો પ્રતિકાર નથી" — એમ તો એ કહેતા જ હતા.

બીજું, સત્યાગ્રહ માટેનો મુદ્દો સત્ય અને નિર્મળ તથા સ્વાર્થી નહિ પણ પરાર્થી કે સર્વાર્થી, અને બધી રીતે તે કરનારના સ્પષ્ટ હકમાં હોવો જોઈએ, એ પણ એમણે સ્પષ્ટ કહ્યું છે.

આ બે બાબતોમાં જો ભૂલ થાય, તો સત્યાગ્રહને નામે કેવો ત્રાસ, કેવી પજવણી, અને સામાજિક સંતાપ જાગે, તથા પરિણામે સત્યાગ્રહનું શસ્ત્ર વગોવાય, તે પણ એમણે સ્પષ્ટ કર્યું હતું. આજે આવી રીતના દાખલા હિંદમાં ઠેર ઠેર જોવા મળે છે.

આ પ્રકારની દહેશત એમને જણાતાં, ઈ. સ. ૧૯૩૦-૩૧ના અરસામાં, નીચે મુજબનો દુઃખભર્યો વિચાર એમણે ચેતવણી રૂપે (જુઓ 'નવજીવન' તા. ૫-૭-૧૯૩૧) લખ્યો હતો —

> "જે ક્રોધથી, મદથી ભર્યા છે, જેનામાં અહંભાવની માત્રા સારી પેઠે છે, અને આવેશને લીધે જેની મતિ ડહોળાઈ ગઈ ગઈ છે, તેમને હું અવશ્ય કહું, ધીરજ રાખજો. અજાણપણે પણ અવિચારી પગલું ભરશો, તો તેનું પરિણામ કડવું આવશે જ. એટલું જ નહિ પણ અત્યારે થોડી ઘણી મર્યાદા જળવાતી હશે, તે પણ તૂટશે; અને તે વેળા ભવિષ્યની પ્રજા, જે કહેવાતા સત્યાગ્રહના ત્રાસથી પીડાતી હશે, તે આપણને શાપ દેશે અને સત્યાગ્રહ વગોવાશે. વિચારશીલ મનુષ્યે સત્યાગ્રહની મર્યાદા ઓળખી લેવી ઘટે છે. અથવા સત્યાગ્રહનું નામ મૂકી દો અને સ્વેચ્છાપૂર્વક વર્તો. જગત તમને ઓળખશે. પરંતુ સત્યાગ્રહને નામે થતાં પણ તેને ન છાજતાં કામોથી તો જગત પણ વ્યાકુળ થાય, મૂંઝાય અને તેને પોતાની દિશા ન સૂઝે."

સત્યાગ્રહની શોધ એમણે શા સંજોગોમાં અને શું કામ કરી? તે દ્વારા લોકને પજવીને પેશ કરી કામ કાઢી લેવાનું ત્રાગું કે ધરણું તો એ નહોતું જ.

આ શોધ કેમ કરતાં એમને કરવી પડી, એ વિષે એમણે જ એક પૃથક્કરણ રજૂ કર્યું છે કે,

> "૧૯૦૬ની સાલ સુધી મેં એકલી બુદ્ધિની સમજાવટ પર આધાર રાખ્યો હતો. હું બહુ જ ઉદ્યોગી સુધારક હતો. હું સત્યનો નૈષ્ઠિક ઉપાસક રહ્યો, અને લીધે મારી પાસે હકીકતોનું પાકું જ્ઞાન હતું, તેથી હું સરસ લખાણો કરી શકતો. પણ મેં જોયું કે, દક્ષિણ આફ્રિકામાં જ્યારે અણીની ઘડી આવી, ત્યારે બુદ્ધિ અસર ઉપજા-વવામાં નિષ્ફળ નીવડી. મારા દેશભાઈઓ ઉશ્કેરાઈ ગયા હતા, — કીડો પણ કોઈ વાર સામો થશે અને થાય છે, અને વેર વાળવાની વાત ચાલતી હતી. ત્યારે મારે જાતે હિંસામાં ભળવાની અથવા આપત્તિને પહોંચી વળ-

વાની બીજી કોઈ પદ્ધતિ શોધી નિઃસત્ત્વતાનો સડો અટકાવવાની વચ્ચે પસંદગી કરવાની ફરજ પડી; અને મને સૂઝી આવ્યું કે, અમારે પતનકારી કાયદાનું પાલન કરવાનો ઇનકાર કરવો અને સરકારને ફાવે તો ભલે અમને જેલમાં પૂરે. આ રીતે શસ્ત્રયુદ્ધના નૈતિક અવેજ રૂપે આ શસ્ત્ર જન્મ પામ્યું."*

આ ઉપરથી, બીજી એક વસ્તુ, કે જે ગાંધીજી વારંવાર કહેતા, એ પણ સ્પષ્ટ થશે કે, જ્યાં દક્ષિણ આફ્રિકા જેવી ગુલામી ન હોય, પણ સ્વરાજ હોય, — મતાધિકાર હોય, ત્યાં છેવટનું સત્યાગ્રહી શસ્ત્ર જવલ્લે જ વાપરવું પડે; કેમ કે પ્રજા ચૂંટણી અને મત દ્વારા દરેક વાતનો તોડ કાઢી શકે છે.

હિંદમાં આજે આ હક હોવા છતાં, ઠેર ઠેર ત્યારે 'સત્યાગ્રહ'ને નામે કેટલાક જણ શું કામ ઝઘડે છે? — એ સવાલ સહેજે ઊઠે છે.

ઉત્તર ઉઘાડો છે કે, ઘણી વખત તેમાં પજવણી કે ત્રાગું કરવાની છૂપી અને નિષ્ક્રિય હિંસા કે ટોળાંશાહી જબરદસ્તી હોય છે. તેમાં કોઈ નક્કર સત્યને બદલે ભળતી લોકલાગણીને ઉશ્કેરવાનું સંતાયેલું હોય છે.

આ વસ્તુ સત્યાગ્રહ હરગિજ નથી. છતાં જો એ નામે આવાં કામ ચાલશે, તો સત્યાગ્રહ વસ્તુ જ હાંસીપાત્ર થશે, વગોવાશે, અને પ્રજા તેના સંતાપથી ત્રાસશે. હિંદમાં હવે જો આમ થાય, તો એના કરતાં મોટું અપ-તર્પણ રાષ્ટ્રપિતાનું બીજું કોઈ હોઈ શકે?

૩-૧૦-'૫૮

## ૩

## સાક્ષર જયંતીઓ

આપણા સદ્ગત સાક્ષરોની જયંતીઓ ઊજવવાનો ઉપક્રમ વચ્ચે કેટલાંક વરસ નહોતો દેખાતો, તે હવે પાછો શરૂ થયો છે. આ વસ્તુ આપણી લોકકેળવણી માટે તથા ભણતા જુવાનિયાઓ માટે સારી વાત છે. સમર્થ પૂર્વજોની જે કોઈ અ-ક્ષર વિભૂતિ હોય, તે પ્રયત્નભેર પેઢી-દર-પેઢી યાદ રહે એમ કરવું, એ તો સંસ્કારી અને સદા-વર્ધમાન રહેવા ચાહતા સમાજને માટેનું એક નિત્ય-નૈમિત્તિક કર્મ જ ગણાય.

થોડા દિવસ પર એવા બે સાક્ષરોની જન્મ-શતાબ્દી ઊજવાઈ — શ્રી. મણિભાઈ નભુભાઈ અને બાળાશંકર ઉલ્લાસરામ. બંને નડિયાદના સાઠોદરા નાગર; ૧૮૫૮ના એક જ વરસે જન્મેલા અને ૪૦ વરસ જીવી બંને ૧૮૯૮માં ચાલ્યા ગયા. બંને વિદ્વાન જ્ઞાનોપાસક હતા. સ્વ૦ મણિભાઈ યુનિવર્સિટી-ની કેળવણી પામેલા: અને અંગ્રેજીમાં પણ તેમણે પુસ્તકો લખ્યાં છે. મારી ભૂલ થતી ન હોય તો, બાળાશંકરે ભાગ્યે મૅટ્રિક પાસ કરેલું. પરંતુ તે ફારસી, અરબી, અંગ્રેજી, સંસ્કૃત, હિંદી સારી રીતે જાણતા હતા. મણિભાઈ પણ ભાષાવિદ હતા.

બંને અદ્વૈતવાદી — સૂફીવાદી હતા. બાળાશંકર તો એ વાદની મસ્તીમાં જાણે કે મહાલતા હતા! આ રીતે એમના કાળમાં એમણે લોકોને ઠીક ઠીક જ્ઞાનામૃતનું પાન કરાવ્યું હશે. પણ પછીનાં વરસોમાં ધીમે ધીમે તેમની એવી અસર મંદ થતી ગઈ. એમાં કદાચ યુગપલટાનું કારણ હોય. વીસમા સૈકામાં લોકો સ્વરાજ તરફ વળ્યા અને જૂની સંસ્કૃતિના જ્ઞાનના જીવંત અંશો એ પૂરતા પાછળ પડ્યા.

છતાં આ બે સાક્ષરોની અક્ષર-સમૃદ્ધિ આપણા સાહિત્યનો યાદગાર ભાગ છે. શતાબ્દી ઉત્સવ વડે એ તાજી થયો, એ લાભની વાત છે. ભાષાવાર યુનિવર્સિટીઓ કામ કરતી થતી જશે, તેમ આવું આવું કેટલુંય પુનરુત્થાન અને પુનર્યૌવન થવા લાગશે. તેની સાથે બીજા પ્રદેશોનુંય સમકાલીન તુલનાત્મક અધ્યયન વધવું જોઈએ; કેમ કે સાર્વભૌમ જ્ઞાન અને સંસ્કારની વિશાળ ભૂમિકામાં સરસ્વતી-સેવા થવી જોઈએ, એ યુનિવર્સિટીઓનું બિરુદ છે.

૩-૧૦-'૫૮

## ૪

## હિંદ-જાપાનનો ભાઈચારો

આપણા રાષ્ટ્રપતિ જાપાનના પ્રવાસે જઈ આવ્યા. ત્યાં તેમને અપૂર્વ માન મળ્યું. જાપાનનો બાદશાહ મિકાડો જાતે તેમને લેવા માટે વિમાનમથકે આવ્યો.

* જુઓ 'સત્યાગ્રહની મીમાંસા' પા૦ ૭૭ — પહેલી આવૃત્તિ.

જાપાનના ઇતિહાસમાં કદી કોઈને લેવા મિકાડો આમ નીકળ્યો નથી!

આ વસ્તુ, જાપાન અને એશિયામાં નવયુગ બેઠો છે, એ બતાવે છે. આ સૈકાના પ્રારંભે જાપાને ભારે પરાક્રમ કરીને એશિયામાં અમુક સ્વમાનની પ્રેરણા પૂરી હતી. હિંદ એને માટે તેનું ઋણી છે. કાળચક્ર પછી એવું ફર્યું કે, જાપાન ગઈ લડાઈમાં હાર્યું અને અમેરિકા જાપાન પર સવાર થઈને બેઠું. કહે છે કે, જાપાની રાષ્ટ્ર માટે આ પહેલી હાર ઇતિહાસમાં હતી. એ કારી ઘા નાનોસૂનો નથી. તેમાંથી હવે તેને ઘવા વળી છે અને જાપાન પાછું પોતાની સ્વસ્થતા મેળવવાને પંથે પળે છે. એવે વખતે આપણા રાષ્ટ્રપતિ રાજેન્દ્રબાબુ ત્યાં જાય છે, એ આ બે દેશો માટે અર્થગંભીર ઘટના ગણાય.

રાષ્ટ્રપતિએ ત્યાં એક વ્યાખ્યાનમાં કહ્યું કે, ભગવાન બુદ્ધના ધર્મોપદેશે કરીને આપણે બે રાષ્ટ્રો હજારો વરસથી સંબંધ ધરાવીએ છીએ. તેને તાજો કરી દુનિયામાં શાંતિનો એ સંદેશ આપણે આગળ લઈ શકીશું, એ આનંદની વાત છે.

એશિયાખંડ પ્રધાનપણે હિંદુ, બૌદ્ધ અને ઇસ્લામ-ધર્મી પ્રજાઓનુ વતન છે. ઈશુ-ધર્મ પણ આ ખંડમાં જન્મ્યો, પણ તે મોટે ભાગે યુરોપમાં ફેલાયો અને ત્યાં થઈને અહીં પાછો ફર્યો, એમ કહેવું વધારે યોગ્ય ઠરે. તે આમ પાછો ફર્યો તેની સાથે નવો સામ્રાજ્યધર્મ અને નવો વેપારવાદ અને ઉદ્યોગવાદ લાવ્યો. આ નવી બાબતોએ એક વાર તો એશિયાનો કબજો લઈ લીધો. એશિયા એની ચડાઈથી અસ્ત-વ્યસ્ત થઈ ગયો. તેની પ્રજાઓમાં પ્રાચીનકાળથી રહેલી ઐક્યભાવના અને પરસ્પર-વ્યવહાર ભુલાતાં ગયાં. યુરોપથી આવેલી નવી સંસ્કૃતિનો દોર તેના પર આવી લાગ્યો.

આજે ત્યાં નવું મોજું આવ્યું છે. એશિયા જાગ્યો છે. તેના લોકો નવા આદર્શના ભાનમાં આવ્યા છે તેવે વખતે તેનાં પ્રમુખ રાષ્ટ્રો જગતની વિશાળ દૃષ્ટિએ નવા યુગના પ્રશ્નો નિહાળીને ચાલવાને માટે મળે-મૂકે અને ભાઈચારો વધારે, એ ખૂબ જ જરૂરી છે. પશ્ચિમનાં રાષ્ટ્રો એમાં કોઈ રીતે પોતાનો તેજોવધ ન જુએ, બલ્કે નવા યુગમાં શાંતિ સ્થાપવા તેમાં સમાનબુદ્ધિથી જોડાય, એ જરૂરી છે

હિંદ આજે સૌ જોડે સંબંધ અને ભાઈચારો ચાહે છે; તેમાં તે કોઈની સામે થવાનો ભાવ રાખતું નથી; પરંતુ જગતમાં સમાનતા, ન્યાય અને શાંતિ પ્રસરે એ એકમાત્ર હેતુથી પ્રેરાઈને પોતાનું પગલું ઉઠાવે છે. આની અસર એશિયા પર સારી જ પડે છે. આગળ જઈને પશ્ચિમનાં ગોરાં રાષ્ટ્રો ઉપર પણ તે એવી જ નીવડશે એમાં શંકા નથી. કારણ કે હિંદ પશ્ચિમનું પણ મિત્ર છે અને મિત્રભાવે અને સમાન-તાને ન્યાયે આર્થિક, સામાજિક તથા સાંસ્કૃતિક વગેરે બધી રીતનો આપ-લે વહેવાર સૌ જોડે ઇચ્છે છે. માત્ર તેમાં સ્વદેશી ધર્મ અને આપણો પ્રજાકીય આત્મ-ધર્મ ભૂલવો ન જોઈએ. તે જ વસ્તુ હરેક રાષ્ટ્રને માટે પણ મુબારક છે. આ ઢબનો આંતર-રાષ્ટ્રીય ભાઈચારો વધારવા રાષ્ટ્રપતિ જાપાન ગયા, એ ખૂબ મહત્ત્વની ઐતિહાસિક ઘટના ગણાય.

૩–૧૦–'૫૮

## ૫

## ધોળામાં કાળાં

બ્રિટનમાં હમણાં નહીં કલ્પાય એવું બની ગયું: ત્યાં વસતા હબસીઓ અને ગોરાઓ વચ્ચે, અમુક જગાઓએ, રંગદ્વેષભરી મારામારી અને હુલ્લડ થઈ બેઠાં! આથી ત્યાંના શાણા લોકો પણ વિસ્મય પામી શરમાયા હશે.

હમણાં હમણાં બ્રિટનમાં હિંદીઓ, પાકિસ્તાનીઓ, હબસીઓ વગેરે તેના 'કૉમનવેલ્થ'ની બિનગોરી પ્રજા, ત્યાં કામકાજ મળે છે તેથી, ખૂબ જવા લાગી છે. આ લોકો ત્યાંના ગોરા કરતાં પ્રમાણમાં ઓછા ખરચાળ જીવનધોરણથી રહે છે. વળી ત્યાં બેકારી પણ દેખાયા કરે છે. તેમ જ હબસીઓ ગોરી છોકરીઓ જોડે હળે મળે ને પરણે પણ છે. આ બધું કારણ ભેગું થઈને તોફાન ફાટ્યાં એમ કહેવાય છે. એ ગમે તે હશે, જાતિવાદ કેવી ઊંડી યૌન ભાવના છે, તે આ પરથી દેખાય છે.

આમ જ અમેરિકામાં જોવા મળે છે. ત્યાં હબસી-દ્વેષ ઐતિહાસિક છે. ઉપરની જેમ ઓચિંતી

ફાટી નીકળેલી ઘટના નથી. એક હબસીએ એક ગોરી સ્ત્રી રસ્તે જતી હશે તેની પાસેથી દસેક રૂપિયા જેટલી મતા લૂંટી લીધી. તેને અદાલતે દેહાંતદંડની સજા કરી! કોઈ જૂના કાયદાનો આધાર એમાં મળી ગયો, તેથી આમ કાનૂનસર બની શકે એમ હતું. પણ આજે ૧૯૫૮ની સાલમાં આધુનિક અમેરિકામાં તેમ બન્યું, એ વાત તો રહે જ છે. હબસીને બદલે ગોરો લૂંટારુ હોત તો?

આ વસ્તુની કમાલ તો એ બીનામાં છે કે, ઠેઠ સુધીની કોઈ અદાલતે અપીલમાં આ દંડને સુધાર્યો નહીં! છેવટે હમણાં સાંભળ્યું કે, દેહાંત-દંડની માફી આપી જનમટીપ કરી છે. તોય શું? દસ રૂપિયાની લૂંટ માટે આવી જંગલી સજા! પણ તે કરનાર હબસી હતો અને તેને વિષેનો જાતિદ્વેષ અમેરિકાના અમુક ભાગના ગોરા લોકમાં તો હજી ભરેલો છે. અમેરિકાનો આગેવાન પ્રજામત તેની સામે બરોબર ઝૂઝે છે અને સુધારો કરવા મથે છે, એ પણ ખરું છે.

અને ત્રીજો એક 'ધોળામાં કાળા'નો દાખલો આપણા દેશમાં દેખાયો. તે પણ આવો જ નવાઈભર્યો ગણાય. દિલ્હીમાં સરકારી નાણાં વડે ઊભી થવા પામેલી અને, ઘણું કરીને, તેની સામાન્ય દેખરેખ તળે પણ ચાલતી 'અશોક હોટેલ'માં ધોતિયું પહેરણ કે એવા દેશી પહેરવેશમાં તેના ભોજન-ખંડમાં કોઈ ન આવી શકે! આ વાત સ્વતંત્ર ભારતની — આ સાલની છે! એ વિષે પૂછપરછ થતાં ગૃહમંત્રીએ તરત કહ્યું કે, એ ખોટું ગણાય અને પોતે એની તપાસ કરશે.

હિંદી માનસની ગુલામીની એક બાબત અહીં નોંધવા જેવી છે, કે જે હજી કાયમ છે. ગોરાઓ હિંદમાં આવ્યા, પણ પોતાનો પહેરવેશ ન છોડ્યો. આપણે તેની લતે ચડી ગળપટ્ટી ને હૅટ પહેરતા થયા! અને તેમાં વટ વક્કર અને રોફ જોયો! આ એટલું ઊંડે ઊતર્યું છે કે, સ્વતંત્ર થયા તોય જતું નથી! અને તેથી જ અશોક હોટેલના વ્યવસ્થાપકે જે જુલમ કર્યો તે એ કરી શક્યો.

આ અંગ્રેજી પહેરવેશ જેવું જ ઊંડું ઊતરેલું ભૂત અંગ્રેજી ભાષાનુંય આપણને વળગ્યું છે, જેને લઈને આપણા ન ભણેલાનું અને આપણી ભાષાઓનું હરરોજ હરઘડી અપમાન ચાલુ રહી શકે છે.

અને તેવું જ અંગ્રેજી ઢબના યંત્રોદ્યોગનું છે. તેની મોહિનીથી અંજાઈને તેને અતિસ્થાન અપાય છે અને દેશના ગ્રામ-ગૃહોદ્યોગો ભણી કોઈ જોતું નથી. જરાતરા નજર કરાય છે, કેમ કે ગાંધીજીના નામ સાથે રાષ્ટ્રનાં સ્વમાન અને આબાદીના આ મૌલિક માર્ગો જોડાયેલા છે. બાકી દેશમાં જે 'અંગ્રેજીકરણ' કે 'અંગ્રેજિયત' (હિંદી છતાં અંગ્રેજ બનવાનું) ચાલે છે, એ ભયંકર કાળું ધાબું ગણવું ગણાવું જોઈએ.

૬–૧૦–'૫૮

## ૬

## ભાષાવાદનું ઝેર

મુંબઈની ઉપલી ધારાસભાની ગઈ બેઠકમાં અંગ્રેજી પાછું ફરજિયાત ધો૦ ૫ થી શરૂ કરો, એ મતલબનો ઠરાવ આવ્યો હતો. ઠરાવ ગેર-કૉંગ્રેસી કે વિરોધ પક્ષ તરફથી હતો.

શું કામ એમ કરવું જોઈએ, તે બતાવવા માટે, તે ઠરાવમાં દલીલ એવી હતી કે, સરકારી નોકરીઓ, લશ્કરી નિશાળો જેવાં સ્થાનોમાં હજી અંગ્રેજી માગે છે, માટે આ કરવું જોઈએ. બાકી, અંગ્રેજી આટલું વહેલું ન હોવું જોઈએ એ વસ્તુ તત્ત્વતઃ કબૂલ છે, એમ કહેવાયું.

ઉપરની જરૂરતે માટે અંગ્રેજી શું કામ જોઈએ, એ સવાલ જવા દઈએ. જેમને જોઈએ તે ભલે મેળવે; પરંતુ તેવા વિદ્યાર્થી કેટલા? જૂજજાજ જ તે? તેમને સારુ બધાને શા સારુ અંગ્રેજીની આફતમાં નાંખવા? જેઓ નોકરી ઇ૦ માટે જવા ચાહે, તેઓ અત્યારની અંગ્રેજીની ગરજ જોઈ, તે સારુ શિક્ષણ ખાનગી અંગ્રેજી વર્ગો દ્વારા મેળવી શકે છે. સરકારી જાહેર શિક્ષણપ્રથા કાંઈ એવા નોકરી-શોધુ થોડાક જણ માટે નથી ચાલતી.

આવી અને બીજી દલીલો કરીને મેં વિરોધ કર્યો, તેની સાથે એક ચોખવટ પણ આપી કે, આ

ઉપરથી કોઈ એમ ન વહેમાય કે, હું અંગ્રેજી શીખવાની સામે છું. અંગ્રેજી-ભાષાના જ્ઞાનનો આપણને ઉપયોગ છે; જેઓ પ્રજાને તે આપી શકે તેમણે તે જ્ઞાન મેળવવું ઘટે છે.

આ સાંભળીને એક ધારાસભ્યે પછીથી મને કહ્યું, 'તમારા વ્યાખ્યાનથી મને નિરાશા થઈ! મેં તો આશા રાખેલી કે, અંગ્રેજી બિલકુલ જાય એમ તમે કહેશો.'

તે ભાઈ જનસંઘ પક્ષના હતા એમ જાણવા મળ્યું. એમને મારા કથનથી નવાઈ લાગી તેમ જ મને એમના આ કથનથી લાગી. તે પરથી હું જોઈ શક્યો કે, આવા વિચારોની અસર કેવી માઠી પડતી હશે અને ભાષાઓના શિક્ષણ વિષેના વિચારો વિષે કેમ લોકો ગેરસમજ કરતા હશે. આવી જ વિચારધારાથી દક્ષિણ પૂર્વમાં હિંદી સામે વિરોધ થતો હશે એમ નહીં? અસ્તુ.

આવી જ રીતની વૃત્તિ કેવી વિચિત્ર રીતે કામ કરે એનો એક જાણવા જેવો દાખલો છાપાંમાં વાંચવા મળ્યો. ઉત્તરપ્રદેશમાં એક જણે અદાલતમાં સંસ્કૃતમાં ફરિયાદ કરી. નીચલી અદાલતે તે લીધી ને ચૂકવી. એમ લાગે છે કે, અપીલમાં તે સદર અદાલતે — હાઈકોર્ટમાં ગઈ. ત્યાંના જજે એને કાઢી નાંખી અને કહ્યું, સંસ્કૃતમાં અરજી કાનૂન બહાર ગણાય, તેથી અમે તે કાઢી નાંખીએ છીએ; અને નીચલી કોર્ટે તે સંઘરવી નહોતી જોઈતી. જજે કહ્યું, બંધારણની ૩૫૦મી કલમની રૂએ, કોઈ પણ નાગરિક તેના પ્રદેશ રાજ્યમાં ચાલતી કોઈ ભાષામાં અરજી કરી શકે છે; સંસ્કૃત આ પ્રદેશની ચાલુ ભાષા નથી. બંધારણે આપેલી ૧૪ ભાષાઓની યાદીમાં તે છે, એ ખરી વાત. પરંતુ એ યાદીનું પ્રયોજન હિંદીને ખીલવવા માટે હિંદની કઈ ભાષાઓ કામમાં આવે તેની યાદી રૂપે છે.

બનવા જોગ છે કે, ફરિયાદને સંસ્કૃતમાં લખનારે, તેને રાષ્ટ્રની આંતરભાષાનું સ્થાન મળવું જોઈએ, એમ માનીને પગલું ભર્યું હોય. કદાચ તે ઉત્કટ હિંદુવાદી હોય. એ ગમે તેમ હોય, પરંતુ પોતાની પ્રદેશભાષા હિંદીમાં કે ઉર્દૂમાં લખવાનું સહેજે તે કરી શકત; તેને બદલે આવું 'ઇદં તૃતીયમ્' શું કામ સૂઝે છે, એ જ આજના આપણા માનસની વિચિત્રતા ન કહેવાય?

ઉપર ટાંકેલા બે દાખલાઓમાં, એક ભાઈ મુદ્દલ અંગ્રેજી જ કાઢો કહે, અને બીજા ભાઈ હિંદી વગેરેનેય ના સંઘરે અને સીધા સંસ્કૃતે પહોંચે! ભાષાકીય રચનાત્મક સંસ્થાઓની જવાબદારી છે કે, લોકોમાં જઈને આ વિષે વિચારશોધન કરે.

૨-૧૦-'૫૮

## ૭

## કાયદો અને સાદી સમજબુદ્ધિ

ઘણી વાર કાયદાબાજ લોક કેવું કરી બેસે તેનો એક દાખલો મુંબઈની હાઈકોર્ટના એક ધ્યાનપાત્ર ફેંસલામાં જોવા મળ્યો.

એક મકાનમાલિકે સરકારને સાદો પત્ર લખી ખબર આપી કે, તેના મકાનનો ભાડવાત જતો હોવાથી તે ખાલી થાય છે.

કાયદો એમ કહે છે કે, આવી ખબર રજિસ્ટર પોસ્ટથી જ આપવી જોઈશે.

આ કેસમાં સાદો પત્ર જ લખાયો હતો. તેથી નીચલી અદાલતે એને કાયદેસર ન ગણ્યો અને મકાનમાલિક વિરુદ્ધ ચુકાદો આપ્યો.

અપીલમાં હાઈકોર્ટે કહ્યું કે, આ બરોબર નથી. એ વાત ખરી કે, મકાનમાલિકે રજિસ્ટર-પત્ર લખવો જોઈએ; પણ કાયદાની આ જરૂરિયાત કેવળ સૂચનાત્મક અને કાર્યપદ્ધતિ પરત્વે છે; તે કાંઈ અવશ્ય-આજ્ઞાત્મક નથી. કોઈ પણ રીતે સરકારને ખબર તો મળી જ હતી. છતાં તે નથી મળી એમ ગણીને ચાલવામાં આવે, તો તેનું પરિણામ વિચિત્ર આવે. પેલો માણસ ઘર કોઈને આપી જ ન શકે! એટલે કોર્ટે ફરમાવ્યું કે, આ કલમનો ભાવાર્થ સમજીને ચાલવું ઘટે.

કયો નિયમ કે સૂચના કેટલાં કેવાં વજનદાર ગણવાં એ મહત્ત્વની વસ્તુ છે. સાદી સમજબુદ્ધિથી તેનો વિચાર કરીને વ્યવહાર ચાલે એ જ ન્યાયી અને યોગ્ય ગણાય. પણ ઘણી વાર કાયદાની

"લશ્કરના ફકીર" ચિત્રવિચિત્ર જ કરી મૂકે છે! હાઈ કોર્ટે આ બાબતમાં સારી સમજ આપી ગણાય.

૩-૧૦-'૫૮

૮

### યુદ્ધદેવનો હનુમાન-કૂદકો

મહિના માસ ઉપર યુદ્ધદેવ પશ્ચિમ એશિયામાં 'આવું, આવું' કરવા લાગ્યા હતા. ત્યાંથી તરત કૂદકો મારી પૂર્વ એશિયામાં હવે પહોંચ્યા લાગે છે! આરબ જગતમાં કટોકટી કાંઈક કાબૂમાં આવી, ત્યાં તો બે ચીન વચ્ચે ચડભડાટ શરૂ થયો છે! યુદ્ધ પૂરું થયા પછી બે ચીન ઊભાં થયાં. એકને અમેરિકા ઊંચું રાખે છે; બીજાની પાછળ રશિયા ઊભું છે. પછી બે વચ્ચે મેળ ખાવાની તો વાત જ ક્યાં રહી?

ફૉર્મોસામાં બેઠેલા ચીની રાજ્યે ચીનની ભૂમિથી પાંચ-દસ માઈલ અંદર આવેલા ટાપુઓ પર લશ્કરી વ્યૂહ ગોઠવ્યો. અમેરિકાએ તેને માટે સાધન સવડ વગેરે પૂરાં પાડ્યાં. આની સામે લાલ ચીને હુંકારો કર્યો. તેથી તરત વાતાવરણ તંગ થઈ ગયું. બે વચ્ચે બોલા-બોલી શરૂ થઈ; પણ તે લાલ ચીન અને ફૉર્મોસા ચીનની વચ્ચે નહીં, પણ લાલ ચીન અને અમેરિકા વચ્ચે! તેમાં જરૂર પડે તો રશિયા ચીનની ઓથમાં સૂર પુરાવે છે, એ ખરું.

આજની રાજકીય દુનિયાના બેલી થઈ બેસવા નીકળેલાં બે રાષ્ટ્રો રશિયા અને અમેરિકા આજે ચીનમાં આમ સીધી અથડામણમાં 'ઊતરું, ઊતરું' કરી રહ્યાં છે. ભગવાનની કૃપા છે કે, તેમાં તેઓને ખામોશી રાખવી પડે એવી પરિસ્થિતિ પેદા થઈ શકી છે. બ્રિટન એમાં અમેરિકા જોડે સંમત નથી. ફ્રાન્સ એનું ઘર સંભાળવાની પંચાતમાં અત્યારે છે. ત્યાં હવે જનરલ દ-ગોલે નવું બંધારણ પાસ કરાવ્યું છે અને હવે તે આગળ વધશે. હિંદ લાલ ચીન પક્ષે સાફ મત ધરાવે છે. લાલ ચીન પોતે એવો દાવો કરે છે કે, આ અમારો આંતરિક સવાલ છે, તેમાં કોઈ પર-રાષ્ટ્ર તેની સેના અને બીજી કુમક લઈને કેવી રીતે ઊતરી શકે? તેણે તે કુમક પાછી ખેંચવી જોઈએ!

આંતરરાષ્ટ્રીય રાજકારણમાં સુએઝ પછી લેબેનોન વગેરેમાં જે પ્રકરણો બન્યાં, તેનાથી ઉપરનો પર-રાષ્ટ્રમાં લશ્કરી દખલ ન કરી શકાય એ સિદ્ધાંત જોર પર આવ્યો છે. તેનો લાગ જોઈને ચતુર લાલ ચીને ફૉર્મોસા-જંગ જગવ્યો કે શું, એ કોને ખબર! પણ આ સિદ્ધાંતની ઢાલ આગળ અમેરિકા જરા દબાઈને ચાલે.

અને આખરે યુદ્ધ થાય તો તે અણુ-યુદ્ધ જ હશે, એ નક્કી છે. તેથી યુદ્ધ કોઈને ગમતું નથી. આ એક મોટી બ્રેક તો દરેક રાષ્ટ્રના માનસ પર છે જ. એને જોરે 'યુનો'ની રાષ્ટ્રમંડળ સંસ્થા જગતમાં અશાંતિ ફાટી નીકળવાની દહેશતને દૂર રાખી શકે છે. ચીનમાં પણ યુદ્ધદેવ કૂદી તો ગયા. પણ ત્યાં "અઠે દ્વારકા" ન કરે, એમ સૌ કોઈ ઇચ્છે છે.

૬-૧૦-'૫૮

**મગનભાઈ દેસાઈ**

## ઇતિહાસનો નવો પુનરુત્થાનયુગ

સામાન્ય રીતે જોતાં, ભણેલ વર્ગની માન્યતા નક્કી બંધાયેલી છે કે, અર્વાચીન યુગ યુરોપમાં પ્રાચીન ગ્રીકો રોમન સંસ્કૃતિના પુનરુદયને લઈને ૧૫મા સૈકા બાદ શરૂ થયો.

શાળા-કૉલેજોમાં જે ઇતિહાસ શીખવાય છે, તેમાં આ એક ધ્રુવ માર્ગ-સ્તંભ ગણાય છે. ૧૬મા સૈકાથી જે જ્ઞાનવિજ્ઞાન અને બુદ્ધિવાદ તથા તેને આધારે પરાક્રમયુગ તથા કળાકૌશલ્ય અને વિદ્યાઓ જન્મ્યાં, એ આ પુનરુદયને આભારી છે. એને જોરે યુરોપીય ખ્રિસ્તી જગત તેની પૂર્વ અને પશ્ચિમ દિશામાં જળ અને થળ પર ફરી વળ્યું. એમ તેની પ્રજાઓ એશિયા, આફ્રિકા અને અમેરિકા પર પહોંચી. એમાંથી સામ્રાજ્યવાદ અને આધુનિક અર્થશાસ્ત્ર, યંત્રોદ્યોગવિદ્યા અને મૂડીવાદ વગેરે જન્મ્યાં.

એ ન્યાયે આ પ્રવાહ લગભગ ૨૦મા સૈકાના આદિ સુધી ચાલ્યો. હવે તે મહાનદના પ્રવાહમાં ભમરા અને આંતરા જ નહીં, એવા તો ઊંડા ખાડા ને ખીણો આવતાં દેખાય છે કે, એ પ્રવાહનું સીધું વહેણ આગળ કેમનું કે ક્યાં કે કદાચ જશે પણ ખરું કે કેમ, એવી શંકા પડી છે. એ ખાડા-ખીણમાં આખું વહેણ ઊતરી તો નહીં જાય!

ટૂંકમાં ૧૫મા સૈકાથી આરંભાયેલા આ નવા

જ્ઞાનોદયની સંસ્કૃતિનો પ્રલય થવા બેઠો છે કે શું, એમ પુછાય છે.

સવાલ એ છે કે, જગત પાછું ૧૫ મા સૈકાના કાળ પેઠે કોઈ નવા પુનરુદયના યુગમાં તો નથી પ્રવેશતું ?

અથવા તો, પાંચેક સદી જૂનો થયેલો યુરોપીય પુનરુત્થાન-યુગ પૂરો થઈને પાછો આથમી જવા બેઠો છે કે શું ? તેણે જ જગવેલા કે પેદા કરેલા નવ-અંધાર-યુગમાં તો તે નથી જઈ રહ્યો ?

બીજી રીતે કહીએ તો, એ જ્ઞાનોદયનો બુદ્ધિવાદી યુગ એના ટકાવને માટે શસ્ત્રાસ્ત્ર અને અણુ-બૉમ્બ પર જ આવી રહ્યો છે ? કે એની પાસે આજે બીજું કોઈ માનવ મૂલ્ય છે ?

ગ્રીકો-રોમન સંસ્કૃતિમાંથી તેને લાધેલું સ્વતંત્ર બુદ્ધિવાદી દર્શન ગૅર-ખ્રિસ્તી 'પૅગન' હતું. આ દર્શને મધ્યયુગની ધર્મવાદી જડતા અને શુષ્ક પંડિતાઈ ઉપર સરસાઈ મેળવી; કેમ કે, સ્વતંત્ર ચિદાત્માના મહાનલની અમુક ચિનગારી તેમાં રહેલી હતી. પરંતુ તેની સાથે તેમાં જે જડ-પરાયણ નાસ્તિકતા અને બુદ્ધિનિષ્ઠા રહેલી હતી, તેણે બૌદ્ધ-કાળના વિજ્ઞાનવાદને યાદ કરાવે એવો નવ-વિજ્ઞાનવાદ પેદા કર્યો, કે જેનું મુખ્ય પ્રમાણ યંત્રની રીતિ-મિતિ પર અવલંબતી ઇંદ્રિય-ગમ્યતા બન્યું.

એટલે આજે ગોરી સંસ્કૃતિ આમ બહારથી ખૂબ પ્રબળ દેખાય છે; પરંતુ એના આત્માને અંદરથી જડ ઇંદ્રિયારામી વિજ્ઞાનવાદનો કીડો કોરી ખાય છે. પરિણામે ગોરી કે ખ્રિસ્તી પ્રજાની સંસ્કૃતિ આજે તેનાં યોગ અને ક્ષેમની જ સંકુચિત સુરક્ષામાં પડી ગઈ છે. તેને સારુ તે પ્રજા શસ્ત્રાસ્ત્રવિદ્યા અને સુખવાદી જ્ઞાનવિકાસ પાછળ લાગી. ટૂંકમાં, અર્વાચીનતાના ઉદયમાં બુદ્ધિવાદના કારણમાં જે માનવતાનિષ્ઠ અધ્યાત્મ હતું, તે પાછું જૂના થતા ધર્મસંપ્રદાયોનું બને છે તેમ, પાછળ રહી ગયું છે; અને ફાવેલું ગોરું જગત, ૧૫ મા સૈકા અગાઉ જેમ 'પોપ'-ધર્મ થઈ ગયો હતો, તેવી અનાત્મિક નિષ્ઠા પર પાછું પડી ગયું છે.

એટલે, પાંચેક સૈકાં બાદ પાછો એવો સુકાળ આવ્યો છે કે જ્યારે માનવઆત્માએ પાછું જાગીને પાસું ફેરવવાની જરૂર ઊભી થઈ છે. આ પ્રક્રિયા નિતાંત ચેતનવાન અધ્યાત્મની છે.

આ પ્રક્રિયાનો પ્રારંભ ગાંધીજીએ દક્ષિણ આફ્રિકામાં જાણ્યે અજાણ્યે કર્યો. એશિયા આફ્રિકામાં પણ મનુષ્યો વસે છે; એમનું અપમાન, શોષણ અને સત્ત્વહાનિ કે સ્વમાનઘાત કોઈ નેય માટે ઉત્કર્ષનો રસ્તો ન હોઈ શકે. મનુષ્ય મનુષ્ય વચ્ચે આવો ભેદ સંસ્કૃતિનો નાશ વહોરશે; ઈશ્વર કે માણસાઈ કે મનુષ્ય-હૃદયમાં કાંઈ પણ જે ઊંડે ઊંડે જીવનરૂપે બિરાજે છે, તેનો એમાં ઇનકાર રહેલો છે. એ ઇનકાર સેતાનિયતનું બીજ છે. ઇન્સાને તેની સામે થવું એ જ એની જિંદગીનો અર્થ કે પ્રયોજન યા સાર્થકતા છે.*

આ પ્રકારની મૂળ માનવનિષ્ઠા કે આસ્તિકતા ઉપર મુસ્તાક બનીને વર્તતાં ગાંધીજીને સત્યાગ્રહ લાધ્યો. અને એમ ગયા સૈકાના અંતમાં ગોરાના વર્ચસ્વના જ જગતમાં એની તુમાખીના ઉતારરૂપ અધ્યાત્મ-મંત્ર પ્રગટ થયો. આજે બિનગોરું જગત એ મંત્રને જોરે જગતનો બીજો ઉત્થાનયુગ ભજવી રહ્યું છે, એમ ભવિષ્યનો ઇતિહાસકાર કહેશે. એનું વિજ્ઞાન, એનું રાજકારણ, એનું અર્થશાસ્ત્ર એની સમાજવ્યવસ્થા, એનાથી પુનર્નિર્મિત જગત કેવું હોય, એની શોધ હવે પછીના યુગમાં ચાલશે.

હિંદમાં આપણે આવા પુનરુત્થાન યુગનો પ્રારંભ કરીએ એ ઇતિહાસ-નિર્યાત લાગે છે. પણ કદાચ એનું ભાન હજી જન્મ્યું નથી, અને આવડી મોટી ભવ્યતાના વારસાને લઈને જાણે કે તેનો છાક કે અંધાપો તો નથી આવ્યો, એમ લાગે છે.

ગાંધીજીની જયંતી આ છાક અને અંધાપો નિવારવામાં કારણ બનો, એ જ પ્રાર્થના.

૨-૧૦-'૫૮ **મગનભાઈ દેસાઈ**

---

* આ જ મૂળ પ્રેરણા આજે એશિયા અને આફ્રિકાની દબાયેલી પ્રજાની બનવા લાગી છે. હિંદ બહાર બધી પ્રજાઓ એ પ્રેરણાને માટે હિંદનો અને તેના રાષ્ટ્રપિતાનો આભાર માને છે. બૌદ્ધ અને ઇસ્લામ (કદાચ પાકિસ્તાન બાદ કરતાં) ધર્મની આદિ શક્તિ પાછી બધે તપાસાવા લાગી છે. હિંદુ ધર્મની એ શક્તિ ગાંધીજીએ પ્રગટ કરી છે. આમ આ નવું પુનરુત્થાન દુનિયામાં ચોખ્ખું દેખા દે છે.

# ગાંધીજીનું વિભૂતિદર્શન

## (એક શિક્ષણશાસ્ત્રી તરીકે)

[આ મથાળે પાંચ છ મિનિટ જેટલી વાત અમદાવાદ રેડિયો સ્ટેશને રેકર્ડ કરી, તે 'એ. આઈ. આર.'ની પરવાનગીથી અહીં ઉતારી છે.]

ગાંધીજીની વિભૂતિ અનેકવિધ હતી. મૂળે જોતાં તે જીવનવીર હતા, જિજ્ઞાસુ હતા, સાધક હતા. "સંસારશું સરસા રહીને" સેવા દ્વારા સાચી જીવન-સાધના થઈ શકે એમ છે, એમ એ માનતા હતા.

જીવન વિષે આ પ્રકારે જેની પાસે અમુક આમૂલાગ્ર દૃષ્ટિ, નિષ્ઠા અને તત્ત્વપરાયણતા હોય, તેની પાસે કેળવણી વિષે અચૂક અમુક દર્શન હોય જ. એટલે હું તો એમ કહું કે, ગાંધીજી ખરું જોતાં પ્રકૃતિસિદ્ધ કેળવણીકાર હતા. તેથી જ આપણને જોવા મળે છે કે, આખી જિંદગી તેમણે વ્યાપકમાં વ્યાપક અર્થમાં લોકની કેળવણીનું ખૂબ જ કામ કર્યું હતું, અને તે ભવ્ય નીવડયું છે.

ગાંધીજી મહાન લોકશિક્ષક હતા. હિંદી રાષ્ટ્રને પૂરી એક પેઢી એમણે તાલીમ આપી જાગૃત કર્યો. એ તાલીમ પણ અનોખી હતી. તે રાષ્ટ્રીય હોવાની સાથે માનવતાવાદી હતી. આ તાલીમને પ્રતાપે, હિંદના બધા પ્રકારના પછાત વર્ગો તથા સ્ત્રી-જાતિ, મજૂર વર્ગ, વિદ્યાર્થીઓ, વગેરે સહિત હિંદની આખી પ્રજા અપૂર્વ લોકશિક્ષણ પામી, કે જેને લીધે આજે આપણે દુનિયાની એક આગલી હરોળની સ્વતંત્ર લોકશાહી પ્રજા બન્યા છીએ.

કેળવણીના રૂઢ અર્થમાં પણ ગાંધીજી કેળવણી-કાર હતા. એ વસ્તુ એમનાં કંઇ નહીં તો એ બે કાર્યો તો બતાવે છે કે, (૧) ૧૯૨૦ના ઑક્ટોબરમાં ગૂજરાત વિદ્યાપીઠની તેમણે સ્થાપના કરી અને (૨) ૧૯૩૭માં દેશને પાયાની કેળવણીના વિચારની અપૂર્વ ભેટ આપી.

આ બીજી વસ્તુને અંગે તેમણે કહ્યું છે કે, હિંદને એ મારી મોટામાં મોટી ભેટ છે.

હિંદમાં ૧૯૩૭-૮માં સ્વરાજનો ઉદય પ્રાંતોથી થયો. તેની સાથે સ્વતંત્ર હિંદ અને તેનું સ્વરાજ કેવું ઘડવું જોઈએ, એ વિચાર આપોઆપ આપણી સામે આવ્યો. ત્યારે ગાંધીજીએ પાયાની કેળવણી દ્વારા એનો જવાબ આપ્યો કે—

દેશની સમગ્ર જનતાને હવે કેળવવી જોઈએ. તેનો રસ્તો સ્વાવલંબી શોધ્યે જ છૂટકો. તે રસ્તો ઉદ્યોગ દ્વારા કેળવણીનો છે. તેમાં દેશની આંતરભાષા હિંદી એક ફરજિયાત વિષય તરીકે હોવી જોઈએ. બધું શિક્ષણ સ્વભાષાના માધ્યમથી જ થાય એ રીતે કામ કરતાં ૭-૮ વર્ષોમાં મૅટ્રિક જેટલા ભણતરમાંથી અંગ્રેજી ભાષા બાદ કરતાં સામાન્યપણે રહે એટલું જ્ઞાન દરેક બાળકને સહેજે આપી શકાશે.

સમર્થ કેળવણીકારો કહે છે, 'અમને રાષ્ટ્રનાં બાળકો સોંપો, તો ગમે તે રાષ્ટ્રની શિકલ ફેરવી આપીએ.' ડેન્માર્કની "ફોક હાઈસ્કૂલના" યોજના-કાર ગ્રુન્ડવિકે એની યોજના દ્વારા એ કામ કરી બતાવ્યું છે. હિંદમાં ગાંધીજીએ રજૂ કરેલી કેળવણીની કલ્પના પણ આપણા દેશ માટે આ પ્રકારની લાયકાત — તાકાત ધરાવે છે.

એ કલ્પનામાં શિક્ષણશાસ્ત્રની દૃષ્ટિએ પણ અમુક નવદર્શન રહેલું છે. બર્ટ્રાન્ડ રસેલ, મૉન્ટેસોરી, વગેરે પશ્ચિમના કેળવણીકારોના બાળકના વ્યક્તિ-સ્વાતંત્ર્ય પર અતિભાર મૂકતા સિદ્ધાંતોએ યુરોપમાં અમુક ઢબની તાલીમ કે 'ન્યૂ એજ્યુકેશન"ને જન્મ આપ્યો. બીજા વિશ્વયુદ્ધે આ પ્રયાણમાં એક ગંભીર ભૂલ બતાવી કે, બાળક સમાજમાં રહે છે એ અંશ પણ શિક્ષકોએ યાદ રાખવો જોઈએ; પ્રજાનું રાષ્ટ્રીય શિક્ષણ એક સામાજિક પ્રક્રિયા પણ છે.

ગાંધીજીના કેળવણીદર્શનમાં આ વિચાર સહજ-પણે વણાયો છે. એ વિચારને અમલમાં મૂકવાને માટે જ તેમણે જીવનને માટે અનિવાર્ય એવા ઉદ્યમ કે હાથકારીગરીને કેળવણીનું માધ્યમ કરો, એમ કહ્યું. તો તે રસ્તે આપણે બાળકોનો સહેજે

સર્વાંગીણ વિકાસ સાધવાની સાથોસાથ તેમને સમાજ-જીવન સાથે પણ વણી લઈ શકાશું.

ગાંધીજીનું આ ભવ્ય શિક્ષણ-દર્શન હિંદની કેળવણીમાં ઉતારવાનું ઊભું છે, એ એમની જયંતી નિમિત્તે યાદ કરીને તેને માટે તૈયાર થઈએ.

૩૦–૯–૧૯૫૮ **મગનભાઈ દેસાઈ**

# સાવચેતીનો સૂર

૧

હું થોડા દિવસ પર એક કસબામાંથી પસાર થતો હતો, ત્યારે ભીંતો પર મોટા અક્ષરે, અમુકને મત આપજો, એમ લખેલું વાંચ્યું. એ વાંચતાં વિચાર આવ્યો કે, હાલ ક્યાંય ચૂંટણી થવાની વાત જાણી નથી અને આ મત કોને અને ક્યાં આપવા જણાવેલ છે? બીજી ભીંતે જોયું કે, ઉમેદવારનું નામ અંગ્રેજીમાં એક અક્ષરનું લખેલું જોયું. ત્યારે કલ્પના કરી કે, આ ચૂંટણી કોઈ કૉલેજના વિદ્યાર્થીની હશે.

મેં વિશેષ પૂછપરછ કરી અને તેમાં માલૂમ પડયું કે, કૉલેજમાં મંત્રીની ચૂંટણીની આ જાહેરાત છે. મને આશ્ચર્ય એ થયું કે, કૉલેજમાં ચૂંટણી થવાની અને શહેરની દીવાલ પરની જાહેરાતનો શો અર્થ?

એ વિષે જેમ જેમ સાંભળતો ગયો તેમ તેમ દુઃખદ આશ્ચર્ય વધતું ગયું. એ મિત્રોએ કહ્યું કે, આ વખતે તો કૉલેજની ચૂંટણીમાં બબ્બે હજાર રૂપિયા સુધી ખર્ચ કર્યો છે. વળી ચા-પાર્ટીઓ, નાસ્તાઓ સાથે રૂમાલની ભેટો પણ અપાઈ છે.

આ બધું તો ચાલુ લોકચૂંટણીનું અનુકરણ જણાયું. વળી વિદ્યાર્થીઓ કંઈ મોટાઓથી ઊતરે નહીં, એટલે બધી રીતો વિશેષ રૂપે બને એમાં આશ્ચર્ય નહીં.

પરંતુ મને પ્રશ્ન એ થયો કે, આ ચૂંટણીઓ તો લોકશાહીનું શિક્ષણ આપવા માટે યોજવામાં આવે છે; અને નાગરિક તાલીમનો એક ભાગ છે, તો આમાં તાલીમ કઈ? આ તો જે મોટા ખર્ચો અને ખોટી રીતરસમો સામાન્ય ચૂંટણીમાં વપરાય છે, તેનું આંધળું અનુકરણ થયું.

પહેલાં કૉલેજોમાં ચૂંટણીઓ થતી હતી. તેમાં પૈસા ખર્ચવાનો પ્રશ્ન કદી આવતો જ નહોતો. પણ આજકાલ કૉલેજોના કાર્યવાહકો તાલીમ આપવાની છોડીને ખોટી પદ્ધતિ ચાલતી જોવાના કેવળ પ્રેક્ષકો બની ગયા છે. એ દુઃખદ છે.

૨

આઝાદી આવ્યા પછી શિક્ષણની ભૂખ જાગી, એટલે હાઈસ્કૂલો વધવા લાગી અને જે હતી તે મોટી થવા લાગી.

મોટાં મોટાં ગામોમાં ઘણે ઠેકાણે હાઈસ્કૂલો ઊભી થતી જાય છે, ત્યાં નજીકનાં ગામોના વિદ્યાર્થીઓ ભણવા જાય છે.

કેટલીક હાઈસ્કૂલોમાં જવા રેલ-ગાડીની સગવડ હોવાથી દૂરથી પણ વિદ્યાર્થીઓ ભણવા જાય છે. આ વિદ્યાર્થીઓ પહેલો પાઠ એ ભણે છે કે, ગાડીની ટિકિટ ન લેવી! કેટલાક ગાડીના પાસ લે છે, પણ કેટલાય વિદ્યાર્થીઓ પાસ વિના જ આવજા કરે છે. આમાં તોફાની વિદ્યાર્થીઓ તો હોય જ, પણ તેમની સાથે બીજા પણ જોડાય છે. ટિકિટ તપાસવા આવે તો સંતાકૂકડીની રમત ચાલે અથવા બહુ સંખ્યા હોય તો ભેગા થઈને ટિકિટ તપાસનારને પજવે. એટલે પેલો તેમનું નામ દેતાં વિચાર કરે.

આવા વિદ્યાર્થીઓનો ચેપ બીજાઓને વહેલો લાગે એ સ્વાભાવિક છે. આવી રીતે ઘણી શાળાઓમાં વિના ટિકિટના વિદ્યાર્થીઓ ભણવા આવતા હશે.

હવે આ અનીતિ પર શિક્ષણ કેટલું શોભે! પણ આ ભારે દૂષણ વધતું જાય છે, એ શોચનીય છે.

માધ્યમિક શિક્ષણ સંઘો અને કૉલેજોના સંચાલકોએ ગંભીરતાથી વિચાર કરવો જોઈએ અને આ અનીતિનું મૂળ કાઢવા પ્રયત્ન કરવો જોઈએ, એમ મને લાગે છે.

વલ્લભ વિદ્યાલય,
બોચાસણ
તા. ૧૨–૯–'૫૮ **શિવાભાઈ ગો૦ પટેલ**

# पूर्णायु आचार्य भगवानदास

'व्यशेम देवहितं यद् आयुः' इस प्रार्थनाकी सफलता अगर हम पूरी-पूरी कहीं देख सकते हैं तो कर्ममार्गी ठक्कर बाप्पामें और ज्ञान-मार्गी दार्शनिक आचार्य बाबू भगवानदासमें।

बाबू भगवानदासने अपना जीवन शुरूमें श्रीमती ॲनी बेझंटकी थिऑसॉफी सोसायटीको अर्पण किया। कई लोगोंने उन दिनों कहा, जैसे पंढरीनाथ तेलंगके बारेमें हुआ वैसे बाबू भगवानदासके बारेमें भी हुआ। इस स्वात्मार्पणसे उनका विकास चरम कोटि तक पहुँचनेके बदले कुछ रुक-सा गया। लेकिन हम मानते हैं कि ऐसे मनीषी और पुरुषार्थी व्यक्तियोंका विकास कभी रुक ही नहीं सकता। ऐसोंकी जीवनसाधनाका क्रम उनके व्यक्तित्वके अनुसार नियत ही होता है और उनको पूर्ण विकासका वायुमंडल आप-ही-आप मिलता है।

बाबू भगवानदास जैसे भारतीय तत्त्वज्ञानमें पारंगत थे, वैसे ही पश्चिमकी विचार-प्रणालीसे भी पूर्ण परिचित थे। दोनोंका समन्वय साधते वे पश्चिमके ओघमें बह नहीं गये, दब नहीं गये। हिन्दू संस्कृति और मुस्लिम संस्कृतिका समन्वय कितना अपरिहार्य है यह भी वे अच्छी तरहसे जानते थे। उसमें भी आर्यसंस्कृतिका प्राधान्य भारतके लिए कितना अपरिहार्य है यह भी वे पूरी तरहसे समझते थे। इसमें स्वकीय संस्कृतिके प्रति स्वाभाविक पक्षपातका माद्दा करीब-करीब नहीं के जैसा था।

Science of Peace, Science of Emotions जैसे उनके विद्वत्तापूर्ण प्राथमिक ग्रन्थोंकी बात हम छोड़ दें। Fundamental Unity of All Religions इस उनके समन्वयकारी ग्रन्थराजकी भूमिका आर्य संस्कृतिकी ही है। इस बुनियादके साथ दुनियाकी सब धर्मसंस्कृतियोंका समन्वय उन्होंने सफलतापूर्वक करके दिखाया। 'मानवधर्म-सार' उनकी भारतको सुन्दर भेंट है।

बाबू भगवानदासको साक्षात्कार हुआ था कि महत् समन्वय ही भारतके इतिहासका और भारतीय संस्कृतिका सार्वभौम मिशन है। उसे सिद्ध करनेके लिए एक आदमीसे जितना हो सकता है उतना उन्होंने किया।

राष्ट्रीय शिक्षाका महत्त्व आजके भारतमें वे सबसे अधिक समझते थे। इसके लिए भी उनसे जितना कुछ हो सकता था उन्होंने किया।

हम कह सकते हैं कि, भारतीय संस्कृतिने भूतकालमें जो कुछ प्रयोग किया और पाया उसका सारा निचोड़ बाबू भगवानदासने किसी-न-किसी रूपमें आजके जमानेको दिया। भारतीय भूतकालसे पाने लायक और संग्रह करने लायक जितना था वह सब उन्होंने भारतको दे दिया। उस पूँजीको लेकर, उस संबलके बल पर भविष्यमें हम किस रास्ते जायँ, भविष्यमें भारतीय संस्कृति कौनसा रूप पकड़े, यह सब बतानेका काम उनका नहीं था।

हमारे कहनेका मतलब यह नहीं कि यह काम उन्होंने नहीं किया। कर्मक्षेत्रका त्याग उन्होंने नहीं किया था। भविष्यके लिए दिशा-दिग्दर्शन करनेका प्रयत्न उन्होंने भरसक किया। उससे भी हमें लाभ उठाना है। लेकिन भविष्यके लिए रास्ता तय करनेका भार आजके जमानेके ही सिर पर है।

आजका जमाना अपने प्राचीन और मध्यकालीन संबलको भूलकर भविष्यके लिये जो रास्ता तय करेगा उसमें मौलिकता कम रहेगी, अनुकरणशीलता ज्यादा आयगी। फलस्वरूप काफी पछताना पड़ेगा। इस लिए जिस किसीको भी भारतका भविष्य तय करना है उसे बाबू भगवानदासके बौद्धिक, नैतिक और दार्शनिक परिश्रमसे पूर्णतया परिचित होकर उससे लाभ उठाना ही चाहिये। इतनी विरासतकी बुनियाद पर ही भविष्यकी रचना हम आत्मविश्वासके साथ कर सकेंगे। भारत इस पूर्णायु तत्त्वदर्शीके प्रति हमेशाके लिए कृतज्ञ रहेगा। नमः परमऋषिभ्यः।

['मंगल प्रभात' ७-१०-'५८] **काका कालेलकर**

# "રસ્કિન અને ગાંધી"

[ઈ. સ. ૧૯૫૭ના ગાંધીજયંતી સપ્તાહ દરમ્યાન યોજાયેલી વ્યાખ્યાન-માળા 'ગાંધીજીના ગુરુઓ' વેળાએ પ્રૉ. દાવરે આપેલું વ્યાખ્યાન.]

સાચા મહાપુરુષો અને સંતો વચ્ચે ઘર્ષણ નહીં પણ આકર્ષણ રહેતું જણાય છે, અને એકબીજા પ્રત્યે તેઓને પરસ્પર માન અને પ્રેમ રહે છે. ગાંધીજી ઉપર અનેક સંતપુરુષોની અસર પડી હતી. જેવા કે ટૉલ્સ્ટૉય, થૉરો, રાજચંદ્ર, ગોખલે વગેરે. પરંતુ સર્વોદયની ભાવના કેળવવામાં અને દરિદ્ર-નારાયણની સેવા પાછળ જીવન સમર્પવામાં જો કોઈ પણ મહાપુરુષ તરફથી સૌથી વધુ પ્રેરણા ગાંધીજીને મળી હોય, તો તે રસ્કિન તરફથી હતી.

જૉન રસ્કિન ધનવાન હતા. પરંતુ પોતાનું ધન એમણે સમાજ-સેવામાં ધરી દીધું, અને પોતે પોતાના ગ્રંથોથી થતી ઊપજ ઉપર જ ગુજારો કરતા. રસ્કિન દ્રવ્યોપાર્જનની વિરુદ્ધ નહોતા, પણ ધનને એક "ટ્રસ્ટ" સમાન ગણતા. ધનવાન પુરુષે એ ધન લોકહિતમાં વાપરવું જોઈએ એવો તેઓ આગ્રહ રાખતા; અને ધન-સંચય કર્યા પછી સમાજના ઉત્કર્ષ માટે અપરિગ્રહ કરવો, એવો તેઓ ઉપદેશ કરતા. ગાંધીજીની પેઠે રસ્કિને પણ અનેક "સત્યના પ્રયોગો" કર્યા હતા. "સેંટ જ્યૉર્જીઝ ગિલ્ડ" નામનો એક આશ્રમ પણ તેમણે કાઢ્યો હતો. તેના સભ્યોને ભારે પરિશ્રમ કરવો પડતો અને જુગાર વગેરે બદફેલીથી દૂર રહેવાની તેમને સખત તાકીદ હતી. રસ્કિનની કેટલીક વિચિત્રતાઓને કારણે આ આશ્રમ લાંબો વખત ટકી શક્યો નહીં.

રસ્કિન શ્રીમંતોનો સામનો કરી હમેશ નિર્ધનોનો પક્ષ લેતા. તેમ કરવામાં ભગવાન ઈશુ તરફથી બાઇબલમાં નોંધાયેલાં તેમનાં વચનો દ્વારા તેમને પ્રેરણા મળી હતી. તેમણે જોયું તો સમાજમાં પાંચ ટકા શ્રીમંત અને પંચાણુ ટકા નિર્ધન તેમને જણાયા. શરીરમાં એક બાજુ જો લોહીનું દબાણ વધી જાય, તો બીજી તરફ લકવાનો ભય રહે છે. સમાજ-શરીરનું પણ તેમ જ છે. દ્રવ્યની અસમાન વહેંચણીથી એક બાજુ ભોગવિલાસ અને બીજી બાજુ ભૂખમરો રહે છે. સમાજ તો ગર્વ લે છે કે, તેનું ઉત્પાદન અતિ ઘણું છે અને તે કારણે દેશમાં દોલતની પણ રેલમછેલ છે. પણ આ મગરૂરી ફુજૂલ છે; કેમ કે, એ ધનના ધણીઓ માત્ર થોડા જ હોય છે. ત્યારે પ્રજાનો મોટો ભાગ તો ગરીબીમાં જ સબડે છે.

માટે રસ્કિને ઉત્પાદનથી અંજાઈ જવાને બદલે ધનની સમાન વહેંચણી ઉપર ભાર મૂક્યો. વળી શ્રીમંતો તો શૅરનાં ડિવિડન્ડ, ઘરનાં ભાડાં અને મૂડી ઉપરના વ્યાજના પ્રતાપે વધુ ને વધુ શ્રીમંત થતા જાય છે. ત્યારે એક ગરીબ મજૂર માંડ માંડ પોતાનું પૂરું કરે છે; અને તેમાં જો એકાદ સારો માઠો પ્રસંગ આવે અથવા તો એકાદ

બીમારીમાં તે સપડાય, તો તેની ટ્રંક બચત પણ તમામ સાફ થઈ જાય છે અને તે આફત રૂપી ચક્કીમાં પિસાઈ જાય છે. માટે દેશની દોલત થોડાક ધનિકોના હાથમાં રહે તે કરતાં સમસ્ત સમાજ સુખી અને સંતોષી રહે એવી રસ્કિનની સર્વોદયની ભાવના હતી. Wealth ( દોલત ) ઉપર રસ્કિને ગમત કરી કહ્યું કે, તે સમાજનું Weal (હિત) સાધનારી હોવી જોઈએ : જો તે તેમ ન કરી શકે તો તે Weal-th નહિ પણ Ill-th અથવા સમાજને નુકસાનકર્તા ગણાવી શકાય.

રસ્કિનના સમયમાં જે પુરુષો સ્ત્રીઓ અને બાળકો મિલમાં કામ કરતાં, તેઓનું મિલમાલિકો તરફથી પુષ્કળ શોષણ થતું અને તેઓને લાંબા વખત સુધી તન તોડી નાખે એવી કાળી મજૂરી કરવી પડતી. રસ્કિને પોતાના " Unto This Last " નામના જાણીતા પુસ્તકમાં સમજાવ્યું કે કારખાનું એક લિમિટેડ કંપની નહીં પણ એક કુટુંબ સમાન હોવું જોઈએ, અને મિલમાલિક તથા મજૂરોએ કૌટુંબિક ભાવનાથી પ્રેરાઈને કામ કરવું જોઈએ.

રસ્કિનના મત પ્રમાણે, મજૂર એક સ્વાયત્ત વ્યક્તિ (End) છે, સાધન (Means) નથી; મજૂર એક આત્મા છે, યંત્ર નથી; અને યંત્રની પેઠે તેની પાસે સતત કામ લેવું જોઈએ નહીં. મજૂર કેટલેક અંશે સ્વતંત્ર છે, ગુલામ નથી અને ગુલામની પેઠે બળ-જબરાઈથી તેને કચડી નાખવામાં માનવતા નથી. એક વાર જો પ્રેમ અને સહાનુભૂતિથી એક મજૂરનું દિલ જિતાયું, તો તે સ્વેચ્છાથી જ વધુ કામ કરશે અને શેઠનો પડચો બોલ ઝીલી લેશે. રસ્કિને ઉપદેશ કર્યો કે, મજૂરોને નોકરો નહીં પણ ભાગીદાર ગણવા જોઈએ, અને જો મિલ નફો કરે તો "બોનસ" રૂપે તે નફામાં મજૂરનો યોગ્ય હિસ્સો રહેવો જોઈએ. મિલની નોકરીમાં વૃદ્ધ થનાર મજૂરને પેનશન મળવું જોઈએ કે જેથી તેનું ઘડપણ સુખશાંતિથી પસાર થાય.

આજે મજૂરોને જે સગવડો મળે છે, તેનું તો સ્વપ્ન પણ રસ્કિનના કાળમાં જોવાયું નહોતું. આજે મજૂરનો વીમો ઉતારવામાં આવે છે અને તેના હપ્તાઓ ( premiums ) મિલમાલિક ભરે છે. મજૂરનું જો અચાનક અવસાન થાય, તો તેના નિરાધાર કુટુંબને વીમાની રકમથી મોટો ટેકો મળી રહે છે. આજે મજૂરના પગારમાંથી અમુક ટકા કાપી તેમાંથી "પ્રોવિડન્ડ ફંડ" ભેગું કરી છૂટા થતા મજૂરને આપવામાં આવે છે, અને તેનાથી તેની ઉત્તરાવસ્થામાં તેને સારી મદદ મળે છે. આજે જાણીતી મિલોમાં મજૂરો માટે રહેવાની ચાલ, બીમારી માટે રુગ્ણાલય, સ્ત્રીમજૂરો માટે પ્રસૂતિગૃહ, નાનાં બાળકો માટે ઘોડિયાખાતું વગેરે અનેક સગવડો જોવામાં આવે છે. એ સૌનો ખ્યાલ કદાચ રસ્કિનને પણ ન હોય; તોપણ રસ્કિને રચેલી ભૂમિકા ઉપર આ આધુનિક અનુકૂળતાઓનો અમલ ઉઠાવવાનું શક્ય બન્યું છે એમ સૌ કબૂલશે. આ રીતે રસ્કિનની " Unto This Last "થી ગાંધીજીને પુષ્કળ પ્રેરણા મળી અને શોષિતવર્ગનો ઉદ્ધાર કરવા તેઓ કટિબદ્ધ થયા.

અર્થશાસ્ત્રીઓ માનતા કે, એમના શાસ્ત્રના કાયદા સ્થિર અને અફર હોય છે. રસ્કિને આ મંતવ્ય સામે જેહાદ ઉઠાવી અને બતાવી આપ્યું કે શાસ્ત્ર શાસ્ત્રમાં ફેર હોય છે. ભૌતિકશાસ્ત્ર, રસાયનશાસ્ત્ર કે ગણિતશાસ્ત્રના નિયમો સ્થાયી કે અફર હશે; પરંતુ અર્થશાસ્ત્રના નિયમો બદલાતા કાળ અને સંજોગોના કારણે અસ્થિર રહે છે.

રસાયણશાસ્ત્ર કે ગણિતશાસ્ત્રમાં દયા, પ્રેમ કે લાગણી પ્રવેશી શકે નહીં; કેમ કે એમાં જડ વસ્તુ અને આંકડાઓ સાથે જ કામ રહે છે. પરંતુ અર્થશાસ્ત્રને કાંઈ પંચમહાભૂત કે આંકડા આકૃતિ સાથે સંબંધ નથી. પરંતુ તેને તો જીવંત પ્રાણવાન મનુષ્ય સાથે જ નિસ્બત હોય છે; એટલે અર્થશાસ્ત્રમાં દયા, પ્રેમ, ન્યાય વગેરે ગુણોને સ્થાન રહે છે, એટલું જ નહીં પણ પ્રાધાન્ય રહે છે. અને જ્યાં જડવસ્તુનું પૃથક્કરણ નહીં પણ મનુષ્યનું હિત સાધવાનું હોય, ત્યાં નૈતિક દૃષ્ટિબિંદુની જ પ્રથમ આવશ્યકતા રહેવી જોઈએ.

રસ્કિન અને ગાંધીજીનું મંતવ્ય હતું કે, દરેક ધંધાદારીએ. વકીલે તબીબે, શિક્ષકે પ્રથમ સેવાનો જ વિચાર રાખી પછી જ "ફી" કે વેતનનો ખ્યાલ રાખવો. જે વેતનનો વિચાર પ્રથમથી જ કરશે, તે સાચી સેવા સમાજને અર્પી શકશે નહિ. સૌ કોઈ વત્તો ઓછો સ્વભોગ આપે છે. સૈનિક તો યુદ્ધ સમયે જાન પણ આપે છે. પરંતુ રસ્કિનની ફરિયાદ હતી કે, વેપારીઓ જાન આપતા તો રહ્યા પણ તેઓ સમાજનું લોહી ચૂસવામાં પડ્યા હોય છે અને ક્યારે ભાવ ચઢાવી દઈ હાથ મારી લેવાની તક મળે તેની વેતરણમાં હોય છે. રસ્કિન એક ઉપમા આપે છે કે, એક ડૂબતી નાવનો કપ્તાન પોતાને નહિ પણ બને ત્યાં સુધી બીજાઓને જ બચાવવાનો પ્રયાસ કરશે. આવા સ્વભોગની આશા આપણે એક ઉદ્યોગપતિ ને મિલમાલિક પાસે કટોકટીને સમયે ભાગ્યે જ રાખી શકીએ.

ઘણા અર્થશાસ્ત્રીઓ "લેસે ફેર"ના સિદ્ધાંતમાં માનતા કે, શેઠ અને મજૂરના ઝઘડામાં સરકારને વચ્ચે પડવાની જરૂર નથી. આથી તો શ્રીમંતોને છૂટો દોર મળી જતો અને ગરીબ મજૂરોનું હીર ચૂસવાની તેમને સારી તક મળતી. પરંતુ રસ્કિને અર્થશાસ્ત્રીઓ, શ્રીમંતો અને સરકારની સામે જબરો જંગ જગાવ્યો, પોતાની બળવાન કલમને પ્રતાપે લોકમત કેળવ્યો, અને લાચાર શોષિત વર્ગના હિતમાં કાયદા કરવાની સરકારને ફરજ પાડી.

આ રીતે રસ્કિન અને તેમને પગલે ચાલી ગાંધીજી શુષ્ક અર્થશાસ્ત્રના નિયમોનો આશ્રય ન લેતાં, આપણામાં વસેલી માનવતાને સંબોધે છે અને ઉત્તેજે છે તથા ધનવાનોને નિરાધારોની વહારે ધાવાનો સદ્બોધ કરે છે. શ્રીમંતો મજૂરોને નિચોવતા તેમાં રસ્કિને દખલગીરી કરી તેમને ખુલ્લા પાડ્યા, તેથી ધનિકોની હમેશાં રસ્કિન પ્રત્યે લાલ આંખ રહેલી. તેઓ રસ્કિનને ભૂંડા ચીતરવા અને તેમને નીચા પાડવા પોતાથી બનતું કરતા. પરંતુ એ વીર પુરુષ છેવટ સુધી પોતાની માન્યતાને વળગી રહી દરિદ્રનારાયણની સેવા કરવા ઉત્સુક રહ્યો.

ધનિકો કહેતા કે, મજૂરોના પગાર વધારવાનો કશો અર્થ નથી; કેમ કે તેઓ તો શરાબ, જુગાર વગેરે દુરાચારમાં તે વેડફી નાખશે. આ કેવળ આપમતલબી દલીલના ઉત્તરમાં કહી શકાય કે, જો એમ જ થતું હોય, તો મજૂરોને પગાર જ શા માટે આપો છો? અને તે નિર્ધન માણસને ભૂખે જ કેમ મારતા નથી? રસ્કિન શ્રીમંતોને પડકાર કરી કહે છે કે, ગરીબોનું શોષણ નહિ પણ તેમની સેવા કરો, તેમની પાસે વધુ પૈસા થાય તો તેનો સદુપયોગ કેમ કરવો તે તેમને શીખવો, અને સદુપયોગ કરી શકે એવી તકો અને અનુકૂળતાઓ તેમને આપો. તમારા પુત્ર કે ભાઈ ને વધુ પગાર આપતાં તે ભોગવિલાસમાં પડી જશે એવો તમને કદી પણ ભય લાગતો નથી; અને ભૂખે મરતો મજૂર વધારે કમાશે તો પૈસા ઉડાવી દેશે એવા કેવળ સ્વાર્થી દલીલ તમને કેમ સૂઝે છે? જો અજ્ઞાન મજૂર પૈસા ઉડાવી દેતો હોય, તો તેને અક્ષરજ્ઞાન મળે એવી રાત્રીશાળાઓ કાઢો, નિર્દોષ મનોરંજન મળે એવી એમને લાયકની કલબો ઊભી કરો, એમનો ભક્તિભાવ સતેજ થાય એવી ભજનમંડળીઓ રચો. સેવાના માર્ગો અનેક છે; પરંતુ સેવાની વૃત્તિનો જ અભાવ હોવાથી, આવી હાસ્યાસ્પદ દલીલ રજૂ કરવામાં આવે છે.

ગાંધીજીએ અલબત્ત અનેક ક્ષેત્રોમાં રસ્કિનથી ઘણી વધુ પ્રગતિ કરી. ગૃહ-ઉદ્યોગો સ્થાપવામાં, ખાદીનો પ્રચાર કરવામાં, હરિજનોનો ઉદ્ધાર કરવામાં, સમાજને સુધારવામાં શરાબબંધીનો અમલ કરવામાં, દેશવ્યાપી રાષ્ટ્રભાષા તરીકે હિંદીને સ્થાપિત કરવામાં, કેળવણીના ક્ષેત્રમાં "નઈ તાલીમ" દાખલ કરવામાં, દેશને સ્વાતંત્ર્ય આપવામાં અને સનાતન સત્યો ઉપર રચાયેલી એમની મૌલિક વિચારસરણી અને નવીન કાર્યપદ્ધતિ જગત સમક્ષ રજૂ કરવામાં આ જગદ્ગુરુએ પોતાની તમામ શક્તિ સમર્પણ કરીને દેશની કાયાપલટ કરી નાખી. એમ છતાં ગાંધીજીનું માનસ ઘડવામાં તેઓમાં દારિદ્રનારાયણની સેવાનો વિચાર સ્ફુરાવવામાં અને સર્વોદયની ભાવના પ્રગટાવવામાં આંગ્લ સંતપુરુષ જૉન રસ્કિને જે અગ્રગણ્ય ભાગ લીધો છે, તે આજે આપણે આભાર સાથે સ્વીકારીશું.

ફીરોઝ કા. દાવર

# પ્રશ્નપેટી

[શ્રી. ઠાકોરભાઈ ઠાકોરે છાપાંમાં ખુલ્લો પત્ર લખીને મને અંગ્રેજીના સ્થાન વિષે તથા ગાંધીજીના તે વિષેના મત બાબતમાં બે સવાલો પૂછેલા, તેનો ખુલ્લો જવાબ મેં આપેલો તેમાંથી નીચેનું ઉતાર્યું છે.]

૧

શ્રી. ઠાકોરભાઈએ પૂછેલી પહેલી બાબત લઉં. તે બંધારણ અંગે છે.

બંધારણ જણાવે છે કે:

૧. અંગ્રેજીને બદલે હિંદની દેશી ભાષાઓ ઉપયોગમાં આવવી જોઈએ.

૨. હિંદીને દેશની આંતરભાષા તરીકે ખીલવવી અને તેનો સાર્વત્રિક પ્રચાર દેશમાં સરકારે કરવો જોઈએ.

૩. બાળકની ૧૪ વર્ષની ઉંમર સુધી તેને મફત અને ફરજિયાત તાલીમ મળવી જોઈએ.

આ ઉપરથી તારવીને હું કહું છું કે:

૧: અંગ્રેજીનું શિક્ષણ, સ્વભાષા બાદ બીજી ભાષા નહીં પણ ત્રીજી ભાષા તરીકે સંભવે.

૨. તેને ૧૪ વરસની ઉંમર સુધીના ફરજિયાત શિક્ષણમાં સ્થાન ન હોઈ શકે.

૩. તે શિક્ષણમાં તો સ્વભાષા બાદ આંતર-ભાષા હિંદીનું જ શિક્ષણ ફરજિયાત હોઈ શકે છે.

૨

આ સંબંધમાં વિશેષ તે મને હવે પૂછે છે, "૧૪ વર્ષ સુધીનું શિક્ષણ પ્રાથમિક કક્ષાનું કે પાયાની કેળવણીનું છે એમ માનીને તમે કેમ ચાલો છો?"

વિદ્યાર્થી છટ્ઠે કે સાતમે વર્ષે ધોરણ ૧માં આવે અને ૭ કે ૮ વર્ષ ભણે, તો ૧૪ વર્ષનો થાય. પ્રથમ ભણતરનાં આ વર્ષો પ્રાથમિક જ છે અને એમ સરકારોએ સામાન્યપણે હમેશ માન્યું જ છે.

અને સામેથી તેમને પૂછું કે, "૧૪ વર્ષ સુધીમાં માધ્યમિક શિક્ષણ આવે છે, એ તમે ક્યાંથી માનો છો? એવું પણ બંધારણમાં ક્યાં કહ્યું છે? હિંદના શિક્ષણતંત્રમાં પહેલાં સાત આઠ વર્ષ પ્રાથમિક કેળ-વણીનાં છે અને એ દીવા જેવી વાત ભૂલીને આમ શું કામ અનર્થ કરવામાં આવે છે?"

૩

ધોરણ ૫, ૬, ૭ ખરેખર પ્રાથમિક કક્ષાનાં છતાં તે માધ્યમિકમાં કેમ કરતાં ભુલાવામાં પડ્યાં, તે જોઈએ.

કોઈ કાળે અંગ્રેજી રાજ્યમાં પ્રાથમિક કહેવાતા સાત વર્ષના શિક્ષણમાં અંગ્રેજી વિષય ન હતો, એ નિર્વિવાદ છે.

ઠા, માધ્યમિક શિક્ષણ, જે જૂની પરિભાષામાં "સ્ટેન્ડર્ડ ફોર્થ" કહેવાતું, ત્યાંથી શરૂ થતું હતું. તેનું માધ્યમ અંગ્રેજી ભાષા રખાતી. તેથી ખરું જોતાં પ્રાથમિક કક્ષાનાં ઉપલાં ત્રણ વર્ષ અલગ પાડી તેમને "મિડલ"સ્કૂલ ઍન્ગ્લો-વર્નાક્યૂલર કહેવામાં આવતાં અને હાઈસ્કૂલો પણ તે વર્ગો ચલાવતી હતી. તેઓ એ ત્રણ વરસ દરમ્યાન વિદ્યાર્થીઓને બીજા વિષયો પ્રાથમિક ૫, ૬, ૭ ધોરણો જેવા જ ભણાવતી, પરંતુ વિશેષમાં અંગ્રેજી ભાષામાં પ્રવેશ કરાવતી, કે જેને આધારે "ફોર્થ સ્ટેન્ડર્ડ"થી અંગ્રેજી દ્વારા જ બધું શીખવી શકાય.

આ પ્રકારની અંગ્રેજી માધ્યમની જરૂર જોઈને ઉપરનાં ધોરણ ૫, ૬, ૭ અંગેનો વહીવટ અંગ્રેજી રાજ્યમાં ચાલતો હતો. પણ શરૂમાં તો તે ત્રણ વર્ષ તેથી કરીને કાંઈ માધ્યમિક શિક્ષણની કક્ષાનાં નહોતાં. અંગ્રેજી રાજ્ય માટે જરૂરી માનેલી અંગ્રેજી માધ્યમની પૂર્વતૈયારી માટે તેનાં છેલ્લાં ત્રણ વર્ષ પ્રાથમિક કક્ષામાંથી લઈ લેવામાં આવતાં હતાં, એટલું જ.

હવે પરભાષાના માધ્યમનું આ પ્રયોજન રહ્યું નથી, હાઈસ્કૂલોમાં – માધ્યમિક શાળાઓમાં દેશમાં

બધે માધ્યમ સ્વભાષા શરૂ થઈ ચૂકી છે અને ઉચ્ચ શિક્ષણમાં પણ તેને આગળ લેવાનો પ્રારંભ મંડાયો છે. મતલબ કે, અંગ્રેજી વહેલું શરૂ કરવાની એ જરૂર નાબૂદ થઈ છે.

આમ થવાની સાથે એ ત્રણ વરસનો વચગાળો ઊભો કરવાનોય મટ્યો. એટલે તે વર્ષો નાગરિકની સામાન્ય મફત અને ફરજિયાત કેળવણીના ભાગ તરીકે પાછાં મળી ગયાં.

બીજી બાજુથી રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય આવતાં દેશની એક આંતરભાષા હિંદીનું ફરજિયાત શિક્ષણ દાખલ કરવાની જરૂર સાફ પેદા થઈ છે. એટલે બાળકના શિક્ષણનાં શરૂનાં ૭-૮ વર્ષ, કે જે મફત અને ફરજિયાત રાખવામાં આવે એમ બંધારણનું ફરમાન છે, તેમાં અંગ્રેજી નહિ પણ હિંદીને સ્થાન હોવું જોઈએ, એમ સિદ્ધ થાય છે.

હિંદીની આ જરૂર સૌ માટે છે. તેથી તેને સારુ જુદો તબક્કો ગણવાનો રહેતો નથી. માત્ર બીજી ભાષા તરીકે હિંદી વિષય દાખલ કરીએ, એટલે થયું; અને તેમ આપણા રાજ્યમાં કરવામાં આવ્યું છે.

૪

શ્રી. ઠાકોરભાઈનો બીજો સવાલ અંગ્રેજીના સ્થાન પરત્વે છે. તેનો જવાબ પણ ઉપર આવી ગયો કે હું શું કામ પ્રાથમિક કે પાયાની કેળવણીનાં ૭–૮ વર્ષમાં અંગ્રેજીનું સ્થાન નથી માનતો.

તે હવે મને પૂછે છે કે, આ બાબતમાં ગાંધીજીના મતનો આધાર ક્યાં છે? આ પ્રશ્નથી મને નવાઈ લાગે છે. ગાંધીજીએ સાફ કહ્યું છે કે, પાયાની કેળવણીનાં ૭–૮ વર્ષોમાં અંગ્રેજી ભાષાનો વિષય ન હોય ને હિંદીનો હોય જ. તેમની ચોપડી "પાયાની કેળવણી" આ અભિપ્રાયથી ઠેર ઠેર ભરપૂર છે. (જુઓ તેમાં પા. ૧૦, ૪૪, ૪૯, ૫૦, ૯૧ ઇ૦.)

૫

અને શ્રી. ઠાકોરભાઈ હિંદી સરકારની એક કમિટીનો મત ટાંકીને શું સૂચવે છે? તે કમિટી પોતે ભીંત ભૂલી છે. અને પાયાની કેળવણીને નામે જે બેહૂદી વાત કરે છે તે જ સાવ પાયા વગરની અને ખોટી છે, એ હું મારાં જાહેર લખાણોમાં ક્યારનો લખી ચૂકયો છું. અને એ સમિતિનો બીજી રીતે કામનો હેવાલ સાવ નકામો ઠરી ચૂક્યો છે. આ કમિટી અંગ્રેજીની હિમાયત કરવી હોય તો કરે, પણ પાયાની કેળવણીને નામે અને તેને માટે તેમ કરે, તો તે અનધિકાર ચેષ્ટા અને કેવળ વાહિયાતપણું ઠરે, એ સ્પષ્ટ છે.

૬

છેલ્લે શ્રી. ઠાકોરભાઈ જે વાત કરે છે તે અંગ્રેજીના અભ્યાસ પર 'પ્રતિબંધ'ની. એ 'પ્રતિબંધ' નથી પણ રાષ્ટ્રીય શિક્ષણની પુનર્ઘટનાનો સિદ્ધાંત છે, એ હું ઉપર કહી ગયો.

વિકલ્પે કેટલાક જણ ધો. ૫, ૬, ૭માં અંગ્રેજી શીખે એમ કહો, તો સવાલ એ છે કે, જે તે ન શીખે કે શીખી શકે એવા અનેક ગણા ગ્રામીણ વિદ્યાર્થીઓ હશે, તેઓ હાઈસ્કૂલમાં ૮મા ધોરણમાં દાખલ થવા આવે ત્યારે શું થાય? તેમને ૮મા ધોરણમાં ભણવાનો હક છે ને? તેમને દાખલ નહિ કરો તો સૌનાં સમાન હક અને તકનું શું થાય? અંગ્રેજીવાદી વર્ગો આ વિચાર કેમ નથી કરતા? કે પછી તેઓ જૂના અને કાલગ્રસ્ત માળખાને ફેરવવા જ નથી ચાહતા?

અંગ્રેજીના સ્થાનનો આ સવાલ શિક્ષણમાં ક્રાંતિનો એક મોટો મુદ્દો છે. કોઈ અમુક લોકને નોકરીઓ મળતી રહે એ સંભાળી રાખવાનો આ સવાલ નથી. અને રાજવહીવટમાં અંગ્રેજીનું સ્થાન બદલાશે તેની સાથે નોકરીઓમાં પણ ફરશે જ અને તે પણ ફેરવવું જ છે. સરકારે પણ તેમ કરવાનું જાહેર કર્યું છે. છતાં, "અંગ્રેજી! અંગ્રેજી" એમ બૂમો પાડ્યા કરવી, એ હિંદની સાંસ્કૃતિક અને શૈક્ષણિક પ્રગતિ રોકવા સમાન છે. અને આમ-પ્રજાનો અને સ્વરાજ્યનો દ્રોહ એમાં રહેલો છે, એ ચોક્કસ છે.

મગનભાઈ દેસાઈ

# છોકરાઓનું તોફાન

ચોથા ધોરણના ત્રણ વિદ્યાર્થીઓના તોફાનથી એ વર્ગના શિક્ષક ત્રાસી ગયા. સમજાવટ, ચેતવણી વગેરે યુક્તિઓ, એમના તોફાનને કાબૂમાં લાવવા કારગત ન નીવડી. તોફાન વધતું ચાલ્યું. મારામારી અને ગાળાગાળ કરવા સુધી એ છોકરાઓ પહોંચ્યા. વર્ગશિક્ષકના ધૈર્યની મર્યાદા આવી. આ વિદ્યાર્થીઓનું શું કરવું એમ કહીને એ કોયડો એમણે મારી સમક્ષ મૂક્યો.

એ ત્રણે વિદ્યાર્થીઓના વાલીઓનો સંપર્ક સાધવા તેમને ચિટ્ઠી મોકલવાનું અમે વિચાર્યું. ચિટ્ઠીની વાત સાંભળતાં ત્રણે છોકરાઓ ભેંકડો કાઢી રડવા લાગ્યા. એ પાછળ શું કારણ હશે તે અમે એકદમ ન કળી શક્યા. અમને એવું લાગ્યું કે, ઘેર ચિટ્ઠી આપતાં જ વાલીના હાથે એમને માર પડવાનો, એ બીકે આ છોકરાઓ રડતા હશે.

બીજે દિવસે ત્રણે વાલીઓ રૂબરૂ મળવા આવ્યા.

એક વાલી કહે, 'ભાઈ, આ છોકરો તમને સોંપ્યો. હું તો મજૂર છું. તમે એને માર મારશો તો મને વાંધો નથી. નિશાળમાં ન મારો, તો તમારે ઘેર લઈ જઈ એને ખાનગીમાં ફટકારો. પણ સાહેબ, અમ ગરીબ સામું જોજો અને છોકરાને સુધારજો.'

બીજા વાલી કહે, 'મારા મોટા છોકરા કરતાં આ નાનો વધુ તોફાની છે. એક વખત મોટાને એના માસ્તરે ફટકારેલો, ત્યારથી લાઈન પર આવી ગયો છે. તમે સાહેબ, આ મારવાનું બંધ કર્યું છે, ત્યારથી ભણતર બગડ્યું છે. અમારા વખતમાં તો હાથ પર આંકણીઓથી માર મારવામાં આવતો, એટલે બધાં સીધાં રહેતાં. તમે મારા છોકરાને મારો. માર માર-વાની હું તમને સત્તા આપું છું. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરને હું એમ ખબર નહિ આપું કે, વિદ્યા-પીઠમાં મારા છોકરાને મારે છે.'

ત્રીજા વાલીનો સહકાર જરા જુદી જાતનો હતો. છોકરાના પિતા તો નહોતા આવ્યા, પણ એનાં બા આવ્યાં હતાં. એમણે કહ્યું, 'આ બાબા વિષેની વાત મેં સાંભળી. અમે જ્યાં રહીએ છીએ ત્યાં આસપાસના છોકરાઓ અપશબ્દ બોલે છે. તેમની લતે આ બાબો ચઢ્યો છે. એને વિષેની ચિટ્ઠી આવી ત્યારથી એને ખાવાનું આપવું બંધ કર્યું છે. હવે જો આવી ગંભીર રાવ - ફરિયાદ એ લાવશે, તો એને હું ઘરમાં ઘાલવાની નથી.'

ત્રણે વાલીઓ સાથે ચર્ચા કર્યા બાદ, એ ત્રણે છોકરાઓને અમે સમજાવ્યું કે, ગાળાગાળી, મારામારી કરવાં એ સારું ન કહેવાય. પછી એ ત્રણે વર્ગમાં બેઠા.

વળતે દિવસે આ ત્રીજા છોકરાના વાલીનો મારા પર પત્ર આવ્યો. પત્રમાં રહેલો રણકો વિચારવા જેવો છે.

"ચિ૰ — ના તોફાનથી વ્યથિત બન્યો છું. આજુબાજુનો સમાજ બાળક પર ગંભીર અસર કર્યા વગર રહેતો નથી. આ રીતે હું વાલી તરીકે દોષમુક્ત થવા જણાવતો નથી. . . . મારાં છોકરાં નાપાસ થયાં ત્યારે મને જેટલું દુઃખ નહોતું થયું, તેથી વધુ દુઃખ તમારી ચિટ્ઠી વાંચીને થયું."

ત્રણે છોકરાઓના વાલી જોડે મેં ખુલ્લા દિલથી વાતો કરી હતી. જે વાલીઓ માર મારવાની તીવ્ર હિમાયત કરતા હતા, એમને મેં કહ્યું કે, માર મારવાથી બાળકો બીકણ, જડ અને નફ્ફટ બને છે. એટલે ઘરમાં પણ એમને સુધારવા માટે માર માર કરવાં એ સાચો ઉપાય નથી. વાલીએ ધીરજ તથા કાળજી રાખવાનો એ સવાલ છે.

નિશાળમાં ભણતાં બાળકો પર અસર કરનારાં અનેકવિધ બળો પૈકી ઘર અને પોળનું વાતાવરણ મુખ્ય છે. એટલે બાળકોની ઘરમાં પણ સંભાળ રાખવાની જરૂર છે. માત્ર નિશાળની અસર ઉપર આધાર રાખવો પૂરતો નથી. કેળવણીકારોએ અને શિક્ષકોએ પણ બધું પોતાને માથે રાખવાનો ઘમંડ કરવાને બદલે નમ્રભાવે વાલીઓનો સહકાર પણ મેળવવો જોઈએ. ગયા વાલી-સંમેલનમાં મને એક વડીલે યોગ્ય જ કહ્યું હતું કે, 'આપણે તો વાલીને પણ કેળવવાનો છે.'

**ચંદ્રકાન્ત ઉપાધ્યાય**

# ટપાલપેટી

## ૧

## ઉચ્ચ શિક્ષણના કેટલાક સવાલો

એક સન્માન્ય પત્રલેખકે અત્યારના, ખાસ કરીને, ઉચ્ચ શિક્ષણના સવાલો અંગે પોતાનાં કેટલાંક મંતવ્યો નીચે પ્રમાણે છૂટક રજૂ કર્યાં છે —

"અંગ્રેજીનું મહત્ત્વ આપણે અવશ્ય સ્વીકારીએ છીએ. આપણે અંગ્રેજીની કદર ઓછી નથી કરતા. પણ સ્વભાષાદ્રોહ કરીને પ્રજાને નબળી પાડવાનું પાપ નહીં કરીએ. . . .

"ભવિષ્ય માટે આખી દુનિયાનો ખ્યાલ નજર આગળ રાખી પ્રગતિ કરવી રહી. એમાં વિજ્ઞાન, યંત્રવિદ્યા, ઇજનેરી વગેરે વસ્તુનું મહત્ત્વ અને એની સાથે નવું સમાજશાસ્ત્ર, નવી રાજ્યનીતિ અને નવું જીવનદર્શન રજૂ કરવાના દિવસો આવ્યા છે. સામાજિક રિવાજો, અધ્યાત્મની કસોટી પર કસીને, સુધારવા — બદલવા જોઈએ.

"વિદ્યાર્થીઓની શિસ્ત બગડે તો એનો ઇલાજ અધ્યાપકોના જીવનસુધારથી થવો જોઈએ. . . ."

તેની ચર્ચા તો નહીં, પણ તેને અનુલક્ષીને કેટલીક વધુ વિચારણા મેં લખી તે નીચે ઉતારું છું :—

"આજે એક વાત હવે સાફ થઈ છે કે, સ્વભાષાનું માધ્યમ યુનિવર્સિટી અને પ્રદેશોનાં રાજવહીવટ, અદાલત વગેરે માટે હોવું જોઈએ. પરંતુ તેનો અમલ શરૂ થતો નથી; અને થાય તો સંતોષકારક વેગ પકડતો નથી, એ મોટી ચિંતાની બીના છે.

"ગુજરાત યુનિવર્સિટીએ પોતાને ત્યાં આ કામ ઉપાડયું છે. તેને માટે તે પહેલભર્યું કામ છે. તેને આગળ લેવાનું રહે છે. પણ આ સુધારણા દેશવ્યાપી આગેકૂચની રવાલમાં નથી ગોઠવાતી; તેથી ગુજરાતે ધૈર્ય અને હિંમતથી ચાલવું ઘટે છે.

"બધી વિદ્યાઓ જો સ્વભાષા દ્વારા નહીં સમજાવવામાં આવે, તો તે વિદ્યાઓ હિંદના વિદ્યાક્ષેત્રમાં પાયો જ નહીં નાંખે, એ હવે સ્પષ્ટ છે. એમ જો ચાલે, તો પછી સર્જનશક્તિનો દુકાળ છે તેવો જ ચાલુ રહેશે. બલ્કે હવે તે વધારે દાખવશે, કેમ કે સ્વરાજને માટે એ દુકાળ જીવલેણ જ નીવડે.

"અંગ્રેજીથી કામ લેવા જતાં અંગ્રેજી દુનિયાની 'કૉમનવેલ્થ'માં કયે સ્થાને આપણે રહેવાના? ઇંગ્લંડ (અને અમેરિકા) કેળવે કે ખીલવે તે વિદ્યાઓના ભાડૂતી થઈને રહેવામાંથી જો ન નીકળ્યા, તો શું થાય? આનો અર્થ એમ નથી કે, અર્વાચીન જ્ઞાન-વિજ્ઞાન અંગ્રેજીમાંથી મળે છે તે ન લેવું. તે જરૂર લેવું. પણ સ્વદેશીધર્મ જેવી વસ્તુ રહેલી છે. સામે આસપાસ પડેલી પરિસ્થિતિની સેવા ન થાય, તો ઉપરની અંગ્રેજીની વાત તે ધર્મના દ્રોહમાં અજાણ્યે પણ નાંખી દે.

"ગઈ સરકાર, મુખ્યત્વે, તેને નોકરો જોઈએ તે પોતાની જરૂર પોષવા શિક્ષણ ચલાવતી હતી. કહો કે, તેની જાગ્રત નિષ્ઠા આવી હતી. સ્વરાજ સરકાર જો તેની યોજનાઓ ચલાવનારા તદ્વિદો ને કારીગરો ઇ૦ મળે એવો ભાવ દાખવે, તો કેળવણીની દૃષ્ટિએ બહુ આગળ ન વધ્યા ગણાઈએ. અને તે યોજનાઓની (જીવન-) દૃષ્ટિ તેના ગુણદોષ સાથે લોકમાં ફેલાય. હિંદમાં શિક્ષણને સરકારની છાયામાં રહીને ચાલવાની જે ટેવ પડી ગઈ છે, તે ટેવ ચાલુ જ રહે. જો સરકારી યોજનાઓ આ વસ્તુને પોષે, તો સારું પરિણામ ન આવે.

"વિદ્યાર્થીઓની શિસ્તનો સવાલ : આજે બંને પક્ષ — વિદ્યાર્થી અને શિક્ષક — આ બાબતમાં પરસ્પર દોષદર્શી બને છે અને ટીકા પરત્વે અતિ આળા થઈ ગયા છે. આ વાતાવરણ પ્રગતિને મદદરૂપ ન ગણાય.

"પાયાની કેળવણી અને યુનિવર્સિટીની ઉપરની કેળવણી વચ્ચે સંબંધનો પણ એક પ્રશ્ન જોવા જેવો છે. જોકે પાયાની કેળવણી પણ આજે તો ગૂંચમાં જ પડી ગણાય."

૧–૧૦–'૫૮ મ૦

## ૨

## એક "જુવાન મિત્ર"ની અદ્ધરતાલ વાત

વિશેષ નામઠામ આપ્યા વગર એક "જુવાન મિત્રે" એક બે મુદ્દાની વાત વિષે પ્રશ્નો લખી મોકલી, તેનો "બુદ્ધિપૂર્વક છણાવટવાળો જવાબ" માગ્યો છે. :

તેમણે લખેલા પ્રશ્નો આમ છે —

"૧. આ યુગ ક્રાંતિકારી યુગ છે. બીજા દેશોમાં ક્રાંતિઓ વાવાઝોડે આવી. અહીં વિનોબાજીએ ક્રાંતિને ખાળી છે. ગાંધીજીની વાતો ભલે ક્રાંતિકારી લેખાય, તેમાં કંઈ દમ નહોતો. તેનું વ્યક્તિગત જીવન ક્રાંતિકારી ખરું, વિચારસરણી તો નીતિના અને અહિંસાના નામે ઢીલી, કટોકટીની પરિસ્થિતિ સામે આંખ-મીંચામણાં કરનારી નીવડી છે. સત્યાગ્રહ ખરો, પણ એ તો હાથ પહોંચ

કરીને . . . ઊભા રહેવા જેવું જ. વિનોબા પણ ભારતીય સંસ્કૃતિને નામે લોકોને છેતરે છે.

"૨. વિનોબાજી આડકતરી રીતે કોંગ્રેસ પક્ષને જ મજબૂત કરે છે. જમણો હાથ મોં તરફ જ વળે એ ન્યાયે. સર્વપક્ષીય વાત ખરી; વાસ્તવમાં કોંગ્રેસને 'બૅકિંગ' જેવું જ.

"૩. ભલે આજે ગાંધીવિચારને નામે તડાકા ચાલે. પણ આપણા દેશની આર્થિક તેમ જ રાજકીય સ્થિતિ ઝડપી બદલાઈ રહી છે, તેની સાથે એ વિચાર-બળ ચાલી શકે તેમ નથી. અંતે તો સામ્યવાદનો જ સરવાળો સફળ અને મોટો દેખાશે."

વાચક જોશે કે, પત્રલેખક નવજુવાન ખરેખર સવાલ નથી પૂછતા, પણ પોતાની અમુક માન્યતા જોરથી મને જણાવે છે. એટલે તેમાં મારે જવાબ આપવાનું ભાગ્યે જ કાંઈ સ્થાન એમણે રાખ્યું છે. છતાં એ "પ્રશ્નો" અહીં ઉતાર્યા છે તે એટલા જ માટે કે, આજે જુવાન માનસ કેવું અધ્ધરતાલ ઊડે છે તે એના ઉપરથી વાચકને જણાશે. એ અંગે મારા તરફથી એટલું જ કહું કે, એ જે લખે છે તે વિષે અભ્યાસપૂર્ણ વિચાર કે કોઈ બુદ્ધિયુક્ત દલીલતા દેખાતાં નથી. અમુક અણસમજ કે ગેરસમજથી નીપજતો દ્વેષ કે ઝનૂન ભરેલો મોહ જ જોવા મળે છે. આ દેશનો આર્થિક અને રાજકીય પ્રશ્ન શો છે, કે જેને ઉદ્દેશીને તે લખે છે, એની એમની સમજ શી છે, તે પણ જણાતું નથી. એમને એટલી બાધે-ભારે શ્રદ્ધા વળગી ગઈ લાગે છે કે, સામ્યવાદથી સૌ સારાં વાનાં થઈ જશે. પરંતુ એ વિષે પણ કોઈને વાંધો ન હોય. પણ સામ્યવાદ એટલે શું, અને એ શું કરશે શું નહિ, અને તે અંગે કોણે શું કામ કરવાનું છે, એ કાંઈ જાણવા મળતું નથી. તેથી કરીને તેમની એ શ્રદ્ધાને પણ તપાસી શકાતી નથી.

અને તે ભાઈ કહે છે તે પરથી એમ પણ લાગે છે કે, તે ગાંધીજી અને વિનોબા બંનેને સમજ્યા નથી અને કદાચ પોતાના જ્ઞાન કે અજ્ઞાનના ઘમંડમાં તેમને અન્યાય કરે છે. આવી અધ્ધરતાલ વાતો કરવા કરતાં આવા જુવાન મિત્રો કાંઈક રચનાત્મક કામની જવાબદારી દ્વારા વિચારોને શુદ્ધ અને સાચા કરવા સારુ સીઝવે તો વધારે સારું, એમ લાગ્યા વગર રહેતું નથી.

૧–૧૦–'૫૮ મ૦

# ઇતિહાસ, સમાજશાસ્ત્ર અને મનુષ્યવિદ્યા

**('ઍન્થ્રોપોલૉજી એટલે શું'— ના અનુસંધાનમાં)**

'નવજીવન'માં (જુલાઈ તથા સપ્ટે૦ '૫૭ના અંકોમાં) ઉપાડેલી 'ઍન્થ્રોપોલૉજી' અંગેની ચર્ચા ઘણી જ આવકારદાયી અને રસપ્રદ છે. સામાજિક શાસ્ત્રોમાં કેટલીક વાર એવી અરાજકતા પ્રવર્તતી હોય છે કે, તેવાં શાસ્ત્રોનું વિચારક્ષેત્ર સ્પષ્ટ થતું નથી. તે સંપૂર્ણપણે અને કાયમનું નિશ્ચિત કરવું જેટલું આવશ્યક છે, તેટલું સુગમ નથી; છતાં, જેટલી બને તેટલી ચોકસાઈ સામાજિક શાસ્ત્રોના વિચારક્ષેત્ર અંગે — તેમની વિશેષ મર્યાદાઓ અંગે — થતી રહે, તો તે તેવાં શાસ્ત્રોનું આગવું, નિશ્ચિત સ્વરૂપ ઘડવામાં ઠીક ઠીક મદદરૂપ બની શકે.

મનુષ્યવિદ્યાનો વિષય મનુષ્યપ્રાણી છે — બીજી યોનિઓથી નિરાળી પડતી માનવયોનિ છે. પણ એનો અર્થ ફક્ત આદિવાસી-વિદ્યા પૂરતો જ મર્યાદિત કરી શકાય નહીં. એ વિદ્યાને જો કોઈ ફક્ત આદિવાસીઓના અભ્યાસ પૂરતી જ સીમિત કરી નાખે, તો તો તે એ વિદ્યાને અન્યાય કરે છે. કેમ કે, મનુષ્યવિદ્યા મનુષ્ય સમગ્રને, તેના જીવનનાં સમગ્ર અનુસંધાનોમાં, સમજવા યત્ન કરે છે. તેની દૃષ્ટિએ 'મનુષ્ય'— પછી તે કહેવાતો પછાત હોય કે સુધરેલો — ભારતમાં હોય કે ન્યૂ ગિયાનામાં — એ જ કેન્દ્રસ્થ છે; એ જ એના અભ્યાસનો વિષય છે. અને એ અભ્યાસ પણ તેના જીવનની બધી જ બાજુઓને સ્પર્શતો હોઈ, મનુષ્યનાં શારીરિક, માનસિક, સાંસ્કારિક, કહો કે સામાજિક પાસાંઓને તપાસતો છતો, તે બધાંને કાર્યકારણની દૃષ્ટિએ, ઐતિહાસિક દૃષ્ટિએ અને સમતુલાની દૃષ્ટિએ નિહાળી, પરીક્ષણ કરી, સિદ્ધાંત-તારવણી કરે છે.

મનુષ્યને આમ સમગ્રપણે આવરી લેતી આ વિદ્યાના વિકાસની શરૂઆતમાં પછાત ગણાતી જાતિઓના અભ્યાસ પર ઝાઝું ધ્યાન અપાયું હતું અને હજુ પણ તેવી જાતિઓ અભ્યાસનું આકર્ષણ બની રહે છે. પરંતુ તે કાંઈ તેવી જાતિઓને તુચ્છ ગણી પોતાની જાતિને ઉપરવટ બતાડવા માટે — ફક્ત તેટલા જ માટે નહીં; કે નહીં તેમને પછાત રાખી મૂકવાની હિમાયત કરવા. પણ, વિકસતી જતી અર્થવ્યવસ્થાના સંચાલનની, તેની ભૌતિક સાધન-સામગ્રીઓની અને વિકસતા જતા વિજ્ઞાનની અસરો અનેક રીતે સમાજો ઉપર પડે છે; અને તેને લીધે તે સમાજો બદલાતા રહે છે. આવી અસરોને લીધે બદલાતા રહેતા સમાજોના ઘણા સામાજિક વ્યવહારોનું અને તેમાં પ્રવર્તતી રીતિનીતિઓ કે માન્યતાઓનું શુદ્ધતમ સ્વરૂપ શું હશે, તે કળવું મુશ્કેલ બની જાય છે. એટલે એક જ વિસ્તારમાં જુદે જુદે સ્થળે વસતા અને જુદા જુદા વિસ્તારોમાં ભિન્ન ભૌતિક અસરો હેઠળ રહેતા, વણબદલાયેલા યા તો ઓછા બદલાયેલા સમાજોનો અભ્યાસ કરવાથી, આપણા સમાજ-જીવનમાં ઉદ્‌ભવતા કૌટુંબિક અને પિતૃપ્રેમના, લગ્ન અને જાતીય સંબંધોના, રાજ્યશાસન, ખાનગી મિલકત અને કાયદાને લગતા, વહેમ અને ધર્મને લગતા વ્યવહારોનો ઊગમ, તેમનો વિકાસ અને તેમાં આવેલાં પરિવર્તનો – વિકૃતિઓ સમજવામાં માર્ગદર્શન થાય, એ કારણે જ આદિ માનવસમાજોનું પરીક્ષણ થતું આવ્યું હોય એમ લાગે છે. આવાં પરીક્ષણોના પરિપાકરૂપે મૅકડૂગલની સહજ પ્રેરણાઓ (Instincts) અને ફ્રોઈડનાં જાતીય સંબંધોને લગતાં મંતવ્યો અને બીજા વિદ્વાનોનાં સાંસ્કૃતિક કે સામાજિક અને માનસિક જીવનને લગતાં તારણોને નવેસરથી મૂલવવાનું શક્ય બન્યું છે. માર્ગારેટ મીડ, ડૉ. મૅલિનોવ્સ્કી અને રૂથ બેનિડિક્ટે કરેલા જુદા જુદા આદિમાનવ સમાજોના અભ્યાસને લીધે તો આજે મૅકડૂગલ અને ફ્રોઈડનાં મંતવ્યોને કોરાણે મૂકી, વ્યક્તિ અને સમાજના સંબંધોમાંથી ઉદ્‌ભવતા મનુષ્યના વ્યક્તિત્વ તરફ આપણે દોરાયા છીએ. એટલું જ નહીં પણ રોજિંદા ધમાલિયા વાતાવરણને લીધે સુધરેલા ગણાતા દેશોમાં માનવીનું વ્યક્તિત્વ છીછરું અને વિસંવાદી બની રહ્યું છે; જ્યારે વણકેળવાયેલા ગણાતા આદિમાનવ સમાજોમાં માનવીઓનું વ્યક્તિત્વ આપણા કરતાં સુદૃઢ અને વ્યવસ્થિત રહ્યું છે, એમ કહેવાની હિંમત સમાજ-મનોવિજ્ઞાનીઓમાં આવી છે.

આમ મનુષ્યને જ એકમ ગણી તેણે રચેલાં આચારવિચાર, માન્યતાઓ તથા તેના દૈનિક જીવનને સ્પર્શતી રીતિનીતિઓ — ટૂંકમાં તેના સાંસ્કૃતિક ગુંફનનું વિશ્લેષણ કરી, મનુષ્યવિદ્યા તેમની તુલના કરે છે; જેથી મનુષ્યના જીવનવ્યવહારને સમજવામાં માર્ગદર્શક બની રહે તેવાં તારણો કાઢી માનવ સમાજોની ઉત્પત્તિ, તેમનો વિકાસ અને તેમનાં રચનાનાં અને કાર્યોનાં વિભેદન અંગે 'સામાજિક સિદ્ધાંતો' પ્રતિપાદિત કરી શકાય.

એનું દૃષ્ટિબિંદુ બનાવોની પરંપરાને સાંકળી લેતું ઐતિહાસિક માત્ર નથી. ઇતિહાસ સાથે સંબંધ ધરાવતું છતું માનવવિદ્યાનું વિષયવસ્તુ ઇતિહાસથી જુદું પડી જાય છે; કેમ કે ઇતિહાસ તો ફક્ત ભૂતકાળમાં ડોકિયું કરતો હોઈ, બનાવોની કડીઓને સંકલિત કરી તેનું માત્ર વર્ણનાત્મક કથન કરે છે. તેના અભ્યાસનું એકમ એકાદ શહેર કે દેશ હોઈ શકે: એકાદ સામાજિક કે રાજકીય સંસ્થા યા હિલચાલ હોઈ શકે: એકાદ વિચાર કે કળાત્મક પ્રવૃત્તિ હોઈ શકે છે. એ તો તપાસ આદરી જે હતું તેનું વર્ણન કરે છે: જે છે તેને એ નથી આવરી શકતો; કે નથી જણાવી શકતો કે આમ કેમ હતું, ન હતું કે આમ થશે. એટલે નિયમોનું પ્રતિપાદન એનાથી થઈ શકતું નથી. એવું કરવા જાય, તો એ ઇતિહાસના દર્શનની કક્ષા પામી જાય. ત્યારે મનુષ્યવિદ્યા તો જે છે તેને અનુલક્ષીને જે હતું તેનો અંદાજ કાઢી, જે હોઈ શકે તે અંગેના નિયમો પણ તારવી શકે છે; અને તેથી ઇતિહાસથી અલગ પડી જાય છે.

હવે, છેવટનો પ્રશ્ન એ છે કે ઇતિહાસથી અલગ પડી જતું, મનુષ્યનું પરીક્ષણ કરતું, મનુષ્ય-વિદ્યાનું વિચારક્ષેત્ર તેવા જ અભ્યાસમાં રોકાયેલા

સમાજશાસ્ત્રથી કઈ રીતે ભિન્ન છે? બંનેમાં સમાજનો અભ્યાસ તો કરાય જ છે ને?

હા, બંનેમાં સમાજનો અભ્યાસ કરાય છે; પણ બંનેના દૃષ્ટિકોણ જુદા છે. મનુષ્યવિદ્યા મનુષ્યને કેન્દ્રસ્થ ગણી, તેણે તેની આસપાસ રચેલા સામાજિક કે સાંસ્કૃતિક માળખાને જુએ છે; ત્યારે સમાજશાસ્ત્રના અભ્યાસનું એકમ સમગ્ર સામાજિક સંબંધો છે. મનુષ્ય અને તેના સમૂહ વચ્ચે, સમૂહ અને સમૂહ વચ્ચે, તેમ જ સમૂહમાં રહેતા મનુષ્ય મનુષ્ય વચ્ચે જે આંતર સંબંધો ઉદ્‌ભવે છે, તે બધાને અમૂર્ત સ્વરૂપે નીરખી, તે સંબંધોને લીધે પેદા થતી બીજી વ્યવસ્થાઓ અને તે વ્યવસ્થાઓની મનુષ્યના જીવન પર પડતી અસરોને એકત્રિત રીતે સમાજશાસ્ત્ર નીરખે છે. આવી રીતે જોતાં તેનું ધ્યાન મનુષ્ય ઉપર હોય તો તે નર્યા મનુષ્ય તરીકે — જીવયોનિ તરીકે — નહીં, પણ પારસ્પરિક સંબંધોથી વીંટળાયેલા અને તેમને લીધે કાર્યાન્વિત થયેલા મનુષ્ય તરીકે છે. તેની સિદ્ધાંત-તારવણી પણ આવા સંબંધોના માળખા અંગેની જ હોય છે.

આમ મનુષ્યવિદ્યાનું ધ્યાન મનુષ્ય પર અને મનુષ્યને લીધે ઉદ્‌ભવતા વ્યવહારો પર છે; ત્યારે સમાજશાસ્ત્રનું ધ્યાન આંતરસંબંધો અને તેમને લીધે ઉદ્‌ભવતા વ્યવહારો પર અને તેથી અસર પામતા મનુષ્ય પર છે. વાસ્તવમાં બંને શાસ્ત્રો આપણા જીવનને અનેક રીતે સ્પર્શતી બાબતોનું પરીક્ષણ કરી સિદ્ધાંત-તારવણી કરે છે. ઇતિહાસ ગમે તે મૂર્ત યા અમૂર્ત વસ્તુનો હોઈ, તે ફક્ત બનાવોનું ધ્યાન કરી બેસી રહે છે — જો એ પણ કાર્યકારણની દૃષ્ટિએ કે બીજી કોઈ રીતે પ્રતિપાદિત કરવા જાય, તો તે ઇતિહાસ મટી બીજું કાંઈ બની જાય છે.

**રતુભાઈ ડા૦ પરીખ**

[**નોંધ:** મનુષ્યવિદ્યાનું પોતાનું ઇલાયદું ખાસ ક્ષેત્ર છે એ નિર્વિવાદ છે. તે માત્ર આદિવાસી જીવનનો અભ્યાસ જ નથી, એ પણ સિદ્ધ છે. છતાં આ અભ્યાસ એ વિદ્યામાં મદદગાર થઈ શકે છે, એ બરોબર છે; કેમ કે આદિવાસી મનુષ્ય અને તેનો સમાજ સુધરેલા ગણાતા સમાજોની સરખામણીમાં એટલો જટિલ અને ગૂંચવાયેલો નથી. તેથી અભ્યાસીને તે નિહાળવાની સુગમતા પડે છે.

મનુષ્યવિદ્યાને ઇતિહાસ પણ ઉપકારક છે; કહો કે, તેના વગર તો કોઈ વિદ્યાને ન ચાલે. જ્ઞાનમાત્રનું આકલન તે તે બાબતના સાંગોપાંગ ઇતિહાસ વગર બરોબર રીતે ભાગ્યે જ થઈ શકે. 'વેદ ઇતિહાસ દ્વારા સમજાશે' એ અર્થનું પ્રાચીન વાક્ય છે, તે આ અર્થ જ પ્રગટ કરે છે.

એટલે સવાલ રહે છે, — હવે ત્યારે કહો કે મનુષ્યવિદ્યાનો વિષય અને તેનું વિવેચનક્ષેત્ર કે તેના મુદ્દા કયા હોવા ઘટે? ઉઘાડું છે કે, તેણે પશુથી નિરાળી યોનિ તરીકે મનુષ્યની વ્યાખ્યા બાંધવી જોઈએ; એટલે તેની વિશેષતાઓ સ્પષ્ટ બતાવવી જોઈએ; તેના ગુણધર્મો ચર્ચવા જોઈએ. મનુષ્ય પોતાનો સમાજ રચે છે અને સંસ્કૃતિ ઘડે છે, એ એનો એક વિશેષ ગુણધર્મ છે. તે પણ આપણે નોંધીએ; પરંતુ તેટલો જ માત્ર નથી. બલ્કે ખરું જોતાં તો, પશુથી નિરાળી એવી પોતાની વ્યક્તિતાને લઈને સમાજ – સંસ્કૃતિ તે રચે છે. તેથી સમાજ અને સંસ્કૃતિનો અભ્યાસ મનુષ્યને સમજવામાં ઉપકારક જરૂર બને. પણ તે મનુષ્યવિદ્યા કહેવાય? એને "સામાજિક" અને "સાંસ્કૃતિક" મનુષ્યવિદ્યા એવા શબ્દપ્રયોગથી ઓળખાવાય છે. છતાં મૂળે સવાલ રહે જ છે કે, મૂળ મનુષ્ય વિષેની વિદ્યા કઈ? મનુષ્ય એ કારણ માનીએ, તો સમાજ અને સંસ્કૃતિ તેમાંથી પ્રગટતાં કાર્ય કે પરિણામ ગણાય. મૂળ કારણની પ્રકૃતિ પકડવાની કે જાણવાની જરૂર રહે છે. એ વસ્તુ મનુષ્યવિદ્યાનો વિષય ખાસ ગણાય. એ અભ્યાસ પછી આર્થિક, સામાજિક, રાજકીય, ધાર્મિક ઇ૦ બધાં તેનાં જીવનક્ષેત્રોની વિદ્યાઓના પાયારૂપ બની શકે અથવા બનાવવો જોઈએ. કહેનાર કહી શકે કે, આમ કરવા જતાં માનસશાસ્ત્ર તથા અધ્યાત્મશાસ્ત્ર ઇ૦નાં ક્ષેત્રોની ફિલસૂફીમાં જવું પડે. મનુષ્યનો અભ્યાસ કરનારી વિદ્યા તેના જીવનનાં બધાં આવિષ્કરણોમાં જાય જ, —

તેણે જવું જોઈએ. નહિતર મનુષ્યવિદ્યાનો અભ્યાસ અપાંગ કે એકાંગી બનવાનો ડર પેદા થાય. છેવટે બધી વિદ્યાઓ દ્વારા મનુષ્ય પોતાને જ જાણવા નથી મથતો? મનુષ્યવિદ્યાનું ક્ષેત્ર આંકતી વખતે આ વિચાર કરવો જોઈએ કે કેમ, એ સવાલ છે.]

૧-૨-૧૯૫૮ મ૦

# વીજ ઈજનેરીની પરિભાષા

**[ઑગસ્ટ '૫૮ અંકથી ચાલુ]**

Fading क्षय; शमन
Fahrenheit फाहरनहीट
— degree फाहरनहीट अंश
Fan पंखो
Cabinet — गोख पंखो
Ceiling — छत पंखो
Electric — वीज पंखो
Exhaust — हवा-खेंच पंखो; वा-खंच पंखो
Padestal — घोडीवाळो पंखो
Table — मेज पंखो
Soundless — अवाज-शून्य पंखो
Farad फेराड (वीज धारकत्वनो एकम)
Fault खामी
— Locating bridge खामी शोधक ब्रिज
— Location खामी-शोधन
Feeder पूरक, ओरणुं, ओरणी
— booster पूरक दाबवर्धक
Feeding point पूरक बिंदु; मूळ
Felt नमदो; थापेल ऊन
— pad ऊनी गादी
— washer ऊनी वाईसर
Field क्षेत्र
— Coil चुंबक वलय
Electric — वीज-क्षेत्र
— Magnet क्षेत्र-चुंबक
Magnetic — चुंबक क्षेत्र
— Strength क्षेत्रनुं घटत्व; क्षेत्रबळ; क्षेत्रनुं स्थितिमान
Filament तंतु
Carbon — कारबन तंतु
Metallic — धातवी तंतु
Fireproof अग्नि-रोधक; अदाह्य
— Fittings अग्नि-रोधक साधनो
Flash झबकारो; स्फुरण
Lightening — आकाशी वीजनो झबकारो
— point सळग-बिंदु; ज्वलन-बिंदु
Flashing ज्वलन; स्फुरण
— sign ज्वलती निशानी
Flicker झुजाट; टमटमाट
— Blade झबूक-पट्टी
— Photometer झबूकतुं तेज-मापक
Fluorescence प्रतिप्रकाशन; फ्लोरेसन्स
Fluorescent lamp फ्लोरेसन्ट दीवो
Flush समपट्ट; सपाट
— type fitting सपाट साधनो
Flux पुंज
Cross — आडरेखा पुंज
— Density पुंज घटत्व
— Distribution पुंज-वितरण
Luminous — तेजपुंज
Magnetic — चुंबकरेखा पुंज
— Meter पुंज मिटर
— Wave पुंजतरंग
Force बळ; जोर
Electro motive — वीजचालक बळ
Magnetic — चुंबकीय बळ
Magnetomotive — चुंबकत्व-चालक बळ
Foreman मुखियो
Electrical — वीज मुखियो
Mechanical — यंत्रज्ञ मुखियो
Form डोळ; ढंग; रूपरेख, घाट
— Factor रूप रेखांक; रेखांक; घाटलक्षी अंक
Wave — तरंगनो घाट
Former चोकठुं
Frame खोखुं
Free length खुल्लो लंबाई
Frequency कंपनावृत्ति; कंपन फरीता
— Changer कंप बदलनार; फरीता फळ

High — अति कंपन
High — resistance अतिकंप अवरोध
Low — कम कंपन
Master — मुख्य कंपनावृत्ति
Multi — (adj) बहुकंपी

Friction घर्षण
Coefficient of — घर्षणांक
— Drive घर्षण युक्त प्रेरण
— Horse power घर्षण घोडावळ
Limiting — सीमित घर्षण; घर्षण-मर्यादा
Rolling — रोल घर्षण; चाक घर्षण
Sliding — पाट घर्षण
Static — प्रारंभिक घर्षण

Fringing प्रसरण; झालर
— at Pole Shoe ध्रुवमुख आगळ क्षेत्रनुं प्रसरण; ध्रुवमुखी प्रसरण

Fundamental पायानुं, मूळ

Furnace भट्ठी
Blast — वात भट्ठी
Electric — वीज भट्ठी
High Frequency — अति वीजकंप भट्ठी
Induction — प्रेरण भट्ठी
Reverberatory — प्रतिक्षेपक भट्ठी
Muffle — बंध भट्ठी; परि-भट्ठी

Fuse — पीगळतार; फ्यूझ
— Holder फ्यूझ धारक; पीगळतार धारक; फ्यूझ धर; फ्यूझनी बेसणी

Galvanometer वीजवाह मीटर; गेल्वेनोमीटर

Galvanoscope वीजवाह दर्शक

Gang Condenser गंठेल संचायको

Gap गाळो; खोल
Air — वा खोल; हवा खोल
Horn — शींगडाळो गाळो
Impulse protective gap — आघातरक्षक गाळो

Gas वायु
— Filled वायु पूरित

Gassing वायु निर्गमन

Gauge माप; मापणुं; मापियुं
Birmingham wire — बर्मिंगहामनुं तार-मापणुं; बी. डब्ल्यु. जी.
Standard wire — प्रमाणित तारमापणुं; एस. डब्ल्यु. जी.

Gauss गोस (सेन्टीमीटर-ग्राम-सेकन्ड योजनामां चुंबकीय क्षेत्रमां चुंबकीय घटरवना मापनो एकम)

Generation उत्पादन
Ele — वीज उत्पादन

Generator जनक; उत्पादक; जनित्र
Compound wound — मिश्र वींटणवाळुं जनक
Constant current — अचल प्रवाह जनक
Self excited — स्वयंउद्दीप्त जनक
Separately excited — अलगउद्दीप्त वीजजनक
Series — श्रेणी वीजजनक
Shunt — आडवाही वीजजनक

Gilbert गिल्बर्ट (चुंबक ध्रुवनो मोटो एकम । १००० चुंबक ध्रुव एकम = १ गिल्बर्ट)

Glazed मीनो चढावेल; चकचकित

Gravity गुरुत्वाकर्षण
— Control गुरुत्वाकर्षण नियमन

Grid जाळी; ग्रीड
— Bias ग्रीड परनो पूर्वभार
— Condenser ग्रीडनुं संचायक
— Leak ग्रीडनुं गळतरियुं; ग्रीड चूवो
— Stopper ग्रीडनुं थंभक; ग्रीडनो थंभक रोध

Guard Wire रक्षकतार

Hanger लटकणियुं

Harmonics समतरंग; स्वरित
— Analysis स्वरित पृथकरण
Ele — वीज समतरंग
Even — बेकी स्वरित
Odd — एकी स्वरित
— Reactance स्वरित प्रत्याघात
Third — त्रीजो समतरंग; त्रीजो स्वरित

Head phone हेडफोन

Hearing aid श्रवणसहायक; श्रवणसहाय

Heat उष्मा; गरमी
— Balance उष्मिक समतुला; उष्मामेळ; गरमीनी समतुला
— Run उष्मिक कार्यवाही
— Test उष्मिक परीक्षा — परीक्षण

Heater (ele) वीजतापणुं; वीजसगडी; वीजतापक
— element तापक मूळ

Heating limit ताप मर्यादा; तपाववानी हद

Heating of conductor वाहकनुं तपामण

Heaviside layer हेवीसाईडनो पट; परावर्तक पट

Henry हेन्री (वीजप्रेरणनो एकम)

H.F. (high frequency) अति कंपन
— Choke अतिकंप वीजप्रत्याघात; एच. एफ. सी.
Homopolar एकध्रुवी
— Generator एकध्रुवी वीजजनक
Horizontal distribution Curve क्षैतिज वहेंचण आलेख
'Hospital' cell भिषज कोष
'Hospital' Switches भिषज चाप
Hot wire गरम तार
— ammeter गरमतारी एमिटर
— Instrument गरमतारी साधनो
— Voltmeter गरमतारी वॅाल्टमिटर
Hour कलाक
Ampere — ॲंपियर कलाक
Kilowatt — सहस्रवॅाटी कलाक
Watt — वॅाटी कलाक
Hum गुंजन
— Supression गुंजन निरोध
Humdinger गुंजन निरोधक
Hunting गतिदोलन
— of motor मोटरनुं गतिदोलन
Hydrometer घटत्व मापक; हाईड्रोमिटर
Hydroscopic insulator भेजग्राहक वीजरक्षक
Hysteresis चुंबक-जडता;
— Coefficient चुंबक जडतांक
— Loss चुंबकजडता खोट
— Test चुंबकजडतानुं परीक्षण
Hysteretic constant चुंबकजडतानो दृढांक
Illumination उजास
Imaginary काल्पनिक; अमूर्त
— Quantities अमूर्त परिमाणो
Impedence निरोध
— Diagram निरोध आलेख
— Protection निरोध रक्षण
Synchronous — समकालिक निरोध
— time relay निरोध विलंब रीले
Impregnation आधान
— of insulating varnish वीजरखु वोर्निशनुं आधान
Incandescence प्रज्वलन
Incubator संवर्धन घर; सेवनघर; संवर्धन पेटी
Electric — वीजचालित संवर्धन पेटी, वीज-सेवनघर
Inductance उपपादनत्व; प्रेरणत्व
Coefficient of mutual — परस्पर प्रेरणांक
— Coil प्रेरण वलय
Mutual — परस्पर प्रेरण
Inductimeter उपपादकता मापक; प्रेरणमापक
Induction उपपादन; प्रेरण
— Coil प्रेरण वलय; ईन्डकशन कोईल
Electric — वीज उपपादन
Magnetic — चुंबक उपपादन
Mutual — परस्पर प्रेरण
— Regulator प्रेरणयुक्त नियामक
Self — स्वप्रेरण
Inductor उपपादक; अपवाहक
— Alternator उपपादकी उसृजनक, ओल्टरनेटर
Installation स्थापना, गोठवणी
Insulation वीजरक्षण
— Resistance वीजरक्षण अवरोध
Insulator वीजरक्षक; ईन्स्युलेटर
High Tention — अतिदाब वीजरक्षक
Shackle — शेकल वीजरक्षक
Strain-type जोराळां वीजरक्षक
String — दोरबंध
Suspension type लटकता ईन्स्युलेटर
Interconnected आंतरबद्ध
— wiring आंतरबद्ध वींटण
Interference क्षोभ
Intergrating Wattmeter संकलित वॅाटमिटर
Interlock परस्पर बंध; आंतरबंध
Interphase transformer मध्यन्तरी वीजपलटक, मध्यन्तरी ट्रान्सफोर्मर, आंतरकला ट्रान्सफोर्मर
Interpole मध्यन्तरी ध्रुव
Inversion उलटीकरण
Inverted motor convertor उलटावेल भमतुं परिवर्तक
Ion आयन
Ionisation आयनन; आयनीभवन
Jamming जकडाण; जकडाई जवुं ते
Jet शेड
Cross — आडी शेड
— Engine शेडवाळुं एन्जिन
Joule जूल; वीजशक्तिनो एकम; ( १ वॅाट सेकन्ड = १ जूल )
Junction सांधो
— box सांधा पेटी
Jumper घोडो
Kirchhoff's Law कीरछोफनो नियम
Kiydonogram कलाईडोनोग्राम
— चालु ]

હર્ષદરાય ર. ભટ્ટ

પૃથ્વી ઉપરની આપણી સ્થિતિ ભારે વિચિત્ર છે. આપણામાંનો દરેકે દરેક ટૂંકી મુલાકાતે અહીં આવ્યો છે. તેનું પ્રયોજન કોઈ જાણતું હોતું નથી; જોકે કોઈ વાર કશુંક પ્રયોજન સમજાતું હોય તેમ દેખાય છે. પરંતુ રોજિંદા જીવનના દૃષ્ટિબિંદુથી જોઈએ, તો આપણે એક વસ્તુ બરાબર જાણીએ છીએ કે, માણસ અહીં બીજા માણસો માટે છે — ખાસ કરીને તો જેમનાં હાસ્ય અને સ્વાસ્થ્ય ઉપર આપણું પોતાનું સુખ નિર્ભર છે, તેમને માટે; તેમ જ બીજા લાખો અને કરોડો અસંખ્ય અજાણ્યા જીવો માટે, જેમના નસીબ સાથે આપણે સહાનુભૂતિના બંધને જોડાયેલા છીએ. દિવસના કેટલીય વાર મને સમજાય છે કે, મારું બાહ્ય તેમ જ આંતરિક જીવન જીવંત તેમ જ મૃત એવા માનવબંધુઓના પરિશ્રમ ઉપર રચાયું છે; અને તેથી મેં જેટલું મેળવ્યું છે તેટલું બદલામાં પાછું આપવા માટે મારે કેટલો તીવ્ર પ્રયત્ન કરવો જોઈએ.

**— આલ્બર્ટ આઈન્સ્ટાઈન**

દુષ્ટતાથી ભરેલી દુનિયામાં ભલું જ આચરવું;

અપ્રમાણિકતા સફળતા લાવી આપનારી લાગે તે સમયે પણ પ્રમાણિક રહેવું;

સળગતા ઝઘડાઓ વચ્ચે પણ શાંતિની આશાને વળગી રહેવું;

પ્રેમ કરવો પણ દ્વેષ ન કરવો, સર્જન કરવું પણ વિનાશ ન કરવો;

જ્યારે આદર્શોનું કશું જ નીપજતું ન લાગે, ત્યારે પણ પોતાના આદર્શોને વફાદાર રહેવું — એવી શ્રદ્ધા રાખવી કે બધામાં, બધાની આસપાસ અને બધાની ઉપર એવો ઈશ્વર છે કે જે ન્યાયી અને સત્ય છે; —

આ જ આપણા જમાનામાં આસ્તિકતાનો અર્થ હોઈ શકે.

**— માર્ક બાશ**

જગતના ઈતિહાસમાં એવો સમય આવશે, અને અત્યારે પણ એ દિશામાં એક પ્રવૃત્તિ ચાલી રહી છે, કે જ્યારે કોઈ સ્ત્રી કે પુરુષને ખોરાક તરીકે માંસ ખાતાં જોવાં એ ભારે વિચિત્ર વસ્તુ ગણાશે . . . ઘણાઓની પેઠે હું પણ માનું છું કે, ઉચ્ચતમ માનસિક, શારીરિક અને આધ્યાત્મિક ઉત્કર્ષ એ માણસ જ સાધી શકે કે જે, બીજી બાબતોની સાથે, માંસ અને લોહી ખાવાનું છાંડે.

**— રાલ્ફ વાલ્ડો ટ્રાઈન**

નીરોગી બનો ! એ વસ્તુ મહદંશે તમારી ઇચ્છાને અધીન છે. ઘણા દાખલાઓમાં બીમારી

એ જાતે કરેલા અપરાધરૂપ હોય છે; શારીરિક રીતે તમે કંઈક મૂર્ખતા જ આચરી હોય છે. આરોગ્યની સંભાળ એ તો બાલમંદિરથી પીએચ. ડી. થતા સુધી દર અઠવાડિયે એક કલાકનો આવશ્યક અભ્યાસક્રમ જ હોવો જોઈએ.

— વિલ ડુરાં

જે પ્યાલો છલોછલ ભરાયેલો હોય, તેમાં વધુ કશું ઉમેરી શકાય નહિ. આપણે જેના હકદાર હોઈએ એવું વધુ શ્રેય મેળવવા માટે, આપણે આપણી પાસે જે હોય તેમાંથી થોડું આપી દેવું જોઈએ.

— માર્ગરેટ બિકર્સ

શાંતિ તરફ લઈ જનાર કોઈ રસ્તો હોઈ શકે નહિ; શાંતિ પોતે જ તે રસ્તો છે.

— એ. જે. મુશ્તે

આપણા જમાનાની કરુણતા એ છે કે, આપણે માનવજાતને જોડવાનું ડહાપણ મેળવ્યા પહેલાં અણુને તોડવાની સફળતા મેળવી છે.

— જુલિયસ માકર્સ

માણસોને પૂર્વગ્રહ ઓળખતાં તથા ત્યાગતાં શીખવવું જોઈએ; દલીલમાં રહેલો દોષ કે હેત્વાભાસ જોતાં તથા તેનો રદિયો આપતાં તેમને આવડવું જોઈએ. ગમે તે રીતે તેમને સીધો વિચાર કરતાં શીખવાની તાલીમ મળવી જોઈએ.

— જોલ ટર્નર

જે રાજ્ય હિતકર હેતુઓ માટે પણ માણસોને વામણાં બનાવી દે છે, જેથી તેઓ તેના હાથમાં આજ્ઞાધારક નમ્ર સાધનો બની રહે, તેને મોડુંવહેલું જણાયા વિના નહિ રહે કે, એવાં નાનાં માણસોથી પછી વસ્તુતાએ કશું મોટું કાર્ય સિદ્ધ થઈ શકતું નથી.

— જૉન સ્ટુઅર્ટ મિલ

સહીસલામત એવી પ્રજાકીય આઝાદી ચાર ચીજોની બનેલી હોય છે: સ્વતંત્રતાનો પ્રચાર, બુદ્ધિનો પ્રચાર, ગરીબાઈનો પ્રચાર, અને દિલની સચ્ચાઈનો પ્રચાર. અને આ ચારમાંથી કોઈ પણ ત્રણના મિશ્રણની પ્રજાકીય આઝાદી ન બની શકે!

— જોસેફ કૂક

આપણને જેની જેની જરૂર હોય તે વસ્તુ આપણને મળવી, એનું નામ લક્ષ્મી છે; પરંતુ તે વસ્તુ વિના ચલાવી શકવું, એનું નામ શક્તિ છે.

— જ્યૉર્જ મૅકડૉનલ્ડ

પ્રજ્ઞાવાન અને પવિત્ર પુરુષો જે વિચાર જગતમાં ફેંકે છે, તે દરેક વિચાર જગતને અચૂક પલટાવે જ છે.

— રાલ્ફ વાલ્ડો એમર્સન

શિક્ષિત ન હોવા કરતાં ન જન્મવું સારું કારણ કે અજ્ઞાન એ સર્વ કમનસીબનું મૂળ છે.

— પ્લેટો

પ્રકૃતિમાં કેટલીક પૂર્ણતાઓ છે, જેથી એમ સિદ્ધ થાય છે કે તે ઈશ્વરની પ્રતિકૃતિ છે; અને કેટલીક ઊણપો છે, જેથી એમ સિદ્ધ થાય છે કે તે માત્ર પ્રતિકૃતિ જ છે.

— પાસ્કલ

જ્યાં સૌથી ખરાબ રાજકીય ભ્રષ્ટતા હોય છે, તે શહેરોમાં દેવળો અને મઠોનો તોટો હોતો નથી. જ્યારે રોમ શહેર નૈતિક અને રાજકીય અધોગતિને પંથે પડ્યું હતું, ત્યારે તેમાં ૪૦૦ થી વધુ દેવળો હતાં.

— ઑ. હુબ્લ્ડ

# માતા કસ્તૂરબા

[ગયા અંકથી ચાલુ]

### ૩૦ની લડત : દાંડીકૂચ અને ધરાસણા

દાંડીકૂચ વખતે દારૂનિષેધ અને પરદેશી કાપડના બહિષ્કારનું કામ બાપુએ બહેનોને સોંપ્યું. વિજલપુરમાં બહેનોની ભવ્ય સભા મળી હતી. તેમાં 'સ્ત્રી સ્વરાજ્ય સંઘ"ની સ્થાપના કરવામાં આવી. આ અસંખ્ય બહેનોને બાએ હિંમત અને પ્રેરણા આપી હતી.

આ અરસામાં બાપુ પકડાયા. બાએ હાકલ કરી કે, દેશની આઝાદી ખાતર કોઈ હવે બેસી રહેશો નહીં.

ગુજરાતભરના યુવાનો એકઠા થયા. કાર્યક્રમ ઘડી ધરાસણા ઊપડયા. નિઃશસ્ત્ર સત્યાગ્રહીઓ પર અમાનુષી વર્તન સરકારે આચર્યું. લાઠીચાર્જ કર્યો, ઘોડા દોડાવ્યા, મોઢામાં ડૂચા મારી ખારા પાણીમાં ડુબાડયા, જેટલો થઈ શકે તેટલો કેર વર્તાવ્યો. પ્રજા ત્રાહિ ત્રાહિ પોકારી ઊઠી. બાને ખબર પડયા કે તરત જ દોડી આવ્યાં. ઘાયલ સત્યાગ્રહીઓનાં દર્શનથી બા દ્રવી ઊઠ્યાં. તેમણે આપસ આપસના ઝગડા ભૂલી જઈ, ઐક્ય સાધવા અપીલ કરી. બહેનોને હિંમતથી આગળ આવવા કહ્યું.

દરમ્યાન બાની તબિયત બગડી. તે મરોલી આશ્રમમાં આરામ કરતાં હતાં. તેવામાં બોરસદથી બાને તાર કરી બોલાવવામાં આવ્યાં. નાદુરસ્ત તબિયત હોવા છતાં તે ત્યાં ગયાં અને ત્યાંના સત્યાગ્રહના સખત કામમાં લાગી ગયાં.

૧૯૩૨-૩૩ની સાલમાં તેમનો ઘણો સમય જેલમાં જ ગયો હતો. ત્યાં નાની મોટી, બાળકોવાળી કે વૃદ્ધા એમ સૌ બહેનોની સંભાળ બા ચીવટપૂર્વક રાખતાં.

રાજકોટ સત્યાગ્રહ વખતે 'આ તો મારું વતન છે' કહી બાપુનીય પહેલાં બા પહોંચી ગયાં હતાં. પણ ત્યાં તરત જ તેમને પકડી લીધાં. ડુંગરાની વચમાં આવેલ સરધારના કિલ્લામાં તેમને પૂર્યાં. શ્રી. મણિબહેન પટેલ આ વખતે તેમની સાથે જ હતાં. આ જેલ બાને થોડી કપરી લાગી હતી.

### બાપુનો એક પત્ર

૧૮-૧૦-'૩૮

બા!

હવે નવ દિવસ બાકી છે. ઈશ્વરની ઇચ્છા હશે તો મળશું. તે જ દિવસે સેવાગ્રામ જઈશું. તારા કાગળમાં એક વચન હતું, તેનો જવાબ રહી ગયો છે. તેં લખ્યું, મેં તારા માથા પર જતાં હાથ પણ ન મૂકયો? મોટર ચાલી અને મને પણ લાગ્યું. પણ તું દૂર હતી. હવે તને બહારની નિશાની જોઈએ કે? એમ કેમ માની બેસે છે કે, હું બહાર નથી દેખાડતો એટલે મારો પ્રેમ સુકાઈ ગયો છે? હું તો તને કહું છું કે, મારો પ્રેમ વધ્યો છે અને વધતો જાય છે. પૂર્વે ઓછો હતો એમ નહીં, પણ જે હતો તે વધારે નિર્મળ થતો જાય છે. હું તને કેવળ માટીની પૂતળી નથી માનતો. વધુ શું લખું? આનો અર્થ ન સમજી હો તો દેવદાસ સમજાવશે. પણ જેમ અમતુલ, લીલાવતી વગેરે બહારનાં ચિહ્નો માગે છે, એમ તું પણ માગે તો હું આપીશ.

બાપુના આશીર્વાદ

આ પત્રમાં બા પ્રત્યેની બાપુની ભાવનાની નિર્મળતાનો પ્રવાહ વહેતો લાગે છે.

### સંતાનની માતા

બાનું હૃદય પોતાનાં સંતાનોની માતા તરીકે જેટલું વત્સલ હતું તેટલું જ અન્ય જનો માટે પણ હતું. બાના મોટા પુત્ર હરિલાલભાઈ બા-બાપુના જીવનમાં એક કરુણ કહાણી જેવા હતા. હરિલાલભાઈ બા-બાપુને છોડી ગયા હતા. પણ બા પ્રત્યેની તેમની લાગણી અજોડ હતી. એ એક ખૂબ કરુણ ઘટના છે.

વૃંદાવનમાં ગાંધી સેવાસંઘની સભામાં હાજરી આપવા બા-બાપુ જઈ રહ્યાં હતાં. કટની સ્ટેશને ગાડી ઊભી રહી. 'માતા કસ્તૂરબાકી જય'ના જયનાદથી પ્લૅટફૉર્મ ગાજતું હતું. બાએ બહાર જોયું તો હરિભાઈ ઊભા હતા. ફાટેલાં વસ્ત્રો, મ્લાન બનેલું મુખ. એક દિવસની તંદુરસ્ત તબિયત સાવ જ લથડી ગઈ હતી. બાને જોતાં જ બા પાસે

દોડી આવ્યા. બાની આંખોમાંથી આંસુ સરી પડ્યાં. માતાના હૈયાની હેત નીતરતી આંખોએ એમને નીરખ્યા; અને અનેક પુછપરછ કરી. ધ્રૂજતે હાથે હરિભાઈએ થોડીવારમાં એક મોસંબી હાથમાં લીધી. બાપુએ ઉત્સુક થઈને પૂછ્યું, "મારે માટે શું લાવ્યો?"

"કાંઈ નહીં. આ તો બા માટે છે. તમને તો એટલું જ કહેવાનું છે કે, આ બાના પ્રતાપે જ તમે આટલા મહાન બન્યા છો."

'એમાં તો કંઈ શક નથી જ' એમ કહી બાપુ બેસી ગયા. મા–બેટાનો સંવાદ આગળ ચાલ્યો. 'લ્યો બા આ મોસંબી.'

'ક્યાંથી લાવ્યો?'

'ગમે ત્યાંથી. ભીખ માંગીને લાવ્યો છું. તમારે ખાવી જ પડશે હોં!' ધ્રૂજતે હાથે પણ એથીયે વધુ ફફડતે હૃદયે બાએ મોસંબી લીધી. અને વળી વધુ થોડી મિનિટો સુધી બાના પ્રેમાળ પ્રશ્નો હરિલાલને મૂંઝવી રહ્યા. બાના પ્રેમાળ હૈયાની હૂંફ, કોઈ કીમતી મૂડીની જેમ સાચવી લેવા મથતા હરિલાલને તથા ત્યજાયેલા પણ વહાલા પુત્રને હૈયું ભરીને નીરખી રહેલાં બાને પણ ગાડી ક્યારે ઊપડી એની ખબર ન રહી. પ્લૅટફૉર્મ છોડી ગાડી આગળ વધી. બાના હૃદયમાંથી ઊંડા નિઃશ્વાસ છૂટ્યા. દૂરથી ક્ષીણ અવાજ આવ્યો, "માતા કસ્તૂરબાકી જય."

બાની આંખોમાંથી દેવોને દુર્લભ એવું પુત્ર-વાત્સલ્યનું ઝરણું વહેવા લાગ્યું. ખરેખર બાનું જીવન આત્મવિલોપનના મહાન કાવ્ય જેવું કરુણ હતું. એ કાવ્ય આજે તો વિરમી ગયું છે; પણ એ જીવને ગજવેલ ગુંજારવ હજુ સંભળાયા જ કરે છે. આ વિયોગી પુત્રવત્સલ બાએ પોતાનો પ્રેમ વિશ્વવ્યાપક બનાવી દીધો હતો.

મહાદેવભાઈ બાને પુત્ર જેવા જ વહાલા હતા. તેમના મૃત્યુ સમયે બા જ પાસે હતાં. "મહાદેવ, મહાદેવ" કરીને બૂમો પાડતાં બાને જ્યારે જવાબ ન મળ્યો, ત્યારે અત્યંત કકળી ઊઠીને રડતાં રડતાં બા બોલ્યાં, "તારા પહેલાં મારો વારો હતો. મહાદેવ! તેં જ મને કહ્યું હતું કે બા, આ વેળા તમે જીવતાં નહીં રહો; અને આજે તું અમને છોડીને ચાલ્યો."

## સૌનાં બા

બા સેવાગ્રામમાં રહેતાં હતાં ત્યારે સૌની સંભાળ ખૂબ જ પ્રેમથી લેતાં. કર્મયોગીની માફક કામ કર્યાં જ કરતાં. કાં તો રસોડામાં કે ગૌશાળામાં, નહીં તો રેંટિયો કાંતતાં બેઠાં હોય.

આશ્રમમાં આવતા મહેમાનો બાનું સ્વાગત પહેલાં પામતા. બા દરેકને સૌની ટેવ પ્રમાણે સાચવી લેતાં. રાજેન્દ્રબાબુ આવે અને ગમ્મત કરવા મંડી પડે. જવાહરલાલ આવે અને બા જાણે કે, બે કપ ગરમાગરમ ચા વગર જવાહરલાલજી ખુશ-મિજાજમાં નહીં આવે.

આટલું વિશાળ કુટુંબ હોવા છતાં પણ, એક પ્રેમાળ માતા પોતાના નાના કુટુંબને સાચવી લે, તેમ બા આ સૌને સાચવી લેતાં.

## બુઝાતી જ્યોત

૧૯૪૨ના ઑગસ્ટ મહિનાની ૮મી તારીખે હિંદી જનતાના હૃદયની લાગણી વ્યક્ત કરતો 'હિંદ છોડો'નો ઠરાવ કૉંગ્રેસની મહાસમિતિમાં પસાર થયો. બ્રિટિશ સરકારે આ રાષ્ટ્રીય માંગણી ન ગણકારી. નેતાઓને પકડી લીધા. બા પણ પકડાઈને આગાખાન મહેલમાં બાપુ પાસે પહોંચી ગયાં. બાપુએ ૨૧ દિવસના ઉપવાસ કર્યા. ખડે પગે રહીને બાએ અશ્રુત શુશ્રૂષા કરી. પણ આ પછી બાની તબિયત બગડી. ન્યૂમોનિયાનો હુમલો થયો. પરિણામ દુઃખજનક હતું. બાને બેચેની થતી હતી. બાપુએ પૂછ્યું, "શું થાય છે?" તદ્દન અપરિચિત દેશના કિનારા પર ઊભેલા ભોળા બાળકની જેમ બાએ અત્યંત કરુણ અવાજે અને થોથરાતી જીભે જવાબ આપ્યો, "કંઈ ખબર નથી પડતી."

ઘણાં વર્ષો પહેલાં બાપુએ કહ્યું હતું. "તું જેલમાં મરીશ તો હું તને જગદંબાની માફક પૂજીશ.' એ ઘડી આવી પહોંચી હતી. બાપુના

ખોળામાં બાએ માથું ઢાળી દીધું. બે-ચાર ડચકાં ખાઈ બાનો અમર આત્મા આ દુન્યવી બંધનમાંથી મુક્ત બન્યો. મહાશિવરાત્રીના પરમ પવિત્ર પર્વના આથમતા સૂર્યે બાની પવિત્ર જીવન-જ્યોત બુઝાઈ ગઈ.

બા સતી હતાં, સાધ્વી હતાં, આદર્શ પત્ની હતાં. એમણે આપણા દેશમાં પાશ્ચાત્ય સંસ્કારોના આક્રમણકાળે આપણા સ્ત્રીસમાજને આર્ય નારીત્વનો આદર્શ પૂરો પાડયો છે, અને સ્ત્રીઓમાં નવી શક્તિ પ્રગટાવી છે. આ રીતે બાપુની ભવ્ય પ્રતિભા આગળ બાનું શાંત પવિત્ર નાનકડું કોડિયું આપણને શાંત, મધુર અખંડ પ્રકાશ આપ્યા કરે છે. તેવાં પૂજ્ય પવિત્ર બાને આજે યાદ કરીએ અને તેમના જીવનમાંથી કંઈ મેળવવાનો પ્રયત્ન કરીએ.

**સરોજબહેન જોરસિંહ કવિ**

# રોજિંદી રોટી દ્વારા શાંતિસ્થાપના

[ આ લેખના લેખક ડૉ. જેક્સ દ' માર્કિવટ ઍન્જિયર્સના છે તથા 'વર્લ્ડ સ્પિરિચ્યુઅલ કાઉન્સિલ'ના ફૅમિલી-યુનિવર્સલના પ્રમુખ છે તથા 'ઇંટરનૅશનલ વૅજિટેરિયન યુનિયન'ના ઉપ-પ્રમુખ છે. 'ધિ વૅાર રેઝિસ્ટર'ના ૧૯૫૭ ના નં. ૭૫ અંકમાંથી એમના લેખનું આ સંક્ષિપ્ત ભાષાંતર છે.]

આધુનિક જમાનાનું એક મૂંઝવતું લક્ષણ એ છે કે, આજનો માણસ પોતાની સામે રોજબરોજ ખડી થતી સમસ્યાઓને પહોંચી વળવામાં પોતાની અસમર્થતા અનુભવતો જાય છે. આર્થિક, રાજનૈતિક, આંતરરાષ્ટ્રીય એમ બધા વ્યવહારોમાં વિરાટ સંસ્થાઓ દ્વારા વ્યક્તિને ઘસડાતા જવું પડે છે; પરંતુ તે સંસ્થાઓના સંચાલનમાં તેનો નહીં જેવો ફાળો હોય છે. શાંતિ અને પ્રગતિ માટે રચનાત્મક કાર્ય કરવાના તેના પ્રયત્નો કોઈ અંધ અને અજ્ઞાત તંત્ર વડે સતત વિફળ બનતા હોય છે.

એટલે પ્રશ્ન થાય છે કે: વિશ્વ ઉપર શાંતિ-સ્થાપનાના ધ્યેય માટે અસરકારક ફાળો આપવા માટે એક માણસ શું કરી શકે? યુદ્ધ-વિરોધીઓ અર્ધ ઉપરાંત સૈકાથી કામ કર્યે જાય છે અને જાહેર મત ઠીક ઠીક પ્રમાણમાં તેમને સાંભળતો પણ થયો છે. પરંતુ જ્યારે કહેવાતા સુધરેલા દેશો વચ્ચે ઝઘડાઓ ઊભા થાય છે, ત્યારે તેમના દેશ-બાંધવોનો ઘણો મોટો ભાગ તત્પરતાથી હિંસક યુદ્ધમાં ઝંપલાવે છે.

એટલે એક બાજુ માનવ સમુદાયોમાં ઊંડે જડ ઘાલી બેઠેલી લાગણીઓ યુદ્ધના દેવની ભક્તિને જાગ્રત રાખે છે, ત્યારે બીજી બાજુ પ્રબળ ધંધેદારી હિતો એવી જોગવાઈ કરતાં રહે છે કે જેથી શસ્ત્રો માટેની હરીફાઈ ચાલતી રહે અને તેમના ઉદ્યોગોને કલ્પનાતીત નફાઓ મળ્યા કરે. એ બે બાબતોના જોડાણ સામે આપણે સંસ્કાર-કેળવણીની આપણી લડતો ચાલુ રાખવી જોઈએ એટલું જ નહિ, પણ એ જુવાળને ખાળવા તથા નવી અને વધુ સારી સંસ્કૃતિ માટે ભૂમિકા તૈયાર કરવા, મળી શકે તેટલાં બધાં જ સાધનો એકત્રિત કરવાં જોઈએ.

## અન્ન અને અર્થશાસ્ત્ર

શાંતિ માટેના ઘણા કાર્યકર્તાઓ સંસ્કૃતિના એક પ્રબળ સાધન તરફ ઉપેક્ષા કરે છે. તે છે, રાષ્ટ્રોના અર્થતંત્રની રચનામાં તથા માણસોની વૃત્તિઓની કેળવણીમાં અન્ન વડે ભજવાતો અગત્યનો ભાગ. 'બજારમાં ખરીદી માટેની છાબડી લઈને નીકળતી ગૃહિણીના હાથમાં નવા જગતની ચાવી રહેલી છે', એ જાતનું વાન ડર વેલ્ડેનું કથન એક કરતાં વધુ અર્થમાં સાચું છે. માલ ખરીદનારાઓ જો સહકારી મંડળીઓ પાસેથી જ માલ ખરીદે, તો થોડા જ વખતમાં માલની વહેંચણી ઉપરનો કાબૂ મેળવી શકે અને પછી માલના ઉત્પાદનના મોટા ભાગ ઉપર પણ કાબૂ ધરાવતા થઈ જાય, એ અર્થ તો છે જ. પરંતુ વાન ડર વેલ્ડેના કથનનું રહસ્ય એથી પણ આગળ જાય છે.

આપણી જીવનપદ્ધતિમાં અને ખાસ કરીને આપણી ખાવાની ટેવોમાં ફેરફાર કરવામાં આવે, તો તેની અસર કેટલી બધી દૂરગામી થઈ જાય,

તેની લોકોને કલ્પના નથી. ઇંગ્લંડમાં એક સૈકાથી વધુ સમય સુધી તથા આખી ને આખી જાતિઓએ હજારો વર્ષ સુધી વનસ્પત્યાહાર અંગે પ્રયોગો કર્યા પછી જાણકારો એવા નિર્ણય ઉપર આવ્યા છે કે, માંસ ખાધા વિના તથા બીજી વિવિધ સ્વાદિષ્ટ વાનીઓ આસ્વાદતાં આસ્વાદતાં સારી સ્થિતિમાં જીવવું શક્ય છે.

### મૂળભૂત સમસ્યાનો ઉકેલ

માણસ જો વનસ્પત્યાહારી બની જાય, તો આપણા જમાનાનો એક અતિ વિકટ કોયડો ઊકલી જાય. માણસ શાક, અનાજ અને ફળ ઉપર જીવે ત્યારે માણસ દીઠ જેટલી જમીન આવશ્યક ગણાય, તેના કરતાં માંસ અને દૂધની પેદાશો ઉપર જીવવા માટે તેને સાતથી દશ ગણી વધુ જમીન જોઈએ. શાંતિના સ્થાપન માટે આ વિગત કેટલી ઉપયોગી થઈ પડે, તે વિષે જેટલું કહીએ તેટલું ઓછું. આર્થિક દબાણ એ જ યુદ્ધનું એક મુખ્ય કારણ હોય, તો પછી પોતાની વસ્તી માટે વધુ ખોરાક મેળવવા માટે જ જે દેશોને યંત્રોત્પાદનના માલની વધુ નિકાસ કરવા સારુ નવાં બજારો મેળવવા તીવ્ર હરીફાઈમાં ઊતરી સતત પ્રયત્ન કર્યા કરવા પડે છે, તેમનું કામ કેટલું સહેલું થઈ જાય! દાખલા તરીકે, ઇંગ્લેંડ દેશ દશ કરોડ માણસોની વસ્તીને પણ ફળ અને વનસ્પત્યાહારના ખોરાક વડે, તથા છેલ્લા દશકા દરમ્યાન શોધાયેલી ખેતી-ઉત્પાદનની નવી પદ્ધતિઓથી પોતાની જ જમીનમાં થતા ઉત્પાદન વડે સુખે જિવાડી શકે. અને ગયા યુદ્ધ દરમ્યાન આરોગ્યખાતાના તંત્રનો અનુભવ પણ છે કે, માંસ ઓછું ખાવાથી રાષ્ટ્રીય આરોગ્ય અને સુખાકારીમાં પણ સુધારો થાય છે.

પછી ખેતી માટેના મજૂરોની વધેલી માગ યંત્રોદ્યોગોમાંથી છૂટા થયેલા માણસોને સમાવી લેશે; અને નગરના વસવાટ કરતાં ગ્રામજીવન વધુ આરોગ્યપ્રદ હોવાથી, કોઈ પણ ઔદ્યોગિક પ્રજા માટે એ ફેરબદલો કીમતી નીવડશે.

### માંસ અને દારૂ

જ્યારે કોઈ પ્રજામાં માંસાહાર ઘટે છે, ત્યારે સાથોસાથ દારૂનો વપરાશ પણ આપોઆપ ઘટે છે. જે જે દેશોમાં માંસાહારમાં ઘટાડો થયો છે, ત્યાં આ બાબતનો પુરાવો વારંવાર મળ્યો છે. દારૂનો વપરાશ ઘટવાથી આમ-જનતામાં જાગૃતિ અને સ્ફુર્તિ વધે જ; એટલે પછી પોતાના વર્ગ અને દેશનાં ઉચ્ચ હિતોથી વિરુદ્ધ એવી બીજા દેશો પ્રત્યેની આક્રમક નીતિને ટેકો આપવા માટે તેમને ગોદાવવા સારુ જે જગજૂના પોકારો અને સૂત્રો ઉપયોગમાં લેવાતાં હોય છે, તેમની કરામત તેઓ ઝટ પારખી જાય છે.

### લોહીનું દબાણ

માંસાહારીઓ કરતાં વનસ્પત્યાહારીઓનું લોહીનું દબાણ ૩ થી ૪ અંશ નીચું રહે છે. સામાન્ય આરોગ્યની દૃષ્ટિએ તે કીમતી વસ્તુ છે જ; પરંતુ શાંતિ-સ્થાપનની દૃષ્ટિએ તેનો મુખ્ય લાભ એ છે કે, તેથી લોકોમાં શાંત સ્વભાવ અને જીવન પ્રત્યે વધુ સ્પષ્ટ સમજ ઊભાં થાય છે. અર્થાત્ આમ-પ્રજામાં યુદ્ધ-તરફી વૃત્તિઓને ઉત્તેજિત રાખનાર ક્રોધ અને વેરની લાગણીઓનો સામનો કરવાની વધુ તાકાત!

### માનવતાભરી લાગણીઓ

માંસાહાર છોડી દેવાથી માનવતાભરી લાગણીઓમાં બે કારણે વધારો થાય છે. પોતાના હિંસા-યુક્ત આહારનું સમર્થન કરવા લોકો માંસાહારમાં રહેલી ક્રૂરતાનો વારંવાર ઉલ્લેખ કરતા થાય છે. એથી એમની માનવતાભરી લાગણીઓ વધુ દૃઢ થાય છે. આમ તેઓમાં જીવનની પવિત્રતા પ્રત્યે ઊંડો આદર વિકસતો જાય છે. વનસ્પત્યાહારી પ્રજાઓ સામાન્ય રીતે બીજી પ્રજાઓ કરતાં વધુ શાંતિ-પ્રિય હોય છે.

લોકો જો હિંસા પ્રત્યેના પોતાના વિરોધને કારણે માંસાહારનો મરજિયાત રીતે ત્યાગ કરે, તો પછી યુદ્ધોમાં ભાગ લઈને પોતાના માનવબંધુઓને હણવાનું તેમને માટે મુશ્કેલ બની જાય. બીજી બાજુ, જેઓ પોતાના આહાર માટે કે શિકાર માટે પ્રાણીઓનો વધ કરવાની ટેવવાળા હોય છે, તેઓનાં

હૃદય એવાં કઠોર થઈ ગયાં હોય છે કે તેઓ ઘાતકી અને લોહી-તરસ્યા સૈનિકો બની શકે છે.

### મહાત્મા ગાંધી

મહાત્મા ગાંધીની વારંવાર મુલાકાત લેવાના મને મળેલા લાભને હું મારા જીવનનો પરમ લાભ માનું છું. એક વખત હું તેમની સાથે વનસ્પત્યાહાર વિષે ચર્ચા કરતો હતો. મહાત્માજીએ કહ્યું : 'જેઓ પોતાને શાંતિચાહક અને પ્રાણી-પ્રેમીઓ કહેવરાવે છે અને છતાં માંસાહાર ચાલુ રાખે છે, તેઓ હંબગ છે.'

બીજી રીતે જીવી શકાતું હોય તોપણ આપણા ખોરાક માટે આપણે પ્રાણીઓનો વધ કરીએ, તો તે માત્ર ઘાતકી કૃત્ય છે, એટલું જ નથી. તેનાથી માત્ર આપણી નૈતિકતાને હાનિ પહોંચે છે અને આપણે પછી આપણી કામનાઓની પરિપૂર્તિ અર્થે બીજાં ચેતન પ્રાણીઓનો નિઃસંકોચ ભોગ આપવા તત્પર થઈ જઈએ છીએ, એટલું જ નથી. પરંતુ તેનાથી તો આપણે જગતમાંની અનિષ્ટ શક્તિઓને પરિપુષ્ટ કરવામાં ફાળો આપીએ છીએ. તેથી તે શક્તિઓ સતત વધતાં વધતાં આખા જગતને માનવ લોહીથી તરબોળ કરવા ફરી તૈયાર થઈ જાય છે.

ગાંધીજીની કાર્યપદ્ધતિના પ્રસિદ્ધ પાયારૂપ જે સત્યાગ્રહ, તેનો અર્થ માત્ર સત્યનું બળ એટલો જ થતો નથી. એ તો માત્ર સત્યવક્તાપણાની સ્તુતિ થઈ. પરંતુ સત્ય નો અર્થ 'પરમ-તત્ત્વ', 'પરમાત્મા' પણ થાય છે. અને એ રીતે સત્યાગ્રહનો સાચો અર્થ, પોતાના જીવન-વ્યવહારમાં પરમાત્માની ઇચ્છાને અનુસરીને વર્તવામાંથી આવતું બળ, એવો થાય છે. 'પ્રથમ તમે ઈશ્વરનું રાજ્ય અને તેની પવિત્રતા શોધો, એટલે બાકીનું બધું તમને મળી રહેશે', એ જાતના ઈસુના ઉપદેશવાક્યનું એ હિંદુ ભાષાંતર છે.

જગત ઉપર શાંતિ લાવનાર પરિસ્થિતિ ઊભી કરવામાં આપણે આપણો ફાળો આપવો હોય, તો આપણે આપણા જીવનનાં બધાં પાસાંમાં અહિંસા અને સત્યનું આચરણ કરવું જોઈએ. એનો અર્થ એ થયો કે ટૉલ્સ્ટૉયે 'પ્રથમ પગલું' કહેલ વનસ્પત્યાહારને અપનાવી રોજ લોહી રેડવાનું બંધ કરવું જોઈએ.

— ગો૦

# વિજ્ઞાનની રજોટી

## ૧

### વિચિત્ર દુનિયા!

ફ્રેંચ આંકડાશાસ્ત્રીઓએ વર્ષોની મહેનત પછી કેટલાક આંકડા તૈયાર કર્યા છે, તે રસિક તેમ જ બોધક છે.

દુનિયાનો ⅕ ભાગ ઘાસથી છવાયેલો છે.

પૃથ્વીનો ૭૦ ટકા ભાગ પાણીનો બનેલો છે. દર વર્ષે પૃથ્વી ૧.૪ મિલિમીટર જેટલી સંકોચાય છે.

દુનિયામાં ૨૦,૭૩૧ જાતની માછલીઓ છે અને ૫૧૧ ભાષાઓ છે — બોલીઓની તો ગણતરી નથી.

આજે હજુ ગુલામોનાં ૧૭ બજારો જગતમાં મોજૂદ છે, જ્યાં તમે ૧૦૦૦) રૂપિયે એક માણસ વેચાતું લઈ શકો.

દુનિયામાં ૬૦ લાખ માણસો આંધળાં છે. દર વર્ષે ૩૨,૫૦૦ માણસ ધરતીકંપથી માર્યાં જાય છે.

૭૦ વર્ષના આયુષ્યવાળો 'સામાન્ય' માણસ ૨૬ વર્ષ ઊંઘમાં કાઢે છે; ૧૧ વર્ષ કામ કરવામાં, ૧૧ વર્ષ વાતો કરવામાં, ૬ વર્ષ ખાવામાં, ૩ વર્ષ રોજના નાહવા-ધોવામાં, પેપરો અને ચોપડીઓ વાંચવામાં ૧૩ મહિના, સિનેમા જોવામાં ૮ મહિના, મિજાજ બરખિલાફ હોવામાં ૨ વર્ષ, અને ૧૭ મહિના જ ખુશમિજાજ રહેવામાં.

— 'વિજિલ', ૧૬ ઓગસ્ટ '૫૮]

અમેરિકામાં દર વર્ષે લગભગ ૧ લાખ માણસ આપઘાત કરવા પ્રયત્ન કરે છે; અને તેમાંથી ૧૬,૦૦૦ થી ૨૦,૦૦૦ સફળ થાય છે.

— 'અનેક' ૨૨ જુલાઈ, '૫૮]

જઠરમાં ચાંદાં થવાનું એક કારણ વધુ મસાલાદાર અથવા અતિ ઠંડો કે અતિ ઉષ્ણ ખોરાક ખાવો એ છે. લાંબા વખત સુધી લાગણીઓ ખેંચાયેલી રહે તોપણ જઠરમાં ચાંદાં થાય છે. બધી પ્રજાઓમાં એ રોગની બાબતમાં જાપાનનો નંબર પ્રથમ છે, બીજે નંબર ઇંગ્લંડનો, પછી વેલ્સનો, પછી સ્કૉટલૅંડનો અને પછી સ્વીડનનો છે.

— 'અનેક' ૨૨-૭-'૫૮]

વૈજ્ઞાનિકો પણ વહેમ નથી જ ધરાવતા હોતા એમ નથી. અમેરિકાના નૌકાદળે જ્યારે તેનો 'વાન્ગાર્ડ નં. ૧' નામનો સ્પુટનિક છોડયો, ત્યારે તેના વૈજ્ઞાનિકોએ રોમનકૅથોલિક સંપ્રદાયવાળા મુસાફરોના રક્ષક-સંત ગણાતા સેંટ ક્રિસ્ટોફરનો ચંદ્રક તેમાં બાંધ્યો હતો. વૉશિંગ્ટનના પાદરી ચાર્લ્સ ડી. ફીને આ કાર્યને 'છેક જ વહેમી' તરીકે જણાવ્યું છે.

—'અવેક ૨૨-૭-'૫૮']

માંસાહાર કરતાં શાકાહારમાં લોહ વધુ મળે છે. તેમ જ તે લોહ શરીરને વધુ અનુકૂળ આવે છે. શાકાહાર દ્વારા જે જરૂરી લોહ શરીરને મળે છે, તેટલું માંસાહારથી પ્રાપ્ત કરવું હોય, તો માણસે દિવસમાં ૩ રતલ માંસ કે સાડા ત્રણ રતલ માછલી ખાવી જોઈએ. પરંતુ એવા શૂરવીરો બહુ ઓછા હશે, જેઓ રોજ સાડાત્રણ શેર માછલી ચટ કરી જાય!

—ડૉ. કાન્તિકૃષ્ણ: 'ભારતી', ૩૧ ઑગસ્ટ '૫૮]

દશમાંથા ૪ અમેરિકનો જ ત્રણ વર્ષ કે તેથી વધુ સમય થયાં દાંતના દાક્તર પાસે નથી ગયા, એમ જાહેર આરોગ્ય ખાતાએ કરેલી તપાસમાં જણાયું છે. અમેરિકામાં બે કરોડ ૧૦ લાખ માણસોને દાંત જ રહ્યા નથી. (અર્થાત્ વસ્તીના ૧૩ ટકાને.)

—'સાયન્સ ડાઇજેસ્ટ', સપ્ટેં૦ '૫૮]

અમેરિકાના શહેરી વિસ્તારમાં રહેતા જણ દીઠ વર્ષે ૬૫ ડૉલર ખર્ચ હવામાંના બગાડથી થતા નુકસાન પેટે આવે છે. એકલા શિકાગો શહેરમાં વર્ષે ૨૫ કરોડ ડૉલર ખર્ચ એ કારણે આવે છે.

હવામાં બગાડ કરનાર સૌથી મોટું કારણ મોટરોનો ધુમાડો અને બળતણનો કાચો ધુમાડો છે.

—'સાયન્સ ડાઇજેસ્ટ', સપ્ટેં૦ '૫૮]

અમેરિકામાં માણસ દીઠ મધનો વપરાશ વર્ષે ૨ રતલ છે. એક મધમાખ એક મુસાફરીમાં ૱૦૦ રતલ વજન ઉઠાવી શકે છે; અને ત્રણ રતલ મધુ-રસ લાવે, ત્યારે તેનું ૨ રતલ મધ તૈયાર થાય. એટલે એક માણસ માટેનું ૨ રતલ મધ લાવવા એક માખને ૬૦,૦૦૦ મુસાફરીઓ કરવી પડે. તો અમેરિકાની આખી વસ્તીને જણ દીઠ ૨ રતલ મધ પૂરું પાડવા એ માખીઓ કેટલી અગણિત મુસાફરીઓ કરતી હશે? ઉપરાંત તેટલી જ મુસાફરીઓ મધમાખોને પોતાને નિર્વાહ માટે જોઈતો મધુરસ લાવવા માટે થતી હશે. અને એક મુસાફરી કેટલીક વાર માઈલો સુધીની હોય છે!

—'સાયન્સ ડાઇજેસ્ટ', સપ્ટેં૦ '૫૮]

## ૨

## પરદેશી ચલણના મોહમાં

બેંગ્લોરમાં સ્થાનિક છાપાંવાળાઓ આગળ બોલતાં ખેતીખાતાના નાયબ પ્રધાન શ્રી કૃષ્ણપ્પાએ જણાવ્યું કે, "વડી સરકાર સમક્ષ આપણા દેશમાં દ્રાક્ષનો દારૂ તૈયાર કરવા અંગે એક યોજના છે. કારણ કે, આપણા દેશમાં દ્રાક્ષનો દારૂ મોટા પ્રમાણમાં પરદેશથી મંગાવવો પડે છે."

—'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા', ૩૦-૮-'૫૮]

અર્થાત્ પરદેશી ચલણ બચાવવા માટે, દેશની કેટલીક સુંદર જમીનને દ્રાક્ષના પાક તળે લાવી દેવી, જેથી પરદેશી ચલણ થોડું બચે પણ અનાજ પેદા કરતી જમીન તેટલી ઓછી થાય! પછી અનાજ તો પરદેશથી મંગાવી લેવાય!

અને વડી સરકારના કૉમ્યુનિટી-પ્રોજેક્ટ માટેના મંત્રી શ્રી. એસ. કે. દે તો માને છે કે, અનાજ ઓછું હોય, તો લોકોએ વધુ માંસ ખાવા ઉપર વળવું જોઈએ. કારણ કે તેમને મતે માંસ એ છેવટે 'સિંથેટિક વનસ્પતિ' જ છે! અર્થાત્ સંકરો ઢોર ઘાસ ચરી જાય છે; અને એ ઘાસનું પરિવર્તન જ માંસમાં થાય છે. ભારત સરકાર કે તેના નાગરિકો ઘાસ તો ખાઈ શકે નહિ, પરંતુ માંસ ખાઈ શકે! [માત્ર વાંધો એ છે કે, અનાજ જેટલું માંસ પકવવા માટે ચાર ગણી વધુ જમીન જોઈએ! આ પ્રધાન તે નહીં જાણતા હોય?]

## ૩

## અણુ-બૉંબની અસરો

દુનિયાના પહેલા અણુ-બૉંબ જાપાનમાં નાખવામાં આવ્યા. તેની સીધી અસરથી તાત્કાલિક બે શહેરોનાં લાખો માણસો નાશ પામી ગયાં હતાં. પરંતુ એ બૉંબની ઝેરી રાખ ચારે તરફ ઊડે છે. તેની અસર બહુ કારમી હોય છે. તેનાથી રક્તકણનો રોગ (લ્યુકેમિયા) તથા ફેફસાંનું, બરોળનું અને હાડકાંનું કૅન્સર થાય છે. અને હજુ તેની કોઈ દવા શોધાઈ નથી. જાપાનમાં તેવી અસરવાળાં અંદાજે

૨ા લાખ માણસો છે. તેમાંનો ત્રીજો ભાગ તો ઉપર જણાવેલા રોગોથી પીડાતો પડેલો જ છે; ત્યારે બાકીનાઓ પોતાને તે રોગો ક્યારે થશે તેના સતત ભયના ઘેરા તળે જીવે છે.

પરંતુ એ સીધી અસર કરતાં તે ઝેરી રાખની વધુ કારમી અસર તો માણસની વંશવેલ ઉપર થાય છે. અર્થાત્ એ અસરવાળાં સ્ત્રી-પુરુષોનાં સંતાનો કાંતો ખોડીલાં, ભલતા અમાનુષી આકારનાં, અથવા મરેલાં જન્મે છે. ગણતરી છે કે, ઑગસ્ટ ૧૯૪૫ બાદ હિરોશીમામાં જે ૩૨૦૦૦ બાળકો જન્મ્યાં, તેમાં દર છમાંથી એક બાળક અમાનુષી ખોડખાંપણ વાળું (જેમ કે, વધારે પગ, વધારે માથાં, રાક્ષસી માથું કે ચહેરો વગેરેવાળું) અથવા મરેલું જન્મ્યું હતું. અમાનુષી ખોડખાંપણવાળું બાળક પણ પછી લાંબું જીવતું નથી.

—'ટાઇમ્સ ઑફ ઇંડિયા', ૧૩–૮–'૫૮]

૪

### હડતાળની કિંમત

ટાટાના લોખંડના કારખાનામાં જમશેદપુર મુકામે પડેલી હડતાળમાં ૨ કરોડ ૭૦ લાખ રૂપયાની કિંમતના ૪૫૦૦૦ ટન પોલાદ-ઉત્પાદનનું નુકસાન થયું, ચાર માણસો માર્યા ગયા, ૧૧૪ જણ ઘાયલ થયા, અને હડતાળ દરમ્યાનનાં તોફાનમાં થયેલી ભાંગફોડમાં ૧૧ લાખ રૂપિયાની કિંમતની માલ-મિલકતનો નાશ થયો. કારખાનું ૩,૩૫,૦૦૦ જણ-કલાકો બંધ રહ્યું અને તેથી મજૂરોના ૨૪ લાખ ૨૩ હજાર રૂપિયાનો પગાર ગયો.

જે ૪૫૦૦૦ ટન પોલાદનું ઉત્પાદન ન થયું, તેના બદલામાં તેટલું પોલાદ પરદેશથી મંગાવવું પડશે. પરદેશી પોલાદનો ભાવ વધુ ઊંચો હોય છે. ઉપરાંત દેશનું તેટલું પરદેશી ચલણ નાહક વપરાશે.

—'એક હડતાળની સુવાર્તા' (ટાટા કંપની)]

૫

### વનસ્પતિ ઉપર સંગીતની અસર

અન્નમલાઈ યુનિવર્સિટીમાં કરેલા કેટલાક પ્રયોગો ઉપરથી સાબિત થયું છે કે, ધ્વનિની અસર ચણા, ડાંગર, વંતાક વગેરેના ઊગવા ઉપર ચોક્કસપણે સારી થાય છે. તેમની વૃદ્ધિ ઝડપી બને છે. તેમ જ તેમનો પાક વધુ ઊતરે છે.

જંગલી રોપાઓ સંગીતના ધ્વનિથી વધુ ઊંચા વધે છે તથા વધુ તાકાતવાળા થાય છે. તેમને બેસતાં ફૂલ તથા ફળનું પ્રમાણ પણ વધુ હોય છે.

શોભાની વનસ્પતિ ઉપર પણ તે જ જાતની અસર થાય છે. કેટલાંકની ઊંચાઈ ચારથી પાંચ ગણી વધુ થઈ હતી.

આર્થિક મૂલ્યવાળા રોપાઓ, જેવા કે ડાંગર, તમાકુ, શક્કરિયાં અને ટૅપિયોકા-કંદમાં પણ એવી જ સારી અસર માલૂમ પડી હતી. જેમ કે શક્કરિયાં અને ટૅપિયોકા-કંદ ૪૦ ટકા વધુ નીપજ્યાં હતાં. ડાંગરના છોડવાઓ આગળ ચારુકેશી રાગ વગાડવામાં આવ્યો હતો; તેથી પાકમાં ૫૦ ટકા વધારો થયો હતો. તમાકુના રોપાઓ આગળ વાયોલિન વાદ્યથી સંગીત વગાડવાને લીધે ૫૦ ટકા પાક વધુ ઊતર્યો હતો.

—ડૉ. ટી. સી. એન. સીંગ.]

૬

### ઇજિપ્તની રાષ્ટ્રભાષા અરબી

પ્રમુખ નાસરે વ્યક્તિઓ અને કંપનીઓ વચ્ચેના વેપારી પત્રવ્યવહારમાં તથા સરકારી ખાતામાં અરબી ભાષા વાપરવી ફરજિયાત જાહેર કરી છે ઇજિપ્ત અને સીરિયામાં જે માલ વેચાય, તેને અંગેનાં નામવાળાં લેબલ, ભીંતપત્રો અને ટ્રેડ-માર્ક પણ અરબી ભાષામાં હોવાં જોઈશે.

સરકારી કે ખાનગી બધા ઠેકા તથા હરાજી માટેની અરજીઓ પણ અરબીમાં જોઈશે. અને પરદેશી ભાષામાં હશે, તો તેનું અરબી ભાષાંતર સાથે મૂકેલું હોવું જોઈશે. હવેથી કોઈ નવો ટ્રેડ-માર્ક અરબીમાં નહિ હોય, તો તેને નોંધવામાં નહિ આવે; અને જૂનો પૂરો થતો હશે તે ફરીથી અરબીમાં સુધારી લેવામાં નહિ આવે, ત્યાં સુધી નવેસર નોંધી આપવામાં નહિ આવે. પરદેશ ચડવાના માલ ઉપર પરદેશી ભાષાનાં લેબલ ચોંટાડી શકાશે. ઇજિપ્તમાં આવેલી દેશી પરદેશી બધી કંપનીઓને આ હુકમ લાગુ પડે છે. ભંગ કરનાર માટે ભારે દંડની સજા ઠરાવવામાં આવી છે.

અરબી ભાષામાં સારા માર્કે પાસ ન થાય ત્યાં લગી, વિદ્યાર્થી બીજા વિષયોમાં સારા માર્કે પાસ થતો હશે તોપણ તેને ઉપરના વર્ગમાં ચઢાવવામાં નહિ આવે.

—'ટાઇમ્સ ઑફ ઇંડિયા', તા. ૩૧–૮–'૫૮]

—ગો૦

# વીસમી સદીનાં ગુજરાતી પ્રકાશનો

**(ગયા અંકથી ચાલુ)**

## ૯

**(ઈ. સ. ૧૯૪૧-૪૫)**

આ નવમી પંચવર્ષી દરમ્યાન ગુજરાતી ભાષાનાં ૩૦૪૮ પ્રકાશનો ગૂજરાત વિદ્યાપીઠના કૉપીરાઈટ-સંગ્રહમાં આવ્યાં છે. આઠમી પંચવર્ષી કરતાં લગભગ અઢીસો જેટલાં ઓછાં કહેવાય.

| વિષય | સંખ્યા | ટકા |
|---|---|---|
| ૧. સાહિત્ય | ૧૦૮૧ | ૩૬% |
| ૨. કેળવણી | ૮૮૪ | ૨૯% |
| ૩. ધર્મ | ૪૫૯ | ૧૫% |
| ૪. વિજ્ઞાનો | ૧૫૦ | ૫% |
| ૫. ઇતિહાસ | ૧૨૬ | ૪% |
| ૬. સમાજશાસ્ત્ર | ૮૭ | ૩% |
| ૭. ગાંધી-સાહિત્ય | ૬૬ | ૨% |
| ૮. પરચૂરણ | ૧૯૫ | ૬% |
| કુલ | ૩૦૪૮ | ૧૦૦% |

તેમના પેટાવિષયો નીચે પ્રમાણે છે :—

૧. સાહિત્ય :— ૧૦૮૧ જેટલાં સાહિત્યિક પ્રકાશનોમાં મૌલિક ૮૮૦, અનુવાદિત ૧૪૯ અને લિપ્યંતર ૫૨ છે. અનુવાદોમાં બંગાળીમાંથી ૬૧, અંગ્રેજીમાંથી ૨૬, સંસ્કૃતમાંથી ૧૬, હિંદીમાંથી ૧૪ અને ઇતર ૩૨ છે.

રૂપવિભાગ પ્રમાણે ૧૦૮૧ પ્રકાશનોમાં કાવ્યનાં ૨૯૪ છે, જેમાં નીચેનાં પાંચ નોંધપાત્ર છે —

૧. ગુજરાતની ગઝલો —(સંપા૦) કૃષ્ણલાલ ઝવેરી
૨. રાષ્ટ્રિકા — અરદેશર ફરામજી ખબરદાર
૨. ભણકાર — બળવંતરાય કલ્યાણરાય ઠાકોર
૪. ગીતા-ગીતમંજરી — જુગતરામ ચિમનલાલ દવે
૫. ગીતાંજલિ અને બીજાં કાવ્યો — રવીન્દ્રનાથ ઠાકુર; (અનુ૦) નગીનદાસ પારેખ

નાટકોનાં ૯૦ જેટલાં પ્રકાશનોમાં ત્રીજો ભાગ, એટલે કે ૩૦ તો ગાયનોનાં જ છે. બાકીનાં ૬૦ નાટકોમાં નીચેનાં ચાર ઉલ્લેખનીય છે —

૧. જવનિકા — જયંતીલાલ ઘેલાભાઈ દલાલ
૨. અખો, વરવહુ અને બીજાં નાટકો — ચંદ્રવદન ચી. મહેતા
૩. હૅમ્લેટ — શેક્સપિયર; (અનુ૦) હંસાબહેન મહેતા
૪. મૃચ્છકટિક — શૂદ્રક; (અનુ૦) સુંદરમ્
૫. રક્ષાબંધન — હરિકૃષ્ણ પ્રેમી; (અનુ૦) ચંદ્રકાન્ત ફૂ. શાહ

વાર્તાનાં ૫૬૯ પ્રકાશનોમાં નીચેનાં નોંધપાત્ર છે —

૧. દીપનિર્વાણ — દર્શક
૨. ચૌલાદેવી — ધૂમકેતુ
૩. મળેલા જીવ — પન્નાલાલ પટેલ
૪. જય સોમનાથ — કનૈયાલાલ મુનશી
૫. હિંદીની શ્રેષ્ઠ વાર્તાઓ — (સંપા૦) ઇન્દ્ર વસાવડા

આ સિવાયનાં ઇતર ૧૨૮ પ્રકાશનોમાં નીચેનાં પાંચ નોંધપાત્ર છે —

૧. ગુજરાતી કવિતાની રચનાકળા — અરદેશર ફ. ખબરદાર
૨. સાહિત્ય વિચાર — આનંદશંકર બાપુભાઈ ધ્રુવ
૩. સંસ્કૃત નાટચશાસ્ત્રના વિકાસની રૂપરેખા — ડોલરરાય રંગીલદાસ માંકડ
૪. મધુકર — વિનોબા ભાવે
૫. પિરામીડની છાયામાં — ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ

૨. કેળવણી :— ૮૮૪ જેટલાં શૈક્ષણિક પ્રકાશનોમાં ૮૫૭ તો માત્ર પાઠચપુસ્તકો ને ગાઇડોનાં જ છે. બાકીનાં ૨૭ પ્રકાશનોમાં નીચેનાં ચાર નોંધપાત્ર છે—

૧. મનુષ્યની સર્વાંગીણ કેળવણી — એલ. પી. જેકસ; (અનુ૦) ગોપાળદાસ જીવાભાઈ પટેલ
૨. યુવાનોની સંસ્કાર સાધના — સર્વપલ્લી રાધાકૃષ્ણન; (અનુ૦) ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ
૩. મારી વ્યાપક કેળવણી — બૂકર ટી. વૉશિંગ્ટન; (અનુ૦) ચંદુભાઈ રાવજીભાઈ પટેલ
૪. ગામગોષ્ઠી — વિઠ્ઠલદાસ મગનલાલ કોઠારી; રાવજીભાઈ નાથાભાઈ પટેલ

૩. ધર્મ :— ૪૫૯ જેટલાં ધાર્મિક પ્રકાશનોમાં હિંદુ ૨૫૦, જૈન ૧૦૬ અને ઇતર ૧૦૩ છે; જેમાં નીચેનાં ત્રણ ઉલ્લેખનીય છે —

૧. હિંદુ ધર્મ — રાધાકૃષ્ણન; (અનુ૦) ચંદ્રશંકર પ્રા. શુક્લ

૨. યોગશાસ્ત્ર — આચાર્ય હેમચંદ્ર; (સંપા૦) ખુશાલદાસ જગજીવનદાસ

૩. હજરત મહંમદ અને ઇસ્લામ — પંડિત સુંદરલાલ; (અનુ૦) નામ નથી આપ્યું.

૪. વિજ્ઞાન — ૧૫૦ જેટલાં વૈજ્ઞાનિક પ્રકાશનોમાં વૈદકનાં ૫૩, ઉપયુક્ત કળાનાં ૪૮ અને ઇતર ૪૯ છે; જેમાં નીચેનાં પાંચ નોંધપાત્ર છે —

૧. વિશ્વપરિચય — રવીન્દ્રનાથ ઠાકુર; (અનુ૦) નગીનદાસ પારેખ

૨. જીવવિજ્ઞાન — માધવજી ખી. મચ્છર

૩. વનસ્પતિ સૃષ્ટિ - ૧ — ગોકુળદાસ ખીમજી બાંબડાઈ

૪. આયુર્વેદનો ઇતિહાસ — દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી

૫. રાષ્ટ્રીય ઉદ્યોગ — મૃદુલ

૫. ઇતિહાસ :- ૧૨૬ જેટલાં ઇતિહાસને લગતાં પ્રકાશનોમાં ભારતને લગતાં ૮૩ અને ઇતર ૪૩ છે; જેમાં નીચેનાં ત્રણ ઉલ્લેખનીય છે—

૧. જગતના ઇતિહાસનું રેખાદર્શન ખંડ ૧-૨ — જવાહરલાલ નેહરૂ; (અનુ૦) મણિભાઈ ભ. દેસાઈ

૨. જાપાન — ડુંગરશી ધરમશી સંપટ

૨. હિંદનો કોમી ત્રિકોણ — અશોક મહેતા; અચ્યુત પટવર્ધન

૬. સમાજશાસ્ત્ર :— ૮૭ જેટલાં સામાજિક પ્રકાશનોમાં નાતજાતનાં ૩૦, બહેનોનાં ૧૦ અને ઇતર ૪૭ છે; જેમાં નીચેનાં પાંચ નોંધપાત્ર છે—

૧. ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ — રત્નમણિરાવ ભી. જોટે

૨. ઐતિહાસિક સંશોધન — દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી

૩. ગુજરાતી અટકોનો ઇતિહાસ — વિનોદિની નીલકંઠ

૪. સ્ત્રીઓના વિવિધ પ્રશ્નો — (સંપા૦) વિદ્યાબહેન નીલકંઠ અને પ્રભુદાસ પટવારી

૫. ગ્રામોદ્યોગ પ્રવૃત્તિ — જે. સી. કુમારપ્પા; (અનુ૦) નગીનદાસ પારેખ

૭. ગાંધી સાહિત્ય :— ૬૬ જેટલાં આ વિષયનાં પ્રકાશનોમાં નીચેનાં ત્રણ નોંધપાત્ર છે—

૧. રાષ્ટ્રભાષા વિષે વિચાર — મોહનદાસ કરમચંદ ગાંધી

૨. દેશી રાજ્યોનો પ્રશ્ન— ,, ,, ,,

૩. ગાંધીવાદી આર્થિક યોજના — શ્રીમન્નારાયણ અગ્રવાલ; (અનુ૦) ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ

૮. પરચૂરણ :— ૧૯૫ ઇતર પ્રકાશનોમાં તત્ત્વજ્ઞાનનાં ૫૮, અર્થશાસ્ત્રનાં ૩૪, ભૂગોળનાં ૨૬, લલિતકળાનાં ૨૪, ભાષાશાસ્ત્રનાં ૧૬ અને ઇતર ૩૬ છે; જેમાં નીચેનાં પાંચ ઉલ્લેખનીય છે —

૧. ચિત્ર સાધના — રસિકલાલ પરીખ

૨. ગુજરાતી ભાષાની ઉત્ક્રાન્તિ — બેચરદાસ જીવરાજ દોશી

૩. ગીતાધર્મ — દત્તાત્રેય બાળકૃષ્ણ કાલેલકર

૪. સર્વોદયની જીવનકળા — એલ. પી. જેક્સ; (અનુ૦) ગોપાળદાસ જીવાભાઈ પટેલ

૫. હિંદનું પ્રજાકીય અર્થશાસ્ત્ર — વિઠ્ઠલદાસ મગનલાલ કોઠારી

છેલ્લે રહે છે ચરિત્રો. ૩૦૪૮ પ્રકાશનોમાં ૨૦૫ ચરિત્રો છે, જેમાં નીચેનાં પાંચ નોંધપાત્ર છે —

૧. ગાંધીજી - તેમનું જીવન અને કાર્ય — (પ્રકા૦) લોકપ્રકાશન લિમિટેડ, અમદાવાદ

૨. અખો : એક અધ્યયન — ઉમાશંકર જોષી

૩. મહાવીર-કથા — (સંપા૦) ગોપાળદાસ જીવાભાઈ પટેલ

૪. ગુજરાતી સંસ્કૃતિના સંરક્ષકો - ૧ — (સંયો૦) મોહનલાલ ધ. દવે

૫. જીવનનાં ઝરણાં — રાવજીભાઈ મણિભાઈ પટેલ

**દશરથલાલ શાહ**

# નવું વાચન

**અમૃતકથાવલિ:** ભાગ ૧ થી ૧૦ [અલગ] લે૦ રમણલાલ સોની; પ્રકા૦ બાલગોવિંદ કુબેરદાસની કું., અમદાવાદ; પૃષ્ઠ ૩૨ થી ૬૯; કિં૦ દરેકની ૫૦ ન૦ પૈ૦.

ખરેખર આ વાર્તાઓ આપણા પ્રાચીન સાહિત્ય (કદાચ બૌદ્ધ સાહિત્ય)ની અમૃત જેવી વાર્તાઓ છે. રસની દૃષ્ટિએ તેમ જ ગુણની દૃષ્ટિએ પણ. મોટા ટાઇપમાં છાપી હોવાથી બાળકો કે તાજેતરમાં ભણવા લાગેલા પ્રૌઢોને પણ તે કામ આવી શકે; તેમ જ બીજાં મોટેરાં પણ એટલો જ રસ — કદાચ પેલાંથી વધારે — માણી શકે.

બૌદ્ધો સામાન્ય રીતે ગુણોના ઉપાસકો હોય છે. દાન, શીલ, ક્ષમા, સમ્યક્ સંકલ્પ, સમ્યક આજીવ વગેરે જુદા જુદા ગુણોની સાધના, એ તેમનામાં ઉપાદેય વસ્તુ ગણાય છે. આ ચોપડીઓમાં તેવી જુદી જુદી અનેક ગુણોની વાર્તાઓ છે. સામાન્ય લોકવ્યવહારની વાર્તાઓ પણ ઘણી છે. એટલે ધર્મકથાઓ હોવા છતાં વ્યવહારકથાઓ પણ તે બની શકે તેમ છે. ધર્મયુક્ત વ્યવહાર જ છેવટે તો સાચો સફળ વ્યવહાર બની શકે છે. धर्माद् अर्थश्च कामश्च ।

આ વાર્તાઓ શામાંથી ઉતારી છે, એનો કશો ઉલ્લેખ લેખકે કે પ્રકાશકે કર્યો નથી. એટલે સહેજે એમ લાગે કે, આ બધી વાર્તાઓ શ્રી. રમણલાલ સોનીએ જ જૂની વાર્તાઓની શૈલીમાં લખી હશે. પણ કેટલીક વાર્તાઓ તો બૌદ્ધ ગ્રંથોમાંની જાણીતી વાર્તાઓ છે; એટલે બધી જ શ્રી. રમણલાલ સોનીએ લખી હશે એમ માની શકાતું નથી. ઉપરાંત જૂની વાર્તાઓને સહેલી ભાષામાં રસિક રીતે રજૂ કરવા ઉપરાંત મૂળ વસ્તુમાં તેમણે કાંઈ ફેરફાર કર્યા છે કે નહીં, એ પણ સમજી શકાતું નથી. એક જાણીતી વાતના વસ્તુમાં ફેરફાર કરેલા સ્પષ્ટ દેખાય છે; પણ એ કદાચ જુદો પાઠ પણ હોઈ શકે. એટલે એ બધા અંગે થોડું નિવેદન શરૂઆતમાં કર્યું હોત, તો સારું થાત.

ચિત્રો વગેરેથી વાર્તાઓને ઠીક ઠીક સજાવી છે. ગુજરાતી વાચકને સુલભ કરાયેલા આ અમૃતનો લાભ જરૂર તેણે ઉઠાવવો જોઈએ.

'વાચક'

**ઊંચો ગઢ ગિરનાર : ૨ સોરઠની સુંદરી** લે૦, પ્રકા૦ વૈદ્ય મોહનલાલ ચૂનીલાલ ધામી; વીર ઔષધાલય, રાજકોટ; કિં૦ ૬-૨૫; પૃ૦ ૪૮૮.

'ઊંચો ગઢ ગિરનાર' એ નામે જે વાર્તા શ્રી. ધામીએ શરૂ કરી હતી, તેનો આ બીજો ભાગ છે. આ બીજા ભાગમાં જ ગિરનારની વાત ખરી રીતે આવે છે; અર્થાત્ જૂનાગઢ ઉપર રાણકદેવી માટે પાટણના સિદ્ધરાજ જયસિંહે કરેલી ચડાઈની વાત. આ પુસ્તક સાથે એ વાર્તા પૂરી પણ થાય છે.

ખરી રીતે આ બે મોટાં પુસ્તકોમાંથી દોઢ જેટલું પુસ્તક તો ગિરનાર સિવાયની — એટલે કે સિંધુ દેશની નર્તિકા કામદા અને સિદ્ધરાજના મંડલેશ્વર ત્રિભુવનપાલની પ્રાસંગિક કથા જ રોકે છે. કામદા પ્રથમ તો ત્રિભુવનપાલને હાથે અવજ્ઞા પામી હોવાથી તેનો ઘાત કરનારને વરવાની પ્રતિજ્ઞા સાથે સ્વદેશથી નીકળે છે. પરંતુ, તે ઘાત કરવા તૈયાર થનારને ત્રિભુવનપાળ હરાવે છે, તે વખતથી કામદાનો વેરભાવ પ્રેમભાવમાં પલટાય છે સત્પુરુષ પ્રત્યેનો એ પ્રેમભાવ તેના અતરને ઉન્નત કરતો જાય છે અને છેવટે જ્યારે ત્રિભુવનપાળ તેને પોતાની માતા તરીકે સ્વીકારે છે, ત્યારે કામદા પોતાના અંતરની કામના છોડી, સંસારત્યાગી બને છે. એ આખો પ્રસંગ લેખકે અચ્છી રીતે નિરૂપ્યો છે.

એ પ્રસંગ પૂરો થતાં છેવટે સિદ્ધરાજ અને રાણકનો પ્રસંગ શરૂ થાય છે. લેખકે એ પ્રસંગ પ્રચલિતથી જુદી જ રીતે નિરૂપ્યો છે. સિદ્ધરાજને દોષમુક્ત ઠરાવવા શ્રી. ધામીએ વાર્તાને એવી રીતે રજૂ કરી છે કે, સિદ્ધરાજની રાણી લીલાદેવીને સંતાન ન થતું હોવાથી, લીલાદેવી જ સિદ્ધરાજને ફરી લગ્ન કરવા આગ્રહ કરે છે, અને કન્યાની શોધમાં માણસો મોકલાવે છે. તે માણસો સૌરાષ્ટ્રની પદ્મિની રાણકદેવીને પસંદ કરે છે. તે કન્યા મૂળે રાજબીજ હોવા છતાં અમુક કારણે બચપણમાં માતાપિતાથી તજાઈને એક કુંભારને ત્યાં ઊછરતી હોય છે. તે વાતની ખાતરી થતાં, વેવાહ-વાગ્દાનનો વિધિ પતવીને સિદ્ધરાજના માણસો પાટણ પાછા ફરે છે. પણ નવાઈની વાત એ છે કે, એ વાગ્દાન પત્યા પછી જ, તે પ્રદેશનો રાજા રા'ખેંગાર, કે જે સિદ્ધરાજનો ખંડિયો છે, તેને રાણકદેવીના અદ્ભુત સૌંદર્યની ખબર પહેલવહેલી મળે છે! તે તરત તેને જોવા નીકળે છે. મજેવડી ગામે તે આવી પહોંચે છે, તે વખતે જ રાણકદેવી ઉપર એક સાંઢ પ્રાણઘાતક હુમલો કર્યો હોય છે. તેમાંથી રા'ખગાર રાણકને બહાદુરીથી બચાવી લે છે, અને એ રીતે રાણકના હાથનો અને પ્રેમનો હકદાર બને છે. રાણકની સંમતિ હોવાથી તેના પાલક પિતા પણ રા'ખેંગાર સાથેનું તેનું લગ્ન કબૂલ રાખે છે અને એ રીતે સિદ્ધરાજ સાથે એક મોટો ઝઘડો મૂલવી લેવામાં આવે છે.

સિદ્ધરાજના એક-બે સેનાપતિઓ લશ્કર લઈને જૂનાગઢ ઉપર ચડી જાય છે અને તેના કિલ્લાને ઘેરો ઘાલે છે. એ ઘેરો આઠ વર્ષ ચાલે છે. પ્રચલિત વાર્તાની પેઠે રા'ખેંગારનો ભાણો દેશળ ફૂટી જતો નથી. બધા જ છેવટ સુધી રા'ખેંગારને વફાદાર રહે છે. પછી ઘેરો બહુ લંબાતાં ત્રિભુવનપાલ લડાઈને મોરચે આવીને ગઢની સ્થિતિ તપાસે છે. અચાનક તેને ગઢમાંથી પાણી નીકળવાનાં

બે ગરનાળાં દેખાય છે. ત્યાં સુરંગ મૂકવાથી ગઢ સહેલાઈથી તોડી શકાશે એમ કહી, તે તરત પાટણ પાછો ચાલ્યો જાય છે. તે પ્રમાણે સુરગ મૂકતાં ગઢ તૂટે છે અને લડાઈ જામે છે. તેમાં રા'ખેંગાર માર્યો જાય છે. દરમ્યાન રા'ખેંગારે રાણક તથા તેના બે કુમારોને છૂપે રસ્તે દેરાળ સાથે ઉપરકોટમાં મોકલાવી દીધા હોય છે. ત્યાં રા'ખગારના મરણના સમાચાર પહોંચે છે. તે વખતે અકસ્માતથી બંને કુવરો — એક ગોળીથી અને બીજો ઓટલા ઉપરથી ગબડી પડી — માર્યા જાય છે. તે અરસામાં સિદ્ધરાજ લીલાદેવીની મુલતવી રહેલી પ્રભાસની યાત્રા પૂરી કરાવવા નીકળ્યો હોય છે. તેની પાસે રા'ખેંગારનું માથું લાવવામાં આવે છે. રાણક આવીને તે માથુ માગે છે અને સતી થાય છે. અર્થાત્ સિદ્ધરાજે બળજબરીથી રાણકનું હરણ કર્યું કે તેના કુમારોને કતલ કરી નાખ્યા, એ રીતે વાત રજૂ કરવામાં નથી આવતી.

આ ફેરફારને ઇતિહાસનો આધાર છે કે નહીં, એ વિષે લેખક કશું નથી જણાવતા. બધું કાલ્પનિક જ હોય, તો પછી વાર્તારસની દૃષ્ટિએ આ ફેરફાર વધુ સફળ નીવડે છે કે કેમ, એનો નિર્ણય ઝટ આપી શકાય તેમ છે. કારણ કે, લેખકે કરેલા કેટલાક ફેરફારો તો ઉઘાડા અપ્રતીતિકર છે. અને એને લીધે વાર્તારસમાં તૂટ આવે જ છે. પછી સાચો ઇતિહાસ જ એવો અરસિક હોય, તો તેમાં લેખ નો વાંક ન ગણાય. પણ તે બાબતનું કશું પ્રમાણ લેખક રજૂ નથી કરતા.

**'વાચક'**

**ઉદા મહેતા:** લે૦ 'જયભિખ્ખુ'; પ્રકા૦ પ્રજાબંધુ પ્રેસ, અમદાવાદ; કિં૦ ૧ રૂપિયો; પૃ૦ ૧૭૫.

'ગુજરાતના ભુલાયેલા' એક 'વીર નરની' કથા લેખક આમાં રજૂ કરે છે. શ્રી. જયભિખ્ખુ એ વીર નરના ચારણ બનવા જાય છે; અને તેથી વાક્યે વાક્યે લાંબા હાથ કરતા હોય તેમ ટૂંકાં ટૂંકાં વાક્યોના ફકરા પાડી પાનાં ઉપર પાનાં ભરે છે. ઉત્સાહમાં આવીને બોલવા જતાં તે થોડીક ગફલત પણ કરી બેસે છે: 'બંગાળને દેશનું મગજ ગણીએ, પંજાબને દેશના બાહુ લેખીએ, ઉત્તર પ્રદેશને ઉદર લેખીએ, મદ્રાસને મગજ લેખીએ —' અર્થાત્ બગાળ અને મદ્રાસ એમ બે મગજ આપણા દેશને થઈ જાય છે! પછી આગળ ચાલતાં તે કહી દે છે: 'ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ પણ ભવ્ય છે. દુનિયાનું જૂનામાં જૂનું પાટનગર દ્વારકા અને જૂનામાં જૂનું તીર્થ પ્રભાસતીર્થ એને ત્યાં છે.' દુનિયાનું પાટનગર દ્વારકા!

'આ વીરનરની આપણે જ હાથે ખોટી દેકડી થઈ છે.' એવી લેખ-ની ફરિયાદ છે. કદાચ મુનશીએ 'ઉદો મારવાડી' પોતાની નવલકથામાં જે રીતે ચીતર્યો છે. તે સામે તેમને વાંધો હશે. 'દેશની ઊગતી આશાઓને પ્રેરણા અને બળ આપશે,' એ આશાએ લેખક 'આ ચરિત્ર' પોતાની રીતે રજૂ કરવા પ્રયત્ન કરે છે.

આપણે એમની રીત સમજવા પ્રયત્ન કરીએ. છૂટા છૂટા છાપકામથી દેકડા મારતો મારતો ઉદો ૮૦ પાને મારવાડમાંથી પાટણમાં આવે છે. ત્યાં ઘીની દુકાન કાઢે છે. અને પછી ઘર બાંધવા જમીન ખરીદે છે. તેમાં પાયો ખોદતાં ધનનો ચરુ નીકળે છે. તે પોતાના હકનો ન કહેવાય, એમ માની, ઉદો જમીનની મૂળ માલિકણને તે ચરુ આપવા માગે છે. પેલી પણ માથાની મળે છે. તે કહે છે, મેં જમીન તને વેચી દીધી એટલે એ બધું હવે તારું! એમાંથી મામલો રાજદરબારે જાય છે. મીનળદેવી પણ એ ધન લેવા ના પાડે છે. છેવટે એ ધનમાંથી ઉદો એક દેરાસર બંધાવવાની સૂચના મૂકે છે, અને તે સૌને પસંદ આવે છે.

આટલા ઉપરથી ઉદા મહેતા પાટણની રાણી મીનળદેવીના આદરપાત્ર અને વિશ્વાસપાત્ર બની જાય છે. રાણી તેમને પોતાના પુત્ર જયસિંહના 'મામા'ને સ્થાને સ્થાપી દે છે, અને ખંભાતના સૂબા બનાવે છે.

ત્યાં દેવચંદ્રસૂરિ એક વખત ચંગ નામના બાળકને તેના પિતાની ગેરહાજરીમાં મા પાસેથી ઉપાડી લાવ્યા હોય છે. બાળકનો પિતા આવી રમખાણ મચાવશે, એમ માની, તે એ બાળકને ઉદા મહેતાને સોંપે છે. ઉદો એ બાળકના પિતાને સમજાવી, એ બાળકને પાછો દેવચંદ્રસૂરિને સોંપ છે. તે બાળક પછી હેમચંદ્રાચાર્ય નામે પ્રસિદ્ધ થાય છે.

પછી કુમારપાળ જ્યારે જયસિંહના હાથમાંથી છટકી નાસતો ભાગતો ખંભાત આવે છે, ત્યારે હેમચંદ્રાચાર્યના ભવિષ્યકથનથી ઉદા મહેતા તેને આશરો આપે છે, અને મદદ કરે છે. પુત્રવિહોણો જયસિંહ મરણ પામતાં, એ કુમારપાળ, ત્રણ ભાઈમાં નાનો હોવા છતાં, કથાની રીતે પોતાની વધુ લાયકાત પુરવાર કરી, ગાદીએ આવે છે.

ઉદા મહેતા તેની નોકરીમાં પછી સોરઠની લડાઈમાં વીરતા બતાવી લડતા લડતા ઘાયલ થાય છે અને મરણ પામે છે.

વાત લખવામાં દૃષ્ટાંત તરીકે શ્રી. જયભિખ્ખુ ઈસપનીતિની વાતને પણ ખેંચી લાવે છે. તથા 'જબ પ્રાણ તનસે નીકલે' જેવાં ભજનો, કાળસ્થળનો દોષ માન્યા વગર, ગમે તેને મોંએ મૂકી દે છે. એ બધું વાત કહેવાના જુસ્સામાં ભલે ચાલ્યું જાય; પણ એ પુસ્તક રૂપે નજરે પડે, ત્યારે ખટક્યા વિના રહે નહિ.

શ્રી. જયભિખ્ખુ, રાણકદેવી કે જસમા ઓડણવાળા પ્રસંગો સિદ્ધરાજ જયસિંહને વગોવવા ખોટા જોડી કાઢવામાં આવ્યા છે, એમ 'ઇતિહાસ'ની આણ દઈને કહે છે. ઉપર શ્રી. વૈદ્યના પુસ્તકમાં પણ રાણકદેવીવાળી આખી વાતનો પુનરુદ્ધાર કે જીર્ણોદ્ધાર અમુક રીતે કરેલો છે.

એ બધા ફેરફારો ખરા છે કે ખોટા છે, એ પ્રશ્ન અમુક કથાઓ કે દંતકથાઓ ઉપર ભાર કે વિશ્વાસ મૂકવા કે ન મૂકવાનો જ દેખાય છે. અલબત્ત, સિદ્ધરાજ, રા'ખેંગાર,

રાણકદેવી, ઉદા મહેતા, મંડલેશ્વર ત્રિભુવનપાલ વગેરે પાત્રો સારાં ઠરે કે સારાં તરીકે રજૂ થાય, તેમાં વાર્તારસના ઇચ્છુક વાચકને બીજો તો શો વાંધો હોઈ શકે? પણ એ બધા સાહિત્યક્ષેત્રમાંના વિરોધો વાચકના મન ઉપર એ પાત્રોની કશી દૃઢ કે કાયમી છાપ પાડવામાં વિઘ્નરૂપ નીવડે, એ વાત નક્કી.

'**વાચક**'

**આકાશગંગા:** લે૦ ઈશ્વર પેટલીકર; પ્રકા૦ આર. આર. શેઠની કું., મુંબઈ; કિં. ૪·૦૦; પૃ૦ ૨૮૫.

૨૧ ટૂંકી વાર્તાઓનો આ સંગ્રહ ગુજરાત અને ગુજરાતના સામાન્ય સામાજિક જીવનને મુખ્યત્વે અનુલક્ષતી વાર્તાઓનો હોઈ, ધ્યાન ખેંચે તેવો છે. લેખકે પોતાની વાર્તાકાર તરીકેની સફળ શૈલીથી તે પ્રસંગો રજૂ કર્યા છે, અને તે વાંચતાં જરાય કંટાળો આવતો નથી.

તેમનાં પાત્રોમાં માત્ર કૌટુંબિક જીવનનાં કેટલાંક યાદગાર સ્ત્રી-પાત્રો ઉપરાંત વર્તમાનપત્રોનો ખબરપત્રી, કૉલેજોનો પ્રિન્સિપાલ, મકાન ભાડે આપતો મકાનમાલિક, સખત્રો પડોશી, ગામડાનો પરંતુ પરદેશી વિદ્યા ભણી શહેરમાં જામેલો દાક્તર, કૉંગ્રેસી જમીનદાર, કૉંગ્રેસ સમિતિનો મંત્રી, વગેરે રાજકીય તથા સામાજિક જીવનનાં પાત્રો પણ છે. અને એ બધાંનું નિરૂપણ પણ ખોટા વાર્તારસમાં તણાઈ જવાને બદલે યથોચિત — વાસ્તવિક કરાયું છે. અને છતાં વાચન-રસને ક્ષતિ આવવા દેવામાં આવી નથી.

ઉટપટાંગ અદ્ભુત-કથાઓ કરતાં આવી વાસ્તવિક કથાઓ પણ આકર્ષક બન્યા વિના રહેતી નથી, એનો આ વાર્તાસંગ્રહ પુરાવો છે. પરંતુ વાસ્તવિક કથા પણ કેવળ વાસ્તવિક રહેવા જાય, તેમાં તેનું મરણ છે. આખું જગત વાસ્તવિક છે; પરંતુ તેના મૂળમાં — તેના અંતરમાં એક ગૂઢ ઉદ્દામ ભાવના ઊછળી રહી છે. તે પણ વાસ્તવિક જ છે, છતાં આદર્શ તરફ પ્રગતિમાન છે. એને ભૂલીને વાસ્તવિકતામાં જ રાચ્યા કરવું, છેવટે માનવ હૃદય માટે તૃપ્તિકર રહેતું નથી.

'**વાચક**'

**પરાગની ફોઈ:** લે૦ શ્રી. નટવર શાહ; પ્રકા૦ 'લોહાણા હિતેચ્છુ', મુંબઈ; પૃ૦ ૨૭૦; કિં૦ ૨·૫૦.

પ્રણયત્રિકોણની આ એક 'ચાલુ' વાર્તા છે. અરવિંદને પુષ્પા નામની છોકરી બચપણથી વતનમાં ચાહતી હોય છે. દરમ્યાન અરવિંદ મોટો થઈ મુંબઈ ભણવા જાય છે. ત્યાં તે એક અકસ્માતમાંથી એક છોકરીને બચાવી લે છે. તે છોકરીની માતા અરવિંદને પોતાના ફ્લેટમાં એક ઓરડો ભાડે કાઢી આપે છે. ત્યાં એ છોકરી નંદિની સાથે અરવિંદને પ્રેમસંબંધ બંધાય છે. દરમ્યાન અરવિંદનાં માતાપિતા વતનમાં પુષ્પા સાથે તેનું લગ્ન નક્કી કરી દે છે. અને એક વખત કરેલું વેવિશાળ ફોક થાય તેમ ન હોવાથી, અને ફોક કરે તો પેલી છંડાયેલી છોકરી કાયમ છંડાયેલી જ રહે એવો ભય હોવાથી, અરવિંદ પુષ્પા સાથેનું લગ્ન સ્વીકારે છે.

આટલા પાયા ઉપર પછી સામાન્ય પ્રણયત્રિકોણની કરુણાન્ત ઇમારત ઊભી થાય છે. એક તરફ પોતાના પતિની જૂની પ્રેમપાત્ર યુવતી તરફની ઈર્ષ્યા, અને બીજી બાજુ પ્રેમની સચ્ચાઈને કારણે જ પ્રેમપાત્રનું સુખ ઊભું કરવા પ્રેમી સ્ત્રી દ્વારા કરાતાં ત્યાગ-બલિદાન,— એ બે વચ્ચેની લડાઈમાં છેવટે ઈર્ષ્યા હારે છે અને સાચા પ્રેમનું બલિદાન જીતે છે. પણ તે પરિણામ પરણેતરની મરણપથારીએ જ આવે છે; એટલે વાર્તાની રીતે લગ્નસંબંધ બહારના પ્રેમને ફરી સહજીવનનો અવકાશ મળે છે. પણ પુરુષ તે સહજીવન, પોતાની પ્રેમિકાને બહેન કહીને — પોતાના નવજાત માતા-વહોણા બનેલા પુત્રની ફોઈ કહીને — સ્વીકારે છે. પેલી પ્રેમિકા એ નવા સંબંધનો નામોલ્લેખ સાંભળી પહેલાં તો ચમકે છે. પણ પછી તેને યોગ્ય ગણી કબૂલ રાખે છે, અને ત્યાં વાર્તા પૂરી થાય છે.

નવજુવાન વાર્તાકારની આ પ્રથમ નવલકથા છે, એમ પ્રકાશકો જણાવે છે. તે હિસાબે લેખક જરા અઘરા વિષયમાં કૂદી પડ્યા લાગે છે. જોકે, સ્ત્રી, પ્રેમ, લગ્ન, કામ-શૃંગાર, બલિદાન, શરાબ અને સુંદરી એ વિષયોને કોઈ અઘરા ગણવા તૈયાર ન થાય; અને સહેજે રસભર્યા માને. છતાં જીવનની નિષ્ઠા અને લાંબા અનુભવ વિનાનું એ બધું અવાસ્તવિક, અસત્ય અને તેથી જોખમકારક થઈ જવાનો પૂરો ભય રહે છે.

લેખક પાસે વાર્તાલેખનની હથોટી છે. જોકે, વાર્તાના વહેણને પલટનારા જે બે કે ત્રણ 'અકસ્માતો' છે, તે અપ્રતીતિકર જેવા થઈ ગયા છે. પુસ્તકનો સ્થૂલ દેહ તો ભેટ પુસ્તક માટેનો સરજાયો હોઈ, તે વિષે ચૂપ રહેવું એ જ યોગ્ય કહેવાય.

'**વાચક**'

**બખાઈ:** લે૦ સ્વ૦ ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા; પ્રકા૦ શ્રી હરિહર પુસ્તકાલય, સુરત; કિં૦ ૨·૫૦; પૃ૦ ૧૬૪.

કાઠિયાવાડના ગુજરાતીઓ એડનમાં વેપાર અર્થે ગયા; અને ત્યાં જઈ આરબોમાં સારું નામ મેળવ્યું, સારા સંબંધો ઊભા કર્યા તથા વેપાર પણ જમાવ્યો, તેનું પ્રથમ વિશ્વ-યુદ્ધને અડતા સમયનું વસ્તુ આ વાર્તામાં છે. સ્વ૦ રાયચુરાએ ઘણી વાર્તાઓ લખી છે. તે વાર્તાઓનું નવસંસ્કરણ હવે શરૂ કરવામાં આવ્યું હોય એમ લાગે છે. અને તે આવકાર્ય છે.

આ વાર્તા સરળ તથા ટૂંકી છે. પરંતુ તેમાં વસ્તુપ્રવાહ બહુ વેગથી — વધારેપડતા વેગથી — વહી જાય છે. અરેબિયન નાઇટ્સ જેવી વાર્તાઓમાં જાદુઈ શેતરંજીઓ કે જાદુઈ ઘોડાઓ હોય છે, એટલે ત્યાં સ્થળ અને કાળનું અંતર સામાન્યપણે બહુ ટૂંકું થઈ જાય. છતાં ત્યાં વાર્તાપ્રવાહ વાર્તાકારની કુશળતાને લીધે અસાધારણ વેગીલો થઈ જતો ન હોઈ, વાર્તા અસંભાવતતાના તંતુ ઉપર ગતિમાન હોવા છતાં, સામાન્ય જીવનપ્રવાહની ઢબે જ વહે છે, અને સંભવિતતાનો — પ્રતીતિકારકતાનો આભાસ ઊભો કરે છે.

ત્યારે આ વાર્તામાં વસ્તુપ્રવાહનું સંકલન યથાયોગ્ય ન થવાથી, સંભવિત — વાસ્તવિક હોવા છતાં તે અવાસ્તવિક જેવી થઈ રહે છે.

દરિયામાં તોફાન આવ્યું. છતાં કાંતિલાલ બચ્યો — એડનમાં ઊતર્યો — મેઘજી શેઠની મદદથી દુકાને લાગ્યો ન લાગ્યો એટલામાં તો મેઘજી શેઠને જ ભીડ વખતે મદદ નાણું આપી શકે તેવો થઈ ગયો — ફ્રેંચ અમલદારની પુત્રી લ્યૂસી તેને પરણવા સુધીની હદે તૈયાર થઈ ગઈ અને કાંતિલાલે પણ પોતાના પરણેલા હોવાની ખબર તેને ન આપીને બધી વાત આગળ વધવા દીધી — અને પછી એક દિવસે કાંતિલાલે તેને પોતાની પરણેતરનો પ્રત્યક્ષ મેળાપ કરાવ્યો, એટલે લાગેલા આઘાતથી તે ચાર દિવસ બેભાન રહી, અને છેવટે કુંવારી રહી કાંતિલાલ સાથે જ ભારતવર્ષમાં લોકસેવા કરવા અને છેવટ સુધી રહેવા આવી — આ બધું નાની સરખી વાતમાં એવી રીતે રજૂ કરાયું છે કે છેક જ અવાસ્તવિક — અસંભવિત લાગે.

પરંતુ, શ્રી. રાયચુરાનું લખાણ સરવાળે રોચક અને બોધક હોય છે. એટલે એમના સમયમાં પ્રચલિત શૈલીમાં કરેલું લખાણ અત્યારે આપણી નવી આંખે મૂલવવાનો વધુ પ્રયત્ન ન કરીએ, તોપણ ખોટું નથી.

'વાચક'

**શ્રુતિ :** લે૦ રાજેન્દ્ર શાહ; પ્રકા૦ કવિલોક પ્રકાશન, ૩૮૦, ગિરગામ રોડ, મુંબઈ ૨; કિં૦ ત્રણ રૂપિયા; પૃ૦ ૧૪૩.

કવિલોક પ્રકાશને આપણા આજના એક લબ્ધપ્રતિષ્ઠ કવિ રાજેન્દ્ર શાહનાં ૮૬ કાવ્યોનો આ સંગ્રહ પ્રસિદ્ધ કર્યો છે એ આવકાર્ય છે. પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી, પ્રો. અનંતરાય રાવળ અને પ્રો. સુંદરજી બેટાઈ એ આપણા ત્રણ સાક્ષરોની સંમતિથી આ સંગ્રહનું પ્રકાશન કવિલોકે કર્યું છે, એ જ આ સંગ્રહની મૂલ્યવત્તા દર્શાવવા પૂરતું છે.

સુ૦ કો૦

**શ્રીલેખા :** લે૦ ઇન્દુલાલ ગાંધી; હંસ પ્રકાશન, રાજકોટ, સૌરાષ્ટ્ર; કિં૦ ચાર રૂપિયા; પૃ૦ ૧૭૬.

ભાઈશ્રી ઇન્દુલાલ ગાંધીનો આ દશમો કાવ્યસંગ્રહ તેમની કવિ તરીકેની ખ્યાતિમાં ઉમેરો કરે એવો છે. આ સંગ્રહમાં છંદોબદ્ધ કાવ્યો, ખંડકાવ્યો, કથાકાવ્યો અને ગેયકાવ્યોને સંગૃહીત કરવામાં આવ્યાં છે.

સુ૦ કો૦

**સમાજશિક્ષણ સાહિત્ય :** પ્રકા૦ ગુજરાત સમાજ-શિક્ષણ સમિતિ, દરિયામહેલ, સુરત; કિં૦ દરેક પત્રિકાની એક આનો; પૃ૦ દરેકનાં ૪.

તા. ૨૩–૧૨–'૫૭ થી તા. ૩૧–૧–'૫૮ દરમિયાન સુરત જિલ્લામાં આવેલા ઉભરાટ મુકામે શ્રી. રમણલાલ સોનીના સંચાલન હેઠળ નવશિક્ષિત સાહિત્ય નિર્માણ શિબિર યોજાયો હતો. તે વખતે નવશિક્ષિત પ્રૌઢોને કેવું સાહિત્ય જરૂરી છે, એ અંગે વિચારણા થઈ હતી. શિબિરમાં જોડાયેલાંભાઈ-બહેનોએ એવું સાહિત્ય પણ તૈયાર કર્યું હતું. એ સામગ્રીમાંથી 'સમાજશિક્ષણ સાહિત્ય પત્રિકા'ની બે શ્રેણી પ્રકાશિત કરવામાં આવી છે. દરેક શ્રેણીમાં ચાર ચાર પાનાંની વીસ વીસ પત્રિકાઓ છે. મોટા ટાઇપમાં અને સરળ ભાષામાં લખાયેલી આ સચિત્ર પત્રિકા પ્રૌઢશિક્ષણ માટેના સાહિત્યમાં સારો ફાળો આપે એવી છે. આ પ્રયાસ સ્તુત્ય છે.

સુ૦ કો૦

**પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ :** સંપા૦ વાડીલાલ ડગલી; પ્રકા૦ પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ, ૨૯, વીર નરીમાન રોડ, મુંબઈ–૧; કિં૦ દરેકની ૪૦ નયા પૈસા; પૃ૦ દરેકનાં ૩૨.

સમાજ અને જીવનના વિવિધ પ્રશ્નોને નિરૂપતી, સાદી અને રોચક ભાષામાં તે તે વિષયના જાણકાર પાસે તૈયાર કરાવેલી આવી પરિચય-પુસ્તિકાઓ આવકાર્ય છે. હમણાં સુધી પ્રસિદ્ધ થયેલી પુસ્તિકાઓની યાદી નીચે આપી છે, એ ઉપરથી લેખક અને વિષયની વિવિધતાનો સહેજે ખ્યાલ આવશે :

(૧) વર્તમાનપત્ર કેવી રીતે તૈયાર થાય છે? લે૦ રવિશંકર વિ૦ મહેતા; (૨) લગ્ન : છૂટાછેડા : વારસો, લે૦ ગટુભાઈ ધ્રુ; (૩) બાળકોને વાર્તા કેવી રીતે કહીશું? લે૦ મૂળશંકર મો. ભટ્ટ; (૪) સાચી જોડણી અઘરી નથી, લે૦ યશવંત દોશી; (૫) નાટક ભજવતાં પહેલાં, લે૦ ચૂનીલાલ મડિયા; (૬) વીજળીની કથા, લે૦ હર્ષદરાય ર. ભટ્ટ; (૭) સંતતિનિયમનની સરળ રીતો, લે૦ ડૉ. અનસૂયા અમીન; (૮) સિનેમા કેવી રીતે ઊતરે છે? લે૦ રામુ ઠક્કર; (૯) સંગીત સાંભળવાનો આનંદ, લે૦ વિનાયક પુરોહિત; (૧૦) વાયદાનો વેપાર, લે૦ બાપાલાલ દોશી.

આ ઉપરાંત બીજી પુસ્તિકાઓ પણ ક્રમે ક્રમે પ્રસિદ્ધ થતી રહેશે. ગુજરાત આ પ્રવૃત્તિને આવકારશે એવી આશા સેવીએ છીએ.

સુ૦ કો૦

**વિશ્વ પરિચય :** સંપા૦ સોપાન; પ્રકા૦ શ્રી પ્રકાશન મંદિર, ગુલબહાર, બેરેક રોડ, મુંબઈ ૧; કિં૦ ત્રણ રૂપિયા; પૃ૦ ૨૭૧.

શ્રી. મોહનલાલ મહેતા — 'સોપાને' સંપાદિત કરેલું આ પુસ્તક દુનિયાનો પરિચય કરવામાં મદદરૂપ થાય એવું છે. આજે વિજ્ઞાનના ઝડપી વિકાસને લીધે આખું જગત આપણી નજીક આવતું જાય છે. જગતના કોઈ પણ ખૂણામાં થતી પ્રવૃત્તિની અસર હવે આખા જગત પર થયા વિના રહેતી નથી. એ વેળાએ આપણને જગતના જુદા જુદા દેશો, પ્રદેશો વિષે થોડીઘણી પણ માહિતી હોય એ આવશ્યક છે. આ પુસ્તક એ રીતે આપણને ઉપયોગી થાય એવું છે. માત્ર અહીં એક સૂચન કરવાનું ઉચિત જણાય છે. દેશોની માહિતી સાથે નકશા આપ્યા હોત, તો આ પુસ્તક વધારે ઉપયોગી બનત.

સુ૦ કો૦

**ભારત પરિચય :** સંપા૦, પ્રકા૦ ઉપર મુજબ; કિં૦ દોઢ રૂપિયો; પૃ૦ ૧૪૪.

આજે આપણો સ્વતંત્ર ભારત દેશ વિકાસ સાધતો જાય છે. દેશના લોકોમાં પણ જાગૃતિ આવતી જાય છે. આવતી પેઢી આપણા દેશની શાન બઢાવવામાં સહાયરૂપ થાય એ જરૂરી છે. તેથી શિક્ષણ દ્વારા આપણા દેશ તેમ જ આપણી સંસ્કૃતિ વિષે એ પેઢીને યથાર્થ જ્ઞાન અપાવું જરૂરી છે. આ દૃષ્ટિએ ભારતનો પરિચય કરાવતું આ પુસ્તક આવકાર પામવા યોગ્ય છે. અવશ્ય એમાં નકશા ઉમેર્યા હોત, તો તેની મૂલ્યવત્તા વધત.

મુ૦ ક૦

**સાહિત્યમીમાંસાના બે પ્રશ્નો:** લે૦ આચાર્ય ડોલરરાય માંકડ; પ્રકા૦ મહારાજા સયાજીરાવ વિશ્વ.વિદ્યાલય, વડોદરા; કિં૦ ૫૦ નયા પૈસા; પૃ૦ ૪૦.

આપણા લબ્ધપ્રતિષ્ઠ વિદ્વાન આચાર્ય ડોલરરાય માંકડે મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલયમાં 'રસાભાસનું સ્વરૂપ' અને 'અલંકારની વ્યંગ્યતા' એ બે વિષયો ઉપર અભ્યાસ-પૂર્ણ વ્યાખ્યાનો આપ્યાં હતાં. સાહિત્યમીમાંસામાં આ બે પ્રશ્નો અગત્યના ગણાય છે. એ અંગેની આવી તલસ્પર્શી રજૂઆત એ વિષયના અભ્યાસીઓને અવશ્ય ઉપયોગી થાય એવી છે.

મુ૦ ક૦

**ગાંધીજી:** ભા. ૧ થી ૫: લે૦ ધનવંત ઓઝા; પ્રકા૦ રવાણી પ્રકાશન ગૃહ, અમદાવાદ; કિં૦ દરેકના રૂ. ૦·૫૦; પૃ૦ અનુક્રમે ૩૮,૪૦,૪૦,૩૯ અને ૪૨.

શ્રી. ઓઝાએ ગાંધીજીની જીવનકથાને ટૂંકાણમાં બાળ-સાહિત્યરૂપે નાના નાના સાત ભાગોમાં આપવાનો સારો પ્રયત્ન કર્યો છે. આમાંના પાંચ ભાગ બહાર પડી ગયા છે; ને છેલ્લા બે બાકી છે. તે વખતે ઉપયોગી થઈ પડે એ દૃષ્ટિએ આ પ્રથમ પાંચ ભાગોમાં જણાયેલી કેટલીક ક્ષતિઓ તરફ ધ્યાન દોર્યું છે.

ભા. ૧ માં પા. ૭ ઉપર 'ભાદરવા સુદ બારસને દિવસે એમની વરસગાંઠ ગણાય છે' એવું લખાણ છે; પરંતુ ભાદરવા સુદ બારસ નહિ. પણ વદ બારસ જોઈએ. તે જ ભાગમાં પા. ૧૩ ઉપર 'વર્ધા મહારાષ્ટ્રમાં આવેલું છે' એવું લખાણ છે; પરંતુ વર્ધા મહારાષ્ટ્રમાં નહિ, પણ તે વખતના મધ્ય પ્રાંતમાં કે આજના મુંબઈ રાજ્યમાં આવેલું છે, એમ લખવું જોઈએ.

ભા. ૨ માં પા. ૪ ઉપર 'ગુજરાઓની સભા મળી' ત્યાં 'ગુજરાતીઓની' એમ હોવું જોઈએ. એ જ ભાગમાં પા. ૯ માં 'આસામી બોલનારાનો પ્રદેશ આસામાં' લખ્યું છે, ત્યાં 'આસામ' હોવું જોઈએ.

ભા. ૩ માં પા. ૨૩ ઉપર યરવડા જેલમાંની દિનચર્યા વિષે ગાંધીજીનું લખાણ ટાંકયું છે, 'હું સવારે દરરોજ પ્રાર્થના કરવાનું ચૂકતો નથી. કેટલાંક મોઢે કરેલાં ભજન ગાઉં છું. સાડા છ વાગ્યે મારો અભ્યાસ શરૂ થાય છે. દીવો તો આપવામાં આવતો નથી. એટલે જરા અજવાળુ થાય ત્યારે હું કામ શરૂ કરું છું. સાત વાગ્યે એ બંધ થાય છે. કારણ સાત પછી બત્તી વિના વાંચવું લખવું અશક્ય થઈ પડે છે. સાંજે આશ્રમની પ્રાથના કરી આઠ વાગ્યે સૂઈ જાઉં છું.' આમાં વચ્ચે ક્યાંક કશુંક રહી જતું લાગે છે; કારણ કે સાત પછી બત્તી વિનાની વાત સાંજની હોઈ શકે, જ્યારે શરૂઆતમાં વાત સવારની છે. એટલે સાત વાગ્યે શું બંધ થાય છે, તેની કશી સ્પષ્ટતા થતી નથી.

ભા. ૫ માં પા. ૩૭ ઉપર 'રસે'ની જગાએ 'વરસે' હોવું જોઈએ. અલબત્ત. એ છાપભૂલ છે. પણ બાળકો માટેની ચોપડીમાં એ મૂંઝવનારી થાય.

એકંદરે પુસ્તકો બાળકો માટે વાંચવા જેવાં કહી શકાય.

દશરથલાલ શાહ

**આયુર્વેદ વિહંગાવલોકન :** લે૦ બાપાલાલ ગ. વૈદ્ય; પ્રકા૦ ગૂર્જરગ્રથરત્ન કાર્યાલય; પૃ. ૨૭૨; કિં૦ ચાર રૂપિયા.

આયુર્વેદ ગ્રંથમાળાના બીજા પુસ્તક તરીકે આ પુસ્તક પ્રસિદ્ધ થયેલું છે. જુદા જુદા પ્રસંગે લખાયેલા ૧૩ લેખોનો આ નાનકડો સંગ્રહ છે. લેખોનો પ્રધાન સૂર આયુર્વેદની ઉપેક્ષા ન કરવાનો, તેમ જ આયુર્વેદ અને તેના નિષ્ણાતોને નવી પરિસ્થિતિને અનુકૂળ બની રહેવાનો આદેશ આપવાનો છે. આયુર્વેદે વિજ્ઞાન તરીકે આગળ વધવું હોય પોતાનું સ્થાન ટકાવી રાખવું હોય. તો વૈદ્યક-વિજ્ઞાનની નવી નવી શોધોને તેમના ગુણદોષને ચકાસી અપનાવવી રહી. જૂનું તેટલું સોનું છે અગર તો નવું તેટલું નકામું છે. એવું ન માનતાં. એ બંનેને પ્રયોગની કસોટીએ ચડાવવાં જોઈએ. આયુર્વેદમાં વપરાતી વનસ્પતિની ઓળખ, તેના ગુણદોષની દૃષ્ટિએ તેની ચકાસણી — તેમ જ વાત, પિત્ત અને કફ એ ત્રણે સંબંધી સંશોધન પરત્વે લેખકનો આગ્રહ સ્તુત્ય છે.

લખાણમાં ઠેકઠેકાણે અંગ્રેજી અને સંસ્કૃત અવતરણો આપેલાં છે. લખાણ એકલક્ષી નથી તેમ જ નયું વૈદ્યક પણ નથી. સાહિત્યની દૃષ્ટિએ પણ આ ગ્રંથ વાંચવા જેવો ગણાય.

બં૦ ગાં૦

**પેટ્રોલિયમ** લે૦ ગોવિંદલાલ શંકરલાલ મેવાડા અને વસંત મનુભાઈ જોધાણી; પ્રકા૦ બાલગોવિંદ કુબેરદાસની કું૦ અમદાવાદ; પૃ૦ ૧૦૪; કિં૦ ૧·૩૭.

પેટ્રોલિયમ સંબંધી સરળ માહિતી આપતું આ પુસ્તક સૌએ વાંચવા જેવું ગણાય. પ્રકાશન સમયસરનું જ છે; કારણ, લૂણેજના પેટ્રોલિયમ સંબંધી લખાણો દરરોજ વર્તમાન પત્રોમાં ચમકયા કરે છે અને તેથી જાહેર જનતાને પણ આ તેલ શું છે, કેમ નીકળે છે, સરકારને આટલો ચોકી પહેરો કેમ રાખવો પડે છે, ઇ૦ પ્રશ્નો ઉદ્ભવે છે. તે સમયે સરળ તેમ જ ઉપયોગી માહિતી પૂરી પાડતું આ પુસ્તક સૌ કોઈને ગમશે, એમાં નવાઈ નથી.

બં૦ ગાં૦

# અમારાં કેટલાંક શાળોપયોગી પુસ્તકો

અચલાયતન ૧-૦-૦
અપંગની પ્રતિભા ૧-૮-૦
અમારાં બા ૧-૮-૦
અર્થશાસ્ત્રની પરિભાષા ૦-૧૪-૦
અહિંસાનો પહેલો પ્રયોગ ૧-૦-૦
આત્મકથા ૨-૦-૦
આત્મકથા [સસ્તી આવૃત્તિ] ૧-૮-૦
સંક્ષિપ્ત આત્મકથા ૧-૦-૦
આત્મરચના ૧-૨-૩ દરેકની ૧-૮-૦
આપણા દેશમાં આપણું રાજ ૦-૭-૦
આપણું પરમ યંત્ર ૦-૬-૦
આપવીતી ૧-૮-૦
આરોગ્યની ચાવી ૦-૭-૦
આહાર અને પોષણ ૧-૨ ૧-૬-૦
આંધળાનું ગાડું ૦-૪-૦
ઇંદુને પત્રો ૧-૦-૦
ઈશુ ખ્રિસ્ત ૦-૧૦-૦
ઈસપ અને તેની વાતો ૧-૩ દરેકના ૪૦ નવા પૈસા
ઊધઈનું જીવન ૧-૦-૦
ઓતરાતી દીવાલો ૦-૧૨-૦
કરંડિયો ૧-૪-૦
કાવ્યપરિચય ૧-૨ દરેકની ૧-૮-૦
કુંવરબાઈનું મામેરું ૧-૦-૦
કેળવણી વિકાસ ૧-૪-૦
કૌશિકાખ્યાન ૦-૩-૦
ખાદીવિદ્યાપ્રવેશિકા ૨-૪-૦
ખિસ્સાકોશ ૧-૦-૦
ખેડૂતનો શિકારી ૦-૬-૦
ગાંધીજીના પાવન પ્રસંગો-૧ ૦-૬-૦
ગાંધીજીના પાવન પ્રસંગો-૨ ૩૫ નવા પૈસા
ગાંધીજીની સાધના ૨-૪-૦
ગાંધીજીનો વિનોદ ૬૫ નવા પૈસા
ગીતાધ્વનિ ૦-૮-૦
ગુનો અને ગરીબાઈ ૧-૮-૦
ગ્રામસેવાના દસ કાર્યક્રમો ૧-૦-૦
ઘરમાખી ૦-૭-૦
ચીન દેશનાં કથાનકો ૦-૧૦-૦
જંગલમાં મંગળ ૩૫ નવા પૈસા
જાણવા જેવી વાતો ૦-૬-૦
જીવતા તહેવારો ૨-૦-૦

જીવન દ્વારા શિક્ષણ ૧-૮-૦
જીવનની સુવાસ ૦-૬-૦
જીવનનું પરોઢ ૮-૦-૦
જેકલ અને હાઈડ ૦-૧૨-૦
ટાઇફૉઇડ ૦-૬-૦
ત્રણ વાર્તાઓ ૧-૪-૦
દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઇતિહાસ ૨-૦-૦
ધર્મસંસ્થાપકો ૦-૬-૦
નીતિ અને ધર્મ ૦-૬-૦
પચાસ પ્રેરક પ્રસંગો ૦-૧૦-૦
પાણી ૦-૧૦-૦
પ્રતિભાનું પોત ૦-૬-૦
પ્રહ્લાદ નાટક તથા સહનવીરનાં ગીતો ૦-૧૦-૦
પ્રાકૃતિક ભૂગોળ ૦-૧૨-૦
પ્રાચીન શીલ કથાઓ ૦-૭-૦
પ્રાચીન સાહિત્ય ૧-૦-૦
પ્રેમપંથ ૧-૬ દરેકની ૦-૪-૦
બહેનોને ૦-૬-૦
બાપુની ઝાંખી ૧-૦-૦
બાપુની પ્રસાદી ૨-૦-૦
બાપુની સેવામાં ૨-૦-૦
બાપુ – મારી મા ૦-૮-૦
બુદ્ધ અને મહાવીર ૧-૦-૦
બે ખુદાઈ ખિદમતગાર ૦-૧૨-૦
બોધક ટીકડીઓ ૦-૧૨-૦
બ્રહ્મદેશનો પ્રવાસ ૦-૧૦-૦
ભક્તરાજ ૧-૦-૦
ભગવાન ઈશુની બોધકથાઓ ૪૦ નવા પૈસા
ભાઈ અને વેરી ૦-૮-૦
મઝધાર ૨-૮-૦
મધપૂડો ૧-૪-૦
મલેરિયા ૦-૭-૦
મહાદેવભાઈની ડાયરી ૧-૫ ૨૫-૦-૦
મહાદેવભાઈનું પૂર્વચરિત ૦-૧૨-૦
માનવજીવનનું ઝવેરાત ૦-૬-૦
મારી જીવનકથા–નેહરુ ૬-૦-૦
મારી સંક્ષિપ્ત જીવનકથા–નેહરુ ૧-૮-૦
મારી જીવનકથા – રાજેન્દ્રપ્રસાદ ૮-૦-૦

મારું ગામડું ૧-૪-૦
મીઠું ૦-૧૨-૦
મોટાં માણસોનાં મન ૦-૬-૦
યંત્રની મર્યાદા ૧-૦-૦
રચનાત્મક કાર્યક્રમ–કેટલીક સૂચનાઓ ૦-૩-૦
રચનાત્મક કાર્યક્રમ–તેનું રહસ્ય અને સ્થાન ૦-૫-૦
રામ અને કૃષ્ણ ૧-૦-૦
રામકૃષ્ણ ઉપનિષદ ૧-૮-૦
રાષ્ટ્રીય મહાસભા અને વિદ્યાર્થી પ્રવૃત્તિ ૦-૬-૦
વિદાય વેળાએ ૧-૦-૦
વિદ્યાર્થી ગ્રીષ્મપ્રવૃત્તિ ૦-૬-૦
વિરાજવહુ ૧-૪-૦
વિશ્વશાંતિ ૦-૪-૦
વેર અને અવિચાર ૦-૬-૦
વેર અને બદલો ૦-૭-૦
વૈજ્ઞાનિક શબ્દસંગ્રહ ૩-૦-૦
શિક્ષણ અને સંસ્કૃતિ ૧-૪-૦
શીલ અને સદાચાર ૦-૪-૦
શેખ સાદીની બોધકથાઓ ૦-૮-૦
શ્રાદ્ધના તેર દિવસ ૦-૬-૦
શ્રી જમનાલાલજી ૦-૬-૦
શ્રી નેત્રમણિભાઈને ૦-૧૪-૦
શ્રેયાર્થીની સાધના ૩-૦-૦
સરદારની શીખ ૦-૧૦-૦
સરસ્વતીચંદ્ર ૧-૪-૦
સંકલિત ભગવદ્ગીતા ૧-૪-૦
સંક્ષિપ્ત કરણઘેલો ૧-૦-૦
સંત ફ્રાન્સિસ ૦-૬-૦
સંત-સમાગમ ૦-૬-૦
સંતોની જીવનપ્રસાદી ૦-૬-૦
સુદામાચરિત ૦-૧૪-૦
સુદામાના કેદારા ૦-૧-૬
સીતાહરણ ૧-૦-૦
સ્ત્રી-પુરુષ-મર્યાદા ૧-૦-૦
સ્મરણયાત્રા ૨-૦-૦
સ્વરાજ એટલે શું ૦-૭-૦
હિમાલયનો પ્રવાસ ૧-૮-૦
હિંદની અંગ્રેજ વેપારશાહી ૪-૦-૦

**નવજીવન કાર્યાલય, પોસ્ટ નવજીવન, અમદાવાદ-૧૪**

રજિ. નં. બી. ૪૩૪૩

# ચીની કહેવતો

એક જનમ અમલદારીનો, એટલે સાત જનમ ભિખારીના.

જીવતાં કોરટથી બીઓ; અને મરતાં નરકથી.

દાવો જીતો અને પૈસા ખુઓ.

ભણતર એટલે ઊભે પ્રવાહે હોડી હંકારવી: આગળ ન વધીએ, તો પાછા પડીએ!

ભણતર વગરનો છોકરો ઉછેરવો એટલે ગધેડો ઉછેરવો; ભણતર વગરની છોકરી ઉછેરવી એટલે ભૂંડણ ઉછેરવી.

એક કૂતરો જ કશાને ભસે છે; બાકીના સો કૂતરા તો તેના અવાજને જ.

બધા પથ્થર સોનાના થઈ જાય, તો પણ માણસનું મન સંતોષ ન પામે.

માણસ સો વર્ષ પૂરાં જીવે નહીં, પણ ચિંતા હજાર વર્ષની કરે.

બે માણસોને જ ખાતરીથી સારા કહી શકાય: એક મરી ગયેલો અને બીજો ન જન્મેલો.

સદાચારને અનુસરવું એ ડુંગર ચડવા જેવું છે: પાપને અનુસરવું એ ઢાળ ઊતરવા જેવું.

બીજા ઉપર કરેલા ઉપકાર કદી યાદ ન કરવા; બીજાએ કરેલા ઉપકાર કદી ન ભૂલવા.

સાફ દિલે ભૂખ્યા રહેવું સારું; મેલા દિલે પકવાન્નનું જમણ ખોટું.

એક જણનું જીવન બચાવવું, એ સાત માળનું મંદિર બંધાવવા કરતાં ઉત્તમ.

ચોખ્ખા સોનાને ભઠ્ઠીની બીક નહિ.

કરકસરિયો હંમેશાં સ્વતંત્ર.

જેનો સદાચાર બુદ્ધિ કરતાં વધુ, તે શ્રેષ્ઠ; જેની બુદ્ધિ સદાચાર કરતાં વધુ, તે હીન.

એકલા બેઠા હો, ત્યારે પોતાના દોષ ચિંતવો; વાતચીત કરતા હો, ત્યારે બીજાના દોષ પડતા મૂકો.

ચોપડીઓમાં બધા શબ્દ ન આવે; શબ્દોમાં બધા વિચાર ન આવે.

નગર તેના કિલ્લાની ભીંતથી નહિ, પણ તેનાં માણસોથી શોભે.

જીભ નરમ છે, તો કાયમ રહે છે; દાંત કઠણ છે, તો પડતા જાય છે.

મારા ગુણ વખાણનાર મારો ચોર છે; મારા દોષ વખોડનારો મારો ગુરુ છે.

તમારા મોંને કૂજાની જેમ સાચવો; તમારા વિચારોને કિલ્લાની દીવાલની જેમ.

બધાં દુઃખ મોં વધારે પહોળું કરવાથી જ આવે.

મિનારો તેના પડછાયાથી મપાય; મોટો માણસ તેના નિંદકોથી.

એક મૂંઝવણનો ફેંસલો લાવો, એટલે સો મૂંઝવણ દૂર રહે.

મુદ્રક અને પ્રકાશક: જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, અમદાવાદ-૧૪

# નવજીવન

सा विद्या या विमुक्तये

તંત્રી

મગનભાઈ પ્રભુદાસ દેસાઈ

વર્ષ ૧૭ અંક ૧૧

નવેમ્બર

નવજીવન, અમદાવાદ

૧૯૫૮

# નવજીવન

નવેમ્બર, ૧૯૫૮

વર્ષ ૧૭ અંક ૧૧


## અનુક્રમણિકા



### સૂચના


આ માસિક દર મહિનાની પંદરમી તારીખે બહાર પડશે.

એક અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહક નંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં ટપાલખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતિ છે.

સરનામાનો ફેરફાર અમને તુરત જણાવશો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકને પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતિ છે.

ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની શાખાઓમાં અમદાવાદ (કલ્યાણ ભુવન, રિલીફરોડ); મુંબઈ (૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ); સુરત (કણપીઠ બજાર); રાજકોટ (લાખાજીરાજ રોડ); નવી દિલ્હી [ન્યૂ સેન્ટ્રલ મારકેટ (શંકર મારકેટ), કૉનૉટ સરકસ]; ઇંદોર (ગાંધીભવન, ચરાવત રોડ); વડોદરા (કોઠી સામે, રાવપુરા); લખનૌ (વિષ્ણુઆશ્રમ, અમીનુદ્દૌલા પાર્ક); પટના (ગોવિંદ મિત્ર રોડ, પટના-૪); મદ્રાસ (૨૨/૧૧૧ માઉન્ટ રોડ, મદ્રાસ ૬) અને કલકત્તા (૪૧, ઇડન હૉસ્પિટલ રોડ, કલકત્તા ૧૨) ભરી શકશે.

**લવાજમના દર**

દેશમાં રૂ. ૪; પરદેશમાં રૂ. ૬ અથવા શિ. દસ· છૂટક નકલ આઠ આના

વ્યવસ્થાપક,
'નવજીવન'
નવજીવન કાર્યાલય,
પો. નવજીવન, અમદાવાદ-૧૪

# નવજીવન

सा विद्या या विमुक्तये

વર્ષ ૧૭ : અંક ૧૧ ] અમદાવાદ [ નવેમ્બર, ૧૯૫૮

"સત્યાગ્રહ એ મારે મન પોથી માંહેલું વેંગણ નથી. મારું તો એ જીવન છે. સત્ય વિના સર્વ મને તો શુષ્ક લાગે છે. અસત્યથી દેશને લાભ ન જ થાય એવી મારી ખાતરી છે. પણ કદાચ અસત્યથી તાત્કાલિક લાભ જણાતો હોય તોપણ સત્યનો ત્યાગ ન જ કરાય, એમ હું દૃઢતાપૂર્વક માનું છું. . . . આ બધી ગજા વગરની વાતો છે. ભલે હોય. છતાં એ દિશામાં થયેલો પ્રયત્ન નિષ્ફળ ન જ જાય એવું ધર્મવાક્ય છે. એને હું વળગીશ."

"સત્યનો જય થાઓ. અલ્પાત્માને માપવાને સારુ સત્યનો ગજ કદી ટૂંકો ન બનો." —ગાંધીજી

## વિચારતરંગિણી

### ૧

### પાકિસ્તાનમાં લશ્કરી ક્રાંતિ

૧૯૪૭માં હિંદની મુસ્લિમ લીગે એક રીતની ક્રાંતિ કરી એમ કહેવાય. અને તે એ કે, એક હિંદમાંથી પાકિસ્તાન અલગ પેદા કરી તે દેશનું નવું રાજ્ય સ્થાપવામાં તેણે સફળતા મેળવી. દસે વર્ષે, ૧૯૫૮માં હમણાં બીજી ક્રાંતિ થઈ, જે બે લશ્કરી માણસોએ તે જ દેશમાં કરી. પાકિસ્તાન આજે ૧૯૪૭માં રચાયેલું બંધારણીય રાજ્ય મટીને લશ્કરી સરમુખત્યારશાહી બન્યું.

૧૯૪૭માં લીગે રાજ્ય મેળવતાં તો મેળવ્યું; પણ પછી તેને ચલાવવાનું આવ્યું, તેમાં સફળતા મળતી નથી. જે રીતે રાજ્ય મેળવ્યું એ રીતથી તે ચાલી શકે તો ચાલે ને? એટલે હવે રાજ્ય કરવાના પ્રયોગો ત્યાં શરૂ થયા છે. છેલ્લો પ્રયોગ લશ્કરશાહી પર આવીને ઊભો છે.

પ્રથમ વાંધો આવ્યો દેશના કાયદે-આઝમ અચાનક ગુજરી ગયા તે. નહીં તો એ શક્તિશાળી માણસ કાંઈક થાળે પાડી શકત. તે હયાત હતા ત્યારે કોઈ તેમની સામે બખેડા કરી શકતો નહોતો; પણ તેમણે પોતાની હયાતીમાં કાશ્મીર પર ચડાઈ જેવું ન કરવાનું કામ કર્યું! ખેર. એ વાત હવે ન ઉખેડવી જોઈએ.

કાયદે-આઝમ બાદ તેમના નાયબ, શ્રી. લિયાકત અલી ખાંએ હકૂમત હાથમાં લીધી. થોડા વખતમાં તેમને મારી નાખવામાં આવ્યા; અને તેની તપાસ સરખી હજી હાથ નથી ધરાઈ.

તે પછી, એક બાદ એક, એમ, ઘણું કરીને છએક (?) વડા પ્રધાનો પાકિસ્તાને જોયા. દરમિયાન, જેમ તેમ કરતાં બંધારણ તો ઘડાયું, પણ તેની રૂએ ચૂંટણીઓ હજી નથી થઈ શકી. છતાં બંધારણ પસાર થયું એ પણ એક સિદ્ધિ સમજીએ, તોપણ તે અંગે કેટલાક વાંધા વાતાવરણને ઠરીઠામ થઈ સખની રીતે દેશનું કામ કરવા નથી દેતા.

આ કાળમાં, રાજ્ય સંપાદનાર સંસ્થા — મુસ્લિમ લીગ — ધીમે ધીમે બળહીન બનતી ગઈ; નવા પક્ષો ઊગતા ગયા; છેવટે લીગ પદભ્રષ્ટ જેવી થઈ ગઈ. ક્રાંતિ કરનારની ક્રાંતિ થઈ ગઈ!

બીજી તરફ જોઈએ તો શરૂમાં ઇંગ્લન્ડે તેનો હાથ ઝાલીને કામ દીધું; પછી હવે અમેરિકાએ તે જગા લીધી અને બગદાદ-કરાર જેવી ચીજ રચીને લશ્કરી તાકાત વધારવા મદદ કરી. પરિણામે, પડવા લાગેલી મુલકી તાકાત ઉપર પરદેશી મદદથી માતબર બનેલી લશ્કરી તાકાત ચડી વાગી શકી.

આમ, એ આખા પ્રકરણની આખર આવી અને પાકિસ્તાનના બંધારણનિયુક્ત વર્તમાન પ્રમુખ શ્રી. સિકંદર મિરઝાએ, લશ્કરી વડા ઐયુબખાનની તાકાતને જોરે, આખું બંધારણ જ રદ કરી દીધું અને દેશનું રાજ્ય

તે લશ્કરી વડાને સોંપી દીધું. આમ ત્યાં બીજી ક્રાંતિ થઈ. તેથી બ્રિટિશ પાર્લમેન્ટના કાયદા વડે અખંડ હિંદમાં ક્રાંતિ થઈને બનેલું પાકિસ્તાન રાજ્ય રદ થઈ ગયું; અને ત્યાં, કહો કે શસ્ત્રને જોરે, મિરઝા-ઐયુબ-રાજ્ય સ્થપાયું છે.

ઈતિહાસમાંથી ઉપમા આપવી હોય તો, ઓલિવર ક્રૉમવેલે ઇંગ્લન્ડમાં કરેલું, તેવું કાંઈક આ થયું. પરંતુ પાકિસ્તાની ક્રૉમવેલ અંગ્રેજ ક્રૉમવેલ જેવો હશે કે કેમ, તે ખબર નથી.

આ ક્રાંતિ કરતી વખતે મિરઝાએ કહ્યું કે, દેશનું રાજ્યતંત્ર એવું સડી ગયું છે કે, પ્રજાનું કોઈ બેલી નથી રહ્યું ને ખરાબ રાજ્યકર્તાઓના ત્રાસથી તે બિચારી રિબાય છે; તેને ઉગારવાને માટે આ પગલું ભરાય છે.

અને એમ જણાવીને દેશનો કબજો લશ્કરને સોંપવામાં આવ્યો છે. તે કેવું કારભારું કરશે તે હવે જોવાનું છે. અમેરિકન લશ્કરી મદદથી પાકિસ્તાની સેના તો મુલકી ખાતા જેવી સાવ લાશ નહિ ગઈ હોય. અને લોકશાહી તો મુસ્લિમ લીગની રીત હતી જ નહીં, એટલે એ રાજ્યમાં એ જાતની રાજ્યપદ્ધતિના તો સંસ્કાર મૂળમાં હતા નહિ. તે સંસ્થા લગભગ સરમુખત્યાર-શાહી જ હતી. તલવારથી મેળવો તે તલવાર વડે જઈ શકે એ ન્યાયે, લીગની મૂળ સરમુખત્યારી પુણ્ય પરવારી ચૂકી; અને નવી આવી તેણે એને દૂર કરી.

એક વાત નોંધવી જોઈએ કે, આ બીજી ક્રાંતિ પહેલી જેટલી કે જેવી લોહી-ખરડી નથી. ૧૯૪૭માં રમખાણ મચ્યાં; એવું કાંઈ આ વખતે ૧૯૫૮માં પાકિસ્તાનમાં થયું હોય તો તે છાપાંમાંથી જણાતું નથી. રાતોરાતમાં આ નવો ધડાકો થઈ ગયો અને અંદર અંદર કોઈ આંતર યુદ્ધ, — કે જેવું ઈરાક, લેબનોનમાં થયું, — થયું નથી. હવે પાકિસ્તાનના આ બે સંયુક્ત સુલતાન — પ્રે૦ મિરઝા અને સરસેનાની ઐયુબખાં — એ દેશનું કેવું ભાવી ઘડે છે, તે સૌ કોઈ જોઈ રહ્યું છે. ઈશ્વર એને હેમખેમ પાર ઉતારો, જેથી આપણા એ પડોશીનું ભલું થાય.

પાકિસ્તાનને આ ક્રાંતિની સલાહસૂચના કે બીજી રીતની મદદમાં કોઈ પરરાષ્ટ્રીય મિત્ર હશે? સ્વાભાવિક રીતે આવો સવાલ પુછાય છે. જો હોય તો અને જે હોય તેની પણ જવાબદારી મોટી છે. લશ્કરી મદદ આપનાર અમેરિકા જો હોય, તો તેણે હવે એ જોવાનું રહે છે કે, આ લશ્કરી સરમુખત્યારશાહીને તે કઈ રીતે, કેવું અને શું ઉત્તેજન આપશે? જગતની લોકશાહી સ્વતંત્રતાનો વાવટો ફરકાવનાર દેશ આને મદદ કરે, તો શી સમજથી અને શા સારુ?

વળી કાશ્મીર અંગે તે દેશને ચડાવી ખાનાર રાષ્ટ્ર જો અમેરિકા અને ઇંગ્લન્ડ હોય, તો તેમણે હવે જોવું જોઈએ કે, તેમ કરીને તેમણે શું લાભ્યું? પાકિસ્તાને પોતે શું લાભ્યું?

આવાં આવાં અનેક બિંદુઓ, આ ક્રાંતિને કારણે ઊઠતા તરંગોમાં નજર આવે છે. પણ તે બધાં અહીં નિરૂપવાની જરૂર નથી. એ ઘટના પરથી આપણે અને દુનિયામાં સૌને ઘટતો બોધ લેવો જોઈએ, તે ઉઘાડું છે.

૨૦-૧૦-'૫૮

તા૦ ક૦

ઉપરનું લખ્યા પછી લાહોરમાં રાવીનાં જળ વધી ઝપાટામાં દોડ્યાની ખબર પડી છે. એક મ્યાનમાં બે તલવાર રહે? જ૦ ઐયુબ ખાનને રાષ્ટ્ર સોંપીને સિકંદર મિરઝા નીકળી ગયા. હવે પાકિસ્તાન કેવળ ઐયુબખાન અને એના જે સલાહકારો હોય તેમને શરણે પડ્યું છે.

ઐયુબખાને અમેરિકન ઢબે પ્રમુખપદ લીધું છે અને સલાહ માટે ૧૦—૧૨ જણનું પ્રધાનમંડળ રચ્યું છે. લશ્કરી કાયદો તો ચાલુ છે. આ છેલ્લા ખબર પરથી એવું લાગે છે કે, અમેરિકાની સલાહ પ્રમાણે નવું રાજ્ય ત્યાં ગોઠવાશે કે શું? સવાલનો સવાલ એ જ છે કે, પ્રજાનું શું થશે? ત્યાં લોકશાહી રહેવાની કે ગઈ છે તેમ જ છેવટે જવાની? જે રાજ્યમાં અબ્દુલ ગફાર ખાન કેદમાં મુકાયા છે, તેને વિષે ડર રહે એ કુદરતી છે.

૩૦-૧૦-'૫૮

૨

**પાકિસ્તાનના પડઘા**

પાકિસ્તાનની બીજી ક્રાંતિની ખબરો સાંભળી આપણા દેશમાં જાત જાતની ચર્ચા જાગી છે. ચાલે

કેમ કે અહીં પણ બેજવાબદાર પક્ષાપક્ષી, અને તેનું ગેર-લોકશાહી વાતાવરણ, રાજવહીવટી નબળાઈઓ અને નોકરશાહી ખરાબીની ફરિયાદો, તથા બેઈમાન વેપાર-રોજગાર અને અધર્મી ધંધાદારીની દુર્ગંધ સાવ નથી એમ ન કહી શકાય. પાકિસ્તાનમાં આખું બધું ગંધાઈ ઊઠ્યું; આપણે ત્યાં તેમ નથી થયું, એ ફેર મોટો છે. બલ્કે, આપણે તો તાબડતોબ બંધારણ રચીને તે-પૂર્વક કામ ચલાવીએ છીએ અને પ્રગતિનાં કામકાજ યોજના-બંધ ઉપાડીને આગળ વધીએ છીએ.

તેનું કારણ, પં૦ નેહરુએ કહ્યું એમ, હિંદની કૉંગ્રેસે કરેલી ક્રાંતિ અને લીગે કરેલી ક્રાંતિમાં મૂળે ફેર હતો તે છે. તેથી હિંદમાં લશ્કરશાહી કે બીજીત્રીજી શાહીને બદલે લોકશાહીથી કામ લેવાય છે.

આમ છતાં, પાકિસ્તાનના આવડા મોટા ને નજીકના ધડાકાના અમુક પડઘા તો પડે, એ ઉઘાડું છે. તે હિંદની સ્થિતિમાં અસ્થાને ઠરે છે, કેમ કે પાકિસ્તાનના અને હિંદના રાહ જુદા છે. એટલે આપણે ત્યાં પાકિસ્તાન જેવું ખરાબ થઈ જાય તોય હિંદમાં ત્યાંના જેવી લશ્કરી ક્રાંતિ થાય એમ ન બને. પણ આપણો દેશ એકતા ખુએ અને અંગ્રેજ-યુગ પૂર્વે હતો એવો પામર થઈ જાય એમ બને. તેમાં પછી 'મારે તેનો ઘા' ન્યાય ચાલે એવી દુર્દશા, ન કરે નારાયણ ને, પાછી આવે.

એશિયામાં લોકશાહી રાષ્ટ્રો જૂજ છે, તેમાં હિંદ સંકલ્પપૂર્વક તેવું રહેવા માગનાર રાષ્ટ્ર છે. અને તેવી તેની પરંપરા છે, તેથી આ ઇચ્છા પોતાના સંકલ્પબળની સાથે ઇતિહાસ-બળનું જોર પણ ધરાવે છે. એ જોરને ખામુખા ખોવું કે વેડફાવા દેવું ન જોઈએ.

તુર્કસ્તાનથી પાકિસ્તાન સુધી અને અગ્નિ-એશિયામાં બ્રહ્મદેશ સુધી પણ સુલતાની લશ્કરશાહી અત્યારે ઉછાળો મારે છે, તેવે વખતે હિંદની જવાબદારી વળી વધે છે. ઇસ્લામી દેશોને માટે એક વિચારવા જેવું આ ચિહ્ન છે. તેઓ કહે છે કે, ઇસ્લામ લોકશાહી સમાનતામાં માને છે; પણ તે લોકશાહી યુરોપીય ઢબની નહીં ફાવે, એમ તેઓમાંના કેટલાક જણાવે છે. તો કઈ જાતની તેઓ ઇચ્છે છે અને રચશે, તે તેમણે જણાવવાનું રહે છે.

હિંદમાં પણ કેટલાક લોક કહે છે, યુરોપીય લોકશાહી નહીં પણ 'નિષ્પક્ષ' રાજ્યપદ્ધતિ આપણે જોઈએ. 'નિષ્પક્ષ' એટલે એકપક્ષીય કે સર્વપક્ષીય એવો અર્થ કરી શકાય. સામ્યવાદી કે ફાશીવાદી સરમુખત્યારશાહી કે લશ્કરશાહી એકપક્ષીય પદ્ધતિનો નમૂનો ગણાય. બધા પક્ષોની સંમિલિત મિશ્ર સરકાર એ સર્વ-પક્ષીય પદ્ધતિનો નમૂનો ગણાય. 'નિષ્પક્ષ' પદ્ધતિના હિમાયતીઓ શું ચાહે છે તે સમજાતું નથી. તેઓ સ્પષ્ટતા આપી શકતા નથી. પરિણામે બુદ્ધિભેદ જ સરવાળે ઊભો થઈ રહે છે, કે જેનો લાભ કોમવાદી કે સામ્યવાદી 'નિષ્પક્ષ' કે એકપક્ષીય પદ્ધતિવાળા પક્ષો ઉઠાવે છે. આપણી લોકશાહીને માટે આ એક ચિંતાજનક ચિહ્ન છે.

આ 'નિષ્પક્ષ'-વાદી રાજકીય વર્ગ તરફથી હમણાં શ્રી. જયપ્રકાશ નારાયણે નવી એક વાત ઉપાડી છે કે, કૉંગ્રેસના પહેલી હરોળના નેતાઓ સરકારી ગાદી છોડીને લોકોનું કામ કરવા બહાર પડે! આ વાતમાં એક બે હેત્વાભાસ રહેલા છે, કે જેનાં મૂળ અરાજક-વાદી વિચારણામાં છુપાયેલાં છે. હિંદની પ્રજાકીય કે લોકશાહી સરકારનું કામ સંભાળવું એ શું લોકોનું કામ નથી એમ? લોકશાહી રાજ્યપદ્ધતિમાં 'બહાર' અને 'અંદર' જેવો દ્વૈતવાદી ભેદ નથી; અરાજક-વાદમાં એ ભેદ છે, કેમ કે તે દ્વૈતવાદી ફિલસૂફી છે. હિંદમાં આ ફિલસૂફી શ્રી. વિનોબાએ આ દશકામાં આપણે ત્યાં શરૂ કરી છે, તેની છાયામાં જયપ્રકાશબાબુ ભૂલ ખાતા લાગે છે.

લોકશાહી સ્વરાજમાં રાષ્ટ્રની સારી સબળી અને પ્રજાવત્સલ સરકાર રચવી એ એક મોટું અને અવ્વલ રચનાકાર્ય બને છે. તે કાર્ય સંભાળનાર સેવકો તે રાષ્ટ્રની પ્રજાએ ઊભા કરવાની કળા શીખવી જોઈએ. કામ કરતાં કરતાં તે શીખી શકાય. તેમાં ભૂલો કરવાનો હક રહેલો છે; પણ તેથી કાંઈ ભૂલને કારણે તે કાર્યની જવાબદારીમાંથી ભાગી ન શકાય.

'નિષ્પક્ષ' રાજ્યનો પોકાર આવા ભાગેડુપણાની વૃત્તિમાંથી જાગતો તો નથી, એ તે ઉઠાવનારાઓએ અંતર્મુખ થઈને જોવું જોઈએ. કાંઈ નહીં તો બુદ્ધિભેદ તો ન જ કરવો ઘટે.

૨૨-૧૦-'૫૮

### ૩

### મહેર, નહેર, અને મદદ

સૌની મૂળ જરૂરિયાત અન્ન, તેના જ સાંસા આપણે ત્યાં પડવા લાગ્યા, તેથી ઠીક તલસ્પર્શી વિચારણા જાગી છે.

એક મિત્ર કહે, આ વર્ષે બે વાત સુધરી એ સારું થયું: '૧. મેઘરાજની મહેર થઈ અને ૨. પંચવર્ષીય યોજના માટે પરદેશી નાણાં-મદદની સ્થિતિ સુધરી. એમ બેઉ તરફથી મહેર થઈ, તેથી આ વરસે લોકોને લહેર થશે.'

આપણા લોક તો હમેશ કહે જ છે કે, રાજાઓમાં રાજા મેઘ, બીજા તો બધા ઠીક છે! પણ વચ્ચે થોડો વખત આપણા રાજ્યકર્તાઓમાં એવી અભિમાની હવા જાગી હતી કે, નહેરો ઇ૦ કરીને આપણે યોજના દ્વારા ભારે કરવા માંડી છે! અને એની પાછળ વિજ્ઞાન-બુદ્ધિવાદનું અભિમાન કામ કરતું હતું. બીજું તો ઠીક, પરંતુ આ ભૂલ-ભરેલી હવા દૂર થાય તેટલો ફાયદો છે. નહેરો જરૂર કરીએ; પણ એનાં પાણી મેઘરાજની મહેરથી જ આવે છે, અને બધે તો નહેર નહીં પણ આ મહેર જ પહોંચી શકે છે, — એ ભૂલવું ન જોઈએ. એ નમ્રતામાં નહેર-કામ ચાલે, તો ભૂલ ઓછી થાય.

બીજું, નહેરો ને અન્ય જંગી યંત્રોદ્યોગી કામ કરવામાં નાણાંભીડ પડે, ત્યારે નવા કરવેરા, બચત-ફંડ, વગેરે ઉપરાંત પરદેશી મદદ સૂઝે છે; તેય ખોટું નથી. પણ તે મદદ પર મીટ માંડીને બેસી ન શકાય, એ પણ ભૂલવું ન ઘટે.

હમણાં ક્યાંક વાંચ્યું કે, મુંબઇ રાજ્યમાં ખોરાકની પેદાશ ધારેલી ન થઈ, કારણ કે નાનાં નાનાં પીતનાં કામો — કૂવા, કાંસ અને તળાવ-બાંધ વગેરે ધાર્યા મુજબ ઝાઝાં ન થયાં. આ વાત ખરી છે?

વડી સરકાર બડાં બડાં યંત્રોદ્યોગી કામોમાં પૈસા વાળે, તેની જોડે રાજ્યસરકારો તેવી મદદ મેળવવા સારુ તણાય અને પોતાનાં નાણાંય તેમાં વધારેપડતાં વાળે, તો નાનાં કામો માટે ઓછું નાણું અને ઓછી ધ્યાનશકિત અને યોજના-બુદ્ધિ રહે, એ ઉઘાડું છે. એમ જો થયું હોય. તો આ એક ગંભીર ફરિયાદનું કારણ બને. તો વધારેપડતી બડી બડી યોજનાઓમાં મર્યાદા મૂકવી જોઈએ અને નાનાં નાનાં છતાં લોકવ્યાપી બનવાથી મહામોટાં બનતાં કામોને યોજનામાં પહેલાઈ મળવી જોઈએ; એટલું જ નહીં, તેમને આગળ કરવા માટે વડી સરકારે તે ખાતે પણ મદદ આપવી જોઈએ, — જેમ પ્રાથમિક કેળવણી માટે આપે છે તેમ.

આમ થાય તો લોકમાનસ પણ ત્વરિત બનશે. આજે મોટાં જંગી કામો જોઈને, હિંદની ભોળી આમ-પ્રજામાં કેવળ અહોભાવ કદાચ જાગતો હશે! પણ તેથી લોક-શાહી આખી હાલે અને કામે વળગે, એવું ન બની શકે. આજે જો જરૂર હોય, તો એ હાલે ને કામ કરતી થાય એની છે. ગાંધીજીના ખાદી-ગ્રામોદ્યોગ-અર્થશાસ્ત્રમાં આ ચાલના-શકિત સાધવાનું બળ રહેલું છે, એ અર્વાચીન યંત્રોદ્યોગાંધ અર્થશાસ્ત્રે સમજવા જેવું છે.

૨૨-૧૦-૫૮

### ૪

### અહિંસક ઉદ્યોગીકરણ

હૈદરાબાદમાં કૉંગ્રેસની મહાસમિતિ મળી, તેમાં શરૂમાં એક વ્યાખ્યાનમાં પં. નેહરુએ એક વિચાર રજૂ કર્યો તે ધ્યાન પર લેવા જેવો છે. તે હું મુંબઈના અંગ્રેજી પત્ર 'ટાઇમ્સ ઑફ ઈંડિયા' (તા. ૨૫-૧૦-'૫૮)માંથી નીચે ઉતારું છું:—

"થોડા સમય અગાઉના કૉંગ્રેસી આગેવાનો કે 'જેઓનું ઘડતર ૧૯મા સૈકાના પાછોતરા ભાગના અને ૨૦મી સદીના આગોતરા ભાગના વિચારોમાં થયું હતું,' તેમને નજર સમક્ષ રાખીને બોલતાં શ્રી. નેહરુએ જણાવ્યું કે, અત્યાર લગી ગરીબાઈ, બેકારી અને લોકોના સામાન્ય પછાતપણાને લગતા આર્થિક અને સામાજિક પ્રશ્નો હલ કરવા માટેના કૉંગ્રેસ તથા તેના આગેવાનોના પ્રયત્નો કચડાયેલા લોકો પ્રત્યે 'સહાનુભૂતિ'ની દિશામાં હતા; નહિ કે વૈજ્ઞાનિક પદ્ધતિથી સમાજવાદનું મંડાણ કરવા તરફ."

"વડા પ્રધાને એવો પ્રશ્ન રજૂ કર્યો કે, 'કૉંગ્રેસ, વ્યકિતગત રીતે નહિ પણ સામુદાયિક રીતે, અત્યાર સુધી કઈ માનસિક દુનિયામાં વિચરતી રહી છે?'

"શ્રી. નેહરુએ આગળ બોલતાં જણાવ્યું, આપણે આઝાદીના જંગમાં ઘડાયા હતા; સ્વદેશાભિમાનના અગ્નિએ આપણને ઢાળ્યા છે. એ વિચારે આપણને તાકાત આપી હતી તથા આપણા સંગઠનને શકિતશાળી બનાવ્યું

હતું અને આપણામાં ઉત્સાહ રેડયો હતો. પરંતુ તેની સાથે સાથે લોકોને લગતાં પ્રશ્નો, જેવા કે રિબાતા કિસાનો, જમીનદારી, જમીનમાલકીના હકમાં સુધારણા,— વગેરે પ્રશ્નોનો પણ કૉંગ્રેસે સામનો કરવાનો હતો. આ પ્રશ્નોને સ્વદેશાભિમાન સાથે લેવાદેવા ન હતી; તે તો લોકોની આર્થિક દુર્દશાને લગતા હતા. પણ એ બધાંની આપણાં મન ઉપર અસર પડી હતી. આપણે એ પ્રશ્નોનો વિચાર પણ કર્યો હતો, અને સ્વદેશાભિમાનની વાતથી સ્વતંત્રપણે, એ વિચારોએ આપણું ધ્યાન ખેંચ્યું હતું."

"વડા પ્રધાને જણાવ્યું કે, આ આર્થિક પ્રશ્નોનો વિચાર, પરંતુ, કંઈક 'હવાઈ' રીતે કરવામાં આવ્યો હતો."*

ઉપરની વાત વાંચી મને યુરોપના ઇતિહાસમાંથી એક વાત યાદ આવી, કે જેને મળતું કાંઈક જવાહરલાલજી હિંદ અંગે કહેવા માગતા લાગે છે.

યુરોપના શરૂના સમાજવાદી વિચારને 'યુટોપિયન' — હવાઈ કે ગગનવિહારી કહીને, માર્ક્સ વગેરે નવા જડવાદી સમાજસુધારકો પોતાના વિચારને 'વિજ્ઞાનશુદ્ધ' સમાજવાદ કહેતા. બેમાં ફરક એ હતો કે, ૧. પહેલો વિચાર ભાવનાપ્રધાન અને માનવ ગુણવિકાસની ધાર્મિક કે નૈતિક ભાષામાં રજૂ થતો; ત્યારે બીજો વિચાર સમાજની આર્થિક અને વર્ગવાદી સ્થિતિ — કે જે પ્રત્યક્ષ જોઈ માપી શકાય (ભૌતિક વિજ્ઞાનમાં જેમ બધું માપીને કામ કરી શકાય છે તેમ), — તેની ભાષા વાપરતો. ૨. પહેલો વિચાર માનવહૃદયને સુધારવા આહ્વાન કરતો અને તદનુરૂપ સામાજિક ફેરફાર સાધવા ચાહતો; બીજો વિચાર સામુદાયિક રસ્તા લેવાની રીતો (કાયદો, ક્રાંતિ કે સંગઠન ઇ૦ દ્વારા) યોજતો, — કે જેવી રશિયામાં છેવટે ફળી.

આ જ વિચારની છાયામાં જવાહરલાલજી આપણે ત્યાં પણ ઇતિહાસ ગોઠવી બતાવે છે કે, હિંદનો આઝાદી જંગનો યુગ અને આજે હવે ૧૯૪૭થી શરૂ થયેલો યુગ, એ બે વચ્ચે ફરક એ છે કે, પહેલા યુગમાં આર્થિક પ્રશ્નો વિચારવાની રીત ગરીબો પ્રત્યેની સહાનુભૂતિથી પ્રેરાયેલી પણ 'હવાઈ' રીત હતી. હવે આપણે સમાજવાદની વિજ્ઞાનશુદ્ધ રીતમાં જવું છે.

અને આમ ફરક બતાવીને તેમણે આગળ કહ્યું કે,

"આજે જગત અણુ-યુગને ઉંબરે આવીને ઊભું છે.

"મારો દૃઢ અભિપ્રાય છે કે, ગત બસો વર્ષો દરમ્યાન જગતના ઇતિહાસે દર્શાવી આપ્યું છે કે, કોઈ પણ દેશની સંપત્તિ વધારવાનો એકમાત્ર માર્ગ ઉદ્યોગીકરણ દ્વારા જ હોઈ શકે. વિજ્ઞાન અને યંત્રવિદ્યાની

---

* "In an obvious reference to the older leaders of the Congress who were 'moulded by thoughts and ideas of the late 19th and early 20th century', Mr. Nehru said that till now the general approach of the Congress and its leaders to the economic and social problems of poverty, unemployment and general backwardness of the people was based more on 'sympathy' for the downtrodden rather than on a scientific approach to Socialism."

"The Prime Minister posed the question, 'In what mental world has the Congress, not individually but generally, lived till now?'

"Mr. Nehru went on to say, 'We were moulded in freedom's battle, moulded by the fire of nationalism. This thought gave us strength and made our organisation strong and generated enthusiasm in us. Along with this the Congress also had to face questions relating to people's problems, the suffering kisans, Zamindari, land reforms and the like. These questions had no relation with nationalism. They were concerned with the economic plight of the people. But all this did influence our minds. We considered these questions, and apart from nationalism, they affected us.'

"The Prime Minister said that these economic questions were, however, considered in an 'airy' way."

પદ્ધતિઓ અપનાવ્યા સિવાય લોકોની સમૃદ્ધિમાં વધારો કરી શકાય નહિ.”*

હિંદની આઝાદી માટે લડતા હતા ત્યારે ગાંધીજીએ રાષ્ટ્રીય શિક્ષણ, ખાદી અને ગ્રામોદ્યોગ, હરિજનસેવા, વગેરે રચનાત્મક કામો યોજ્યાં હતાં, તેમને તો ‘હવાઈ’ ભાગ્યે કહી શકાય. તેમની પાછળ સૂક્ષ્મ દૃષ્ટિથી વિચાર કરાયો હતો એ ઉઘાડું છે. બલ્કે, તેમણે હિંદની આખી સિકલ ફેરવી નાંખી; અને સમાજસેવાના નવા વિચારો, નવી દિશાઓ અને નવો કાર્યપ્રવાહ શરૂ કર્યાં.

તો પછી પંડિતજી કઈ બાબતને ‘હવાઈ’ કહે છે? અને આજે જેને ‘સમાજવાદી ઢબ’ કહેવાય છે તેમાં કયું ઓછું ‘હવાઈ’-પણું છે — એ સમજાતું નથી.

એવી જ બીજી મૂંઝવણ જેને તે ‘ઉદ્યોગીકરણ’ કહે છે તેનાથી થાય છે. ૨૦૦ વરસમાં પશ્ચિમમાં જે થયું તેની જોડે સામ્રાજ્યવાદ, વેપારશાહી શોષણ અને યુદ્ધ જોડાયાં છે તેનું શું? પશ્ચિમના ઉદ્યોગો યંત્રબળથી ચાલે, પણ તેને માટે તેમને બજારો મળી રહ્યાં, તેમ હવે મળશે કે?

તથા વિજ્ઞાનશુદ્ધ વિચાર કરતાં સવાલ એ પણ ઊઠે છે કે, શું ગાંધીજી પણ દેશનું સત્વરે ઉદ્યોગીકરણ નહોતા ચાહતા? તે પણ સમાજવાદનું મૂળ સૂત્ર માનતા કે, દરેકે કામ કરવું જોઈએ. તેથી તે એમ વિચારતા કે, દરેક શું કામ કરે તે નક્કી કરી તેની સામે મૂકવું જોઈએ. એ ખરું પ્રત્યક્ષ ‘સમાજવાદી’ કામ છે; માત્ર ‘કામ કરો’ કહ્યા કરવું એ ‘હવાઈ’ છે. આમ તે વ્યવહારદક્ષ આદર્શવાદી હતા, તેથી ખાદી અને ગ્રામોદ્યોગ તથા સ્વદેશીનો તેમણે કાર્યક્રમ આપ્યો. તે શું દેશમાં સૌને ઉદ્યોગમય કરવાને માટે નથી કે? તેને ઉદ્યોગીકરણ ન કહેવાય? યંત્રોદ્યોગ દ્વારા સૌને કામ આપી શકાય એમ નથી, એ જાણ્યા પછી એટલું તો કબૂલ કરવું જોઈએ કે, તે વડેનું પાશ્ચાત્ય ઉદ્યોગીકરણ હિંદમાં શકય નથી. છતાં તેના અનુકરણનાં ફાંફાં મારવાં એ અવૈજ્ઞાનિક ગણાય.

જોકે, એનો અર્થ એ પણ નથી કે, યંત્રબળથી જે કામો કરવાં ફાવે તેમને તે રીતે ન કરવાં. માત્ર તેમાં સમજવાનું એ રહે છે કે, તેમ કરવાને મર્યાદા છે; જ્યારે ખાદીગ્રામોદ્યોગ તો ઉદ્યમનો મહાસાગર છે. તે વડે જ દેશના સૌ કોઈને કામ મળી શકે ને સાચું ઉદ્યોગીકરણ ચાલુ થાય. અને તો જ જીવનધોરણ ઊંચું લાવવા સૌને ખરીદશકિત વહેંચી શકાય. એ ઉદ્યોગોને વધુ સફળ કરવામાં અત્યાર સુધી વિજ્ઞાને મદદ ખાસ નથી કરી તે હવે જરૂર કરવી જોઈએ.

બાકી, યંત્રબળથી ઉદ્યોગો થોડા લોકોને જ કામ આપે અને માલ થાય તેને વેચવા બજારો શોધવાં પડે. દેશમાં જો દરેકને કામ પૂરતું ન હોય તો તેઓ, યંત્રબળથી ખડકાતા માલને ખરીદે નહીં. એટલે તેને બહાર મોકલવાના વિચારો સૂઝે. એની પંચાતો પશ્ચિમે કરી તો તેમાંથી યુદ્ધ અને અણુ-યુગનાં શસ્ત્રાસ્ત્ર પણ જોડે જ જન્મ્યાં. આ પણ ૨૦૦ વરસની યુરોપની પ્રગતિનો અટળ ભાગ છે. આપણે તે સમજીને આપણો નવો માર્ગ વિચારી તે પર ચાલવાનું છે. તે માર્ગને શાંતિનું કે અહિંસાનું ઉદ્યોગીકરણ કહીએ, તો તેનો રસ્તો ગાંધીજીએ બતાવ્યો હતો. તેમાં આપણી શ્રદ્ધા આજે સ્થિર ન હોય એમ બને; પરંતુ તેને ભૂલીને જો ૨૦૦ વરસના યુરોપીય કે અમેરિકન ઉદ્યોગીકરણને જ અનુસરવાનું હોય, તો એ બરોબર નહીં થાય.

હિંદનો પ્રશ્ન અપૂર્વ છે. તે કેવળ અનુકરણનો નથી. બીજા પાસેથી શીખવાનું કે લેવાનું જરૂર લઈએ; પણ તે લઈને નવસર્જન કર્યા વગર આપણું કામ નહીં ચાલે. હિંદનો પ્રશ્ન તેની કરોડોની વસ્તીને ઉદ્યોગ કરતી કરવાનો છે; તેને માટે વિજ્ઞાનમાંથી જવાબ ખોળવાનો છે. તે અર્થે જે ઉદ્યોગીકરણ હશે તે શાંતિનું, અહિંસાનું, સર્વોદયનું હશે; — નહીં કે સામ્રાજ્યનું, શસ્ત્રાસ્ત્રનું, અથવા તો લશ્કરી મદદો વગેરે વડે પછાત દેશો પર વર્ચસ્વ ભોગવવાનું. આ સવાલનો જવાબ હિંદ આપે તો જ તેની શાંતિની પરદેશનીતિ પણ સફળ થશે.

૨૯-૧૦-’૫૮

* “Today the world was on the threshold of the atomic age.

“I am of the firm opinon that in the past 200 years, the history of the world has shown that the only way to increase a country's wealth was through industrialization. Prosperity of the people has not been increased except by adopting methods of science and technology.”

૫

## સ્ત્રીહત્યાનું સામાજિક પાપ

મુંબઈની ઉપલી ધારાસભામાં, એક પ્રશ્નના જવાબમાં સરકારે કહ્યું કે, રાજકોટ વિભાગ (એટલે કે કચ્છ-સૌરાષ્ટ્રની) અંદર, ૧૯૫૬ના નવેંબરથી ૧૯૫૮ના ફેબ્રુઆરી સુધીમાં સ્ત્રીઓના આપઘાતના કેટલા દાખલા બન્યા? અને કેટલા કેસ બળી મરનારનારના હતા તથા કેટલા કૂવે પડનારના.

સરકારે જણાવ્યું કે, કુલે ૩૮૪ દાખલા સ્ત્રી-આપઘાતના હતા. તેમાં બળી મરનારના ૧૦૭ અને કૂવે પડનારના ૨૪૭ હતા.

લગભગ સવા વરસની આ સંખ્યા ગણીએ, તો વાર્ષિક સરેરાશ ૩૦૦ ઉપર કેસ થયા! અને તે કેવળ કચ્છ-સૌરાષ્ટ્રમાં. બાકીની ગુજરાતી પ્રજાના કેસ લઈએ, તો આ સંખ્યા વળી વધે.

આ આપઘાતનું કારણ ઉઘાડું છે. સામાજિક અને કૌટુંબિક રૂઢિઓના જુલમથી આપણી બહેનોને વેઠવો પડતો નિવાર્ય કલેશ અને ઘર-સંસારનો સંતાપ. જેમ કે, સાસુ નણંદ થકીની પીડાઓ તો લોકગીત સુધી ઊતરી છે. કુટુંબના પુરુષવર્ગ તરફથી — જેઠ સસરા જેવા — પણ પજવણી અને અનાચારનાં કારણો હોય છે. પતિદેવો પણ કારણ આપે છે. આ આપણાં સામાજિક પાપોને લઈને થતી સ્ત્રીહત્યા આપણા સમાજનું લાંછન છે; તે વિષે સ્વરાજમાં હવે તાબડતોબ વિચાર જાગવો જોઈએ અને આવું અ-હિંદુત્વ દૂર થવું જોઈએ. એ વસ્તુમાં સ્વજનનો ઘાત કર્યાનું અમાનુષીપણું છે, એ પણ દીવા જેવું છે. આ તે કેવી ક્રૂરતા! કેવો અવિચાર! કેવો જડ અંધાપો!

૨૦-૧૦-'૫૮

૬

## દારૂડિયા ગુનેગારી

એક સવાલના જવાબમાં સરકારે નીચે પ્રમાણે માહિતી આપી છે:

૧૯૫૭ના જાનેવારીથી ૧૯૫૮ના જાનેવારી સુધીમાં, દારૂબંધી કાયદાની રૂએ, કેટલા જણને પકડવામાં આવેલા?

જવાબ — ૮૧,૯૧૩.

તેમાંના કેટલા જણને (૧) ગેરકાનૂની દારૂ-ગાળણીના અને કેટલાને (૨) દારૂ પીવાના ગુના માટે પકડેલા?

જવાબ — (૧) ૧૩,૨૨૬ (૨) ૨૩,૫૦૭.

આ જાણીને કોઈ દારૂબંધી-વિરોધક કહી શકે કે, નહીં પકડાયેલા પણ હશે ને! જરૂર. પણ એ તો ચોરી, દગા-બાજી, છેતરપિંડી વગેરે દરેક ફોજદારી ગુના માટેય સાચું છે. પણ વાત તો એ છે કે, એવો દોષદર્શી માણસ એમ તો ન જ કહી શકે કે, "દારૂ-ગાળણી તો એક ગૃહઘોગ બની ગયો છે." આ વાકયમાં કટાક્ષ-બાણ જરૂર છે, પણ સત્યનું ખૂન છે.

કેટલાક એવું કહે છે કે, ગેરકાયદે દારૂગાળણી ચાલે તેના કરતાં પહેલાં પેઠે સરકાર પોતે દારૂ ગાળીને વેચે તો આવક પણ થાય અને ગેરકાનૂની ગાળણીના ગુનાય અટકે.

આ કહેણીમાં નર્યો આવક-લોભ જ છે; ગુના રોક-વાની વાત તો કેવળ સુફિયાણી સફાઈ છે. કારણ કે,પહેલાં સરકાર દારૂનું કલાલું ચલાવતી હતી ત્યારે ગેરકાનૂની ગાળણી તો સારી રીતે ચાલતી જ હતી; એ કાંઈ દારૂબંધીથી જ નીપજતી નથી. પછી રહી ગઈ એટલી જ વાત કે, સમાજનું આર્થિક તથા અન્યથા અહિત કરનાર અને કુટુંબનું નખોદ વાળનાર આ સુરાપાનના ગુનાનાં લાઈસન્સ આપી આવક કરવી. તે ન્યાયે ચોરી કરવાનાં ને બીજા ગુનાનાં પણ લાઈસન્સ અપાય તોપણ આવક થાય ને! મૂળ વાત આ આવક કરવાની લોભ-બુદ્ધિ છે. આ બુદ્ધિ ધર્મદૃષ્ટિએ પાપ છે, સામાજિક દૃષ્ટિએ ઉચ્છેદક છે, અને આર્થિક દૃષ્ટિએ સંપત્તિ કે લક્ષ્મીનું નાશક છે. અને તેથી જ તે સરકારી દૃષ્ટિએ ફોજદારી ગુનો ગણ્યો છે. સમાજે આ વિશાળ નજર રાખીને હિંદના પોતાના લોકજીવનને રચવાનું છે. તેમાં ઉપરના આંકડા બતાવે છે કે, સમાજ ધારે તો તેને ઝપાટામાં પહોંચી વળી શકે. હિંદની પ્રગતિની પંચ-વર્ષી યોજનામાં આ જાતનાં પો બંધાતાં નથી એ એનો મૌલિક દોષ છે. એ દોષ ત્રીજી યોજનામાં દૂર થશે એવી આશા છે.

૭

## દારૂબંધી અને દાક્તરી તપાસ

દારૂબંધીના એક કેસ બાબતમાં વિચિત્ર ચુકાદો છાપામાં વાંચવા મળ્યો. એક જણે દારૂ પીધેલો, તેને પકડીને પોલીસ દાકતર પાસે તપાસવા લઈ જતો હતો. તે દારૂડિયો પોલિસને મારીને નાસી ગયો. તેના પર કેસ

ચાલ્યો કે, તેણે પોલીસને માર્યો એ ગુનો કર્યો. તે માટે તેને સજા થઈ. તે સામે અપીલમાં હાઈકોર્ટે તેને છોડી મૂક્યો; અને તે એમ કહીને કે, દાકતરી તપાસ માટે તેને પોલીસ બળજબરીથી લઈ જઈ ન શકે. છતાં લઈ જાય, અને સ્વરક્ષા માટે કોઈ સખસ તેને મારે, તો તે સરકારી પોલીસ તરીકે તેને માર્યો ન ગણાય.

આ ચુકાદામાં કાનૂની મુદ્દો એ આવ્યો કે, દારૂડિયાને પકડીને પુરાવાને માટે દાકતરી તપાસની જરૂર હોય તોય, તે તપાસમાં આવવાની ફરજ તેને પાડી ન શકાય.

કાયદામાં શું હશે તે તો વકીલો જાણે. પણ કોઈ ગુનેગારને પકડીને તેની ઘટતી તપાસ તો પોલીસ કરી શકે છે ને? જેમ કે, ચોરીનું આળ હોય તો ગજવાં ઈ૦ તપાસે; જકાતખાતું, જેમ કે, તપાસે છે. તેમ જ દારૂની તપાસ માટે જો દાકતરી જરૂર હોય, તો તેમ કરવાનો હક ન આવી જાય? હાઈકોર્ટમાં આ બિંદુથી ચર્ચા થઈ કે કેમ, એ ખબર નથી.

પણ દારૂબંધી કાયદાના પાલન અંગે કેસ પકડવા જો દાકતરી તપાસ જરૂરી હોય, અને તેમાં કાનૂની અડચણ હોય, તો તે દૂર કરવી જોઈએ. પોલીસને જડતી લેવાના હકમાં દાકતરી તપાસ ન આવે, તો તે બાબતમાં જરૂરી ચોખવટ કાનૂનસુધાર વડે પણ કરવી જોઈએ. દારૂબંધી ખાતું આ વિષે ઘટતું કરશે?

૨૦-૧૦-'૫૮

## ૮

## લખનૌ લિપિ

નાગરી લિપિ-સુધાર બાબતમાં લખનૌ પરિષદે જે ઠરાવ કરેલો અને જેની રૂએ મુંબઈ સરકારે આ વરસે હિંદી શિક્ષણને માટે ફરજિયાત એ સુધારા મુજબની નાગરી લિપિ વાપરવાને હુકમ કાઢેલો, તેનો અંત ધાર્યા મુજબ આવી ગયો છે. મુંબઈની ઉપલી ધારાસભાની ગઈ બેઠકમાં શિક્ષણ-પ્રધાને જાહેર કર્યું કે, આ લિપિ વિદ્યાર્થીઓ તથા પુસ્તકોના પ્રકાશકો વગેરે બધાને માટે મરજિયાત કરી દેવામાં આવશે. આ નિર્ણય લેવાને માટે સરકારને ધન્યવાદ ઘટે છે.

આ ઉપરથી એમ તો નથી ઠરતું કે, નાગરીમાં જે સુધારા લખનૌમાં સૂચવાયા હતા તે બધા વ્યર્થ હતા. હા, હ્રસ્વ ઇ, રેફ ઈ૦ દ્વારા ર-કાર લખવાની રીત, એ બે મુખ્ય બાબતો તો વ્યર્થ અને અવિજ્ઞાની હતી. પરંતુ ભ, ઘ ઈ૦ જેવા સુધારા સારા હતા. પણ ઉપલી બે ત્રણ ભૂલોની ભેગી આ વાતેય, ઇયળ-પાપડી ન્યાયે, ગઈ! પ્રકાશકો ઇચ્છે તો ભ ઘ ઈ૦ સુધારા ચાલુ રાખી શકે. કાંઈ નહીં તો સરકાર તો તેનાં પ્રકાશનોમાં એ ચાલુ કરશે, એવી આશા રાખી શકાય?

પણ આ નાગરી લિપિ-સુધારમાં સવાલ બીજો છે. રાષ્ટ્રના બંધારણમાં કહ્યું છે કે, દેશની આંતરભાષા નાગરીમાં હિંદી હશે અને તેના આંકડા અંગ્રેજી રહેશે. નાગરી એટલે કઈ લિપિ એની વ્યાખ્યા આપવામાં નથી આવી. તેનો અર્થ એ થયો કે, નાગરી તરીકે જે લિપિ લોકમાં રૂઢ થઈને ચાલે છે, તે આંતરભાષા માટે વાપરવી. એમાં ફેરફાર કરવાનો હક કોઈ રાજ્ય કે સરકારને નથી. હા, ધારે તો પાર્લમેન્ટ 'નાગરી'ની વ્યાખ્યાનો કાયદો કરી આપે, એ જુદી વાત. પણ રાજ્ય કે સરકારી ખાતું આમ ઘાલમેલ કરે એ બરાબર નથી.

વળી આ લિપિને સંસ્કૃત, મરાઠી, તથા હિંદી એ ભાષાઓ વાપરે છે. એટલે એ લિપિના સુધારાને નામે ફરજિયાત ચેડાં સરકાર ન કરી શકે; ન એને તે કરવામાં કશી ગમ પડે. સંસ્કૃતિની બાબતોમાં સરકારે ખામોશ રહેવું જ સારું. એથી લખનૌ લિપિસુધારનો હુકમ અઘટિત જ નહીં, બંધારણથી જોતાંય દોષિત હતો. એમાં રહેલો દોષ દૂર થયો, એ આપણી લોકશાહીને માટે તારીફ લાયક ગણાય.

૨૦-૧૦-'૫૮

## ૯

## તથ્યહીન ખ્યાલો

મૈસૂર રાજ્યના એક જિલ્લા વિકાસ મંડળે શિક્ષણ વિષે વિચારપરિષદ ('સેમિનાર') બોલાવી હતી. તેનો પ્રારંભ કરતાં મદ્રાસ અને મૈસૂર એ બેઉ રાજ્યના એક માજી પ્રધાને કેટલીક વાતો કરી, તેમાં તેમણે નીચેની બાબતો રજૂ કર્યાનું છાપાં જણાવે છે:—

૧. દેશની પ્રદેશભાષાઓ જો અંગ્રેજીની જગાએ કામમાં લેવાશે, તો ઉચ્ચ શિક્ષણનું ધોરણ નીચું જશે. તથા,

૨. આંતરરાષ્ટ્રીય દૃષ્ટિબિંદુ રાખવામાં અને પશ્ચિમમાં સદા વધતાં જતાં જ્ઞાન-વિજ્ઞાન મેળવતા રહેવામાં મુશ્કેલી પડશે. તે ઉપરાંત,

૩. પ્રદેશભાષાઓ જો ઉચ્ચ શિક્ષણ માટે વપરાશે, તો તેથી પ્રદેશવાદના ભાવો વધશે.

આ ઉપરાંત પાયાની કેળવણી વિષે બોલતાં તે માજી પ્રધાને કહ્યું કે,

ઉદ્યોગના માધ્યમ ઉપર અતિ ભાર ન મૂકવો ઘટે તથા તેની ઉત્પાદન-બાજુ પર પણ ભાર ન મૂકતા.

આ વિચારોને ટૂંકમાં એકેએકે તપાસીએ, તો જણાશે કે, તે ખાસ નવા નથી તેમ જ એના જવાબ ઘણી વાર અપાઈ ગયા છે.

પ્રદેશભાષા કે સ્વભાષા દ્વારા વિદ્યાર્થી ભણે તો ભણતરનું ધોરણ શું કામ ઊતરે? બલ્કે, આજે અંગ્રેજી દ્વારા શીખવાય છે તે ઘણે ભાગે સમજાતું નથી. વળી તેનાથી ધોરણ જેવું કાંઈ પણ ઊભું થયું છે કે? આ બાબતમાં જુનવાણી વાતો જ કર્યા કરવાથી કશો સાર સધાવાનો નથી. પ્રત્યક્ષ અનુભવ જોયા વગર અથવા તો આ ધોરણની બાબતમાં રાધાકૃષ્ણન કમિશને પણ જે સ્પષ્ટ મત આપ્યો છે,* તે પણ જોયા જાણ્યા વગર, મહત્ત્વના લોકોય જો તથ્યહીન ખ્યાલો ગાયા જ કરે, તો જરૂર શિક્ષણના કામમાં તો ભાગ્યે જ પ્રગતિ થાય.

બીજો પ્રશ્ન પશ્ચિમનાં જ્ઞાનવિજ્ઞાન મેળવવા અંગે તથા આંતરરાષ્ટ્રીય દૃષ્ટિ કેળવતા રહેવા અંગે છે. જો એમ કહેવામાં આવે કે, જ્ઞાનવિજ્ઞાન અંગ્રેજી દ્વારા જ મળી શકે અને આપણી ભાષાઓમાં તે ઊતરી જ ન શકે, તો બીજી વાત. બાકી અંગ્રેજી કોઈ જાણે જ નહીં એમ કોઈ કહેતું નથી. તે ભાષા દ્વારા જ્ઞાનવિજ્ઞાન મેળવતા રહેવું અને તેને આપણી ભાષાઓમાં શીખવવાની અને પુસ્તકો રૂપે ઉતારવાની વાત છે. એમ થાય તો પછી તે જ્ઞાન અંગ્રેજીમાં જ શીખવો એવો સવાલ રહેતો નથી. અને આંતરરાષ્ટ્રીય કે કોઈ પણ જાતની સાચી અને સમજભરી દૃષ્ટિ પણ કેળવવામાં કશી ખામી નહીં રહે.

અત્યારે તો ઊલટી ખરાબી થઈ રહી છે કે, કેવળ અંગ્રેજીમાં જ બધું ચાલવાથી દેશનો એક ટકોય તે સમજતો નથી, અને જે સમજે છે તે કેવળ નકલી બની પોતાની સર્જનશક્તિ જ ખોઈ બેસે છે. અને સામે જોઈએ તો, આજે જે દૃષ્ટિ આપણા લોકોમાં કેળવાવા લાગી છે, તે પ્રદેશભાષાઓ દ્વારા જ બન્યું છે. તે કામ છાપાં અને ભાષણો કરે છે; તેથી આપણા લોકો દેશ-દેશાવરની વાતો જાણતા, ચર્ચતા અને પૂછતા વિચારતા થયા છે. આ પ્રક્રિયાને વિદ્યાક્ષેત્રે નથી ઉતારતા, તેથી જ જ્ઞાનનું ધોરણ સુધરતું નથી. બલ્કે, ફરિયાદ તો એ છે કે, જેઓ અંગ્રેજી જાણે છે તેઓ આજે તો એવા એકલપેટા કે અળગા થઈ ગયા લાગે છે કે, તેમની પાસેથી સ્વભાષાઓમાં લોકોને જ્ઞાન મળતું નથી. એમ થવું જોઈએ એ તો ઉઘાડું છે. તો આપણી ભાષા જ નહીં, સમજ અને દૃષ્ટિ બધું જ વિકાસ પામશે; અને અંગ્રેજી ભણ્યું લેખે લાગી રહેશે. તેને માટે જેઓએ અંગ્રેજી ભણવું જોઈએ તે ભણશે જ. એવી અનુકૂળતા યુનિવર્સિટીઓની ભાષાશાળાઓ આપતી રહેશે જ.

પ્રદેશભાષા દ્વારા કામ કરતાં પ્રદેશવાદી ભાવો ઉત્તેજાશે એ વાત પણ એટલી જ વ્યર્થ છે. આજે પ્રદેશભાષાથી કામ નથી થતું, છતાં પ્રદેશવાદ શું કામ ઊછળી રહ્યો છે? અંગ્રેજી પહેલાંની જેમ ચાલતું હોવા છતાં એમ બન્યું છે, એ વાત એમ બતાવે છે કે, પ્રદેશવાદ એ કોઈ ભાષાનું પરિણામ નથી; એ આપણા મનનો રોગ છે. અને તે ભણેલાઓને લાગેલો રોગ છે, જેનો ચેપ અભણ એવા ૮૫ ટકાને આપણે લગાડીએ છીએ. એટલે, પ્રદેશવાદ કે પ્રાંતવાદનું દુઃખ જરૂર છે; પરંતુ તેનો ઉપાય પ્રદેશભાષાના અપમાનમાં નથી, પણ તે ભાષા દ્વારા પ્રદેશવાદનો ભય સૌને સમજાવવામાં રહેલો છે.

પાયાની કેળવણી બાબતમાં જે વિચારો સદરહુ માજી પ્રધાને રજૂ કર્યા છે, તેનો સાર એટલો જ છે કે, તેમને એમાં શ્રદ્ધા નથી; નહીં તો એ એના જેવું ન કહે કે, 'ગાય રાખો પણ દૂધ અને વાછડા-વાછડી ન મળે એ રીતે રાખજો.' આમ તે કહે છે તેનું કારણ પણ અંગ્રેજી કેળવણીએ આપણાં શિક્ષણનાં મૂલ્યોને વિપરીત ઊંધાં-છતાં કરી મૂક્યાં છે એ છે. — એટલે સુધી કે, આજે શિક્ષણનો પ્રશ્ન શો છે તે જ નથી જોઈ શકાતું! શિક્ષણ સૌને મળે એમ કરવાનો પ્રશ્ન મુખ્ય છે. જેમ આર્થિક ઔદ્યોગિક ક્ષેત્રે સૌને તરત પૂરતું કામ આપવાનો પ્રશ્ન પ્રથમ છે, અને તેને માટે કયા ઉદ્યોગો તેઓ કરે, તે નક્કી કરી, લોકોને તે શીખવી તે કરતા કરવાનો છે, તેમ જ હિંદમાં સૌ સાચું

---

* જુઓ પૂંઠા ઉપર તેનો ઉતારો.

શિક્ષણ લેતાં થાય તે જોવાનું છે, — નહીં કે ૧૦૦માંથી ૫—૧૫ જણ ભણે એ. આમ કરવું હોય તો શિક્ષણે ધરમૂળમાંથી બદલાવું જોઈશે. એ જ આજે હજી પૂરતું ધ્યાનમાં નથી આવ્યું; અને તેથી જ ગાંધીજીએ તે અંગે બતાવેલી વાતો ગમતી નથી અને બીજી કશી કામ દે એવી સૂઝતી પણ નથી!

પાયાની કેળવણીમાં ગાંધીજીએ આટલી વાતો કરી હતી —

૧. શિક્ષણનું માધ્યમ અંગ્રેજી બદલી કાઢો ને સ્વ-ભાષા લો.

૨. આંતરભાષા હિંદી સૌને શીખવો.

૩. દેશને ઉદ્યમી કર્યા વગર ઉદ્યોગીકરણ શકય નથી, માટે કામ કરવાની ઉદ્યમી ટેવો કેળવવા માટે હાથ-ઉદ્યોગ દાખલ કરો.

૪. એમાંથી ઉત્પન્ન થાય તે દેશ હોંશે ખરીદે અને વાપરે. તો શિક્ષણનો ખર્ચ પણ તે દ્વારા નીકળતો જશે.

૫. અને ભણતરમાં જે વિષયો દાખલ કરો, તે ઉપરના નવા રાષ્ટ્રજીવનના અનુબંધમાં અને તેને સમજવામાં મદદ થાય એ રીતે વિચારો. એ રીતે અભ્યાસક્રમનો પણ પલટો કરો. સમજ અને કાર્ય-શકિત વધે એ અભ્યાસક્રમનું લક્ષ્ય છે; નહીં તો, આજના ચાલુ શિક્ષણ સામે, ‘ભણ્યા પણ ગણ્યા નહીં’ એ ફરિયાદ છે, તે ચાલુ જ રહેશે અને ગોખણ તથા પરીક્ષણનાં ભૂત દૂર નહીં થઈ શકે.

૨૫-૧૦-’૫૮

## ૧૦

## પાર્લમેન્ટની હિંદી સમિતિ

બંધારણની કલમ ૩૪૪ મુજબ, હિંદી કમિશન ૧૯૫૫માં નિમાયું. તેણે ૧૯૫૬માં પોતાનો હેવાલ રાષ્ટ્રપતિને સોંપ્યો. ત્યાર પછી આગળ પાર્લમેન્ટે, બંધારણની તે કલમની પેટાકલમ ૪,૫ મુજબ, ૩૦ સભ્યની સમિતિ નીમવી જોઈએ; તે તરત નહીં તોય મોડી પણ નીમી. તેણે હિંદી કમિશનના હેવાલ પરથી રાષ્ટ્રપતિને ભલામણ કરવાની છે કે, શું પગલું ભરવું. હવે તે સમિતિ લગભગ વરસ થયું, પણ પોતે જ પગલું ભરે ત્યારે રાષ્ટ્રપતિ દેશને માટે પગલું ઉપાડવાની આજ્ઞા બહાર પાડે ને? આ ઢીલ અક્ષમ્ય ગણાય. કેમ કે બંધારણે એમ ફરમાવ્યું છે કે, બીજાં પાંચ વરસે બીજું હિંદી કમિશન નીમવું, કે જે આગળના કામનો વિચાર કરીને રાષ્ટ્રપતિને તે વિષે હેવાલ આપે. ૧૯૫૮ ચાલે છે; ૧૯૬૦માં બીજું કમિશન નીમવાનું આવશે. ત્યારે પહેલા કમિશનની ભલામણની રૂએ પગલું ભરવાનું, તે માટે વખત પણ રહેશે કે? વડી સરકાર આ બાબતમાં દોષપાત્ર ઠરે છે, કેમ કે હિંદી અંગે બંધારણ મુજબ કામ કરવાની જવાબદારી તેને શિર છે. કૉંગ્રેસ પણ આ બાબતમાં સુસ્ત છે એ તે સંસ્થાને માટેની નબળાઈ બતાવનારી બાબત ગણાય. તે કેમ તેની સરકારને કહેતી નથી? આજની સ્થિતિમાં જે કાંઈ કરી શકાય એમ હોય, તે બનતી ત્વરાએ નક્કી કરીને રાષ્ટ્રપતિને કહેવું જોઈએ, જેથી કામ ચાલે. આજે તો કાંઈ નહીં કરવાથી ઊલટું કામ બગડે છે; કેમ કે વડી સરકારનું શિક્ષણખાતું હિંદી અંગે જે કાંઈ કરતું હોય તે કરે છે, તેની નીતિરીતિમાં કાંઈ ઠેકાણું દેખાતું નથી. બલ્કે બંધારણે માન્ય કરેલી ભાષા અને તેના સ્વરૂપ બાબતમાં જ એ ખાતાની નીતિ ચોખ્ખી નથી એવી દહેશત જાય છે. આ સ્થિતિ દેશની સરળ પ્રગતિને માટે બહુ જ ખતરનાક છે, એ કહેવાની જરૂર નથી.

૨૯-૧૦-’૫૮ **મગનભાઈ દેસાઈ**

# સાભાર સ્વીકાર

**ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ**

**ધૂમકેતુની શ્રેષ્ઠ વાર્તાઓ :** સં૦ ધૂમકેતુ, કિં૦ ૩·૫૦. **દશમસ્કંધ :** [અ૦ ૧ થી ૨૫] સં૦ પ્રૉ૦ મનસુખલાલ ઝવેરી, કિં૦ ૪·૨૫. **વનવગડાની વનસ્પતિ ભા. ૧–૨ :** [અલગ] લે૦ મનુભાઈ જોધાણી, દરેકની કિં૦ ૧·૦૦. **આયુર્વેદ વ્યાખ્યાનમાળા, આપણો ખોરાક, આયુર્વેદ અને વૈજ્ઞાનિક દૃષ્ટિ :** લે૦ બાપાલાલ વૈદ્ય, ત્રણેની અનુક્રમે કિં૦ ૬·૫૦, ૩·૦૦, ૬·૦૦. **જિબ્રાનની જીવનવાણી :** સંપા૦ ધૂમકેતુ, કિં૦ ૩·૫૦. **કાવ્યતત્ત્વવિચાર :** લે૦ ડૉ. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ, સંપા૦ રા. વિ. પાઠક અને ઉમાશંકર જોષી, ૨·૫૦. **માઈનો લાલ :** લે૦ જય-ભિખ્ખુ, કિં. ૨·૨૫. **ઝારાનો સંગ્રામ :** લે૦ રસિકલાલ જોષી, કિં૦ ૨·૦૦.

**સસ્તું સાહિત્ય મુદ્રણાલય, અમદાવાદ**

**ચાતુરીની વાતો :** લે૦ હરરાય અમુલખરાય દેસાઈ, કિં૦ ૧·૨૫. **મહાપુરુષોના પ્રેરક જીવનપ્રસંગો :** સંપા૦ શાંતિ. ના. શાહ [સત્યમ્], કિં૦ ૧·૫૦. **દેશી રમતો :** લે૦ શામજીભાઈ કા. જમોડ, કિં. ૧·૨૫. **સંવત ૨૦૧૫નું શુદ્ધ ચહલાઘવીય કાર્તિકી પંચાંગ :** કિં૦ ૬૦ ન૦ પૈ૦. **પ્રાર્થનાઓ :** સંપા૦ મણિધરકુમાર જયશંકર ભટ્ટ, કિં૦ ૫૩૭ ન૦ પૈ૦.

# અંગ્રેજી અંગે મતાગ્રહ

ગુજરાતના બે અંગ્રેજીપ્રેમી શિક્ષકોએ, જાહેર પત્ર દ્વારા, તેમની દૃષ્ટિએ તેમને લાગતો મારો "પૂર્વગ્રહ" છોડીને, અંગ્રેજીના શિક્ષણના સ્થાન વિષે મત બદલવા મને જણાવ્યું છે. એમની આ વિનંતી હું માની નથી શકતો તે માટે દિલગીર છું. એમના પત્રો મેં ઘટતા ધ્યાનપૂર્વક વાંચ્યા છે. તે પછી એ વિષે એમ જણાવું તો ક્ષમા કરે કે, મારી વાત જો તેઓ બરોબર સમજત તો મારા કહેવાને વિષે જે અજ્ઞાનભરી ગેરસમજ તેમણે બતાવી છે, તે તેઓ ન બતાવત. ખેર.

હું શું માનું છું તે ફરી ટૂંકમાં કહી જાઉં: —

૧. સ્વતંત્ર હિંદમાં દરેક બાળકને તેની ૧૪ વરસની ઉંમર સુધી શિક્ષણ મળવું જોઈએ. બંધારણની આવી આજ્ઞા છે અને તે યોગ્ય છે. હવે પછીના હિંદના નાગરિકને મૂળભૂત આટલી કેળવણી તો મળે જ, કે જેના પાયા ઉપર સાચું સ્વરાજ ચલાવી જાણનાર પ્રજાનું ઘડતર થાય. અને તેટલી કેળવણી તેને મફત મળે એવી જોગવાઈ થાય, એ આપોઆપ ફલિત થાય છે.

૨. આ જે સાર્વત્રિક અને દરેકને માટેનું શિક્ષણ હશે, તેના અભ્યાસક્રમમાં ભાષાશિક્ષણ અંગે બે ભાષાઓ શીખવાશે — (૧) બાળકની સ્વભાષા અને (૨) દેશની આંતરભાષા હિંદી. ભાષાને નામે ત્રીજી કોઈ ભાષાને સ્થાન હશે, તે આ પછીના આગળના મરજિયાત શિક્ષણમાં હશે, — આમાં નહીં. ભાષાશિક્ષણની રીતે જોતાં પણ આ તબક્કામાં ત્રીજી અને અંગ્રેજી જેવી પરાયી ભાષાને સ્થાન હોઈ ન શકે, એ હરેક શિક્ષક કબૂલ કરશે.

૩. ત્રીજી ભાષા તરીકે અંગ્રેજી ભાષા ભણવાની કક્ષા આ ૧૪ વર્ષની ઉંમર સુધીની કેળવણી બાદના શિક્ષણક્રમમાં હોઈ શકે છે, — કે જે કક્ષા સૌ માટે ફરજિયાત નહીં હોય.

આ પ્રકારે યોજવાની કેળવણીની ૧૪ વરસ સુધીની કક્ષાને હું પ્રાથમિક, પાયાની કે મૂળભૂત કહું છું. તેને નાગરિક શિક્ષણની સાર્વત્રિક કક્ષા પણ કહી શકાય, કે જે ફરજિયાત હશે. પછી આગળની વિવિધ કેળવણી હશે, કે જે મરજિયાત રહેશે.

આ પ્રાથમિક કક્ષામાં કોઈ રીતે અંગ્રેજી સંભવતું નથી, એ દીવા જેવું ઉઘાડું છે. તે સામે ધૂળ ઉરાડ્ય તે ઢંકાય એમ નથી.

કોઈ પણ રાષ્ટ્ર તેના નાગરિકોની પ્રાથમિક કે સાર્વત્રિક કેળવણી શી હોય તે નક્કી કરવા હકદાર છે જ. તેમ કરવામાં સરમુખતિયારી કહેવી કે બીજી ત્રીજી ભલતી વાત કહેવી એમાં કેવળ અંગ્રેજીનો અંધ મોહ, તે ભાષા દ્વારા આજે મળતો સામાજિક અને આર્થિક દરજ્જો, અથવા તે શીખવીને રળી ખાતી ખાનગી શિક્ષણની ધંધાદારીનો સ્વાર્થ જ કારણ છે કે શું, એમ પૂછવું પડે છે.

રાષ્ટ્રની શિક્ષણવ્યવસ્થાનો નકશો તો સાફ છે કે, ૧૪ વરસની ઉંમર સુધીમાં રાષ્ટ્રના દરેકને જે શિક્ષણ આપવું ઘટે, તેનો જ અભ્યાસક્રમ ઘટે. જે માબાપો પોતાનાં બાળકો માટે કોઈ પણ વિશેષ આવડનો ચાહે, તે તેમણે પોતાના ખર્ચે અને સગવડે મેળવવી રહી. તેમાં તેમને પ્રતિબંધ હોઈ ન શકે. પરંતુ તેઓ પોતાના ખ્યાલની જરૂરિયાતો પૂરી પાડવાનું રાજ્ય પર લાદી ન શકે. રાજ્ય તો સર્વસામાન્ય જે અભ્યાસક્રમ ઠરાવે, તે આપવાની જ જવાબદારી લઈ શકે.

આજે અંગ્રેજીથી ફાવેલો હિંદનો કેવળ એક ટકા જેટલો વર્ગ પોતાની ચાલુ ઘરેડની જરૂરો સરકારી ખર્ચે પૂરી કરાવવા તાકે છે; એમાં એ વર્ગ એ પણ નથી જોતો કે, તે રાષ્ટ્રના શિક્ષણના પુનર્નિર્માણને રોકે છે અને ૯૯ ટકાનું હિત કથળાવે છે. અને એથી, જાણ્યેઅજાણ્યે, સ્વરાજનો અને રાષ્ટ્રીય શિક્ષણની પુનર્ઘટનાનો દ્રોહ થાય છે, એમાં જરાય શંકા નથી.

અંગ્રેજી ભણે તે આગળપડતા અને શક્તિશાળી ગણાય એમ આ શિક્ષક-મિત્રો માને છે. એ અપમાનજનક માન્યતા એમને મુબારક હોય તો ભલે હો. બાકી અંગ્રેજીએ તો રાષ્ટ્રની શક્તિને દાબી છે એ ઉઘાડું છે. એનો અર્થ કોઈ એમ ન માને કે, અંગ્રેજી શીખવું નહીં એમ હું કહું છું. ધોરણ ૮થી અંગ્રેજી શરૂ કરી કૉલેજ સુધી તે ચલાવીએ છીએ, તેમાં ૬—૭ વર્ષ મળી જ રહે

છે. ધોરણ ૫થી શરૂ કરીએ તો ૧૦—૧૧ વર્ષ અંગ્રેજી ચાલે; તે સુધારવું જોઈએ, જેથી જરૂરી એવા વિષયોનું શિક્ષણ અંગ્રેજી તળે દબાઈ મર્યું છે તે બચે.

૧૪ વરસ સુધીની ઉંમરની કક્ષાને પ્રાથમિક ગણવામાં "મનોવૈજ્ઞાનિક અને શૈક્ષણિક દૃષ્ટિએ" ભૂલ છે એમ કહેવામાં મારા મૂળ પ્રશ્નની અને રાષ્ટ્રીય શિક્ષણની પુનર્ઘટના વિષેની નરી અણસમજ કે અવગણના રહેલી છે. અંગ્રેજી ક્યારથી કેમ શીખવવાની ચર્ચામાં 'ઍડોલેસન્સ' અને એના વિજ્ઞાનની વાત ઠેકવવામાં શો અર્થ છે! અને તે ઠેકવવામાં એમ કહેવું કે, "બંધારણને ગીતા અને બાઈબલ માનવાની જરૂર નથી;" તો શું 'હેડો' અને 'સ્પેન્સ'ના રિપોર્ટને ગીતા અને બાઈબલ માનવાના છે એમ? ૧૧ થી ૧૪ વરસનો તબક્કો મનોવૈજ્ઞાનિક રીતે અમુક કે તમુક છે, માટે શું અંગ્રેજી ત્યાં શીખવવું જોઈએ એમ? એને અને અંગ્રેજી શીખવવાને લેવાદેવા શી છે, એ સમજવું કઠણ છે.

અને ભાષા શીખવાની માનસિક ઉંમરની વાત કરવી એ પણ ઉપરના જ જોટાની તર્કરહિત અપ્રસ્તુતતા બતાવે છે. એ ઉંમરે ભાષા સારી રીતે શિખાય છે, તો શું આપણે ત્યારે ભાષાઓ નથી શીખવવાના? તે કાળે અંગ્રેજી જ શીખવવું એમ મનોવિજ્ઞાન જાણે ન કહેતું હોય, એમ દલીલ કરવી, એ નરી મોહાંધતા જ છે. વળી એમ કહેવું કે, હિંદમાં કોઈ રાજ્ય ૧૧ વર્ષની આગળ ફરજિયાત શિક્ષણ આપતું નથી; અરે, તેટલુંય હજી કયાં બધે અપાય છે? પણ એમ કહેવાથી શું સિદ્ધ થયું! તેથી તો બંધારણ આદેશ આપે છે કે, આગળ વધી ૧૪ વર્ષ સુધી તે આપજો અને તે મુજબ સરકારે કરવાની ફરજ છે. ૧૧ થી ૧૪ વરસની કક્ષાનું શિક્ષણ અંગ્રેજીને કારણે માધ્યમિક શાળામાં અપાતું, કેમ કે તે ખાસ શિક્ષણ હતું. હવે તેવી ખાસિયતની જરૂર રહી નથી. અને તે કક્ષા હાઈસ્કૂલો ચલાવે તેથી કાંઈ તે 'માધ્યમિક' (એટલે કે, બંધારણ-નિયુકત ૧૪ વર્ષની મર્યાદા બાદ શરૂ થતી આગળની 'મરજિયાત') કક્ષા નથી ઠરી શકતી.

છતાં એની જુદાઈ અંગ્રેજીને લીધે હતી તે હજી પણ કાયમ રાખવા તાકવું અને તેને સારુ સાવ અપ્રસ્તુત અને હેત્વાભાસી દલીલો કરવી, એ કેવળ રાષ્ટ્રના શિક્ષણની પુનર્ઘટનાના મૂળ કે પાયાના પ્રશ્નને ના સમજવાથી જ સંભવી શકે.

રાષ્ટ્રના શિક્ષણને કેમ ગોઠવવું તેની મુખ્ય રૂપરેખા અને નીતિ બંધારણે નક્કી કરી છે. તે મુજબ તંત્ર ગોઠવવાનું અને ભણાવવાનું કામ શિક્ષકોનું છે. તેને બદલે, 'બંધારણ બાઈબલ નથી', 'બંધારણ જ બદલો' ઇ૦ વાતો એમ બતાવે છે કે, અંગ્રેજી કેળવણીએ આપણા ભણેલા માનસને અને તે ધરાવનાર વર્ગોના વિચારને કેવાં જકડી લીધાં છે!

બંધારણે આટલી મૂળ બાબતો નક્કી કરી બતાવી છે:—

૧. અંગ્રેજીને બદલીને શિક્ષણ અને રાજ્યવહીવટનું માધ્યમ હિંદની સ્વભાષાઓ કરો. (આથી માધ્યમ તરીકે ચલાવવા માટે અંગ્રેજી ત્રણ વરસ વહેલું શરૂ થતું હતું, તે હવે વ્યર્થ ઠરે છે.)

૨. અનેકભાષી રાષ્ટ્રમાં એક સર્વસામાન્ય આંતરભાષાની જરૂર હોઈ, તેનો પ્રચાર કરો. એટલે સાર્વત્રિક શિક્ષણમાં તે ભાષા બીજી ભાષા તરીકે શીખવવી જોઈએ.

યુનિવર્સિટીઓ અને સરકારો, ખાસ કરીને પહેલી બાબતમાં હજી પગલાં ભરતી નથી, તેથી બંધારણની યોગ્ય અને સાચી વાત રદ નથી થતી. બલ્કે, તે અમલમાં આણવાનું ભૂલવું ન જોઈએ એમ ઠરે છે. તેને બદલે શિક્ષકો, ચાલુ છે તે ગયા રાજ્યની જુનવાણી ગેરવ્યવસ્થાને વળગી રહેવા આડીઅવળી અને શાસ્ત્રાભાસી દલીલોમાં પડે, એ વસ્તુ આજના શિક્ષણ-વિચારની એક અતિ કરુણ બીના છે.

કેળવણી એ તો પ્રજાનું ભવિષ્ય ઘડનારું પ્રગતિશીલ બળ બને તો તે ખરી ચીજ ગણાય. તેને બદલે, "જૈસે થે"ને વળગી રહેનારું જડાગ્રહી બળ તે બને, તો દેશને માટે એ આફત જ ગણાય. હિંદને એમાંથી ભગવાન ઉગારે.

૨૨-૧૦-'૫૮ મગનભાઈ દેસાઈ

# બેકારીનિવારણ કે શિક્ષણ?

૧

થોડા દિવસ પર મેં છાપામાં જાહેરાત વાંચી કે બેકારીનિવારણ માટે શિક્ષકો લેવાના છે. તે પરથી નીચેના પ્રશ્નો ઊઠ્યા :—

સરકાર એક બાજુ પાયાની નવી તાલીમ સાર્વત્રિક કરવાની વાત કરે છે. ઉત્તમ નાગરિકો બનાવવાની મહેચ્છાઓ રાખે છે. અને એવા નાગરિકોને ઘડવા માટે ભણેલા બેકારો પર આધાર રાખે છે. આ કેવું વિચિત્ર છે?

શિક્ષકોના સંપર્કમાં મારે આવવાનું થાય છે. એટલે કેટલાક શિક્ષકોને તો એવું કહેતા સાંભળ્યા છે કે, અમે બેકારીમાંથી આવ્યા છીએ, એટલે અમને તાલીમ લેવાની ફરજ પાડવી કેવી રીતે યોગ્ય ગણાય? અમારા પર બળજબરી કરવામાં આવે છે. તેઓ સારી રીતે જાણે છે કે, નોકરીમાં તાલીમ લેવાની જ છે. તેમ છતાં ઉપરની દલીલો થાય છે.

બીજું સરકારની બેકારીનિવારણ-યોજના મજૂરોનાં કામોમાં કંઈકે ઉપયોગી થાય, પણ શિક્ષણ સાથે એને કેમ જોડી શકાય એ સમજાતું નથી.

અભણ બેકાર પેટનો ખાડો પુરાય તો સંતોષ પામે અને કામ આપનારને દુવા પણ દે. પરંતુ ભણેલા બેકારો પેટના ભૂખ્યા છે તેના કરતાં માનસિક ભૂખવાળા વિશેષ છે. અને માનસિક ભૂખ એમ સંતોષી શકાય નહિ. તેથી નોકરીમાં દાખલ થયેલા, માનસિક ભૂખ જાગેલા બેકારોને કદી સંતોષ આપી શકાવાનો નથી. તેમને જેટલું મળશે તેટલું ઓછું પડવાનું, કેમ કે રોજ નવી નવી ભૂખ ઊઘડતી જાય છે. એનું એક મુખ્ય કારણ એ છે કે, બેકારો નોકરી મેળવવા ખરોખોટો બધો પુરુષાર્થ કરે છે, અને નોકરી મળ્યે પુરુષાર્થ પૂરો થયો માને છે. અને સરકારી નોકરીમાં તો તે હાલની પદ્ધતિમાં નિર્ભય થઈને ઘૂમે છે. યથેચ્છ વર્તન કરે છે. તે જાણે છે કે, ગમે તેવો ગુનો કરશે તોય તે સાબિત નહિ થાય ત્યાં સુધી તેને કાંઈ થવાનું નથી. અને સાબિત કરવાની માથાકૂટ કરવાની કોઈને સરકારી ખાતામાં ફિકર હોતી નથી.

આમ બેકારી-નિવારણ થતું નથી જ. કારણ કે તે નોકરીમાં જોડાયા પછી હંમેશ વિશેષ પૈસા મેળવવા તરફ (યેન કેન પ્રકારેણ) પુરુષાર્થ કરે છે. તેની ફરજ પૂરી કરવાનો પુરુષાર્થ કરવાનું તેને સૂઝતું નથી. અને સૂઝે છે તોયે તેને જે શિક્ષણ હાઈસ્કૂલ-કૉલેજમાં મળ્યું છે, તે તેને તેમ કરવા તરફ લઈ જતું નથી. અને શિક્ષકની લાયકાતમાં તેનું સ્થાન નથી.

હવે આવી ભરતી શિક્ષણખાતામાં થાય છે તેથી તે શું શીખવે? બેકાર માણસ બેકારી વધારે; તેમ તેમને હાથે વિશેષ બેકારો તૈયાર થાય અને થઈ રહ્યા છે. આ દુઃખદ સત્ય છે.

૨

હાલ શિક્ષકોની પસંદગી માટે તેનું ભણતર જોવામાં આવે છે. પણ તેથીય તેનું ઘડતર કેવું થયું છે તે જોવાની વિશેષ ફરજ નથી શું? પસંદગીનો માપદંડ બદલવાની જરૂર છે.

આ અંગે મારું નમ્ર સૂચન છે. જો એ સૂચન મુજબ પસંદગી થાય, તો શિક્ષણનું કામ સારું થાય. આવું શિક્ષણખાતા માટે જ સાચું છે એમ નહીં પણ બધાં ખાતાં માટે થઈ શકે.

શિક્ષકોની પસંદગી માટે જે ઉમેદવારો હોય, તેમને અગાઉ સ્વાવલંબી પાયાની તાલીમ આપવી. તેનો સમય ઓછામાં ઓછો બેએક માસનો હોય. એ તાલીમમાં તેની કામ કરવાની વૃત્તિ, ઉદ્યોગપરાયણતા અને અક્ષરજ્ઞાનની આવડત જોવાં જોઈએ.

આ કસોટીમાં જેઓ પાસ થાય, તેઓ સ્ટાફ સિલેકશન સમિતિ પાસે જાય; અને તેમાંથી પાસ થાય તેટલાને લેવામાં આવે. આ રીતથી, કામ કરવાની વૃત્તિવાળા આવવાના; કામચોરને સ્થાન નહીં મળે.

આ સિવાય બીજી કોઈ રીતથી જીવન ઘડનારા શિક્ષકો નહીં મળે. અને જ્યાં સુધી એમ નહીં થાય, ત્યાં સુધી શિક્ષણ નિષ્ફળ અને નુકસાનકારક થાય તો આશ્ચર્ય નહીં.

બોચાસણ
વલ્લભ વિદ્યાલય

શિવાભાઈ ગો૦ પટેલ

# લોકશાહી વિ૦ નોકરશાહી

રાજ્ય-સંસ્થાનાં મુખ્ય ત્રણ અંગ : ૧. ધારાસભા, ૨. સરકાર, અને ૩. અદાલત. તેથી ત્રણેમાં અમુક ઢબે સુમેળ અને સમન્વિતતા જરૂરી બને છે; નહીં તો શરીરનાં અંગોના કામમાં મેળ ન રહે તો જેમ રોગ થાય છે, તેમ જ રાજ્યશરીરને માટે પણ બને.

સરકાર-અંગમાં બે ઉપાંગ કે પેટાભાગ છે — ૧. રાજ્ય-નીતિ-અંગ, ૨. રાજ્યવહીવટ અંગ. પહેલા અંગની સંભાળ, ધારાસભાનું વિશ્વાસપાત્ર એવું જે પ્રધાનમંડળ, તે રાખે છે. બીજા અંગની સંભાળ, સરકારી ખાતાનું કામકાજ જોવાને માટે જે નોકર-તંત્ર રચાય છે, તે રાખે છે.

પ્રધાનમંડળ, ધારાસભા — એટલે કે પ્રજાના પ્રતિનિધિઓનું સભાગૃહ — ની કુલ નજર અને દેખરેખ તળે, રાજ્યને માટે વિધવિધ નીતિ વિચારે.

સરકારી નોકરતંત્ર પ્રધાનમંડળ જે નીતિ ઠરાવે તેને વફાદાર રહીને તે મુજબ વહીવટ ચલાવે.

આ કામ કરવાને માટે ધારાસભા, જેવી જરૂર તે મુજબ રહીને કાયદા કરીને નીતિ સ્પષ્ટ કરે છે. તે કાયદાની હકૂમતમાં અને તેનો રીતસર અમલ કરવાની દૃષ્ટિ રાખીને નોકરતંત્ર વહીવટી નિયમો ઘડી શકે છે.

વહીવટને માટે ઘડાતી નિયમાવલી પણ ઓછી મહત્ત્વની નથી હોતી. તે દ્વારા અમલને વેગ આપી શકાય કે રૂંધી પણ શકાય; એટલું જ નહીં, કાયદાના હેતુને મચડી કે વાળી પણ શકાય છે. બીજી તરફથી અદાલતો એમાં જરૂર દખલ દઈ શકે. પણ નોકરતંત્રની આ રીતની નિયમ ઘડવાની સત્તા પણ એટલી મહત્ત્વની ગણાય છે કે, આ નિયમો માટે અંગ્રેજીમાં 'વહીવટી કાયદો' એવો શબ્દપ્રયોગ કરવામાં આવે છે.

આથી કરીને લોકશાહી રાજ્યપદ્ધતિમાં સરકારી નોકરતંત્રે પણ અમુક ઢબે કામ કરવું જોઈએ. તેને પણ લોકશાહી કાર્યપદ્ધતિ સમજવી પડે અને તે મુજબ આચરવાની શિસ્ત શીખવી અને પાડવી પડે.

મોટામાં મોટી વાત તો એ કે, નોકર-તંત્રે સરકારી નીતિ પરત્વે તટસ્થ રહીને તેને વફાદાર રહેવું જોઈએ. પ્રમાણિકતાથી તેનો અમલ કરવો જોઈએ. આ બાબતમાં આજે કેટલીક ફરિયાદ છે તેમ ન હોવું જોઈએ કે, સરકારી નોકરો સરકારી નીતિને પસંદ ન કરે, તો તેઓ તેના અમલમાં ગરબડ કરે — તેને 'સેબોટેજ' પણ કરવા સુધી જાય એમ બની શકે છે! આમ ન જ હોવું જોઈએ. નહીં તો લોકશાહી લોકોની 'શાહી' મટીને વ્યવહારમાં નોકરશાહી — સરકારી નોકરોની 'શાહી' બનીને રહે. આમ થાય તો તેમાં દોષ પ્રધાનમંડળનો જ સમજવો જોઈએ. મજબૂત અને સાચી લોકશાહીમાં રાજ્ય કરે છે ધારાસભા-નિયુક્ત કાનૂન મુજબ કામ કરવા બંધાયેલું પ્રધાનમંડળ, નહીં કે સરકારી નોકરો.

હિંદમાં આજે એ દૃષ્ટિએ વિચાર કરવાની જરૂર છે કે, ગયા રાજ્યમાં રાજ કરતું બ્રિટિશ સરકારી નોકર-તંત્ર હતું; તેથી તે રાજ્ય લોકશાહી નહોતું પણ નોકરશાહી હતું. તે સાપ ગયાના લિસોટા હજી ચાલે છે, તેથી આપણી લોકશાહી કેટલેક અંશે વગોવાય છે, એમ નહિ?

આનો એક રમૂજી અને છતાં સચોટ દાખલો હમણાં હૈદરાબાદમાં શ્રી. જવાહરલાલજીએ કહ્યો. તેમણે કહ્યું કે, એક સહકારી મંડળીનું કામ શરૂ કરવામાં હિંદના વડા-પ્રધાનને છ માસ ઉપર લાગ્યા, એવી હરકતો અને વાંધા-વચકા વહીવટી કાયદાથી નીકળ્યા; આ સુધરવું જોઈએ. આ બતાવે છે કે, નોકરશાહી પાસે કાનૂનસર કેવી સત્તા રહેલી છે. જો ધારે તો એવી હરકતખોર તે બની શકે કે પ્રધાનમંડળ કે કાયદાની નીતિને પણ રોળી ચોળી શકે! અને આના દાખલા આપું તો, જેમ કે વડી સરકારની હિંદી પરત્વેની તથા સામાન્ય શિક્ષણ પરત્વેની નીતિ.

આવી હરકતખોરીમાં જો લાંચખોરી ઉમેરી લઈને વિચાર કરીએ, તો તરત જણાશે કે, નોકરતંત્ર જો સખનું કામ ન કરે, તો લોકશાહી સરકારની આબરૂના કેવા કાંકરા તે કરી શકે. હિંદમાં આપણે અત્યારે રાજકીય પક્ષો પર વધારેપડતા કટાક્ષક બન્યા છીએ; નોકરતંત્ર વિષે પણ વિચાર વળવો જોઈએ.

ગયા રાજ્યથી ચાલે છે કે, સરકારી મુખી, તલાટી, મામલતદાર વગેરે પ્રત્યક્ષ 'દેવતા' છે; તેમને જ સરકાર માનીને ચાલવાની કુટેવ આપણને છે. તેથી તેમને અંગે કાંઈ કહેવા કરવામાં મુશ્કેલી લાગે છે; તેને બદલે રાજ્ય કરતા પક્ષને ભાંડીને ક્રોધ કાઢવો, એ સરખામણીમાં

સુરક્ષિત છે. આથી કરીને આજે આપાણું લક્ષ વધારેપડતું એકાંગી બને છે. છતાં જો લોકશાહી સ્થાપવી હોય, તો રાજકીય પક્ષોમાં જ નહીં પણ સરકારી નોકરતંત્રમાં પણ આત્મશુદ્ધિ અને સુધારણા જરૂરી છે. કેમ કે, ઉપર શરૂમાં જોયું તેમ, રાજ્યનું સરકાર અંગ તેનાં બે ઉપાંગ મળીને બને છે — ૧. રાજકીય પક્ષ દ્વારા બનતું પ્રધાન-મંડળ અને ૨. વહીવટ સંભાળતું નોકરતંત્ર. લોકશાહી રાજ્યપદ્ધતિ આ બંને અંગો વિષે અમુક શિસ્ત, અમુક વિવેકવ્યવસ્થા, અને અમુક આત્મશુદ્ધિ ચાહે છે.

૧-૧૧-'૫૮ મગનભાઈ દેસાઈ

# વીમો : માનવસંબંધની દૃષ્ટિએ

[વીમાસંસ્થા વિષે વિચારો પ્રગટ થયા બાદ તેના જવાબમાં તથા તેના વિરોધમાં ઘણા કાગળો આવવા લાગતાં, 'મનસ'ના તંત્રીએ તે અંગે જે વધુ લખાણ પ્રગટ કર્યું છે (જૂન ૨૫, ૧૯૫૮), તે પણ 'નવજીવન'માં એ અંગે આવેલ પ્રથમ લેખ (ઑગસ્ટ '૫૮) વાંચનાર વાચકને રસપ્રદ થઈ પડશે, એમ માની ટૂંકમાં ઉતાર્યું છે.]

વીમાના પ્રશ્ન અંગે વિચાર કરવા માટે આપણે એક વેરાન ટાપુનો દાખલો લઈએ. તેમાં સો-બસો માણસોનો સમાજ એકમેકની નજર સામે જ રહેતો હોય. તેવા સમાજમાં વીમાની વસ્તુ સ્પષ્ટપણે મૂર્ખતા ભરેલી દેખાઈ આવશે. ત્યાં તમારા ઘરને આગ લાગે, તો તમારાં પડોશીઓ તરત દોડી આવશે અને તમને તમારું ઘર ફરી બાંધી આપવા સુધીની મદદ કરશે. એકમેકને મદદ કરવી એ વસ્તુ ત્યાં સહજપણે સૌએ સ્વીકારેલી વસ્તુસ્થિતિ છે; આંકડાશાસ્ત્રની રીતે ગોઠવેલો નાણાંકીય સંબંધ નથી. એકબીજા માટેની લાગણી તથા માનવ સહાનુભૂતિ એ ગોઠવણનાં ઘટક છે; નહિ કે સરેરાશનો કાયદો.

તેની સામે એમ કહી શકાય કે, કોઈ આપત્તિ વખતે એકબીજાને મદદ કરવાની લોકોની સહજ લાગણી ઉપર આધાર રાખવો, એ આપણા જેવા સામૂહિક સમાજ માટે વ્યવહારુ કે ખાતરીબંધ ઉપાય ન કહેવાય. તમે એમ જરૂર કહી શકો; પરંતુ તેથી વીમો એ કંઈ આદર્શ ઉપાય નથી બની જતો. અને એ કહેવાની સાથે આપણે એમ પણ સ્વીકારી લઈએ કે, બીજાની કમનસીબી વખતે મનુષ્યો બેદરકારી રાખે, એ વસ્તુની જ ઓછેવત્તે અંશે અપેક્ષા પણ રાખવી જોઈએ. તેમ છતાં, કમનસીબી સામે વીમાની સંસ્થાનો ઉપાય માનવ ભાવનાથી ઉપરવટ જ અમલી બનતો હોવાથી, સૌથી વધુ ખરાબ ઉપાય લાંબે ગાળે નીવડે કે નહિ, એ મુખ્ય સવાલ છે.

બીજા બધા પ્રશ્નો બાજુએ રાખીએ; પરંતુ વીમાનો ઉપાય એ છેવટે તો એક મોટી ધંધેદારી ગોઠવણ છે, અને તેમાં નફો થવો એ આવશ્યક વસ્તુ છે, એની તો ના નહિ જ પાડી શકાય. વીમા કંપનીઓ તેમના નિયંત્રણના સરકારી કાયદાઓથી જ 'નસીબ અજમાવવા જેવું' કે 'અંધારામાં કૂદકો' માર્યા જેવું તો ન જ કરી શકે. પરંતુ તેની સાથે ટાપુની પેલી એકબીજાની નજર સામે રહેતી નાની મંડળીની વસ્તુસ્થિતિ વિચારો. ત્યાં તમે જ્યારે કોઈ કમનસીબ માણસને મદદ કરો છો, ત્યારે તમને સામું વળતર મળશે એવી કશી જ ખાતરી હોતી નથી. તમે એક પ્રકારે એટલો આપભોગ જ આપો છો. તમે એક પ્રકારે નસીબ જ અજમાવો છો. તમે કોઈ વીમા કંપનીમાં વીમો ખરીદવાને બદલે, તમારી પાસે કંઈ હોય, તે બીજાને જરૂર વખતે આપી દો છો. આમ કરવાથી તમને તમારા સાથી માનવબંધુઓ સાથે એક પ્રકારનો એવો સંબંધ ઊભો થાય છે, જે બીજા કોઈ ઉપાયથી તમને ન મળી શકે.

તમે એમ કહો કે, કમનસીબી કે આપત્તિ સામે સંરક્ષણનું કામ વીમો પોતાની ગણતરીઓ, સરેરાશો તથા સંગઠનથી કરી આપે, તો તેમાં વાંધો શો છે? તેનો જવાબ એક જ છે કે, બધાં જોખમોને આંકડા-વિદ્યાને આધારે જ વહેંચી નાખવાં અને જોગવી આપવાં, એ તો મનુષ્ય-પ્રાણીને બીજાના કમનસીબ પ્રત્યેની કોઈ પણ પ્રકારની વૈયક્તિક જવાબદારીમાંથી છૂટો કરવા બરાબર છે. એ જવાબદારીને માનવ ભાવો વિનાની કરી મૂકવી, એ તો આજના સામૂહિક સમાજેનું મૂળભૂત લક્ષણ છે. તેનાથી વૈયક્તિક આવશ્યકતાઓ તેમ જ વૈયક્તિક ઉદારતાઓવાળા માણસો મેં વિનાના આંકડાશાસ્ત્રીય એકમો જ બની રહે છે. તે વસ્તુ

કેન્દ્રિત સરકારો, જંગી ઔદ્યોગિક સંગઠનો, સામૂહિક લશ્કરો, એ બધાના જેવી જ થઈ.

પરંતુ એ બધું માનવ પ્રગતિ કે કલ્યાણ માટેનું છે, એમ કહી શકાય ખરું? અને જ્યાં સુધી એ બધાથી વિશ્વયુદ્ધો, શસ્ત્રસંરજામ-હરીફાઈઓ વગેરે માનવ અધોગતિ કે અકલ્યાણ સરજાતું ચોમેર દેખાય જ છે, ત્યાં સુધી માનવતામાંથી પાછી વાળતી દરેક વસ્તુને શંકાની નજરે જ જોવી જોઈએ. અને વીમો એવી યંત્ર-પ્રક્રિયાનું જ એક લક્ષણ — કહો કે — અંગ છે. યંત્રો પણ તેમના કામકાજમાં દેખાતી એકધારી કુશળતા કે સંગઠન પૂરતાં ઓછી પ્રશંસા નથી મેળવતાં. પણ માનવ હિત અને કલ્યાણની દૃષ્ટિએ જોતાં કંઈક જુદું જ માલૂમ પડે છે. તેમ જ વીમો એ પણ યાંત્રિક સંગઠન કે જોગવાઈની રીતે ગમે તેટલી પ્રશંસાને પાત્ર વસ્તુ લાગે, તોપણ છેવટે તો માનવજીવનને અસર કરતી વસ્તુ તરીકે માનવ સંબંધો ઉપર તેની કઈ અસર પડે છે તે દૃષ્ટિએ તેને મૂલવવી જોઈએ. અને યાદ રાખવું જોઈએ કે, 'લાખોની સંપત્તિ મેળવો, પણ તમારો આત્મા ગુમાવો,' તેના જેવી બીજી કોઈ આપત્તિ મોટી નથી.

— ગો૦

# શિક્ષણસુધારની ચાવી

[ મહેસાણા જિલ્લા પ્રાથમિક શિક્ષક મંડળના અધિવેશન પ્રસંગે (તા. ૨૯–૧૦–'૫૮) સંદેશારૂપે તેના મંત્રી પર લખેલા પત્રમાંથી. ]

પ્રાથમિક શિક્ષક, મારે મન, આખા શિક્ષણનો પાયો છે. તે જો બરાબર ન હોય, તો તેની ઉપરની ઈમારત કેવી થાય?

હિંદમાં કેળવણીની ઈમારત વિષે આ જ મોટી ખોડ રહી છે.

આ ખોડ દૂર કરવા માટે ગાંધીજીએ પ્રાથમિક કેળવણી શબ્દ બદલી તેને રાષ્ટ્રની પાયાની કેળવણી કહી અને તે દ્વારા મૅટ્રિક સુધીમાં મળતા જ્ઞાનમાં અંગ્રેજી ઓછું કરીને જેટલું થાય તેટલું આપવું, એમ કહ્યું. આ કેળવણી રાષ્ટ્રના દરેક બાળકને મળે. ત્યાર બાદ દરેક જણ પોતપોતાની ગતિ, મતિ અને ગજા પ્રમાણે, મરજિયાત આગળનું — 'ફર્ધર' — શિક્ષણ લે.

આજે આપણા દેશમાં મુખ્ય કામ કેળવણીની વ્યવસ્થામાં આ સુધારો અમલમાં આણવાનું છે. તો જ પ્રાથમિક શિક્ષણ અને શિક્ષક તેને ઘટતા આદરમાનને પાત્ર ઠરશે.

એ કરવાની ચાવી અંગ્રેજી ક્યાંથી શીખવો છો તેમાં છુપાઈ છે.

આ જે રાષ્ટ્રની પાયાની સાર્વત્રિક કે પ્રાથમિક કેળવણી, તેમાં સ્વભાષા અને આંતરભાષા હિંદી એ બેને સ્થાન હશે; ત્યાં અંગ્રેજી ઘટે નહીં.

શિક્ષણશાસ્ત્રની દૃષ્ટિએ પણ પહેલાં ૭-૮ વરસના અભ્યાસક્રમમાં ત્રણ ભાષા કદી ન હોઈ શકે. ત્રીજી ભાષાની જરૂર આગળની મરજિયાત કેળવણી ધોરણ ૮ થી શરૂ થાય ત્યાં હોય. ત્યાંથી અંગ્રેજી શરૂ કરાય તો તે કૉલેજ સુધી પહોંચે અને ત્યાંય તે શીખવાય છે. એમ અંગ્રેજી માટે, ધોરણ ૮ થી શરૂ કરી બી. એ. સુધી લઈ જતાં, ૭-૮ વરસ મળી રહે છે. આટલાં વરસમાં ચોથી એક ભાષા પણ શરૂ કરી શકાય.

પ્રાથમિક શિક્ષક મંડળો ઉપરની બાબત જો બરોબર નહીં પકડી લે, તો પ્રાથમિક શિક્ષણનું કામ આજે છે એમ રેઢિયાળ ચાલુ રહેશે અને જેઓ અંગ્રેજી શીખવે તે "માધ્યમિક" મનાતા શિક્ષકો અઘટિત રીતે માન ખાટ્યા કરશે.

આ વસ્તુ સૌ શિક્ષકો જો સમજે, તો પછી શિક્ષણમાં સુધારો કરવાની બીજી બે ત્રણ બાબતો શક્ય થશે. જેમ કે, ધો૦ ૫ થી હિંદી દાખલ કરવું; હાથકામ, જાતમહેનત, અને ઉદ્યોગની પ્રતિષ્ઠા શિક્ષણમાં કરવી; હિંદનું ખરું જીવન ગ્રામજીવન છે, તેના સંપર્કમાં કેળવણી કામ કરતી થાય, જેથી ગ્રામજીવનને ઉન્નત કરવાના માર્ગો લઈ શકાય.

આવાં આવાં કામ પાયાની કેળવણીમાં શરૂ થાય તો જ હિંદનો ભાવી નાગરિક પોતાના દેશના કામ માટે જરૂરી એવું પ્રાથમિક ઘડતર પામી શકે અને તો જ લોકશાહી સ્વરાજ સ્થિર અને પ્રગતિશીલ બનશે. સાચું રાષ્ટ્રીય શિક્ષણ આ છે.

૨૪-૧૦-'૫૮

મગનભાઈ દેસાઈ

# ચર્ચાપત્ર

## ૧

### મેળ વગરની વ્યવસ્થા

થોડા દિવસ પર હું એક કસબાના ગામે ગયો હતો. ત્યાં માધ્યમિક શાળામાં ભણનારા માટે એક મોટું છાત્રાલય છે. પહેલાં તે છાત્રાલયમાં ઘણા વિદ્યાર્થીઓ રહેતા હતા, પણ ગૃહપતિના અવસાન બાદ છાત્રોની સંખ્યા ઘટતી થઈ અને આજે ૭ છાત્રો ત્યાં રહ્યા છે.

હવે ત્યાં એ મકાનનો અમુક ભાગ ખાલી હતો તે ભાડે રાખી બીજું સ્વાવલંબી છાત્રાલય ઊભું થયું છે. તેમાં ૧૯ વિદ્યાર્થીઓ છે.

તે બંનેની વિશેષતાઓ નીચે પ્રમાણે છે:—

| મૂળ છાત્રાલય | નવું છાત્રાલય |
|---|---|
| ૧. રસોયો, નોકર છે. | ૧. રસોયો, નોકર નથી. |
| ૨. માસિક રૂ. ૩૨ ભોજન-ખર્ચ આવે છે. તેમાં નાસ્તો નથી આપવામાં આવતો. | ૨. માસિક રૂ. ૧૮ ભોજન-ખર્ચ આવે છે, તેમાં નાસ્તો એક વખત હોય છે. |
| ૩. માસિક રૂ. ૪૫થી ૫૦ જેટલો ફી સાથે કુલ ખર્ચ આવે છે. | ૩. માસિક રૂ. ૨૫ જેટલો ફી સાથે ખર્ચ આવે છે. |
| ૪. પથારી માટે ખાટલા છે. તે કાયમ ઢાળેલા અને પાથરેલા હોય છે. | ૪. પથારી ભોંયે છે; તે રોજ સવારે વાળીને નિશ્ચિત જગાએ મુકાય છે. |
| ૫. બધા માટે સવારે ઊઠવાનો કોઈ સમય નથી. | ૫. બધા સવારે નિયમિત ૫ વાગ્યે ઊઠી જાય છે. |
| ૬. ઓરડા, આંગણું સ્વચ્છ રહેતાં નથી. | ૬. ઓરડા, આંગણું સ્વચ્છ રહે છે. |
| ૭. ચાહ, બીડી જેવાં વ્યસનો ખરાં. | ૭. ચાહ, બીડીનાં વ્યસનો નથી. |
| ૮. બજારમાં ગમે તે ખરીદીને ખાઈ શકે છે. | ૮. બજારનું ખાવાનું હોતું નથી. |
| ૯. ડિગ્રીવાળા ગૃહપતિ છે. | ૯. જીવનઘડતરનું મહત્ત્વ સમજનારા ડિગ્રી વિનાના ગૃહપતિ છે. |

આમ એક જ ઠેકાણે એક જ માધ્યમિક શાળામાં ભણનારા વિદ્યાર્થીઓ જુદું જુદું જીવન જીવે છે.

સ્વાવલંબી છાત્રોનો અભ્યાસ કોઈ રીતે ઓછો થતો નથી અને ગૃહકાર્યો કરવાથી શાળામાં પાછળ નથી પડતા.

એક સારી સંસ્થામાં આવાં બંને પ્રકારનાં છાત્રાલયો સંસ્થા તરફથી ચલાવવામાં આવતાં હતાં. પણ સ્વાવલંબી છાત્રાલયમાં રહેનારાઓ "બિચારા" ગણાતા હતા તેથી તે વિકસી શક્યું નહિ અને કરમાઈ ગયું. જો તેમને બિચારા તરીકે ન રાખ્યા હોત અને પુરુષાર્થી તરીકે રાખ્યા હોત, તો તે છાત્રાલયનો વિકાસ થાત અને તેથી બીજા છાત્રો પર પણ સારી અસર પડત અને શ્રમ પ્રત્યે રુચિ કેળવવામાં મદદ થાત.

કેળવણીકારો આનો વિચાર કરે અને શ્રમ પ્રત્યે માનની નજરે જુએ એવી અપેક્ષા રાખું છું.

## ૨

### શિક્ષક માટે ગણવેશ

આજકાલ શાળાઓમાં વિદ્યાર્થીઓના ગણવેશનો ઠીક ઠીક વિચાર થાય છે. જોકે મુખ્યત્વે માધ્યમિક શાળાઓમાં તેનો વિચાર થાય છે.

પ્રાથમિક અને ઉચ્ચ શિક્ષણ લેતા વિદ્યાર્થીઓ તથા શિક્ષકોના ગણવેશનો વિચાર થવો જોઈએ. આજકાલ કેટલાક શિક્ષકોને હું જોઉં છું ત્યારે તે શિક્ષક હશે કે કેમ તે સમજાતું નથી. પોષાકમાં તદ્દન ટૂંકી બાંયનું ખમીસ હોય, માથાના વાળ લાંબા અને અવ્યવસ્થિત હોય અને ચડ્ડી પણ વ્યવસ્થિત ન હોય. વર્ગમાં ન હોય તો કોઈ તેને સભ્ય પણ ન કહે. આવાં દૃશ્યો જોઈને મને લાગે છે કે, વિદ્યાર્થીઓની જેમ શિક્ષકોનો ગણવેશ વિચારી લેવો જોઈએ. એમાં આ અથવા આ એમ વિકલ્પ ભલે હોય, પણ શિક્ષકની પ્રતિષ્ઠાને છાજે તેવો તો તે હોવો જ જોઈએ. તેમાં નીચેની દૃષ્ટિ રાખવા જેવી છે, એમ મને લાગે છે.

૧. રાષ્ટ્રને પોષક હોય. એ રીતે વિચારતાં ખાદીને તેમાં સ્થાન હોય.

૨. શ્રમનું કામ સરળતાથી થઈ શકે તેવો હોય. એટલે પાટલૂન ન હોય.

૩. પગમાં દેશી ચામડાના જોડા કે ચંપલ હોય. બાટાના બૂટ જેવાં પગરખાં ન હોય.

૪. માથે ખાદીની સફેદ ટોપી હોય.

બોચાસણ — **શિવાભાઈ ગો૦ પટેલ**

# ટપાલપેટી

## ૧

વલસાડથી એક ભાઈ લખે છે:—

"'નવજીવન'માં શિવાભાઈ પટેલનો 'સાવચેતીનો સૂર' એ લેખ વાંચ્યો. એમની હકીકત સોએ સો ટકા ખરી છે. હું પણ ગઈ સાલ સુધી એક કૉલેજનો વિદ્યાર્થી જ હતો. કૉલેજમાં ચૂંટણીને નામે જે ખેલો —પ્રપંચ ખેલાઈ રહ્યા છે તે પરત્વે, કેળવણીમાં રસ લેતા લોકો પણ શા માટે મૂક પ્રેક્ષકો બની જાય છે, એ સમજાતું નથી?

"કેટલીક કૉલેજમાં ચૂંટણી-પદ્ધતિ તદ્દન સામાન્ય હોય છે. આથી ત્યાં પૈસાની મારામારી અને ગંદા પ્રચાર દેખાતા જ નથી. તો આવી કંઈક સરળ પદ્ધતિની આપ દોરવણી ન આપી શકો? આજે તો જેની પાસે પૈસા છે, તે જ વિદ્યાર્થી કૉલેજની ચૂંટણી ખેલી શકે; બીજા લાયક વિદ્યાર્થીઓ પૈસાના ગજગ્રાહમાં ઊતરી પણ શી રીતે શકે?—તો આ બાબત પરત્વે અવારનવાર વધુ પ્રકાશ નાંખી વિદ્યાર્થી-જગતને જાગ્રત કરશો એવી આશા રાખું છું."

પૈસા ખરચીને વિદ્યાર્થીઓ તેમનાં મંડળોના હોદ્દેદાર થવા મથે, એમ શું કામ?—એ સવાલ સહેજે પેદા થશે. અને આ પૈસા કઈ બાબતોમાં ખર્ચાય છે, તેની તપસીલ પણ જાણવા જેવી, જેથી તેમાં કેટલું કે કાંઈ જરૂરી છે કે કેમ તે વિચારી શકાય. ઉપરના પત્રમાં લખે છે એમ, જો અમુક કૉલેજોમાં વગર ખર્ચે ચૂંટણી પતતી હોય, તો બીજી કોઈ કૉલેજમાં બીજી રીતે શું કામ બને કે બનવું જોઈએ?

આ ચૂંટણીમાં ખર્ચ થાય છે તો એનો હિસાબ રજૂ કરવો પડે છે?—ધારાસભાની ચૂંટણીની પેઠે?

અને ચૂંટણીઓ કોણ ચલાવે છે? કૉલેજ ચલાવતી હોય, તો તે સહેજે ખર્ચ વગર ચૂંટણીકામ કરાવી શકે છે.

આ વિષયમાં વધારે જાણનારાઓ પ્રકાશ પાડે તો સારું. વિદ્યાર્થીમંડળની ચૂંટણીમાં ખર્ચની કશી જરૂર શું કામ હોય, એ જ સવાલ ઊઠે છે. એમાં પડાપડી હોય છે તો શા લાભ કે લોભ યા હક-સત્તાને માટે, તે પણ જાહેર થવાની જરૂર ગણાય.

૨૨-૧૦-'૫૮

## ૨

### "ભાષાને શું વળગે ભૂર?"

સુરત જિલ્લાથી એક ભાઈ નીચે પ્રમાણે પત્ર લખે છે:—

"ગુજરાતી ભાષામાં બીજી ભાષાઓ કરતાં અંગ્રેજી અને ફારસી ભાષાના શબ્દો અધિક પ્રમાણમાં પ્રવેશ પામી રૂઢ થઈ ગયા છે. એવા પ્રચલિત શબ્દોને બદલે નવા શબ્દકોશમાં એવા સબળ અને અસરકારક શુદ્ધ ગુજરાતી વિકલ્પો આપવા જોઈએ કે જેથી સંબંધકર્તા ફારસી અને અંગ્રેજી શબ્દોને બદલે શુદ્ધ ગુજરાતી વિકલ્પ વાપરવાનું જનતાને વધુ સુગમ અને અનુકૂળ પડે.

"આવા શબ્દોના હું થોડાક નમૂનારૂપ દાખલાઓ આપું છું. (૧) ફરિયાદી (૨) આરોપી (૩) સદર (૪) મજકૂર (૫) ખાએશ (૬) જુબાની (૭) દસ્તાવેજ (૮) ફરમાન (૯) દરગુજર (૧૦) અરજી (૧૧) તહોમતદાર વિ૰ વિ૰

"ગુજરાતી ભાષામાં કેટલાક અંગ્રેજી ભાષાના શબ્દો, દા૰ ત૰, અપીલ, વોરંટ, કેસ, કરન્સી નોટ, વગેરે વગેરે."

ભાષાશુદ્ધિને નામે ચાલુ કે રૂઢ થયેલા શબ્દોને કાઢવાની આવી દુ:ખદ વસ્તુ હિંદી અંગે પણ ચાલી છે. આ વાતથી સંભાળવા જેવું છે. ભાષાઓ વચ્ચે શબ્દોની આપલે થવાનો વ્યવહાર સ્વાભાવિક છે. તેમાં શુદ્ધ-અશુદ્ધતા કરતાં રૂઢિ અને પ્રચલન જોવાં યોગ્ય ગણાય. પત્રલેખકે જે શબ્દો ટાંકયા છે, તે ગુજરાતી નથી થયા એમ માની ન શકાય. તે જ કહે છે કે, તે ચાલુ છે. તો પછી તેમને શુદ્ધ રીતે લખવા, વાંચવા અને સમજવાનો જ સવાલ રહે; તેમને કાઢવાની વાત તો ભાષાને દુર્બળ કરવા જેવી ઠરે. 'યથા ભાષક: તથા ભાષા' એ ન્યાયે દરેક પ્રજા પોતાના ઇતિહાસકાળમાં જે અનુભવે છે, તેમાંથી તેને વર્ણવવાને માટે પોતાની ભાષાને માટે શબ્દો પણ યોજી કે તૈયાર હોય તે અપનાવીને આગળ વધે છે. એમાં કશું ખોટું પણ નથી. કુદરતી રીતે એમ જ બની શકે છે. એટલે રૂઢ શબ્દો કાઢવાની વાત તો કોઈ રીતે પ્રગતિકારી લાગતી નથી.

૨૨-૧૦-'૫૮

૩

### ખરું હોય તો ખોટું ગણાય

એક 'સવર્ણ' ભાઈ, ઘણું કરીને સૌરાષ્ટ્રમાંથી, નીચે પ્રમાણે પત્ર લખે છે. તે જો સાચી ખબર હોય, તો સવર્ણ કૉંગ્રેસી માણસોના આચરણ પરત્વે એ સાચી ફરિયાદ ગણાય. તે લખે છે —

"એક જિલ્લાની આ વાત છે. લોકલ બોર્ડની ચૂંટણી પતી ગઈ હતી. જિલ્લાના કૉંગ્રેસી કાર્યકરો એક ગામની શાળાનું ઉદ્‌ઘાટન કરવા માટે જીપમાં જઈ રહ્યા હતા. સાથે તે જ વિભાગમાંથી ચૂંટાયેલ હરિજન સભ્ય પણ હતા. જીપમાં મુસાફરી કરતા એક સભ્ય ભાઈનું ગામ વચ્ચે આવ્યું. તે ભાઈને મનમાં એમ થયું, 'આ સૌ મહેમાનોને મારે ઘેર ચા-પાણી માટે લઈ જાઉં તો સારું.' પણ સાથે જે હરિજન ભાઈ હતા, તે પોતાને ઘેર આવે તે વાજબી ન લાગ્યું; એટલે જ્યારે જીપ ગામમાં આવી, ત્યારે તેમણે હરિજન ભાઈને કહ્યું, 'ભાઈ, તમે પંચાયત ઑફિસે જઈને બેસો, અમે તરત જ આવશું.' હરિજન ભાઈ સમજણા હતા. તેઓ સમજીને ઊતરી ગયા, અને પંચાયત ઑફિસે જઈ બેઠા. અન્ય આગેવાનો આ ભાઈને ત્યાં ચા-પાણી પીવા ગયા.

"ઉપરનો બનાવ આપણા આગેવાનોની મનોદશાનો પડઘો પાડે છે. હરિજન ભાઈને પોતાના ઘેર લઈ જવાની નૈતિક હિંમત નથી. કારણ કે સમાજમાં પોતાની ટીકા થશે, તેમ માની બીએ છે."

"ગાંધીજીના કહેવા પ્રમાણે, જો આપણી પાસે સત્યનાં બળ અને શ્રદ્ધા હોય, તો દુશ્મન પાસે જવામાં પણ બીક ન રાખવી જોઈએ. જ્યારે અહીં તો પોતાના ઘરની વાત હતી. તેઓ ધારત તો ઘરનાંને સમજાવી શક્યા હોત. દુઃખની વાત છે કે — ચૂંટાયેલા હરિજન સભ્ય સાથે આ રીતે વ્યવહાર થાય છે, તો કોમની બીજી વ્યક્તિઓની શી દશા હશે?"

હરિજન ભાઈએ કડવો ઘૂંટડો ગળી લીધો, તેને માટે એમને મુબારકબાદી. જે ભાઈ વિષે આ ફરિયાદ છે, તેમણે પ્રાયશ્ચિત્ત રૂપે એ હરિજન ભાઈની ક્ષમા ન માગી હોય તો માગવી જોઈએ અને પોતાને ત્યાં ખાસ આમંત્રણ આપી સન્માન કરવું જોઈએ.

તા. ૧-૧૧-'૫૮ **મગનભાઈ દેસાઈ**

## પ્રશ્નપેટી

એક "નાગરિક" તા. ૨૮-૧૦-'૫૮ ના રોજના નનામા પત્રમાં નીચેનો પ્રશ્ન રજૂ કરે છે. એમની જ ભાષામાં તે ઉતાર્યો છે:——

"નોકરીઓમાં હિન્દી સ્થાન લેશે ત્યારે લેશે; પણ હાલ અંગ્રેજીમાં વ્યવહાર ચાલે છે તેનું શું? આજના વિદ્યાર્થીને લોયલ લેવલ અંગ્રેજી શીખવવામાં આવે છે. આજનો વિદ્યાર્થી અંગ્રેજીમાં વાત પણ નથી કરી શકતો અથવા અંગ્રેજીમાં સાચાં વાક્યો પણ બોલી શકતો નથી. ફક્ત પાઠ્યપુસ્તકોથી પરીક્ષા પાસ કરે જાય છે. જ્યારે નોકરી મેળવવા માટે (એસ. સી. સી. પાસ) ઈન્ટરવ્યુહનો પ્રસંગ ઉપસ્થિત થાય, ત્યારે ઈન્ટરવ્યુહ લેનાર અમલદાર જૂની ઘરેડ પ્રમાણે અંગ્રેજીમાં ઈન્ટરવ્યુહ લેશે. કદાચ લેખીતમાં આજનો યુવાન વાક્યો ગોઠવી તેની કક્ષા પ્રમાણે લખે. પણ અંગ્રેજીમાં ચાલતી પ્રશ્નાવલીમાંથી પસાર થવું અશક્ય છે."

"નામદાર સરકાર જેમ બને તેમ નોકરીમાં હિંદીને સ્થાન જલ્દી આપે. જ્યાં સુધી નોકરી એ અંગ્રેજીમાં ચાલુ રહે ત્યાં સુધી સ્વતંત્ર ભારતનો અમલદાર વર્ગ આજના યુવાન સામે ઈન્ટરવ્યુહ વખતે ઉપેક્ષ વૃત્તિ છોડી સહાનુભૂતિની નજરે જુએ, અને આજની કેળવણીને સમજે. ઉમેદવાર અને અધિકારી વચ્ચે ઘેટા-સિંહનો દેખાવ ન થાય એ ઘણું જરૂરી છે. સરકારે પણ જેમ બને તેમ આ બાબતનો તોડ જલ્દી લેવો એવી આશા રાખવામાં આવે છે."

અંગ્રેજીમાં હજી વ્યવહાર ચાલે છે એ દોષ કેવળ સરકારનો છે. તે સ્વભાષામાં શરૂ થવો જ જોઈએ અને સરકારી નોકરોની જો આડ હોય તો તે સરકારે સત્વર દૂર કરવી જોઈએ.

હિંદી શીખવવામાં પણ ધ્યાન આપવું જોઈએ. તેમાં વાંધો અંગ્રેજીનો નડે છે. અંગ્રેજી ભાષા ધોરણ ૮મા પછી શરૂ કરાય, તો જ હિંદી શિક્ષણનો પાયો નંખાઈ શકશે.

અને ૮મા ધોરણથી અંગ્રેજી શીખવવા માટે નવી પદ્ધતિઓ શોધવી જોઈએ, જેથી તે ભાષા સમજવાની શકિત કેળવાય. હવે પછી અંગ્રેજીની જરૂર જુદા પ્રકારની છે તે ધ્યાનમાં લઈને અનુરૂપ પદ્ધતિ યોજાતી નથી; એ ઊણપ તે ભાષાના શિક્ષકોએ દૂર કરવાની રહે છે.

૧-૧૧-'૫૮ મ૦

# તીતલી અને કીડો

વસંતઋતુ હતી. બાગમાં એક માદા-પતંગિયું — તીતલી ઊડતી હતી. તે એક છોડ ઉપરથી ઊડીને બીજા છોડ પર બેસતી હતી અને ફૂલોના મધુર રસનું પાન ખૂબ આનંદથી કરતી હતી. એવામાં એક પાંદડા ઉપર તેણે એક કીડાને બેઠેલો જોયો. તીતલીને પોતાનાં રૂપ-રંગનું ખૂબ જ અભિમાન હતું. કીડાને જોઈને એને હસવું આવ્યું. તે કહેવા લાગી: "તું તો કંઈ અજબ પ્રાણી છે!"

"કેમ, મને શું થયું છે? હું તો લહેરમાં છું." કીડાએ જવાબમાં કહ્યું.

"અરે જો તો ખરો, મારી પાંખ કેટલી સુંદર છે! હું કેવી સ્ફૂર્તિથી ઊડું છું. તું તો પાંદડાની સાથે ચીટકીને ધીમે ધીમે પેટ ઘસડતો ઘસડતો માંદલાની માફક હીંડે છે! આવું તુચ્છ જીવન તને બહુ ગમતું હોય એમ લાગે છે; તારા જેવો મૂરખ મેં ક્યાંય જોયો નહિ!" તીતલી બોલી:

પાસેના ઝાડ ઉપર એક ચકલી બેઠી હતી. તે તીતલીની બડાશ સાંભળતી હતી. તે બોલી: "બહેન, તું પણ થોડા વખત પહેલાં આવી જ હતી. શું તું એ ભૂલી ગઈ?"

"હું વળી કીડો ક્યારે હતી? હું તો હંમેશાં આવી જ સુંદર હતી અને રહીશ," તીતલીએ ગર્વભેર જવાબ આપ્યો. અને તે ત્યાંથી ઊડીને પોતાના પતિ-પતંગિયાની પાસે ચાલી ગઈ.

થોડા દિવસો પછી એ તીતલીએ સારી જગ્યા શોધીને કેટલાંક ઈંડાં મૂક્યાં. તે ખૂબ આતુરતાથી રાહ જોતી હતી કે, ઈંડાંમાંથી ક્યારે બચ્ચાં બહાર નીકળે! પરંતુ ત્યાં તો એક અજબ ઘટના બની. બધાં ઈંડાંમાંથી નાના નાના કીડા નીકળ્યા!

તીતલી એમને જોઈને રડી પડી અને પોતાના પતિને કહેવા લાગી: "આ શું થઈ ગયું? મારાં બાળકો મારા જેવાં ના થયાં! તે કીડા શી રીતે બની ગયાં?"

"તેં એક વાર એક કીડાનું અપમાન કર્યું હતું, એ તને યાદ છે ને? કદાચ તેણે તને શાપ આપ્યો હશે." પતિ-પતંગિયાએ કહ્યું.

તીતલી બોલી: "તે કીડો બહુ ભલો દેખાતો હતો. તેણે મને શાપ આપ્યો નહીં હોય."

* * *

કેટલોક સમય વહી ગયો. તીતલી પાછી બોલી: "કોણ જાણે કેમ, મને મારાં બચ્ચાં કીડા જેવાં હોવા છતાં બહુ જ વહાલાં લાગે છે!"

પતિ-પતંગિયાએ પણ ટાપશી પૂરતાં કહ્યું: "તારી વાત સાચી છે. મને પણ એ બહુ પ્યારાં લાગે છે."

થોડા દિવસ પછી પેલા કીડાઓને રંગબેરંગી પાંખ ફૂટવા લાગી અને તે ઊડવા લાગ્યા. તીતલીને આ જોઈને બહુ આશ્ચર્ય થયું. તેણે પોતાનાં બચ્ચાંઓને પૂછ્યું: "બેટા, થોડા દિવસ પહેલાં તમે નાના નાના કીડા હતા, એ તમને યાદ છે ને?"

નાનાં નાનાં પતંગિયાંઓને માની વાત સમજાઈ નહીં. તેમણે તો એ તરફ ધ્યાન સુધ્ધાં આપ્યું નહીં. તે તો બધાં ઉમંગમાં આવી જઈ આમ તેમ ઊડવા લાગ્યાં અને ફૂલોનો રસ ચૂસવા લાગ્યાં.

ઘરડી તીતલીને આ જોઈને બહુ માઠું લાગ્યું. પોતાના પતિને બોલાવીને તેણે કહ્યું:

"જોયાં આપણાં બચ્ચાંઓ? આ દુનિયા પણ કેવી છે! બાળકો માબાપની જરાયે પરવા કરતાં નથી."

"તું બરોબર જ કહે છે. પરંતુ મને હમણાં ખૂબ ઊંઘ આવે છે. ચાલો, આપણે સૂઈ જઈએ. એ તો બધું એમ જ ચાલે!" પતિ-પતંગિયાએ કહ્યું.

પછી એ બંને જણ જ્યાં બેઠાં હતાં ત્યાં જ આરામથી સૂઈ ગયાં અને ધીરે ધીરે ચિરનિદ્રામાં પોઢી ગયાં.

* * *

સામાન્ય માણસો જેમ નાટકમાં રાજા અને રાણીનો પોશાક પહેરીને અભિનય કરે છે, તેમ નાના નાના કીડા ચમકતાં રંગીલાં પતંગિયાં થઈ જાય છે. તે થોડા દિવસ ખૂબ મોજ માણે છે. પછી એકદમ એવી તો ગાઢ અને આનંદમય નિદ્રામાં ડૂબી જાય છે કે, પછી એમાંથી જાગવાનું હોતું જ નથી. તેમનું જીવન પાપરહિત હોય છે. તેથી તે સીધાં જ પરમાત્માની પાસે પહોંચી જાય છે.

એ જ પ્રકારે નસીબ જોગે કેટલાક લોકો ખૂબ પૈસાદાર બની જાય છે. એમાંના કેટલાક પોતાની પાછલી જિંદગી ભૂલી જઈને ઘમંડી બની જાય છે. તેમને પતંગિયાંની ઉપમા આપી શકાય. પરંતુ એ લોકો પતંગિયાં જેવા નિર્દોષ જીવ નથી હોતા. વળી તેઓ પતંગિયાંની પેઠે પોતાના પહેલાંના જીવનથી અણજાણ પણ હોતા નથી. તેઓને બધું યાદ હોવા છતાં તેઓ ઘમંડ છોડતા નથી! એથી પતંગિયાંના જેવી આનંદમય અંતિમ નિદ્રા પણ તેમના ભાગ્યમાં હોતી નથી. કેવી દયાપાત્ર સ્થિતિ તેમની કહેવાય!

**ચક્રવર્તી રાજગોપાલાચાર્ય**
અનુ૦ મુ૦ ક૦

# "યુનો"ની ૧૩મી વરસગાંઠ

[અમદાવાદ રેડિયોમથકેથી તા. ૨૪–૧૦–'૫૮ને રોજ આપેલો વાર્તાલાપ, તેની રજાથી અહીં ઉતાર્યો છે.]

૨૪મી ઑક્ટોબરનો દિવસ જગતનાં શાંતિપ્રેમી મનુષ્યો તથા રાષ્ટ્રોને માટે એક મોટી યાદગાર તારીખ છે,—એવી કે, તેને તેમણે પોતાના રાષ્ટ્રીય પંચાંગમાં એક ઉત્સવ તરીકે સ્થાન આપવું ઘટે છે. આ તારીખે ૧૩ વરસ ઉપર, ઈ. સ. ૧૯૪૫માં વિશ્વનાં ૫૧ રાષ્ટ્રોએ મળીને એક મોટી વિશ્વસંસ્થા સ્થાપી, જેને તેના ટૂંકા અંગ્રેજી નામ "યુનો"થી આપણે ઓળખીએ છીએ. "યુનો"નું આખું નામ" "યુનાઈટેડ નેશન્સ ઑર્ગેનાઈઝેશન"—સંયુકત રાષ્ટ્રમંડળ છે.

આ સંસ્થાનો પરિચય હિંદમાં આપણ સૌને મળ્યો, તે એ રીતે કે, હિંદ એનું સભ્ય છે, અને જ્યારે આપણા દેશના કાશ્મીર પ્રદેશ પર પાકિસ્તાને દસ વર્ષ ઉપર ચડાઈ કરી, ત્યારે તેની સાથે શસ્ત્રયુદ્ધ છોડીને શાંતિથી ઝઘડાનો ઉકેલ આણવાને સારુ આપણે "યુનો"નો આશરો લીધો. તે સંસ્થા હજી તેને પતવી શકી નથી એ ખરું, પરંતુ "યુનો"ની મધ્યસ્થીથી બે દેશો વચ્ચેની લડાઈ રોકાઈ છે, એ પણ ઓછું નથી. "યુનો" સંસ્થાએ તેનાં ૧૩ વર્ષની કારકિર્દી દરમિયાન, જગતની શાંતિને માટે આવાં અનેક કામો હાથમાં ધર્યાં છે, અને તે બધામાં તેને અત્યાર સુધી પ્રમાણમાં સારો યશ મળતો રહ્યો છે, જેને માટે આપણે કૃતજ્ઞતાપૂર્વક આજે તેને યાદ કરીએ છીએ.

આ સંસ્થાનું મુખ્ય પ્રયોજન જગતનાં રાષ્ટ્રો વચ્ચે સુલેહશાંતિ જાળવવાનું અને તેને અનુકૂળ વાતાવરણ જમાવવાનું છે. આધુનિક દુનિયા, તેનાં વિજ્ઞાન તથા રાષ્ટ્રવાદને જોરે, જુદી જાતની થઈ ગઈ છે. એમ કહેવાય છે કે, નવી દુનિયા નાની ને સાંકડી થઈ છે. આથી જરા જરામાં વિશ્વયુદ્ધ થઈ બેસે, એવા પ્રકારના નિકટ અને ઉત્કટ હિતસંબંધો આજનાં રાષ્ટ્રો વચ્ચે પેદા થયા છે. દાખલા તરીકે, આ સૈકું અર્ધું પૂરું થયું તેટલામાં તો આપણે બે વિશ્વયુદ્ધ જોયાં અને ત્રીજું

ક્યારે થઈ જશે તે ખબર નથી પડતી. રોજ તેની દહેશત રહ્યા જ કરે છે, એવા તંગ અને નાજુક મામલા આંતરરાષ્ટ્રીય જગતમાં એક પછી એક જાગ્યે જ જાય છે. અરે! આવી દહેશતનો દમ ભિડાવ્યા કરવો એ આજની આંતરરાષ્ટ્રીય મુત્સદ્દીકળાનું જાણે કે એક અંગ બની ગયું છે કે શું? — એમ કેટલીક વાર તો લાગે છે.

આથી કરીને, અગાઉ કદી નહીં ઊઠેલો એવો પ્રશ્ન અર્વાચીન યુગના રાજપુરુષો પાસે ખડો થયો છે કે, યુદ્ધની ભીતિના આ નવા રાજ્યરોગનું કરવું શું? એને પહોંચી વળવું કઈ રીતે? કેમ કે, બીજી બાજુથી જળ થળ અને આકાશમાં બધે કામ દે એવાં દારુણ શસ્ત્રાસ્ત્રોની શોધ કરવામાં પણ વિજ્ઞાનવિદ્યાએ પાછું વળીને નથી જોયું!

આના જવાબમાં જગતનાં રાષ્ટ્રોની વિશ્વસંસ્થા રચવાની શોધ થઈ અને તેનો પ્રથમ પ્રયોગ પહેલા વિશ્વયુદ્ધને અંતે શરૂ થયો. ૧૯૩૯ સુધી આવતાં તે પ્રયોગ નિષ્ફળ ગયો અને બીજું યુદ્ધ ફાટી નીકળ્યું. દુનિયાના રાજપુરુષોએ પાછો તે પ્રયોગ ફરી વાર આદર્યો, જેનો ૧૩મો જન્મ-દિવસ આજે ઊજવીએ છીએ.

તે પ્રસંગે "યુનો"ની આ વિશ્વસંસ્થાનું ધ્યેય તથા કામકાજ વગેરે શું છે તે જોઈએ. એની ટૂંકી ઓળખાણ આપવી હોય તો કહો કે, આ સંસ્થા દુનિયાનો આંતરરાષ્ટ્રીય રાજ્ય-દરબાર છે; જોકે તે કાંઈ દુનિયાની સરકાર કે રાજ્યસત્તા છે એમ સમજવાનું નથી. તેમાં જગતની સુલેહશાંતિ અને સુખ-સલામતી સાચવવાના આંતરરાષ્ટ્રીય ઉપાયો વિચારાય છે. તે શુભ કામને માટે એ સંસ્થા દુનિયાનાં રાષ્ટ્રોને મિત્રભાવે અને સમાનતા-પૂર્વક મળવાને માટે વ્યાસપીઠની સવડ આપે છે. કદીક કોઈ રાષ્ટ્ર અંગે પોલીસ-મોરચો ગોઠવવો પડે, તો તેની સંમતિથી સર્વરાષ્ટ્રીય સેનાની સગવડ પણ "યુનો" સંસ્થા ઊભી કરી શકે છે. એમ "યુનો" કેવળ ચર્ચા-પીઠ નથી; તે એક સક્રિય અને જાગ્રત સંસ્થા છે. આજ સુધીમાં ૮૧ ઉપર સ્વતંત્ર રાષ્ટ્રો તેનાં સભ્ય બન્યાં છે. તેઓ આ સંસ્થાના આશરા તળે અનેકવિધ આંતર-રાષ્ટ્રીય પ્રશ્નો ચર્ચે છે, તે વિષે ઠરાવ પર આવે છે, અને તેનો અમલ કરવા જરૂરી યંત્રતંત્ર રચીને પગલાં ભરે છે.

તેના કાર્યક્ષેત્રમાં આવતા આ પ્રશ્નો કેવળ રાજદ્વારી કે રાષ્ટ્રો વચ્ચેના ઝઘડાઓના જ હોય છે, એમ નથી; જોકે તે મુખ્ય હોય છે. આ સંસ્થા દ્વારા યુદ્ધોને નીપજતાં રોકવાને માટે પણ કામો થાય છે. તેથી જાત જાતનાં આર્થિક, સામાજિક, અને માનવ-સંસ્કૃતિ-વિષયક કામો પણ તે હાથ ધરે છે. કારણ કે, આ સંસ્થા એ માન્યતા પર ઊભી કરવામાં આવી છે કે, છેવટે જઈને જોઈએ તો યુદ્ધોનાં બીજ આંતરરાષ્ટ્રીય વ્યવહારમાં સંડોવાયેલાં અન્યાય, પરસ્પર ગેરસમજ કે અસહિષ્ણુતા અથવા તો ઊંચાં કે આળાં મન જેવી વૃત્તિઓમાં છુપાયાં છે; માનવચિત્તમાં તે રોપાયેલાં છે. એટલે તેમને ત્યાં સુધી ઊંડે જઈને વીણી કાઢવાં જોઈએ.

આ કામ કરવા માટે "યુનો"એ પોતાની જે તંત્રવ્યવસ્થા કરી છે, તેનાં છ અંગ છે; અને તેમની મારફતે તે પોતાની વિશાળ જવાબદારી અદા કરે છે.

પહેલું અને મુખ્ય અંગ તે 'યુનો'ની "જનરલ એસેમ્બલી" — કે તેની મહાસમિતિ છે. યુનોનો સભ્ય થનાર દરેક નાનો કે મોટો દેશ આ સમિતિનો સમાન હકથી સભ્ય બને છે અને ૫ સુધી પ્રતિનિધિઓ તેમાં મોકલી શકે છે.

બીજું અંગ "યુનો"ની "સિક્યોરિટી કાઉન્સિલ" — તેની સલામતી સમિતિ. તે ૧૧ સભ્યોની બને છે, જેમાં ૫ રાષ્ટ્રો કાયમી સભ્યો છે તે ચીન, ફ્રાન્સ, રશિયા, ઇંગ્લંડ અને અમેરિકા. બાકીના છ સભ્યો દર બે વરસે મહાસમિતિ તેનાં બાકીનાં સભ્ય-રાષ્ટ્રોમાંથી ચૂંટે છે.

ત્રીજું અંગ "આર્થિક અને સામાજિક સમિતિ". પાર વિનાનાં જે આર્થિક સામાજિક તથા સાંસ્કૃતિક કામો "યુનો" તરફથી થાય છે, તે બધાં આ સમિતિ સંભાળે છે.

તેને માટે આ સમિતિ જુદી જુદી અનેક વિશ્વ-સંસ્થાઓ સાથે કોલકરાર કરીને કામ યોજે છે. આ વિશ્વસંસ્થાઓ પણ અનેક છે. જેવી કે;

આંતરરાષ્ટ્રીય મજૂર મંડળ — ટૂંકમાં "આઈ. એલ. ઓ." ૧૯૧૯માં તે સંસ્થા રચાઈ હતી. તેનું કામ જગતના ઉદ્યોગધંધામાં કામ કરતા મજૂરોના પ્રશ્નોનો સર્વરાષ્ટ્રીય વિચાર કરવાનું છે. દર વરસે ત્રણ ચાર કરોડ રૂપિયાનો ખર્ચ એ કામ પાછળ "યુનો" સંસ્થા કરે છે.

બીજી ખાસ સંસ્થા છે—

"ખોરાક અને ખેતી મંડળ". અંગ્રેજીમાં તેને ટૂંકમાં 'એફ. એ. ઓ. — ફૂડ એન્ડ એગ્રિકલ્ચર ઑર્ગેનાઈઝેશન' કહે છે. ૧૯૪૫માં એ સ્થપાઈ. દુનિયાના બધા લોકને અન્નની તંગી ન પડે, સૌને યુકતાહાર મળી રહે, તે અર્થે ખેતી વગેરે ઉદ્યોગ બરોબર યોજાય, એમ વિશ્વની અન્નસમસ્યા વિષે બધાં રાષ્ટ્રોને મદદ કરવાનું અને પરસ્પર સહકાર નિપજાવવાનું કામ આ ખોરાક અને ખેતી મંડળ ચલાવે છે.

ત્રીજું જાણવા જેવું વિશ્વમંડળ છે તે "યુનેસ્કો" —"યુનો"નું શૈક્ષણિક, વૈજ્ઞાનિક તથા સાંસ્કૃતિક મંડળ. ૧૯૪૬માં તે સ્થપાયું. શિક્ષણ, વિજ્ઞાન અને સંસ્કારનાં પ્રચાર અને અભિવૃદ્ધિ દ્વારા રાષ્ટ્રોમાં ન્યાય, માનવતા અને સ્વતંત્રતા તથા સમાનતાના વિચારો પ્રેરવા અને તેમાં જાતિ, ધર્મ, ભાષા, કે એવા કશા ભેદોને આડે ન આવવા દેવા, એ એનું કામ છે. તે અર્થે આ મંડળ જગતમાં શિક્ષણ, સાહિત્ય અને જ્ઞાન તથા કળા વગેરેનો પ્રચાર કરવા મથે છે.

રાષ્ટ્રો માટે આરોગ્ય અને રોગનિવારણની દૃષ્ટિએ સેવાનાં કામ કરવા માટે અંગ્રેજીમાં જેને "વર્લ્ડ હેલ્થ ઑર્ગેનાઈઝેશન" — (ડબલ્યૂ. એચ. ઓ.) કહે છે, તે વિશ્વ આરોગ્ય-મંડળ છે, જેની મારફત "યુનો" આ બાબતનું પોતાનું કામ ચાલે છે.

આ ઉપરાંત બીજાં બે મંડળ એવાં છે જે આખા જગતમાં વિમાનવ્યવહાર તથા ટપાલકામ સરળતાથી ચાલે, તેના અવરજવરમાં આંતરરાષ્ટ્રીય હરકતો ન રહે, એ જોવાનું કામ કરે છે.

ઉપરાંત જગતમાં ઉદ્યોગધંધા અને વેપાર રોજગાર વધે તેમાં રાષ્ટ્રોને મદદ કરવાને માટે લોન વગેરે આપવા સારુ આંતરરાષ્ટ્રીય ભંડોળ અને બૅન્કની સવડ કરવામાં આવી છે. તેને સારુ આંતરરાષ્ટ્રીય ભંડોળ અને વિશ્વ બૅન્ક સંસ્થા ૧૯૪૫માં રચાઈ છે, કે જેની સંયુક્ત બેઠક હમણાં દિલ્હીમાં થોડા વખત ઉપર મળી હતી.

આમ "યુનો"ની આર્થિક અને સામાજિક સમિતિ આવી આવી અનેક સ્વાયત્ત વિશ્વસંસ્થાઓ દ્વારા દુનિયાનાં રાષ્ટ્રોમાં ભાઈચારો અને પરસ્પરસહાય ખીલવે છે, જેથી એક પ્રકારનો વ્યાપક વિશ્વકુટુંબભાવ તેઓમાં કેળવાય.

"યુનો"નું ચોથું અંગ ટ્રસ્ટીશિપ સમિતિ છે. તેની મારફત જગતના પરતંત્ર કે સાંસ્થાનિક દરજ્જો ધરાવતા દેશોમાં સુરાજ્ય ચાલે અને ધીમે ધીમે ત્યાં પણ સ્વરાજ સ્થપાય, એ ઇરાદો રખાય છે. આ કામ "યુનો" તેનાં સભ્ય-રાષ્ટ્રોને સોંપે છે અને તે ઉપર પોતે દેખરેખ રાખે છે.

રાષ્ટ્રો વચ્ચે કોઈ બાબતનો કેસ જાગે, તો તેને ચૂકવવાને આંતરરાષ્ટ્રીય અદાલત રચવામાં આવી છે. જે રાષ્ટ્રો તેની હકૂમત સ્વીકારે તેઓ તથા બીજાં રાષ્ટ્રો પણ, એ અંગેના કરારનામા અનુસાર અમુક શરતો મુજબ, પોતાના કેસ તે અદાલતમાં રજૂ કરી શકે છે. જેમ કે, પોર્ટુગલ દેશે આપણી સામે હમણાં દમણ અંગે કેસ મૂક્યો હતો કે, હિંદની અંદર થઈને તેના લશ્કરને જવા દેવું જોઈએ.

આ પ્રકારનાં વિશ્વવ્યાપી કામકાજ સંભાળવાને માટે મુખ્ય મંત્રાણાલય કે "યુનો"ના મહામંત્રીની કચેરી સ્થાપવામાં આવી છે. આ તેનું છઠ્ઠું અને ખૂબ મહત્ત્વનું અંગ છે. તેનું મથક અમેરિકામાં છે અને ત્યાં તેની મહાસમિતિ, સલામતી સમિતિ, વગેરે મળે છે. આ કચેરીનું સંચાલન "યુનો"નો મુખ્ય અમલદાર — તેનો મહામંત્રી કરે છે.

આ પ્રકારની સંસ્થા સુલેહશાંતિ સ્થાપવામાં કેવું કામ કરી શકે, તે આપણે હમણાં સુએઝ બાદ ઇરાક તથા લેબનોન અંગે જોયું. આ સંસ્થા દ્વારા જગતમાં શાંતિને માટે એક પ્રકારનો પ્રબળ વિશ્વમત બંધાવા લાગ્યો છે. ધીમે ધીમે જાણે કે આંતરરાષ્ટ્રીય કાયદો પેદા થતો જાય છે, કે જેની આણ રાષ્ટ્રો માનવપ્રેમ, દયા, તથા શાંતિની શરમથી પ્રેરાઈને માનવા માટે ખમચાય છે, થોભે છે, અને દબાય છે. જગતમાં તેણે અમુક હૈયાધારણ પેદા કર્યું છે. પણ તેનું મૂળ જોર તો છેવટે જગતનાં મનુષ્યો પોતે શાંતિને અર્થે જ્ઞાનપૂર્વક જીવન ગાળે, તેમાંથી પેદા થાય છે.

આજે "યુનો"ની ૧૩મી વરસગાંઠને નિમિત્તે આપણે આ પ્રકારની સૌની જે મૂળ જવાબદારી છે, તેને અદા કરીએ અને તે દ્વારા એ સંસ્થાને આપણી શ્રદ્ધાભકિતની અંજલિ આપીએ.

તા. ૧૭-૧૦-'૫૮ — મગનભાઈ દેસાઈ

# વિજ્ઞાનની રજોટી

૧

### અણુબૉંબની આડકતરી અસરો

"હાઈ૦ બૉંબથી લોકોમાં એવું વાતાવરણ ઊભું થાય છે કે, 'સંરક્ષણ' એ જાણે સૌથી અગત્યની વસ્તુ છે. તેને કારણે પછી પ્રજાને ભોગે રાજતંત્ર સર્વસત્તાધીશ બનતું જાય છે. અણુશસ્ત્રો પહેલાંના જમાનામાં પણ એમ બનતું હતું, એ કબૂલ રાખીએ; પરંતુ અણુશસ્ત્રોએ અ નાનીશી ક્રિયાને એકદમ વેગ આપ્યો છે. પોતાના સ્વાતંત્ર્યની હાનિ સામેના પ્રજાકીય વિરોધો પણ તેમને કારણે ઓછામાં ઓછા થઈ ગયા છે. લોકો એ વસ્તુ જરા પણ ગણગણાટ વિના સ્વીકારી લે છે. તેઓને એમ લાગે છે કે, આપણે સૌ તરવારની ધાર ઉપર જ જીવી રહ્યા છીએ; એટલે રાજતંત્રના માણસો અને અમલદારોને વધુ સત્તા આપવી જોઈએ....

"આ અણુ-બલાની માનસિક અસર બહુ દૂરગામી અને ગંભીર હોય છે. . . . જેઓ બૉંબને સ્વીકારે છે, તેઓને તે અમાનુષી શસ્ત્રોની આવશ્યકતા પુરવાર કરવા પોતાના દુશ્મન સામેની લાગણીઓને વધુ તીવ્ર કરવી પડે છે: દુશ્મન કલ્પનાતીત દુષ્ટ છે; નહિ તો આપણે આવાં અણુશસ્ત્રો શા માટે અપનાવીએ?"

—'મનસ' તા. ૬-૮-'૫૮ ] —જે. બી. પ્રિસ્ટલી

### ઝેરી રાખોડી

નોબેલ-ઇનામ મેળવનાર વિજ્ઞાનશાસ્ત્રી ડૉ. લીનસ સી. પૉલિંગે અણુ-શાસ્ત્રીઓ માટે નવો કોયડો રજૂ કર્યો છે. અત્યાર સુધી સ્ટ્રોનિયમ-૯૦ તત્ત્વ જ અણુ-સ્ફોટની રાખોડીમાં વધુમાં વધુ હાનિકારક તત્ત્વ મનાતું હતું. તેની ઝેરી અસર પાંચ વર્ષથી માંડીને ૧૦ હજાર વર્ષ સુધી કાયમ રહે છે. પરંતુ એ રાખોડીમાંનું કાર્બન-૧૪ નામનું તત્ત્વ તેના કરતાં પણ વધુ ઝેરી છે તથા તેની અસર ૨૦૦ ગણા સમય સુધી, અર્થાત્ ૨૦ લાખ વર્ષ સુધી કાયમ રહે છે, એમ શ્રી. પૉલિંગે જણાવ્યું છે.

શ્રી. પૉલિંગની ગણતરી છે કે, અત્યાર સુધીમાં જ ફોડવામાં આવેલા અણુ-બૉંબમાંથી જે ઝેરી રાખ ઊડી છે, તેનાથી ભવિષ્યની ૩૦૦ પેઢીઓમાં ૫૦ લાખ જેટલાં ખોડીલાં બાળકો જન્મશે તથા હાડકાંનું કૅન્સર, રક્તકણનો રોગ—લ્યુકેમિયા અને બીજી શારીરિક ઈજાઓના તો કરોડો કિસ્સા બનશે.

—'ન્યૂયૉર્ક ટાઈમ્સ'] 'મનસ' તા. ૧૩-૮-'૫૮

### મૃત્યુ-કિરણ!

અમેરિકાના સંરક્ષણખાતાને હવે એવી શોધ હાથવેંતમાં છે, જેની આગળ હાઈડ્રોજન બૉંબ તો જરી-પુરાણો બની જશે.

વધુ આગળનાં સંશોધનોના વડા શ્રી. જૉન્સન જણાવે છે કે, સ્પુટનિકમાંથી બૉંબ નાખવા માટે તેમાં માણસ બેસાડવો, એ તો હાસ્યાસ્પદ વસ્તુ છે. કારણ કે ત્યાંથી નાખેલો બૉંબ પૃથ્વી પર પડે જ નહિ. પરંતુ આપણું નવું સંશોધન હવે મૃત્યુ-કિરણની શોધની નજીક આવ્યું છે. તે કિરણ આવતી કાલનું શસ્ત્ર બની રહેશે. સ્પુટનિકમાં બેઠેલો માણસ તે કિરણ પૃથ્વી ઉપર અચૂક ફેંકી શકશે.

—'મનસ' તા. ૧૩-૮-'૫૮ ]

૨

### ફ્રેંચ પતિઓ એટલે સારી ગૃહિણીઓ

ફ્રાંસમાં પતિઓએ પત્નીઓ સામેના જંગમાં પરાજય હાંસલ કર્યો છે, એટલું જ નહિ પણ હવે લડતને જ બંધ કરી દીધી છે!

દર ત્રણમાંથી બે ફ્રેંચ પતિઓ રસોડામાં પત્નીને મદદ કરે છે. (આનું એક કારણ એ છે કે, હવે રસોડાની કામવાળી—'કિચન-મેઈડ' ફ્રાંસમાં દુર્લભ થઈ ગઈ છે.)

સફળ ધંધેધારીઓ અલબત્ત આ બાબતમાં અપવાદરૂપ છે. તેઓ ઘરમાં કોઈ કોઈ વાર રસોઈ રાંધવા સિવાય બીજું કાંઈ કામ નથી કરતા. ત્યારે તેમની પત્નીઓ તો ઘરમાં તેટલું કામ પણ નથી કરતી!

દર બેમાંથી એક પતિએ આવકના બે છેડા ભેગા કરવામાં પત્નીને નોકરીએ મોકલવી પડે છે.

અલબત્ત, એક બાબતમાં ફ્રેંચ પત્નીઓ હજુ પતિઓ પાસે હારેલી છે: જ્યારે મત આપવાનો થાય છે, ત્યારે ૧૦ માંથી ૯ ફ્રેંચ પત્નીઓ પોતાના પતિઓના બતાવ્યા પ્રમાણે જ મત આપે છે!

—'ટાઈમ્સ ઑફ ઈન્ડિયા' તા. ૧૯-૧૦-'૫૮ ]

૩

### પરદેશ જતાં પ્રતિનિધિમંડળો

આપણા દેશમાંથી જુદાં જુદાં ખાતાં દ્વારા કેટલાં બધાં પ્રતિનિધિમંડળો પરદેશ જાય છે, અને તેમનું કેટલું ખર્ચ આવે છે, તેના આંકડા કોઈ કોઈ વાર જાણવા મળે છે.

૧૯૫૭-૫૮માં જુદાં જુદાં ખાતાંઓ તરફથી ૧૨૨ પ્રતિનિધિમંડળો પરદેશ ગયાં. તેમાં કુલ ૪૮૮ માણસો હતાં. સૌથી વધુ પ્રતિનિધિમંડળ, એટલે કે ૨૪, પરદેશખાતાએ મોકલ્યાં. ઉદ્યોગવિભાગે ૧૯, નાણાંખાતાએ ૧૪, સંરક્ષણખાતાએ ૧૩, તથા વાહનવ્યવહાર તથા સંદેશવ્યવહાર ખાતાએ ૧૩.

આ બધાં મંડળોનું કુલ ખર્ચ ૨૫ લાખ રૂપિયા આવ્યું :—

| | રૂપિયા |
|---|---|
| પરદેશીખાતાનાં ૨૪ મંડળો પાછળ | ૭,૮૯,૭૦૬ |
| ઉદ્યોગ અને વ્યાપારવિભાગનાં ૧૯ પાછળ | ૫,૨૫,૫૭૭ |
| સંરક્ષણ વિભાગનાં ૧૩ પાછળ | ૨,૩૬,૪૦૦ |
| વાહન-સંદેશવ્યવહાર ખાતાનાં ૧૩ પાછળ | ૨,૩૭,૫૪૫ |
| નાણાં ખાતાનાં ૧૪ પાછળ | ૨,૭૩,૪૬૫ |
| સીંચાઈ વિભાગે ૧ જ મોકલ્યું પણ તેનું ખર્ચ | ૩,૩૬,૮૬૩ |

—'સરસ્વતી' ઑક્ટો૦ '૫૮ ]

૪

### દશાંક તોલ-માપ

"યજુર્વેદ જેટલા જૂના સમયમાં ભારતમાં દશ કરોડ સુધીની સંખ્યા માટે દશાંક જાણીતા હતા. જૂની સંસ્કૃતભાષામાં મહા-અક્ષૌહિણી સુધીનો અંક છે જે દશાંકને ૨૩ વાર ગુણવા જેટલો થાય. આધુનિક વિજ્ઞાન માટે એ આંકડો ઘણો ઉપયોગી છે. કારણ કે હાઈડ્રોજનના એક ગ્રામમાં ૬ મહા-અક્ષૌહિણીથી થોડા જ વધુ અણુ હોય છે. પ્રાચીન ગ્રીકો પાસે દશ હજાર ઉપરનો દશાંક બતાવવા કોઈ નામ જ નહોતું!"

—પ્રૉ. જે. બી. એસ. હાલ્ડેન

"દશાંક પદ્ધતિ અપનાવવાથી ભારતે મુક્તિની દિશામાં પગલું ભર્યું છે, એટલું જ નહિ પણ દશના ગુણાકારમાં વિચારવાનો ખ્યાલ ભારતમાં ઉત્પન્ન થયો હોવાથી તે તો વિશ્વના વિજયનું પગલું પણ છે. અને એ જ જાતના વિજયો મેળવવા જેવા પણ છે. . . . આમ દશાંક પદ્ધતિ ભારતે અપનાવવાથી, આર્યભટ્ટે પ્રવર્તાવેલા વિચારો યુરોપને જીતીને પાછા વિજયધ્વજ ફરકાવતા તેમના મૂળ વતન ભારતમાં પાછા ફર્યા છે!"

—પ્રૉ. જે. બી. એસ. હાલ્ડેન

—'હિંદુ' ૧૨-૧૦-'૫૮ ]

૫

### ખેતી વિષયક

રશિયા સિવાયના બધા જ દેશોમાં ૧૯૫૬માં ચોખાની કુલ પેદાશ ૨૧ કરોડ ૫૦ લાખ ટન (દશમિક) હતી. તેમાંથી ૨૦ કરોડ ટનથી વધુ પેદાશ એશિયામાં થઈ.

ભારતમાં ચોખાની વાર્ષિક પેદાશ ૪ કરોડ ૩૦ લાખ ટન છે. આમ ચોખાની પેદાશમાં ભારતનો નંબર બીજો છે. પહેલો નંબર ચીનનો છે. ત્યાં ૮ કરોડ ૨૦ લાખ ટન જેટલી પેદાશ થાય છે.

ભારતમાં ચોખાના વાવેતરની જમીન બહુ છે (૭ કરોડ ૮૦ લાખ એકરથી પણ વધુ); પરંતુ દર હેક્ટરે પેદાશ બીજા દેશો કરતાં ઘણી ઓછી છે.

૧૯૫૬ના આંકડા

એક હેક્ટર (૨॥ એકર) દીઠ ચોખાની પેદાશ

| | | |
|---|---|---|
| સ્પેન | ૫૮૧૦ | કિલોગ્રામ |
| ઈજિપ્ત | ૫૪૩૦ | " |
| ઓસ્ટ્રેલિયા | ૫૨૯૦ | " |
| ઈટાલી | ૪૬૯૦ | " |
| પોર્ટુગલ | ૪૨૩૦ | " |
| જાપાન | ૪૨૨૦ | " |
| ભારત | ૧૩૬૦ | " |

—'ભારતીય સમાચાર' તા. ૧૫-૧૦-'૫૮ ]

### છાણાંનું બળતણ

'નેશનલ કાઉંસિલ સર્વે' જણાવે છે કે, એકલા દિલ્હી શહેરમાં દર વર્ષે ઢોરનું ૬૦,૦૦૦ ટન છાણ સૂકવીને બળતણ તરીકે બાળી નાખવામાં આવે છે.

### ખાદ્ય તેલ અને સાબુ

સાબુ બનાવવા અમુક પ્રમાણમાં તેલની જરૂર રહે છે. પરંતુ તે તેલ ખાદ્ય તેલ જ હોવું જોઈએ એવું

નથી. પણ અત્યારે કેટલુંય ખાદ્ય તેલ સાબુ બનાવવામાં વપરાઈ જાય છે. દક્ષિણ તરફ નાળિયેરીનાં મોટાં ખેતરોનાં ખેતરો લિવર બ્રધર્સ જેવી સાબુ બનાવનારી જંગી કંપનીઓએ રાખી લીધેલાં હોય છે, અને તેમાંથી સાબુ બની બજારમાં વેચાય છે. પરંતુ અખાદ્ય તેલોમાંથી પણ સાબુ બની શકે; તથા ખાદ્ય તેલોની આમેય લોકોને ટાંચ રહેતી હોય, તો પછી સાબુ બનાવવાનું અખાદ્ય તેલોમાંથી જ મર્યાદિત કરવામાં આવે, તો દેશને બમણો લાભ થાય.

દરેક માણસને રોજના ચીકટ-તત્ત્વની
ઓછામાં ઓછી જરૂર — ૨ ઔંસ
અત્યારે કેટલી મળે છે? — ૦.૩૫
લોકોને ખાદ્ય તેલ કેટલું મળે છે? — વર્ષે ૧૧ લાખ ટન
કેટલું ખાદ્ય તેલ ઉદ્યોગોમાં
ચાલ્યું જાય છે? — વર્ષે ૧ લાખ ૬૫ હજાર ટન

—'ખાદીગ્રામોદ્યોગ', ઑગસ્ટ, '૫૮]

૬

## વિમાનોની 'અતિ સુંદર' હોસ્ટેસો

વિમાન-કંપનીઓવાળા, વિમાનમાં બેઠા પછી મુસાફરોની સામાન્ય સારસંભાળ તથા મહેમાનગત માટે 'સુંદર' 'હોસ્ટેસો' રાખે છે. ઍર ઇંડિયા ઇંટરનેશનલ (આપણી રાષ્ટ્રીય વિમાન-સંસ્થા) તો પોતાની જાહેરખબરમાં એ સુંદર છોકરીઓ તરફ જોઈ રહેતા ભારતી પુરુષોનાં ચિત્રો પણ આપે છે.

પરંતુ વિમાનની ટિકિટો વેચવા પણ સુંદર છોકરીઓ રખાય છે. તે કામ માટે અમેરિકાની એક વિમાન કંપનીએ રાખેલી છોકરી 'વધારેપડતી' સુંદર નીવડી: એક મુસાફર ટિકિટ ખરીદ્યા પછી તેની સામું જોઈ રહેવામાં એટલો ખેંચાઈ ગયો કે, આકાશમાં ઊડવાને બદલે તે ધરતી ઉપર જ ચોટી રહ્યો! પરિણામે, પેલી છોકરીને 'વધારેપડતી' સુંદર માનીને ટિકિટ ઓફિસના કામમાંથી થોડા સમય માટે ફારેગ કરવામાં આવી છે.

—'ન્યૂયૉર્ક ટાઈમ્સ' તા. ૨૮-૯-'૫૮]

૭

## કેળવણી વિષયક

અમેરિકાની શાળાઓમાંથી કેળવણીને કેટલી હદે બાકાત કરવામાં આવે છે, તેના નમૂના તરીકે શ્રી. હચિન્સ (જેમને 'મનસ' પત્ર 'કેળવણીમાં પાયાનું શું કહેવાય, એ સૌથી વધુ જાણનાર કેળવણીકારોમાંના એક' તરીકે ઓળખાવે છે તે) જણાવે છે:

"શેનેકટેડી, (ન્યૂયૉર્ક)ની ઉચ્ચ કેળવણીની સંસ્થામાં બે ચાલુ 'જિમ્નેશિયમ' (રમતગમતના ઓરડા) છે, બે વધારાનાં જિમ્નેશિયમ છે, એક શ્રોતાગૃહ છે, બૅન્ડ અને વાદ્યવૃન્દનો એક ઓરડો છે, એક રંગભૂમિવાળું ઉપાહાર-ગૃહ છે, એક છૂટક વેચાણનો સ્ટોર છે, એક વિશ્રાંતિ-સ્થાન છે; તથા વિવિધ બાંધકામના વેપારીઓ માટેની, મોટરો માટેની, સામાન્ય ઉદ્યોગો માટેની, અને ચિત્રકળા વગેરેની દુકાનો છે. આખી સંસ્થામાં ભાષા, ગણિત કે ઈતિહાસના ગંભીર શિક્ષણ અંગેની જગા ૨૫ ટકાથી વધુ નથી."

અમેરિકાની ઉચ્ચ કેળવણીની સંસ્થામાં તાલીમ પામેલા ચાર ગ્રૅજ્યુએટોમાંથી એકે જ ભૌતિકશાસ્ત્રના અભ્યાસ પાછળ એક વર્ષ ગાળ્યું હોય છે; ત્રણમાંથી એકે રસાયણશાસ્ત્રના અભ્યાસ પાછળ એક વર્ષ ગાળ્યું હોય છે, તથા પાંચમાંથી એક જણે પરદેશી ભાષાના અભ્યાસ પાછળ એક વર્ષ ગાળ્યું હોય છે.

—'મનસ' તા. ૨૩-૭-'૫૮]

## શબ્દોના અનુષંગ!

અમુક શબ્દ કહેવાથી, સાંભળનારમાં તરત બીજો કયો આનુષંગિક શબ્દ આપોઆપ સ્ફુરે છે, તે જાણવાથી તે સાંભળનારના મનમાં એ બે શબ્દો કેવા જોડાયેલા છે, તે જાણી શકાય છે. ડૉ. હચિન્સ કહે છે: "જે પહેલા ૧૦૦ અમેરિકનો તમને સામા મળે, તેમને તમે 'યુનિવર્સિટી' એવો શબ્દ કહો, અને તરત તેમના મનમાં કયો વિચાર આવે છે તે કહેવાનું જણાવો, તો મોટા ભાગના લોકો તરત તે શબ્દ સાથે 'ફૂટ-બોલ'નો વિચાર જ જણાવશે. તમે જો તેમને 'ઉચ્ચ કેળવણીની સંસ્થા' એ શબ્દ કહેશો, તો મોટા ભાગના 'બૅન્ડ વગાડવાની તાલીમ' એવું જ કહેશે! પરંતુ તમે જો રશિયનોને 'કેળવણી' શબ્દ કહેશો, તો મારી કલ્પના છે કે, તેમાંના મોટા ભાગનાને 'મહેનત' શબ્દ જ સ્ફુર્યો હશે."

કેળવણીનો હેતુ જ્યાં બૌદ્ધિક વિકાસ હોય, ત્યાં આવું ન બની શકે.

—'મનસ' તા. ૨૩-૭-'૫૮]

### શિક્ષકનો પગાર

સમાજમાં શિક્ષણનું કામ કરનારને તથા બીજા ધંધેદારીઓને કેટલો પગાર મળે છે, તે સરખાવવાથી પણ તે સમાજમાં શિક્ષણના કામને કેટલું અગત્યનું કે બિનઅગત્યનું ગણવામાં આવે છે, તે જાણી શકાય. ડેરિયન (કનેકિટકટ) એ અમેરિકાના સૌથી વધુ સમૃદ્ધ વિસ્તારોમાંનો એક છે. ત્યાં ત્રણ વર્ષથી કૉલેજનો અભ્યાસ પૂરો કરીને નીકળેલા એક જુવાનને (જેને પત્ની તથા એક બાળક એટલું કુટુંબ છે) સરકારી શાળામાં કેટલો પગાર મળે છે, તે જાણો છો? અમેરિકાનો કોઈ મજૂર બેકાર હોય ત્યારે તેને બેકારી-ભથ્થા તરીકે જે પગાર મળે, તેના કરતાં માત્ર ૮ ડોલર ૮૦ સેન્ટ જ વધારે! શિકાગોમાં શાળાના શિક્ષકોને શાળાના દરવાન-ચોકીદાર કરતાં વર્ષે ૧૮૧ ડૉલર ઓછો પગાર છે! કેટલીય કૉલેજોની આખી ને આખી વિદ્યા-શાખાઓના કુલ પગારો, જનરલ મોટર્સ કંપનીના એક જ કાર્યવાહક અમલદારની આવક કરતાં ઓછા છે!

—'મનસ' તા. ૨૩-૭-'૫૮]

અલબત્ત, શિક્ષકની વિશિષ્ટ સેવાઓની કિંમત બીજા ધંધેદારીઓ કરતાં તેના વધુ પગારથી ન જ આંકવી જોઈએ. પરંતુ લક્ષ્મીપૂજકોના સમાજમાં જ્યાં બધી વસ્તુઓનું મૂલ્ય પૈસાથી જ અંકાય છે, ત્યાં તો શિક્ષકની સેવાઓની કિંમત તેને અપાતા પગારથી જ અંકાતી કહેવાય. અલબત્ત, શિક્ષકો પણ એવા સમાજોમાં હડતાળો પાડી પોતાનો 'પગાર' વધારવા કોઈ કોઈ વાર નીકળી પડે છે ખરા; પરંતુ કોઈ ઉદ્યોગધંધાના મજૂરો હડતાળ પાડે, તેટલી શિક્ષકોની હડતાળ ગંભીર નથી ગણાતી. કારણ કે, શિક્ષકો થોડા દિવસ નહિ ભણાવે તેથી સમાજનું કશું 'કામ' અટકી પડતું નથી. લક્ષ્મી-પૂજક સમાજમાં પૈસાનું ઉત્પાદન જ મુખ્ય વસ્તુ ગણાય છે; અને શિક્ષકોની હડતાળથી તેમાં કશો તફાવત નથી પડતો!

### ભારતમાં પ્રાથમિક શિક્ષણ

ભારતની યોજનાઓમાં ધનના ઉત્પાદન જેટલી અગત્ય નિરક્ષરતા-નિવારણને નથી આપવામાં આવી; જોકે ભારતે પ્રૌઢ મતાધિકાર જેવું ક્રાંતિકારક પગલું લીધું છે. હજી તો ત્રીજી પંચવર્ષીય યોજનાના અંત સુધીમાં, ૬ થી ૧૧ વર્ષની ઉંમરનાં બધાં બાળકોને પ્રાથમિક શિક્ષણ મફત તથા ફરજિયાત અપાતું થઈ જાય એવું કરવાની વાત વહેતી મુકાવા લાગી છે.

બીજી પંચવર્ષીય યોજનામાં તે ઉંમરનાં વધુ ૭૭ લાખ બાળકોને મફત પ્રાથમિક શિક્ષણ મળે તેવી વ્યવસ્થા વિચારાઈ છે.

૧૯૫૦-૫૧માં તે ઉંમરનાં ૧,૮૬,૮૦,૦૦૦ બાળકો ભણતાં હતાં.

૧૯૫૫-૫૬માં તે સંખ્યા ૨,૪૮,૧૨,૦૦૦ થઈ.

૧૯૬૦-૬૧માં તેમની સંખ્યા ૩,૨૫,૪૦,૦૦૦ થશે.

૧૯૫૦-૫૧માં ૨,૦૯,૬૭૧ પ્રાથમિક શાળાઓ તથા ૧૪૦૦ જુનિયર બેઝિક શાળાઓ હતી.

૧૯૫૫-૫૬માં ૨,૭૪,૩૦૮ પ્રાથમિક શાળાઓ તથા ૮,૩૬૦ જુનિયર બેઝિક શાળાઓ હતી.

૧૯૬૦-૬૧માં ૩,૩૬,૮૦૦ પ્રાથમિક શાળાઓ તથા ૩૩,૮૦૦, જુનિયર બેઝિક શાળાઓ થાય તેવું વિચારાયું છે.

—'ભારતીય સમાચાર' તા. ૧૫-૧૦-'૫૮]

### અંગ્રેજીનું શિક્ષણ

ઉત્તર-પ્રદેશના પબ્લિક સર્વિસ કમિશનના હેવાલમાં રાજ્ય હેઠળની કારોબારી, નાણાંકીય વગેરે નોકરીઓ માટે એકત્રિત પરીક્ષામાં બેઠેલા ગ્રૅજ્યુએટ ઉમેદવારોની કામ-ગીરી અંગે જે કરુણ વિગતો પ્રગટ થઈ છે, તે પરથી જણાય છે કે, કેળવણીનાં ધોરણો કેટલાં ઊતરી ગયાં છે. સામાન્યજ્ઞાનનો અભાવ, માત્ર બજારુ સસ્તી 'ગાઈડો'નું જ વાંચન, અ-પૂરતો અભ્યાસ, મૂળભૂત મુદ્દાઓની કાચી પકડ, ગોખણપટ્ટીવાળા જવાબો—આ બધું ટાંકીને અહેવાલ જણાવે છે કે, આમાંના ૫૦ ટકા વિદ્યાર્થીઓ તો આ પરીક્ષામાં બેસવા જ જોઈતા નહોતા.

અહેવાલમાં વિશેષ જણાવ્યું છે કે, "ઉમેદવારોની ચોંકાવી નાખે તેટલી મોટી સંખ્યાનું અંગ્રેજીનું જ્ઞાન તો ઘણું જ હલકી કક્ષાનું હતું." આ વાક્ય ઉપર ટીકા કરતાં 'ટાઈમ્સ ઑફ ઇંડિયા' પત્રનો કતારલેખક 'ઓબ્ઝર્વર' (૨૩-૧૦-'૫૮) જણાવે છે, "મુંબઈ-રાજ્યમાં માધ્યમિક શાળાઓમાં અંગ્રેજી ભણતરનો ગાળો ઓછો કરી નાખવામાં આવ્યો છે, તેની સામે પોકાર ઉઠાવનારાઓ એ હકીકત-માંથી ધડો લઈ શકે છે. કારણ કે, ઉત્તર-પ્રદેશમાં તો અંગ્રેજી ભણતરનો ગાળો વધુ લાંબો છે. તેમ છતાં જો ત્યાં અંગ્રેજી ભાષાની આવડત આવી ઉપરચોટિયા જ હોય, તો તે ઉપરથી જણાઈ આવે છે કે, ભણતરના ગાળાની લંબાઈને આવડત સાથે કશી લેવાદેવા નથી. બીજાઓ તો એમ પણ ખૂબ પાડે કે, 'એક પરદેશી ભાષાના ભણ-તરની વેદી ઉપર આપણે સારી કેળવણીનું બલિદાન હજુ કેટલો લાંબો સમય આપ્યા કરીશું?' તેઓ દલીલ કરી શકે કે, માતૃભાષાના માધ્યમથી જો જુદા જુદા વિષયો શીખવાય, તો વિદ્યાર્થીઓ ઘણાં સારાં પરિણામ બતાવી શકે. . . . જોકે, અંગ્રેજી ભાષાને સ્થાને માતૃભાષા મૂકી દઈએ એટલા માત્રથી સૌ સારાં વાનાં નહિ થઈ જાય — પરંતુ એ વસ્તુ દરેક દૃષ્ટિએ ઇચ્છવા યોગ્ય તો છે જ."

૮

## સરકારકી ગત ન્યારી!

કેન્દ્રસરકારના વૈજ્ઞાનિક અને ઔદ્યોગિક સંશોધન મંડળે શ્રી. નેહરુના પ્રમુખપદે મળેલી બેઠકમાં નિર્ણય લીધો છે કે, પરદેશથી ડિગ્રીઓ અને લાયકાતો મેળવીને પાછા આવતા હિંદીઓને દેશમાં કાયમનો નોકરી-ધંધો ન મળે, ત્યાં સુધી તેમને 'થોડા સમય પૂરતી' જિવાઈ આપવાની જોગવાઈ કરતું એક 'ભંડોળ' ('પૂલ') ઊભું કરવું. સરકારે પહેલાં આવી નિમણૂકો માટે ૩૫૦) રૂ.નો માસિક પગાર આવવાનું નક્કી કર્યું હતું; પરંતુ જવાહરલાલજીએ ૭૫૦) સુધી એ આંકડો વધારવા આગ્રહ કર્યો. છેવટે ૬૦૦) સુધી એ આંકડો સ્વીકારવામાં આવ્યો છે.

પરદેશથી લાયકાત મેળવી આવનારાઓ માટે આ સગવડ ઊભી કરવાનું એટલા માટે વિચારાયું છે કે, એમણે મેળવેલા જ્ઞાનનો ઉપયોગ દેશમાં ન કરાય, તો તેઓ પછી પરદેશ નોકરી કરવા ચાલ્યા જાય અને દેશને તેમના જ્ઞાનનો લાભ ન મળે.

પરદેશી લાયકાતોને આવું વધારેપડતું મહત્ત્વ આપવાથી દેશના તેટલી અથવા તેથી વધુ લાયકાત ધરાવનારાઓને અન્યાય થવાનો સંભવ છે. કારણ કે, પરદેશી ડિગ્રીઓ માટે જનારાઓ હંમેશ હોશિયાર વિદ્યાર્થી-ઓ હોય છે એવું કંઈ નથી; પૈસાની કે બીજી ભલામણની સગવડ હોય, તેઓ પણ જઈ શકે છે — કદાચ તેઓ જ વધારે પ્રમાણમાં જાય છે. આવી વ્યવસ્થા માત્ર પરદેશી ડિગ્રીઓ માટે જ વિચારાય, તો દેશની ડિગ્રીઓને નાહક ઉતારી પાડયા જેવું થાય, પરદેશ તરફ નકામો ધસારો થાય અને દેશનું પરદેશી ચલણ નાહક વેડફી નાખવા જેવું થાય. દેશમાં જે જ્ઞાન-અભ્યાસની સગવડ ન હોય તે માટે જ, યોગ્ય વિદ્યાર્થીઓને પરદેશ જવા દેવામાં આવે, એવી કોઈ વ્યવસ્થા સરકારે પ્રથમ ઊભી કરવી જોઈએ.

— 'ટાઈમ્સ ઑફ ઇંડિયા' તા. ૧૮-૧૦-'૫૮]

## બેવકૂફીનો નમૂનો

હૈદ્રાબાદના એક જિલ્લામાં માણસનું લોહી ચાખેલો એક વાઘ મનુષ્ય-ભક્ષક બની ગયો. સત્તાવાળાઓએ એ વાઘ મારનારને માટે ૨૫) રૂપિયાનું ઇનામ જાહેર કર્યું છે. શરત એટલી છે કે, તે વાઘને માર્યા પછી ત્રણ મહિના સુધી એ પ્રદેશમાં વાઘે માણસ માર્યાની ફરિયાદ ન આવવી જોઈએ, તે વાઘનું ચામડું વાઘને માર્યાના પુરાવા તરીકે સરકારને સુપરત કરવું જોઈએ, અને તે ચામડાની માલકી સરકારની રહે.

'ટાઈમ્સ ઑફ ઇંડિયા' પત્ર (તા. ૧૮-૧૦-'૫૮) મજાક કરતાં જણાવે કે, આવડી મોટી રકમ ઇનામ તરીકે આપી દેવા કરતાં 'વીર-ચક્ર'નો કાંસાનો ચાંદ આપવો એ વધુ સસ્તો પડે કે નહિ? બાકી, આવડી મોટી રકમથી લોભાઈને તો કદાચ પેલો વાઘ પોતે જ પોતાની જાતે સરકાર સમક્ષ રજૂ થાય અને પોતાની ચામડી જીવતોજીવત ઉતરાવવા કબૂલ થાય એવો સંભવ છે! કારણ કે, તે વાઘ પછી એ રકમ ટ્રસ્ટ તરીકે

સરકારને જ સોંપે અને જણાવે કે, એના વ્યાજમાંથી વાઘ-જાતિના સભ્યોને આખા દેશમાં ભૂખમરો વેઠવો ન પડે, તેવી વ્યવસ્થા કરવી.

### નાની રકમની યોજનાઓ

આપણા દેશમાં કોઈ પણ યોજના કરોડોની કિંમતની ન હોય, તો વિચારવા જેવી મનાતી નથી. એટલે ચીનમાં નાની રકમની યોજનાઓએ ખેતી તથા ઉદ્યોગના વિકાસમાં આપેલા નોંધપાત્ર ફાળાથી પ્રભાવિત થઈ, આપણી સરકારે એ બાબતનો અભ્યાસ કરવા એક પ્રતિનિધિમંડળ ચીન મોકલવાનો નિર્ણય કર્યો છે!

પરંતુ એ નિર્ણયના ડહાપણ અંગે શંકા ઉઠાવતાં ટા. ઑ. ઇં. પત્ર (તા. ૧૮-૧૦-'૫૮) જણાવે છે કે, નાની રકમની યોજના એ તો ચીનના વિકાસની સમગ્ર યોજનાનો એક અંગરૂપ ભાગ છે; અને ચીનની યોજના એ તો એક આખું સમન્વિત એકમ હોઈ, તેના અમુક ભાગનો અભ્યાસ કરી તેની મદદથી આપણા દેશમાં કોઈ પરિણામો લાવવા ઇચ્છવું, એ મૂર્ખાઈ છે. વળી નાની રકમની યોજનાઓ અમલમાં મૂકવાની અક્કલનો આપણા દેશમાં અભાવ જ છે, એવું કાંઈ નથી. પરંતુ મોટી મોટી યોજનાઓને જ વરેલી આપણી સરકાર એ તરફ કંઈ લક્ષ જ આપતી નથી. હમણાં જ સમાચાર આવ્યા હતા કે, કોલ્હાપુરના બે ઇજનેરોએ મોટરો માટે ડીઝલ તેલથી ચાલતું એંજિન બનાવ્યું છે. પરંતુ એ વસ્તુની તપાસ કરીને તે શોધને કામમાં લેવાનું આપણી વડી યોજનાઓમાં હોતું જ નથી.

### નવાં સરકારી મકાનો!

૭મી એપ્રિલે પૂનાની સાસૂન હોસ્પિટલના નવા મકાનમાં ઉપરની છતમાંથી પ્લાસ્ટરનું એક ચોસલું પડતાં નીચે સૂતેલ ૧૧ મહિનાનું બાળક મરી ગયું અને તેની માતાને ગંભીર ઈજા થઈ. મુંબઈ વિધાનસભામાં પ્રશ્નોત્તરી વખતે જવાબ આપતાં જાહેર આરોગ્ય ખાતાના નાયબ પ્રધાન શ્રી. કૈલાસે જણાવ્યું કે, એ નવા મકાનના ઓરડા જેમ જેમ બનતા જાય તેમ તેમ કામમાં લેવાતા જતા હતા; હજુ આખું મકાન બની ગયાનું સર્ટિફિકેટ આપવામાં આવ્યું નથી. આ રીતે ઉપરથી પ્લાસ્ટર પડવું એ તો 'શુદ્ધ અકસ્માત' જ ગણાય, એટલે ઈજા પામેલાંને નુકસાનીનું વળતર આપવાનો સવાલ ઊભો થતો નથી.

—'ટાઈમ્સ ઑફ ઇંડિયા' તા. ૨૮-૧૦-'૫૮]

પરંતુ સરકારી ઇજનેર અને કોન્ટ્રાક્ટરે કેવું બાંધકામ કર્યું, કે કેવો માલ વાપર્યો, તેને માટે ધરપકડનું 'વોરંટ' કાઢવાનો સવાલ ઊભો થાય છે કે કેમ?

— ગો૦

## સાભાર સ્વીકાર

### श्री हरिहर पुस्तकालय, सुरत

**ઈસરદાન, રાયચુરાની રસીલી વાર્તાઓ, રાયચુરાની રસમસ્તી, સોરઠની રાજલક્ષ્મી, લખેશરી, સોરઠની મહારાણી, કાઠિયાવાડની લોકવાર્તાઓ:** બધીના લે૦ સ્વ૦ ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા, અનુક્રમે કિં૦ ૩.૫૦, ૩.૦૦, ૩.૭૫, ૩.૫૦, ૪.૦૦, ૨.૫૦, ૩.૦૦. **રંગઉપવન:** લે૦ હરીશ નાયક, કિં૦ ૩.૦૦.

### गांडिव साहित्य मंदिर, सुरत

**જ્યોતિર્ધર:** (સ્ટર્લિંગ નોર્થ) અનુ૦ નટવરલાલ માળવી, કિં૦ ૨.૦૦. **ઊંડા અંધારેથી:** (કુલ્ટન ઓસ્લર, વીલ-ઓસ્લર) અનુ૦ પ્રો, કુંજવિહારી મહેતા, કિં૦ ૨.૦૦. **જંગલમાં મંગલ** (લોરા ઇન્ગૉલ્સ વાઈલ્ડર) અનુ૦ નટવરલાલ માળવી, કિં૦ ૨.૦૦. **પોથીમાંનાં રીંગણાં** લે૦ હરિપ્રસાદ વ્યાસ, કિં૦ ૩.૦૦.

### अन्य प्रकाशको

**ઉત્તરાપથ:** લે૦ રમેશનાથ રં. ગૌતમ (સ્વામી પ્રણવતીર્થજી); પ્રકા૦ પ્રાચ્ય વિદ્યામંદિર, વડોદરા, કિં૦ ૪.૦૦. **સાચું ભણતર અને બીજા સંવાદો:** લે૦ ગણપતસિંહ રા૦ સોલંકી, દિનમણિશંકર ના. ઉપાધ્યાય, છગનલાલ ભી. મોદી; પ્રકા૦ ગણપતસિંહ રામસિંહ સોલંકી, ઠે. સણિયાકણદે (તા. ચોર્યાસી), કિં૦ ૦.૭૫. **અનન્તને આરે:** (હેનરિક ઇબસન) રૂપાં૦ મધુકર રાંદેરિયા; પ્રકા૦ દે. ના. કલ્ચરલ સર્કલ, મુંબઈ, કિં૦ ૧.૦૦. **અનુવાદની કળા:** લે૦ નગીનદાસ પારેખ, **ભૂદાનનો મર્મ:** લે૦ મહેન્દ્ર દેસાઈ; બંનેના પ્રકા૦ પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ, મુંબઈ, દરેકની કિં૦ ૦.૪૦. **ક્રાંતિને પગલે:** લે૦ પ્રભાવતી પજવાણી; પ્રકા૦ મુકુલભારતી બાલનિકેતન, વડોદરા, કિં૦ ૦.૩૧. **अनुभूतियाँ** લે૦ પ્રકા૦ સ્વામી સત્યદેવ પરિવ્રાજક, જ્વાલાપુર (ઉ. પ્ર.), કિં૦ ૧.૨૫. **યુદ્ધકાંડ** અનુ૦ હંસા મહેતા; પ્રકા૦ એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ., મુંબઈ, કિં૦ ૬.૦૦.

# નવું વાચન

**પ્રિયદર્શી સમ્રાટ અશોક :** લે૦ ધૂમકેતુ; પ્રકા૦ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; કિં૦ ૪.૫૦; પૃ૦ ૩૪૦.

આ જ લેખકના 'પ્રિયદર્શી અશોક' નામના અગાઉના પુસ્તકમાં આવેલી વાત આ પુસ્તકમાં આગળ ચાલે છે. અશોક પૂરતી વાત આ પુસ્તકમાં પૂરી થાય છે. પછી આગળ એક નવલકથામાં છેલ્લા મગધરાજનો સમય આવી જશે, એવી જાહેરાત લેખક કરે છે.

શરૂઆતમાં પાને પાને પુનરાવૃત્તિભરી શૈલીમાં અશોકના ધર્મશાસનની વાત ચાલે છે. આ પુસ્તકમાં લેખક કોણ જાણે શાથી, કૌટિલ્ય અને ચંદ્રગુપ્તની શાસન-પ્રણાલીની સરખામણીમાં અશોકની પ્રણાલીને મગધનું મહાસામ્રાજ્ય છિન્નવિચ્છિન્ન થવાના કારણરૂપ જણાવે છે. અશોક કેવળ શાંતિનો ઉપાસક હતો અને શસ્ત્રો તજી બેઠો હતો, એ રાજા તરીકે તેની ફરજ-ચૂક હતી, એમ લેખકનું માનવું છે.

યુદ્ધ, શસ્ત્ર, શાસન — એ વિના શાંતિ અને સુરક્ષા સંભવે નહીં; કેવળ પ્રેમ, અહિંસા વગેરે ભલે અમુક વ્યક્તિ-વિશેષની બાબતમાં કે થોડા સમય માટે રાજનીતિ તરીકે કારગત નીવડે; પણ છેવટે એ બધું ફીફાં ખાંડવા જેવું છે, અને રાજકીય વ્યવહારમાં શાશ્વત નીવડતું નથી. તેના કરતાં તો શાંતિની મર્યાદા સમજાવનાર — અર્થાત્ યુદ્ધ અને શસ્ત્રને આતતાયીઓની બાબતમાં અનિવાર્ય ઠરાવનાર ગીતા સાચો 'સંદેશ' આપે છે. એમ કહી, લેખક અત્યારના ઇતિહાસને પોતાના કથનની સાબિતી તરીકે આગળ ધરે છે; અને ઘણે ભાગે ગાંધીજી અને જવાહરલાલની 'યુદ્ધ નહિ'ની વાતને ટકોર કરે છે. પા. ૨૪૧ ઉપર તો ખામુખા 'બાપુજીએ આમ કહ્યું છે ને બાપુજીએ તેમ કહ્યું છે' — એ 'રોગ'નો સીધા શબ્દોમાં ઉલ્લેખ કરી, તેમાંથી પેદા થયેલા 'ઠીક મૂર્ખ મોટાઓ'ને તે પોતાના મનથી સપાટો પણ લગાવે છે.

એ બધું જોતાં, અશોકના ઇતિહાસનું કે અત્યારના વિશ્વમાં હિંદે અપનાવેલા શાંતિના માર્ગનું સાચું મૂલ્યાંકન કરવાનું લેખક માટે શક્ય રહ્યું છે કે કેમ, તેની શંકા જાય છે. તેમને અત્યારના બાપુ-ભક્તો વિષે કંઈક પૂર્વગ્રહ છે. એટલે, હિંદની અત્યારની શાંતિપ્રિય રાજનીતિનાં ફળ કે કુફળ જોવા માટે પૂરતો સમય મળ્યો ન હોવા છતાં, અત્યારના ગાંધીભક્ત શાસકો પ્રત્યેનો તેમનો રોષ તેમને અશોક અને તેના ઇતિહાસને પણ એ રીતે મૂલવવા તરફ ખેંચી જાય છે.

અશોકની વાર્તામાં તિષ્યરક્ષિતાનો અશોક ઉપરનો પ્રભાવ નિરૂપવામાં લેખક પ્રતીતિકર નથી રહ્યા. અશોક રાજા પોતાની ખાસ આજ્ઞાઓને દંત-મુદ્રા કરે એવી વ્યવસ્થા કરી હોય, અને અશોક મોં ફાડીને ઊંઘતો હોય ત્યારે તિષ્યરક્ષિતા તેના દાંતની છાપ કુણાલની આંખો મંગાવવાના હુકમ ઉપર લઈ લે, એ સંભવિત લાગતું નથી. તિષ્યરક્ષિતાનો કુણાલના શયનકક્ષ સુધીનો પ્રણય-અભિસાર પણ સફળ રીતે નિરૂપાયો નથી. અંધ બનેલા કુણાલને પછી બૌદ્ધ સાધુ કે વૈદ્ય પાછો દવા કે સંકલ્પથી દેખતો કરે, એ બધું કરવાની વાર્તામાં કશી અપેક્ષા ઊભી થતી નથી.

વાર્તાનો પ્રવાહ શરૂઆતમાં અતિ મંદપણે ઘસડાયા પછી છેવટના ભાગમાં વેગ પકડે છે અને આપણને ખેંચી રાખે તેવો બને છે. ત્યારે, લેખકની અશોકના દૃષ્ટિબિંદુ પરત્વે અશ્રદ્ધા, વચ્ચે નાહક ખડકની પેઠે ટકરાયા કરી, અણગમો ઉપજાવ્યા કરે છે. વાર્તાપ્રવાહને લેખક ક્યાંય કાર્યક્ષમ થવા દેતા જ નથી; તે તો પોતાને કહેવાનું ઉપદેશ, ટીકા કે ભાષણરૂપે વારંવાર કહ્યા કરે છે. એને લીધે વાર્તા તરીકે આ પુસ્તકની સફળતા ઠીક ઠીક જોખમાય છે.

'વાચક'

**એક માળાનાં ત્રણ પંખી :** ભા. ૧–૨ [અલગ] લે૦ ચૂનીલાલ વર્ધમાન શાહ; પ્રકા૦ ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત; પૃ૦ ૨૨૪ + ૨૩૮; કિં૦ (બેઉ ભાગની) ૮.૦૦.

વિનોદ, સુદર્શન અને ધીમંત એ ત્રણ યુવાન વિદ્યાર્થીઓ જુદી જુદી જગાએથી આવી, કૉલેજના અભ્યાસ માટે એક વણિક સાર્વજનિક છાત્રાલયમાં થોડો વખત ભેગા રહે છે, તેથી તે ત્રણ જણને એક માળાનાં ત્રણ પંખી કહ્યાં છે. જોકે પૂંઠા ઉપરના ચિત્રમાં એક ડાળી ઉપરના માળા પાસે કાગડો, પોપટ અને કબૂતર એ ત્રણને ભેગાં બેઠેલાં ચીતર્યાં છે, તે પ્રમાણે ત્રણ જુદી જુદી જાતનાં પંખી એક માળામાં ન જ રહે.

છતાં એક છાત્રાલયમાં તો જુદા જુદા વિદ્યાર્થીઓ રહે ખરા. અને તેમના ભાવીના ગર્ભમાં રહેલી વાર્તા કોઈ કુશળ વાર્તાકારને આકર્ષક વસ્તુ જરૂર પૂરું પાડે. અને લેખકે સરળ, રસિક તથા સુંદર શૈલીમાં તે વાર્તા નિરૂપી છે, એમ પ્રથમથી જ કહી દઈએ.

છતાં ખરી રીતે તે ત્રણેમાંથી એકેના પોતાના પુરુષાર્થની આ વાત નથી. એ ત્રણે જણાને એક રીતે તે કાળની પરિસ્થિતિ જ ઘડે છે — ખેંચે છે — ઊંચા કરે છે કે પછાડે છે. એ જમાનામાં ભણતા ભણતા કૉલેજ સુધી આવવું એટલે પછી નોકરી તથા લગ્નની પરિસ્થિતિને કાર્ય શરૂ કરવાની તક મળી જાય; અને તમારી જીવનવાર્તા શરૂ થાય, તથા કદાચ પૂરી પણ થાય. વેપારી બની કાળાં બજાર, જુગાર કે ક્લબને ફંદે ચડો, તો છેવટે ગાંડાની ઇસ્પિતાલ કે દરિયામાં પડી આત્મહત્યા સુધીની પરિસ્થિતિ આવે ખરી. બાકી સામાન્ય પણે બહુ શોષક કે મારક નહિ એવા કોઈ શેઠ કે માલિકની

છત્રછાયામાં સહેજે તમારું કડવું મીઠું સામાન્ય જીવન વીતે— જેવું ત્રણ પંખીમાંના એક સુદર્શનનું વ્યતીત થાય છે.

પણ વિનોદ જેવા ચબરાક જુવાનિયા પણ હોય જે બોલવાની કે દેખાડની અમુક છટા ધરાવે. પછી જુદા જુદા દાનશૂરાઓ પાસેથી સ્કૉલરશિપો મેળવી, પોતાના ભણતરનું, વતનમાં રહેતી વિધવા માતાનું તથા બીજી અનેક મોજ-મજાનું પણ ખર્ચ સહેલાઈથી કાઢે. અનેક પૈસાદાર મુંબઈ-ગરાઓ તેના જેવા સાદા મહેનતુ જુવાનને પોતાના ઘરજમાઈ તરીકે ઉપાડી જવા તત્પર હોય. અને વિનોદ જેવા જુવાનો એ પરિસ્થિતિનો ઠીક ઠીક લાભ કે ગેરલાભ ઉઠાવે પણ ખરા.

બાકી રહે છે ધીમંત જેવા. તે વડોદરાના નિવૃત્ત ન્યાયાધીશનો પુત્ર છે. નિવૃત્ત ન્યાયાધીશ જૂના જમાનાના સમજણા માણસ છે. છોકરાઓને સારી—સાદી રીતે ઉછેરવા તથા યોગ્ય રીતે તેમને 'ઠેકાણે' પાડવા કાળજી રાખે છે. પણ તેમના ત્રણ દીકરામાંથી એક જણ ખાસ કંઈ ભણતો નથી; બીજો એક ભણે છે તો યોગ્ય રીતે ઠેકાણે પડતો નથી. તે લોકોનાં સુખદુઃખ જોવાનું વૃદ્ધ પિતાના નસીબમાં આવે ખરું; પણ ધીમંત જેવો એક સુલક્ષણો—સદ્‌ભાગી પુત્ર હોય, તો અંતે સૌ સારાં વાનાં પણ થાય.

એટલે લેખક જેને 'વિક્ટોરિયન યુગ' કહે છે, તે યુગના અંગ્રેજી ભણતર પામતા કે પામેલા અમુક વર્ગના લોકો માટે, તથા તે યુગમાં શક્ય એવા વેપાર-ઉદ્યોગમાં પડેલા માણસો માટે જે સુખ-ચેન, આરામ, સગવડો કે સમસ્યાઓ હતાં, તેની આ એક સુવાર્તા બની ગઈ છે. લેખકને એ વિક્ટોરિયન યુગ માટે ખાસ પક્ષપાત છે. એ વિક્ટોરિયન યુગે એક ખાસ પ્રકારની 'નીતિમત્તા' વેપારી કે પીઠ લોકોમાં ઊભી કરી હતી, એમ તે માને છે. અલબત્ત ઇંગ્લંડના ઇતિહાસમાં સાહિત્ય વગેરે ક્ષેત્રોમાં એ વિક્ટોરિયન યુગ અમુક વૈશિષ્ટ્ય ધરાવે છે. પરંતુ હિંદુસ્તાનમાં એ યુગના પ્રતિનિધિ અંગ્રેજોની કોઈ વિશિષ્ટ અસર પડી હતી એમ કહી શકાય ખરું? પરંતુ, એ બાબતમાં લેખકની સાથે તકરાર કરવી અસ્થાને છે; તેમનું ભાવુક હૃદય એ યુગને જે રીતે ઝીલી કે મૂલવી શક્યું, તે જ વધુ સાચું.

અને લેખકે તે યુગના નમૂનાઓ કેવા સુંદર પસંદ કર્યા છે! ટ્રસ્ટીઓ ગરીબ વિદ્યાર્થીઓને મદદ કરવા પૈસા આપે છે; અને તે નાણાંનો કેવો ઉપયોગ થાય છે એ પણ જાત-માહિતીથી તપાસવાની કાળજી રાખે છે. શેઠ પોતાના ઘર-જમાઈને પોતાની વિપુલ મિલકતથી વંઠી જવા દેવાને બદલે, તેને સુધારવા ગાંડાની ઈસ્પિતાલમાં પુરાવી દે છે. સમજણો પિતા પોતાનું ધન વેડફાઈ ન જાય તે માટે અસમાન રીતે તેને પોતાનાં સંતાનોમાં વહેંચવાની પેરવી કરે છે. પરદેશી માલનો વેપારી, પોતાના વેપારમાં રહેલા દોષો સમજતો હોય છે; અને તેથી ખાદીધારી બની પોતાની મિલકતનો કંઈક સદુપયોગ થાય તેમ પ્રયત્નશીલ રહે છે.

આ બધું હોવા છતાં, આવતા યુગનાં એંધાણ પણ સ્પષ્ટ વરતાય છે. ધનવંત જેવા કાપડના વેપારી કાળાં બજાર જ કરવા તાકે છે. સુમંત જેવા ગ્રૅજ્યુએટ નોકરી કરતાં કરતાં જુગાર અને આંકફરક વડે જ પોતાની વકરેલી જરૂરિયાતોને સંતોષવા ઇચ્છે છે. વિનોદ જેવા જુવાનો સસરાના પૈસાથી મોજશોખ અને શરાબની લતે ચડવામાં કૃતાર્થતા જુએ છે.

છેવટે તો એ બધું ઇતિહાસની એક સળંગ પ્રક્રિયાનું જ પરિણામ કહેવાય. તેને બદલે લેખક આઝાદી પહેલાંનો યુગ અને આઝાદી પછીનો યુગ, એમ બે ભેદ પાડવા ઇચ્છે છે. અને ખરેખર, લેખકે જોયેલા કેટલાક નમૂનાઓ આઝાદી પછીના યુગમાં મળવા મુશ્કેલ છે. અત્યારે ધનિક પિતાઓ પુત્રનું કે જમાઈનું હિત શામાં છે એ વિચારવા થોભતા જ નથી; અત્યારે દાનવીરો પોતાના દાનથી જે યશ મળે તેટલું જ જોવા ઇચ્છે છે, પણ તેનો કેવો ઉપયોગ થાય છે તે જોવાની પરવા કરતા નથી; અત્યારે કોઈ બાબતમાં—વિક્ટોરિયન યુગની કહો કે આપણી જ સ્વાભાવિક કહો—કોઈ પ્રકારની નીતિમત્તા સ્થિર કે દૃઢ રહેલી ઝટ જોવા મળે એવું રહ્યું નથી. એટલે તો નાનીસરખી રાજકીય ખટાખટીમાં હાનિલાભનો કશો વિચાર પણ કર્યા વિના અનુભવી પીઢ ધનિકો બહોળે હાથે ગમે તેવાં તત્ત્વોને પૈસા પૂરા પાડે છે; ધનિક પુત્રો એ રાજકીય ચળવળના ધમસાણમાં પોતાની મોટરો લઈને ધસી જાય છે અને પછી એ જ ધમસાણ વચ્ચે લડતની સાથીદારણોના સુંવાળા સાથનો લાભ પણ જતો કરતા નથી. અત્યારે પોતાનાથી જુદો મત ધરાવે, તો તે જાણે ગુજરાતી પણ નથી, કે માણસ પણ નથી, એ રીતે વર્તવામાં આવે છે. —જાણે એ શાણું ઠાવકું, સમજણું ગુજરાત મટી બધું જ 'ગાંડી ગુજરાત' થઈ ગયું છે!

આ દશામાં લેખકે ચીતરેલો એ 'ગત'-યુગ કેવો સોહામણો લાગે છે! તેના પણ અમુક દોષો હતા; પણ તે અમુક ગુણોથી સમતુલિત થઈ જતા. જોકે, નવો યુગ પણ પોતાના ભીતરમાં શું લઈને આવે છે, અથવા કોઈ નવો રાષ્ટ્રપિતા તેની અણઘડ તાકાતનો કેવી રીતે ઘાટ ઉતારે છે, તે કહેવા હજુ રાહ જોવાની રહે છે.

**'વાચક'**

**અંતરનાં રૂપ**: લે૰ ભૂપત વડોદરિયા; પ્રકા૰ નવયુગ પુસ્તકભંડાર, રાજકોટ; પૃ૰ ૨૦૮; કિં. ૩-૫૦.

આ ટૂંકી વાર્તાઓનું અંતરનું રૂપ જોવા જઈએ, તો કામ, ક્રોધ અને વિનાશ છે. આજકાલ આ હીન વૃત્તિઓને

માનવનું સર્વસ્વ માનવાની કેટલાકને ધખણા થઈ હોય છે. પરિણામે માનવરૂપે જે રાક્ષસ પ્રગટ થાય છે, તે કંપાવી મૂકે તેવો હોય છે.

કામનું પણ એક મૃદુ-મધુર રૂપ હોય છે — જે ધર્માવિરુદ્ધ રહીને દૈવી વિભૂતિ – સંપત્તિરૂપ બની શકે છે. ઘણી માનવ કથાઓમાં તેણે પોતાનો રસભર્યો ભાવ ભર્યો હોય છે. પરંતુ આ નવો કામાવતાર તો ક્રોધની બીજી બાજુ રૂપ હોય છે. તેનો અંત તો સંમોહ – બુદ્ધિભ્રંશ અને વિનાશ જ હોય છે. અને તેય પાછો જીવનના અંતિમ સત્ય રૂપે રજૂ કરાતો! એટલે આ નવાં પાત્રો આપણને કંપાવી મૂકે છે. પસંદગીની કન્યાને પરણવા જતો વર, કન્યાની રૂપવતી સાહેલીને જોતાં જ તે ઘડીથી પોતાના લગ્નજીવનને ધૂળ મેળવવાનું શરૂ કરી દે છે. ભ્રષ્ટ પતિ કોઈ પણ સ્ત્રીને વફાદાર માનતો ન હોવાથી, પોતાની પત્નીની વફાદારીનાં પારખાં લેવા જતાં, તેના હૃદયને ભાગી નાખે છે. કુળવાન શ્રીમંત ઘરનો વર, કન્યાઓને જોવા જવામાં જ નવ કન્યાઓને શીલભ્રષ્ટ કર્યા બાદ નાપસંદ જાહેર કરે છે; તે નવ તો પહોંચતા બાપની દીકરીઓ હોવાથી બીજાની સાથે લગ્ન કરી ગોઠવાઈ જાય છે, પરંતુ દશમી કન્યાને આપઘાત જ કરવો પડે છે. પત્રમિત્ર થનારો પરિણીત પુરુષ, કુંવારી સ્ત્રી-મિત્રને કીમતી ઘડિયાળ ભેટ આપવા દોડી જાય છે, પણ ઘરની સ્ત્રી એક સાડી માગે છે, તે નથી આપતો. સ્વપ્નમાં કોઈ કન્યાને પેતાને આલિંગતી જોઈ, એક આધો કોલેજિયન તે કૉલેજકન્યા પોતાને ઇચ્છતી હશે તેથી જ પોતાને સ્વપ્ન આવ્યું હશે એમ માની, 'તાડન'નો અધિકારી થાય છે. પ્રિય પત્ની મરી જતાં ફરી લગ્ન કરવા ના પાડનારો વિધુર છેવટે નોકરડી સાથે નાસી જાય છે. પોતાની ઉદ્દંડ કામવાસનાથી પત્નીને ગાંડી કરનાર પતિ પસ્તાઈને શાંત થાય છે; પણ પછી તેની વાસના ફરી વકરતાં તે વેશ્યાગામી થાય છે: પોતાની વાડીમાંથી મોસંબી ચોરી જનારને મરણતોલ માર મારીને મારી નાખનાર પતિ જેલમાંથી છૂટીને આવે છે, ત્યારે પોતાનાથી બીતી પત્નીને પણ માર મારીને મારી નાખે છે. જુવાન કન્યાઓને ટ્યૂશન આપનારો માસ્તર આઠ દિવસમાં તો તેના પ્રેમમાં ગળાબૂડ ડૂબી જાય છે; અને પેલી જુવાન શિષ્યા પણ માસ્તરના.

સ્ત્રી પણ, પોતાનાં ઘણાં બાળકો જન્મીને મરી જાય છે, એટલે નવા જન્મેલા એક બાળકને પોતે જ ગળાટૂંપો દઈ મારી નાખે છે. સંગીતકલાની ઉપાસનામાં વધુ રત રહેનાર પતિને તેની પત્ની ક્ષયરોગી જાણ્યા બાદ તજી દે છે અને તે મરી જતાં ચાંલ્લો – ચૂડી પણ નથી કાઢતી. ઓરમાન માતા પોતાના સાવકા પુત્ર ઉપર વિશ્વાસ મૂકતી નથી અને પોતાના ખરા પુત્ર ઉપર વિશ્વાસ મૂકી બરબાદ થતાં, જીભ કરડીને મરી જાય છે; પણ ઓરમાન પુત્રનો સાચો ભાવ સ્વીકારી શકતી નથી. નવી વહુ જૂનીની પુત્રીને નથી સાચવતી, તેથી સાસુ નવી વહુને, જૂની વહુ ભૂત થયાની; બીક બતાવીને જ સખની રાખી શકે છે.

આમ આ વાર્તાઓ એક જાતની એકાંગી કામ-ફિલસૂફીના આવિષ્કાર રૂપ બની ગઈ છે. ફ્રૉઈડ વગેરેના સિદ્ધાંતો છેવટે સંસ્કૃતિના અંતિમ અમંગળ ભાવીરૂપ પરિણામે પહોંચે છે, તેમ આ વાર્તાઓનું પણ બન્યું છે. લેખક જાણી જોઈને એ જ પરિણામે પહોંચવા માગતા હોય એમ નથી લાગતું; પરંતુ આ વાર્તાઓ એથી વિશેષ દર્શન નથી રજૂ કરતી. નગરમાં ગટરો પણ હોય છે; પરંતુ ગટરો જ નગરનો આખો ભાગ નથી. તેમ જીવનમાં જુદી જુદી વૃત્તિઓમાં ઘમસાણ નથી હોતાં એમ નથી; પરંતુ એ ઘમસાણ કે એ જ વૃત્તિઓ એ કંઈ માનવ-સર્વસ્વ નથી. બીજો કાંઈ માંગળિક ભાવ પ્રગટ કરવાનો ન હોય, તો પછી નરી આસુરી વૃત્તિઓનું ઉદ્દંડ ઘમસાણ રજૂ કરવા જતાં બીજું શું પરિણામ આવે?

**'વાચક'**

**આંસુનાં તોરણ**: લે૦ પ્રાણ; પ્રકા૦ ચેતન પ્રકાશન ગૃહ (પ્રા૦) લિ૦, વડોદરા; કિં. ૪.૦૦; પૃ૦ ૨૧૯.

શરાબ અને સુંદરી, અને તે પણ આંસુ વિના—એ આ 'આંસુ' નામવાળી વાર્તાનો સંદેશો છે. જોકે 'સંદેશો' શબ્દ વાપરવાની જરૂર આ ચોપડી માટે હોય નહિ; તેને સંદેશ આપવા જેવું કાંઈ છે નહિ. પુરુષ જન્મ્યા એટલે સ્ત્રીઓ ઢગલાબંધ મળ્યા જ કરે. એ બધીને તેટલી જ ઝડપે સ્વીકાર્યા કરવી અને પરિણામની કશી ફિકર કરવી નહિ; કારણ કે, સ્ત્રી જ સામેથી પુરુષને પરિણામની ફિકર ન કરવા આગ્રહ કરતી હોય! આ જાતની સડેલી કલ્પનાઓ સાહિત્યસર્જન ગણાઈને પ્રસિદ્ધ કરવામાં આવે, ત્યારે ખરેખર વિચારમાં પડી જવાય છે.

ધન કમાવું એ એક ભારે આફતની વાત અનેકો માટે હતી અને છે. પરંતુ ધન તો માત્ર મોં ચીતરવાની આવડતને લીધે સહેજે મળી જાય છે — પરદેશમાં પણ મકાનો વગેરેની મિલકત સંપાડી શકાય તેટલું બધું ધન! પછી અનેક સુંદરીઓ મેળવવાની મુશ્કેલી રહી. તે તો આ લેખક ઝટ મેળવી આપે છે. અને તે બધી સામટી એક પુરુષને સાથે જ ચાહતી હોવા છતાં અંદરોઅંદર ખદાખદ કે ઈર્ષ્યા પણ નથી કરતી! લગ્નની તો બલા છે જ નહિ; સૂર્ય સામે જોઈને હાથ પકડી લીધો એટલે ચાલે. અથવા એટલા વિધિની પણ જરૂર નથી: કોઈ પણ જગાએ બે જણ ભેગાં થઈ ગયાં એટલે પ્રેમ તથા લગ્ન બધું સાથે જ પતી જાય! અને બીજે જ દિવસે કે બીજી જ ક્ષણે એ સ્ત્રી સાથેનો બધો સંબંધ ખંખેરી નાખો, તો પણ દુનિયામાં ક્યાંય કશું જરા પણ ઊંચું નીચું થાય નહિ!

આવાં શરાબ અને સુંદરીનાં નમાલાં તથા અર્થહીન દિવાસ્વપ્નો તો ઘણાય ચલાવતા જ રહે છે — છેવટે કોઈ રોગ-શોકમાં ન સપડાય ત્યાં સુધી. પરંતુ તે દિવાસ્વપ્નોને સાહિત્યમાં દાખલ કરી, પ્રકાશકે ધન્યતા અનુભવવી, એ જરા વિચાર કરતા કરી મૂકે તેવી ઘટના ખરી.

**'વાચક'**

**સોરઠની પદમણી :** લે૦ સ્વ૦ ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા; પ્રકા૦ શ્રી હરિહર પુસ્તકાલય, સુરત; પૃ૦ ૧૭૪; કિં૦ ૩.૦૦.

અગિયારમી સદીની શરૂઆતમાં સૌરાષ્ટ્રમાં બરડો અને વામનસ્થળી (વંથળી)નાં બે મોટાં રાજ્યો હતાં. તેમાંથી વામનસ્થળીના રા'દયાસની આસપાસ આ કથા ગૂંથેલી છે. ગુજરાતના દુર્લભરાજે રા'દયાસ ઉપર ચઢાઈ કરી અને રા'નું રાજ્ય ખેદાનમેદાન કરી નાખ્યું; માત્ર રા'ના બાળક કુંવર નવઘનને છૂપી રીતે દેવાયત પટેલને ત્યાં ઉછેરવા પહોંચાડી દેવામાં આવ્યો.

લેખક જણાવે છે કે, મુખ્યત્વે ચારણોની કથા ઉપરથી આ વાર્તા લખી છે; પરંતુ ગુજરાતના દુર્લભરાજને બદલે ચારણોની કથામાં દિલ્હીના તુંવરો (તોમારો)ની ચડાઈ વામનસ્થળી પર થાય છે. અર્થાત્ લેખકે એટલો ફેર કર્યો છે.

વાત રસિક છે; તથા શ્રી. રાયચુરાએ તેને સારી રીતે કહી પણ બતાવી છે. ચારણોની કથામાં સામાન્ય રીતે આવતો ભાવોદ્રેક તેમાં બરાબર આવે છે; તથા લેખકે એક ખાસો પ્રણય-ત્રિકોણ પણ વાતમાં ગોઠવાય તેટલો ગોઠવ્યો છે.

પરંતુ, છેવટે તાતી તલવાર જેવી આ ચારણ-કથાઓને અંતે વાચકને એવો પ્રશ્ન ઊભો થયા વિના રહેતો નથી કે, આ બધા ભાવોદ્રેકનો મૂળ વસ્તુગત આધાર ખરેખર પ્રશંસાપાત્ર હોય છે ખરો? ભાવોદ્રેકવાળી કથાઓમાં શરત એ છે કે, છેવટ સુધી તમને એમાં સળંગ 'વાહ! વાહ!' 'રંગ છે!' એવો ભાવ રહેવો જોઈએ. જ્યાં આગળ વાર્તાના કોઈ કૃત્યની બાબતમાં ઉચિત-અનુચિતનો પ્રશ્ન તમારા મનમાં ઊઠયો, કે પછી ખેલ ખતમ! પછી એ કથા તમારા હૃદયમાં કશો ભાવોદ્રેક નિપજાવી ન શકે. ભલે પછી ચારણની તમામ કળા તેમાં રેડવામાં આવી હોય.

રાજસ્થાન શું કે સૌરાષ્ટ્ર શું — એ બધી કથાઓમાં આ ભયસ્થાન હોય છે. એ કથાઓમાં આવતા બધા ટેક ભલે રાજવીના હોય, પણ છેવટે તે અમુક વ્યક્તિના જ છે; તેમાં રાજ્યને અર્થાત્ પ્રજાને કે તેના હિતાહિતને કશી લેવા દેવા નથી હોતી. આ કથામાં જ જુઓ — ચારણની દીકરી સોગઠાંબાજી (રણમેદાન ઉપરની છાવણીમાં!) રમતી વખતે સામા દુશ્મન રાજાનું માથું લાવી આપવાની હોડ સેનાપતિની દીકરી સાથે બકે છે: "મારો બાપ ખરો ચારણ હશે, તો છ મહિનામાં જ દુશ્મન રાજાનું માથું લાવી આપશે!"

બસ આટલા ઉપરથી ચારણભાઈ દુશ્મન રાજાને પોતાનું જંતર વગાડી ખુશ કરી, બક્ષિસમાં તેનું માથું જ માગે છે; અને પેલો પણ આપી દે છે! પરિણામે તેની અને તેના કુટુંબની બરબાદી થાય છે અને વર્ષો સુધી કિલ્લો તોડવા ન ફાવેલા દુશ્મનો જીતે છે.

દુશ્મન સૈન્યનો ચારણ પોતાના કિલ્લાની ચોકી વટાવી અંદર મહેલ સુધી આવે, તો તેને તરવારે દેવાનો હોય કે (રા'દયાસ કરે છે તેમ) પોતાને હાથે માંચો ઉતારી ઉપર મહેલમાં ખેંચી લેવાનો હોય? અને તેય માત્ર પેલાના જંતર-સંગીત ઉપર મુગ્ધ થઈ જવાને કારણે! આખું યુદ્ધ આવા વૈયક્તિક ટેક-વટ-વ્યસન ઉપર મંડાય છે અને વૈયક્તિક ટેક, વટ અને વ્યસનને કારણે ખતમ થાય છે. એમાં ક્યાંય રાજા તરીકે પ્રજાના હિત-અહિતનો ખ્યાલ જ નથી.

આપણો જૂનો આર્ય આદર્શ એનાથી સદંતર જુદો જ છે. એ આદર્શમાં તો રાજાને પ્રજા ખાતર પોતાનાં અંગત વટ કે સુખ જતા કરતો જણાવ્યો છે. એટલે રામાયણના એ આદર્શોનું ધાવણ ધાવેલા આપણને આ બધી રાજસ્થાન-સૌરાષ્ટ્રના રાજવીઓના વટ-ટેકની ચારણકથાઓ ડંખે છે — ખટકે છે. અને રસોત્પત્તિમાં એ વસ્તુ બાધક નીવડે છે.

**'વાચક'**

**નાટ્યવિહાર :** લે૦ વજુભાઈ ટાંક; પ્રકા૦ શ્રી હરિહર પુસ્તકાલય, સુરત; પૃ૦ ૨૧૨; કિં૦ ૩.૦૦.

કુલ ચાર નાટકોમાં છેલ્લું એક જ, કદાચ નાનામાં નાનું તે, મૌલિક છે. બાકીનાં ત્રણ ફ્રેંચ વગેરે પરદેશી નાટકોનાં ગુજરાતી નામો સાથે રૂપાંતર છે. એ ત્રણે નાટકો મૂળ નામો સાથે માત્ર અનુવાદરૂપે કદાચ વાંચવા લાયક સારી સામગ્રી થાત. પરંતુ રૂપાંતરો રૂપે તો આપણી પરિસ્થિતિમાં અજુગતાં તથા અપ્રતીતિકર લાગે છે. ભજવાય ત્યારે તો કદાચ એ બધી કૃત્રિમતા વિશેષ દેખાઈ આવે.

છેલ્લું નાટક જે મૌલિક છે, તે લાંબા તીણા સંવાદોને લીધે વાંચવા લાયક બની જઈ, ભજવવા લાયક નથી રહ્યું. ઉભયાન્વયી અવ્યયને વસ્તુની ઇમારતના પાયાના પથ્થર તરીકે લીધું છે, પણ તેનું ખાસ કાંઈ નીપજતું નથી.

**'વાચક'**

**રંગમાધુરી :** લે૦ ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા; પ્રકા૦ શ્રી હરિહર પુસ્તકાલય, સુરત; પૃ૦ ૨૧૦; કિં૦ ૩.૦૦.

આ નાટકોમાં પણ 'સ્ટેશન માસ્તર' નામનું જે નાટક અંગ્રેજીનું રૂપાંતર છે, તે આપણી પરિસ્થિતિમાં બંધબેસતું થતું નથી. એ જોઈને એમ લાગે છે કે, નાટક એ જીવનનું

જ તાદૃશ નિરૂપણ હોઈ, તેનું રૂપાંતર બીજા પ્રકારની જીવન-ભૂમિ ઉપર થઈ ન શકે. આવાં નાટકો તો વાંચવા માટે ભલે ગુજરાતીમાં ઉતારાય; પણ માત્ર પાત્રોના નામબદલો કે સ્થળમાં દીવાદાંડીને બદલે સ્ટેશન કરવાથી નાટકની તાદૃશતા સધાતી કે જળવાતી નથી.

બાકીનાં નાટકો સુરત–મુંબઈની સુરતી પ્રજાના અમુક થરનાં વ્યંજક છે. તે બધાં લેખકની હળવી, મનોરમ શૈલીમાં રજૂ થયાં છે. અને પ્રકાશકે તેમને યથોચિત રૂપરંગમાં રજૂ પણ કર્યાં છે.

આ બધાં એકાંકી છેવટે પ્રેક્ષક તેમ જ નાટ્યમંડળીને પણ મહેનત, ખર્ચ અને સમયની રીતે સંતોષપ્રદ થતાં હશે? જૂના વખતમાં કાવ્ય એટલે 'મહા કાવ્ય' એવો જ અર્થ થતો. તેમાં એક મોટો વસ્તુ–પટ જીવનનાં વિવિધ અંગો સાથે રજૂ થતો. તે વાંચનાર સાંભળનારને મહિનો–બે મહિના ભારે આનંદ કે શિક્ષણમાં ગાળ્યાનો સંતોષ થતો. પ્રાચીન ગ્રીક, સંસ્કૃત તથા અર્વાચીન નાટકો પણ ચાર–પાંચ કલાક સુધી એક આખો કથા–પટ રજૂ કરતાં અને પ્રેક્ષકને એક આખો અવતાર તે ભૂમિકામાં ગાળી આવ્યાનો અનુભવ કરાવતાં.

તે દૃષ્ટિએ અત્યારનાં આ બધાં એકાંકી જીવનની એક નાનીશી બાજુ રજૂ કરીને પડદો પાડી દે છે. શ્રોતાઓ પણ મેળાવડામાં ભાષણો વગેરે પાછળ વખત ગાળી, બાકીના વખતમાં નાટકનો થોડો ચટકો કરી લે છે. પરંતુ આ બધું મન–મનામણું જ છે. જીવનમાં નાટક, કાવ્ય વગેરે માટે ફુરસદ ન હોય, તો પછી એ ચટકો રાખ્યાનો શો લાભ? આ બધાં એકાંકી વસ્તુતાએ ટૂંકી વાર્તા જેવાં હોય છે. તેમને રજૂ કરવાની ખટપટ ભારે, પણ માલ ઓછો. તેનાથી ભોજન વખતે ચટણીના ચટકા જેવું લાગે; પણ મહાભોજનનો વિશિષ્ટ તૃપ્તિ – ઓડકાર ન જ આવે.

'વાચક'

**રૂપાનું ઘર:** લે૦, પ્રકા૦ શાન્તિકુમાર કામદાર, મલબાર હીલ, મુંબઈ–૬; પૃ૦ ૯૯; કિં. ૨.૦૦.

'ત્રિઅંકી સંવાદ-પ્રધાન' નાટક તરીકે વર્ણવવામાં આવેલ આ નાટકમાં વસ્તુનું માળખું લગભગ નહિ જેવું છે. રૂપા નામની લખપતિની છોકરી, મનોરમા નામની પોતાની બહેનપણીએ પસંદ કરેલ શામુ નામના ચિત્રકારના પરિચયમાં આવતાં જ તેના પ્રેમમાં પડી જાય છે. પરંતુ તેનાં માબાપ તેને માટે રમેશ નામે એક કરોડપતિ પસંદ કરે છે, તેની સાથે તે વગર પંચાતે પરણી જાય છે. ત્યાર પછી શામુનું નાટક શરૂ થાય છે. આત્માના સંબંધને દાવે, પરણેલી રૂપાને ઘેર તેની સાથે રહેવા શામુ માગણી કરે છે! રૂપા તે નકારે છે એટલે તે પોતાનું બધું વેચીસાટી, મોજમજાના ધમસાણમાં રૂપાને ભૂલવા કલકત્તા ચાલ્યો જાય છે. ત્યાં માનસિંહ નામના સ્ત્રી-દલાલને ત્યાં સુભદ્રા નામની કુંવારી ગાનારીના સંપર્કમાં તે આવે છે. પછી તેની 'નથ ઉતારવાની' પહેલ કરવાની હરાજીમાં દશ હજાર રૂપિયા આપી, તે સુભદ્રાને છાનોમાનો મુંબઈ ઉપાડી લાવે છે. ત્યાં તેને તે પોતાના અતુલ નામના મિત્ર સાથે પરણાવવાનું નક્કી કરે છે. પણ એટલામાં માનસિંહ શામુને શોધતો મુંબઈ આવે છે; અને શામુ સુભદ્રાને પાછી સોંપવાની ના પાડે છે, ત્યારે તેને છરાથી ઘા કરી મારી નાખે છે.

આ નાટકમાં વસ્તુને નહિ પણ સંવાદોને તેના ખાસ સફળ અંગ તરીકે ઓળખાવવામાં આવ્ય છે. પણ તે સંવાદોમાં પણ કશી જવાબદારી કે કશી સમજદારી હોય એમ કહી શકાતું નથી. લેખક, 'રંગમંચની સન્નિવેશ રચનાના જાણકાર અને કાર્યકર' હોવાના અધિકારે જાણે નાટ્યકાર થઈ ગયા છે. તેમના પ્રશંસકોએ જાહેરખબરો અને શુભેચ્છાનાં પાનાં ભરી આપી તેમને સારો ટેકો કર્યો લાગે છે; અને વેશભૂષા, પડદા, પ્રકાશ વગેરેના ઠાઠ સાથે આ નાટક ભજવાતું હશે ત્યારે બીજો એટલો જ ઠાઠ કરી સામે જોવા બેસનાર પ્રેક્ષકો પણ રાજી થતા હશે. પણ એ દુનિયાના ગમા–અણગમા આપણને સમજાય તેવા નથી.

'વાચક'

**વાયદાનો વેપાર:** લે૦ બાપાલાલ દોશી; પ્રકા૦ પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ, મુંબઈ; પૃ૦ ૩૬; કિં૦ ૦.૪૦.

શ્રી. વાડીલાલ ડગલીએ લોકશાહીમાં નાગરિકોને સામાન્ય જ્ઞાન આપવાના હેતુથી વિવિધ વિષયો ઉપર એક પુસ્તકમાળા શરૂ કરી છે તેનું આ દશમું પુસ્તક છે. તેમાં વાયદાના બજારના અનુભવી શ્રી. બાપાલાલ દોશીએ વાયદાના વેપારનો સામાન્ય વાચકને સરળ ખ્યાલ આપવાનો પ્રયત્ન કર્યો છે. તેમણે વાલજી શેઠ વગેરેની વાતો ગૂંથીને રજૂઆતને રસિક બનાવી છે. છતાં કેટલોક ભાગ વાયદા બજારથી અપરિચિત સામાન્ય વાચકને ન સમજાય તેવો છે. દા. ત. પા. ૬ ઉપર લખ્યું છે — 'હાજરની એકસોને બદલે એક હજાર ગાંસડી તમે ખરીદી શકો છો અને તે સામે એક હજાર ગાંસડીનો કબાલો વેચી ભાવની વધઘટના ઓછા જોખમે લાંબો વેપાર કરી શકો છો.' આ શી રીતે બને છે તે સામાન્ય રીતે સમજાય તેવું નથી. તેવી જ રીતે પા. ૩૨ ઉપરની 'હેજ કબાલો'ની સમજૂતી પણ સ્પષ્ટ નથી. આ બાબતો તે ધંધાથી અપરિચિત વાચકને વધુ ખ્યાલ આવે એવી રીતે વિશેષ સરળ રીતે સમજાવવી જોઈએ. તેનો ઉપાય એ છે કે આવી પુસ્તિકાઓ છપાતાં પહેલાં સામાન્ય વાચકો પાસે વંચાવી જોવી.

એકંદરે પ્રયત્ન સારો છે અને ઘણે અંશે સફળ છે.

વિ૦

**લગ્ન : છૂટાછેડા : વારસો :** લે૦ ગટુભાઈ ધ્રુ; પ્રકા૦ પરિચય પુસ્તિકા પ્રવૃત્તિ, મુંબઈ; કિં૦ ૦.૪૦; પૃ૦ ૩૬.

પરિચય પુસ્તિકા માળાની આ બીજી પુસ્તિકા છે. તે શ્રી. ગટુભાઈ ધ્રુ જેવા જૂના સમાજસેવકને હાથે લખાયેલી છે. લેખક પોતે પીઢ સમાજસેવક છે, ઉપરાંત સરળ ભાષામાં લખી પણ જાણે છે. એટલે આમાં લગ્ન, છૂટાછેડા, વારસા જેવા સૌ કોઈને લગતા ૧૯૫૬ના છેલ્લા કાયદાની ઉપયોગી માહિતી તે ટૂંકામાં રજૂ કરી શક્યા છે. તે દરેક વાચકને કામમાં લાગે તેવી છે. આ પુસ્તિકા ફરી છપાવવાની થાય ત્યારે નીચેની બાબતો લક્ષમાં લેવા જેવી છે :

(૧) પા. ૮ ગોત્ર એટલે શું તે સમજાવવું જોઈએ.
(૨) પા. ૯ નજીકના સગપણની અને બાળલગ્નની (પા. ૧૫) ચર્ચા કરી છે તે આવી બાળપોથી જેવી પુસ્તિકામાં વધારાપડતી લાગે છે.
(૩) પા. ૧૦ અઢાર વરસ નીચેની કન્યાના લગ્ન માટે માતા-પિતાની પરવાનગી જોઈએ, તો વરને ૨૧ વરસ ન થયાં હોય તો તેને માટે વાલીની પરવાનગીની જરૂર ખરી કે નહિ ?
(૪) પા. ૩૨ કુંવારી દીકરીને બાપના ઘરમાં રહેવાનો અધિકાર ૧૯૫૬ પહેલાં નહોતો ?

આ સૂચનાઓ પુસ્તિકાની વધુ સરળતા સધાય તે માટે રજૂ કરી છે. બાકી એકંદરે પુસ્તિકાનું લખાણ ઉપયોગી અને સામાન્ય વાચકને પણ સમજાય તેવું છે. ગ્રામોપયોગી એવા બીજા કાયદાઓને પણ સરળ રીતે રજૂ કરવાની જરૂર છે. દા. ત. સહકારી કાયદો, ગ્રામપંચાયત, જમીનમહેસૂલ.

વિ૦

**શિક્ષણની આલોચના :** લે૦ ડૉ. ધનવંત એમ. દેસાઈ, અને પ્રો. અરવિંદ જે. ત્રિવેદી; પ્રકા૦ એ. આર. શેઠની કંપની, મુંબઈ; પૃ૦ ૧૩૦; કિં૦ રૂ. ૨.૦૦.

આ પુસ્તક નવા અભ્યાસક્રમ મુજબના એસ. ટી. સી. પરીક્ષાના પહેલા પ્રશ્નપત્રના અભ્યાસક્રમને અનુલક્ષીને લખાયેલું છે. તેમાં શિક્ષણનાં મૂળતત્ત્વો અને શૈક્ષણિક મનોવિજ્ઞાનની ચર્ચા કરવામાં આવેલી છે.

પુસ્તક શિક્ષકોને માટે લખાયેલું છે; પરંતુ આ શિક્ષકો મનોવિજ્ઞાનના વિષયમાં તો નવા નિશાળિયા જેવા જ ગણાય. એટલે નાનાંમોટાં પ્રાણીઓમાં સહજવૃત્તિ, સંવેગ ઇ૦નું કયા પ્રકારે દર્શન થાય છે તે પ્રથમ આપી, ત્યાર બાદ તેની વ્યાખ્યા તરફ જવાનો આગ્રહ રાખવો જરૂરી ગણાય. જો પુસ્તકમાં ભારોભાર 'મૂર્તમાંથી અમૂર્ત' તરફ જવાનું પ્રતિપાદન કરવામાં આવ્યું હોય, તો પુસ્તકમાં આવેલા વિષયની રજૂઆતનો પણ તે ક્રમ હોવો ઘટે.

'સહજવૃત્તિ' (instincts) સિવાયનાં પ્રકરણો સારી રીતે લખાયેલાં છે. સહજવૃત્તિ અંગેની સમજૂતી વધારે સારી રીતે આપવી જોઈએ. આ વૃત્તિનો અભ્યાસ કરવા કેટલાક વૈજ્ઞાનિકોએ નાનાંમોટાં જીવજંતુઓ ઉપર કરેલા પ્રયોગો ટાંકી શકાય. નીચલી કક્ષાનાં જીવજંતુઓમાં સહજવૃત્તિને કારણે ચોક્કસ પ્રકારનું દેખાતું વર્તન (specific response) ઉપલી કક્ષાના જીવોમાં બદલાતું જાય છે; મનુષ્યમાં તો એ વિશેષ પ્રકારે છે, અને એક જ સહજવૃત્તિને અનુલક્ષી એક ચોક્કસ ઉત્તેજના (stimulus) થી જુદાં જુદાં મનુષ્યોમાં કેટલી બધી અનેક પ્રકારની ઉત્તરદાયક ક્રિયાઓ (response) ઉત્પન્ન થાય છે, તે હકીકત જણાવવી જરૂરી ગણાય. ત્યાર બાદ સંઘમાં રહેનાર પ્રાણીઓમાં આવાં વર્તન 'response' પૈકી ક્યાં ક્યાં સામાજિક હિતને આગળ વધારનારાં અને તે કારણે ઊર્ધ્વીકૃત (sublimated) ગણાય, અને ક્યાં ક્યાં ઊર્ધ્વીકૃત ન ગણાય, તેની ચર્ચા આવવી જોઈએ.

પા. ૪૪ ઉપર જાતીય વૃત્તિના ઊર્ધ્વીકરણ અંગે કવિતા, નૃત્યકલા, ચિત્રકલા, સંગીતકલા ઇ૦ પ્રત્યે પ્રેમ જાગ્રત કરવાનું સૂચવાયું છે. પણ તે જાતીય વૃત્તિનું જ ઊર્ધ્વીકરણ છે કે કેમ, તે સમજાવનારું લખાણ જણાતું નથી.

'સહજવૃત્તિ'નો પ્રશ્ન અટપટો છે, અને તેની સરળ સમજૂતી કેમ આપી શકાય, તે સૂચવવા પૂરતું આટલું લંબાણ કર્યું છે.

અં૦ ગાં૦

**શિક્ષણપાઠોની રૂપરેખા :** સંપા૦ ડૉ. ધનવંત એમ. દેસાઈ; પ્રકા૦ એ. આર. શેઠની કંપની, મુંબઈ; પૃ૦ ૨૨૫; કિં૦ ૩.૫૦.

એસ. ટી. સી., ટી. ડી., અને બી. ઇડી.ના વિદ્યાર્થીઓને અનુલક્ષીને આ પુસ્તક લખાયું છે. ભૂગોળ, સામાન્ય વિજ્ઞાન સંસ્કૃત, હિન્દી અને અંગ્રેજીના શિક્ષણપાઠોના નમૂના પુસ્તકમાં આપેલા છે. પ્રત્યેક વિષયને અનુસરી, તેના શિક્ષણપાઠો શરૂ કરતાં પહેલાં, તે તે વિષયના પાઠો અંગે સામાન્ય ચર્ચા કરવામાં આવેલી છે.

પ્રથમ ભાગ અને આ બીજો ભાગ મળીને, માધ્યમિક શાળામાં શીખવાતા લગભગ તમામ વિષયને આવરી લે છે.

શિક્ષણપાઠોનું નિરીક્ષણ, તેમનું મૂલ્યાંકન તથા તે અંગે સર્જનાત્મક વ્યવહારુ નોંધ કયા પ્રકારની થવી જોઈએ, તેનાં સૂચનો તેમ જ નમૂના પણ પુસ્તકમાં આપેલાં છે.

માધ્યમિક શાળાના શિક્ષકગણ માટે આ પુસ્તક ઉપયોગી નીવડે તેવું છે. શિક્ષક એસ. ટી. સી. કે બી. ઇડી. ઇ૦ પરીક્ષા આપે કે નહિ, તોપણ તેણે આ પુસ્તકના પાઠો જોઈ જવા જોઈએ.

અં૦ ગાં૦

# बुज़ुर्गीका बोझ

**जो जाके न आए वह बुढ़ापा देखा ।**
**जो जाके न आए वह जवानी देखी ।**

बचपनमें जब यह शेर पहली बार सुना था, तो हँसकर कहा था : भला इसमें अफ़सोसकी क्या बात है कि बुढ़ापा एक बार आनेके बाद फिर कभी नहीं जाता । बुढ़ापा तो बुज़ुर्गीकी निशानी है और बुज़ुर्गीके फ़ायदे हर शख़्स जानता है । यही तो वह उमरका हिस्सा होता है, जब इन्सानकी कुछ क़द्र होती है, यानी जब डाँटने और सख़्त-सुस्त कहनेवाला कोई नहीं होता और जब कोई ऐसी बात भी की जाए जिसका कुछ मतलब न हो तो सुननेवाले समझ लेते हैं कि बात तो पतेकी होगी, हमारी ही समझमें नहीं आई ।

घरमें जब बुज़ुर्गोंको देखते थे, तो उनकी बुज़ुर्गी पर [१]रश्क आता था । सिवाय खाँसने और घूरनेके इन्हें कोई काम नहीं और रोब इतना कि हर शख़्स उनके सामने चुप रहनेमें ही ख़ैरियत समझता था । यूँही आपने कोई बात की और बुज़ुर्गने खाँसकर डाँटा — 'चुप रहो ! छोटे मुँह बड़ी बात, मौक़ा-महल देखकर बात किया करो । . . .' उस वक़्त यही महसूस होता था कि जब तक बुज़ुर्ग सलामत हैं, बात करनेका अभी मौक़ा-महल [२]मयस्सर नहीं होगा । यक़ीन जानिए उस वक़्त चोरी-छिपे दुआ किया करते थे कि वह कौनसा मुबारिक दिन होगा, जब हमारा शुमार बुज़ुर्गोंमें होगा । जब हम भले चंगे नौजवानोंको डाँटकर कहा करेंगे — " [३]अज़ीज़ो, हमने बाल धूपमें सफ़ेद नहीं किए, तजुर्बा बड़ी चीज़ है, बुज़ुर्गोंका मुँह चिड़ाओगे तो हमेशा मुँहकी खाओगे ।"

फिर एक दिन ऐसा आया कि हमारे बाल भी सफ़ेद हो गए और हमें भी लोग बुज़ुर्ग समझने लगे । पांच साल बुज़ुर्ग रहनेके बाद मालूम हुआ कि बुज़ुर्गीसे बड़ी मुसीबत इस दुनियामें हो ही नहीं सकती । बुज़ुर्ग होनेका सबसे बड़ा नुक़सान यह नहीं कि आदमी चने नहीं चबा सकता, गंडेरियाँ नहीं चूस सकता या बारीक [४]हरूफ़में लिखी हुई किताब नहीं पढ़ सकता, बल्कि वह किसी मनोरंजन यानी तफ़रीहमें शरीक नहीं हो सकता – चूंकि वह बुज़ुर्ग है । इसलिए उसे चाहिये कि वह साधुओं या योगियोंकी तरह दुनियासे अलग थलग एक ख़ास जगह जैसे ड्यौढी, या घरके सबसे छोटे कमरेमें क़ैदियोंकीसी ज़िंदगी बसर करे । जवानीमें चाहे उसे किसी क़िस्मका शौक़ रहा हो, बुज़ुर्गीमें उस शौककी तरफ़ आँख उठाकर न देखे; नहीं तो लोग यही कहेंगे कि सठिया गया है, दिमाग़में ख़राबी है, सींग कटाकर बछड़ोंमें शामिल होना चाहता है ।

अब हमारी तरफ़ ही देखिए कि जवानीमें गाना सुनने या नाच देखनेका इतना शौक़ था कि ज्यों ही पता चलता कि फलाँ जगह कोई गाने-नाचनेका प्रोग्राम है, सब काम छोड़कर वहाँ पहुँच जाते थे । आर्टके [५]मुताल्लिक़ हमारा वही [६]नज़रिया था जिसे भर्तृहरिने इन लफ़्ज़ोंमें बयान किया है कि जो शख़्स संगीत और कलामें दिलचस्पी नहीं लेता, वह साक्षात पशु है — सिर्फ़ उसके दुम और

१. ईर्षा २. प्राप्त ३. प्यारों ४. अक्षरोंमें ५. बाबत ६. दृष्टिकोण ।

सींग नहीं हैं। अब यह हाल है कि किसी ऐसी मजलिसमें जानेकी हिम्मत नहीं पड़ती। अभी पिछले महिने बम्बईकी मशहूर गाने और नाचनेवाली —— भला-सा नाम था उसका —— हमारे शहरमें आई थी। नौजवानोंकी ख़ुशीका यह हाल था जैसे उन्हें वह सब कुछ मिल गया हो जिसकी वह तमन्ना किया करते थे और अपनी यह हालत कि शायरके इस शेरको बार-बार पढ़ते थे :

ग़ज़ल उसने छेड़ी, मुझे [7]साज़ देना।
ज़रा उम्रे [8]रफ़्ताको आवाज़ देना।

शेर पढ़ते थे, और दाँत पीस कर रह जाते थे। इतना उम्दा गाना, ऐसा बढ़िया नाच और हम वहाँ इसलिए नहीं जा सकते कि हम बुज़ुर्ग हैं, कोई देख लेगा तो क्या कहेगा? ख़ैर बाक़ी लोग तो बादमें कुछ कहेंगे, पहले भागवान ही क्या कहेगी और समझेगी। यही ना कि दिमाग़ ख़राब हो गया है तुम्हारा, अब तो पिछला पहर है, अब तो कोई अक्लकी बात कर लिया करो। ऊँह नाच देखेंगे! मुँहमें दाँत न पेटमें आँत। क़बरमें पाँव लटकाए बैठे हैं और चोचलोंसे जी अब तक नहीं भरा। कोई ज्ञान – ध्यानकी बात करो। लोक तो बिगड़ा है, परलोक ही सँवार लो। छः दिनोंसे मन्दिरमें कथा हो रही है, वहाँ तो गए नहीं और नाच देखने जाएँगे।

लीजिए बुज़ुर्गोंका यही काम है कि घरमें बैठकर माला जपा करें या ज़्यादासे ज़्यादा मन्दिर तक हो आएँ। मनोरंजनके दरवाज़े उन पर बन्द कर दिए गए हैं, इसलिए भूल कर भी मनोरंजनका ख़याल दिलमें न लाएँ। नतीजा यह कि दिल ही दिलमें तिलमिला रहे हैं और सोच रहे हैं कि कहींसे जादूकी टोपी मिल जाए, जिसे पहनकर ख़ुद नज़र न आएँ लेकिन दूसरोंको देख सकें, तो वही पहन कर गाना सुनें और नाच देख आएँ। अफ़सोस! इस ज़मानेमें जादूकी टोपी कहाँ?

जो लोग हमें जानते हैं इस बातके गवाह हैं कि वसन्तके मौसममें हमें पतंग उड़ानेका कितना शौक़ था, वसंतके त्योहारसे कई दिन पहले हम किस तरह पतंगबाज़ीकी मश्क़ किया करते थे। सिर्फ़ एक बात ख़याल [9]जनूंकी तरह दिलोदिमाग़ पर सवार रहती थी कि हर पतंगबाज़को एक ऐसी [10]शिस्त दें कि उमर भर याद रखें कि किसी उस्तादसे पाला पड़ा था। अब वसन्त आती और गुज़र जाती है, पतंग उड़ानेको जी तरसता है लेकिन पतंग उड़ाएँ तो किस तरह? एक बार किसी अज़ीज़को इस फ़नके दाँओपेच सिखानेके लिए यूँही पतंगको हाथ लगा बैठे थे, उसी वक़्त गलीमेंसे गुज़रने वाले आवाज़ें कसने लगे — अरे इन बुज़ुर्गकी तरफ़ देखो, इस उमरमें पतंग उड़ा रहे हैं। अब भला कोई उनसे पूछे कि पतंग उड़ानेका उमरसे क्या ताल्लुक़ है और पतंगको कोई एतराज़ नहीं, क्योंकि वह तो तजुर्बेकार हाथोंमें है, तो उन्हें ख़ाहमख़ाह क्यों [11]क़लक़ हो रहा है?

होलीके दिनोंमें क्या – क्या धूमें मचाते थे, वह अब महज़ ख़्वाब – सा मालूम होता है – फ़िज़ामें अबीर और गुलाल उड़ रहा है, कपड़े हैं कि रंग – बिरंगे हो रहे हैं। रंगसे भरी पिचकारियाँ, एक – दूसरेका [12]ताक़ुब,

७. बाजा ८. बीती हुई ९. बावलापन १०. निशाना लगाना ११. रंज १२. पीछा करना

हँसी – मज़ाक़, क़हक़हे – रंग डाल रहे हैं, डलवा रहे हैं; बग़लगीर हो होकर मुहब्बतका इज़हार कर रहे हैं। रंगीन मौसम, रंगीन फ़िज़ाएँ! लेकिन ये सब बातें जवानीके साथ ही रुखसत हो गईं। अब क्या मजाल जो होलीके दिनोंमें घरसे बाहर क़दम भी रखें। मिट्टीका बुत बने हुए नौजवानोंको रँगरलियाँ मनाते देख रहे हैं। कई बार जी चाहा कि उठकर इनमें शामिल हो जाएँ, ज़ोरसे नारा लगाएँ – आज रंग है, देखना कोई बच कर जाने न पाए। लेकिन फिर ख़्याल आता है, बुज़ुर्गोंको यह बात शोभा नहीं देती। इसलिए अरमानोंका गला घोंट दो और, हज़ार जी चाहे, होलीकी रंगीनियोंसे [१३]लुत्फ़ – अन्दोज़ न हो आरामसे बैठे रहो, वरना देखने वाले पंजे झाड़ कर पीछे पड जाएँगे।

सितम यह कि कोई यह नहीं सोचता कि बुज़ुर्ग भी आखिर इन्सान होते हैं, बेकार बैठे – बैठे वह भी तंग आ जाते हैं, उन्हें भी तफ़रीहकी उतनी ही ज़रूरत होती है जितनी किसी औरको – इसलिए उन्हें कभी मुआफ़ कर देना चाहिए। दो साल हुए एक ख़ुशीके मौक़े पर घरवालोंने प्रोगाम बनाया कि दरिया पर पिकनिक पार्टी मनाई जाए। परमात्मा जानता है कि जवानीमें कितनी ही ऐसी पार्टियाँ मनाइँ, जहाँ खूब खुल कर हँसे, क़व्वालियाँ गाइँ, डांस नाचे, लेकिन अबकी बार न जाने क्या ख़्याल आया कि इस पार्टीमें जानेसे इन्कार कर दिया।

दर असल बात यह थी कि बुज़ुर्गी इस पार्टीमें शामिल होनेकी इजाज़त न देती थी। रह – रह कर ख़्याल आता था कि यह नौजवान लड़के और लड़कियाँ हमारी मौजूदगीमें कुछ लुत्फ़ न उठा सकेंगे, चाहे हमारे मुँह पर नहीं कहेंगे लेकिन दिल ही दिलमें ज़रूर कुढ़ते रहेंगे कि यह बुड्ढा कहाँसे टपक पड़ा – अब न कोई खुल कर हँसी मज़ाककी बात हो सकती है न ग़ज़ल गाई जा सकती है और न गीत, यानी सारी पिकनिकका मज़ा ही किरकिरा हो गया। बस यह समझते हुए कि हमारी [१४]शरकत सबकी आँखोंमें खटकती रहेगी हम घर पर रहे। नौजवानोंने दिल ही दिलमें परमात्माका शुक्रिया किया कि हम उनके कहनेमें आकर उनके साथ नहीं चल पड़े। बुज़ुर्गीका तक़ाज़ा यही था कि जिन लोगोंके खेलने – कूदनेके दिन हैं, उन्हें खेलने – कूदने दिया जाए, वरना वह यही ताना देंगे कि ज्यों – ज्यों उमर बढ़ रही है [१५]हिर्स जवान होती जा रही है।

यही हाल बाक़ी तफ़रीहोंका है। ताश और शतरंजसे उमर भर वास्ता रहा। क्या मजाल है शतरंजकी बाज़ी हो रही हो और हम सब कुछ भूल कर उसमें [१६]महव न हो जाएँ, लेकिन अब गली मुहल्लेसे गुज़रते हुए जब किसीको ताश या शतरंज खेलते देखते हैं तो आँख बचाकर निकल जाते हैं – इस ख़यालसे कि कहीं इन खेलोंसे जो मुहब्बत रही है वह जोशमें आ गई तो हम यहाँसे जानेके नहीं और लोग जब हमें यहाँ बैठे हुए देखेंगे तो [१७]सरगोशियाँ शुरू हो जाएँगी कि बासी कढ़ीमें उबाल आया है या शायद 'बूढ़ी घोड़ी और लाल लगाम' वाली फबती कस दी जायेगी।

---

१३. मज़ा उठाना १४. शामिल होना १५. इच्छा १६. तन्मय १७. कानाफूसी।

और तो और कई बार नहाते वक़्त ग़ुसलख़ानेमें जी चाहता है कि कोई फड़कती हुई ठुमरी या चलता हुआ दादरा गाएँ, और नहीं तो किसी भूले – बिसरे फ़िल्मी गीतकी ही याद ताज़ा करें। लेकिन यह सोचते हुए कि किसीने सुन लिया तो दाँतोंमें उँगलियाँ दबा लेगा, चुप रहते हैं। इस उमरमें भी हज़ारों रूमानी अशार याद हैं, जिन्हें गुनगुनानेको [१८]बेसाख़्ता जी चाहता है, लेकिन यह डर हमेशा हव्वा बनकर डराता है कि लोग कहेंगे कि यह बुज़ुर्ग आख़िरी उमरमें रोमांटिक होते जा रहे हैं। ऐसे-ऐसे शेर पढ़ते हैं कि नौजवान सुने तो पकड़ लें।

चंद दिन हुए एक मजलिसमें दाग़ दहलवीका यह रंगीन शेर पढ़नेको जी चाहा। लेकिन फिर कुछ सोचकर चुप रह गए। वह शेर था :

**दर्दसे वाक़िफ़ न थे, ग़मसे [१९]शनासाई न थी**
**वो भी क्या दिन थे, तबीयत जब कहीं आई न थी।**

आप ही कहेंगे कि अगर हम यह शेर पढ़ देते तो लोग किस तरह इस शेरको ले उड़ते. . . . वाह साहब, वाह! बाल सफ़ेद हो गए लेकिन तबीयत तरहदार पाई है। ‧ . . . रस्सी जल गई लेकिन बल नहीं गया! ‧ . . . नौजवानोंको भी मात कर दिया! ‧ . . . वाह साहब, बुढ़ापेमें बहुत दूरकी सूझी! ‧ . . . क्या बात है? तबीयत जब कहीं आई न थी! . . . . वग़ैरह-वग़ैरह।

एक शाम तो अजीब वाक़या हुआ, शहरके बेहतरीन सिनेमा-हालमें शेक्सपीयरके मशहूर ड्रामे, ‘रोमियो और जूलियट’की फ़िल्म दिखाई जा रही थी। लाख कोशिश करनेके बावजूद हमसे सब्र न हो सका। चुनाचे नौजवानोंकी आँख बचाते हुए सिनेमा हालमें दाख़िल हो गए। अभी फ़िल्मके शुरू होनेमें कुछ देर थी, अब देखते क्या हैं कि हर नौजवान हमारी तरफ़ घूर-घूर कर देख रहा है, जैसे हमसे कोई नाक़ाबिले मुआफ़ी जुर्म या पाप हो गया हो। पीछेसे आवाज़ आई ‘बाल सफ़ेद हो गए लेकिन दमख़म अभी बाक़ी हैं।’ . . . . हमने यह सुना और जल-भुन कर रह गए, इतनेमें किसी औरने कहा — ‘अजी अभी उमर ही क्या है, अभी तो दूधके दाँत भी नहीं टूटे।’ . . . - दाँतोका ज़िक्र सुनते ही हमें अपने तमाम [२०]मसनूई दाँत याद आ गए। परमात्मा जाने अभी और क्या कुछ सुनते कि फ़िल्म शुरू हो गई।

इंटरवलमें जब रोशनी हुई तो तीन-चार नौजवान, जिन्हें हम जानते थे, हमारे आसपास बैठे हुए पाए गए। वे हैरान होकर पूछने लगे, “आप कैसे यहाँ?” हमने शर्मिन्दा-सा हो कर जवाब दिया, “यूँ ही बैठे-बैठे तबीयत घबरा गई थी, यहाँ चला आया।” वे हमें बनाने लगे, “कहिए जुलियट पसन्द आई? . . . . ज़रूर पसन्द आई होगी। दर-असल ऐसी फ़िल्में आप जैसे बुज़ुर्गोंके लिए बनाई जाती हैं, हम छोकरे तो यूँ ही आ धमकते हैं।” वह दिन और आजका दिन हम कभी फ़िल्म देखने नहीं गए!

तो साहब अब पता चलता है कि बुज़ुर्गी किस भाव पड़ती है। हमारे ख़यालमें तो [२१]क़ैद-महज़ बुज़ुर्गीका दूसरा नाम है।

१८. अपने आप १९. जानकारी २०. बनावटी २१. सादी क़ैद।

चूँकि आप बुज़ुर्ग हैं, इसलिए आप रेसकोर्समें नहीं जा सकते। कितना ही जी चाहे, किसी ऐसी महफ़िलमें शरकत नहीं कर सकते जहाँ हँसी मज़ाक़की बातें हो रही हों। बुज़ुर्गीका [२२]एहसास साएकी तरह आपके साथ लगा रहता है। चाट आप नहीं खा सकते, क्योंकि बुज़ुर्ग हैं; शेर आप नहीं गुनगुना सकते, क्योंकि आपके बाल सफ़ेद हो गए हैं; सरकस या थियेटर देखने आप इसलिए नहीं जा सकते कि वे नौजवानोंके लिए हैं। सिर्फ़ एक बात आप कर सकते हैं और वह है कि जोश मलीहाबादीकी मशहूर नज़्म 'मुझे बेसाख़्ता जवानी याद आती है' बार-बार पढ़कर अपना दिल ख़ुश कर लिया करें। लीजिए हम भी उसी नज़्मका एक बंद पढ़कर जवानीकी यादोंको ताज़ा करते हैं:

**मेरे [२३]खलवत-कदेमें काँपने लगते हैं जब साए हवा आती है मुरझाए हुए [२४]लमहोंको महकाए, चमक उठते हैं जितने चाँद थे, यादोंमें गहनाए [२५]तसव्वुरमें [२६]निगार आते हैं जब [२७]जुल्फोंको बिखराए तमन्ना जब अँधेरेमें बुझी बाती जलाती है मुझे बेसाख़्ता अपनी जवानी याद आती है।**

—'प्रसारिका' से ] —कन्हैयालाल कपूर

२२. खयाल २३. एकांत कमरा २४. थोड़ा समय २५. ध्यान २६. सूरतें २७. बालोंको।

## जवानोंका गीत

[५ मा आंतर-युनिर्वातटी युवक उत्सव, दिल्ही, मां ता. २७-१०-'५८ना रोज प्रारंभे गवायेलुं नवुं गीत आ छे.]

वतनके पासबाँ[१] हैं हम, चमनके[२] बागबाँ हैं हम।
वतनके सन्तरी हैं हम, वतनके पासबाँ हैं हम।
चमनके फूल ही नहीं, चमनके बागबाँ हैं हम।
वतनके पासबाँ हैं हम, चमनके बागबाँ है हम॥

मुहब्बत अपना धर्म है,
मिलाप अपना कर्म है।
स्वभाव अपना शान्ति,
है सबसे अपनी दोस्ती।
हरेक देश है जानता, अमनका[३] निशाँ हैं हम।
वतनके पासबाँ हैं हम, ... ... ...॥

न कैद है प्रान्तकी,
न शहरकी न गांवकी।
न रंगकी न नस्लकी[४],
न दीनकी न धर्मकी।
तमाम एक दिल हैं हम, तमाम एक जाँ हैं हम।
वतनके पासबाँ हैं हम, ... ... ...॥

क़दम क़दमपे देशको,
बनायेंगे सजायेंगे।
समय जो आ पड़ा कभी,
तो जाँपे खेल जायेंगे।
हथेलियोंपे सिर लिये, वो शेर दिल जवाँ हैं हम।
वतनके पासबाँ हैं हम, ... ... ...॥

हैं आबरू हयात्की[५],
हैं लाज कायनात[६]की।
गरज हैं हम शबाबकी[७],
धमक हैं इन्किलाबकी।
रुका है और न रुक सकेगा, अब वो कारवाँ हैं हम।
वतनके पासबाँ हैं हम, ... ... ...॥

१. रक्षक; २. बाग़; ३. शान्ति; ४. जाति; ५. जिंदगी; ६. दुनिया; ७. जवानी।

# વિનોબા ભાવેનાં પુસ્તકો

**ઈશાવાસ્યવૃત્તિ** — અનુ૦ પાંડુરંગ દેશપાંડે

ગીતા, ઉપનિષદ તેમ જ સંત-સાહિત્યના ઊંડા અભ્યાસી શ્રી વિનોબાએ પ્રાચીન ભાષ્યકારોની પદ્ધતિ સાચવીને સળંગ ઉપનિષદનો અર્થ દૃષ્ટિ સમક્ષ રાખી, તે સમજાય એ રીતે આ વૃત્તિ લખી છે.

કિં. રૂ. ૦.૬૨ ન. પૈ. — ટપાલરવાનગી ૦.૧૯ ન. પૈ.

**જીવનદૃષ્ટિ** — અનુ૦ પાંડુરંગ ગણેશ દેશપાંડે

જીવનદૃષ્ટિ વિષે આચાર્ય વિનોબાના સુંદર લેખોનો સંગ્રહ. આમાં એમણે ખાદી, ગ્રામઉદ્યોગ, ગ્રામસફાઈ, સામ્યવાદ, વગેરે વિવિધ વિષયોની મીમાંસા કરી છે.

કિં. રૂ. ૧.૨૫ — ટપાલરવાનગી ૦.૪૨ ન. પૈ.

**મધુકર**

શ્રી વિનોબા ભાવેએ ગાંધીજીના તત્ત્વજ્ઞાન તથા રચનાત્મક કાર્યક્રમની ચર્ચા કરતા, મૂળ મરાઠીમાં લખેલા લેખો ને આપેલાં વ્યાખ્યાનોનો ગુજરાતી અનુવાદ.

કિં. રૂ. ૨.૦૦ — ટપાલરવાનગી ૦.૮૧ ન. પૈ.

**સ્વરાજ્યશાસ્ત્ર** — અનુ૦ પાંડુરંગ દેશપાંડે

શ્રી વિનોબા ભાવેના મરાઠી પુસ્તકનો અનુવાદ. એમાં લેખકે ગાંધીજીની રાજકીય ફિલસૂફી શાસ્ત્રીય ઢબે રજૂ કરી છે.

કિં. રૂ ૦.૫૦ ન. પૈ. — ટપાલરવાનગી ૦.૧૯ ન. પૈ.

**ભૂદાનયજ્ઞ**

આ પુસ્તકમાં ભારતના આજના સૌથી વિકટ અને મોટા પ્રશ્નને શાંતિમય માર્ગે ઉકેલવા માટે યોજાયેલા ભૂદાનના અહિંસક આંદોલનની ભૂમિકા, તેનો આરંભ અને તેના ક્રમિક વિકાસનું સંપૂર્ણ ચિત્ર એ આંદોલનના પુરસ્કર્તાના શબ્દોમાં જ આપવામાં આવ્યું છે.

કિં. રૂ. ૧.૨૫ — ટપાલરવાનગી ૦.૩૧ ન. પૈ.

**શ્રાદ્ધના તેર દિવસ**

ગાંધીજીના નિર્વાણ પછીના તેર દિવસો દરમ્યાન શ્રી વિનોબાએ પ્રાર્થનાસભા, શોકસભા અને અસ્થિવિસર્જન પ્રસંગે જુદે જુદે સ્થળે આપેલાં સત્તર ભાષણોનો આ સંગ્રહ છે. ગાંધીજીની જીવનદૃષ્ટિ સમજવામાં આ પુસ્તિકા એક નાનકડા ભાષ્યની ગરજ સારે એવી છે.

કિં. રૂ. ૦.૩૦ ન. પૈ. — ટપાલરવાનગી ૦.૧૨ ન. પૈ.

**સ્થિતપ્રજ્ઞદર્શન**

આમાં વિનોબાએ ગીતાના સ્થિતપ્રજ્ઞ પુરુષનાં લક્ષણોનું વિગતે અવલોકન કરી, તેના આંતરબાહ્યનું દર્શન કરાવ્યું છે. ગીતાના હાર્દને સમજવાની ઇચ્છા રાખનારને આ પુસ્તક ખૂબ ઉપયોગી થઈ પડશે.

કિં રૂ. ૧.૫૦ — ટપાલરવાનગી ૦.૪૨ ન. પૈ.

---

**નવજીવન કાર્યાલય, પોસ્ટ નવજીવન, અમદાવાદ–૧૪**

રજિ. નં. બી. ૪૩૪૩

# માધ્યમ, નોકરી, અને અભ્યાસનું ધોરણ

"ઉચ્ચ કેળવણી એવું દ્વાર છે કે જેની મારફતે આપણા શિક્ષિત યુવાનોમાંના કેટલાક સંઘ-સરકારની નોકરીઓમાં અને રાજકારણમાં પ્રવેશ પામશે. પરંતુ તેથી પણ મોટી સંખ્યામાં તેઓ પ્રાંતો (રાજ્યો) માં જ રહેશે. કેળવણી તેમ જ લોકશાહી-સમાજના સામાન્ય હિતના દૃષ્ટિબિંદુથી પણ તેઓનો અભ્યાસ તેમની પ્રાદેશિક ભાષાઓ દ્વારા ચાલે એ અગત્યનું છે. પ્રાદેશિક ભાષામાં કેળવણી તેમની પ્રાંતિક પ્રવૃત્તિઓ માટે આવશ્યક હશે એટલું જ નહીં, પણ તેથી તેમનું સાહિત્ય સમૃદ્ધ બનશે તથા તેમની સંસ્કૃતિનો વિકાસ થશે. પ્રાદેશિક ભાષામાં સ્વાભાવિક રીતે કેળવણી પામેલા તે લોકો અભ્યાસ અને ચિંતનનાં વધુ ઉચ્ચ ધોરણો અવશ્ય હાંસલ કરી શકશે અને સંશોધનને તથા જ્ઞાનની સીમાઓના વિસ્તરણને જબરી પ્રેરણા આપશે. સંઘ-ભાષાના જરૂરી જ્ઞાનથી સુસજ્જ થયેલા હોવાથી, પ્રાંતોના વિદ્યાર્થીઓને આખા દેશ માટેની સંસ્થાઓમાં જોડાવામાં કશી મુશ્કેલી નહીં નડે; તથા તેઓને શીખવવામાં પ્રાંતિક વિદ્વાનોને પણ કશી મુશ્કેલી નહીં આવે."

—યુનિ૰ એજ્યુ૰ કમિશનનો અહેવાલ, પૃ૦ ૩૨૩.

મુદ્રક અને પ્રકાશક: જીવણજી ડાહ્યાભાઈ દેસાઈ, નવજીવન મુદ્રણાલય, અમદાવાદ–૧૪

# નવજીવન

## ડિસેમ્બર, ૧૯૫૮

વર્ષ ૧૭ | અંક ૧૨


## અનુક્રમણિકા



### સૂચના

આ માસિક દર મહિનાની પંદરમી તારીખે બહાર પડશે.

એક અઠવાડિયામાં અંક ન મળે તો ગ્રાહકે પોતાનો ગ્રાહક નંબર લખી ખબર આપવાથી તે અંક મોકલી આપવામાં આવશે. એ પહેલાં ટપાલખાતામાં પૂરી તપાસ કરી લેવા વિનંતિ છે.

સરનામાનો ફેરફાર અમને તુરત જણાવશો કે જેથી નવો અંક નવા સરનામે મોકલી શકાય.

ગ્રાહકને પત્રવહેવાર કરતી વખતે પોતાનો ગ્રાહકનંબર અવશ્ય જણાવવા વિનંતિ છે.

ગ્રાહકો પોતાનું લવાજમ નવજીવન કાર્યાલયની શાખાઓમાં અમદાવાદ (કલ્યાણ ભુવન, રિલીફરોડ); મુંબઈ (૧૩૦, પ્રિન્સેસ સ્ટ્રીટ); સુરત (કણપીઠ બજાર); રાજકોટ (લાખાજીરાજ રોડ); નવી દિલ્હી [ન્યૂ સેન્ટ્રલ મારકેટ (શંકર મારકેટ), કૉનોટ-સરકસ]; ઈંદોર (ગાંધીભવન, યશવંત રોડ); વડોદરા (કોઠી સામે, રાવપુરા); લખનૌ (વિષ્ણુઆશ્રમ, અમીનુદ્દૌલા પાર્ક); પટના (ગોવિંદ મિત્ર રોડ, પટના-૪); મદ્રાસ (૨૨/૧૧૧ માઉન્ટ રોડ, મદ્રાસ ૬) અને કલકત્તા (૪૧, ઇડન હૉસ્પિટલ રોડ, કલકત્તા ૧૨) ભરી શકશે.

**લવાજમના દર**

દેશમાં રૂ. ૪; પરદેશમાં રૂ. ૬ અથવા શિ. દસ· છૂટક નકલ આઠ આના

વ્યવસ્થાપક,
**'નવજીવન'**
**નવજીવન કાર્યાલય,**
પો. નવજીવન, **અમદાવાદ-૧૪**

# નવજીવન

सा विद्या या विमुक्तये

વર્ષ ૧૭ : અંક ૧૨ ] અમદાવાદ [ ડિસેમ્બર, ૧૯૫૮


"સત્યાગ્રહ એ મારે મન પોથી માંહેલું વેંગણ નથી. મારું તો એ જીવન છે. સત્ય વિના સર્વ મને તો શુષ્ક લાગે છે. અસત્યથી દેશને લાભ ન જ થાય એવી મારી ખાતરી છે. પણ કદાચ અસત્યથી તાત્કાલિક લાભ જણાતો હોય તોપણ સત્યનો ત્યાગ ન જ કરાય, એમ હું દૃઢતાપૂર્વક માનું છું. . . આ બધી ગજા વગરની વાતો છે. ભલે હોય. છતાં એ દિશામાં થયેલો પ્રયત્ન નિષ્ફળ ન જ જાય એવું ધર્મવાક્ય છે. એને હું વળગીશ."

"સત્યનો જય થાઓ. અલ્પાત્માને માપવાને સારુ સત્યનો ગજ કદી ટૂંકો ન બનો." —ગાંધીજી

# વિચારતરંગિણી

## ૧

### નવું વર્ષ

આ અંક વાચકને મળશે તેની સાથે આ પત્રનું ૧૭મું વર્ષ પૂરું થઈ, ૧૮મા માં તે પ્રવેશ કરશે. બીજું વિશ્વયુદ્ધ શરૂ થયું તે અરસામાં આ પત્ર 'શિક્ષણ અને સાહિત્ય' નામથી સ્વતંત્ર રૂપે ચાલુ કરવામાં આવેલું. તે અગાઉ તેની હયાતી 'નવજીવન' સાપ્તાહિકની માસિક પૂર્તિ કે વધારા રૂપે હતી. યુદ્ધકાળમાં સરકારે ૧૯૪૨માં પ્રેસ વગેરે જપ્ત કર્યાં, ત્યારે વચ્ચે થોડો વખત અવશે તેને મોકૂફ રહેવું પડ્યું હતું. બાદ તેનું પ્રકાશન જારી થયું ત્યારથી અક્ષત તે ચાલુ છે, એ ભગવાનની દયા સમજું છું. એમાં વચ્ચે એક ફેરફાર થયો તે એ કે, 'શિક્ષણ અને સાહિત્ય' નામ બદલીને 'નવજીવન' નામ રાખ્યું. આમ, જે પૂર્તિ રૂપે શરૂ થયું હતું તે, કાળચક્રના ફેરામાં, પોતે મૂળ બની રહ્યું છે. મૂળ 'નવજીવન' સાપ્તાહિક હતું, એટલો ફેર રહે છે ખરો.

આ બધા ફેરફારોમાં, અમે જે સાથીઓ આ પત્રનું કામ સંભાળીએ છીએ, તે ચાલુ રહ્યા છીએ, જેમાં તંત્રી-કામનો ભાર મારે માથે છે. મારે માટે આ એક બહુમાનની વસ્તુ હોવાની સાથે એક મોટી જવાબદારી પણ છે. અગાઉ એકાદ વાર કહી ગયો છું કે, વાચકોને એક માસિક પત્ર રૂપે મળવાનો લહાવો એ રીતે મને મળે છે. વાચકોની, —અથવા ખરું જોતાં ઘરાકોની — સંખ્યા માંડ બે હજાર છે. એ વસ્તુને લઈને આ પત્ર સ્વાવલંબી છે એમ ન કહી શકાય. છતાં એક જવાબદારી રૂપે, 'નવજીવન' ટ્રસ્ટને માટે તેને ચલાવવાપણું રહેલું છે. વાચકોને વિનંતી છે કે, તેને મિત્રમંડળમાં વધુ ફેલાવીને મદદ કરે.

નવું વર્ષ દેશ અને દુનિયાનાં સૌને માટે શુભ નીવડો. આ શુભ કામના ગયા અંકમાં પ્રગટ કરવી ભૂલી ગયો, તે માટે વાચકો ક્ષમા કરે. સૌને નવા વર્ષની "સાલ મુબારક".

૨-૧૨-'૫૮

## ૨

### 'માંડૂક્ય'નો સ્વાધ્યાય

આ ઉપનિષદનો સ્વાધ્યાય આ પત્રમાં માસિક ક્રમે ક્રમે આવતો, તે છેલ્લો કેટલાક માસથી અટક્યો હતો. તેથી આ નાનકડા પણ અર્થગંભીર ઉપનિષદના છેલ્લા ત્રણેક મંત્રનું વિવેચન બાકી રહેલું. હવે આખું વિવેચન પુસ્તક રૂપે તૈયાર થઈને છપાવા જાય છે, એટલે એ સ્વાધ્યાય એટલેથી પૂરો કરવામાં આવે છે. એટલે કે, બાકી રહેલા મંત્રો હવે અહીં પ્રગટ ન કરતાં પુસ્તક રૂપે જ બહાર પાડીશ. વાચકો તે પુસ્તક જુએ એવી વિનંતી છે.

પછી પ્રશ્ન રહે છે, આગળ સ્વાધ્યાય રૂપે શું ચાલશે? તે અંગે જણાવું કે, નવો સ્વાધ્યાય આવતા માસથી શરૂ કરવા ધારું છું. કેટલાક મિત્રોની સૂચના છે કે, હવે ઈશોપનિષદ્ લેવું, તે સ્વીકારું છું.

આ ઉપનિષદ વિષે એક વાર હું થોડીક ચર્ચા, બીજા અનુસંધાનમાં, કરી ચૂક્યો છું, તે વાચકને યાદ દેવડાવું:

જુઓ 'નવજીવન' — જૂન, ૧૯૫૮, પાન ૨૦૨ ઉપર નોંધ — "માનવ સંસ્કૃતિનાં મૂળ તત્ત્વો". ત્યાં મેં આ ઉપનિષદના બોધ માટે આ શબ્દો વાપર્યા છે અને સાતેક મુદ્દા ટાંકીને જીવનની પરમ ફિલસૂફી આ ઉપનિષદમાં નિરૂપી છે તે બતાવી છે. આ વસ્તુ સ્વાધ્યાય રૂપે હવે પછી માસિક ક્રમે ક્રમે જોઈશું.

૧૪-૧૧-'૫૮

### ૩

### વિનોબા અને રાજ્ય-રચના

દેશના આપણા એક-સંઘ-રાજ્યના વહીવટી એકમ તરીકે પ્રદેશરાજ્ય-રચના કરવાનો સીધો સવાલ તદ્દન રાજકીય અને મતમતાંતર-ગ્રસ્ત બની ગયો છે, એ તો ઉઘાડું છે.

બીજી રીતે જોતાં લાગે કે, ભાષાવાર વહીવટી કામ ચલાવવા માટે વહીવટી એકમ તરીકે તે તે ભાષી પ્રદેશનું રાજ્ય રચવું ઠીક છે. પણ એ વ્યવહારદૃષ્ટિ ચાલી જઈને, આપણે એક-રાષ્ટ્ર હોવા છતાં, જાણે ભાષાવાર રાષ્ટ્રો કે ઉપ-રાષ્ટ્રોની રચના કરવી ન હોય, એવી વસમી ભાવના જાગી ગઈ છે. આથી, ભાષાવાર જોતાં જેટલો મળે તેટલો મુલક મેળવવાની ટૂંકી અને રાષ્ટ્રભેદક બુદ્ધિ ઉપર આવી ગઈ છે. આનો લાભ લઈ રાજ્યસત્તા-ચાહક પક્ષો રાજરમતો ખેલી રહ્યા છે.

એટલે શ્રી. વિનોબા એ સવાલમાં ન પડે એમ મનાય. અને મહારાષ્ટ્ર-યાત્રા શરૂ કરતાં, એ પ્રશ્નનો કંઈક સ્પર્શ તેમણે કર્યો-ન-કર્યો અને તરત છોડયો અને તે પરત્વે મૌન ધર્યું, એ આપણે જાણીએ છીએ.

ગુજરાત-યાત્રા શરૂ થતાં કેટલાકને લાગતું હતું કે, તે પ્રશ્ન અંગે અહીં તે કઈ વૃત્તિ ધરશે? તાજો 'ખાંભી-સત્યાગ્રહ' ચાલુ હતો તેથી એ વિષે તો કંઈક કહેશે એમેય કેટલાકને લાગતું. પરંતુ તે ખરું ન ઠર્યું. હમણાં છાપાંમાંથી જાણવા મળે છે કે, કેટલાક કાર્યકર્તાઓએ રાજકોટમાં તેમને ખાસ પૂછ્યું કે, ભાષાવાર રાજ્ય-રચના અંગે તમે શું માનો છો? જવાબમાં તેમણે જે કહ્યાનો હેવાલ જોવા મળ્યો તે ('ગુજરાત સમાચાર', તા. ૨૫-૧૧-'૫૮, માંથી) નીચે મુજબ છે :—

"... અંગત રીતે હું એકભાષી રાજ્યની તરફેણ કરું છું. પરંતુ કેટલાક કિસ્સાઓમાં બહુભાષી રાજ્ય જનતાને લાભદાયી નીવડે. કારણ કે, દા. ત., જો કર્ણાટક અને કેરલનું એક રાજ્ય બનાવીએ, તો કેરલની ગીચ વસ્તીનો પ્રશ્ન કર્ણાટકમાં ઓછી વસ્તી હોવાથી ઊકલી જાય. પરંતુ આ વાત કેરલની છે, એટલે કેટલાકને ગળે નહીં ઊતરે; કારણ કે કેટલાક એમ માને છે કે, કેરલમાં સામ્યવાદી પક્ષની બહુમતી આમ રહે નહીં. . . ."

આ હેવાલ મૂળ મુદ્દે સાચો હોય, તો તેમાંથી શ્રી. વિનોબા આ અતિ અટપટા અને નાજુક પ્રશ્ન વિષે કઈ રીતે તત્ત્વતઃ વિચારે છે, તેની કલ્પના મળી શકે. ઉપરના હેવાલમાંથી મળી શકતા તેના મુદ્દા જોઈએ :—

શ્રી. વિનોબા એકભાષી રાજ્યરચનાને પસંદ કરે છે. એમને મન આ એક સિદ્ધાંતદૃષ્ટિ જેવી વાત છે. પરંતુ,—

કેટલાક કિસ્સામાં તે અપવાદ સ્વીકારે ને એક-ભાષી છોડીને બહુભાષી રાજ્ય રચવાનું મંજૂર રાખે.

આવો એક કિસ્સો તેમણે ઉદાહરણ રૂપે કહ્યો કે, વસ્તીની સમાન વહેંચણીની દૃષ્ટિએ કેરલ કર્ણાટક ભેગાં કરાય, તો પરસ્પર બંનેને લાભ થાય. એકની ઓછી અને બીજાની ગીચ વસ્તીનો ઉભય-પ્રશ્ન એથી ઊકલી જાય. પણ,—

તેમને ભીતિ છે કે, કેટલાકને આ ન ગમે, કેમ કે બે ભેગાં થાય તો કેરલની સામ્યવાદી બહુમતી રહે નહીં. મતલબ કે, આ દૃષ્ટિએ તે બેને અલગ રાખવાના એવા કોઈના વિચારને માન્ય ન રાખે. તેમને આ પક્ષીય રાજકારણનું વિચારબિંદુ વજનદાર નથી લાગતું. તેની તુલનામાં વસ્તીની સમાનતા થવાનો આર્થિક લાભ તે વધારે પ્રમાણે.

ઉપરના દાખલા જેવો કિસ્સો ગુજરાતી મરાઠી પ્રદેશનો છે. પણ તે શ્રી. વિનોબાએ ઉદાહરણમાં નથી લીધો લાગતો. બાકી આ બે પ્રદેશો ભેગા રહે તો તેમાંય આર્થિક લાભ તો સ્પષ્ટ છે.

પણ મૂળ જે શંકા ઊઠે છે તે એ કે, કોઈ બે કે વધુ પ્રદેશો ભેગા કરીએ તો પછી એકભાષી સિદ્ધાંતનો અર્થ શો? તેનું પ્રયોજન શું? બીજી રીતે આ સવાલને મૂકીએ તો, શંકા એ ઊઠે કે, ભાષાવાર રાજ્યરચનાની તરફેણ એના કયા તત્ત્વ કે ઈષ્ટાર્થને જોઈને કરવામાં આવે

છે? અને એ તત્ત્વ શું એવું છે કે, તેની તુલનામાં વસ્તીની સમાન વહેંચણીનો અર્થલાભ ચડી જાય છે?

આ સવાલનો વિચાર કરીએ:

એક ભાષા હોય તો તે તે પ્રદેશરાજ્યના વહીવટમાં સરળતા પડે એ ઉઘાડું છે.

કોઈ પણ પ્રદેશનો રાજ્ય-વહીવટ તે તે પ્રદેશની સ્વભાષામાં ચાલવો જોઈએ, એ સિદ્ધાંત છે. તેથી કોઈ પ્રદેશરાજ્ય અનેકભાષી હોય, તોય તે રાજ્યનો વહીવટ તેની તે તે સ્વભાષાઓ દ્વારા ચાલવો જોઈએ. આ એક સિદ્ધાંત કે તત્ત્વની વાત છે. પરંતુ, રાજ્ય અનેકભાષી હોય તો એનું પાલન બની જ કેમ શકે, એમ નથી. એમ હોય તો તો હિંદના આપણા રાજ્યમાં શું થાય? બંધારણ કહે છે કે, દરેક પ્રદેશરાજ્ય પોતપોતાની વહીવટ-ભાષા તે તે પ્રદેશની એક કે અનેક સ્વભાષા દ્વારા ચલાવી શકશે; અને પ્રદેશરાજ્યોના આંતર-વ્યવહાર માટે હિંદી આંતરભાષા રાખે એટલે બસ.

એટલે એવો સિદ્ધાંત ન કાઢી શકાય કે, ભાષા દ્વારા રાજવહીવટ ગોઠવવાના કામને માટે તે ભાષાના કુલ પ્રદેશનું એક જ રાજ્ય બનાવવું પડે. મતલબ કે, ઉપરના શ્રી. વિનોબાના જવાબમાં કહ્યું છે એમ, બહુભાષી રાજ્ય પણ રચી શકો, — જો વસ્તી કે તેના જેવું બીજું કોઈ અર્થલાભનું કારણ મહત્ત્વ ધરાવતું હોય તો.

કેરલ-કર્ણાટક ભેગાં થાય તો તે પ્રદેશની વસ્તી ભેગી થઈને સમાન પ્રસરે, એ અર્થલાભ જ છે. પણ એ સરે એવો છે કે?

આ પ્રયોજન સારવાને માટે રાજ્યો ભેગાં કરવાં જ જોઈએ, એવું કાનૂની કારણ નથી. હિંદમાં ગમે ત્યાં લોક કામધંધો ને વસવાટ કરી શકે છે, એ દરેક નાગરિકનો મૂળ હક છે. બીજું, જમાનાઓથી ઠામ કરીને રહેલી માનવ વસ્તી ઝટ વતન છોડતી નથી. તેથી વસ્તીની હેરફેરનો રસ્તો અવહેવારુ અને અઘરો મનાય છે. જેમ કે, આને જ મળતો લાભ વિચારીને બિહાર-બંગાળનું જોડાણ વિચારાયેલું, પણ તે વિચાર છોડવો જ પડેલો.

બે કે વધુ ભાષા-પ્રદેશો એક રાજ્યમાં ભેગા કરવાથી તેવા રાજ્યની સંપત્તિના ઉત્પન્નનો સહિયારો અર્થલાભ મળે, જેથી તે પ્રદેશોનાં પરસ્પર લાભ-હાનિ સરભર થાય; તો તે લાભ વસ્તીની સમાનતા જેવો જ ઈષ્ટ ઠરે. અને એ લાભ, વસ્તી-ફેરની સરખામણીમાં, સરળ અને વહેવારુ વધારે છે; તથા એકમ તરીકે ભેગું રાજ્ય ગોઠવવાથી જ તે સાધી શકાય એમ છે, તે વિના નહીં. એટલે આવા લાભને માટે અપવાદ કરવાનો કિસ્સો તો કેરલ-કર્ણાટક કરતાં વધારે માન્ય ઠરે.

ઉપરની ચર્ચા મુંબઈ શહેર, મહારાષ્ટ્ર, અને ગુજરાતના વિસ્તારને માટે બરોબર લાગુ પડે છે. તેમને નવેસર ભેગા કરવાના પણ નથી: તે ભેગા જ છે. હિંદના ગુજરાતી-મરાઠી-ભાષી પ્રદેશો પેશવાઈ-કાળથી ઇતિહાસ-બળે કરીને જોડાતા થયા. અંગ્રેજો તે કાળમાં સુરતથી ભાગી મુંબઈની તૂટક છૂટક ટાપુ-ભૂમિએ ગયા, ત્યાં નગરી રચી અને તેને પોતાના રાજ્યબળથી અને વેપારના જોરથી ખીલવી. તેને લઈને આ ટાપુ-નગર પેલા બે મુલકોના જોડાણરૂપ કડી બન્યું; તેની રાજધાની બન્યું; અને એમ અંગ્રેજ રાજ્યકાળમાં આ પ્રદેશોને એક મુંબઈરાજ્ય બનવાની સંધિ સાંપડી. સ્વરાજ આવતાં તેમાં વળી સુધારો થયો અને ભાષાદૃષ્ટિએ એ બે-ભાષી પ્રદેશો એકીકૃત થયા. આથી કરીને જ કહેવાય છે કે, અર્થલાભ જોતાં આ દ્વિભાષી રાજ્યને મુંબઈ નગરીની કડી કાઢી લઈને વછોડવાની જરૂર નથી. ભાષાવાર રાજ્યરચનાની દૃષ્ટિ પણ અવશ્ય એમ નથી માગતી. તે એમ માગે છે કે, તે રાજ્યની સ્વભાષાઓ મારફત રાજ્યવહીવટ ચલાવો, તો પછી ભાષાવાર રચનાના તત્ત્વનો સાર સરી રહે છે.

શ્રી. વિનોબાની વિચારણામાં, મુંબઈ રાજ્યના કિસ્સા અંગે આવું પૃથક્કરણ શક્ય છે કે કેમ, એ અનુમાનનો વિષય ઠરે છે. શ્રી. દાદા ધર્માધિકારી, શ્રી. જયપ્રકાશ નારાયણ, શ્રી. શંકરરાવ દેવ જેવા વિનોબાવાદી વિચારકો મુંબઈ અંગે સંયુક્ત મહારાષ્ટ્રની મુંબઈની માગણી પ્રમાણીને વાત કરે છે; ઇતિહાસે ભેગું કરેલું મુંબઈ રાજ્ય છૂટું પાડો એમ તેઓ ચાહે છે. અને બેની કડીરૂપ મુંબઈ શહેર આગવું મહારાષ્ટ્રને મળે એમ કહે છે. આનો મર્મ શો, એ પણ એવું જ વસમું અનુમાન લાગે છે.

તત્ત્વતઃ જોતાં ભાષાવાર વહીવટવ્યવસ્થા દેશમાં ચાલુ થવી જોઈએ એ ઈષ્ટ તત્ત્વ છે. તે સાચવીને, દેશનો

અને પ્રજાનો અર્થલાભ જોઈ, એકભાષી રાજ્ય રચવાને વિષે બાંધછોડ કરી શકાય, એવો સાર તારવીએ તો ખોટું ન ગણાય.

તા. ૨-૧૨-'૫૮

૪

## 'પરબીડિયાં'ની કરકસર

થોડા વખત પર એક ખબર છાપામાં વાંચવા મળી હતી કે, વડી સરકારે એક એવી સૂચના કાઢી છે કે, પરબીડિયાં એક વાર વપરાયા પછી કાઢી ન નાંખવાં, પણ ફરી ઉપયોગમાં લેવાં. આમ કરવાથી હજારો રૂપિયા દસ વરસે બચી શકે, એમેય તેની જોડે કહ્યું હતું.

વાચકને યાદ હશે કે, ૧૯૪૨ની જેલમાં ગાંધીજી આ જાતની કરકસર કરતા. સરદાર સાહેબ જૂનાં પરબીડિયાંમાંથી કામ દે એવાં નવાં પરબીડિયાં બનાવતા. જે પત્રો આવે તેની કોરી બાજુ લખવાના કામમાં લેવાતી એટલું જ નહીં, કોરા ભાગની કાપલીઓ કાઢી લેવાતી, જે ઉપર ગાંધીજી પત્ર લખીને કાગળ બચાવતા.

આ કરકસર કેટલાકને વ્યર્થ કે હસી કાઢવા જેવી લાગવા સંભવ છે. આજનો જમાનો જુદાં વહેણવાળો છે. 'ખૂબ વાપરો અને ખૂબ કમાઓ'—એ આજની મુખ્ય વાત છે.

આવા ઉડાઉ યુગમાં પણ કરકસર એક આર્થિક સદ્‌ગુણ છે, એ ઉપરની ખબર બતાવે છે. કેવળ અવિચારથી જ આપણે કહી શકીએ કે, કરકસર વ્યર્થ છે. ગમે તેવડી જબરી ટાંકી પણ જો કાણી હોય તો તે ખૂટે જ. જેમ તેમાં ભરવાની તકેદારી રાખવી ઘટે, તેમ જ તેમાંથી વ્યર્થ વહી ન જાય, એ પણ જોવું જ જોઈએ. ધનને પણ એ લાગુ પડે છે. એમાં કંજૂસાઈ નથી, કે જે આત્માની અલ્પતા બતાવે છે. કરકસર તો આત્માનો ગુણ છે. સમૃદ્ધિનો અવિચારી વ્યય કે ઉડાઉપણું એ માનવ પાપ છે. સમૃદ્ધિનો ઉપયોગ પૂરેપૂરો થવો જોઈએ; નહીં તો મહામૂલો માનવ શ્રમ, કે જે એને પેદા કરે છે, તે એળે જાય. એમ તો થવા જ કેમ દેવાય?

પરંતુ આજના સરકારી કરોડબંધી ખરચાઓ વખતે કરકસરનો ગુણ જીવતો રાખવો અઘરો થઈ પડવા સંભવ છે. પ્રમાદ, બેદરકારી, ઈ૦ દોષોને લઈનેય લાંખો રૂપિયા નાહક ખર્ચાય છે. જેમ કે, ટપાલથી ચાલે ત્યાં તાર અને તારથી ચાલે ત્યાં ફોનના કૉલથી કામ લેવાની જહાંગીરી રીતો સરકારી મંત્રણાલયોને માટે લગભગ રોજની થઈ ગઈ છે. કરોડોના આંકડા જોઈને વહીવટી માનસને કદાચ લાગે કે, એમાં શું? આ રીતે ઉડાઉ બેપરવાઈનો કીડો દાખલ થઈને કેટલાય કરોડોને કોરી ખાતો હશે, એનો શુમાર મળે એમ છે?

આવા ઉડાઉ માનસમાંથી બચવું હોય તો કરકસરનો ગુણ રાષ્ટ્રનાં ઘર અને શાળા દ્વારા પ્રજામાનસમાં કેળવાવો જોઈએ. આ કેળવણીના મૂળમાં એ વિચાર સમાયેલો છે કે, સમાજની સંપત્તિનો કોઈ રીતે નાશ કરવો કે ઉડાઉપણે તેને વેડફાઈ જવા દેવી, એમાં હિંસાજનક અવિચાર છે, કે જે એક સામાજિક અવગુણ ગણાય. હિંદમાં અત્યારે આર્થિક વિકાસ માટે મથીએ છીએ, ત્યારે આ બાબત પ્રત્યે સરકારી વહીવટ-માનસમાં ખૂબ જ ચીવટની જરૂર છે, એ વિષે ભાગ્યે કોઈ બીજો મત બતાવી શકે.

૨-૧૨-'૫૮

૫

## મુંબઈ રાજ્ય અને ઉચ્ચ શિક્ષણનું માધ્યમ

મુંબઈના અંગ્રેજી પત્ર 'ટાઈમ્સ ઑફ ઈંડિયા'એ તેના ૧૮-૧૧-'૫૮ના અંકમાં, યુનિવર્સિટીઓની પહેલી પદવીને માટે "ત્રણ-વરસી અભ્યાસક્રમ" પર એક અગ્રલેખ લખ્યો છે. તેમાં તે જણાવે છે કે, આજે જે ચાર-વરસી અભ્યાસક્રમ છે તેનું શરૂનું વરસ હાઈસ્કૂલોને સોંપીને તેને ત્રણવરસી કરવો, એ સુધારો યુનિવર્સિટી-ગ્રાન્ટ્સ-કમિશન તાત્કાલિક અમલમાં આણવા માગે છે.

આમ જો થાય તો હાઈસ્કૂલો એમને મળતા નવા એક વર્ષના શિક્ષણકામ માટે પણ, પ્રદેશભાષાઓ દ્વારા તેઓ હાલ આખા દેશમાં કામ કરે છે તેમ આગળ વધશે; એટલે એ ભણીને નીકળનારો વિદ્યાર્થી યુનિવર્સિટીમાં જશે ત્યારે,—ત્યાં જો અંગ્રેજી માધ્યમ જ ચાલતું હશે તો,—વધારે મુશ્કેલીમાં મુકાશે. આનો ઉપાય કરવો જોઈશે.

આમ જણાવીને તે પત્ર સૂચવે છે કે, અંગ્રેજીને બદલે પ્રદેશભાષાઓને માધ્યમ તરીકે યુનિવર્સિટીઓએ લેવી જોઈએ, એ ઉઘાડું છે. એ પત્ર એમ પણ વધુમાં યાદ આપી શકત કે, તેવા ઠરાવો ઘણીખરી યુનિવર્સિટીઓએ

કર્યા પણ છે. (મુંબઈ રાજ્યમાં કદાચ મુંબઈ અને વડોદરા યુનિવર્સિટીઓ એમાં નોંધપાત્ર અપવાદ ગણાય.) પરંતુ ખરી મુશ્કેલી એ છે કે, કાગળ પર જ તે ઠરાવો રહે છે, તેથી કાંઈ વળતું નથી, એવી સ્થગિત દશા ચાલે છે. 'ટાઈમ્સ'નો અગ્રલેખ જણાવે છે કે, મદ્રાસ સરકાર તે રાજ્યની યુનિવર્સિટીને વારંવાર કહ્યા કરે છે કે, 'તમે માધ્યમ બદલો, નહીં તો અમારે તમારા પર ફરજ મૂકવી પડશે,' —તેમ છતાં તે હાલતી નથી! મદ્રાસની યુનિવર્સિટીને ૧૦૦ વરસનું પૂરું આયુષ્ય થયું, આથી ઘડપણ દાખવે છે કે શું? કેમ કે તેવી જ દશા મુંબઈની પણ છે.

આ સ્થિતિમાં ખરી મુશ્કેલી તો વિદ્યાર્થીને છે કે, તેને આ ઘડપણના દોષનો ભોગ બનવું પડે છે. તેણે એનો ઉપાય કાઢવો જોઈએ. તેણે પોતાના અધ્યાપકોને નમ્રતાપૂર્વક પણ મક્કમતાથી કહેવું જોઈએ કે, "તમે જે શીખવવા માગો છો તે અમને સમજાવું જોઈએ, એ નિર્વિવાદ છે. અંગ્રેજી અમને સમજાતી નથી, છતાં તે ભાષામાં જ શું કામ ઝીંકયે રાખો છો? આપણી ભાષામાં કેમ નથી સમજાવતા? તે તમે તરત કરી શકો છો, છતાં અંગ્રેજીની જ 'પડી ટેવ તે તો ટળે કેમ ટાળી' એવી દશા શું કામ ભોગવવી જોઈએ?"

બીજી બાજુએ વિદ્યાર્થીએ પણ, અમે ભણવા અને ખરેખર વિદ્યા મેળવવા માગીએ છીએ, એ વૃત્તિ બતાવવી જોઈશે. કેવળ પરીક્ષા ખાતર તૈયારી કરવી એ ભણતરની ગરજ ન સારે. એમાંથી જ ગોખણ, પ્રશ્નફૂટ, ચોરી વગેરે ઉપદ્રવો પેદા થાય છે. એટલે એમનો કાંઈક ઉપાય પણ પેલા માધ્યમફેર કરવામાં રહેલો છે.

## હિંદીને નામે સ્થગિતતા

વડોદરા યુનિવર્સિટી હિંદી માધ્યમ અપનાવવા માગે છે અને તેની તૈયારીમાં ત્યાંના અધ્યાપકો હિંદી શીખશે, એવા ખબર છાપામાં આવ્યા છે. આ જો સાચા હોય તો વિચિત્ર ઠરે. એ યુનિવર્સિટી અંગે સૌને વિચારમાં નાંખી દે એવા પણ ખરા.

વડોદરાની ભાષા તો હિંદી નથી. અને હિંદી હજી દેશની એક આંતરભાષા તરીકે ચાલુ પણ નથી થઈ. મુંબઈ રાજ્યની ભાષા પણ તે નથી. છતાં વડોદરાની નગરવિદ્યાપીઠ હિંદીનું નામ શું કામ લે છે?

મુંબઈ સરકારે થોડાં વરસ ઉપર એક પરિપત્ર કાઢી રાજ્યની યુનિવર્સિટીઓને સૂચન કર્યું હતું કે, તમે હિંદીને માધ્યમ તરીકે અપનાવવા માટે વિચારો. અને ત્યારના શિક્ષણ-પ્રધાને થોડા માસમાં અધ્યાપકોને હિંદી શીખવવાની યોજના ઉપાડેલી, જેથી બીજે વરસે તેઓ પોતાના વિષયો હિંદીમાં શીખવી શકે. આ સૂચનાને ખાસ જેને આવકાર કહી શકાય એવું ન મળ્યું. પણ રાજ્ય-સરકારે તો, એ સૂચન અનુસાર આગળ વધીને, આણંદમાં તત્કાળ હિંદી જ માધ્યમ લઈને કામ કરે એવી નવી વિદ્યાપીઠ સ્થાપી.

આ બધો ઇતિહાસ તાજો છે, છતાં વડોદરા યુનિવર્સિટી અંગેના ઉપર નોંધાયેલા સમાચારે તેને જાગ્રત કરાવ્યો છે, તેથી અહીં તે ટૂંકમાં કહ્યો છે. અસ્તુ.

## આણંદનું ઉદાહરણ

મુંબઈ સરકારે હિંદી માધ્યમ વિચારીને આણંદ, વલ્લભ વિદ્યાનગરમાં નવી યુનિવર્સિટી કાઢી. ત્યાર પછી હમણાં જાણવા મળે છે કે, હિંદી માધ્યમ હોવું જોઈએ એવી જે કલમ તેના કાયદામાં છે તે 'નોટિફાય' જ કરી નથી! તેથી તેનો અમલ કરવાનું મોકૂફ થઈ ગયું છે. અને આમ તેણે વલ્લભ વિદ્યાપીઠની વિનંતીને માન આપીને કર્યું છે.

મતલબ કે, હિંદી દ્વારા કામ થઈ શકે એમ નથી, એ બાબત સરકાર અને યુનિવર્સિટી સમજે છે.

પરંતુ સવાલ તો રહે જ છે કે, અંગ્રેજી તો જવું જોઈએ. તે કામ સ્વભાષા દ્વારા ઝટ સંભવે છે, એ હવે તો અનુભવે પણ કહી શકાય. તો વડોદરા અને આણંદે એમ કરવું જોઈએ; અને તેઓ હિંદીને લેવા માગતાં હોય તોપણ તે જ્યારે શક્ય લાગે ત્યારે વિચારે.

પણ એવી વૃત્તિ તો ન જ ધારણ કરી શકાય કે, અમે હિંદી લઈ શકીશું ત્યારે તે જ લઈશું અને ત્યાં સુધી અંગ્રેજી જ ચાલુ રાખીશું. એમ કરવું એ તો ઉચ્ચ શિક્ષણમાં તાકીદી બનેલો જે સવાલ છે કે, હવે સ્વભાષાઓનું માધ્યમ હાઈસ્કૂલોથી આગળ વધવું જ જોઈએ, નહીં તો ઉચ્ચ શિક્ષણનું ધોરણ અને કામકાજ કથળી જશે, —એ સવાલને હિંદીના રૂપાળા નામે ટાળવા જેવું લાગે. આ કોઈ રીતે બરોબર નથી.

મુંબઈ સરકારે પણ આ બાબત કલમ 'નોટિફાય' ન કરીને આશ્વાસન ન લેવું ઘટે. તેનો મૂળ ઈરાદો અંગ્રેજીને બદલે સ્વભાષા અને/અથવા આંતરભાષાનું માધ્યમ બનતી ત્વરાએ રાજ્યના ઉચ્ચ શિક્ષણમાં ચાલુ થાય એ છે; તે ભૂલીને હિંદીના આગ્રહના અશક્ય ચકરાવામાં તેણે ન ફસાવું જોઈએ. મદ્રાસ પેઠે મુંબઈ રાજ્યે પણ તેની યુનિવર્સિટીઓને આગ્રહ કરીને માધ્યમ-પલટાનો અમલ જારી કરાવવો જોઈએ. અખિલ ભારતીય પ્રગતિ અને વિકાસનો આ પ્રશ્ન છે; તેમાં મુંબઈ રાજ્યે કરેલી પહેલનું માન તેણે ખોવું ન ઘટે.

૩-૧૨-'૫૮

૬

### શ્રી. જગદીશચંદ્ર બોઝ

હિંદની સ્વતંત્રતા આવી અને સ્વરાજ સ્થપાયું તેથી કેટલાય પ્રકારનાં નવપ્રયાણ લોકજીવનમાં સહેજે જનમવા લાગ્યાં. આમ થાય એ સ્વાભાવિક હતું. આ ગતિનાં વહેણ કેટલાંક સારાં અને કેટલાંક નઠારાં પણ હોય એમ બને. આઝાદીનું લક્ષણ છે કે, જેવા હોઈએ તેવા સ્વભાવને તે મોકળાશ આપે; અજાણ્યે ભૂલો કરવાનો હક પણ એમાં આવી જાય છે; કહો કે, એવો હક પ્રજાને મળવો, એ તેના સ્વરાજનું એક ચિહ્ન છે; એમાં એની લોકશાહી શક્તિની કેળવણી રહેલી છે.

આમ શરૂ થયેલાં નવપ્રયાણોમાં આપણા પ્રતાપી પૂર્વજોનું પુણ્યસ્મરણ કરવું, એ એક નોંધપાત્ર બાબત છે. આ રીતે આપણી સંસ્કૃતિનો તૂટેલો તાર પાછો સાંધી લઈ શકીએ, અને વચગાળામાં જે નવું મળ્યું હોય તેને તેમાં સમાવી કે પરોવી લઈએ. એવું એક પુણ્યસ્મરણ હમણાં આપણે હિંદના મહાન દેશભક્ત અને વૈજ્ઞાનિક, શ્રી. જગદીશચંદ્ર બોઝનું ઊજવ્યું.

આ મહાન પુરુષનો જન્મ બંગાળમાં (તા. ૩૦-૧૧-૧૮૫૮) થયો હતો. તે વર્ષ એટલે ૧૮૫૭ના બળવામાં ખપવવામાં આવેલા બનાવનું બીજું વર્ષ. અંગ્રેજી કેળવણી બંગાળમાં જન્મી ચૂકી હતી. જગદીશચંદ્ર કલકત્તાની કૉલેજનો અભ્યાસ પૂરો કરી વિલાયત ગયા. પિતાએ કહ્યું કે, પરોપકાર અને સેવા માટે દાકતરી ભણવી. જગદીશચંદ્રનું મન 'આઈ.સી.એસ.' થવાનું હતું. પણ પિતાની આજ્ઞા માથે ચડાવી દાકતરી તો ન કરી શક્યા, પણ કેમ્બ્રિજમાં વિજ્ઞાનનો અભ્યાસ કરી સ્વદેશ આવ્યા. તરત વિજ્ઞાનના અધ્યાપકનું કામ મળ્યું. પણ દેશી માણસ હોઈને ગોરાના પગારનો ત્રીજો ભાગ મળશે, એવી વાત કરી. જગદીશચંદ્રે આને અપમાન ગણ્યું અને પગાર લીધા વગર જ બેએક વરસ ચલાવ્યું. છેવટે સરકારે પૂરા પગારનો હુકમ કાઢ્યો.

તેમનો અભ્યાસ ભૌતિક પદાર્થવિદ્યાનો મુખ્ય હતો. તેમાં તેમણે વીજળીના ગુણધર્મોનું સંશોધન કરવા માંડ્યું. વગર તારે વીજળી ગતિ કરી શકે છે, એવાં તેનાં મોજાંની તેમણે શોધ કરી.

તેમના સંશોધનની મોટી વાત એ હતી કે, તે માટે જે બારીક અને અવનવાં યંત્ર-ઓજારો જોઈએ, તે પણ તેઓ પોતે બનાવી લેતા! આ યંત્રો પણ તે કાળમાં મોટી શોધ ઠરે એવાં અજાયબીભર્યાં હતાં.

આવાં યંત્રોમાંના એકમાં લોખંડનો વહેર તેમણે વાપરેલો. તેના કામ ઉપરથી એમણે એક નિરીક્ષણ કર્યું કે, વહેરને પણ અમુક કામ કર્યા બાદ થાક લાગે છે કે શું? એમણે એ પણ જોયું કે, અમુક વખતના 'આરામ' બાદ તે પાછું કામ દેવા લાગતો હતો. આમાં કેટલું તથ્ય છે એ જુદી વાત છે. પણ જગદીશચંદ્રનું ધ્યાન એ પરથી એ શોધના બીજે રસ્તે ચડ્યું અને તેમણે ભૌતિક પદાર્થવિદ્યામાંથી ધાતુ, વનસ્પતિ અને તેની શરીરવિદ્યાના સંશોધન ભણી નજર કરી. અને તેમાંથી તેમણે એક આપણું પ્રાચીન દર્શન, આધુનિક વિજ્ઞાનની ઢબના પુરાવા આપીને, દુનિયા આગળ રજૂ કર્યું કે, જડ અને ચેતન અથવા અજીવ અને સજીવ એવા ભેદમાં સૃષ્ટિને આપણે વહેંચી નાંખીએ છીએ; પરંતુ એ બધામાં જીવનતત્ત્વ તો સરખું જ વ્યાપીને રહેલું છે. એમ કહો કે, ईशावास्यमिदं सर्वम् यत् किंच जगत्यां जगत्નો આધુનિક ઢબે પુનરુચ્ચાર થયો! આથી જગદીશચંદ્રની કદર પશ્ચિમના વિજ્ઞાન-જગતમાં થઈ અને તેમને 'એફ. આર. એસ.'ની વિરલ પદવી વિલાયતમાં મળી.

વિજ્ઞાનની શોધ સત્યની શોધ છે એમ કહેવાય છે. તેને માટે તેણે એક પ્રકારની ભૌતિક પદ્ધતિ યોજી છે. આ પદ્ધતિ માપતોલ દ્વારા પરિમાણમાં જે આવી શકે તેને હાથ ધરે છે અને ગણિતશાસ્ત્રની મદદ વડે તેમાંથી જે અનુમાન કે સિદ્ધાંત જડે તેને તારવીને રજૂ કરે છે.

આથી તો જે સાકાર ભૌતિક છે તે જ વિજ્ઞાનના કામમાં આવે; આત્મા, ભાવના ઈ૦ જેવા સૂક્ષ્મ મનોભાવ એ ઢબને વશ વર્તી ન શકે. આથી ક્રમે કરીને વિજ્ઞાન કેવળ અજીવ કે જડ પરત્વે જ સીમિત થતું ગયું અને એની અસર સમાજ, ધર્મ, અધ્યાત્મ ઈ૦ જેવાં ક્ષેત્રો પર પણ પહોંચતી થઈ. આજે ૨૦મા સૈકામાં આવતાં આ અસરે મનુષ્ય મન અને ભૌતિક વિભૂતિ એ બે વચ્ચે એવી ખાઈ પેદા કરી છે કે ન પૂછયે વાત. એક વૈજ્ઞાનિક તરીકે જગદીશચંદ્રની નામના એ બાબતમાં રહેલી છે કે, સત્યના શોધનમાં તે જડ અને ચેતન એવા દ્વૈતવાદને માનીને ન ચાલ્યા. તેમણે પ્રાચીન જીવનદર્શનની સમજને વિજ્ઞાનપદ્ધતિએ કસી જોઈ; તે માટે જરૂરી યંત્રો તેમણે પોતે શોધ્યાં અને યોજ્યાં, કે જે શોધ પોતે પણ તેમની વિજ્ઞાન-બુદ્ધિ અને કળાને અમર યશ આપે છે.

આ શોધ-કાર્ય માટે તેમણે ખાસ પ્રયોગશાળા ઊભી કરી અને તેને સમગ્ર દેશને પોતાની કુલ કમાણીના વારસા રૂપે સોંપી, કે જે આજે તેમના નામથી વિજ્ઞાન-વિદ્યાક્ષેત્ર તરીકે ચાલે છે.

આ અર્પણ કરતી વખતે તેમણે કહેલું એક વાક્ય અંતે ટાંકવા જેવું છે. તેમણે કહ્યું હતું,

> "મારી સંશોધન-પ્રવૃત્તિઓ દરમિયાન, અજાણપણમાં હું એ સ્થાને પહોંચ્યો કે જ્યાં પદાર્થવિજ્ઞાન અને શરીરવિજ્ઞાનની હદ મળે છે; અને ત્યાં અજીવ અને સજીવ વચ્ચે ઝઘડતા ભેદના મુદ્દાઓની હદ ભૂંસાઈ જતી જોઈને હું દિંગ થઈ ગયો."

મૂળે જોતાં, વિજ્ઞાન જીવનસત્યની ખોજ છે. તેમાંથી આજે તે કેવળ ભૌતિકતાનું સત્ય જ શોધીને 'ટૅકનોલૉજી' તરફ જ ઢળી જવા મંડયું છે. એમ ભૌતિકતાના જ કીમિયા જાણી તે વડે ઇંદ્રિય-જીવનમાં જ રમ્યા કરવું એ જાણે એની નિષ્ઠા થઈ ગઈ છે. ચેતન આત્મતત્ત્વનું સહયાત્રી જડ જીવનતત્ત્વ જરૂર છે: દેહ અને દેહીની જોડી અતૂટ છે. પરંતુ તે બે નથી, એક છે. સજીવ રૂપે કે અજીવ રૂપે દેખાતું આ બધું જગત મૂળ જીવન-રૂપે એક છે. આ તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાનની શોધનું અંતિમ સ્થાન છે. વૃદ્ધિ- અને પ્રજનન- શક્તિથી પરખાતું સજીવ અને તેવી જીવશક્તિ-રહિત છતાં પોતાનું અસ્તિત્વ કે સત્તા ધરાવતું એવું જડ અજીવ બંને સાકાર ભૌતિકના ધરાવે છે. એ સર્વ ભૂત-પદાર્થ છે; તેમાં અંતર્યામી રૂપે ઈશ્વર કે એક અદ્વિતીય એવું જીવન તત્ત્વ રહેલું છે; जीवनं सर्वभूतेषु – ईशावास्यमिदं सर्वम्, એ પ્રાચીનમાં પ્રાચીન અનુભૂતિ કે જીવનદર્શન વિજ્ઞાનની રીતે પણ કસી શકાય છે, એ શ્રી. જગદીશચંદ્ર બોઝની ભેટ તેમને વિજ્ઞાનીઓમાં ખાસ જુદા પાડી તેમની અદ્વિતીયતા બતાવે છે. ૧૯ મા સૈકામાં જ્યારે આપણા લોકો અંગ્રેજોથી હારીને હતાશ થયા હતા, ત્યારે આ પરાક્રમી પુરુષે તેઓની જ વિદ્યાના ક્ષેત્રમાં જઈને વિજય મેળવ્યો; એ રીતે તેમણે રાષ્ટ્રના અનેક યુવકોમાં સ્વમાન અને સ્ફૂર્તિ પ્રેર્યાં. એમ કરી જનારા આપણા અનેક પ્રતાપી પૂર્વજોમાં શ્રી. જગદીશચંદ્ર બોઝ હમેશને માટેનું સ્થાન કમાયા છે.

તા. ૫-૧૨-'૫૮

૭

## રાષ્ટ્રનું ત્રીજું અર્થ-ક્ષેત્ર

ત્રીજી પંચવર્ષીય યોજનાની તૈયારીઓ જોશભેર શરૂ થઈ ગઈ છે અને થોડા માસ પછી તેનો ખ્યાલ આપતી રૂપરેખા પણ બહાર પડવા સંભવ છે. આથી કરીને લોકને તે જાણવા અને તેને આખરી રૂપ આપવામાં કહેવા કરવાની તક મળશે, એ સારી વાત છે.

યોજનાની વાત આવે છે ત્યાં બે 'સેક્ટર' કે 'ક્ષેત્ર'ની પરિભાષા આવીને ઊભી જ રહે છે — એક ખાનગી ક્ષેત્ર; બીજું, સરકારી ક્ષેત્ર.

સરકારી ક્ષેત્ર 'પબ્લિક સેક્ટર' કહેવાય છે; ખરું જોતાં તે લોકનું નહીં, પરંતુ લોક વતી અને તેમને માટે યોજાતું સરકારી ક્ષેત્ર છે.

તેવી જ ઢબે 'ખાનગી ક્ષેત્ર'વાળા પોતાના ક્ષેત્રને માટે 'ફ્રી એન્ટર્પ્રાઈઝ' — મુક્ત સાહસ એવો શબ્દ-પ્રયોગ કરે છે, તેમાં પણ 'મુક્ત' વિશેષણ રૂપાળું છે તેટલું સાચું ન ગણાય.

એક ત્રીજું ક્ષેત્ર પણ છે અને તે એવું વ્યાપક છે કે ધ્યાન બહાર રહી જાય છે. તે રાષ્ટ્રીય ક્ષેત્ર છે કે જે ખરેખર લોક-ક્ષેત્ર છે. આ ક્ષેત્ર સરકારી પરિભાષામાં 'સહકારી ક્ષેત્ર' કહેવાવા લાગ્યું છે. પ્રજા પોતાની સહકારશક્તિથી જે ઉદ્યોગધંધા અને કલ્યાણકાર્યો યોજે તેનું આ ક્ષેત્ર છે. તેમાં લોકજીવનના પ્રાણરૂપ એવાં ખેતી, ખાદી, અને બીજા અનેક ગ્રામોદ્યોગો આવે

છે. આ ક્ષેત્ર પણ ધ્યાન બહાર ન જવું જોઈએ. બલ્કે, તે ક્ષેત્ર ખરું અને પ્રથમ ધ્યાનપાત્ર છે. તેના વગર ખાનગી અને સરકારી બંને ક્ષેત્રો ટકે નહીં અને સુકાઈ જાય. આ ત્રીજા ક્ષેત્રમાંથી જ અત્યારે રાષ્ટ્રની સિત્તેર ટકા વાર્ષિક સંપત્તિ નીપજે છે. ત્યાં જો થોડું પણ ધ્યાન અપાય અને તેના મહત્ત્વની કદર થાય, તો ઝપાટામાં ફેર પડે. ખાનગી કે સરકારી બંને ક્ષેત્ર મૂડી વગર ન નભે; આ સહકારી કે રાષ્ટ્રીય ક્ષેત્ર શ્રમ અને સંઘશકિતને જોરે જોતજોતામાં જાદુ કરી શકે છે. તેને માટે જાદુગર જોઈએ; ગાંધીજીના ગયા પછી એ કામ જવાહરલાલજી અને કૉંગ્રેસ સંસ્થા કરી શકે. તેમ થાય તો ત્રીજી યોજના દેશના આર્થિક ઈતિહાસમાં નામના કરી જાય.

ખાનગી સાહસ-ક્ષેત્ર મૂડીવાદી ધોરણે ચાલે છે. સરકારી સાહસ-ક્ષેત્ર સમાજવાદી ઢબનું ઉદ્યોગીકરણ નજર સામે રાખે છે. સહકારી કે રાષ્ટ્રીય ક્ષેત્ર સર્વોદય સાધવા તાકે છે. આમ આ ત્રણ ક્ષેત્રોમાં કંઈક દૃષ્ટિભેદ રહેલો છે.

તા. ૬-૧૨-'૫૮

૮

## "શહીદ" પછી "સરહદ"

'શહીદ' નિમિત્તે ખાંભીની ચળવળ કેટલાક માસથી મુંબઈ રાજ્યમાં 'દ્વિભાષીકો-તોડ-દો-'વાદ તરફથી ચાલી. અમદાવાદમાં તેનો પ્રારંભ થયો. મુંબઈ-સહિત-સંયુકત-મહારાષ્ટ્ર-વાદ તરફથી તેનો પડઘો મુંબઈમાં ઝીલવામાં આવ્યો. પણ હાઈકોર્ટે તેનો તે અંગેનો જે સ્તુત્ય ચુકાદો આપ્યો, તેનાથી તેની ઉપર ઠંડું પાણી રેડાયું. અમદાવાદમાંયે એ ચળવળ નરમાશ પર પહોંચતી જાય છે, ત્યાં મહારાષ્ટ્રે પોતાની દક્ષિણ 'સરહદ' બાબતમાં મૈસૂર રાજ્ય જોડે હવે જંગ ઉપાડયો છે. આથી તે ચળવળમાં તોફાની તત્ત્વે દેખા દીધી છે અને આમ 'શહીદ' પ્રકરણ ઊપડયું છે.

પહેલા જેવું જ આ બીજા નવા પ્રકરણમાં પણ અમુક સામ્ય જોવા મળે છે. ખાંભી અંગે મૂળ શહાદતનો મુદ્દો કેટલો સાબૂત માની શકાય, એવો સવાલ અનેક લોકોના મનમાં હતો. આ 'સરહદ' બાબતમાં પણ એવું જ છે. મહારાષ્ટ્ર એ કાંઈ રાજકારણમાં સમજાતા અર્થમાં કોઈ સ્વતંત્ર રાજ્ય કે રાષ્ટ્ર કે દેશ નથી કે જેને 'સરહદ' હોઈ શકે. હિંદને સરહદ છે, જેથી પાકિસ્તાન જોડે તેની તકરાર કે તડજોડ સંભવી શકે. તેમ જ આપણી ઉત્તરે નેપાળ, તિબેટ ઇ૦ અંગેય તેવું સંભવી શકે. પરંતુ હિંદના પ્રાંતો કે પ્રદેશરાજ્યોને તે અર્થની 'સરહદ' ન હોય. છતાં જો 'સરહદ' માનવામાં આવે છે અને તેને માટે, જાણે કે કોઈ રાજ્યનો મુલક જીતવાનો હોય, એવી અદાથી દેશનાં જ સ્વજનો જોડે લડાલડી જગવવામાં આવે છે, ત્યારે કહેવું પડે છે કે, આ તો જે કેવળ દેશના વહીવટી એકમો જેવાં પ્રદેશરાજ્યો, હિંદના યુનિયન કે સંઘ રાજ્યે તેના બંધારણના ખંડ ૧ મુજબ, રચી લીધાં છે, તે પ્રદેશના લોકો, પોતાની અતિ-અસ્મિતાથી ઉશ્કેરાઈને, વહીવટી એકમ છે તેને ઉપરાષ્ટ્ર'—'સબ-નેશન' માની તો નથી બેઠા, એવી શંકા જાગે છે!

હિંદનું સંઘરાજ્ય અમેરિકા જેવું 'ફેડરેશન' નથી. તેથી ત્યાંનાં જે ઘટક રાજ્યો છે તેમની હસ્તી અને સત્તા કે હેસિયત જુદી જ છે, કે જે હિંદમાં પાર્લમેન્ટે રચેલાં ને જેમાં તે ધારે તેમ સુધારાવધારા કરી શકે તેવાં પ્રદેશરાજ્યોને નથી. તેથી જ જેને 'બચત-સત્તા' ('રેસિડયૂઅરી પાવર્સ') રાજ્યશાસ્ત્રમાં કહેવાય છે, તે એ રાજ્યોને નથી, પણ સંઘરાજ્યને છે. અને દેશની પાર્લમેન્ટ કે રાષ્ટ્રસભા સર્વોપરી અને સાર્વભૌમ છે. આમ અમેરિકામાં નથી. અને આ ફેરનું કારણ તે તે દેશના ઈતિહાસે ઘડેલું હોઈને તેના 'ઘટ સાથે રે ઘડિયું' છે. રાજકીય પરિભાષામાં જોતાં હિંદનું સંઘરાજ્ય જગતમાં સ્વતંત્ર દેશ તરીકે જન્મ્યું છે, નહીં કે મુંબઈ, બંગાળ, પંજાબ વગેરે કોઈ પ્રદેશરાજ્ય. તેઓની હદો કેવળ વહીવટી છે અને તે તો પાર્લમેન્ટ ધારે તેમ નક્કી કરી શકે. એમને ઉપરના અર્થમાં "સરહદ" ન કહેવાય.

એટલે આ 'સરહદ'-સત્યાગ્રહ પણ ખાંભી-સત્યાગ્રહ પેઠે યુક્તિબદ્ધ કે તર્કપુર:સર નથી દેખાતો. હિંદના રાજકીય પક્ષોએ પોતાની નીતિરીતિઓ વધારે સયુક્તિક અખત્યાર કરવી ઘટે. આપણા રાજકારણે લાગણીખોરીમાંથી નીકળીને વધારે ઉન્નત ભૂમિકા પકડવી જોઈએ.

તા. ૫-૧૨-'૫૮

૯

## 'ઉદ્યમ' અને 'ઉદ્યોગ' — કાનૂનદૃષ્ટિએ

ઔદ્યોગિક ઝઘડા અંગેના કાયદા બાબતમાં મુંબઈની હાઈકોર્ટે એક નોંધપાત્ર ચુકાદો હમણાં આપ્યો છે. એ

ખાસ નોંધપાત્ર એટલા માટે છે કે, તે અગાઉ થોડાં વરસ ઉપર ન્યાયમૂર્તિ ચાગલાએ એક ચુકાદો આપેલો, તેનાથી જુદો રાહ આ નવો ચુકાદો પકડે છે. આ આપનાર જજ નવા મુખ્ય ન્યાયમૂર્તિ શ્રી. ચૈનાની છે. તેમની સાથે ન્યા. શેલત બેઠા હતા.

ફેંસલાનો મુદ્દો 'ઉદ્યોગ' એટલે શું સમજવું એ ઊઠયો. અગાઉ પણ એ જ મુદ્દો હતો અને માજી વડા ન્યાયાધીશે તેનો અતિ વ્યાપક અર્થ કરીને તેનો અર્થ કોઈ પણ 'ઉદ્યમ' કર્યો હતો. તેની રૂએ મુંબઈની સરકારી જે. જે. ઇસ્પિતાલના બે બરદાસીઓ અંગે અદાલતે ફરમાવેલું કે, ઇસ્પિતાલ એક 'ઉદ્યોગ' છે; —જોકે તે સરકારી છે અને તેમાં કશો માલ તૈયાર કરાતો નથી અને નફાને બદલે ત્યાં સરકાર ઊલટા લાખો રૂપિયા દરદી-સેવામાં જોડે છે, એમ છતાં.

આ ચુકાદા ઉપર તે વખતે સર્વોપરી અદાલતે પણ પોતાની મહોર મારી હતી અને ચુકાદો બહાલ રાખેલો.

પરંતુ કલકત્તા હાઈકોર્ટે 'ઉદ્યોગ'નો અર્થ એવો વ્યાપક નથી કર્યો. તેણે સ્પષ્ટ કહ્યું કે, મૂડી અને મંજૂરી ભેગાં મળી માલ પેદા ન કરે તેવા ઉદ્યમને 'ઉદ્યોગ' ન કહી શકાય. જેમ કે, વકીલ, સોલિસિટર, દાક્તર ઇ૦ 'ભણેલા' ધંધાવાળા 'ઉદ્યોગ'વાળા ન ગણાય.

તાજેતરનો મુંબઈ હાઈકોર્ટનો ચુકાદો કલકત્તાના ઉપલા અર્થને સમર્થન કરે છે. ઝઘડો એક સોલિસિટરની પેઢી અને તેના નોકરોની બોનસની માગણી વિષે હતો. ઔદ્યોગિક અદાલતે ચુકાદો આપ્યો અને હાઈકોર્ટે તેને મંજૂર રાખ્યો કે, સોલિસિટર 'ઉદ્યોગ' કરે છે એમ ન કહેવાય. એનું કાંઈ કારખાનું નથી; એ તો એક બુદ્ધિજીવી ઉદ્યમ છે, અને તે 'ઉદ્યોગ'ની વ્યાખ્યામાં ન આવે.

આથી હવે એમ પણ આશા રાખીએ કે, ઉપરના જેવી અતિ વ્યાપક વ્યાખ્યાને આધારે ચાલીને જો યુનિયનો રજિસ્ટર થતાં હોય તો તેમને તેના નોંધણી-અમલદારે ના નોંધવાં જોઈએ. જેમ કે, શિક્ષક મંડળો, સરકારી નોકર મંડળ, યુનિવર્સિટી નોકર મંડળ વગેરે.

હાઈકોર્ટનો આ ચુકાદો ગમે તેમ ચાલતી યુનિયન-નોંધણી પર સારી અસર કરશે એવી આશા રખાય.

તા. ૫-૧૨-'૫૮

## ૧૦

## સરકારી ગ્રામ-વિદ્યાપીઠ

અંગ્રેજીમાં 'રૂરલ ઇન્સ્ટિટયૂટ' કહેવાતી ૧૦ ગ્રામ-વિદ્યાપીઠો વડી સરકાર ચલાવે છે. તેમનો ઉદ્દેશ ગામડાંમાં કામ દે એવા વિદ્યાર્થી તૈયાર કરવાનો છે. તેમનું શિક્ષણ અંગ્રેજીમાં આપવામાં આવે છે. આ કામને બે વરસ થયાં. તે વિષે કાંઈક ચર્ચા ચાલી છે અને કેટલાક પાર્લમેન્ટના સભ્યો તે સંસ્થાઓની તપાસે નીકળવા ધારે છે. શિક્ષણ-પ્રધાન શ્રી. શ્રીમાલીએ સભ્યોને કહ્યું કે, નાણાં તથા યોગ્ય તાલીમ પામેલા શિક્ષકોના અભાવને લઈને આ કામ દીપતું નથી. આ નવી સંસ્થાઓ માટે જુદી રીતે તાલીમ પામેલા શિક્ષકો જોઈએ, એમ કહીને તેમણે કહ્યું કે, એને માટે કેટલાકને સરકાર પરદેશ મોકલવા ધારે છે. સારાં પાઠયપુસ્તકોનો અભાવ પણ એક મુશ્કેલી તેમણે ગણાવી.

આ કામની મૂળ મુશ્કેલી, મને લાગે છે કે, બીજી જ છે. આ કામ માટે અલગ નવી વિદ્યાપીઠો શું કામ જોઈએ? અને તે સરકારી ખાતું શું કામ ચલાવે? અને ગામડામાં કામ કરનાર માટે અંગ્રેજી માધ્યમથી શું કામ શિક્ષણ અપાય? અને પરદેશમાં જઈને શું શીખવાનું મળવાનું? હિંદનાં ગામડાંનો અભ્યાસ કરીને તેને કામ દે ને બંધ બેસે,એવી તાલીમ કઈ તે શોધી કાઢીને શું તેનો અખતરો શરૂ ન થઈ શકે? ચાલુ યુનિવર્સિટીઓ જો ગામડાંની જરૂર ન ભાગે, તો તેમને તે તરફ વાળવી ન જોઈએ? સરકારે આ પ્રયોગ ઉપાડયો છે તેમાં જ મૂળે કાંઈક ભૂલ કે ખોડ રહેલી તો નથી? આશા રાખીએ કે, પાર્લમેન્ટના સભ્યો આ વિષે ઊંડે ઊતરીને તપાસ કરીને સાચું નિદાન મેળવશે.

તા. ૫-૧૨-'૫૮

## ૧૧

## સાપનો હાર પહેરાવ્યો!

છાપાં જણાવે છે કે, શ્રી. પાચળેગાંવકર નામે એક ભાઈ તાજેતરમાં પં. નેહરુને મળવા ગયા હતા, ત્યારે તેમણે તેમને હાર તરીકે સાપ ગળે પહેરાવ્યો! શ્રી. ઇંદિરા ગાંધી હતાં તે આ જોઈને આભાં જ બની ગયાં. સ્વાભાવિક છે. પેલા બુવાજીએ તેમને કહ્યું, 'ગભરાતાં નહીં; કાંઈ નહીં થાય.'

આવું જ એક સર્પમિત્રે ૧૯૩૪–૫માં ગાંધીજી અંગે કરેલું. તે ભાઈ એક સરકારી અમલદાર હતા. સાપ પાસે રાખતા. તે અરસામાં ગાંધીજી સાપો વિષે

જાહેર વિવેચન કરતા હતા, તે પરથી પેલા ભાઈ એમની પાસે પહોંચ્યા અને કહ્યું કે, જુઓ, મારી પાસે આ સાપ રહ્યો. તમારા ગળામાં પહેરાવું તોય તે કાંઈ નહીં કરે. ગાંધીજી પ્રયોગવીર રહ્યા; અને વધારામાં અહિંસાવાળા. એમણે તરત હા કહી અને પેલા ભાઈએ ગળામાં સર્પ-માળા પહેરાવી! ઘણું કરીને મહાદેવભાઈ કે કોઈ હતું તેમને ચિંતા થઈ. વાત સરદાર સાહેબ પાસે પહોંચી. તેમણે તોડ કાઢી આપ્યો કે, ગાંધીજીએ આવાં જોખમમાં ઓચિંતા બધાને ઉતારવા ન જોઈએ.

કોઈ પાસે ખાસ કાંઈ આવડત કે ચાતુરી યા જાદુ હોય તો એની જાહેરાત કરવા માટે મહાપુરુષ સારું કામ દઈ શકે. સાપ અંગે મદારી હોય જ છે, અને એ તેનો તમાશો બતાવે છે. પણ તેમાં ઉપરની રીતે બીજાને તેનું પાત્ર બનાવવાનું સાહસ કરવું, — અને તે વગર પૂછયે કહ્યે, — એ તો ભારે કહેવાય.

તા. ૬-૧૨-'૫૮

૧૨

**શ્રી. વિદ્યાબહેન નીલકંઠ**

આપણાં જાણીતાં અને વયોવૃદ્ધ સમાજસેવિકા બહેન શ્રી. વિદ્યાગૌરી રમણલાલ નીલકંઠના દેહાંતની ખબર જાણી ગુજરાતમાં સમાજસેવાક્ષેત્રમાં કામ કરતાં ભાઈબહેનોને તેમની ખોટ પડવાનું દુઃખ લાગ્યા વગર રહેશે નહીં. ગુજરાતની સંસારસુધારા પ્રવૃત્તિની જોડે સૈકા ઉપરથી જે કુટુંબનું નામ જોડાયું છે, તેનાં એ એક કડીરૂપ હતાં. વિદ્યાના ક્ષેત્રમાં પણ આ કુટુંબે પોતાની સેવા આપી છે. શ્રી. વિદ્યાબહેને તેમાં પણ પોતાની સેવા આપી. અમદાવાદની અનેક પ્રવૃત્તિઓમાં તે જાગ્રત ભાગ લેતાં હતાં. ઉંમર થતાં છેલ્લાં થોડાંક વરસથી તેમાં ફેર પડતો હતો એ સ્વાભાવિક હતું; છતાં તે હંમેશ બને તેટલું કરી છૂટવા તત્પર રહેતાં. પ્રભુ એમને શાંતિ બક્ષો.

તા. ૮-૧૨-'૫૮ **મગનભાઈ દેસાઈ**

# "ગોખલે અને ગાંધી"

[૧૯૫૭ના ગાંધીજયંતી સપ્તાહ દરમ્યાન કોચરબ આશ્રમ, અમદાવાદમાં યોજાયેલી વ્યાખ્યાનમાળા 'ગાંધીજીના ગુરુઓ' વેળાએ શ્રી. જુગતરામ દવેએ આપેલું વ્યાખ્યાન.]

ગાંધીજી હમેશાં કહેતા કે તેઓ ગુરુની શોધમાં છે. કોઈ કોઈ તેમના ગુરુ બનવાની ઉમેદવારી નોંધાવતા પણ ખરા! પરંતુ તેમના આત્માને સંતોષ આપે એવા કોઈ ગુરુ તેમને મળ્યા નથી, એવું તેમણે વખતોવખત જાહેર કર્યું છે. તેઓ હમેશાં કહેતા કે, મારો કોઈ ગુરુ નથી અને મારો કોઈ શિષ્ય પણ નથી; હું પોતે જ મારો ગુરુ છું અને હું પોતે જ મારો શિષ્ય છું.

આમ છતાં ગાંધીજીના જીવન ઉપર ઊંડી છાપ પાડનાર કેટલાક પુરુષોનું ઋણ ગાંધીજીએ સ્વીકારેલું છે. રશિયન ઋષિ ટૉલ્સ્ટૉય તેવા એક છે. "અન્ટુ ધિસ લાસ્ટ" — 'સર્વોદય'ના લેખક અંગ્રેજ વિચારક રસ્કિન બીજા છે. આત્મજ્ઞાની યોગી રાજચંદ્રજી ત્રીજા છે. એ સૌના કરતાં પણ ગોખલેજી વિષેનો ગાંધીજીનો ભાવ કંઈક અનેરો જ તરી આવે છે. તેમને ગાંધીજીએ પોતાના રાજદ્વારી ગુરુ તરીકે જાહેર રીતે સ્વીકાર્યા છે. પોતે દક્ષિણ આફ્રિકાના લાંબા નિવાસ પછી હિંદુસ્તાનમાં પાછા વસવા આવ્યા, ત્યારે એ રાજદ્વારી ગુરુની એક વર્ષ રાજકીય મૌન જાળવવાની આજ્ઞા ગાંધીજીએ અક્ષરશઃ પાળી હતી.

ગાંધી અને ગોખલે એકબીજાને મળ્યા કે તરત પ્રથમ દર્શને જ પરસ્પર પ્રેમમાં પડી ગયા લાગે છે. એકબીજાનો સ્વભાવ અને એકબીજાનાં કામ તેમને કુદરતી રીતે જ ગમી ગયાં જણાય છે.

દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહ માટે હિંદુસ્તાનના નેતાઓના આશીર્વાદ મેળવવા ગાંધીજી દેશના ઘણાખરા પ્રાન્તોના નેતાઓને ઉંબરે જઈ ચડયા હતા. કોઈએ તેમને મહેરબાનીની રાહે મદદ કરી. કોઈએ ચેતાવ્યા કે આ આફ્રિકા નથી, આ તો હિંદુસ્તાન છે. કોઈ પીઢ નેતાઓએ તેમને સભાઓમાં કેમ બોલવું ને કેમ વર્તવું તેનો ઉપદેશ આપ્યો.

પણ બધા નેતાઓમાં જો કોઈએ તેમને પૂરા અંતઃકરણથી ટેકો આપ્યો હોય, તેમનાં કામમાં પોતાની સર્વ

શક્તિ અને પૂરો વખત આપ્યાં હોય, તો તે ગોપાળ કૃષ્ણ ગોખલે હતા.

સત્યાગ્રહની લડતની પદ્ધતિ, ગાંધીજીનો સત્ય માટેનો આગ્રહ, તેમની ધર્મવીરતા—આ બધું જોઈ ગોખલેજીનો આત્મા અંતરમાંથી પ્રસન્ન થયો હતો. ગોખલેજી પોતે પણ રાજદ્વારી હિલચાલો સુધ્ધાં ધર્મ-ભાવનાથી ચલાવવામાં માનતા હતા. બન્નેનો સ્વભાવ આ બાબતમાં એકસરખો હતો.

ગોખલેજીએ દક્ષિણ આફ્રિકાની લડત માટે દેશમાંથી ફાળો ઉઘરાવી આપ્યો, કૉંગ્રેસ સંસ્થામાં જઈને યોગ્ય રૂપમાં સહાનુભૂતિનો ઠરાવ કરાવી આપ્યો, મોટા નેતાઓમાં અને સરકારી મંડળોમાં ગાંધીજીનો પરિચય કરાવી આપ્યો, અને આગળ જતાં વિલાયત અને દક્ષિણ આફ્રિકા જાતે જઈ ગાંધીજીના કાર્યને પ્રતિષ્ઠા આપી અને સત્યાગ્રહની લડતનું સ્વમાનભર્યું સમાધાન કરવાનો પણ પ્રયત્ન કર્યો. આ બધા વર્તન પાછળ કેટલો પ્રેમનો ઊભરો હશે, એ કલ્પી શકાય તેમ છે.

ગાંધીજી જ્યાં પણ રહેતા અને જે કંઈ કામો ઉપાડતા, ત્યાં હમેશાં આશ્રમો સ્થાપતા; તેથી ઉન્નત જીવન અને ત્યાગ સેવાના પ્રત્યક્ષ પાઠો નાના મોટા કાર્ય-કર્તાઓને મળી રહેતા. તે પ્રમાણે તેમણે સાબરમતી કાંઠે સત્યાગ્રહ આશ્રમ કાઢ્યો અને પાછળથી સેવાગ્રામમાં પણ આશ્રમ કાઢ્યો. તે સિવાય જ્યાં જ્યાં તેમણે કામો ઉપાડ્યાં છે, ત્યાં તેમની આસપાસ હમેશાં આશ્રમો ગોઠવાઈ ગયા છે.

ગોખલેજીનું જીવન જોકે જુદી જાતનું હતું, આશ્રમી નિયમિતતા અને હાથે કામો કરવાં વગેરેનું આશ્રમી વાતાવરણ તેમના સ્વભાવ સાથે બંધબેસતું નહોતું, છતાં એમનો ભારત સેવક સમાજ એક પ્રકારનો આશ્રમ જ હતો. તેમાં પ્રાર્થના, ઘંટી, રેંટિયો, પાયખાના-સફાઈ વગેરે નથી; પરંતુ ગાંધીજીના આશ્રમોની જેમ ત્યાં પણ દેશસેવાને જીવન સમર્પણ કરનારા ધર્મનિષ્ઠ કાર્યકર્તાઓ રહે છે અને તાલીમ લે છે. ગાંધીજીના આશ્રમની જેમ ત્યાં પણ સભ્યોનો એકબીજા સાથે આત્મીયભાવ હોય છે.

ગાંધીજી અને તેમના ગુરુ ગોખલેજીના જીવનમાં બીજી રીતે ઘણું ઘણું સામ્ય શોધી શકાય તેમ છે. નાનપણમાં ગાંધીજીને શિક્ષકે પડોશીમાંથી કૉપી કરવાનું સૂચવ્યું અને ગાંધીજીએ તેમ કરી પાસ થવા કરતાં ભોટમાં ખપવું વધારે પસંદ કર્યું, તે કિસ્સો જાણીતો છે. ગોખલેના જીવનમાં પણ તેવા કિસ્સાઓ છે. ઘેર ગણવા આપેલો દાખલો ગોપાળ પિતાજી પાસે શીખીને લખી ગયો હતો. બધાનો દાખલો ખોટો પડ્યો, એકલા ગોપાળનો જ સાચો પડ્યો. તેથી તેને ઉપરના નંબરે જવા શિક્ષકે કહ્યું. ગોપાળ ઉપર ચડ્યો નહિ, ઊભો ઊભો રડવા લાગ્યો. તેણે કહ્યું, ‘હું ઉપરના નંબરને લાયક નથી. દાખલો મેં મારી અક્કલથી ગણ્યો નથી, પિતાશ્રી પાસેથી શીખીને ગણ્યો છે!’

બીજો આટા-પાટાની રમતનો પણ આવો જ પ્રસંગ છે. ગોપાલ અને તેનો મોટોભાઈ ગોવિંદ રમતમાં સામા-સામા પક્ષમાં હતા. બે ભાઈઓ એક વખતે એક પાટા ઉપર સામસામા આવી રહ્યા. ગોપાળ જો મોટાભાઈને પકડ્યા વિના નીકળી જવા દે, તો તે પાણી લાવી શકે તેમ હતું. તેણે છાનામાના કહ્યું, ‘ગોપાળ, મને નીકળી જવા દે. મોટાભાઈનું કહ્યું તારે માનવું જોઈએ.’ પણ ગોપાળે રમતમાં પણ અધર્મ આચરવાની ના પાડી.

આમ ગાંધીજી અને ગોખલેજીની બુદ્ધિ બચપણથી જ સરખી રીતે કામ કરતી હતી.

ગોખલેજીના જીવનમાં માફી માગવાનો કિસ્સો ઘણો જ પ્રસિદ્ધ છે. તે પોતે વિલાયત ગયેલા હતા. પાછળ પૂનામાં પ્લેગ ફાટી નીકળ્યો. પ્લેગના રોગીઓને શોધી બહાર કૉરંટીનમાં ખસેડવાનું કામ ગોરા સોલ્જરોને હસ્તક મૂકવામાં આવ્યું હતું. તેઓનાથી લોકોમાં ખૂબ જ અસંતોષ ફેલાયો હતો. લોકોનાં ઘરોમાં પેસી જવાના, તેમનાં દેવસ્થાનો અભડાવવાના અને તેથી પણ વધારે તો સ્ત્રીઓનું અપમાન કરવાના આક્ષેપો તેમના ઉપર મૂકવામાં આવતા હતા. મિત્રોએ ગોખલેને લખેલા પત્રોમાં આ બધું રોષપૂર્ણ ભાષામાં લખ્યું. તે પરથી એમણે વિલાયતનાં છાપાંમાં આ બધું પ્રગટ કરી સખત ટીકાઓ કરી. પાછળથી આ આક્ષેપો સાબિત કરી આપવાની બાબતમાં પત્રલેખકોએ આનાકાની દેખાડી. તેથી ગોખલેજીએ સંપૂર્ણ અને કંઈ પણ જાતના ઢાંકપિછોડા વગરનું માફીપત્ર પ્રકાશિત કર્યું. દેશમાં સૌએ એક નબળા અને સરકારથી

ડરી જનાર માણસ તરીકે ગોખલેની ખૂબ મશ્કરીઓ કરી. એમના પોતીકા લોકોએ તેમને ન કહેવાનાં વચનો કહ્યાં. ગોખલેનો સુકોમળ આત્મા તેથી ખૂબ દુભાયો, પણ માફી માગવા માટે તેમને પસ્તાવો કદી થયો નહિ.

ગાંધીજીના જીવનમાં પણ પોતાની ભૂલો જાહેરમાં કબૂલ કરવાના બનાવો બન્યા છે. એ સર્વવિદિત છે. માત્ર એ ભૂલોથી તેમણે પોતાના આત્માને કદી બિડાવા દીધો નથી. તેમણે તો પોતાની લોકદૃષ્ટિએ નગણ્ય એવી એવી ભૂલોને હિમાલય જેવડી કરીને વર્ણવી છે; તેમને ખાતર સફળતાને આરે પહોંચેલી પોતાની લડતોને પાછી ખેંચી છે; અને તે દ્વારા પોતાની તેમ જ દેશની આત્મશકિત સતેજ કરી દીધી છે.

આમ ગુરુશિષ્યમાં ઊંડે ઊંડે કંઈક સમાન હતું, છતાં ગોખલે બંધારણવાદી અને બિનલડાયક માણસ હતા, ત્યારે ગાંધીજી એક જબરા સત્યાગ્રહી અને અનેક સીધી લડતોના સેનાપતિ હતા. ગાંધીજી એ તફાવત સારી રીતે જાણતા હતા. તેથી તો પોતાના ગુરુ દ્વારા સ્થાપિત ભારત સેવક સમાજમાં, બહુ આગ્રહ થવા છતાં, ગાંધીજી સભ્ય ન થયા. તે જ ગુરુની આજ્ઞા જ્યારે જ્યારે સત્ય ધર્મથી વિરુદ્ધની લાગી, ત્યારે ગાંધીજીએ તેનો માનપૂર્વક અસ્વીકાર કર્યો. દક્ષિણ આફ્રિકાની લડતનું ગોખલેના મહાન પ્રયત્નથી સમાધાન થયું હતું. પાછળથી આફ્રિકાની સરકારના કર્ણધાર જનરલ સ્મટ્સે એ સમાધાનનો ભંગ કર્યો. ગોખલેએ પોતાના સ્વભાવ પ્રમાણે હિન્દી પ્રજાને લડતના ત્રાસોમાંથી બચાવવા ખાતર આ કડવી ગોળી ગળી જવાની સલાહ આપી. સત્યાગ્રહી શિષ્યે માનપૂર્વક એ સલાહ માથે ચઢાવવાનો ઈન્કાર કરી ફરીથી સત્યાગ્રહ આદર્યો.

હિંદુસ્તાનમાં આવ્યા પછી પણ ગોખલેએ પોતાના મહાન શિષ્યને સત્યાગ્રહની સીધી લડતોથી વારવા પોતાની લાગવગ બહુ વાપરી, પણ તેમાં તેઓ સફળ થયા નહિ. બન્નેનાં રાજકારણો અને બન્નેની રાજરમતો તદ્દન જુદી ભૂમિકાઓ ઉપર હતાં. ગાંધીજી દેશમાં પાછા ફર્યા પછી ગોખલે ઝાઝું જીવ્યા નહિ; નહિતર આ ગુરુશિષ્યને સામસામાં વાગ્યુદ્ધો કરતા અને છતાં પરસ્પરનાં પ્રેમ અને માનમાં જરા પણ ખામી આવવા ન દેતા જોવાનો દેવદુર્લભ લાભ દેશની જનતાને મળ્યો હોત.

ગુરુ-શિષ્યની એક બીજા પ્રત્યેની ભક્તિ અત્યંત ઊંડી અને આંતરિક હતી. ગોખલે જ્યારે આફ્રિકા ગયેલા, ત્યારે તેમની બધી અંગત સેવાઓ એક સામાન્ય પટાવાળા અને કારકુનની અદાથી ગાંધીજી જાતે કરવાનો આગ્રહ રાખતા. ગોખલેનાં કપડાં જાતે ધોઈ જાતે ઈસ્ત્રી કરી આપવાનું માન જતું કરવા ગાંધીજી તૈયાર નહોતા. ગોખલે પાસે તેમના ગુરુ રાનડેની પ્રસાદીરૂપ એક સોનેરી કિનારીવાળું ખેસિયું હતું અને મહત્ત્વના જાહેર પ્રસંગોએ તે ખભે મૂકવાનો ગોખલેનો નિયમ હતો. આવી નાજુક મોંઘી વસ્તુ પણ પોતાના હાથે ધોઈ ઈસ્ત્રી કરવાની ગાંધીજીએ હઠ લીધી. ગોખલેએ કહ્યું, તમારી બધી સેવા હું કબૂલ કરી શકું, પણ મારા ધોબી બની મારા આ અમૂલ્ય ખેસિયાના ચીરા ઉતારો, એ જોખમ લેવા હું તૈયાર નથી. છતાં ગાંધીજીએ પોતાની હઠ છોડી નહિ અને છેવટે પોતાની સુંદર ધોબીકળા માટે ગુરુની શાબાશી મેળવી! ગુરુશિષ્યના આ પ્રેમકલહનું વર્ણન ગાંધીજીની આત્મકથામાં એમની અનનુકરણીય ભાષામાં વાંચીએ, ત્યારે જ આપણને એમની ભકિતની કલ્પના આવી શકે છે.

અને ગોખલેએ પણ પોતાની શિષ્યભકિત કેવી અપૂર્વ ભાષામાં ઉતારી છે?

> "... શ્રી ગાંધીને હું સારી રીતે ઓળખું છું, તે હું મારું ભાગ્ય સમજું છું. મારી ખાતરી છે કે, તેમના કરતાં વિશેષ પવિત્ર, ઉદારચરિત, શૂર, મહાનુભાવ આત્માનાં આ પૃથ્વી ઉપર અગાઉ સુધી પગલાં થયાં નથી. શ્રી. ગાંધી એક એવા પુરુષ છે, જે પોતે તપસ્વી જેવું સાદું જીવન ગાળી, સત્યનિષ્ઠ ન્યાયપરાયણ અને પ્રાણીમાત્ર તરફ પ્રેમાર્દ્ર રહી, પોતાના નબળા ભાઈઓ ઉપર જાદુઈ અસર કરે છે, અને તેમને નવાં ચક્ષુ અર્પે છે. તેમને માટે કહી શકાય કે, તે એક મર્દ, અદ્વિતીય વીર, અનનન્ય દેશભકત છે. તેમનામાં ભારતીય આર્યજીવનનો પરમોત્કર્ષ પ્રતિફલિત થયો છે." ['ભારત સેવક ગોખલે'—પા. ૬]

જુગતરામ દવે

# ગુજરાત યુનિવર્સિટીને અભિનંદન

[ બુધવાર તા. ૮-૧૦-'૫૮ના દિવસે ગુજરાત યુનિવર્સિટીના સાતમા પદવીદાન સમારંભના મુખ્ય મહેમાન તરીકે આપેલા પ્રવચનમાંથી. ]

ગાંધીયુગની પ્રવૃત્તિમાંથી જેમ સ્વરાજની સ્થાપના થઈ, તેમ ઠેકઠેકાણે પ્રાન્તીય વિશ્વવિદ્યાલયો પણ સ્થપાયાં. લોકસેવા, જાગૃતિ અને લોકજીવનનો ઉદ્ધાર લોકભાષા મારફતે જ થઈ શકે, એ અનુભવસિદ્ધ સૂત્રથી પ્રેરાઈને અનેક વિશ્વવિદ્યાલયો સ્થપાયાં. ગુજરાત માટે પણ આવા જ એક સરકારી વિશ્વવિદ્યાલયની આવશ્યકતા સ્વીકારી, મુંબઈ સરકારે એક સમિતિ નીમી. તેના શુભ સંકલ્પમાંથી આ વિશ્વવિદ્યાલયની સ્થાપના થઈ, એ સંતોષ મનમાં હજી તાજો છે.

વિષયો ભણાવવાની બોધભાષા ગુજરાતી, પરીક્ષાના પ્રશ્નોત્તરો ગુજરાતીમાં અને વિશ્વવિદ્યાલયનો વહીવટ ચલાવવાની ભાષા પણ ગુજરાતી થાય ત્યારે જ આને ગુજરાતી વિશ્વ-વિદ્યાલય કહી શકાય. કેન્દ્રીય સરકાર સાથે અને બીજી ભગિની સંસ્થાઓ સાથે આનો વહેવાર હિન્દીમાં ચાલે કે અંગ્રેજીમાં—એ પ્રમાણમાં ગૌણ બાબત છે. એમાં આપણો પોતાનો આગ્રહ વખતે ન પણ ચાલે; પણ ઘરનો વહીવટ અને ઘરની બધી પ્રવૃત્તિ ગુજરાતીમાં જ ચાલે, એ આગ્રહ રાખી શકાય.

તમામ ઉચ્ચ કેળવણી ગુજરાતી મારફતે આપવાની બાબતમાં ગુજરાતે પહેલ કરી એ સારું જ થયું. આ પગલાથી જ આખી પ્રજા સારી રીતે કેળવાશે. એનો લાભ પાંચ-દશ વરસની અંદર જ દેખાઈ આવશે. ત્યાર પછી બીજા પ્રાન્તો, જે હજી અંગ્રેજીના મોહમાં પડેલા છે, તેઓ પસ્તાશે અને પછી અહીંની અદેખાઈ કરવા માંડશે.

અત્યારથી જ એક બૂમાબૂમ સંભળાય છે કે, કેળવણી પ્રાદેશિક ભાષામાં આપવાથી દરેક પ્રાંતમાં કે રાજ્યમાં અળગાપણું વધશે અને દેશના કકડા-કકડા થશે. આ બીક ખોટી છે; પણ જો દેશના નેતાઓ અને રાજ્યકર્તાઓ આવી બીક સેવતા જ હતા તો દેશનાં આટલાં અલગ અલગ રાજ્યાં પાડ્યાં જ શા માટે? આખા દેશનું એક જ રાજ્ય અંગ્રેજો ચલાવતા જ હતા. બંગાળના, આન્ધ્રના અને ઓરિસ્સાના અલગ-અલગ ભાગલા પડે તે સામે પ્રજાએ પોકાર ઉઠાવ્યો અને ગાંધીજી જેવાઓએ પ્રજાની એ માગણીને ટેકો આપ્યો. તેથી તો ભાષાવાર પ્રાન્ત રચવાની વાત આગળ આવી. એમ તો સંસ્કૃત ભાષાને કારણે સાંસ્કૃતિક એકતા પહેલેથી હતી. ફારસી અને અંગ્રેજી જેવી રાજભાષાના સાર્વત્રિક અધ્યયનથી અમુક સાંસ્કૃતિક એકતા જળવાઈ હતી જ. આપણી ખરી એકતા કેવળ ભાષાને કારણે નહીં પણ સમાન ઇતિહાસ, સમાન પુરુષાર્થ અને સર્વસાધારણ સમાન ભાગ્ય અથવા નિયતિને કારણે જ ઉત્પન્ન થઈ છે અને જળવાઈ છે. એકતા હૃદયની છે. એ હશે ત્યાં સુધી જ રાજકીય એકતા ટકશે.

વિવિધતામાં એકતા એ આપણી વિશેષતા છે. વિવિધતા ટાળવાથી નહીં પણ એકતા ઉપર ભાર મૂકવાથી અને સહજીવન અને પરસ્પર સહયોગમાંથી જ આપણી સાર્વભૌમ એકતા મજબૂત થશે. ભિન્ન પ્રાન્તના અને ભિન્ન ભાષા બોલનારા હોવા છતાં એક નાતના લોકો એ રીતે જ પોતાની એકતા આજ સુધી અનુભવતા આવ્યા છે.

અંગ્રેજી દ્વારા ભારતની એકતા ટકાવવાની વાત તો અંગ્રેજોના રાજ્ય દ્વારા ભારતની એકતા ટકાવવા જેટલી જ વજૂદભરી ગણાશે. રાજાજીએ અંગ્રેજીનો પ્રશ્ન ઉઠાવ્યો છે. એમની બધી દલીલો મેં ધ્યાનપૂર્વક અને આદરપૂર્વક વિચારી છે. એ દલીલો પરથી એટલું જ સિદ્ધ થાય છે કે, આપણા લોકોએ અંગ્રેજી ભાષાનું જ્ઞાન મેળવ્યું છે તે ખોવું ન જોઈએ. એ વાત તો આપણે બધા સ્વીકારીએ છીએ. દેશમાં સારી સંખ્યાના લોકો અંગ્રેજી જાણે અને એ ભાષાનો અને સાહિત્યનો ઉપયોગ કરે એની સામે કોઈએ અવાજ ઉઠાવ્યો નથી. તકરાર તો પ્રજાનું રાજ્ય પ્રજાની ભાષામાં નહીં પણ પારકી ભાષામાં ચાલે છે, એની સામે જ છે. તમિળ-નાડનું રાજ્ય તમિળ ભાષા મારફતે ચાલવાથી ત્યાંની પ્રજા જાગ્રત થશે કે અંગ્રેજી ભાષાનું રાજ્ય એ

પ્રજા પર લાદવાથી? —એટલો જ મુખ્ય સવાલ છે. એ બાબતમાં રાજાજી મૂક જ રહ્યા છે.

અંગ્રેજી ભાષા જાણનારા લોકોની એક નાત બની ગઈ છે. મહત્ત્વાકાંક્ષી લોકો એ ભાષા શીખીને એ નાતમાં ભળે છે અને સામાન્ય જનતા પર પોતાનું રાજ્ય ચલાવે છે. એક વખતે અંગ્રેજો અભિમાનપૂર્વક કહેતા કે, We are the Brahmins of India today. જ્ઞાન, સંસ્કૃતિ અને અધિકારની રૂએ અમે જ આ દેશનું રાજ્ય ચલાવવાની અને દેશનું નેતૃત્વ કરવાની યોગ્યતા ધરાવીએ છીએ; માટે અમે આ દેશના બ્રાહ્મણો છીએ, એમ અંગ્રેજો કહેતા. આજે અંગ્રેજી જાણનારા લોકો એ જ વાત બીજી રીતે કહી રહ્યા છે. આપણને સામાન્ય પ્રજાનું, સ્વભાષામાં બોલનારી અને વિચાર કરનારી પ્રજાનું રાજ્ય જોઈએ છે. જે કાંઈ યોગ્યતા, જ્ઞાન અને કૌશલ્ય આ દેશમાં કેળવાયાં છે, એની મૂડી દેશની સામાન્ય પ્રજાને અને પ્રજાકીય ભાષાઓને મળે, એનું નામ તે સ્વરાજ.

માટે, દેશનું રાજ્ય તે તે પ્રદેશની પ્રજાકીય ભાષામાં ચાલે અને લોકોને તમામ જ્ઞાન એમની ભાષા મારફતે જ મળે; કોઈ પણ જાતની વિદ્યા કે કળા સામાન્ય પ્રજા ન સમજે એ ભાષામાં શીખવાનો વારો ન આવે, એનું નામ તે સ્વરાજ અથવા પ્રજાનું રાજ.

**કાકાસાહેબ કાલેલકર**

# પ્રતિભાનું પોત

વેદ મેહતા નામનો બાળક ત્રણ વર્ષની ઉંમરે આંધળો થયો. તેના પિતા મુલાકાતી-ફુલબ્રાઈટ-પ્રોફેસર તરીકે ભારતમાંથી અમેરિકા ગયેલા ત્યારે તે પોતાના પુત્ર વેદને શ્રી. નૉર્મન કઝિન્સને ઘેર લઈ ગયેલા. શ્રી. કઝિન્સે તા. ૧૭ ઑગસ્ટ, ૧૯૫૮ના 'સૅટર્ડે રિવ્યૂ' નામના પત્રમાં વેદ વિષે જે વાતો લખી છે, તે જગતના ઈતિહાસમાં નોંધવા જેવી છે.

અમુક ઇંદ્રિયો ન હોય તોપણ બાકીની ઇંદ્રિયો વડે કેટલી બધી સિદ્ધિ મેળવી શકાય છે, તેનો વેદ એ અનોખો નમૂનો છે. સામાન્ય રીતે આપણને જ્યારે આપણી બધી ઇંદ્રિયોની સગવડ હોય છે, ત્યારે આપણામાં રહેલી બીજી કેટલીક તાકાતોને — શકિતઓને આપણે ઉપયોગમાં લેતા નથી હોતા. પરંતુ જ્યારે જરૂર પડે છે, ત્યારે સંકલ્પશકિત અને આંતર-પ્રેરણાથી મનુષ્ય તેવી કેટલીય ગુપ્ત શકિતઓ પ્રગટ કરી શકે છે.

આ બાબત નોંધતાં 'મનસ'ના તંત્રી (તા. ૧૭ સપ્ટે. ૧૯૫૮) જણાવે છે કે, માબાપોએ એ ઉપરથી એક વાત ધ્યાનમાં લેવા જેવી છે કે, તેમણે પોતાનાં બાળકોને વધારેપડતી સગવડો જલદી જલદી આપતાં વિચાર કરવો જોઈએ.

શ્રી. કઝિન્સ લખે છે : —

'વેદને મેં પહેલપ્રથમ ૧૯૫૨ની વસંતમાં જોયો. તે તેના પિતા સાથે અમારે ત્યાં આવ્યો હતો. તેના હલનચલનમાં ક્યાંય તે અંધ હતો એ બાબતની કશી ઓછપ દેખાતી ન હતી. તે હાથમાં લાકડી પણ નહોતો રાખતો. તેના પિતાએ પણ તેને એકે વખત હાથનો ટેકો આપ્યો ન હતો. તે નિરાંતે આમ તેમ ફરતો. તેને પોતાના આંધળાપણાનું કશું ભાન નહોતું. ભીંત કે વચમાં આવતા પદાર્થો તે હાથ લંબાવ્યા વિના કે લાકડી વડે અડી જોયા વિના જ ટાળી શકતો.

'ત્યાર બાદ વર્ષમાં બે વાર — સામાન્ય રીતે નાતાલમાં અને ઉનાળાની રજામાં — તે અમારે ત્યાં આવતો. તે પશ્ચિમ કિનારા તરફની પોમોના કૉલેજમાં દાખલ થયો હતો. મને તો તે એકલો એટલે દૂરથી આવતો ત્યારે રસ્તા ઉપર ધસમસતી જગન્નાથના રથ જેવી મોટરોનો વિચાર આવતાં જ ગભરામણ થતી. પરંતુ વેદના બાપે કહી રાખેલું તે મને યાદ હતું કે, વેદ પોતાની શકિત બહારનું કશું કરવા કદી પ્રયત્ન કરતો નથી. અર્થાત્, તેનામાં ગમે તે કશું કરવા માટે જાણે અમર્યાદિત શકિત હતી.

'તેની ત્રણ શકિતઓ ખાસ કરીને અદ્ભુત હતી — ચામડીની વેદનશીલતા, કર્ણેન્દ્રિયપટુતા અને અવર્ણનીય યાદદાસ્ત. એ ત્રણને આધારે તે એકલો રેલ-ગાડીમાં મુસાફરી કરતો. મોટા ધમાલિયા રસ્તાઓ ઓળંગતો કે સાઈકલ ઉપર સવારી કરતો! મને જ્યારે પહેલી વાર વેદે જણાવ્યું કે, તેને સાઈકલનો શોખ છે,

ત્યારે મને નવાઈ લાગેલી. પરંતુ તેણે ઝટ મારી મોટી દીકરીની સાઈકલ લીધી અને અમારા મકાનના આંગણા આગળ સુંદર ચક્કરો લગાવ્યાં. એક જગાએ એક મોટર પડેલી હતી તથા બીજી જગાએ પાઈન વૃક્ષની ડાળીઓ નીચે આવેલી હતી, તે બધું ટાળીને તે ટટાર બેસી, માથું નિશ્ચળ રાખી, આનંદથી ખીલેલા મોં સાથે સાઈકલ હંકારતો હતો. મારા લક્ષમાં આવ્યું કે, તે વચ્ચે આવતી વસ્તુની લગોલગ જ જઈ પહોંચતો ત્યાર બાદ અચાનક ત્યાંથી ખસી જતો.'

'મનસ'ના તંત્રી નોંધ કરે છે કે, જીવનની મોટામાં મોટી મુશ્કેલીઓને પોતાના જીવનના સ્વાભાવિક અંશ રૂપ ગણી લઈ, અણવાપરુ પડેલી પોતાની સાહજિક શકિતઓને વધુ ને વધુ ઉપયોગમાં લાવવી એ શકય છે, તેવું વેદના દાખલા ઉપરથી સિદ્ધ થાય છે. જોકે, જીવનની તે અખૂટ શકિતનો પરચો જોવા આપણાં બાળકોની કોઈ ને કોઈ ઇંદ્રિયને થોડા વખત પૂરતી પણ કુંઠિત કરવાનો વિચારસરખો આપણે ભલે ન કરીએ; પરંતુ જીવનની સગવડો આપણે બાળકોને બહુ વિચાર કરીને કરકસરથી પૂરી પાડવી જોઈએ. કારણ કે, જે વસ્તુ 'કમાઈને' મેળવી હોય છે, તે જ વસ્તુની કિંમત માણસને બરાબર સમજાય છે તથા તેની જ તે યથોચિત કદર પણ કરી શકે છે.

અર્થાત્ સમજુ માબાપ કે સાચો શિક્ષક બાળકને જોઈતી વસ્તુઓ પૂરી પાડનાર ન બને; પરંતુ દરેક વસ્તુ મેળવવા માટે તેની શકિતને પડકાર થાય એવા પ્રસંગો ઊભા કરી, તેની પ્રારંભિક જીવનયાત્રાને તેની સારી કેળવણીયાત્રા બનાવે. મબલક સાધનો પહેલેથી જ પૂરાં પાડી આપનાર માતાપિતા કે શિક્ષક બાળકનાં સાચાં હિતૈષી ન ગણાય.

— મો૦

# વિજ્ઞાનની રજોટી

૧

### જગતની ભાષાઓ

મૅરિયો પી જગતના આગેવાન તથા પ્રમાણભૂત ભાષાશાસ્ત્રી ગણાય છે. તે જણાવે છે કે, દુનિયાની ભાષાઓની સંખ્યા ૨,૭૯૬ છે. (તેમાં બોલીઓનો સમાવેશ નથી થતો.) તે અંગે રસિક બાબત એ છે કે, એમાંથી લગભગ હજાર કરતાં વધુ ભાષાઓ અમેરિકાના ઇંડિયનોના વર્ગની છે. બીજી હજાર ભાષાઓ આફ્રિકાની જાતિઓ અને એશિયા તથા પૅસિફિક ટાપુઓના વર્ગોની મળીને થાય છે. ૧૦ લાખથી વધુ સંખ્યાના લોકો વડે બોલાતી ભાષાઓની સંખ્યા ૨૦૦થી કંઈક ઓછી છે.

સૌથી વધુ બોલનારાની સંખ્યાવાળી ભાષા ચીની છે. તેને ૫૦ કરોડ લોકો બોલે છે. અંગ્રેજી ૨૫ કરોડ લોકો (જન્મથી) બોલે છે. હિંદી ૧૬ કરોડ લોકો બોલે છે. રશિયન ભાષા ૧૫ કરોડ લોકો બોલે છે. અને સ્પેનિશ ૧૨ કરોડ લોકો બોલે છે.
—'અવેક', ૨૨-૧૧-'૫૮ ]

૨

### માંસાહાર

માંસાહારમાં થાકની લાગણી ઊભી કરનારા ઍસિડો ઘણા હોય છે. ઇતિહાસમાં સૌથી લાંબું અંતર તરવાનો વિક્રમ તોડનાર મુરે રોઝ (ઑસ્ટ્રેલિયા) પણ એવું માને છે કે, સખત પરિશ્રમમાં ટકી રહેવાની આ જાતની શકિત નિરામિષ આહારથી જ સંભવી શકે.

જૉન વિસમુલર પણ તરવાનો વિક્રમ ઊભો કરનાર હતો. તેણે તરવા વિષેના પોતાના પુસ્તકમાં લખ્યું છે કે, લાંબા અંતર સુધી તરવાની બાબતમાં તેને જે મુશ્કેલીઓ પડતી હતી, તે તેણે ૬ મહિના માંસાહાર તજી દઈને દૂર કરી હતી.
—'મનસ', ૨૭-૮-'૫૮ ]

ઇંગ્લંડથી ફ્રાન્સ સુધી ખાડી ઓળંગી જવાનો વિક્રમ ૧૪ કલાક ૬ મિનિટમાં તરીને તોડનાર બિલ પિકરિંગ જણાવે છે:—

'તાલીમ જેટલી જ મહત્ત્વની વસ્તુ ખોરાક છે. માંસાહારીઓ કરતાં મારામાં વધુ તાકાત છે; અને મેં

હંમેશ માન્યું છે કે, કુદરતી ખોરાકો માણસને દીર્ઘાયુ કરે છે તથા વધુ સુખી બનાવે છે. હું દર અઠવાડિયે બેથી ત્રણ રતલ જેટલું મધ ખાઈ જાઉં છું. મારા ખોરાકમાં ફળ ઉપરાંત દૂધ અને તેની બનાવટો મુખ્ય હોય છે. લોકો જો કુદરતી ખોરાકને તક આપે, તો તેઓ જોશે કે તેમને સંધિવા જેવા રોગો કદી નહીં થાય તથા તેમના દાંત પણ સુધરશે. હું આટો પણ પથ્થર-ઘંટીનો અને આખા દાણાનો વાપરું છું. મારા ઘરમાં મેંદો કે એવી ચીજ હું આવવા જ નથી દેતો. તરતી વેળા મેં દૂધ અને નારંગીઓનો રસ જ લીધો હતો.'

બિલ પિકરિંગ આ ખાડી ઓળંગનાર સૌથી પ્રથમ વનસ્પત્યાહારી છે; અને હવે તેણે 'નીરોગી ખોરાક'નો પ્રચાર કરતાં મંડળો ઉપરાંત વીશીઓ અને દુકાનો પણ શરૂ કરાવી છે.

—'ટાઈમ્સ ઑફ ઇંડિયા', ૨૩-૧૧-'૫૮]

'બ્રિટનો અને અમેરિકનો જે પ્રમાણમાં માંસ ખાવાને ટેવાયા છે, તે પ્રમાણના ખોરાકથી આપણે અત્યારની જગતની વસ્તીને ખોરાક પૂરો પાડી ન શકીએ; પરંતુ અત્યારે છે તે કરતાં પછીના સૈકામાં વધેલી વસ્તીને પણ, આપણે પ્લેટોની સલાહ માનીએ તો, (માંસ વિનાનો) ખોરાક પૂરો પાડી શકીએ અને પાડવો પણ જોઈએ.'

લીગ ઑફ નેશન્સનો અહેવાલ જણાવે છે કે, 'આખા દાણાનો લોટ, ફળ, શાક અને દૂધના પાયા ઉપર માણસને જોઈતી પોષણ વિષયક આવશ્યકતાઓવાળો ખોરાક આપણે ઊભો કરી શકીએ.'

સર જૉન રસેલે ૧.૬ એકર જમીનનો હિસાબ નીચે પ્રમાણે આપ્યો છે:— બીફ, લૅમ્બ અને મટન, તથા પીગ-મીટવાળો માંસાહાર મેળવવા માટે ૧.૩ એકર જમીન જોઈએ; ત્યારે રોટી, માખણ-દૂધ-પનીર, ફળ અને શાકના અહાર માટે .૩ એકર જમીન જોઈએ!

કૅલિફૉર્નિયા રાજ્યના કૃષિ-સલાહકાર શ્રી. કૅસલને પૂછવામાં આવ્યું કે, મુખ્યત્વે અનાજ અને ફળવાળો ખોરાક પૂરો પાડવા માટે એક પ્રૌઢ માણસને સીંચાઈવાળી કેટલી જમીન જોઈએ? તેમણે જવાબ આપ્યો કે, રોજ ૨૫૦૦ કૅલરીવાળો આહાર જોઈએ એ હિસાબે, તથા સીંચાઈવાળા અમારા રાજ્યની જમીનનું ઉત્પન્ન ગણતાં, ૧/૩ એકર જમીન જોઈએ.

—'મનસ' તા. ૨૭-૮-'૫૮] — રૉય વૉકર

૩

### બાપની આમન્યા

જજ સેમ્યુએલ એસ. લિબોવિઝ, બ્રૂકલીનની સર્વોપરી ફોજદારી અદાલતના વડા ન્યાયાધીશ છે. અમેરિકામાં છોકરાંઓની ગુનેગારીના વધતા આંકડાઓથી ચિંતિત થઈ, તે તેનો ઉકેલ શોધવા ઇટાલી તરફ નિરીક્ષણ માટે ગયા હતા. ઇટાલીમાં બાળ-ગુનેગારીનું પ્રમાણ ઓછામાં ઓછું છે. ત્યાં તેમને જણાયું કે, પોલીસો ઉપર હુમલા તો ભાગ્યે જ કરાય છે. અમેરિકામાં પોલીસો ઉપર વારંવાર થતા હુમલાની વાત સાંભળી, ઇટાલીના પોલીસ-અધિકારીઓ દિગ્મૂઢ થઈ ગયા. તેઓએ કહ્યું, 'અમારા ઇટાલીમાં તો સત્તાધીશ ઉપર હુમલો કરવાની કોઈને કલ્પના પણ ન આવે! ઇટાલીમાં જુવાનો સત્તા પ્રત્યે આદર જ દાખવે છે.'

લિબોવિઝ પોતાની તપાસનો સાર નીચે પ્રમાણે આપે છે:—

'ઇટાલીના પ્રાચીન ડહાપણની પરંપરામાં જ બાળ-ગુનેગારીનો ઉકેલ સમાયો છે; અને તે ઉકેલ, આપણે ગમે તેટલી કમિટીઓ નીમીએ, વટહુકમો કાઢીએ અને અબજો ડૉલરના કાર્યક્રમો ઊભા કરીએ તોપણ આપણને નહીં મળી શકે. તે ઉકેલ એટલે પિતાને ફરીથી કુટુંબના સર્વોપરી સ્થાને સ્થાપવો તે. અમેરિકાનાં બાળકો એવાં કુટુંબોમાં ઉછેરાય છે, જ્યાં આજ્ઞા-પાલન એ શબ્દ ઘૃણાસ્પદ ગણાય છે, અને જ્યાં મા કુટુંબમાં સર્વસત્તાધીશ થઈ બેઠી છે. . . મા હંમેશાં બાપના અભિપ્રાયને સત્તાને તથા મોભાને તોડી પાડતી હોય છે, તથા ઉથલાવતી રહેતી હોય છે. પરિણામે બાળક જે પાયા ઉપર ઊભું રહી શકે,—બાપની સર્વસત્તાધીશતામાં શ્રદ્ધા અને આદર—તે પાયો જ તેની નજર સામે તૂટતો રહેતો હોય છે. . .'

—'અવેક', ૮-૧૦-'૫૮]

૪

### મોટાનો મોહ

વીજળી ઉત્પન્ન કરવા માટે કે પૂર આવતાં રોકવા માટે કોઈ કોઈ જગાએ મોટા બંધ ઊભા કરવા

પડે એ જુદી વાત; બાકી, ખેતીની પેદાશ વધારવા માટે નાના નાના બંધ જ વધુ ઉપયોગી નીવડે છે. ઉત્તર-પ્રદેશનો રંગવાન-બંધ બંધાયો, તેમાં ખર્ચ ઓછું આવ્યું, તેનું બાંધકામ જલદી પૂરું થયું, અને તેનાથી જરૂર જોગી બધી જમીનને પાણી પૂરું પડયું. આવા 'નાના', બંધોમાંથી ખેતીના ઉત્પાદનની દૃષ્ટિએ 'મોટાં' પરિણામો આવે છે. અને તેથી એવા બંધોની યોજનાઓ આખા દેશમાં ઠેર ઠેર ખેતીના ઉત્પાદનને 'ઝટ' વેગ આપી શકે.

—પણ!

પણ આપણા દેશમાં 'મોટી કદાવર વસ્તુઓનો મોહ' બહુ જબરો છે. તેનાથી દુનિયામાં 'વાહ વાહ' મળે, પરદેશી મહેમાનો આગળ તેનો 'દેખાડ' કરી શકાય; અને એ યોજનાઓ પાછળ લાંચ-રુશવત અને ખોટાં ખર્ચો (તેની 'નાની નાની' અપાર વસ્તુઓ) પણ વધુ પ્રમાણમાં ઢંકાય.

—આપણે ત્યાં શહેરના ફેશનેબલ લત્તામાં એક મત્સ્યગૃહ, પક્ષી-સંગ્રહ અને દાદીમાના જોડાના ઘરવાળો એક નમૂનેદાર બાગ ભારે ખર્ચે તૈયાર કરાશે; પણ તેટલા પૈસામાં, શહેરના બીજા હજારો ભાગોમાં લીલોતરી-વાળા થોડા ટાપુઓ ઊભા કરી, ચોતરફ ચોખ્ખી હવા અને આંખ ઠારવાનાં સાધન ઊભાં થાય, એવું નહીં કરાય.

—આપણે ત્યાં લાખોને ખર્ચે 'ઑલિમ્પિક' સ્નાનગૃહ બંધાવશે; પરંતુ શહેરના જુદા જુદા ભાગમાં તેટલા પૈસામાંથી બિન-ઑલિમ્પિક દશ સ્નાનગૃહો નહિ બંધાવે.

—આપણે ત્યાં કરોડો રૂપિયા ખર્ચીને રાષ્ટ્રીય પ્રયોગશાળાઓ માટે દમામદાર મકાનો બંધાવશે; પણ યુનિવર્સિટીઓની પ્રયોગશાળાઓ, કે જ્યાં ખરી રીતે ઘણું ઉપયોગી શોધકામ થાય છે, તેમને માટે ચપટી નયા પૈસાની મદદ નહિ મળે.

—આપણે ત્યાં કરોડોને ખર્ચે શહેરની પાસે દૂધ-કૉલોની બંધાવાશે. આખી દુનિયામાં ક્યાંય એવું ગાંડપણ કોઈ નહિ કરતું હોય. બીજા દેશોમાં તો ગામડાંના પ્રદેશમાં જ એટલા ખર્ચે સેંકડો દૂધ-કૉલોનીઓ ઊભી કરી દે. તેથી દૂધ સસ્તું થાય, મબલક થાય અને શહેરને પણ પૂરતું દૂધ મળે.

—આપણે થોડી શાળા-કૉલેજો માટે મોટાં વિરાટ મકાનો ઊભાં કરીશું; પણ બીજી લાખો પ્રાથમિક અને માધ્યમિક શાળાઓને ભંડકિયાં કહી શકાય તેવાં મકાનોમાં જ પુરાયેલી રહેવા દઈશું.

દુ:ખની વાત તો એ છે કે, પંડિત જવાહરલાલને દશે વર્ષે પણ સમજાય છે કે, શાને બદલે શું કરવું જોઈતું હતું. પરંતુ તેમના સાથીદારોને કે અમલદારોને સો વર્ષે પણ તે ન સમજાય કે દેખાય, ત્યાં સુધી તેનો પણ અમલ નહિ જ થવાનો.

—'ટાઈમ્સ ઑફ ઇંડિયા', ૧૩-૧૧-'૫૮ | —'ઑબ્ઝર્વર'

### મોટાની મોટી વાતો!

ભારતની મોટી વાતોના મોટા ઘડવૈયાઓને (સીંચાઈ અને વિદ્યુત્‌શકિતના કેન્દ્રીય મંડળની ૨૯મી વાર્ષિક સભાનું ઉદ્‌ઘાટન કરતાં તા. ૧૭ નવેમ્બર, ૧૯૫૮ના રોજ નવી દિલ્હીમાં) ચીમકી આપતાં વડા પ્રધાન નેહરુએ 'રાક્ષસી યોજનાઓના આપણને વળગેલા રોગ' બાબત અકળામણ વ્યકત કરી અને જણાવ્યું કે, રાજ્યો પણ સતત મોટી મોટી યોજનાઓ માટે કેન્દ્ર સરકારનો જીવ ખાધા જ કરતાં હોય છે.

તેમણે જણાવ્યું કે, મોટી યોજનાઓને અમલી બનતાં તથા પરિણામ પર પહોંચતાં બહુ લાંબો વખત જાય છે; એટલું જ નહિ પણ તે લોકો સુધી પહોંચતી નથી. ઊલટું હજારો કુટુંબોને તે નિર્વાસિત કરતી હોવાથી તેમની સહાનુભૂતિ પણ ગુમાવે છે.

હજારો નાની યોજનાઓ અમલમાં ઊતરવા માટે તૈયાર પડેલી છે. એ બાંધકામો હાથમાં લેવાય, તો દેશની સિકલ બદલાઈ જાય. એવી યોજનાઓ અંગે લોકો તથા કાર્યકર્તાઓનો સહકાર પણ ઝટ મળી શકે.

બોર્ડના પ્રમુખે એવી ટીકા કરી હતી કે, નાની યોજનાઓ સરવાળે મોંઘી પડે છે. તેની સામે સપાટો લગાવતાં વડાપ્રધાને જણાવ્યું કે, દેશમાં અમાપ માનવ-શક્તિ પડેલી છે; તેનો યોગ્ય ઉપયોગ કરવામાં આવે, તથા વચ્ચે પૈસા મારી ખાનારા કંટ્રાકટરને જો હાંકી કાઢવામાં આવે, તો ખર્ચની રકમમાં મોટો ઘટાડો કરી શકાય.

નવી યોજનાઓવાળાં મથકોએ પાણી ભરાઈ રહેવાથી તથા જળાશયોમાં કાંપ ઠરવાથી જે નુકસાન થાય છે તેનો ઉલ્લેખ કરીને નેહરુએ જણાવ્યું કે, એથી પુરવાર થાય છે કે આપણને જે મળ્યું હોય છે તેટલું સાચવતાં પણ આપણને નથી આવડતું. તેમણે જણાવ્યું કે, ઉપયોગ અંગે અગાઉથી બધું નક્કી થયા વિના કોઈ યોજનાને હાથમાં પકડવી જ ન જોઈએ.

### કેટલાક આંકડા

ભારતમાં દર વર્ષે ૧૩,૫૭૦ લાખ એકર ફૂટ પાણી નદીઓમાં વહી જાય છે. તેના વડે ૪૦૦ લાખ કિલોવૉટ વિદ્યુત્-શકિત ઉત્પન્ન થઈ શકે. અત્યારે સીંચાઈ માટે તેનો માત્ર ૬.૯ ટકા ભાગ ઉપયોગમાં લેવાય છે તથા વિદ્યુતશકિતનું ઉત્પાદન ૩ ટકા જેટલું છે. ખેતી હેઠળની કુલ જમીનનો ૧/૫ ભાગ જ સીંચાઈ હેઠળ છે.

બીજી પંચવર્ષીય યોજનામાં સીંચાઈ હેઠળનો વિસ્તાર ૪૬૦ લાખથી વધારી ૮૭૦ લાખ એકર કરવાની ધારણા છે. અને વિદ્યુત્શકિત ૧૯૫૧માંના ૨૩ લાખ કિલોવૉટથી વધારીને ૧૯૬૧માં ૭૦ લાખ અને ૧૯૬૬માં ૧૫૦ લાખ કિલોવૉટ કરવાની ધારણા છે.

—ટા. ઑ. ઇં. ૧૮-૧૧-'૫૮ ]

### ખેતી

દેશના વિકાસ માટે બહુ-હેતુક મોટી યોજનાઓ સાથે સ્થાનિક નાની તથા મધ્યમ કદની યોજનાઓની પણ જરૂર છે. તો જ દેશમાં સર્વાંગી વિકાસ-કાર્યક્રમ અમલમાં આવે અને લોકોમાં ઠેર ઠેર ઉત્સાહ પ્રગટે. માત્ર સરકાર જ પરદેશી સાધનો અને પરદેશી મૂડી સાથે અમલમાં મૂકી શકે તેવી યોજનાઓથી આખા દેશની સિકલ બદલાઈ ન શકે. ચીનના ખેડૂતોએ પરદેશી મૂડી કે નિષ્ણાતની મદદ વિના માત્ર આપબળથી જ, ૧૯૪૯માં ૨૩૦૦ લાખ 'મુ' જમીન સીંચાઈ હેઠળ હતી તેને બદલે ૪૦૦૦ લાખ 'મુ' જમીન સીંચાઈ હેઠળ આ વર્ષે આણી દીધી છે. ('મુ' = ૧/૬ એકર)

કરોડો હાથ ભેગા મળીને જે કામ કરી શકે, તે થોડાં જંગી યંત્રો પણ ન કરી શકે; પણ એ કરોડો હાથને કામ કરતા કરનાર યોજકો હોવા જોઈએ. નહિ તો એક બાજુ પરદેશી દેવું કરીને રાક્ષસી યંત્રો આવે અને બીજી બાજુ કરોડો હાથ કામ વિના બેકાર બની રહે, એ દશા જોવાની થાય.

—ટા. ઑ. ઇં. ૨૦-૧૧-'૫૮ ]

૫

### ઇજિપ્તની બિન-છલંગી પ્રગતિ

પ્રેસિડન્ટ નાસરે તા. ૧૩-૧૧-'૫૮ના રોજ જાહેર કર્યું છે કે, ૧૯૫૬માં ઇજિપ્ત પાસે માત્ર ૧ કરોડ ૨૦ લાખ ડૉલરનું પરદેશી ચલણ હતું, 'પણ આપણે તેટલા વડે પણ જીવવા, ખર્ચવા અને બચાવવા પણ શક્તિમાન થયા છીએ. ઉપરાંત સરકારે તેના ૬ કરોડ પાઉંડ જેટલા સોનાની અનામતમાંથી એક પૈસો પણ વાપર્યો નથી.'

નાસરે વધુમાં જણાવ્યું કે, વધતી જતી વસ્તીના દબાણનો તે પોતે સંતતિ-નિયમનથી ઉપાય કરવા નથી માગતા; પણ વધુ ઉત્પાદનથી તેનો ઉપાય કરશે. 'આપણે ઇજિપ્તની જમીનના ચાર ટકાનો જ ઉપયોગ કરતા; હવે પૂરા સો ટકાનો ઉપયોગ કરવા ધારીએ છીએ.'

—ટા. ઑ. ઇં. ૧૫-૧૧-'૫૮ ]

પણ ભારત સરકાર તો વધતી વસ્તીને કૃત્રિમ ઉપાયોથી રોકીને તે પ્રશ્નનો ઉકેલ લાવવા માગે છે. ચીનમાં સંતતિ-નિકંદનની યોજના અમલમાં મુકાઈ છે. તેનો અભ્યાસ કરવા ભારત સરકારે ડૉ. ચંદ્રશેખરને મોકલ્યા છે. તેમણે હોંગકોંગમાં ભાષણ કરતાં જણાવ્યું કે, મદ્રાસ રાજ્યમાં એક યોજના અમલમાં મૂકવાની છે. તે અનુસાર પુરુષોને વંધ્ય બનાવવાનું ઑપરેશન કરાવવા કબૂલ થનાર દરેક પુરુષને ૧૦૦) રૂપિયા બોનસ આપવામાં આવશે. અલબત્ત, તે પુરુષને બે છોકરાં હોવાં જોઈએ અને તેની આવક રૂ. ૨૦૦) કે તેથી ઓછી હોવી જોઈએ. ઑપરેશનનું ખર્ચ સરકાર ભોગવશે.

તેમણે જણાવ્યું કે, વધતી વસ્તીનો ઉપાય ત્રણમાંથી એક રીતે થઈ શકે—(૧) જીવનધોરણનો ખ્યાલ જ છોડી દેવો; (૨) પીવાના પાણીમાં ઝેર ભેળવી દઈ આખી વસ્તીને મારી નાખવી; (૩) માનવ ફળદ્રૂપતા ઘટાડી નાખવી. પહેલા બે માર્ગો તો વ્યવહારુ ન હોઈ,

ત્રીજો માર્ગ જ બાકી રહે છે. તેમણે ઉપરાંતમાં જણાવ્યું કે, ભારતના સારે નસીબે ત્યાં કાયદાના કે ધર્મના કશા વિરોધો સંતતિનિકંદન સામે નથી.

— ટા. ઑ. ઇં. ૧૫-૧૧-'૫૮ ]

— ખરી વાત! આખો ગાંધી નામનો માણસ ચંદ્રશેખરના અર્ધ-જંગલા ચિત્તાકાશમાં પ્રવેશ જ પામ્યો નથી!

૬

### અણુયુગમાં સંરક્ષણ

આંતર-ખંડ-રૉકેટ-શસ્ત્ર હજારો માઈલ દૂર છોડી શકાય છે. રશિયાએ એ શસ્ત્ર દૂર દૂર અમેરિકા સુધી છોડી શકાય તેવી સિદ્ધિ પ્રાપ્ત કરી છે. અમેરિકાવાળાઓને રશિયાની સ્પુટનિક ફેંકવાની શકિત જોયા પછી એ વિષે શંકા રહી નથી. તેની સામે સંરક્ષણ મેળવવા અમેરિકામાં ગંજાવર ખરચ કરવામાં આવે છે. તેનો એક નમૂનો —

મોસ્કોથી છોડેલા શસ્ત્રને શિકાગો આવતાં ૩૦ મિનિટ થાય. શિકાગોમાં નોકરી-ધંધે ગયેલા નાગરિકને એ શસ્ત્ર અર્ધે લગી આવી પહોંચે ત્યારે ખબર પડે. હવે જો તે તરત રેલવે સ્ટેશને દોડતો જાય અને તેને નસીબે તેને રેલવેગાડી મળી જાય, તો પરાં-વિસ્તારમાં બહાર તૈયાર કરેલી મોટામાં મોટી અણુયુગની સંરક્ષણ-છત્રીના ભોંયરામાં તે પેસી જઈ શકે. તે ભોંયરું ૨૦૦ માણસોને આશરો આપી શકે; અને તેમાં તેઓ વધુમાં વધુ બે અઠવાડિયાં રહી શકે તેટલી સામગ્રી તૈયાર ભરી રાખવામાં આવી છે. એ ભોંયરું તા. ૧લી સપ્ટેમ્બર ૧૯૫૮ના રોજ તૈયાર થવાનું હતું. તેનું ખર્ચ પાંચ લાખ ડૉલરથી વધુ છે; અર્થાત્ ૨૫ લાખ રૂપિયા. પણ એ બસો ભાગ્યશાળીઓ કયા માણસો હોઈ શકે? અને બાવીસ કરોડની કુલ વસ્તી માટે એવાં કેટલાં ભોંયરાં અમેરિકા બનાવશે?

— 'લિબરેશન', સપ્ટેં. '૫૮ ]

૭

### જુગાર! જુગાર! જુગાર!

દુનિયા દર વર્ષે ૨૩ અબજ ડૉલર જુગારમાં ખર્ચે છે. આ આંકડા તો જાહેર કાયદેસર જુગારના છે. આમ, દુનિયાની કુલ વસ્તીના દરેક પુરુષ, સ્ત્રી અને બાળક દીઠ દર વર્ષે ૮ ડૉલર ૪૦ સેન્ટ જુગાર પાછળ ખર્ચાય છે. (૪૨ રૂપિયા.)

અંગ્રેજી ભાષા બોલનારા લોકો સૌથી વધુ જુગારી છે. અમેરિકા દર વર્ષે ૧૫ અબજ ડૉલર (૭૫ અબજ રૂપિયા) ખર્ચે છે; ગ્રેટ બ્રિટન દોઢ અબજ ડૉલર (૭ા અબજ રૂપિયા) અને ઑસ્ટ્રેલિયા ૧ અબજ ૪૦ કરોડ ડૉલર (૭ અબજ રૂપિયા) ખર્ચે છે.

| બીજા દેશોના આંકડા | ડૉલર | (રૂપિયા) |
|---|---|---|
| બ્રાઝિલ | ૪૮ કરોડ | ૨૪૦ કરોડ |
| જર્મની | ૪૩ કરોડ | ૨૧૫ „ |
| ભારત | ૩૮ કરોડ | ૧૯૦ „ |
| જાપાન | ૩૭ કરોડ | ૧૮૫ „ |
| આર્જેન્ટિના | ૨૭ કરોડ | ૧૩૫ „ |
| ફ્રાન્સ | ૨૬ કરોડ | ૧૩૦ „ |

જુગારમાં માણસ દીઠ સૌથી વધુ રકમ ઑસ્ટ્રેલિયા ખર્ચે છે. જેમ કે,

| દેશ | ડૉલર |
|---|---|
| ઑસ્ટ્રેલિયા | ૧૬૦ |
| અમેરિકા | ૯૦ |
| ન્યૂઝીલૅન્ડ | ૫૨ |
| ગ્રેટ બ્રિટન | ૩૦ |
| સ્વીડન | ૨૨ |
| કૅનેડા | ૧૩.૫૦ |
| દ. આફ્રિકા | ૧૨ |

— 'લાઈફ', ૨૭-૧૦-'૫૮ ]

૮

### પાકિસ્તાની બંગાળ

જૉન ઈ. ઓવન અત્યારે ઢાકા યુનિવર્સિટીમાં સમાજશાસ્ત્ર અંગેના ફુલબ્રાઈટ-અધ્યાપક છે. તેમણે ઢાકાથી કેટલીક વિગતો અમેરિકાના 'ન્યૂ લીડર' સાપ્તાહિકમાં (તા. ૬ ઑક્ટો. '૫૮) પ્રસિદ્ધ કરી છે.

પાકિસ્તાની બંગાળાના ૮૦ ટકા મજૂરો ચોખા અને શણના ઉત્પાદનમાં જ લાગેલા છે. ત્યાં વસ્તીનું પ્રમાણ દર ચોરસ માઈલે ૭૭૭ છે. આખા પાકિસ્તાનમાં વાર્ષિક આવક માણસ દીઠ ૨૫૦ રૂપિયા છે; પણ

આ પૂર્વ પાકિસ્તાનમાં તો ગરીબાઈ વિશેષ છે; એટલે ત્યાંની જણ દીઠ આવક તેથી ઘણી ઓછી હશે. જોકે પાકિસ્તાનનું સરકારી વહીવટી ખર્ચ અત્યંત મોટું છે. રાષ્ટ્રીય આવકનો ચોથો ભાગ મુલકી વહીવટ પાછળ ખર્ચાય છે અને ૫૮ ટકા ભાગ સંરક્ષણ પાછળ જાય છે..

બાળમરણનું પ્રમાણ પાકિ૦ બંગાળમાં ઘણું મોટું છે. દર વર્ષે મૅલેરિયા, કૉલેરા અને મરડાથી ૧ લાખ ૪૦ હજાર મરણ થાય છે. આયુષ્યનું પ્રમાણ ૩૨ વર્ષનું છે. હિંદુ દાક્તરો દેશ છોડી ચાલ્યા ગયા હોવાથી દાક્તરી સારવાર નહિવત્ છે, ગામડાંમાં રહેનાર ૯૦ ટકા વસ્તી હોમિયોપથી કે પછી ઘરગથુ ઉપચાર ઉપર આધાર રાખે છે. સમાજ-કલ્યાણની પ્રવૃત્તિ ઘણી ઓછી છે. દશ લાખની વસ્તીએ એક એવો કાર્યકર્તા છે.

ચિતાગૅાંગ અને ઢાકા એ બે મોટાં શહેરો છે. ઢાકામાં દર ચોરસ માઈલે ૧૨૦૦૦ની વસ્તી છે. પરંતુ પુરાણા ઢાકાના એક વૉર્ડમાં તો એક ચોરસ માઈલે ૧૦૬,૦૦૦ ની વસ્તી છે. આ બધી વસ્તી ગામડાંમાંથી આજીવિકા માટે આવીને વસેલા લોકોની છે. ઢાકામાં દર ૧૦૦૦ સ્ત્રીઓએ ૧૬૫૦ પુરુષો છે અને ચિતાગૅાંગમાં દર હજાર સ્ત્રીઓએ ૧૮૦૦ પુરુષો છે. એટલે રોગ અને ભ્રષ્ટાચારનો પાર નથી.

૧૯૫૧ની વસ્તીગણતરી મુજબ પાંચમાંથી એક જણ ભણેલું છે. નિશાળોનું ઠેકાણું નથી. ગામડાંમાં ઝાડ નીચે બેસી એકાદ શિક્ષક પાસે દિવસના બે ત્રણ કલાક ગાળનારાંની સંખ્યા જ વધુ છે. શહેરોની નિશાળો કંઈક સારી છે. શિક્ષકોને પગાર ૪૫ થી ૯૦ રૂપિયા મળે છે.

આખું અર્થતંત્ર અમેરિકાની મબલક મદદ વડે નભી રહ્યું છે. પણ બધા વિચારક પાકિસ્તાનીઓ જાણે છે કે, એમ કંઈ હંમેશ ચાલવાનું નથી.

શણનું બજાર ઓછું થતું જાય છે. ભારત તો ખરીદતું બંધ જ થઈ ગયું છે. પણ બ્રહ્મદેશ, ચીન અને બ્રાઝિલમાં શણની ખેતી થવાથી હવે પાકિસ્તાની શણના હરીફો વધી ગયા છે.

૯

**અર્થશાસ્ત્ર**

હૈદરાબાદમાં ૩૦૦૦ ઢાંકણાં ગટરો ઉપરથી ચોરી જવામાં આવ્યાં છે. એક છોકરો ઉઘાડી ગટરમાં પડી જતાં મરણ પામ્યો; ત્યારે કોર્પોરેશને તેના બાપને થોડી રકમ વળતર પેટે મંજૂર કરી. પરંતુ ત્યાર પછીય ઢાંકણાં ચોરવાનું ચાલુ જ છે. અને પોલીસ એ અંગે કંઈ જ કરી શકતી નથી—કરતી નથી. જે લોકો એ ચોરાયેલાં ઢાંકણાં વેચાતાં લે છે, તેઓ પણ સરખા જ ગુનેગાર છે.

—ટા. ઑ.. ઇં., ૧૪-૧૧-'૫૮ ]

**છાણ — છાણાં**

ભારત દર વર્ષે ૩ અબજ ટન છાણને બળતણ તરીકે બાળી નાખે છે. દર વર્ષે ૯ કરોડ ટન કોલસા જેટલું બળતણ એ થયું. તેનાથી ૬૦ કરોડ ટન કૃત્રિમ ખાતર જેટલું ખાતર નાશ પામે છે.

—'ઇકોનોમિક રિવ્યૂ' ૧-૧૧-'૫૮ ]

**ઉંદરડા !**

ખેતી ખાતાના કેન્દ્રીય નાયબ પ્રધાને જણાવ્યું છે કે, ભારતમાં દર વર્ષે ઉંદર, વાંદરા, રખડુ ઢોર વગેરેને કારણે ૪૦૦ કરોડ રૂપિયાની કિંમતનું અનાજ નાશ પામે છે.

—ટા. ઑ. ઇં. ૧૯-૧૧-'૫૮ ]

૧૦

**નાનાં છોકરાં અને શારીરિક હરીફાઈ**

૧૩ વર્ષની નીચેની ઉંમરનાં છોકરાંને શારીરિક તાકાતની હરીફાઈવાળી રમતોમાં ન ઉતારવાં જોઈએ, એમ શિકાગોના ડૉ. રિશર્ટ જણાવે છે. આ ઉંમરે તેઓના શરીરમાં વેગથી વિકાસ થતો હોવાથી થોડા વખત માટે નબળાઈ અને અસંગઠિતતા ઊભાં થતાં હોય છે. હાડકાં અને સાંધાઓને પણ સ્નાયવિક પાટાઓનું કુદરતી સંરક્ષણ બરાબર મળતું નથી હોતું. તે વખતે સાંધા ઊતરી જવા કે હાડકાંને ઇજા થવી એ ઘટનાઓ સામાન્ય ગણાય.

આ ઉંમરે સુદૃઢ નહીં બનેલ હૃદય, ફેફસાં વગેરે અવયવો ઉપર વધારેપડતી તાણ કે શ્રમ ન પડવાં

જોઈએ. આ ઉંમરે રમતો કેળવણીપ્રધાન તેમ જ મનોરંજનપ્રધાન હોવી જોઈએ.
—'સાયન્સ ડાઈજેસ્ટ', નવે. '૫૮]

૧૧

**શીશી-માતાનું ધાવણ**

શિકાગોની નૉર્થ વેસ્ટર્ન યુનિવર્સિટીના ડૉ. મેયર જણાવે છે કે, દશ વર્ષ પહેલાં ૩૬ ટકા બાળકોને શીશીનું દૂધ પિવરાવાતું, ૩૮ ટકાને માતાનું ધાવણ અને ૨૭ ટકાને શીશીનું દૂધ તેમ જ ધાવણ બંને મળતાં. હવે ૧૯૦૪ ઇસ્પિતાલોની તપાસ ઉપરથી જણાય છે કે, ૬૩ ટકા બાળકોને શીશીના દૂધ ઉપર જ ઉછેરવામાં આવે છે, ૨૧ ટકા બાળકોને માતાનું ધાવણ મળે છે અને ૧૬ ટકાને બંને.

માતાઓ હવે વધુ ને વધુ પ્રમાણમાં પોતાનો આકાર બગડી જવાની બીકે તથા ધવરાવવામાં પડતી કડાકૂટથી બચવા શીશીના દૂધ વડે જ બાળકોને ઉછેરવા તરફ વધુ ને વધુ વળતી જાય છે.
—'સાયન્સ ડાઈજેસ્ટ', નવે. '૫૮] —ગો૦

# પ્રાથમિક શિક્ષણની પ્રાણપ્રતિષ્ઠા

[વડોદરા શહેર પ્રાથમિક શિક્ષક સંઘના તા. ૨૩-૧૧-'૫૮ના રોજ મળેલા, જ્યા વાર્ષિક અધિવેશનના પ્રમુખપદેથી આપેલા વ્યાખ્યાનમાંથી.]

૧

આપણા દેશમાં આજે શિક્ષણની સ્થિતિ કેવી છે તે આપણે સૌ જોણીએ છીએ. બીજાં ક્ષેત્રોમાં પણ જે સ્થિતિ જોવા મળે છે તે બદલ આપણે પુણ્ય-અસંતોષ અનુભવીએ છીએ અને તેને સુધારવાને માટે સરકાર તેમ જ પ્રજા અને તેના નેતાઓ સતત ચિંતા સેવે છે.

આ સ્થિતિ થાય એમાં નવાઈ નથી. એમાં દુ:ખ પણ ન માનવું જોઈએ. સેંકડો વર્ષ પછી આપણે સ્વતંત્ર થયા છીએ અને રાજાશાહી પ્રણાલીઓમાં રહેલા હોવાં છતાં, પ્રજાસત્તાક કે લોકશાહી સમાજ અને રાજ્યતંત્ર સ્થાપવા ઇચ્છીએ છીએ. એથી સ્વાભાવિક રીતે, જૂનું ને ઠરીને ઠામ બેઠેલું બધું હલમલવા લાગે. આથી કરીને સ્વરાજ આવવાની સાથે, રાષ્ટ્રીય જીવનનાં બધાં ક્ષેત્રોની જેમ, શિક્ષણક્ષેત્રે પણ જાત જાતના સવાલો અને તેની જ સાથે, સામી બાજુએ, વિવિધ આકાંક્ષાઓ જાગી છે. લોકો શિક્ષણ અને શિક્ષક પાસેથી નવા યુગને અનુરૂપ આશાઓ રાખે છે. જમાનાની તાસીર જ એવી છે કે, આવું બધું આજે લોકમાનસમાં પેદા થવા લાગ્યું છે; એ વસ્તુ આપણા સ્વરાજની સુપ્ત શક્તિ પણ બતાવે છે, અને આપણે લોકશાહી ઇચ્છીએ છીએ તેના શુભ શુકન તેમાં વરતાય છે. આથી કરીને સરકારે કેવળ આર્થિક ક્ષેત્રે જ નહીં, પણ તેનાય મૂળમાં રહેલા એવા રાષ્ટ્રીય શિક્ષણના ક્ષેત્રે પણ નવયુગને અનુરૂપ અમુક કરી બતાવવું જોઈએ, એવી ઉત્કટ પરિસ્થિતિ પેદા થઈ રહી છે. આ એક હકીકતી બીના છે. તે અંગે, અને ખાસ કરીને શિક્ષણના ક્ષેત્રે, હું અમુક વિચારો ધરાવું છું, જે આપ સૌ જાણો છો.

આ વિચારો મારા કોઈ નવા છે એમ હું નથી સૂચવતો. તે આપણને સૌને રાષ્ટ્રપિતાના શિક્ષણ-વિષયક પ્રયોગોના નિચોડ રૂપે વરસોથી મળેલા છે. રાષ્ટ્રજીવનનાં બીજાં ક્ષેત્રોની જેમ આ ક્ષેત્રમાં પણ આપણે માટે કામ એ છે કે, રાષ્ટ્રપિતાએ રાષ્ટ્રનું નવજીવન ઘડવાને માટે આપણને સૂચવેલી વિવિધ રચનાત્મક બાબતોને અમલમાં મૂકતા થઈએ.

આ હું કહું છું ત્યારે મને મરહૂમ શ્રીમંત સયાજીરાવ, કે જેમના યાદગાર નામ જોડે અહીંની યુનિવર્સિટીને જોડવામાં આવી છે, તેમણે આ ક્ષેત્રમાં ઉપાડેલું કામ યાદ આવે છે. એમણે વરસો પહેલાં મફત અને ફરજિયાત પ્રાથમિક શિક્ષણની શરૂઆત કરી હતી; પ્રૌઢોના શિક્ષણની દૃષ્ટિએ આખા રાજ્યમાં પુસ્તકાલય-પ્રવૃત્તિ ઉપાડી હતી; રાજ્ય-વહીવટમાં ગુજરાતી ભાષાનો ઉપયોગ સંકલ્પપૂર્વક તેમણે આદર્યો હતો અને વડોદરા રાજ્યનું કુલ વહીવટી કામ ગુજરાતીમાં ચલાવ્યું હતું; અને નોંધપાત્ર તો એ છે કે, તેની જ સાથે તેમણે દેશના આંતરવ્યવહાર સારુ એક આંતરભાષા હિંદી જોઈશે, તેને માટે પણ વિચાર કરેલો અને સરકારી નોકરો માટે તે ભાષાનું જ્ઞાન આવ-

શ્યક કર્યું હતું. આ બાબતો આગામી સ્વરાજમાં જરૂરી સુધારણા રૂપ હતી, તે હવે આપણે સાફ જોઈ શકીએ છીએ.

૨

આજે આપણા નવા મુંબઈ રાજ્યને દ્વિભાષી રાજ્ય કહેવાય છે. વડોદરાને માટે તો તે પણ તદ્દન અપરિચિત બાબત ન ગણાય. એમ તો જૂનું મુંબઈ રાજ્ય પણ મુખ્યત્વે દ્વિભાષી જ હતું. હાં, એટલો ફેર ખરો કે, વડોદરા રાજ્ય રાજાશાહી હતું; અત્યારે હવે આપણે લોકશાહીમાં છીએ. અને આ ફેર જરૂર મોટો છે, જે આપણી પ્રજાકીય પ્રગતિનો સૂચક છે.

ભાષાને કારણે અમુક જુદાઈ આપોઆપ કુદરતી રીતે આવે, એ તો ઉઘાડું છે. અને એક પ્રજામાં અનેક ભાષાઓ હોય એ કાંઈ નવી વાત નથી. તે છતાં દેશના આપણ બધાને માટે એક-સ્વાર્થ, એક-હિત, એક-પરાક્રમણ, એક-જય રહેલાં છે, અથવા રહેવાં જોઈએ. એવી આપણી ભાવના બનવી જોઈએ; એમાં આપણી એક-રાષ્ટ્ર તરીકેની હયાતી માટે તદ્દન જરૂરી એવો એકપ્રજાભાવ રહેલો છે. હવે સ્વરાજ્યયુગ બેસતાં, હિંદની શિક્ષણપ્રથાની જો એક નવીન અને મોટામાં મોટી જવાબદારી બનતી હોય તો તે એ છે કે, તેની શિક્ષણપ્રથાના કુલ કામકાજના અર્કરૂપે આ ભાવ સહજતાપૂર્વક નવી પેઢીમાં — કે જેને ઘડવાને માટેનું તેનું એકમાત્ર પ્રયોજન અને કૃતકૃત્યતા છે, — તેમાં જન્મે, ઘડાય અને પોષાય. આ એક આધ્યાત્મિક પ્રેરણાને મળતું કામ છે. તે કામ શાબ્દિક બોધનું નથી. પરંતુ શિક્ષક-વિદ્યાર્થીની વચ્ચે જે જીવંત પ્રક્રિયા ચાલે છે અને તેમાંથી જે સૂક્ષ્મ સંગ પેદા થઈને વિદ્યાર્થીને ઘડનારું લગભગ આધ્યાત્મિક કહેવાય એવું બળ જન્મે છે, તે બળથી આપોઆપ સધાય છે. રાષ્ટ્રના આત્માને જાણવાના જેવું પ્રજાકીય આત્મજ્ઞાન એ છે, એમ પણ કહી શકીએ. રાષ્ટ્રના પ્રજાત્માનું આ પ્રકારનું જ્ઞાન સહેજે સર્જી શકે તે હરકોઈ દેશની સાચા અર્થમાં રાષ્ટ્રીય કેળવણીના નામને પાત્ર ઠરે છે.

૩

આપણા રાષ્ટ્રપિતાએ રાષ્ટ્રીય કેળવણીના મહાન આંદોલન દ્વારા દેશમાં સર્વત્ર આવી એક-રાષ્ટ્રત્વની પ્રેરણા જન્માવવા ધાર્યું હતું. તેને અર્થે તેમણે આપણને વિગતવાર કેટલીક બાબતો જણાવીને ચોક્કસ કાર્યક્રમ આપ્યો હતો, કે જેને છેવટે તેમણે પાયાની કેળવણી નામ આપેલું :

૧. બધું શિક્ષણ સ્વભાષાના માધ્યમ દ્વારા ચાલવું જોઈએ.

૨. હિંદી આંતરભાષા દેશની સમગ્ર પ્રજાની મમતા મેળવે એવી વ્યાપક અને સર્વગ્રાહી તથા સર્વક્ષમ બનવી જોઈએ; નહીં તો તેને દેશના બધા ભાગ અપનાવવા તૈયાર નહીં થાય, કે જે આજે જોઈએ છીએ.

૩. શિક્ષણે દેશના વિશાળ ગ્રામજીવન જોડે રહીને અને મુખ્યત્વે તેની સેવા અર્થે કામ કરવું જોઈએ.

૪. તેને સારુ તેણે શ્રમ અને જાતમહેનતનો મહિમા અને પ્રતિષ્ઠા વધારવાં જોઈએ; તે સારુ જીવનને ધારક પોષક એવા ગૃહ- અને ગ્રામ- ઉદ્યોગને ભણતરમાં કેન્દ્રીય સ્થાન આપવું પડશે.

૪. આ મૂળ કે પાયાની પુનર્ઘટનામાં અંગ્રેજી ભાષાના શિક્ષણને સ્થાન નહીં હોય.

આ વસ્તુઓ શિક્ષણની ગળથૂથી રૂપ જે પાયાની કે પ્રાથમિક કક્ષા છે, ત્યાં રોપવાથી શરૂઆત થવી જોઈએ, એ ઉઘાડું છે. તે કરવામાં શિક્ષણ-સુધારણાનાં મુખ્ય એવાં ઘણાખરાં મૂળતત્ત્વો આવી જાય છે.

૪

મફત અને ફરજિયાત શિક્ષણ દેશનાં બધાં બાળકોને, તે ૧૪ વરસની ઉંમરનાં થાય ત્યાં સુધી આપવું, એવી આપણા રાષ્ટ્રીય રાજબંધારણની આજ્ઞા છે. હિંદની પંચવર્ષીય વિકાસ-યોજનાના ઉપક્રમમાં આ વસ્તુને સરકારે સ્વીકારી છે અને તેને અમલમાં ઉતારવાને માટે શરૂઆતનાં અમુક પગલાં પણ વિચારી લીધાં છે. જેમ કે, બાળકની ૧૧ વરસની ઉંમર સુધી તેને કેળવવાનું આવતી ત્રીજી યોજનાના ગાળામાં પૂરું કરીશું; આ કેળવણીની પદ્ધતિ ગાંધીજીએ સૂચવેલી પાયાની કે ઉદ્યમ-માધ્યમી પદ્ધતિથી યોજીશું; એ દૃષ્ટિએ પ્રદેશ-સરકારો કામ કરે તેમાં વડી સરકાર મદદ કરશે. વગેરે.

આ નિર્ણયો અમલમાં મૂકવાની મુસીબતમાં અત્યારે આપણે ફસાયા છીએ. અને મુસીબત મુખ્યત્વે એક જ છે, કે જે પ્રજાઓના સામુદાયિક વિકાસક્રમમાં કુદરતી

રીતે જન્મે છે. મુસીબત એ છે કે, ગયા અંગ્રેજી રાજ્યમાં નીપજેલી અંગ્રેજી કેળવણીએ જે સ્થાપિત હિત અને હકદાવા પેદા કર્યા છે, તેનું ચોકઠું વેળાસર હાલવું જોઈએ.

૫

મોટી મુસીબતરૂપ આ ચોકઠાને હલાવવાનું લીવર પણ આપણને રાષ્ટ્રપિતાએ બતાવ્યું છે કે, નવીન રાષ્ટ્રોદયના ઉત્થાનમાં અંગ્રેજીના સ્થાન વિષે વેળાસર દુરસ્તી કરી લો, તો તેમાંથી રસ્તો મળશે.

અને આપણા મુંબઈ રાજ્યે અભિમાન લેવા જેવી એક વાત છે કે, ૧૯૪૮થી આની શુભ શરૂઆત તેણે કરી અને તેને પ્રતાપે આપણા ભાષાપ્રદેશની યુનિવર્સિટીએ તેના કાયદાથી તેને સૂચવવામાં આવેલી ફરજ અદા કરી અને ઠરાવ્યું કે, અંગ્રેજીને બદલે ગુજરાતી અને જેમને ફાવે ને જરૂર પડે તેમને માટે આંતરભાષા હિંદી પણ શિક્ષણ-પરીક્ષણનું વાહન બનશે.

અત્યારે દસે વરસે તેમાં મુસીબતની દહેશત ઊભી થઈ છે અને અમુક વર્ગો તરફથી એવી માગણીનો કોલાહલ જાગ્યો છે કે, પાછું અંગ્રેજી હતું તેમ ધોરણ ૫ થી શીખવવા દો. આ નરી પ્રત્યાઘાતી પરાગતિ જ છે, એમાં મારા મનમાં લેશમાત્ર શંકા નથી. તથા રાષ્ટ્રનું વિચારક વલણ પણ એ જ છે. રાજબંધારણનો આત્મા પણ એ જ વસ્તુને પ્રમાણે છે. છતાં આ નવું પરાગતિક મોજું કેમ ઊભું થયું છે? કારણ એ જ અંગ્રેજી માધ્યમની આપણા રાષ્ટ્રની કેળવણીને વળગેલી બલા છે, કે જેને કોઈ હવે ચાહતું નથી. સ્વરાજમાં તેને ઘટે એવા અને સ્વાભાવિક સ્થાને આપોઆપ જવા તરફ વળેલી અંગ્રેજી ભાષાને પૂર્વવત્ સાચવી રાખવાને માટે તેની રક્ષા કરવા માટે શું કરવું, તે વિચારવાને સારુ યુનિવર્સિટી ગ્રાન્ટ્સ કમિશને નીમેલી કુંઝરુ સમિતિ પણ કબૂલ કરે છે કે, અંગ્રેજી માધ્યમ તો હવે બદલાશે જ; પણ તે ધીમેથી અને સાંભળીને કરવું, કે જેથી આપણને વચગાળાની અવશ્ય થનારી ઘડભાંગને લઈને નાહક નુકસાન ન વેઠવું પડે.

પણ હવે શું કહેવાય છે? યુનિવર્સિટીમાં વિદ્યાર્થીઓને અંગ્રેજીમાં શીખવીએ છીએ ત્યારે તેઓ સમજતા નથી, માટે પહેલાં પેઠે નિશાળોમાં વહેલું અંગ્રેજી શીખવો! આ કેવી ઊંધી વાત છે, એ ઉઘાડું છે. માધ્યમ બદલવાનું છે તે ન બદલતાં, તેનો અઘટિત અને અન્યાયી બોજો લોકોની આમ કેળવણી પર નંખાયો છે તે ચાલુ રહે એવી માગણી કરવી, એ કેવું કહેવાય?

અને આ માગણીના સમર્થનમાં શિક્ષણશાસ્ત્ર, માનસશાસ્ત્ર, અને કંઈ કંઈ શાસ્ત્ર ટંકાવા લાગ્યાં છે તે જોઈને, મારી જેમ તમને સૌને પણ દુ:ખભરી રમૂજ પડતી હશે, એમ માનું છું. આ બાબતમાં પ્રાથમિક શિક્ષણકારોએ ખૂબ સાવધાન બનવાની જરૂર છે.

૬

'પ્રાથમિક' એટલે શું, એ વિષે પણ શિક્ષણ-પંડિતોએ વાદવિવાદ જગવ્યો છે. સ્વરાજ અને સ્વતંત્રતા આવતાં, 'પ્રાથમિક'નો અર્થ હવે નવો થાય છે અને તે એ કે જે બંધારણની આજ્ઞામાંથી ઊભો થાય છે. હિંદની એલિમેન્ટરી કે પ્રાયમરી કે બેઝિક જે કહો તેનો અર્થ બાળકનાં ૧૪ વરસ સુધીમાં આપવાની મફત ફરજિયાત કેળવણી છે. ત્યાર પછીની આગળની કેળવણી મરજિયાત છે અને વિશેષ છે. આ બહોળા બે ખંડની કક્ષાઓની અંદર ઉપકક્ષાઓ કે શાખો-પશાખાઓ ભલે હોય; પરંતુ તેથી રાષ્ટ્રની પ્રાથમિક પાયાની કેળવણીની વ્યાખ્યામાં ફરક પડી શકતો નથી.

૭

'ફરજિયાત' કેળવણી અંગે પણ એક વિચાર અહીં રજૂ કરવા જેવો માનું છું. અંગ્રેજી શબ્દ 'કમ્પલ્સરી' માટે આપણે 'ફરજિયાત' શબ્દ વાપરીએ છીએ. ખરું જોતાં તેનો શબ્દાર્થ તો બીજો થાય છે — 'જોરજબરી'. તેને બદલે આપણે 'ફરજિયાત' શબ્દ વાપરીને એક સારો સુધારો કે ઇષ્ટ ભાવ પેદા કર્યો છે.

સામાન્ય રીતે ફરજ પોતે જાતે બજાવવાની હોય છે; તે બીજા પર લાદવી ન ઘટે. પ્રાથમિક કેળવણી ફરજિયાત છે સરકાર માટે. એટલે કે, સારી કહી શકાય એવી શાળાને માટે ઓછામાં ઓછી આવશ્યક જોગવાઈ હરેક જરૂરી સ્થળે કરવાની તેની ફરજ છે. નહીં કે, ગમે તેવી રેઢિયાળ કે કંગાળ જોગવાઈ-ના-જોગવાઈ છતાં, દેશનાં બાળકોને, દંડની બીકે, આજની ના-કામકાજી શાળામાં ખેંચી લાવવાં, એ તેનો અર્થ છે. માબાપોને

પોતાના બાળકને કેવી કેળવણી આપવી તે પસંદ કરવાનો હક છે; તેમાં ખરાબ કે ખોટી કેળવણી હોય તો તો તે ત્યજવાનો પણ તેમનો હક આવી જાય છે. તેમાં જબરદસ્તીથી નહીં પણ કેળવણીની ખરાબી કે ખોટાપણાની ઊણપ દૂર કરવા દ્વારા જ કામ લેવું જોઈએ.

એટલે સરકારને મારી વિનંતી છે કે, તેઓ પહેલા અર્થમાં કામ લે તો તેમનેય લાભ છે. અને 'ફરજિયાત'ના 'જોરજબરી' એવા બીજા અનિષ્ટ અર્થને માનીને દંડનું શસ્ત્ર શિક્ષણમાં ઉતારીએ, તો તેમાં બીજાં અનિષ્ટ દાખલ થાય છે, એ અનુભવ ભૂલવો ન જોઈએ.

૮

પાયાની કેળવણી દાખલ કરવામાં, 'અનુબંધ' નામે ઓળખાવાતી પદ્ધતિએ અમુક અડચણ ઊભી કરી છે, એમ કહું તો કદાચ કેટલાકને નવાઈ લાગશે. છતાં તેમ મેં થોડા વખત પર એક જગ્યાએ જાહેર વિચાર રજૂ કર્યો તેથી કોઈને દુઃખ લાગ્યું હોય તો ક્ષમા ચાહું છું. પાયાની કેળવણી ખરેખર શો સુધારો ચાહે છે તે સ્પષ્ટ કરવાની આજે ખૂબ જરૂર જણાય છે.

પાયાની કેળવણી માગે છે કે —

૧. અંગ્રેજી માધ્યમ ઉપરથી દબાણ કરે છે, તે માટે તેને દૂર કરવા સક્રિય પગલાં ભરો.

૨. પ્રાથમિક ૭-૮ વરસની કેળવણીમાં સ્વભાષા અને હિંદી આંતરભાષાને સ્થાન ઘટે; અંગ્રેજી અત્યારે ત્યાં છે તેને પાછળ કરી ૮ મા ધોરણથી યથેચ્છ શીખવો.

૩. દેશના લોકમાનસને જાતમહેનતુ અને ઉદ્યમી કર્યા વગર ઉદ્યોગીકરણ શકય નથી. માટે તેને યોગ્ય ટેવો કેળવવા સારુ પાયાના શિક્ષણક્રમમાં ઉપજાઉ હાથ-ઉદ્યોગ દાખલ કરો. તેમાંથી જે ઉત્પન્ન થાય તે વિદ્યાર્થીનાં માબાપો, એટલે કે, લોકો હોંશે ખરીદે અને વાપરે, તો તેમાંથી આર્થિક લાભ પણ અનેક જાગશે. અને,

૪. ભણતરમાં જે વિષયો શીખવો તે, નવા ઉદય થતા રાષ્ટ્રજીવનના અનુબંધમાં અને તેને સમજવામાં મદદ થાય, એવા યોજો. છેવટે જોતાં, અભ્યાસક્રમનો ઉદ્દેશ વિદ્યાર્થીની સમજ અને તેને જોરે તેની કાર્યશકિત અને ચારિત્ર્ય ઘડાય, એ છે. તે તો જ બને કે જે શીખવીએ તે વિદ્યાર્થીના અભ્યાસ, અનુભવ અને પ્રયત્નની જોડે વણાતું જાય અને પરસ્પર મદદ કરે. શીખવાનું મળે તેથી તેના જીવનમાં સમજ અને સુશિષ્ટતાની સમૃદ્ધિ વધતી જાય; અને જે જીવન એ ગુજારતો હોય તેમાં તે સમજપૂર્વક અનુસંધાન કરી શકે એને માટે જરૂરી એવું જોવાનું, જાણવાનું, કરવાનું તથા શીખવાનું, નિહાળવાનું મળે.

ધીમે ધીમે છતાં મક્કમ ડગલે આપણા દેશના પ્રાથમિક શિક્ષણે આ તરફ પ્રયાણ કરવાનું છે. એટલું કરવાથી એવું વાતાવરણ પેદા થવા લાગશે કે જેથી દેશના લોકજીવનનો અનુબંધ સાધવાના રસ્તા ઊઘડશે અને બંધાવા લાગશે. એને જોરે શિક્ષણની પદ્ધતિ પણ પોતાનું રૂપ પકડતી જશે.

૯

વડોદરા જિલ્લા સંઘ આપણા દેશ આગળ આવેલા આ મહાન રચનાકાર્યને અમલી બનાવવામાં આગેવાની-ભર્યો ભાગ ભજવશે એવી આશા રાખું છું. તેમાં પહેલી વસ્તુ તરફ ધ્યાન ખેંચવું જરૂરી માનું છું અને તે એ કે, વડોદરા યુનિવર્સિટીએ પોતાના શિક્ષણના માધ્યમ વિષે સત્વર પ્રયાણ શરૂ કરવું જોઈએ.

આ વિષયમાં છાપાં ખબર આપે છે તે જો ખરી હોય કે, હિંદીને તે અપનાવા ચાહે છે, તો તે અંગે એક બાબત ધ્યાન રાખવાની જરૂર છે. થોડાં વરસ ઉપર આવો વિચાર કેટલાક ધરાવતા હતા. પણ ગયાં પાંચ વરસમાં તે રદ થતો ગયો છે, અને દેશમાં સર્વત્ર રાષ્ટ્રની સ્વભાષાઓ જ માધ્યમ ઘટે, એ વિચાર સ્થિર થયો છે. મુંબઈ સરકારે તે વખતે હિંદીના એ વિચારથી પ્રેરાઈને તે માધ્યમવાળી ખાસ વિદ્યાપીઠ રચી; પરંતુ તેનું કામ શરૂ થતાં તરત જણાયું કે, એ બને એવું નથી. તેથી તેના કાયદાની તે કલમનો અમલ જારી કરવાની કાનૂની જાહેરાત જ કરવામાં નથી આવી! આ ઉપરથી ધડો લેવાનો છે તે ઉઘાડો છે. આશા છે કે, વડોદરાનો શિક્ષકગણ તથા વિદ્યાર્થીગણ એમાં પાછો નહીં પડે.

૧૦

પ્રાથમિક શિક્ષકના દરજ્જા અંગે મારો ચોક્કસ મત બંધાતો જાય છે કે, એ સવાલ દેશની પ્રાથમિક

કેળવણીને રાષ્ટ્રજનો કેવો દરજ્જો અને માન આપીને, દેશની શિક્ષણ-પુનર્ઘટના કરે છે, એના પર મુખ્યત્વે અવલંબે છે. આથી હું કહેતો આવ્યો છું છે, અંગ્રેજીને આધારે જો શિક્ષણના દરજ્જાનો ગજ હજી ચાલુ રહેશે, તો તે રીતે માપતાં વધારે ઊતરતાનો જ દરજ્જો લોકમાં રહેશે; અને તો પ્રાથમિક શિક્ષણને વેઠવું જ પડશે.

એટલે, આપને હું નમ્રભાવે જણાવવા માગું છું કે, પાયાની કેળવણી વગર રાષ્ટ્ર હવે ટટાર ન થઈ શકે, તેની લોકશાહી સમાજરચના બની નહીં શકે, એ દર્શન દેશને થાય તેની સાથે, આપોઆપ તે અતિ કીમતી રાષ્ટ્રીય સેવાકાર્ય કરનાર વર્ગનો દરજ્જો સુધરશે. તે દરજ્જા પ્રમાણે તે કામ અંગેના ખાતાશાહી નિયમો, પગારપદ્ધતિ, તાલીમવ્યવસ્થા પણ થવાં જોઈશે.

શિક્ષકના દરજ્જા વિષેની આ ચર્ચાનો સમારોપ કરતાં એક બાબત છેવટમાં કહું, કે જે સમગ્ર શિક્ષણને માટે પણ સાચી છે. જેમ ન્યાયવ્યવસ્થા સરકારી કામ હોવા છતાં, સરકારી કારોબારીથી સ્વતંત્ર હોય છે, તેને જ મળતી સ્વતંત્રતા કારોબારીએ શિક્ષણવ્યવસ્થાને માટે પણ ચાલુ કરવી જોઈશે. જૂના રાજ્યનો એક હવે ત્યાજ્ય એવો વિચાર હજી જો ચાલુ રહે તો ઠીક નથી કે, જે નાણાં ખર્ચે તે એના પર અધિકાર અને વર્ચસ પણ ધરાવશે. ગ્રાન્ટમાં અપાતાં નાણાં સરકારી છે એનો અર્થ કે તે પ્રજાનાં છે. યોગ્યતાપૂર્વક તે જ્યાં ઘટે ત્યાં પહોંચતાં કરનારું સરકારી તંત્ર જરૂર હશે. પણ તેથી તે તંત્રના સેવકો એમ ન માને કે, એ અમે મદદ આપીએ છીએ. આ એક મોટો સુધારો સરકારી ખાતાંઓની વૃત્તિ કે દૃષ્ટિનો છે. ધીમે ધીમે તે આપણા સરકારી નોકરતંત્રમાં ઊતરવો જોઈએ. નહીં તો શિક્ષણના વિકાસ માટે પ્રયોગ કરવાની મોકળાશની હવા જોઈએ તે જ નહીં મળે, અને તો તેનો આત્મા ગૂંગળાય એ ઉઘાડું છે. આ વસ્તુ હું આપણા દેશના આખા શિક્ષણતંત્રને ધ્યાનમાં લઈને કહું છું. એમાંથી કશી ગેરસમજ ન થાય તે માટે આ ચોખવટ કરું છું.

તા. ૨૦-૧૧-'૫૮ મગનભાઈ દેસાઈ

# સ્વામીજી હારી ગયા!

"અરે સિંહ, અરે ચિત્તા, તમે લોકો બહુ જ ખરાબ છો! નિર્દોષ હરણ, ગાય, બકરી વગેરેને મારવાં અને ખાવાં એ જ તમારો ધંધો થઈ પડ્યો છે. આ પાપકૃત્યને તમે કેમ છોડી દેતાં નથી? અમને માણસોને તો જરા જુઓ, અમારું જીવન કેટલું ઉચ્ચ છે! તમે પણ અમારી માફક રહેવાનો પ્રયત્ન કરો." વનમાં રહેવા ગયેલા એક સ્વામીજીએ ત્યાંનાં પશુઓને આ પ્રમાણે ઉપદેશ આપવા માંડ્યો.

સ્વામીજીનાં વચન સાંભળીને શિયાળે સિંહને કહ્યું: "હું સ્વામીજીથી તોબા પોકારી ગયો છું! મને તો એમ લાગે છે કે, તમે આજે એનો શિકાર કરીને એની વાતનો નિકાલ લાવો તો સારું."

"એને ખાઈ જવાથી આપણું પેટ ઓછું કંઈ ભરાવાનું છે? ઊલટું એની લાંબી લાંબી જટાનાં જાળાં આપણા પેટમાં જ્યાં ત્યાં ભેરવાઈ જઈને આપણને હેરાન કરશે. એની સાથે ચર્ચા કરીને જ એને ચૂપ કરી દેવો જોઈએ." સિંહે શિયાળને સમજાવ્યું.

પછી ચિત્તાને લઈને એ બંને જણ સ્વામીજી પાસે ગયાં. ચિત્તાએ કહ્યું: "મહારાજ, માણસોમાંથી પણ કેટલાય લોકો મરઘાં બકરાં મારીને ખાય છે; તો પછી તમે અમારી નિંદા શા માટે કરો છો?"

"તારી વાત બરોબર છે," સિંહે ચિત્તાને પ્રોત્સાહન આપતાં કહ્યું.

"હે મારાં બચ્ચાં, સાંભળો," સ્વામીજી કહેવા લાગ્યા, "હું એ વાત બરોબર સમજું છું. પરંતુ માણસો અને તમારા લોકો વચ્ચે માંસ ખાવામાં ખૂબ જ ફેર છે. માણસ તમારી માફક કાચું માંસ ખાતાં નથી; પરંતુ એને સારી રીતે રાંધીને ખાય છે. તમારી રીત તો સાવ જંગલી છે!"

"તમારી આ દલીલ દમ વિનાની છે!" સિંહે કહ્યું.

"શી રીતે?" સ્વામીજીએ પૂછ્યું.

"ભાઈ શિયાળ, તું જ એને સમજાવ," સિંહે શિયાળને હુકમ કર્યો.

"કેમ સ્વામીજી," શિયાળે કહેવા માંડ્યું, "આ નાની શી વાત પણ તમારા સમજવામાં આવતી નથી? ભારે નવાઈ પામવા જેવું કહેવાય! તમે તો મોટા પંડિત છો; હું તો જંગલી જાનવર છું! સિંહ, વાઘ, ચિત્તા વગેરેને ઈશ્વરે કાચું માંસ હજમ કરવાની શક્તિ આપી છે. માણસોને એવી શક્તિ આપી નથી. આ વાત તો ગળે ઊતરે છે કે નહીં? હવે બોલો, તમારે વધારે શું કહેવું છે?"

"તમારી વાત બરોબર તો છે. એટલે જ માણસો જ્યારે માંસ ખાય છે, ત્યારે સારી રીતે રાંધીને ખાય છે," સ્વામીજીએ કહ્યું.

"પરંતુ સ્વામીજી," શિયાળે કહ્યું, "તમે લોકો કુદરતની વિરુદ્ધ કામ કરો છો. આમ કરવું એ પાપ છે. ભગવાને તમારા લોકો માટે ખોરાક નક્કી કરી રાખ્યો છે; પરંતુ તમે લોકો એની વિરુદ્ધ જઈને બીજી ચીજો પણ ઝાપટવાની ઇચ્છા રાખો છો. અગ્નિ અને પાણીની મદદથી માંસ વગેરેને મુલાયમ બનાવીને તમે ખાયા કરો છો. સિંહ, વાઘ વગેરે પ્રાણી એવું પાપ કદી કરતાં નથી. એમને માટે ભગવાને એવો નિયમ જ કરેલો છે કે, તેમણે બીજાં જાનવરોને મારીને પોતાનો નિર્વાહ ચલાવવો. એવી પાચન-શક્તિ પણ તેમને આપવામાં આવી છે." શિયાળે લાંબુંલચક ભાષણ ઠોક્યું.

સ્વામીજી કહે: "તું તો મરેલાં જાનવરોને ખાય છો. તેથી તું બહુ તુચ્છ પશુ છે. પરંતુ ચતુરાઈથી વાત કરતાં તને બહુ સરસ રીતે આવડે છે! ખરેખર, તારું જીવતર બહુ જ હેય છે!"

"ધન્ય છે સ્વામીજી! બિચારા બકરાની જીવતાં જ કતલ કરીને તમારી જાતિના લોકો ખાઈ જાય છે. પરંતુ અમે તો જ્યારે જાનવર મરી જાય છે અને સડવા લાગે છે ત્યારે એને ખાઈએ છીએ. હવે તમે જ બતાવો, પાપ તમે લોકો કરો છો કે અમે?" શિયાળે પૂછ્યું.

સ્વામીજી માથું ખંજવાળવા લાગ્યા. તે કશો જવાબ આપી શકયા નહીં!

"કેમ, શા વિચારમાં પડી ગયા, સ્વામીજી?" સિંહે પૂછ્યું, "જુઓ, હવે વધારે વખત અહીં થોભવું તમારે માટે ખતરનાક છે. આ ચિત્તાની ભૂખ વધી રહી છે." સિંહે જોયું કે ચિત્તાની જીભમાંથી લાળ ટપકી રહી છે.

સ્વામીજીએ પણ ત્યાંથી ગચ્છન્તી કરવામાં જ પોતાની સલામતી માની.

**ચક્રવર્તી રાજગોપાલાચાર્ય**

અનુ૦ મુ૦ ક૦

# નવું વાચન

**મીઠા જળનાં મીન :** લે૦ વિઠ્ઠલ પંડ્યા; પ્રકા૦ પ્રદીપ પ્રકાશન, મુંબઈ-૩; કિં૦ ૬.૫૦; પૃ૦ ૩૬૪.

મુંબઈના જીવનમાં મધ્યમવર્ગી જુવાનિયાંની આ વાર્તા છે. કૉલેજિયનોની 'મિક્સ્ડ' પિકનિકથી વાર્તા શરૂ થાય છે. દૂર જંગલમાં ચોમાસાની ઋતુમાં પિકનિક કરવા જાઓ, યુવાનો અને યુવતીઓ કછોટા મારી આમલી-પીપળી રમવા ઝાડે ચડે, અધવચ વરસાદ પડતાં બધાંને પાસેના મંદિરમાં નાસી જવું પડે, એ વખતે ઝાડ ઉપર રમતના રસમાં દૂરની જગાએ ચડી ગયેલ એકાદ યુવાન અને યુવતી બધાંની સાથે ઝટ નીચે ન ઊતરી રહે, એમાં નવાઈ શી? તેમાંયે પેલી યુવતી હવે એકલી ત્યાંથી ઊતરવા અશક્ત હોય, તો પછી પેલા યુવાને તેને મદદ કરીને પણ નીચે ઉતારવી જ પડે. . . .

આટલું થાય, અને એ બે યુવક-યુવતી (ઉમેશ – મીનાક્ષી) વચ્ચે પ્રેમ ન થાય એ પણ કેમ બને? વળી ઉમેશને રંજના નામની પ્રેયસી પહેલેથી જ હતી. પણ આ પિકનિક વખતે એક ઘટા પાછળ તેને બીજા યુવાન સાથે ઉમેશે એકાંતમાં જોઈ; એટલે તો એ જગાએથી ઊલળેલા ઉમેશના હૃદયને બીજા (મીનાક્ષીના) હૃદય ઉપર ચોંટી જતાં વાર કેટલી?

પછી, પેલી યુવતી મીનાક્ષીનો વિધુર બાપ, મોટી ઉંમરે નવી વહુ મેળવવા, મીનાક્ષીને એ નવી વહુના વિધુર મામા સાથે પરણાવવાનો કડદો — સાટું કરે, તો પછી મીનાક્ષીને એ અણગમતા લગ્નમાંથી બચવા, પેલા યુવાન ઉમેશનો જ આશરો લેવો ન પડે?

પરિણામે એ બંને જણ છૂપી રીતે પરણી જાય છે. પરંતુ પરણ્યાં એટલે પૈસા મળી ગયા? ના; તો પછી એ પૈસાના અભાવની ખટપટમાંથી વાતને આગળ વધવાના કેટલા બધા છેડા મળે? ઉમેશને ગરીબાઈમાંથી બચવા ગમે તે ઉપાયો લેવા પડે — બનાવટી નોટો છાપનારાની ટોળીમાં સુધ્ધાં ભળવું પડે. ત્યારે બીજી બાજુ, દૂર દૂરની ડુંગરી જેવી જગાએ એકાદ હજામની ચાલીમાં રહેતાં મીનાક્ષીને પણ ઓછાં જોખમો ખેડવાં પડે? અને તેમાંય પાછી ઉમેશે તરછોડેલી પેલી રંજના પણ અવળો ભાગ ભજવે; એટલે છેવટે ઉમેશ અને મીનાક્ષી વચ્ચે અવિશ્વાસ, અણબનાવ, મીનાક્ષીનું રેલવેના પાટા ઉપર આપઘાત કરવા જવું, વગેરે બનાવોની પરંપરા આવે જ.

પણ એટલું કહેવું જોઈએ કે, વાર્તાના લેખક પોતે ઉપાડેલી વાર્તાને વફાદાર રહ્યા છે. વાર્તા પોતાની આવશ્યકતા અનુસાર બરાબર આગળ વહે છે. આ વાર્તાની 'સફળતા' જો કહીએ, તો એમાં છે.

બીજું કાંઈ નહિ, તોપણ મીનાક્ષી જેવી કૉલેજિયન ગુજરાતણ પોતાના પતિને જીવનસંગ્રામમાં કેવી સુંવાળી તેમ જ દૃઢ ઓથ આપે છે, અને છેવટ સુધી પતિને સ્નેહ આપવામાં જ કૃતાર્થતા અનુભવે છે, એ ચિત્ર ખરેખર સુરમ્ય છે અને વાસ્તવિકપણે ગુજરાતી છે. ગુજરાત — ખરી રીતે ગરીબ ગુજરાત — એવી ગરવી ગુજરાતણોનાં સ્વાર્થત્યાગ, સ્નેહ, બલિદાન અને મધુરતાથી જ ગૌરવવંતો બન્યો છે. અત્યારે જ્યારે વાર્તાઓમાં એ ગુજરાતણને ગરવી મટાડી માત્ર અપ્સરા બનાવી દેવાની જ પ્રવૃત્તિ ચાલે છે, ત્યારે લેખક જાણ્યે અજાણ્યે એ ગુજરાતણના ખરા રૂપને નિરૂપી શક્યા છે, એ બદલ એમને ધન્યવાદ.

'વાચક'

**પડઘા ડૂબી ગયા . . . :** લે૦ ચંદ્રકાન્ત બક્ષી; પ્રકા૦ સ્વાતિ પ્રકાશન, મુંબઈ; કિં૦ ૪.૦૦; પૃ૦ ૨૨૭.

'અસ્તિત્વવાદી' કળાની આ 'નવી' વાર્તા છે. શહેર નીચે ગટરો હોય છે; તેમાં સડેલો અને સડતો કચરો હોય છે; એ હકીકતની કોઈ ના ન પાડે. પણ દલીલ એવી છે કે, એ ગટરો જો 'છે', તો પછી તે 'સત્ય' છે. સાચી કળાએ એ સત્ય પાસે જઈ પહોંચવું જોઈએ: એ ગટરમાં તેણે પાંગરવું જોઈએ!

જેવું શહેરનું, તેવું માણસનું! માણસોનાં મનમાં પણ ઊંડે નક્કર સત્ય જેવી કામનાઓ, વાસનાઓ અને તૃષ્ણાઓની ગટરોનું જાળું છે. ગટરો ઉપર જ શહેર ઊભું થયું હોય છે, તેમ આ વાસનાઓના જાળા ઉપર જ 'માણસ' કહેવાતી ઇમારત પણ ઊભી થઈ હોય છે. કળાકારે ત્યાં જ પહોંચવું જોઈએ!

અને ખરે જ, શ્રી. શિવશંકર જોષી પ્રસ્તાવનામાં જેમને અસ્તિત્વવાદી કળાકાર તરીકે બિરદાવે છે, તેવા શ્રી. ચંદ્રકાન્ત બક્ષી મનુષ્યહૃદયની ગટરની ભૂમિકા ઉપર જ આ આખી વાર્તા લખે છે.

અલકા નામની પાટણની એક યુવતીનું લગ્ન મુંબઈની એક પેઢીમાં કામ કરતા રજની નામના યુવાન સાથે ગોઠવાય છે. તે રજનીના શેઠનો પુત્ર નવીન પાટણમાં અલકાને ફોટા પાડવા પોતાને મકાને બોલાવી જાય છે. અલકાની માએ એ નવીન માટે પોતાના ઘરમાં 'ઉઘાડાં બારણાં' રાખ્યાં હોય છે; એટલે અલકા પણ એ ઉઘાડા બારણામાંથી નવીનને ઘેર ગમે ત્યારે, ગમે તે કામે જઈ શકે છે. નવીન અલકાને લઈ જઈ મનગમતા પોઝમાં ગોઠવી ફોટા પાડ્યા કરે છે. અને પછી . . . એક પોઝમાં તેને ઊભી રાખ્યા બાદ, ફોટો પાડવાને બદલે આલિંગન કરી લે છે.

વાત એમ છે કે, રજની એક રસાયણની હેરફેર વખતે અકસ્માત સ્ફોટ થતાં પુરુષાતન-રહિત બની ગયેલો હોય છે. અને તેણે અલકા સાથેનું લગ્ન જાણી જોઈને નવીનના કહ્યાથી

જ ગોઠવેલું છે. નવીનને પોતાને પત્ની અને સંતાન છે. એટલે અલકા સાથેનો તેનો સંબંધ રજની મારફતે જ થઈ શકે તેમ હોય છે. રજની પોતાના શેઠના પુત્રને એ સગવડ કરી આપે છે. અલકાને નવીન સાથેના સંબંધથી હરામના હમેલ રહે છે અને મરેલું બાળક અવતરે છે.

અલકા છેવટે આ જાતના બેવડા જીવનથી કંટાળે છે; અને નાનપણના પોતાના ઓળખીતા પ્રકાશ નામના એક જુવાનની પાસે કલકત્તા દોડી જાય છે. પ્રકાશ અલકાના લગ્ન વખતે પાટણ આવ્યો હતો, તે વખતે તેણે અલકાને કહી રાખ્યું હોય છે કે, જ્યારે જરૂર પડે ત્યારે તું મારી પાસે દોડી આવજે.

પ્રકાશ પાટણનો વાણિયો છે. પણ કલકત્તામાં જઈ મુસલમાન દાણચોરો સાથે ભળીને 'યુસુફ' બની ગયો હોય છે; અને મુર્ગી મટન ખાય છે. અલકા મુંબઈથી નાસી-છૂટી અથડાતી-કુટાતી, કલકત્તામાં પ્રકાશનું ઘર શોધતી છેક રાતે પહોંચે છે. ત્યારે પ્રકાશ દારૂ પીને ટેં થઈ પોતાના ઓરડામાં પડેલો હોય છે. અલકાને આવેલી દેખી તરત તેને પણ એક પ્યાલી દારૂ પાઈ દે છે. પેલી પી પણ જાય છે. અલકા ભૂખી તથા થાકેલી હોય છે; પણ પ્રકાશની 'ભૂખ' જુદી હોય છે; તે પોતાની ભૂખ જ સંતોષી લે છે.

અલકા બીજે દિવસથી તેનું ઘર માંડીને રહે છે. ધીમે ધીમે પ્રકાશના ગેરકાયદે ધંધાઓથી તે પરિચિત થાય છે. અલકાને હવે 'ઠરીઠામ' થઈ ઘર માંડવાની ઇચ્છા થઈ હોય છે. એટલે તે પ્રકાશને આવા ખોટા ધંધા છોડી, કોઈ પ્રમાણિક આજીવિકા સ્વીકારવા વીનવે છે. પ્રકાશ કબૂલ પણ થાય છે — પણ લેખકને તો માણસ કરતાં પરિસ્થિતિને જ બળવાન બતાવવી છે; તથા તેમાંથી તેનો છૂટકો જ નથી એમ સાબિત કરવું છે. એટલે પ્રકાશ, 'એક જ વખત જઈ આવીને બધું સમેટી આવું' કહીને ઘેરથી નીકળે છે. અલકા તેને રોકી શકતી નથી.

ઉપર ઉપર શણ ભરેલી પણ નીચે નાઈલોન કાપડ છુપાવીને લાવતી પ્રકાશની હોડીમાં દુશ્મનનો માણસ આગ લગાડે છે; ત્યારે પ્રકાશને એ આગમાંથી તથા દુશ્મનના હાથમાંથી બચવા, લડતાં લડતાં પેલાને પોતાની સળગેલી શણની ગાંસડીઓમાં જ શેકી નાખવો પડે છે.

આવા ખૂનને અને દુશ્મનોને પોતાના માથા ઉપર લઈ પ્રકાશ હવે કલકત્તામાં રહી શકતો નથી. અલકાને લઈ તે આસામ તરફ બગીચાઓમાં સામાન્ય નોકરી કરવા ચાલ્યો જાય છે. અલકા પ્રકાશના સંતાનની માતા બનવાની થાય છે તે અરસામાં, બગીચાની નોકરી છૂટી જતાં, પ્રકાશ પાછો અલકાને લઈ કલકત્તા આવે છે. ત્યાં પ્રકાશના દુશ્મનો એક અંધારી રાતે તેના ઉપર ઍસિડ ભરેલો ગોળો ફોડે છે, અને પ્રકાશ આંધળો બને છે. અલકા એક પ્રસૂતિગૃહમાં પુત્રને જન્મ આપી પ્રકાશને મળ્યા વિના ઝૂરીને મરી જાય છે. અર્થાત્ પરિસ્થિતિનો વિજય થાય છે. — અલકા અને પ્રકાશને એકડેએકથી નવું જીવન શરૂ કરવાની સગવડ કે સ્વતંત્રતા આ દુનિયામાં મળી શકે તેમ નથી.

પરિસ્થિતિના પરિબળની આ યશોગાથા લેખકની અનોખી 'બહાદુર' શૈલીમાં રજૂ થાય છે. વર્ણનો વખતે જે ઉપમાઓ આપવી પડે, તે માંસ અને લોહીથી નીતરતી જ હોય છે તથા મુખ્યત્વે સ્ત્રીના શરીરને જ વળગેલી હોય છે. જેમ કે —

નવીને અલકાના ફોટા જુદા જુદા પોઝમાં લેવા માંડ્યા — ઉસ્તાદ શિકારી ઝપાટાબંધ અલગ અલગ નિશાનો ઉડાવે તેમ.

અલકા રજની સાથે પરણી ગઈ, તેથી પ્રકાશના દિલમાં બેચેની થઈ તે — કડક માંસ ચાવતાં દાંતમાં ભરાઈ જાય અને ખોતરી કાઢવાનું સાધન ન હોય, ત્યારે થાય તેના જેવી.

ઉનાળામાં દિવસે ચૌરંગી જેવો રંગીન (વિલાસી) રસ્તો પણ બની જાય — બંગાળી વિધવાના વાળના સિંદૂર વિનાના સૂકા સેંથા જેવો.

પલંગ પર બેઠેલી વેશ્યા લિપ-સ્ટિક લગાવેલ હોઠ ઉપર જીભ ફેરવે, તે જાણે — ઉંદર ખાઈ ગયા પછી લોહિયાળ હોઠો અને મુખ ઉપર જીભ ફેરવીને બગાસું ખાતી બિલ્લી!

વેશ્યાનું ગળું હાલતું હતું તે જાણે — તડકામાં ઘાયલ પડેલો કાચંડો હાલતો હોય તેવું!

પાસે ઊભેલી અલકા — એના ધડકતા શરીરમાંથી સ્ત્રીના સફેદ માંસની કાતીલ ખૂશબૂ તેના પ્રિયતમને આવવા લાગી.

ઠીક. પણ આ 'નવા' લેખકો જ્યારે કારમી ગરીબાઈનાં વર્ણન કરે, ત્યારે આડો આંક વાળી દે છે. એ વર્ણન કરવામાં તેમનો હેતુ 'કલા ખાતર કલાનો' હોય છે. તમારા દિલમાં એ ગરીબાઈનો ઉપાય કરવા કોઈ જાતની સહાનુભૂતિ કે પુરુષાર્થ પ્રગટાવવાનો હોવાને બદલે, કલાની રીતે ઘોર કારમા વર્ણનની બીભત્સતાની પરાકાષ્ઠા પામવાનો જ હોય છે.

માનવ જીવનની આ કરુણતા કે બીભત્સતાનો રાજકીય લાભ લેનારા સામ્યવાદીઓ તો અત્યાર સુધી હતા જ. હવે કળાકીય લાભ લેનારા અસ્તિત્વવાદીઓ આવી પુગ્યા છે. માંખોના અસ્તિત્વનું પ્રયોજન બતાવતાં કહેવાય છે કે, ગંદકી જ્યાં હોય તે દર્શાવી આપવાનું કામ તેઓ કરે છે. તેમ જ આ બધાઓ પણ ઔદ્યોગિક સંસ્કૃતિની ગંદકી ઉપર બેસી, તે ગંદકી ક્યાં છે તે દર્શાવી આપવા જેટલું કામ તો અવશ્ય કરે છે.

ઔદ્યોગિક સંસ્કૃતિએ ઊભા કરેલા આ બધા રોગ-શોક ખરે જ ગંભીર છે. માનવજાતિ કેટલો વખત તેમના તરફ દુર્લક્ષ કરી શકશે? સમાજવાદી કલ્યાણરાજ્ય એ હરગિજ તેનો ઉપાય નથી. કારણ કે તે પણ યંત્રોદ્યોગી સંસ્કૃતિ અને મોટાં શહેરોને પોષનાર–વધારનાર નીવડે છે. ખરો માર્ગ કદાચ ગાંધીજીએ ચીંધેલ હસ્તોદ્યોગ-મૂલક સર્વોદય-સંસ્કૃતિમાં જ રહેલો હશે.

'વાચક'

**અનંગરાગ :** લે૦ શિવકુમાર જોષી; પ્રકા૦ સ્વાતિ પ્રકાશન, મુંબઈ; કિં૦ ૯.૫૦; પૃ૦ ૪૯૫.

'અનંગરાગ' અર્થાત્ કામવૃત્તિ અને કામપ્રેરિત આકર્ષણ, એની આ વાર્તા છે. પૈસા હોય, યુવાન સુદૃઢ શરીર હોય, અને જૂના-પુરાણા નીતિનિયમોની મર્યાદાઓની બલા ન હોય, તો ઘરમાં એકલા જ્યારે રેડિયોમાં માત્ર ઠુમરી સાંભળીને વૃત્તિઓનું તોફાન જાગે, તો એક રાતમાં બબ્બે વેશ્યાઓના ઘરની મુલાકાત લઈને પણ કામ ચલાવી લેવાય. એને અંગે શ્રી. શિવકુમાર કલકત્તાની વેશ્યા-ગલીઓ અને નાઈટ-ક્લબોની ઝીણી ઝીણી વિગતોવાળી માહિતી ભરપટ્ટે પીરસે છે.

પરંતુ આ નવલકથામાં શ્રી. જોષીને જુદી વાત કહેવી છે. ઉદ્દંડ કામવૃત્તિને પરિતૃપ્ત કરવા પ્રેમલ જેવા યુવાન ગુજરાતી પુરુષે લગ્ન-બંધન સ્વીકાર્યા વિના બનતા સુધી કલકત્તાના બજારની વેશ્યાઓથી જ ચલાવી લેતાં શીખવું જોઈએ; અથવા ત્યાંના સમાજમાં ગૃહિણીઓ ગણાતી પણ સહેજ ચાતુરીથી સુલભ એવી સ્ત્રીઓને સકંજામાં લેવી જોઈએ. પણ . . . . . .

પણ સત્યાનાશ! અનુરાધા જેવી સ્ત્રીઓ પણ હોય છે, અને તેમના અનિમેષ જેવા પતિઓ પણ હોય છે, જેઓ આ અનગરાગની લીલાને માત્ર બગાડવા જ જાણે સરજાયાં છે. અને તેવી 'અતિ ઉત્તમ સુંદરી' અનુરાધા સાથે પણ કામબાણે પ્રેમલને વીંધાયા વિના ચાલતું નથી. અને એ ઘટના બની, એટલે મરી ગયા! દિવસોના દિવસો, મહિનાઓના મહિનાઓ, વરસોનાં વરસો, કેટલી બધી મહેનત, યાતના, ચાતુરી, અને ખર્ચનો રોળ વાળો, તો માંડ સિનેમાના અંધારા ઓરડામાં એકાદ નહીં જેવો સ્પર્શ મળી જાય; અથવા ૮૦૦–૯૦૦ માઈલની મોટર-મુસાફરી કેટલા બધા જોડીદારો સાથે ગોઠવો, તો એકાદ નાનારા એકાંતમાં ખભે હાથ મૂકવા જેવી તક મળી જાય. પણ તેથી શું વળ્યું? એ અનુરાધા પોતાના પતિ સાથે છૂટાછેડા લઈને તમારી સાથે પરણવા જ તમારે ઘેર ચાલી આવે, ત્યારે પરણવાના દિવસની રાહ જોયા વિના તે જ ઘડીએ તેની સાથે ગાંધર્વ-લગ્ન કરી દો. . . . . . તો શું? એ અનુરાધા તરત જ તમારા કામુક વર્તન પ્રત્યે ઘૃણા પામી, તમને પડતા મૂકી, મુંબઈ બાપને ઘેર ચાલી જાય, અને છેવટે આત્મહત્યા કરે.

અને આવી અનુરાધા જેવી સુંદર યુવતીઓ, જેઓને પોતાના ફિલસૂફ પતિથી સંતોષ નથી, અને છતાં પ્રેમલ જેવાના કેવળ પાશવિક અનંગરાગ પ્રત્યે તો ઘૃણા જ છે—

અને અનિમેષ જેવા પતિઓ, જેઓની પાસે અનુરાધા જેવી સુંદર યુવાન પત્નીઓ છે, અને એથી પણ વધુ લાયક સુમેધા જેવી સાળીઓ છે, છતાં જેઓ સ્ત્રીના શારીરિક સૌંદર્ય કરતાં આંતરિક — ગૂઢ — સૌંદર્યને ઝંખનારા હોય છે; — જેઓ સ્ત્રીના શરીરમાં તે ગૂઢ — આંતરિક — આધ્યાત્મિક સૌંદર્ય — અરે ખજુરાહોના કામશૃંગારના શિલ્પમાં પણ આધ્યાત્મિક ઐક્યનો ઉત્કટ આનંદ — જોઈ શકે છે, અને તેથી પોતાની પાસેથી નાસી ગયેલી અનુરાધા માટે પણ જેઓના મનમાં શ્રદ્ધા અને આશા છે —

આવાં માત્ર અનંગરાગથી પર સ્ત્રી-પુરુષોના ચિત્રણમાં શ્રી. શિવકુમાર જોષી અચ્છું સામર્થ્ય દાખવે છે. અને તે ચિત્રણને યોગ્ય સ્થળ-કાળ આપવા જે લંબાણ કરવામાં આવે છે, તે અનુચિત નથી લાગતું.

છતાં, છેવટે આ લાંબી સુઘડ વાર્તા, પોતાના જ વિષયની વ્યર્થતા સાબિત કરીને અટકે છે. અનંગરાગ ક્યાંય લઈ જતો નથી, એ ઉઘાડું છે: રસુલન જેવી વેશ્યાના ઘોલકામાં જીવનની ઇતિ જેને મુબારક લાગતી હોય, તેમને કંઈ કહેવાપણું હોય નહિ. પરંતુ, અનંગરાગ વગરના અનિમેષ અને સુમેધાના શુદ્ધ પ્રેમમાં પણ સામું યોગ્ય પાત્ર મળવા ન મળવા ઉપર જ મોટો આધાર રહે છે. એટલે એ પ્રેમની ઉદ્દામતા પણ ક્યાંય લઈ જતી નથી. અને અનુરાધા જેવી અનંગરાગ અને શુદ્ધ પ્રેમ વચ્ચે ઝોલાં ખાનારીના જીવનમાં તો આપઘાત અને યાતના સિવાય કાંઈ રહેતું જ નથી. એટલે છેવટે તથ્ય એટલું દેખાય છે કે, સ્ત્રી-પુરુષ વચ્ચે શારીરિક કે માનસિક કોઈ જાતના રાગ-પ્રેમની ઉદ્દામતાઓ છોડવામાં અને બીજી કોઈ રીતે સ્ત્રી-પુરુષનો સહવાસ કે સહચાર સાધવામાં જ ડહાપણ છે. અને એ રસ્તો કેટલીક જૂની સંસ્કૃતિઓએ ચીંધ્યો છે અને સંસ્થાબદ્ધ પણ કર્યો છે. તે રસ્તો તે લગ્નનો. શ્રીલેખા જેવી કેટલીય આર્ય ગૃહિણીઓ એ શુભ સંસ્થાથી શારીરિક, માનસિક અને આધ્યાત્મિક તૃપ્તિ કે પ્રગતિ સાધી શકે છે. એ શાંત સુભગ સંસ્કારમાં જ પેલા મહા-વંટોળોનું નિરાકરણ છે. એ વસ્તુવાળી સુંદર નવલકથાઓ પહેલાં કોઈ કોઈ જોવા મળતી ખરી. હાલમાં તો પેલા બે ઉદ્દામ છેડાઓનાં ઘમસાણની જ વિ-કથા જોવા મળે છે. એ

ધમસાણ ભલે આકર્ષક હોય, પણ છેવટે તર્પક નીવડતું નથી. જીવનની નિષ્ઠા તથા ઉન્નતિ એ ધમસાણમાંથી જેટલે અંશે દૂર રહેવાય, તેટલે અંશે જ સંભવિત દેખાય છે.

'વાચક'

**લખેશરી :** લે૦ સ્વ૦ ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા; પ્રકા૦ શ્રી હરિહર પુસ્તકાલય, સુરત; પૃ૦ ૨૬૦; કિં૦ ૪.૦૦.

મુંબઈ બંદર જ્યારે ખીલવા લાગ્યું હતું અને કાઠિયાવાડ વગેરે પ્રદેશોમાંથી માણસો ધંધા તથા લક્ષ્મીની શોધમાં મુંબઈ તરફ ખેંચાવા લાગ્યા હતા, તે વખતના સમયની આ સીધીસાદી સુંદર નવલકથા છે.

પરદેશી ગોરી કંપનીઓના મુકાદમો થઈને કે એજંટો થઈને તે વખતે વર્ષે રા લાખની આવકવાળા 'લખેશરી' થવું સહેલું હતું. એવા લખેશરીઓમાંના કેટલાક મુંબઈની અનીતિમાન મોજમજાઓ તથા સોનેરી ટોળીઓની મદદથી અનીતિના વ્યવહારો તરફ પણ સહેજે વળી જતા. એ વખતે કાઠિયાવાડનો એક જુવાન ગરીબ ઇંદુલાલ મુંબઈ આવે છે. તેની પાસે સારા શારીરિક આરોગ્યનું તથા નિર્મળ સબળ મનનું પૂરતું ભાથું છે. એ બે વસ્તુની મૂડીથી તે મુંબઈના ભ્રષ્ટ લખેશરીઓમાં કેવી રીતે પોતાનું સ્થાન ઊભું કરે છે તથા જમાવે છે, તેની રસિક વાર્તા શ્રી. રાયચુરા કહી જાય છે.

ગુણોની કસોટી પછી વિજય બતાવવો, એ વસ્તુ હમેશાં આકર્ષક તથા રોચક નીવડે છે, જો તેને એટલી સાદીસીધી રીતે નિરૂપ્યું હોય તો. શ્રી. રાયચુરા એ બાબતમાં ઠીક ઠીક ફાવ્યા છે. પ્રકાશકે આ ચોપડીઓને નવેસર પ્રસિદ્ધ કરવા માંડી છે, તે સારું કર્યું છે. પણ કિંમત કંઈક હળવી કરી શકયા હોત તો વધુ ઠીક થાત.

'વાચક'

**લક્ષ્મીનાં પગલાં :** લે૦ ધીરજબહેન પારેખ; પ્રકા૦ સ્મૃતિ સાહિત્ય મંદિર, ઊમરગોઠણ : વિરાર; કિં૦ ૪.૫૦; પૃ૦ ૨૭૨.

લેખિકાનો નવલકથા-લેખનનો આ પ્રથમ પ્રયાસ છે, એમ સૌએ જણાવ્યું છે; છતાં આ વાર્તા લખવા માટે કશું માફીપત્ર કોઈની આગળ કોઈએ નિવેદન કરવાની જરૂર નથી.

સુમિત્રા જેવી ભણેલી છતાં સુશીલ સ્ત્રીનો, જેવા મળે તેવા પતિ સાથેનો સંસાર, અને તેમાં આવતાં વિઘ્નો વગેરેનું સુંદર સુભગ નિરૂપણ લેખિકાને હાથે થયું છે. આગળ જતાં વાર્તા જરા અટવાય છે, પણ ક્યાંયે તે લક્ષ્યભ્રષ્ટ બનતી નથી.

માફીપત્ર તો આ વાર્તાના પ્રકાશકે રજૂ કરવાની જરૂર છે. આ ચોપડીને જેટલી ખરાબ કરાય તેટલી કરવાની જાણે તેમણે પ્રતિજ્ઞા જ લીધી હોય! એક પાનું અક્ષમ્ય છાપ-ભૂલો સિવાયનું નહિ. એક જગાએ તો, સુમિત્રા પોતાના પતિને ('શિવકુમાર' નામના વહાલસોયા ટૂંકા રૂપ) 'કુમાર' સંબોધનથી રોજની પેઠે સંબોધે છે, તેને બદલે છાપ્યું છે 'કુમારી' (પા. ૬૬). કેટલીય જગાએ આ છાપ-ભૂલો ગુજરાતી ભાષા શુદ્ધ રીતે લખવાની લેખિકાની શક્તિ બાબત જ શંકા ઉપજાવે. શ્રી. રામપ્રસાદ બક્ષીને પ્રસ્તાવનામાં લેખિકાને 'વાણીશુદ્ધિ' માટે આગ્રહ કરવો પડયો છે. પણ તે આગ્રહ પણ અશુદ્ધ વાણીમાં છાપ્યો છે. જેમ કે, 'અધર એટલે નીચલો હોઠ; એ એક જ હોય તેથી 'અધરો' એ બહુવચન અયોગ્ય છે.' પણ 'અધર'નું બહુવચન અધરો શી રીતે થાય એટલી ખબર શ્રી. બક્ષીને નથી, એવું આપણને પ્રકાશક કદાચ મનાવી બેસે ખરા!

નીચે કેટલીક ભૂલો (કૌંસમાં શું હોવું જોઈએ તે સાથે) બતાવી છે:— સાશ્ચર્યથી (સાશ્ચર્ય), કેટલું સારું થાત, ભણી હોત તો! (કેટલું સારું થાત ન ભણી હોત તો! પા. ૨૮); બહુ રીસાવા લાગો છો (બહુ રિસાળવા લાગો છો પા. ૩૫); આખી રાર (આખી રાત); સમજાવવા (સમાવવા પા. ૬૪); કાઢી જાય (કઢાઈ જાય પા. ૬૭); મેનેંજ આઈટીસ (રોગ!); સુમી થયું (સુમીને થયું); દૂર વાખનાર (દૂર રાખનાર પા. ૭૪); ચાહતી રમી (ચાહતી રહી પા. ૯૮); હીનાના અત્યારનો (હીનાના અત્તરનો પા. ૧૦૦); રાખી મૂકીને છોકરાને માટે (રાખી મૂકોને છોકરાને માટે પા. ૧૧૭).

વાર્તામાં જણાવ્યા પ્રમાણે અમૃતસરમાં તોફાનથી હિંદુને શા માટે ભાગવું પડે તે સમજાતું નથી. અમૃતસરમાંથી મુસલમાનોને ભાગવું પડયું હતું. લાહોરમાંથી હિંદુઓ ભાગે એમ કહે તો સમજાય.

પૂંઠા ઉપરના જૅકેટમાં લાલ શાહીથી સુમીનું મોં પાડયું છે, તેમાં ચાંલ્લો અને હોઠ (કે જે હોઠ વાર્તામાં લિપ-સ્ટિક વિના પણ બહુ લાલ દેખાતા વર્ણવ્યા છે) તેમાં કાળો રંગ પૂર્યો છે! એ રંગની લિપસ્ટિક હજુ કયાંય વપરાતી જાણી નથી.

'વાચક'

**પોથીમાંનાં રીંગણાં :** લે૦ હરિપ્રસાદ વ્યાસ; પ્રકા૦ ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત; પૃ૦ ૧૮૦; કિં૦ ૩.૮૮.

ગુજરાતીમાં કે ગુજરાતના જીવનમાં હાસ્ય કે હાસ્યવૃત્તિ છે? એ સવાલ લેખક પૂછે છે. અને કહે છે કે, 'વડીલો અને મુરબ્બીઓની આમન્યા'ના બોજાના ભાર હેઠળ તે દબાઈ ગઈ છે. તેથી એ આમન્યાને તોડી આપવા દ્વારા લેખકને હાસ્યગંગાને મુક્ત કરવાના કેટલાક પ્રસંગો મળી આવે છે.

બીજું, લેખક એમ કહે છે કે, આજના જીવનમાં સગવડો કરતાં અગવડો, અને સફળતા કરતાં નિષ્ફળતા એટલાં બધાં વધી ગયાં છે કે, 'મોટા ભાગનું હાસ્ય આખરે તો કરુણા ઉપર જ' રચી શકાય.

આમ આમન્યા-ભંગ કે બીજાની મુશ્કેલીની કરુણતા—એમાંથી હાસ્ય ઉપજાવવાનો પ્રકાર યોગ્ય કહી શકાય કે નહિ, એ મતભેદ કે સુરુચિભેદનો સવાલ છે. એ ચર્ચામાં ન પડીએ તોપણ આ પ્રકારના ગ્રંથસ્થ હાસ્ય-ટીખળથી કદાચ કોઈ કોઈ દાખલામાં બીજાનાં રજા, રેશન કે સમય બગાડનાર ચોટણ કે ગળેપડુ ઓળખીતા, સગા, મહેમાન કે પડોશી પોતાને માથે એ પાઘડી ગોઠવી લઈને સુધરે તો સારું, એમ કહેવું પડે. ટેલિફોન ઘરમાં હોય તો ટેલિફોન કરી નામ-નંબર ન કહેનારાઓ તરફથી કે પાડોશીઓ તરફથી જે હેરાનગતિ થાય છે, તે પણ એ જાતનું ચાબખારૂપ હાસ્ય કહેવાય. સ્ત્રીઓની કેટલીક ટેવો-કુટેવો કે તેમના વડે 'ટોચાયેલા' પતિ-મરઘડાઓની વૃત્તિઓ એ પણ હાસ્યના ચાબખાને પાત્ર એવો પ્રકાર છે. કેટલાક મારવાડી જેવા ખોટા કરકસરિયાઓની કુટેવો સુધારવા જે યુક્તિઓ કરાય, ખોટા ચોટણ મહેમાનોને પજવવા કે ટાળવા જે યુક્તિઓ કરાય, એ પણ અયોગ્ય પ્રકાર નથી લાગતો. ગાડીની ભીડ વખતે પોતાની સાથેનાં સ્ત્રી-પુત્રને પણ જગા મળી કે નહિ તે જોવા ન રહી ગાડીમાં ફાવે તેમ ઘૂસી જનાર, કે ઉતાવળમાં કઈ ગાડીમાં બેઠા તે પણ ન જોનાર લોકોની ફજેતી પણ બરાબર છે. લગ્ન-મરણના વ્યવહારો પણ ઉચિત હાસ્ય-વસ્તુ પૂરું પાડે છે.

આમ હાસ્ય-સાહિત્ય સમાજની કેટલીક કુટેવો કે અઘટિત વ્યાપારોની સામે 'હસી પડીને' કે હસાવીને યોગ્ય ટીકા કરી શકે — જે ડંખ્યા વિના કદાચ બરાબર નિશાને પહોંચે પણ ખરી.

શ્રી. વ્યાસ એ બાબતમાં હવે હથોટી મેળવી શક્યા છે. અને ગુજરાતના અનેકવિધ જીવનમાં પોતાની કલમ ખોસી, યોગ્ય સ્થળે, સુરુચિનો ભંગ ન થાય તે રીતે હાસ્ય ઊભું કરીને લોકોનું ધ્યાન ખેંચશે, એવી આશા રાખીએ. તેવા કોઈ પ્રયોજન વિનાનું સહેલું હાસ્ય નકામું જ નીવડે અને અને લોકોમાં ખોટી ટીખળવૃત્તિ ઊભી કરે, એ ભયસ્થાન અલબત્ત ટાળવું જોઈએ.

**'વાચક'**

**ડૉ. અનુપમ :** લે૦ રાયદા; પ્રકા૦ રાયદા પ્રકાશન, મુંબઈ–૧; કિં૦ ૫.૫૦; પૃ૦ ૩૩૭.

ઘણાં વર્ષો પહેલાં 'બે ઘડી મોજ' સાપ્તાહિકમાં ચાલુ વાર્તા તરીકે રજૂ થયેલી આ વાત હવે પુસ્તક રૂપે બહાર પડે છે. ટૂંકાં ટૂંકાં વાક્યોના પાનાં ભરીને સંવાદો, કે જેમાં વાર્તા જરા પણ ખસતી ન હોય અથવા પાત્રોની જરા પણ વધુ ઓળખ ન થતી હોય, તે આજના વાચકોને ભાગ્યે રોચક નીવડે. પહેલાં જ્યારે તત્સમ કે તદ્ભવ તમામ શબ્દોની જોડણીની અરાજકતા હતી, ત્યારે ફાવે તેમ જોડણી કરેલી, તે જ હવે અત્યારે પણ કાયમ રાખવી, એ તો પુસ્તકની કક્ષાને નાહક હાનિ પહોંચાડે.

વાર્તાનું વસ્તુ પણ અત્યારના વાચકને ભાગ્યે આકર્ષક લાગે જોકે, શ્રી. રાયદાનો પ્રશંસક વાચકવર્ગ આજે પણ હશે અને કદાચ છે જ — જેથી તેમની મોટી દળદાર ચોપડીઓ નવી તેમ જ જૂની પ્રસિદ્ધ થવા લાગી છે. તે વખતે તે ચોપડીઓ નવા વાચકવર્ગને પણ રોચક થઈ પડે તે રીતે તેમનો ઘાટ નવેસર ઘડાય, તો નવા વાચકવર્ગમાંથી પણ શ્રી. રાયદાને પ્રશંસકોની ખોટ ન રહે.

**'વાચક'**

**ગણિતશાસ્ત્રનું અધ્યાપન :** લે૦ એન. એન. શુક્લ અને જી. પી. ભટ્ટ; પ્રકા૦ આચાર્ય બુક ડેપો, વડોદરા; પૃ૦ ૨૪૩; કિં. ૫.૦૦.

તાલીમ લેતા શિક્ષકોને અનુલક્ષીને આ પુસ્તક લખાયું છે. પુસ્તકનો બાહ્ય ઉઠાવ સુંદર છે. પણ પ્રૂફ-રીડિંગની ઘણી જ ભૂલો છે, તથા જોડણીની ભૂલો પણ એટલી જ છે.

અંકગણિતના શિક્ષણનો ભાગ ઉપરછલ્લી દૃષ્ટિએ લખાયો લાગે છે. તેનું કારણ કદાચ એ હોઈ શકે કે, અંકગણિતની મુખ્ય વિધિઓ પ્રાથમિક શાળામાં જ પતી જતી હોવાથી માધ્યમિક શિક્ષકોને માટે વિશેષ છણાવટ જરૂરી ન માની હોય.

ગણનાકાર્યમાં વેપારી પદ્ધતિ ઉપર લેખકોએ મૂકેલો ભાર વાસ્તવિક છે. પણ તે ગણતરીને લગતાં થોડાં ઉદાહરણ આપવાં જોઈતાં હતાં. શતમાન અને ટકા સંબંધી ચર્ચા કરતાં પા ૯૩ ઉપર લખ્યું છે —

"વેપારી પોતાનો નફો કે ખોટ દર ૧૦૦ રૂપિયા પર જ ગણે છે અને બતાવે છે. દા. ત. 'મને અમુક ધંધામાં કે સોદામાં ૧૦ ટકા નફો થયો અથવા તો પંદર ટકા ખોટ ગઈ.'"

પણ એક દાગીના ઉપરનાં નફાખોટને પણ વેપારી ટકા કહે છે. તેમ જ ૧ મણ, ૧ બોરી, કે ૧ દાગીનાનો જે ભાવ ચાલુ હોય, તે ભાવ કરતાં જેટલા રૂપિયા વધારે કે ઓછા હોય, તે પણ 'ટકા' તરીકે બોલાય છે.

બીજગણિતનું નિરૂપણ અંકગણિત કરતાં સારું છે. પણ ખૂબીની વાત એ છે કે, જે મુદ્દા ઉપર લેખક ભાર મૂકતા હોય, તે મુદ્દાની રજૂઆતમાં જ ભૂલો થઈ જાય છે. પ્રૂફ-રીડિંગના દોષને કારણે જ.

પા. ૧૧૭ ઉપર આમ છે—

'રમેશની ઉંમર ૫ વર્ષની છે. બે વર્ષ પછી તેની ઉંમર કેટલી થશે? (૫ વર્ષ + ૨ વર્ષ = ૭ વર્ષ) તેવી જ રીતે, રમેશની ઉંમર क વર્ષ પછી કેટલી થશે? ૫ + क વર્ષ વગેરે પણ સમજાવી શકાય.' ૫ સાદી સંખ્યા છે, क વર્ષ છે; એટલે ૫ + क વર્ષ ન લખાય, પરંતુ ૫ વર્ષ + क વર્ષ અગર તો (૫ + क) વર્ષ એમ હોવું ઘટે.

પા. ૧૧૮ ઉપર નીચેનો દાખલો છે—

'રમેશની માતાની ઉંમર ૨૮ વર્ષની છે. રમેશની ઉંમરના ત્રણ ગણામાં ૪ ઉમેરવાથી રમેશની માતાની ઉંમર મળે છે, તો રમેશની ઉંમર કેટલી?'

ઉપરનો દાખલો તેમ જ તેવા બિલકુલ અવ્યવહારુ દાખલા આપણાં બીજગણિતનાં પાઠ્યપુસ્તકોમાં પણ જોવા મળે છે. આવા દાખલાને બદલે વ્યવહારુ દાખલાને સ્થાન શા માટે ન આપવું? બીજગણિતના કૂટ પ્રશ્નોના દાખલાઓ પણ વ્યવહારમાંથી ઊભા કર્યા હોય, તો વિદ્યાર્થીને બીજ-ગણિતનું શિક્ષણ વ્યવહારમાં ઉપયોગી છે તેમ પણ લાગે.

પા. ૧૧૯ ઉપર કૂટ પ્રશ્નની ચર્ચામાં કૂટ પ્રશ્નનો કૂટ પ્રશ્ન બનાવી દીધો છે અને એ કૂટ પ્રશ્ન પા. ૧૨૧ ઉપરની નોંધ સુધી આગળ વધે છે.

પા. ૧૨૨ ઉપર નોંધ કરી છે—

"(૮) $\frac{૭(\text{क} - ૨) = ૫(\text{क} = ૩)}{૩૦}$ જેવી વિગત કદી ચલાવી ન લેવી, કારણ સમીકરણ એ એક પ્રકારનું હકીકતવર્ણન છે અને હકીકતવર્ણનને ૩૦ વડે શી રીતે ભાગી શકાય?"

લેખકની આ નોંધ યથાર્થ છે. પરંતુ સમીકરણમાં (क = ૩) મૂક્યા છે તે હકીકતનું શું?

કોઈક એવું પણ સમજે કે ૭ (क − ૨) = ૫ નું સમાધાન क = ૩ થી થતું હશે (જે થતું નથી.)

Directed numbersની સમજૂતી કેટલોક ગૂંચવાડો ઊભો કરે તેવી રીતે સમજાવેલ છે. આ પ્રકરણ વધારે સરળ બનાવવાની જરૂર છે.

Directed numbersના સરવાળા-બાદબાકીની સમજૂતીમાં એક માપપટ્ટીને બદલે બે માપપટ્ટી લઈને સમજાવવાનો પ્રયત્ન કર્યો હોત, તો તે વધારે સારી રીતે સમજાવી શકાત.

આખા પુસ્તકમાં ભૂમિતિનું નિરૂપણ વધારે સારી રીતે થયેલું છે. બીજા લખાણની સરખામણીમાં આ ભાગ વધારે વિશદ રીતે લખાયો છે.

અં० ગાં०

**કથા-દીપ :** લે० મુનિ ચંદ્રપ્રભસાગરજી; પ્રકા० જૈન આત્માનંદ સભા, ભાવનગર; કિં० રૂ. ૧.૫૦; પૃ० ૧૫૨.

જૈન મુનિશ્રી ચંદ્રપ્રભસાગરજીનું આ પુસ્તક આવકારપાત્ર છે. એમાં સંગૃહીત થયેલી ૨૩ લઘુકથાઓ આપણા જીવનને ઘડવામાં ઉપયોગી થાય એવી છે. એમાં મુનિશ્રીનું ઊંડું ચિંતન તેમ જ નિર્મળ દર્શન દૃષ્ટિએ પડ્યા વિના રહેતાં નથી. દરેક કથાની શરૂઆતમાં આપેલાં વિચારમૌક્તિકો પણ સુવિચાર-પ્રેરક છે. સૌને આ પુસ્તક ગમે એવું છે.

સુ० કે०

**ભવનું ભાતું :** લે० ઉપર મુજબ; પ્રકા० શ્રી જીવન-મણિ સદ્વાચન ટ્રસ્ટ, હઠીભાઈની વાડી, અમદાવાદ; કિં० સવા રૂપિયો; પૃ० ૧૪૦.

આ પુસ્તકમાં મુનિશ્રીની આત્મોન્નતિકર દશ બોધ-કથાઓનો સંગ્રહ કરવામાં આવ્યો છે. એકેએક કથા જીવનને વિકાસને માર્ગે દોરવાનું ભાતું આપે એવી છે. 'આતમની અગ્નિપરીક્ષા', 'ભવનું ભાતું', 'દિલની વાત', 'આત્મવિલોપન' જેવી કથાઓ ખાસ નોંધપાત્ર છે. આ પુસ્તક શિષ્ટ અને સંસ્કારી વાચન પૂરું પાડે છે.

સુ० કે०

**બાલકેળવણી અને મૉન્ટિસોરી પદ્ધતિ :** લે० પ્રકા० સોમાભાઈ કીશાભાઈ પટેલ. સંચાલક — કેળવણી કાર્યાલય, સુણાવ, આણંદ થઈને; કિં० સાત રૂપિયા; પૃ० ૪૧૧.

જાણીતા કેળવણીકાર શ્રી. સોમાભાઈનું આ દળદાર પુસ્તક બાળકેળવણી અને મૉન્ટિસોરી પદ્ધતિને સારી રીતે રજૂ કરે છે. એમાં એમનો અનુભવ-નિચોડ નજરે પડ્યા વિના રહેતો નથી. આખા પ્રશ્નની અભ્યાસપૂર્ણ વિચારણા નોંધપાત્ર છે. આજે બાળકેળવણીનો પ્રશ્ન ઘણા વિચારકો અને કેળવણીકારોને મૂંઝવી રહ્યો જ છે. પાયાની કેળવણીમાં એને શી રીતે ગોઠવવો એ પણ ઘણાને વિચારતા કરી મૂકે છે. લેખક આ વસ્તુને યોગ્ય રીતે રજૂ કરી શક્યા નથી એવો મારો નમ્ર અભિપ્રાય છે. પાયાની કેળવણીની યથાર્થતા સમજીને તથા આજના યુગમાં તેની મહત્તા વિચારીને બાળકેળવણીને ગોઠવવામાં આવે, તો પ્રજાને તે અવશ્ય આશીર્વાદરૂપ થઈ પડે.

સુ० કે०

**શાંતિદૂત :** લે० ભૂપેન્દ્ર વકીલ, કઠોર, સાયણ થઈને, જિ. સુરત; કિં० ચાર આના; પૃ० ૧૨.

ભારતના લાડીલા નેતા શ્રી. જવાહરલાલજીના જીવનમાંથી પ્રેરણા લઈને શ્રી. ભૂપેન્દ્ર વકીલે ૧૫ કાવ્યો રચ્યાં છે. એ કાવ્યોમાં જવાહરલાલજી શાંતિદૂત તરીકે જગતમાં કેવું

પ્રશસ્ય કાર્ય કરી રહ્યા છે અને જગત પર કેવો પ્રભાવ પાડી રહ્યા છે, એનું આલેખન કરવા લેખકે પ્રયત્ન કર્યો છે.

સુ૦ કૃ૦

**સર્વોદય વિજ્ઞાન:** સંપા૦ ભોગીલાલ ગાંધી; પ્રકા૦ ચેતન પ્રકાશન ગૃહ, રામજીમંદિર પોળ, વડોદરા; કિં સાડાત્રણ રૂપિયા; પૃ૦ ૩૩૬.

'વિશ્વમાનવ'ના સર્વોદય વિશેષ અંક વેળાએ અભ્યાસીઓએ લખેલા લેખોમાંથી પસંદગી કરીને સંપાદકે આ પુસ્તકને સંપાદિત કર્યું છે. સર્વોદયની વિચારસરણી સમજવા માટે આ પુસ્તક ઉપયોગી થાય એવું છે.

સુ૦ કૃ૦

**કચ્છના સંતો અને કવિઓ** (ભાગ પહેલો): પ્રયો૦-પ્રકા૦ દુલેરાય કારાણી; ચારિત્ર - રત્નાશ્રમ, સોનગઢ, સૌરાષ્ટ્ર; કિં૦ રૂ૦ ૬·૫૦; પૃ૦ ૬૫૨.

કચ્છના સંતો અને કવિઓનો પરિચય આપતું આ દળદાર પુસ્તક આવકાર્ય છે. પ્રયોજકે ખૂબ જહેમત ઉઠાવીને, ચારે તરફ વેરવિખેર અને છૂટીછવાઈ પડી રહેલી સાહિત્ય-સામગ્રીને એકઠી કરીને, કચ્છના સંતો અને કવિઓનો આપણને પરિચય કરાવ્યો છે. એ બદલ તેમને ધન્યવાદ ઘટે છે. કચ્છના સંતો-કવિઓની બાનીમાં પ્રાણવંત અને જોમદાર કૌવત નજરે પડે છે. આ પુસ્તક એનો સારો આસ્વાદ કરાવે એવું પણ છે.

સાહિત્યરસિકોને તેમ જ અન્ય અભ્યાસીઓને આ પુસ્તક ઉપયોગી થઈ પડશે.

સુ૦ કૃ૦

# बुनियादी दृष्टिकोण

हमारे सामने काफी तादादमें घरेलू सवाल हैं। वे सवाल काफी नाजुक हैं। उनका हमें सामना करना है। लेकिन जब हम उन घरेलू सवालों पर जरा भी गौर करेंगे, तो हमें काफी दूर तक सोचना पड़ेगा। जब तक हम अपने आपमें उन सवालोंकी तरह स्पष्ट नहीं होंगे, और हममें दृष्टिकोणकी स्पष्टता नहीं होगी, हमारा भ्रम दूर न होगा, जिसने दुनियाको दूषित कर रखा है। मैं नहीं कहता कि मुझमें विचारोंकी वह स्पष्टता, और इन बड़े-बड़े सवालोंके जवाब मौजूद हैं। विनम्र भावसे मैं सिर्फ इतना ही कह सकता हूँ कि मैं इन सवालों पर लगातार सोचता जरूर रहता हूँ। एक तरहसे मुझे उन लोगोंसे ईर्ष्या भी होती है, जिनके अपने निश्चित विचार हैं और जो मौजूदा समस्याओंकी गहराईमें जाकर विचार करनेकी जहमत नहीं उठाते। चाहे वह मजहबकी वजहसे हो, या विचारधाराकी वजहसे, वे उन दिमागी संघर्षोंसे कतई प्रभावित नहीं होते, जो बड़ी-बड़ी तब्दीलियोंके जमानेमें हमेशा होते रहते हैं।

२. यह सही है कि कुछ निश्चित खयाल या संतोष रखना काफी आरामदेह है, लेकिन यह न कोई अच्छी बात है, और न उसकी तारीफ ही की जा सकती है। उससे सिर्फ अस्थिरता और लगातार पतन ही पैदा होगा। आजकी बुनियादी बात यह है कि इन्सानकी जिन्दगीमें एक बड़ी तब्दीली हुई है। खुद अपनी जिन्दगीमें ही मैंने अजीब-अजीब तब्दीलियां देखी हैं, और मुझे पूरी उम्मीद है कि अगली पीढ़ीकी जिन्दगीमें तब्दीलियां इससे भी बड़ी होंगी, अगर इन्सानियत एटमी जंगसे पीड़ित या प्रताडित नहीं हुई।

३. भौतिक दुनिया पर इन्सानके दिमागकी लगातार फतह या उसके बारेमें उसकी पैठसे बढ़कर आजके जमानेमें कोई दूसरी उल्लेखनीय चीज नहीं और यह क्रम भयानक गतिसे लगातार जारी है। अब आदमीको काफी हद तक बाहरी माहौलका शिकार होनेकी जरूरत नहीं रह गई है। हालांकि बाहरी कुदरती हालात पर इतनी फतह हासिल कर ली गयी है, लेकिन, उसके साथ ही साथ, इन्सानमें समूचे रूपमें अपने आप पर काबू पाने और नैतिक तंतुओंकी कमीका एक अजीब नज्जारा दरपेश है। भौतिक दुनिया पर फतह हासिल करते हुए भी वह खुद अपने आप पर फतह पानेमें नाकामयाब है।

४. इस एटमी और अन्तरिक्ष युगका यही दुखद विरोधाभास है। अणुपरीक्षण लगातार जारी है,

